## આ અંકની સામગ્રી


| | | |
|---|---|---|
| નાગરિક ધર્મ | નિર્મળકુમાર ઓઝા | |
| મનુષ્યની લગામ | શ્રી માતાજી – અનુ: નટવરલાલ દવે | |
| કમળાબહેનનું રુદન | હજર પેટલીકર | |
| વિદ્યાવ્યાસંગી કુસુમબહેન | જશભાઈ વિ. પટેલ | |
| સમસ્ત પાટીદાર પરિષદ–૪ | ડાહ્યાભાઈ મનોરભાઈ પટેલ | |
| | મોહનભાઈ પટેલ | |
| | મંત્રી, પાટીદાર યુવક સંઘ, મુંબઈ | |
| નાને મોઢે મોટાંની વાતો | અલખ નિરંજન | |
| કુમાર ઉદ્યોગની કેળવણી | ચિમનભાઈ મૂ. અમીન | ૨ |
| વિમાનથી ખેતી! | અનુ: અંબાલાલ ભા. પટેલ | ૨ |
| પિતૃત્વનું ગૌરવ | શરદબાબુ | ૩ |
| વિચાર કરો | સંસારશાસ્ત્રી | ૩ |
| સમાચાર | ... ... ... | ૩ |
| પ્રસંગકથા | ... ... ... | ૩ |



વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૩ : પરદેશમાં શિલિંગ ૬

'પાટીદાર' કાર્યાલય – આણંદ

+ દર મહિનાની ૨૫મી તારીખે માસિક નિયમિત પ્રગટ થાય છે.

+ અંક ન મળ્યાની ફરિયાદ આખર તારીખ સુધીમાં જણાવવી હોય તો પહેલાં પોસ્ટમાં તપાસ કરવી.

+ કાર્તિક અને વૈશાખ, એમ બે વખતે વાર્ષિક ગ્રાહક નોંધાય છે. વચ્ચે ગ્રાહક થનારને શિલક હોય ત્યાં સુધી પાછલા અંક મોકલાય છે.

આ માસિક આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં શ્રી. આશાભાઈ ગોરધનભાઈ પટેલે ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ માટે છાપ્યું. તા. ૨૫-૧૦-'૪૭,

'સસ્તું સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ચાતુર્માસ માટે સસ્તું સાહિત્ય

સ્ત્રીઓ તથા બાળકોને સમજાય તેવા મોટા અક્ષરોમાં છપાયેલાં, ધર્મ અને નીતિનાં પુસ્તકો ઘરમાં વસાવો તેનાથી સારા સંસ્કાર પડે છે અને કુટુંબનો તેમજ સમાજનો પાયો મજબુત બને છે

| | |
|---|---|
| ભારતની દેવીઓ | ૯–૦ |
| આખ્યાનમાળા | ૬–૦ |
| તુકારામ ગાથા | ૬–૦ |
| સ્વર્ગનાં ૭ પુસ્તકોનો સેટ | ૧૪–૦ |
| વિવેકાનંદ ચરિત્ર | ૩–૦ |
| રામચંદ્ર દત્ત ને નાગ મહાશય | ૧–૦ |
| ચૈતન્ય મહાપ્રભુ | ૬–૮ |
| તુકારામ ચરિત્ર | ૦–૮ |
| વિવેકાનંદનો ઉપદેશ | ૧–૮ |
| સ્વામી રામતીર્થ | ૩–૦ |
| સ્વામી રામતીર્થના ઉપદેશો | ૨–૮ |
| આદર્શ ચરિત્રસંગ્રહ | ૦–૮ |
| મહાત્મા સૂરદાસ ચરિત્ર | ૦–૧૦ |
| પુરુષાર્થબોધિની ગીતા | ૧૧–૦ |
| ગીતાપોથી | ૦–૬ |
| ગીતાસાર | ૦–૪ |
| અષ્ટાવક્રગીતા | ૦–૮ |
| જ્ઞાનસત્રગીતા | ૧–૪ |
| એકાદશ ઉપનિષદો | ૨–૮ |
| બૃહદારણ્યક ઉપનિષદ | ૧–૮ |
| ૧૦૦ ઉપનિષદો | ૪–૦ |
| વિવેકચૂડામણિ | ૦–૧૨ |
| શતશ્લોકી ને બીજાં રત્નો | ૦–૧૨ |
| સ્તોત્રસંગ્રહ | ૧–૪ |
| સર્વવેદાંત સારસંગ્રહ | ૧–૪ |
| મહાવાક્ય રત્નાવલિ | ૦–૧૨ |
| ધમ્મપદ | ૧–૦ |
| વિદુરનીતિ | ૦–૧૨ |
| મોક્ષમાળા | ૧–૪ |
| ઉપદેશ સારસંગ્રહ | ૩–૧૨ |
| પ્રીતમદાસની વાણી | ૨–૮ |
| સ્વરૂપવિચાર | ૦–૧૦ |
| પ્રભુમય જીવનનું રહસ્ય | ૧–૦ |
| ગુલિસ્તાં | ૦–૮ |
| આગળ ધસો | ૦–૮ |
| ટૂંકી વાર્તાઓ ગ્રંથ ૧લો | ૨–૮ |

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, અમદાવાદ. : કાલબાદેવી રોડ, મુંબઈ-૨.

# પાટીદાર

જનસમાજને વિચારપ્રેરક વાચન પીરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

કાર્તિક સં. ૨૦૦૪ | ઑક્ટોબર-૪૭ | વર્ષ • ૨૫ અંક • ૧


## નાગરિક ધર્મ


નિર્મળકુમાર બોઝ


કલકત્તાના એક યા બીજા ખુણામાં રોજરોજ એકનો એક સવાલ ઊઠ્યા કરે છે : મુસલમાનોનો ભરોસો અમે કેવી રીતે કરીએ ? એક આખું વરસ જે કડવા અનુભવો અમને થયા છે તે પછી સુહરાવર્દી સાહેબનો ભરોસો કેમ થાય ? ગાંધીજી પોતાની પ્રાર્થના સભામાં એકઠા થતા તેમજ મુલાકાતે આવતા શ્રોતાઓને પરિસ્થિતિને આમ લાગણીવશ થઈને જોવામાંથી ઉગારી રાજકીય ડહાપણની દૃષ્ટિથી જોવાનું સમજાવવાની એકધારી કોશિશ કરે છે.

થોડા દિવસ પર વિદ્યાર્થીઓના એક સમુહને સંબોધીને તેમણે કહ્યું કે મુસ્લીમ લીગ પાકિસ્તાનની સ્થાપનાનો રાજકીય હેતુ પાર પાડવાને ખાતર લડત ચલાવતી હતી, એ તમારે યાદ રાખવું જોઈએ. બાકીનું હિંદ મુલકના ભાગલા પાડવાની વાતનો વિરોધ કરતું હતું. તેનો હેતુ હિંદની અખંડિતતા અકબંધ જાળવી રાખવાનો હતો. બ્રિટિશ સરકાર, કોંગ્રેસ, મુસ્લીમ લીગ અને શીખો, એ બધા પક્ષોએ પોતપોતાની લડત અથવા પ્રવૃત્તિ ગમે તે હેતુથી પ્રેરાઈને ચલાવી હશે પણ આખરે હિંદનાં મુલકના ભાગલા પાડવાની વાત સ્વીકારી છે. હવે પાકિસ્તાન સ્થાપવાનું ધ્યેય સિદ્ધ કર્યા પછી કાયદે આઝમ મહમદઅલી ઝીણા કહે છે કે પાકિસ્તાનમાં મુસલમાનો ને બધી લઘુમતી કોમોના માણસો સૌ સરખાં છે. કોંગ્રેસ પણ એવો જ દાવો રાખે છે.

દરેકે દરેક સભામાં શ્રોતાઓનું અથવા પોતાની મુલાકાતે આવનારા દરેક સમુહના લોકોનું ગાંધીજી એકજ મુદ્દા પર ખાસ ધ્યાન ખેંચે છે. તેઓ કહે છે કે હવે જ્યારે પાકિસ્તાન ને અખંડ હિંદુસ્તાન માટેની લડત પૂરી થઈ છે

ત્યારે આપણે વાસ્તવિક પરિસ્થિતિ ઓળખી લઈ તેને ખ્યાલમાં રાખીને ચાલવું જોઈએ. તે પરિસ્થિતિ એ છે કે બંને રાજ્યોમાં હિંદુઓ અને મુસલમાનોએ તે તે રાજ્યના સમાન નાગરિકો તરીકે એકઠા રહેવાનું છે. હજી આપણામાંથી કોઈ ભૂતકાળની મમત પકડી રાખશે તો તેથી આપણી પ્રગતિમાં મદદ નહિ થાય, બાધા થશે. આપણે આ વાસ્તવિક પરિસ્થિતિ સ્વીકારી લઈ બંને રાજ્યોના નાગરિકોને તે તે રાજ્યના લાયક નાગરિક બનાવવાના છે. હિંદી રાજ્યસંઘમાં વસતા મુસલમાનો પાકિસ્તાનની સ્થાપના માટેની લડતમાં સામેલ હતા તેથી આપણે તેમને પારકા અથવા પરદેશી માનીશું, તેમને તાબામાં અથવા પરાધીન રાખવાનો પ્રયાસ કરીશું તો આપણી રાજકીય નાદારી જ સાબિત થશે. આજે એ મુસલમાનો બીજા પ્રજાજનોના જેવા ને જેટલા જ હિંદી રાજ્યસંઘના નાગરિકો છે. મુસલમાનોએ પોતે હિંદી રાજ્યના નાગરિકો છે એ હકીકતનો સ્વીકાર કર્યો છે. અને તેની સાબિતી જોઈતી હોય તો શહીદ સુહરાવર્દીથી માંડીને ઠેઠ અદનામાં અદના દરજ્જાનો મુસલમાન હોંસથી ને બુલંદ સૂરે જય હિંદનો પોકાર કરે છે તે જુઓ.

હિંદમાં વસતી કોઈ પણ લઘુમતીની વસ્તીને તેનો ધર્મ જુદો હોવાને કારણે જ પોતાનો દરજ્જો હલકો છે એમ આપણે લાગવા દઈશું તો તેને અંગે હું એટલું જ કહીશ કે મારા મનોરથનું હિંદ એવું નહોતું ને નથી. જેના ખાતર મેં મારી આખી જિંદગી કાર્ય કર્યું છે તે હિંદમાં માણસનો ધર્મ ગમે તે હોય તો પણ ને સૌની સાથે સમાન દરજ્જાનો હકદાર છે. રાજ્ય સંપૂર્ણપણે ધર્મથી પર રહેશે, રહેવાને બંધાયેલું છે. હું તો એટલી હદ સુધી જવાને ઇચ્છું છું કે રાજ્યમાં હસ્તી ધરાવતી કેળવણીની કોઈ પણ સાંપ્રદાયિક સંસ્થાને રાજ્યનો આશ્રય ન હોય.

હું પોતે હિંદ પાસે એવી અપેક્ષા રાખું છું કે રાજ્ય પોતાની હકૂમતમાં વસતી દરેકે દરેક વ્યક્તિને ગમે તે ધર્મ પાળવાની સ્વતંત્રતાની બાંયધરી આપે. એ રીતે જ હિંદ મહાન બની શકશે. અને તેનું કારણ એ છે કે પ્રાચીન જગતમાં એ એક જ એવું રાષ્ટ્ર હતું કે જેમાં સંસ્કૃતિ અંગેની લોકશાહી પદ્ધતિનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. તે સાંસ્કૃતિક લોકશાહીને ધોરણે હિંદ એમ માનતું કે ઇશ્વર સૌનો એક હોવાથી તેને મેળવવાના રસ્તા અનેક હોવા છતાં ધ્યેય તો સૌનું એક જ છે. હકીકતમાં જોવા જઈએ તો આ પૃથ્વીના પડ પર જેટલાં માણસો છે તેટલા ઇશ્વરને પહોંચવાના જુદા જુદા માર્ગ છે. [ હરિજનબંધુ ]

# મનુષ્યની લગામ

**શ્રી માતાજી**

અનુ—નટવરલાલ દવે

શ્રી અરવિંદ સન ૧૯૧૦માં પોંડિચેરીમાં ગયા તે પછી થોડાં વરસો બાદ બે મહત્વની વ્યક્તિઓ તેમની પાસે ગઇ. એ હતાં ફ્રેન્ચ દંપતિ, પોલ રિશાર અને જેમને આજે સૌ માતાજી કહે છે તે મીરાં રિશાર. પોલ રિશાર પાછળથી હિંદ છોડી ગયા. માતાજી અહીંજ રહ્યાં. પોંડિચેરીનો શ્રી અરવિંદનો આશ્રમ એમને લીધે જ હસ્તીમાં આવ્યો છે. —તંત્રી



આપણે એક જંગલી ઘોડાને આપણા તાબામાં આણી શકીએ છીએ; એના મોંમાં લગામ ચઢાવીને આપણી ઇચ્છા પ્રમાણે કામ લઇ શકીએ છીએ; પરંતુ આપણે એક વાઘના મોંમાં લગામ ચઢાવી શકતા નથી.

કારણ શું? કારણ કે વાઘમાં એક ખૂબજ ભૂરી અને કઠોર વૃત્તિ હોય છે કે જે કદાપિ સુધારી શકાતી નથી. એ વૃત્તિને લઇને વાઘની પાસેથી કોઈ પણ સારી ચીજની—સારા વ્યવહારની આશા આપણે રાખતા નથી. અને તે આપણું કંઈ ન બગાડે એટલા માટે તેને મારી નાખવાને આપણે વિવશ બનીએ છીએ.

એથી વિરૂદ્ધ, એક જંગલી ઘોડો શરૂઆતમાં ગમે તેટલો તોફાની કે ભાંડનારો કેમ ન હોય, પરંતુ થોડા પ્રયત્ન અને ધૈર્યથી તેને વશ કરી શકાય છે. છેવટે એ આપણી આજ્ઞાનું પાલન કરતાં અને પ્યાર કરવાનું પણ શીખે છે, અને પછી તે એટલી હદ સુધી જાય છે કે એની આગળ લગામ લઇને કોઈ જાય તો તે પોતે, લગામ લેવાને મોં આગળ લાવે છે.

મનુષ્યમાં પણ કેટલીક વિદ્રોહી અને તોફાની પ્રવૃત્તિઓ અને વાસનાઓ હોય છે, પરંતુ એમાં ભાગ્યેજ એવી ચીજ હોય છે કે જેને વાઘની માફક વશ ન કરી શકાય. ઘણે મોટે ભાગે તે બધી જંગલી ઘોડના જેવી હોય છે અને તેને સુધારવાને માટે એક લગામ જેવી ચીજની જરૂર છે. એને માટે સહુથી સરસ લગામ એ છે કે જે મનુષ્ય પોતે પોતાની ઉપર લગાવી શકે. એને આપણે આત્મ-સંયમના નામથી ઓળખીએ છીએ.

\+ + + +

હજરત મહમદનો એક પૌત્ર હતો. જેનું નામ હુસેન. હુસેનનું મકાન આલિશાન હતું, એની થેલીઓ અસરફીઓથી ભરેલી હતી. એમને નારાજ કરવા એટલે એક ધનવાન પુરુષને નારાજ કરવાના હતા. અને એક ધનવાનનો ક્રોધ ભારે પડી જાય એવો તો હોય છે.

એક દિવસ એક ગુલામ, ઉકળતા પાણીનું વાસણ લઈને હુસેનની પાસે થઈને નીકળ્યો. તે વખતે હુસેન ભોજન કરી રહ્યા હતા. કમનશીબે થોડું પાણી પેગમ્બરની ઉપર પડ્યું અને તે ક્રોધનો માર્યો ચીસ પાડી ઊઠ્યો.

તરતજ, ગુલામ ઘૂંટણીએ પડ્યો. એનું મન શાન્ત અને સંયમીત હતું. એને ઝટ એક કુરાનની આયાત મોઢે આવી.

"સ્વર્ગ એ લોકોને માટે છે કે જેઓ પોતાના ક્રોધને વશમાં રાખે છે." એણે કહ્યું.

"મને ક્રોધ ચઢ્યો નથી." એ શબ્દોને બરાબર સમજીને હુસેન બોલ્યા.

"અને સ્વર્ગ એ લોકોને માટે છે કે જે માણસોને માફી આપવાનું જાણે છે." ગુલામે ફરીથી કહ્યું.

"હું તને માફ કરું છું." હુસેને કહ્યું.

"કારણ કે ભગવાન દયાળુ વ્યક્તિઓ ઉપર પ્રેમ રાખે છે." નોકરે ફરીથી કહ્યું.

આ વાતચીત થતા થતામાં તો હુસેનનો ક્રોધ શાન્ત પડી ગયો. પોતાનું હૃદય કોમળતાથી ભરાઈ ગયું છે એવો તેમને અનુભવ થયો અને ઊઠીને ગુલામને કહ્યું, "આજથી તું સ્વતંત્ર છે. લે, આ ચારસો સિક્કા પણ તું લેતો જા."

આ પ્રમાણે પોતાના ઉદાર તથા સાથોસાથ ક્રોધી એવા મન ઉપર લગામ ચડાવતાં હુસેન શીખ્યા. એમનો ઉચ્ચ સ્વભાવ, ખૂરો ય ન હતો ને કઠોર પણ ન હતો, પરંતુ તેને વશ કરી શકાય તેવો હતો.

\+ \+ \+ \+

કોઈ તમને કહે કે આ મેલીઘેલી ઝૂંપડી અને સ્વચ્છ સુંદર મહેલમાંથી એકને પસંદ કરો, તો તમે એ બેમાંથી કોને પસંદ કરશો? નિઃસંદેહ, તમે મહેલને પસંદ કરશો.

એક વાત પ્રસિદ્ધ છે કે જ્યારે હજરત મહમદ સ્વર્ગ જોવાને માટે ગયા ત્યારે ત્યાં તેમણે કેટલાય મોટામોટા મહેલ જોયા, કે જે ઊંચી જગા ઉપર અધિષ્ઠિત હતા અને પોતાની સુંદરતાથી સમગ્ર દેશને શાંત કરી રહ્યા હતા.

જે ફિરસ્તો એમને આ બધું દેખાડી રહ્યો હતો, તેમને મહમદે પૂછ્યું, "એ ગિબ્રાઇલ! ક્યા માણસોને માટે આ મહેલ બનાવવામાં આવ્યા છે?"

ફિરસ્તાએ જવાબ આપ્યો," એ માણસોને માટે કે જેઓ પોતાના ક્રોધને વશમાં લાવે છે અને જે ઘા કરનારને પણ માફ કરી જાણે છે."

શાન્તિથી ભરપૂર અને હિંસા-દ્વેષ વિનાનું મન એક સાચા મહેલના જેવું છે એ નિઃસંદેહ વાત છે. પરંતુ સામી હિંસામાં માનનાર તોફાની મનને માટે આપણે આમ કહી શકીએ નહિ. આપણી વિચાર-બુદ્ધિ એક મકાનના જેવી છે કે જેને આપણી પસંદગી પ્રમાણે સ્વચ્છ, સુંદર અને પ્રસાદપૂર્ણ બનાવી શકીએ છીએ તથા સામંજસ્યપૂર્ણ સ્વરોથી ભરી દઈ શકીએ છીએ; અને જો આપણે ઇચ્છીએ તો, કાનને કડવા લાગે એવા શબ્દો તથા બેસૂરી ચીચીઆરીઓથી ભરેલું એક ભયજનક અને અંધકારપૂર્ણ સ્થળ પણ બનાવી શકીએ છીએ.

\+ + + +

ઉત્તર ફ્રાન્સના કસ્બામાં રહેનાર એક છોકરાને હું ઓળખતી હતી. એનું મન બહુ સરળ હતું, પરંતુ એનું હૃદય ખૂબ ગરમ હતું, જાણે કે તે ક્રોધ કરવાને માટે બરાબર તૈયારીમાં જ હોય.

એક દિવસ મેં એને કહ્યું, "ઠીક, જરા વિચારીને મને કહે જોઈએ કે, તારા જેવા એક મજબૂત જુવાનને માટે આ બે વાતોમાંથી કયી વધારે કઠિન છે—થપ્પડને બદલે થપ્પડ મારવી, મારનારના મોં ઉપર ધુમ્બો મારી દેવો કે પછી એ વખતે પોતાની મૂઠીને ગજવામાં ઘાલી દેવી?"

"પોતાની મૂઠીને ગજવામાં ઘાલી દેવી." એણે જવાબ આપ્યો.

"ઠીક, ત્યારે કહે જોઈએ કે તારા જેવા એક સાહસિક જુવાનને સારૂ એક સહેલું કામ કરવું ઉચિત છે કે પછી સહુથી કઠિન એવું જે કામ હોય તે કરવું ઉચિત છે?"

એક મિનિટ વિચાર કરીને, જરા આનાકાની સાથે, એણે કહ્યું, "સહુથી કઠિન કામ કરવું એ."

"ખૂબ સરસ. હવે જ્યારે તને આવું કંઈક કરવાની તક મળે ત્યારે આ પ્રમાણે કરવાનો પ્રયત્ન કરજે."

કેટલોક વખત વીત્યા પછી એક દિવસ એ જુવાન મારી પાસે આવ્યો અને સમુચિત ગર્વ સાથે બોલ્યો કે 'સહુથી કઠિન કામ' કરવામાં એને સફળતા મળી ગઈ છે.

એણે જણાવ્યું, "કારખાનામાં એક મારો સાથીદાર છે કે જે તેના ખરાબ સ્વભાવને માટે ઠીક ઠીક મશહૂર છે. એક દિવસ ક્રોધના આવેશમાં તેણે મને માર્યો. એ બહુ સારી રીતે જાણતો હતો કે હું સાધારણ રીતે તો માફ કરનારો માણસ નથી અને મારાં બાવડાંમાં તાકાત પણ છે એટલે પોતાનું રક્ષણ કરવાને તે તૈયાર થઈ ગયો. એ વખતે મને આપે કહેલી વાત યાદ આવી. પહેલાં મેં ધાર્યું હતું તેના કરતાં તો એ વાત વધારે કઠિન માલૂમ પડી. તો પણ મેં મારી મૂઠી ગજવામાં ઘાલી દીધી. અને મેં જ્યાં એવું કર્યું કે તરત જ મેં અનુભવ કર્યો કે હવે મને જરા પણ ક્રોધ નથી, પરંતુ એની જગ્યાએ મારા સાથીદાર ઉપર મને દયા આવી રહી છે. પછી તો મેં મારો હાથ મારા સાથીદાર તરફ લંબાવ્યો. એથી એ એટલો બધો ચકિત થયો કે ઘડીભર તો એ બાવરા જેવો મોં પહોળું કરીને મારા તરફ તાકતો જ ઊભો. મારી સાથે એક શબ્દ પણ ન બોલ્યો. પછી ખૂબ જોરથી તે મારા હાથ તરફ ધસ્યો ને ખૂબ જોરથી હાથ મીલાવ્યો. એનું હૃદય પાણીપાણી થઈ રહ્યું હતું, એ મારી સાથે બોલ્યો—આજથી તમે ચાહો તે કામ મારી પાસે લઈ શકો છો, હું તમારી બરાબરનો તમારો મિત્ર છું."

\+ \+ \+ \+

પરંતુ આ વાતથી કોઈએ એમ સમજવાની જરૂર નથી કે અમે એક એવા શિક્ષણની પ્રશંસા કરીએ છીએ કે જે મનુષ્યસ્વભાવની બધી શક્તિ અને પ્રેરણાને દૂર કરીને એને કમજોર બનાવનારી હોય. આપણે કોઈ જંગલી ઘોડાને લગામ ચઢાવીએ છીએ તે એટલા માટે નહિ કે એ લગામ એનું મોં જ ચીરી નાખે અને એના દાંતને પણ તોડી નાખે. જો આપણે ઇચ્છતા હોઈએ કે તે આપણું કામ સારી રીતે પૂરું કરે તો આપણે એને એ રીતે લગામ ચઢાવવી જોઈએ કે જેથી આપણે તેને ચલાવી શકીએ. પરંતુ નહિ કે એ લગામને આપણે એટલી નિર્દયતાપૂર્વક ખેંચીએ જેથી તે આગળ વધી જ ન શકે.

એ દુર્ભાગ્યની વાત છે કે કેટલીય જાતના દુર્બલ સ્વભાવ થોડે ઘણે અંશે ઘેટાના સ્વભાવ જેવા હોય છે અને તેને ચલાવવાને માટે બસ સહેજસાજ થોડો પરોણોજ પૂરતો બને છે.

કેટલાક સ્વભાવ ગુલામના સ્વભાવ જેવા હોય છે, ખૂબ જડ હોય છે, કોઈ વાત એના મન-હૃદયને સ્પર્શ કરતીજ નથી, નિર્જીવ હોય છે અને જરૂરિયાત કરતાં ક્યાંય વધારે પ્રમાણમાં બીજાની પરાધીનતાનો સ્વીકાર કરનાર હોય છે.

આબૂ ઉસ્માન અલ-હિરી પોતાની વધારે પડતી સહનશીલતા માટે પ્રખ્યાત હતા. એક દિવસ એક ઉત્સવમાં ભાગ લેવાને માટે એમને નિમંત્રણ મળ્યું. જ્યારે એ પોતાના યજમાનને ઘેર પહોંચ્યા ત્યારે એ યજમાને તેમને કહ્યું, "માફ કરજો, હું આપનું સ્વાગત કરી શકતો નથી."

આબૂ ઉસ્માન પોતાને ઘેર પાછા ફર્યા. જેવા એ પોતાને ઘેર પહોંચ્યા. કે તરતજ એમનો મિત્ર પણ ફરીથી એમને આમંત્રણ આપવાને આવી પહોંચ્યો.

આબૂ ઉસ્માન એમના મિત્રની પાછળ પાછળ દરવાજા સુધી ગયા. પરંતુ એમનો મિત્ર ત્યાં રોક્યો અને એણે ફરીથી એમને એજ પ્રમાણે ક્ષમા કરવાની પ્રાર્થના કરી. આબૂ ઉસ્માન ફરીથી કંઈ કહ્યા સિવાય પાછા આવ્યા.

ફરીથી ત્રીજી વાર, ચોથી વાર, બસ, એકજ દૃશ્યને ફરી ફરીને ભજવી બતાવ્યું. પરંતુ છેવટે એમના મિત્રે એમનું સ્વાગત કર્યું, અને સહુની સામે એમને કહ્યું, "આબૂ ઉસ્માન! મેં આપના સ્વભાવની પરીક્ષા કરવાને સારૂ આપની સાથે આ પ્રમાણે વર્તન કર્યું. આપના ધૈર્ય અને સહનશીલતાની હું પ્રશંસા કરૂં છું."

"એને માટે આપ મારી પ્રશંસા ન કરતા," આબૂ ઉસ્માને જવાબ આપ્યો, "કારણ કે આ ગુણ તો એક કૂતરામાં પણ મળી શકે છે. જ્યારે એને બોલાવવામાં આવે છે ત્યારે એ આવે છે અને જ્યારે તેને ધૂતકારવામાં આવે છે ત્યારે એ પાછું ફરે છે."

આબૂ ઉસ્માન મનુષ્ય હતા અને નહિ કે કૂતરા. એમણે આ પ્રમાણે ન્યાય અને આત્મસન્માનનો કંઈ પણ ખ્યાલ ન કરતાં પોતાની ઇચ્છાને

તિલાંજલિ આપી, પોતાના મિત્રોની મશ્કરીનું કારણ બન્યા, એથી કોઇનું કશુંય ભલું થયું નહિ.

તો શું એક આવા સીધા સાદા, બીજાનું કહ્યું માનનાર મનુષ્યની અંદર એવી કોઇ ચીજ ન હતી કે જેને તેમણે વશ કરવી જોઇતી હતી? જરુર હતી! અને એ એક એવી ચીજ હતી કે જેને વશ કરવી વધારે કઠિન હતી. એ ચીજ હતી પોતાના સ્વભાવની દુર્બળતા. અને એ એટલા કારણથી હતી કે એ પોતે એમ જાણતા ન હતા કે એમણે પોતાના ઉપર કેવી રીતે શાસન ચલાવવું જોઇએ. તેથી દરેક માણસ તેની પોતાની મરજી અનુસાર એમની ઉપર શાસન કરતો હતો અથવા એમને ચલિત કરતો હતો.

\+ + + +

એક નવયુવક બ્રહ્મચારી ખૂબ ચતુર હતો અને એ હકીકતને એ પોતે પણ જાણતો હતો. એની બસ એક એવી ઇચ્છા હતી કે પોતે પોતાની કલા કૌશલ્યને વધારવી. અને લોકો પણ સર્વત્ર એની પ્રશંસા કરતા હતા એટલે તેણે એક પછી એક એમ ઘણાય દેશોનાં પર્યટન કર્યાં.

એક જગ્યાએ એ તીર બનાવનારની પાસેથી તીર બનાવવાનું શીખ્યો.

પછી ત્યાંથી દૂર બીજી જગ્યાએ એ હોડી બનાવવાનું ને ચલાવવાનું શીખ્યો.

પછી એક ત્રીજી જગ્યાએ એ મકાન બાંધવાનું શીખ્યો. પછી બીજી જુદી જુદી જગ્યાએથી બીજી બીજી કલાઓ શીખ્યો.

આ પ્રમાણે લગભગ સોળ દેશોમાં ભ્રમણ કરીને એ પોતાને ઘેર પાછો ફર્યો અને ખૂબ ગર્વ સાથે બોલ્યો કે, "ભલા, આ પૃથ્વી ઉપર મારા જેવો ચતુર અને ગુણવાન બીજો કોણ મનુષ્ય છે!"

એક દિવસ ભગવાન બુદ્ધે એ બ્રહ્મચારીને જોયો અને એમણે વિચાર્યું કે આજ દિન સુધી એ જે કંઇ શીખ્યો છે એનાથી વધારે મહાન કલાનું શિક્ષણ એને આપવું જોઇએ. તેઓ એક વૃદ્ધ શર્મણનું રુપ ધારણ કરીને, હાથમાં એક ભિક્ષાપાત્ર લઇને એ યુવકની સામે આવીને ઊભા.

"તમે કોણ છો?" બ્રહ્મચારીએ એમને પૂછ્યું..

"તમે શું કહેવા માગો છો?"

"એક ધનુર્વિદ પોતાના તીર ચલાવી જાણે છે," બુદ્ધે ઉત્તર આપ્યો, "એક નાવિક પોતાની હોડીને હંકારી જાણે છે, એક શિલ્પી પોતાની દેખરેખ નીચે મકાન બનાવે છે, પરંતુ એક જ્ઞાની પોતા ઉપર પોતે શાસન કરે છે"

"એ કેમ?"

"એટલે એની જો કોઈ પ્રશંસા કરે છે તો તેથી એનું મન વિચલિત બનતું નથી, અથવા કોઈ એની નિંદા કરે છે તો પણ એનું મન જરાય ચંચળ બનતું નથી એ ભગવાનના શુભ વિધાનની અનુસાર પોતાનું જીવન જીવવાનું પસંદ કરે છે અને સરાસર શાન્તિમાં નિવાસ કરે છે"

\+ + + +

તમે પણ તમારી પોતાની ઉપર શાસન કરતા શીખો, અને જો પોતાના સ્વભાવને વશમાં લાવવાને સારું તમારે કાંટાળી લગામ ચડાવવાની જરૂરીઆત જેવી થાય તો સ્હેજ પણ તમારા જીવને દુઃખ માનવા ન દો

---

હિંદી ત્રૈમાસિક 'અનેકાન્ત'ના 'આત્મશાસન' લેખમાંથી

## ગ્રંથસ્વીકાર

[૧] **લોકમાતાઃ** (ભારતની નદીઓ) — લેખક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર, પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, સુધારેલી ત્રીજી આવૃત્તિ, રૂા ૧૧

[૨] **તારુણ્યમાં પ્રવેશતી કન્યાને પત્રો**—લેખક નરહરિ દ્વારકાદાસ પરીખ, પ્રકાશક ઉપર પ્રમાણે, પાંચમી આવૃત્તિ રૂા ૧

ઉપરનાં બંને પુસ્તકો કેટલા લોકપ્રિય થયા છે તે એની આવૃત્તિઓ જ બતાવે છે ન વાંચ્યા હોય તે જરૂર વાંચે

[૩] શ્રી વિકાસ કન્યા કેળવણી મંડળનું ૪૬–૪૭ની સાલનું નિવેદન

[૪] શ્રી આશાપુરી આદિવાસી સાર્વ દવાખાનું — પીપળાવનો રિપોર્ટ

# કમળાબહેનનું રુદન

ઈશ્વર પેટલીકર

કૂદતો, દોડતો, હર્ષનો મનુ ઘરનાં પગથિયાં ચઢ્યો ત્યાં એણે વધાઇ ખાધી : 'બા! બા! હું પાસ થયો.'

સમજુબહેન પણ એ શુભ સમાચારની ઉત્સુકતાપૂર્વક પ્રતીક્ષા કરી રહ્યાં હતાં, એટલે મનુના એ શબ્દસમાં રસોડામાંથી બહાર આવ્યાં અને આનંદ વ્યક્ત કરતાં બોલ્યાં : 'તું પાસ થઇશ તેની મને ખાતરી જ હતી. તે માટે તો મેં ગઇ કાલની લાપસી ભરડી રાખી છે.' અને યાદ આવતાં એમણે કહ્યું : 'મનુ! જા બેટા, કમળાકાકીને વધાઈ ખાઇ આવ. એ બિચારાં મારી જેમ અધીરાં થઇ રહ્યાં હશે.'

મનુ બાની એ સૂચના સમો જે વેગે દોડતો આવ્યો હતો તે વેગે ફળિયા બહાર દોડ્યો. અને કમળાકાકીના ઘરમાં પગ મૂકતાં જ એણે વધાઈ ખાધી : 'કાકી! હું પાસ થયો.'

કમળાબહેન તે વખતે કંઈ ઊંડા વિચારમાં હોય તેમ આગલા ખંડમાં બેઠાં હતાં. ઊંઘમાંથી જાગતાં હોય તેમ બોલ્યાં : 'તું પાસ થયો, ભાઈ!' અને તેટલું બોલતાં તે સાચે જ રડી પડ્યાં!

ચૌદ વર્ષના મનુએ કમળાબહેનને કદી રડતાં જોયાં ન હતાં. કમળાબહેન રડતાં અટક્યાં નહિ. મનુ ઉત્સુકતાભેર આવ્યો હતો, પણ જવું પડ્યું એને ધીમે પગલે.

સમજુબહેન હર્ષવિશના જાગ્રત થયેલા ભાવમાં ને ભાવમાં મનુને પાછો આવેલો જોઇ બોલ્યાં : 'કમળાકાકી ખુશ ખુશ થઇ ગયાં હશે, નહિ? મારા જેટલો જ એને તારા ઉપર ભાવ છે. મને તો શંકા હતી કે તને એ ત્યાં જ જમવાનો આગ્રહ કરશે.'

. મનુ એક અક્ષર બોલ્યો નહિ એટલે સમજુબહેને એના મોં સામુ જોયું, અને મુખ ઉપરનો ભાવ કળી જતાં પૂછ્યું : 'મનુ! કેમ ભાઇ આમ મોં પડી ગયું? કમળાકાકી ઘેર નહોતાં?'

સમજુબહેન હજુ આગળ કંઇ સવાલ પૂછે તે પહેલાં મનુની આંખમાંથી ડબ ડબ આંસુ પડવા લાગ્યાં!

ચૌદ વર્ષનો મનુ મેટ્રિક પાસ થયો, એ એના એકલા માટે ગૌરવનો વિષય ન હતો, પરંતુ કોઇ જાતના ટ્યુશન વગર, આવક વગર, સમજુબેન પોતાની જાતમહેનતથી ઘર ચલાવતાં અને એને ભણાવતાં એટલે એમને માટે

પણ એ ગૌરવનો વિષય હતો. મનુની હાઇસ્કૂલ માટે પણ એ અભિમાન લેવા જેવો વિષય હતો. આજ સુધી એ સ્કૂલમાંથી આટલી નાની ઉંમરનો વિદ્યાર્થી કોઇ પાસ થયો ન હતો.

એ-મનુ આજે પાસ થવાના શુભશુકનમાં રડતો હતો! એના જવાબમાં વગર જાણ્યે કંઈ સમજુબહેનથી પણ રડી જવાયું! કેવું વિચિત્ર!

આવેગનો ઊભરો સમી જતાં સમજુબહેને પૂછ્યું : 'શું થયું બેટા! કહેતો ખરો.'

મનુએ જે બન્યું હતું તે કહ્યું.

સમજુબહેન ઉશ્કેરાઇ જતાં બોલ્યાં : 'લોકોનું કહેવું મેં આજ સુધી ન માન્યું, પણ હવે મને ખાતરી થઇ કે કમળા મોંએ મીઠું બોલે છે એટલું જ; એનો સ્વભાવ અદેખો છે એ સાચું. મારો દીકરો પાસ થયો ત્યારે એને રડવાનું સૂઝ્યું!'

સહેજ અટકીને ક્રોધમાં ધ્રૂજતાં ધ્રૂજતાં એમણે ઉમેર્યું : 'હું જ અભાગણી તે મેં તને એને ઘેર વધાઇ ખાવા મોકલ્યો.'

સમજુબહેન આમ બધી રીતે ડહાપણવાળાં હતાં, પરંતુ એ ક્રોધે ભરાતાં ત્યારે સર્વ ડહાપણ પાણીમાં બેસી જતું. રસોડામાં બેઠાં બેઠાં એ બબડવા લાગ્યાં: 'આખા લીમડાચોકમાં એનો પૂરેપૂરો પક્ષ લેનાર કોઇ હોય તો હું એકલી. પુરુષોમાં એ હરેફરે તેની લોકો ગમે તેવી વાતો કરે છે. એને ઘેર પુરુષો આવે તેની પણ બૈરાં ઓછી ટીકા કરતાં નથી. છતાં વિધવાની સ્થિતિ હું પૂરેપૂરી સમજું એટલે મેં જ એનો મોરચો સાચવી રાખ્યો છે. મેં એને એટલે સુધી કહ્યું છે કે પુનર્લગ્ન કરવું હોય તો કરો. પરંતુ એણે મને કહ્યું છે કે મારું દિલ હવે સંસારમાં નથી રહ્યું, ભક્તિમાર્ગે દોરાયું છે. વહેલી મોડી હું પોંડિચેરી શ્રી અરવિંદ આશ્રમમાં જવાની.'

સમજુબહેને લોકોની ખોટી ટીકાઓ કોઇ વખત સ્વીકારી ન હતી. કમળાબહેન વિષે એમને શ્રદ્ધા હતી કે એ બાઇ ખોટું આચરણ ન જ કરે. માબાપનો વિરોધ વહોરી એણે પ્રેમલગ્ન કર્યું હતું. એટલે પુનર્લગ્ન કરતાં એને કોણ રોકે તેમ હતું? પતિ પ્રત્યે એને સાચે જ પ્રેમ હતો અને તેથી જ એણે પુનર્લગ્ન નહોતું કર્યું.

પરંતુ કમળાબહેનને બાળકો પ્રત્યે ઊંડે ઊંડે અદેખાઇ છે, એ લોકોની કહેવત સમજુબહેનને આજે પ્રત્યક્ષ પુરાવા સાથે સાચી લાગી. બીજો કોઇ પ્રસંગ હોત તો સમજુબહેન તરત તડ ને ફડ કહી દેવા કમળાબહેન પાસે પહોંચી

ગયાં હોત, પરંતુ આજના શુભશુકનમાં એવો કલેશ કરવા જવો એમને ઠીક ન લાગ્યો. હવે ફરી એ વાત, એમ સંયમ રાખી એમણે રસોઇ કરવામાં ચિત્ત પરોવ્યું.

કમળાબહેનને આ અવિનય તરત ખૂંચ્યો હતો તરત એમને સમજુબહેન પાસે દોડી જવાનું મન થયું. પરંતુ દાળ ઊભરાઇ ગઇ હતી. ભાતનું આંધણ મૂકવાનો સમય થઇ ગયો હતો. ઘડિયાળ કટકટ કરતું ફલંગો ભરતું હતું. બાલમંદિરમાં જતી વખતે એમને મળીને જઈશ માની કમળાબહેન સ્વસ્થ થઇ રસોઇની પ્રવૃત્તિમાં પડયાં.

જે ઘેર એ દર વખત ઉમંગથી પગ મૂકતાં ત્યાં આજે કમળાબહેન ગુનેગાર હોય તેમ બીતાં બીતાં પગ મૂકતાં હતાં બારણામાંથી બૂમ પાડવાની ટેવ હતી — 'સમજુબહેન! શું કરો છો!' છતાં આ વખતે છભ ન ઊપડી.

ધીમે પગલે કમળાબહેન અંદર ગયાં ત્યારે રસોડામાં સમજુબહેન દીકરાને લાપસી પીરસી રહ્યાં હતાં. મનુની પીઠ હતી એટલે એણે કમળાબહેનને ન જોયાં. બંને સ્ત્રીઓની આંખો એક થઈ.

સમજુબહેનનો ક્રોધ શાંત થયો હતો, પરંતુ સ્વભાવ પ્રમાણે એ ભડભડી ઊઠયાં: કમળાબહેન! બીજો કોઇ દિવસ હોત તો હું તમને ઠપકો આપવા આવત.'

મનુએ પાછળ મોં કર્યું.

કમળાબહેન બોલ્યાં: 'એ ઠપકો લેવા જ હું આવી છું.'

કમળાબહેનના એ શબ્દો સમો એમનો સરળ, નિર્દોષ અને કોમળ ચહેરો સમજુબહેન સામે તગતગી રહ્યો. ઘડી પહેલાં એમના અંગે ઊપજેલી કડવાશના ઠેકાણે મીઠાશ વ્યાપી ગઇ, થયું — લોક ગમે તે કહે. કમળાબહેન જેવી ભલી સ્ત્રી કોઇ નથી. હું પણ નથી!

કમળાબહેને થેલીમાંથી પારકર પેન કાઢી. પતિને એ ઘણી પ્રિય હતી, એટલે એમની પુણ્યસ્મૃતિમાં સંઘરી રાખી હતી. પોતાની સામે જોઇ રહેલા મનુ તરફ હાથ લંબાવી એમણે કહ્યું: 'લે ભાઇ! તું વધાઇ ખાવા આવ્યો ત્યારે તો આંસુ સિવાય કંઇ ન આપી શકી. પણ.........'

સમજુબહેન પેન પ્રત્યેની કમળાબહેનની લાગણી સમજતાં હતાં એટલે એ બોલ્યાં: 'એ ભેટ ન હોય, બહેન! એ તો તમારી પાસે રહેવા સર્જાઇ છે.'

કમળાબહેન: 'આજ સુધી એ મારી પાસે રહેવા સર્જાઇ હતી. પરંતુ આજથી એ મનુ પાસે......આજ સુધી હું એને મારા દીકરા જેવો માનતી હતી—આજથી એને મારો દીકરો માનું છું.'

કમળાબહેને મોં ફેરવી લીધું. લંબાવેલા હાથમાંથી મનુએ પેન લઇ લીધી. બીજી વાત સાંજે કહીશ એમ બોલી કમળાબહેન તરત બાલમંદિરના રસ્તે વિદાય થયાં.

સમજુબહેને સાડા પાંચ સુધી એના એ વિચારો કર્યા. પાંચ વાગ્યાથી એ ઓટલા ઉપર બેસી કમળાબહેનની રાહ જોતાં હતાં. એમનો રસ્તો ત્યાં જ થઇને જતો હતો એટલે દૂરથી બંનેની આંખો એક થતાં, હમેશની જેમ બંનેનાં મોં મલક્યાં.

મનુ ઘેર ન હતો એટલે કમળાબહેનને હૈયું ખોલતાં સુગમ પડ્યું.

'મનુ આવ્યો તે પહેલાં એવું બન્યું હતું કે મારું હૈયું ભરાઇ આવ્યું હતું. પાસેશવાળા રસિકભાઇ કોઇ કામે બહારગામ જતા હશે, હું સામી મળી ગઇ. દર વખત અમે સામાં મળીએ તો એ બોલ્યા વગર ન રહે કે, 'કમળાબહેન ક્યાં જઇ આવ્યાં?' પરંતુ આ વખતે મેં કંઇ એમનો ગુનો કર્યો હોય છતાં એ વ્યક્ત ન કરી શકતા હોય તેમ એમનું મોં મને જોતાં ગંભીર બન્યું. એ ન બોલ્યા એટલે મારી ટેવ પ્રમાણે મેં પૂછ્યું: 'રસિકભાઇ! ક્યાંઇ બહાર જાવ છો કે શું?' બીજો પ્રસંગ હોત તો એ ન બોલે એમ ન બનત. પરંતુ એમણે ડોકું હલાવી ન છૂટકે હા પાડી. રસિકભાઇ કંઇ વિચારમાં છે માની હું ઘેર આવી. અને રસિકભાઇને પણ મેં તરત પાછા વળેલા જોયા. હું પૂછતી પૂછતી રહી ગઇ. થોડી વારે નીચે નળ આગળ એમનાં પત્ની નીચેનાં ઘરવાળાં માણેકબહેન સાથે વાત કરતાં હતાં—શું કરે પાછાં ન આવે તો? અપશુકન થાય અને જાય તો એમાં કદી બરકત આવે?'

બંને વિધવાઓ કંઇ બોલ્યા વગર ઘડી એકબીજાને ટગર ટગર જોઇ રહી. બંને સન્મુખ રસિકભાઇ લટકી રહ્યા હતા. ગાંધીવાદી અને સુધારક રસિકભાઇને પણ વિધવાના અપશુકન!

કમળાબહેન બોલ્યાં: 'રસિકભાઇની જગાએ કોઇ બીજું હોત તો મને આઘાત ન લાગત. પરંતુ એમના પ્રમુખપણા નીચે સમાજસુધારાની, સ્ત્રી ઉન્નતિની અને વિધવાના પુનર્લગ્નની સભાઓ થઇ હતી! મારું દિલ ખાટું થઇ ગયું. મારી આંખો આગળ આખો ભૂતકાળ ખડો થયો. મનુ આવ્યો ત્યારે હું એ જ વિચારમાં હતી.'

કમળાબહેન અટકીને બોલ્યાં: 'મનુએ બૂમ પાડી—બા! હું પાસ થયો, ત્યારે હું વિચારમાંથી જાગી. એ ક્ષણે બીજો કોઇ વિચાર આવવાને બદલે ૭ વર્ષ ઉપર ગુજરી ગયેલો મારો અનંત યાદ આવ્યો. થયું—અનંત હોત તો એ પણ આજે મેટ્રિક પાસ થયો હોત! અને હું રુદન ન રોકી શકી!'

# વિદ્યાવ્યાસંગી કમુબહેન

જશભાઈ વિ. પટેલ

ભાદરણ કન્યા વિદ્યાલયમાં હું જ્યારે આચાર્ય તરીકે કામ કરતો હતો ત્યારે પુરુષોત્તમ ભગવાનનાં પૌત્રી કમુબહેન મળવા આવ્યાં મારે એમની સાથે કોઇ જાતનો પરિચય નહોતો.

આવીને મને સીધો જ પ્રશ્ન કર્યો : 'આ વિદ્યાલયમાં મને કામ મળશે?'

હું વિચારમાં પડ્યો. મને લાગ્યું કે એ સારા વાતાવરણમાંથી આવતાં નથી. મંદિરમાં અનેક લીલાઓ થતી એમ વાતો ચાલતી. ગામમાં અને બહાર એ મંદિરની પ્રતિષ્ઠા પણ સારી ગણાતી નહિ. એવા સ્થળેથી આવતી બહેનને મારે શો જવાબ આપવો? મેં કહ્યું : 'આવતી કાલે મારા મંત્રીજીને પૂછીને જવાબ આપીશ.'

રાત્રે ખૂબ વિચારો આવ્યા. હું એ બહેન વિષે કશું જાણતો ન હતો. કોઇ પણ જાતનું કંઇ સાંભળ્યું ન હતું. પરંતુ મંદિરનું વાતાવરણ મને ખૂંચતું હતું. છતાં જ્યાં સુધી એ બહેન અંગે કંઇ ખોટી હકીકત ન હોય ત્યાં સુધી એ અયોગ્ય છે એમ પણ કેમ મનાય? આમ અનેક વિચારો આવ્યા અને ગયા.

બીજે દિવસે મંત્રીજીને પૂછ્યું. તેમણે વળી, હું જે બોજો હળવો કરવા સલાહ માગતો હતો, તે મારા ઉપર મૂક્યો. કહ્યું — તમને યોગ્ય લાગે તેમ કરજો.

છેવટ અમે બંનેએ સાથે મળી કમુબહેનને બોલાવ્યાં. મંત્રીજીએ સ્પષ્ટ કહી દીધું: 'જુઓ બહેન, આ નવી સંસ્થા છે, શિક્ષક-શિક્ષિકાઓ ચારિત્ર-વાન હોય તો જ સંસ્થા વિકસે, આ સંસ્થામાં ખાદી પહેરવી જોઇશે, વગેરે.'

એ વખતે બીજી વાતો સાથે એમના અભ્યાસની પણ વાત થઇ. મંત્રીજીએ છેવટે મંજુરી આપી : 'આવતી કાલથી ત્યારે આવજો.'

આમ કમુબહેન મારા હાથ નીચે શિક્ષિકા તરીકે દાખલ થયાં, અને હું તેમના પરિચયમાં આવ્યો. એમનો સ્વભાવ મેં જાણી લીધો. વર્ગમાં કે ઑફીસમાં જરા યે નવરાં ન બેસે. કંઇ ને કંઇ વાંચે, ભરે અગર લખે. મેં

જોયું કે એમને અભ્યાસનો ખૂબ શોખ હતો. એટલે એક દિવસ મેં પૂછ્યું: 'કમુબહેન! તમારે આગળ અભ્યાસ કરવો છે?'

કમુબહેન સ્વાભાવિક બોલ્યાં: 'હા, અભ્યાસ માટે તો હું કોઈ પણ પળે તૈયાર છું.'

મેં કહ્યું: 'તમે ઘેર બેસીને પણ મૅટ્રિક્યુલેટ થઈ શકો છો.'

એમણે જવાબ આપ્યો: 'એવું હોય તો હું આજથી તૈયાર.'

આ ઉપરથી મેં કર્વે યુનિવર્સિટીનો અભ્યાસક્રમ મંગાવ્યો, અને એમણે તૈયારી કરવા માંડી. અંગ્રેજી મેં શીખવ્યું, બાકીના વિષયો એમણે તૈયાર કર્યા. હું અંગ્રેજી ભણાવું ત્યારે કોઈ શબ્દનો અર્થ મને ન આવડે ત્યારે એ તુરત કહે. મને લાગ્યું કે એ ઘેરથી તૈયાર થઈને આવતાં હશે.

એક દિવસ મેં પૂછ્યું: 'આ શબ્દો તમે આગળથી તૈયાર કરો છો?'

કમુબહેને કહ્યું: 'ના, મને તો આખી ડીક્ષનેરી મોઢે છે.'

મને નવાઈ લાગી—આખી ડીક્ષનેરી તે મોઢે હોય! ખાત્રી કરવા મેં કહ્યું: 'હું તમને શબ્દો પૂછું?'

એ તો તૈયાર હતાં. મને પોતાને પણ ન આવડે તેવા અઘરા દસ શબ્દો મેં ડીક્ષનેરી કાઢી તેમને પૂછ્યા. આઠ શબ્દના અર્થ ખરા મળ્યા, બે ખોટા. કારણ આપ્યું: 'ગોખ્યાં વખત બહુ થઈ ગયો એટલે ભૂલી ગઈ છું, નહિ તો મને બધા મોઢે હતા.'

મેં પૂછ્યું: 'ડીક્ષનેરી મોઢે કરવાની તમને શી જરૂર લાગી?'

કમુબહેને જવાબ આપ્યો: 'ડીક્ષનેરી મોઢે હોય તો હું મૅટ્રિક પાસ થઈ. મેં મૅટ્રિકનો અભ્યાસ દોઢ વર્ષમાં કર્યો છે.'

તેઓ સને ૧૯૩૩ની સાલમાં અંગ્રેજી પહેલા ધોરણમાં બેઠેલાં તે સમયે એ એકલાં જ હાઈસ્કૂલમાં જનાર બહેન હતાં. ગામના કેટલાક લોકોએ તેમના દાદાને કહ્યું કે છોડીને છોકરાઓની નિશાળમાં શું કામ મૂકી છે? ઉઠાવી લ્યો ને. એ ઉપરથી ભગવાને કમુબહેનને ઉઠાવી લીધેલાં. પરંતુ તેમને અભ્યાસ કરવાનો ઉમંગ એટલે નિશાળથી ઊઠી ગયાં છતાં મૅટ્રિક થવાની પ્રબળ ઇચ્છા થઈ. એટલે ડીક્ષનેરી ગોખી નાખવાનો નિર્ણય કર્યો. એ માટે નિયમ કરેલો

કે રોજનાં ૨૫ પાન પરોઢિયે ચારથી સાત વાગ્યા સુધીમાં ગોખવાં. આમ ઘર આગળ દોઢ વર્ષ અભ્યાસ કરીને તે મુંબઈ યુનિવર્સિટીની પરીક્ષામાં બેઠાં અને સન ૧૯૩૬ માં મેટ્રિક પાસ થયાં.

વિદ્યાલયમાં દાખલ થયા પછી મારી સૂચના પ્રમાણે એમણે ફર્સ્ટનો અભ્યાસ શરૂ કર્યો. પહેલા વર્ષની પરીક્ષા સને ૧૯૪૧માં આપી અને પાસ થયાં. ઇન્ટરનો અભ્યાસ શરૂ કરવા માંડેલો પણ '૪૨ની ચળવળ આવી એટલે વિદ્યાલય બંધ કર્યું. એમને લડતનો કંઈ રંગ લાગ્યો ન હતો. એ વિદ્યાવ્યાસંગી હતાં. વૈદક પ્રત્યે એમની રુચિ વળી વિશેષ હતી. એટલે મેં એમને સૂચના કરી કે તમે નડિયાદ આયુર્વેદિક કૉલેજમાં દાખલ થાવ.

પરંતુ ત્યાં સંસ્કૃતની મુશ્કેલી આવી. એ કૉલેજનો નિયમ એવો છે કે મેટ્રિકમાં જેણે સંસ્કૃત લીધું હોય તેને જ દાખલ કરે. પોતે એક માસમાં સંસ્કૃતનો અભ્યાસ કરી આપશે એમ કમુબહેનના કહેવાથી પ્રિન્સિપાલ એટલા સારા કે એમણે ખાતા સાથે લખાપડી કરીને એમની સંસ્કૃત પરીક્ષા લેઈને દાખલ કર્યાં. આ અગાઉ એ કન્યા વિદ્યાલયમાં હતાં ત્યારે એમણે રાષ્ટ્રભાષાની કોવિદની પરીક્ષા પાસ કરી હતી. શિવણ, ચિત્રકામ વગેરેની પરીક્ષાઓ પણ પાસ કરેલી.

આયુર્વેદિક કૉલેજમાં એમણે સારી પ્રગતિ બતાવી. એમની પાસે પૈસા ન મળે. એમના પિતાશ્રી એમને મદદ કરતા ન હતા. કરમસદના શ્રી. અંબાલાલ ચોકસીએ એમને મદદ કરી અને એ રીતે એમણે આયુર્વેદિક કૉલેજનો અભ્યાસ પૂરો કર્યો. એ અભ્યાસની સાથે એમણે ફર્સ્ટનો અભ્યાસ ચાલુ રાખેલો. ૧૯૪૫ ની સાલમાં તે બી. એ. પ્રથમ વર્ગમાં પાસ થયાં, અને ૧૯૪૭ માં આયુર્વેદિકમાં ડી. એસ. એફ. ની પરીક્ષા પ્રથમ વર્ગમાં પહેલા નંબરે પાસ કરી. એક વિષયમાં તેમણે સો ટકા ગુણ મેળવ્યા છે. ત્રણ વિષયમાં ડીસ્ટીંગક્શન મેળવ્યું છે, એ વિષયમાં નવાં રેકર્ડ સ્થાપ્યાં છે.

આમ છેલ્લી પરીક્ષાનું પરિણામ મને ખૂબ સુંદર લાગ્યું એટલે આવાં બહેનને પરદેશમાં ભણવા મોકલ્યાં હોય તો સારું માની મેં એમને મારો એ વિચાર જણાવ્યો. કમુબહેનનો જવાબ એનો એ જ હતો : 'હું તો અભ્યાસ કરવા તૈયાર જ છું. મને આખી જીંદગી ભણવાનું ગમે, પણ મારી પાસે પૈસા નથી......'

મે કહ્યું : 'તમે પૈસાની ચિંતા ન કરશો. એ તો થઈ રહેશે. તમે પાસપોર્ટ કઢાવો. અને જ્યાં ઠીક લાગે તે કૉલેજનું પ્રવેશપત્ર મેળવી લ્યો.'

એ ઉપરથી એમણે બધી તૈયારી કરી અને ડબ્લીનમાં 'નેશનલ મેટર્નીટી હોમ' જે મોટું પ્રસૂતિગૃહ છે તેમાં અભ્યાસ માટે પ્રવેશપત્ર મેળવ્યું.

છેલ્લા ઉનાળામાં સરદાર સાહેબ જ્યારે નડિયાદ આવ્યા ત્યારે તેમના આશીર્વાદ લેવા મુલાકાત ગોઠવેલી. પરિચયમાં જ સરદાર સાહેબને નવાઈ લાગી—ભાદરણવાળા પુરુષોત્તમ ભગવાનનાં પૌત્રી! અને એઓશ્રીએ કહ્યું: 'બોલ બહેન, તારે રૂપિયાની મદદ જોઈએ છે?'

કુમુબહેને કહ્યું: 'ના, મારે એની વ્યવસ્થા થઈ ગઈ છે.'

કુમુબહેનને એમના પિતા રૂપિયા નથી આપતા વગેરે વાત જાણી સરદાર સાહેબે અમને બધાને સૂચના કરી કે આનું તમારે સમાધાન કરી આપવું જોઈએ.

અમે જણાવ્યું કે, સમાધાન માટે ખૂબ પ્રયત્નો કર્યા પણ કંઈ વળ્યું નહિ. તેમના પિતા તેમને રૂઢિ રિવાજ પ્રમાણે પરણાવવા ઇચ્છે છે અને કુમુબહેનનો સંકલ્પ છે કે જ્યાં સુધી પાટીદાર જ્ઞાતિમાં પરણ વગેરેના કુરિવાજોનું સામ્રાજ્ય છે ત્યાં સુધી લગ્ન કરવું નહિ. આ મતલબની જાહેરાત તેમણે દસેક વર્ષ ઉપર 'પાટીદાર' માસિકમાં કરેલી પણ છે. સરદાર સાહેબ આ મુલાકાતથી ખુશ થયા હતા.

આવાં વિદ્યાવ્યાસંગી કુમુબહેન થોડા સમય પહેલાં એરોપ્લેનમાં ઊડીને લંડન થઈ ડબ્લીન ગયાં અને હાલ ત્યાં તેમના અભ્યાસમાં એકરત થઈ ગયાં છે.



## અક્કલ બડી કે ભેંસ!

વડોદરાના તમાકુ ખાતાના એક અધિકારીએ કાયદાના ઘટાવેલા અર્થે ભારે રમૂજ પેદા કરી છે. તમાકુની વખારમાં તમાકુ સિવાય બીજી વસ્તુઓ નહિ રાખવાનો હુકમ છે. આ હુકમ વાંચી સાહેબ એક વખારમાં ગયા. તેમણે વખારમાં ગાંધીજી, જવાહર, સુભાષની તસ્વીરો જોઈ અને હુકમ કર્યો કે કાયદાનો ભંગ કરી આ તસ્વીરો કેમ રાખી છે? તમાકુ જોખવા માટેની કાંપાનું લટકાવવા રાખેલી લાકડાની ઘોડી જોઈ તેને ખસેડવાનો પણ હુકમ કર્યો!

—એક છાપાનાં સમાચાર

# સમસ્ત પાટીદાર પરિષદ—૪

## [૧] ચર્ચા માટે ઠરાવોનો કાચો ખરડો

**ઠરાવ ૧:** હિંદની આઝાદીના ઉગમકાળે અને સર્વાંગ વિકાસ તરફના એના પ્રસ્થાન કાળે મળેલી સમસ્ત પાટીદાર પરિષદની આ બેઠક આ ઠરાવથી જાહેર કરે છે કે પરિષદ ભરવાનો ઉદ્દેશ જ્ઞાતિવાદને પોષવાનો નથી. જ્ઞાતિવાદ રાષ્ટ્રીયતાનો વિરોધી છે અને હિંદુધર્મ તથા હિંદી રાષ્ટ્રીયતા તેથી નબળી પડી છે, એ કડવું સત્ય પરિષદ સ્વીકારે છે. આ પરિષદ બોલાવવાનો ઉદ્દેશ માત્ર જ્ઞાતિના આંતરિક વિશિષ્ટ સવાલોનો ઉકેલ લાવવાનો છે.

**ઠરાવ ૨:** જ્ઞાતિઓનાં જ્ઞાતિસૂચક ધંધાનાં લક્ષણ હવે પહેલાંના જેવાં રહ્યાં નથી, તેમજ રોટીબેટી વ્યવહારની દીવાલો ઇષ્ટ નથી અને આ યુગને ભાવતી પણ નથી એ જોતાં, પહેલાં જ્ઞાતિઓ સાર્થક હતી કે નહિ એના વિવાદમાં ઉતર્યા વિના આ પરિષદ માને છે કે જ્ઞાતિઓનો નાશ થવો જોઇએ અથવા તો તે નામશેષ થવી જોઇએ.

**ઠરાવ ૩:** જ્ઞાતિ–ઉચ્છેદન એ પહેલા નંબરનું રાષ્ટ્રીય કાર્ય છે એમ માનવા છતાં આ પરિષદ માને છે કે એ કાર્ય તરતમાં થાય એવું સહેલું નથી. કેવળ કાયદાથી નહિ પણ લોકમત કેળવવાથી જ એ બને એવું છે. આ દૃષ્ટિએ પ્રથમ તે તે જ્ઞાતિઓમાંની પેટાજ્ઞાતિઓને તોડીને જે તે જ્ઞાતિને વિશાળ બનાવવી જરુરી છે. પાટીદારોની મુખ્ય બે પેટાજ્ઞાતિઓ: કડવા અને લેઉવા, એમાં પણ અનેક નાના મોટા ભાગો, ગોળ, જથ્થા અને કુંડાળાં અને એમાં પણ અનેક ચડતા ઉતરતી શ્રેણીઓ છે, તેની આ પરિષદ ખેદપૂર્વક નોંધ લે છે. એ તમામ શ્રેણીઓ, ગોળ અને કડવા–લેઉવાના ભેદોને તોડીને એક સમસ્ત પાટીદાર જ્ઞાતિ બનાવવી એ આ પરિષદનું પ્રથમ કર્તવ્ય છે.

**ઠરાવ ૪:** ગોળ અને શ્રેણીઓને પોષનારાં કારણોમાં કુલીનતા અને ખાનદાનીનાં પ્રચલિત ધોરણો મુખ્ય ભાગ ભજવે છે. એ ધોરણો એટલે વિધવાવિવાહની બંધી, સાટાં ત્રેખડાંનો અભાવ, જ્ઞાતિભોજનનાં ખર્ચ, આપવા-લેવાના કઢંગા રિવાજો તથા મિથ્યાભિમાનને પોષનારા બીજા અનેક રિવાજો. આ ધોરણો કુલીનતા કે ખાનદાનીનાં કોઇ રીતે સૂચક નથી. આથી પેટાજ્ઞાતિઓને તેમજ ચડતા ઉતરતી શ્રેણીઓને પોષનારાં અને સમસ્ત જ્ઞાતિને એક બનાવવામાં અંતરાયરૂપ નીવડતાં ઉપરનાં ધોરણો આ પરિષદ સ્વીકારતી નથી એટલું જ નહિ પણ તેનો ત્યાગ કરવા દરેક જ્ઞાતિજનને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

ઠરાવ ૫: આજે પ્રવર્તતી જ્ઞાતિમાં જ્ઞાતિજનની અસમાનતા હિંદી લોકસભાએ ઘડેલા મૂળભૂત હકોની વિરોધી હોઈ આ પરિષદ માને છે કે બધા પાટીદારો જ્ઞાતિજન તરીકે સમાન દરજ્જો ધરાવે છે, અને કોઇ પણ જ્ઞાતિજનને સામાજિક વ્યવહારોમાં ચડતાઊતરતી ગણવાગણાવવાનો સખત વિરોધ કરે છે.

ઠરાવ ૬: પરંપરાગત ચાલી આવેલી અને રોજરોજ વૃદ્ધિ પામતી સમસ્ત પાટીદાર જ્ઞાતિની અંદરની અનેક શ્રેણીઓને લીધે લગ્નવ્યવહારનાં ક્ષેત્ર અતિશય મર્યાદિત બની ગયાં છે. અને તેનો સીધો લાભ જ્ઞાતિની નિર્દોષ અને મૂગી બેનદીકરીઓ બની છે. આવી કૃત્રિમ શ્રેણીઓને તોડી વિશાળ પાટીદાર જ્ઞાતિમાં અનુકૂળતા અને ગુણદોષનો જ વિચાર કરીને લગ્નસંબંધો યોજવા, આ પરિષદ દરેક માબાપને અને યુવકયુવતીને હાકલ કરે છે.

ઠરાવ ૭: આ પરિષદ વિધવાવિવાહને વિધુરવિવાહ જેટલો જ યોગ્ય અને આદરણીય ગણે છે.

ઠરાવ ૮: આ પરિષદ દરેક પાટીદારને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે કે રાષ્ટ્રની ખોરાકની હાડમારીના આજના સમયે કાયદાથી માન્ય હોય તેથી પણ ઓછો જ્ઞાતિભોજનમાં અનાજનો વ્યય કરવો.

ઠરાવ ૯: લગ્નવ્યવહારને કપડાં, ઘરેણાં, જ્ઞાતિભોજન અને દાયાંના રિવાજોથી અતિશય મોંઘો અને બોજા ઉપરવટનો બનાવી દેવામાં આવ્યો છે તેથી કન્યાપક્ષને અતિશય સહન કરવું પડે છે. આ પરિષદ દરેક પાટીદારને આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે લગ્નવ્યવહારને તેના તમામ ખર્ચસહિત બંને પક્ષોએ સમાન જવાબદારી અને ભાગીદારીથી સરખે હિસ્સે વહેંચી લેવો. લગ્નપ્રસંગમાં સાદાઈ અને સરળતાને સંસ્કારની નિશાની લેખવાં.

ઠરાવ ૧૦: આ પરિષદમાં પસાર થયેલા ઠરાવોના અમલ માટે પ્રચાર કરવા અને લોકમત કેળવવા તથા સમસ્ત પાટીદારોના હિતમાં રાષ્ટ્ર વિરોધી ન હોય તેવાં કાર્યો આદરવા માટે 'સમસ્ત પાટીદાર મંડળ' સ્થાપવાની આવશ્યકતા આ પરિષદ સ્વીકારે છે અને તે મુજબ ૨૧ માણસોની કાર્યવાહક સમિતિ નીમવાનું ઠરાવે છે. મંડળના ધારાધોરણો ઘડી કાઢવા માટે એક પેટાસમિતિ નીમવા કાર્યવાહક સમિતિને ભલામણ કરે છે.

**ઉપરના ઠરાવોના સમર્થનમાં બે બોલ**

પરિષદમાં હાજર રહેનારાં ભાઈબહેનો તો આ ઠરાવો પર વિચાર કરશે જ. પણ જો તેને વેળાસર પ્રસિદ્ધ કરવામાં આવે તો પરિષદમાં ભાગ ન લેઈ શકનારાં અનેક ભાઈબહેનો તેના પર ચર્ચા કરી પોતાના વિચારો ત્યાં મોકલી શકે એ હેતુથી

આ ખરડો પ્રસિદ્ધ કરવાનું યોગ્ય માન્યું છે. એના સમર્થનમાં વિશેષ લખવાની જરૂર જણાતી નથી, કારણ કે ઠરાવો પોતેજ સરળ અને અર્થવાહી છે.

કોઇ પૂછશે, "ઠરાવોના આ ખરડામાં જ્ઞાતિની ઉન્નતિ માટે શું છે? કેળવણી, વ્યાયામ, આર્થિક યોજનાઓ અને એવાં બીજાં જ્ઞાતિને આગળ વધારનારાં અને દીપાવનારાં કાર્યો માટે તો એમાં જરાયે વિચાર જ કર્યો નથી."

પહેલા ઠરાવમાંજ આ વાતનો ખુલાસો આવે છે. કેળવણી, વ્યાયામ, આર્થિક યોજનાઓ વગેરે બાબતો સમગ્ર હિન્દી જનતાને સ્પર્શે છે. એને માટે દરેક જ્ઞાતિ જુદો જુદો પ્રયત્ન કરે તો રાષ્ટ્રની શી દશા થાય? એથી તો હિન્દી રાષ્ટ્રમાંજ જ્ઞાતિરૂપી અનેક 'પાકીસ્તાનો' ઊભાં થાય. રાષ્ટ્રીયતાની તો પછી આશા જ ક્યાંથી રાખી શકાય? આપણે તો રાષ્ટ્રના વિકાસની બધી યોજનાઓમાં શક્તિ હોય તો આગળ પડતો ભાગ લેઇને, નહિ તો અદના સેવક થઇને બતાવેલું કામ કરવું જોઇએ. રાષ્ટ્રની પ્રગતિમાં જ્ઞાતિની પ્રગતિનો સમાવેશ થઈ જાય છે.

કોઇ પૂછશે, "તો પછી આવી પરિષદો ભરવાની જરૂર શી છે? વધારામાં તમે તો જ્ઞાતિઓને મૂળમીજ ઉખેડી નાખવાની વાત કરો છો."

વિશાળ દૃષ્ટિથી, રાષ્ટ્રીય દૃષ્ટિથી, હિન્દુ સમાજના સંગઠ્ઠન અને બળની દૃષ્ટિથી જોતાં એની વાસ્તવિકતા જરૂર સમજાશે. એને સમજવા માટે જ્ઞાતિવાદનાં પડળ દૂર કરવાની જરૂર છે. તેમ છતાં ઠરાવ ત્રીજામાં વિશાળ પાટીદાર જ્ઞાતિને તેના લેઉઆ અને કડવાના ભેદોને, તેમાંની અસંખ્ય શ્રેણીઓને તોડી લગ્નવ્યવહાર માટે સાચે જ એક બહોળું ક્ષેત્ર બનાવવું તેને પરિષદનું પહેલું અને મહત્ત્વનું કાર્ય ગણ્યું છે. જુદા જુદા ગોળમાંની એનદીકરીઓની કાળજુ કાપી નાખે તેવી સ્થિતિ તો છે જ. જ્ઞાતિનાં આવાં દુઃખોનો ઉકેલ લાવવો એ જ જ્ઞાતિપરિષદોનું મહત્ત્વનું કાર્ય હોઇ શકે. જે કરવાનું છે એને અશક્ય ગણી, જે નથી કરવા જેવું (કેળવણી, વ્યાયામ વગેરે) તેમાં માથું મારીએ તો તેથી જ્ઞાતિને અને રાષ્ટ્રને બન્નેને નુકશાન છે. કેમકે તેથી જ્ઞાતિના સામાજિક પ્રશ્નો તો આપણે ઉકેલી શકતા નથી અને રાષ્ટ્રીય દૃષ્ટિથી જોતાં સમગ્ર હિન્દના પ્રશ્નો ગણાય તેને જ્ઞાતિના સંકુચિત ક્ષેત્રમાં લાવી મૂકીએ છીએ!

જ્ઞાતિ એટલે શું? અમુક એકજ પ્રકારના ધંધાને લીધે સામાજિક વ્યવહારની અનુકૂળતા હોવાથી બનેલું એકમ. એ કોઇ આર્થિક એકમ નથી જ. વળી જ્ઞાતિ એટલે અમુક ધંધો એવું પણ રહ્યું નથી. આથી આવાં એકમોએ પોતાનાં પંચ, મંડળ કે પરિષદોમાં માત્ર સામાજિક પ્રશ્નોને જ છણવાના હોય.

જ્ઞાતિની અંદરના વાડાઓ, તોડી જ્ઞાતિને વિશાળ બનાવવી એ જ્ઞાતિના લાભનું અને અગત્યનું કાર્ય છે તે હવે સમજાશે. આ કાર્ય પરિષદ ઉપાડે એમાં જ એની સાર્થકતા રહેલી છે. ભલે એ કાર્ય સન ૧૯૨૦માંના (અને આજે પણ) અસ્પૃશ્યતાનિવારણ જેટલું જટિલ અને અશક્ય દેખાય, તેમ છતાં તેની શુભ શરૂઆત કરવા જેવી છે એમ લાગ્યા વગર રહેશે નહિ. અશક્ય ગણીને અસ્પૃશ્યતાનિવારણનું કાર્ય હિંદી મહાસભાએ પડતું મૂકયું નહોતું. એ કાર્ય ઉપાડવા માટે હિંદુઓના મત લીધા હોત તો પાંચ ટકા પણ ન મળત. લોકમત વિરુદ્ધ હોવાથી મોટાં પણ યોગ્ય કાર્યો શિષ્ટપુરુષોની પરિષદ પડતાં મૂકતી નથી. કાળે કાળે સમાજના શિષ્ટ પુરુષો ધર્મના આચારોમાં સમાજને જીવતો રાખવા ફેરફાર કરતા આવ્યા છે. સમાજે તેને માનવા એ મનુની આજ્ઞા છે. આ યુગપલટાને સમયે આપણી સામે એવું એક ભગીરથ કાર્ય પડયું છે. આપણે તેમાં પાર ઉતરીએ.

બીજા નાના મોટા અને ઓછાવત્તા ઉપયોગી અનેક ઠરાવો થઇ શકે. પણ આ ઠરાવો તો સૂચન તરીકે માત્ર કાચો જ ખરડો છે. બીજા ભાઇઓ બીજા ઠરાવો પણ લાવશે જ અને તેના પર પણ પરિષદ ચર્ચા કરશે જ.

દારેસલામ, ડાહ્યાભાઇ મનોરભાઈ પટેલ

## [૨] સામાજિક ઉન્નતિ થવી જોઇએ

પહેલી કેળવણી કે પહેલો સમાજસુધારો એ પ્રશ્નનો ગમે તે નિકાલ હોય, પરંતુ કેળવણીનો અભાવ જ સામાજિક સડા માટે જવાબદાર છે એમ કહેવું એ વધારે પડતું છે. ગયા વર્ષે મોમ્બાસામાં પૂર્વ આફ્રિકા પાટીદાર પરિષદ ભરાયેલી. તેમાં સમસ્ત હિન્દી કોમના નેતા મનાતા આપણા જ્ઞાતિ ભાઇઓ—બેરીસ્ટરો, ડૉક્ટરો, સુનંદા વેપારીઓ, સરકારી દફતરોના વડા મુનિમો અને ઇજનેરો હતા. આ બધા અભણ અને અજ્ઞાન હતા—છે, એમ કહેવામાં આવે તો કહેનાર જ મૂર્ખ ઠરે; છતાં આ પરિષદે કરેલા ઠરાવોમાંના ઘણા તો હજી કાગળના બંડલમાંથી ઉકલ્યા નથી અને સામાજિક સુધારાના ઠરાવો સામાન્ય જ્ઞાતિજનો તો ઠીક પણ પરિષદના મુખ્ય મોવડીઓ આજે છડેચોક ઘોળી રહ્યા છે!

જગત આખું આજે અનાજની ખતરનાક તંગી ભોગવી રહ્યું છે ત્યારે આ પરિષદને બોલાવવાનું માન ખાટી જનાર મોમ્બાસા પાટીદાર સમાજ અત્યારે વાસણની સખ્ત તંગીમાં છે! સંસ્થા પાસે યોગ્ય પ્રમાણમાં વાસણો તો છે, છતાં વધારે માટે તાજેતરમાં ફંડની ટહેલ નાખી સંભળાય છે!!

જ્ઞાતિજનો સામાન્ય પ્રસંગોમાં પણ સમાજના શાંભામાં ગોઠ્યાં બધાં સમુહભોજનો ગોઠવે છે કે વધારે પડતી વાત ન હોય તો સમાજને એક ડીનર હાઉસ (ભોજનગૃહ) કહેવા જેવું થઇ રહ્યું છે! લગ્નપ્રસંગોનાં ભોજન પરિષદના ઠરાવોથી જરાય અંકુશાયાં નથી. લેવડદેવડનો વ્યવહાર ઠરાવોની જરાય પરવા કરતો નથી. આમ જે જગ્યાએ પરિષદે સમાજસુધારાના ઠરાવો કર્યા હતા એ જ સમાજના શાંભામાં બધા ઠરાવો છડેચોક ધોઇપીવાઇ રહ્યા છે!

મુંબઇ ભરાનાર આ પરિષદ કેળવણી, આર્થિક તથા શારીરિક પ્રશ્ન ન વિચારે—એને માટે કંઇક સક્રિય કરવાના ઠરાવો ન કરે એવું કહેવું નથી. પરંતુ એટલું જરુર કહેવું છે કે સૌ કરતાં માનવજીવનના વિકાસ માટે વધારે અગત્યનો પ્રશ્ન સામાજિક છે. એને જ વધારે વજન આપી એ વિષય પર ખૂબ ચર્ચા કરી અસરકારક ઠરાવો કરવા અને તેને અમલી બનાવવા વ્યવસ્થિત સક્રિય કામની રુપરેખા તૈયાર કરવી.

કન્યા વ્યવહારનું ટૂંકું ક્ષેત્ર એ આપણી મોઘમાં મોટી મુસ્કેલી છે. એનો ઉપાય ક્ષેત્રના વિસ્તાર સિવાય બીજો નથી.

રીતિનીતિમાં એક સરખાં ચરોતરનાં પડોશી લેઉવા પાટીદાર ગામો જુદા જુદા જૂથમાં રહી કન્યાવ્યવહારમાં પાગવાર મુશીબતો વેઠી રહ્યાં છે. તે જૂથોને એક કરી કન્યાવ્યવહારમાં સૌને સમાન બનાવવા, કન્યાવ્યવહારના ટૂંકા ક્ષેત્રને વિસ્તારવાની બાળાખડી ઘૂંટવી પડશે. એ જ પ્રમાણે કાઠિઆવાડ અને બીજે વસતાં પાટીદાર ગામો કક્કા ઘૂંટવા મંડી જાય અને એમાં કંઇક સફળતા દેખાય. પછી કન્યાવ્યવહાર માટે જ્ઞાતિ વિસ્તારનું સમગ્ર એકમ કરતાં અઘરૂં નહિ લાગે.

ઉપરાંત વરકન્યાની પસંદગીમાં કોઇ જાતની રૂકાવટ ઊભી ન થવા દેવાના, તેમની યોગ્ય ઉંમરનું પ્રમાણ સૂચવતા, લગ્ન તેમજ બીજાં દરેક ખુશાલી નિમિત્તનાં સમુહભોજનો પર યોગ્ય પ્રતિબંધ મૂકતા, લેવડદેવડના વ્યવહારમાં યોગ્ય મર્યાદા મૂકતા, વિધવાવિવાહને ઉત્તેજન આપતા, વગેરે સામાજિક સુધારણા માટે ઠરાવો કરવા.

આવા ઠરાવો અનેક પરિષદો કરી ગઇ છે. પરંતુ ઠરાવોને અમલીરૂપ અપાવવામાં પરિષદોએ કંઇ પણ સક્રિય યોજનાઓ નહિ કરેલી હોવાથી લગભગ બધા જ ઠરાવો હાસ્યાસ્પદ બન્યા છે. મુંબઇમાં ભરાનાર પરિષદે આવા ઠરાવો કરતા પહેલાં તે ઠરાવો અમલીરુપ થાય તેવી યોજના તૈયાર કરવી પડશે. આ યોજનાને ફળીભૂત બનાવવા "સમસ્ત પાટીદાર સમાજ" નામની એક

પ્રથમી સંસ્થા સ્થાપવી. ચરોતર પાટીદાર સમાજ, કાઠિયાવાડ પાટીદાર સમાજ અને એવી બીજી એત્રણુ સંસ્થાઓ વિભાગવાર મુખ્ય સંસ્થાના છત્ર હેઠળ સ્થાપવી. અને એ પેટા સંસ્થાઓના છત્ર-હેઠળ ગામે ગામ યુવકસંઘો સ્થાપવાં. સ્ત્રીઓ માટે કોઈ અલગ સંસ્થા ઊભી નહિ કરતાં આ જ સંસ્થામાં તેમનો સમાવેશ કરી દેવો. આ કાર્યવાહીના સભ્યો પાસેથી પરિષદે કરેલા ઠરાવોના પાલન માટે અને સંસ્થાના ઉદ્દેશો માન્ય રાખવા માટે બાંહેધરી લેવી. એવી જ બાંહેધરી પેટા સંસ્થાઓ અને યુવકસંઘોની કાર્યવાહી પાસેથી લેવી. દરેક સંસ્થા અને સંઘોના કાર્યકર્તાઓ નિસ્વાર્થી અને સેવાભાવી હોવા જોઈએ અને તેઓ એવા જ રહે એટલા માટે જરુર લાગે ત્યાં તેઓને વેતન આપવું.

**મોરખાસા,** **મોહનભાઈ પટેલ**

## [૩] પરિષદ ભરાવાનું લંબાશે?

તા: ૧૨-૧૦-૪૭ના રવિવારે મુંબઈની દસ-પાટીદાર સંસ્થાઓની કાર્યવાહક સમિતિઓની સંયુક્ત સભા સમસ્ત પાટીદાર પરિષદનું કામકાજ આગળ ધપાવવા માટેનો મહત્ત્વનો નિર્ણય કરવા મફતલાલ બાગમાં શ્રી. શંકરભાઈ જેશાભાઈ અમીનના પ્રમુખપણા હેઠળ મળી હતી. જેમાં સાઠ સીત્તર ભાઈ-બહેનોએ હાજરી આપી હતી.

પરિષદ અંગે ચર્ચવા યોગ્ય અનેક મુદ્દાઓની વિસ્તૃત ચર્ચા બાદ યુવક સંઘના મંત્રી શ્રી. જશભાઇ તરફથી નીચેનો ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો. જે સર્વાનુમતે મંજૂર રાખવામાં આવ્યો હતો.

"આજની આ સભા ઠરાવે છે કે સમસ્ત પાટીદાર જ્ઞાતિની સર્વદેશીય ઉન્નતિ અર્થે સમસ્ત પાટીદાર પરિષદ ભરવા માટે 'પરિષદ સમિતિ' નીમવી. જેમાં મુંબઈનાં સઘળાં પાટીદાર મંડળો પાંચ પાંચ સભ્યો ચૂંટી મોકલે. આવા ચૂંટાયેલા સભ્યોની સંયુક્ત સમિતિને વધારાના સભ્યો કો-ઑપ્ટ કરવાની છૂટ રહેશે. આ સમિતિને પેટા સમિતિઓ નીમી પરિષદનું કામકાજ આગળ ધપાવવાની સત્તા આપે છે."

અહીંના કાર્યકરોની ઈચ્છા પ્રચંડ પ્રચાર કરવાની છે. જેથી કોઈ પણ પાટીદાર પરિષદની જાણ વિનાનો ન રહી જાય. આથી સંભવ છે પરિષદ ડિસેમ્બરમાં નહિ ભરાતાં થોડા મહિના વધુ લંબાય.

**મંત્રી, શ્રી પાટીદાર યુવક સંઘ, મુંબઈ**

# નાને મોઢે મોટાંની વાતો

અલખ નિરંજન

અનાજના ભાવ વધારવાની ચોમેરથી બૂમ ઊઠી હતી. તેમાં કોંગ્રેસના કાર્યકરો અને સમિતિઓએ પણ સૂર પૂરાવ્યો હતો, એટલે ભાવ વધશે એમ સૌ આશા રાખી રહ્યા હતા. પરંતુ બાર વર્ષે આવો બોલે કે, જા બચ્ચા દુકાળ પડેગા, એવો જવાબ પૂરવઠા પ્રધાન શ્રી. દિનકરરાય દેસાઇએ મુંબઇની ધારાસભામાં આપ્યો.

એમણે કહ્યું કે, અનાજના ભાવ ઓછા છે જ નહિ! લડાઇ પહેલાં જે ભાવ હતા તે કરતાં આજના બાંધેલા ભાવ લગભગ ૩૫૦ ટકા છે. અને બીજી બાજુ જીવનધોરણ લગભગ ૨૬૦ ટકા લડાઇ કરતાં વધ્યું છે.

એટલે આટલું કહીને ખેડૂતોને માફ કર્યા એ જ એ પ્રધાન સાહેબનો ઉપકાર માનો ને! બાકી જીવનની મોંઘવારી કરતાં ૯૦ ટકા જે ભાવ ખેડૂતો મફતના વધારે લેઇ જાય છે, તે એમણે કાપી નાખ્યો હોત તો ખેડૂતો શું મોથ મારવાના હતા?

જો હું ધારાસભાનો સભ્ય હોત તો તે વખતે શ્રી. દીનકરભાઇને જરૂર પૂછત કે, જો એ પ્રમાણે જ ધોરણ ગણવાનું હોય તો પછી કાપડ વગેરેના ભાવ બાંધતી વખતે ખર્ચનો હિસાબ શું કરવા ગણો છો? એ ભાવો કાં ૨૬૦ ટકાના જીવન વધારા પ્રમાણે ગોળા હિસાબે નથી બાંધી દેતા? પણ ઐસા દિન કહાં કે મિયાં કે પાવમેં જૂતી! હું ધારાસભામાં હોત તો પછી ધારાસભા બહાર કોણ રહેત?

બીજી દલીલ એમણે એ કરી કે આ બાંધેલા ભાવ ખેડૂતને નથી પોષાતા એમ શા ઉપરથી કહો છો? જો એમને સાચે જ એથી ખોટ જતી હોત તો છેલ્લા પાંચ વર્ષમાં ખેડૂતોનો મોટો ભાગ દેવા મૂક્ત થઇ ગયો એવું શું આ જ સાબિત કરે છે કે ખેડૂતની ભાવ ન પોષાવાની વાત ખોટી છે. પોષાય છે અને નફો થાય છે એ હકીકત છે.

અને આ દલીલ તમે નાનીસૂની ન માનતા. ડૉ. હરિપ્રસાદ દેસાઇ તે દિવસની ધારાસભાનો હેવાલ લખતાં કહે છે કે, શ્રી. મોરારજી દેસાઇએ એક સભ્યને યાદ દેવડાવ્યું કે ઘણા ખેડૂતો દેવામાંથી મૂકત થાય છે તેની આપને ખબર છે? ત્યારે ધારાસભામાં હસાહસ થઈ હતી!

હું થ અનાજના ભાવ વધયા જોઈએ એવી બૂમો આજ સુધી સમજ્યા વગર પાડતો હતો. પરંતુ હવે મને સમજાયું કે વર્તમાનપત્રોએ અને ખેડૂતોએ તો લોકોને છેતર્યા હતા! સાચે જ, જો ખેડૂતોને ન પોષાતું હોત તો દેવાં એમનાં ફીટયાં ક્યાંથી? દેવાં ઘણે અંશે ફીટયાં હતાં તે વાતમાં શંકા હતી નહિ. ધારાસભાના સભ્યો જેમ મહાત થઇ એનો કંઇ જવાબ ન આપી શકયા અને પોતે ગેરરસ્તે દોરવાઇ ગયા હતા, એ પોતાની મૂરખાઇ ઉપર હસ્યા, તેમ હું મારા ઘરમાં બેઠો બેઠો હસ્યો.

માળું! આપણા પ્રધાનો જો આટલા ચકોર અને ચાલાક ન હોત તો જરૂર લુચ્ચા ખેડૂતો સરકારને છેતરી જાત! એમણે તો અનુભવી પૂ. રવિશંકર મહારાજને પણ ભોળવ્યા હતા. એ ગામડામાં રહેતા હોવા છતાં, ખેતી અને ખેડૂતને ઓળખતા હોવા છતાં પણ આબાદ છેતરાઇ ગયા! અને એમણે પણ ગેરરસ્તે દોરે તેવું નિવેદન પાડયું: 'વધારે અનાજ ઉગાડવાનાં સરકારનાં આ લક્ષણ છે?'

શ્રી ગવજીભાઈ જેવા પીઢ કોંગ્રેસ આગેવાન પણ છેતરાઈ ગયા! અને તેમણે પણ ભાવ વધારે આપો તેવા સૂર પુરાવ્યો.

પણ બાલું ધન્ય એ પ્રધાનોનું કે એમણે સૌની આંખ ઉઘાડી. કહ્યું—તમારી તે ફૂટી ગઇ છે? શું તમે પણ અંદરના માણસ થઇ ગેરસમજુતી કરી બેસો છો! એટલું નથી સમજતા કે જો ખેડૂતોને ન પોષાતું હોય તો દેવાં તૂટયાં શી રીતે?

ડૉ. હરિપ્રસાદ લખે છે કે શ્રી. દિનકરભાઇએ દુખલાદલીલો સાથે આપીને ધારાસભ્યોની બધી ગેરસમજુતી દૂર કરી હતી.

ડોકટર સાહેબ! તમે સર્વ ધારાસભ્યો તો વાત સમજે એવા ભણેલા અને ડાહ્યા રહ્યા એટલે ગેરસમજુતી તરત દૂર થઇ. પણ બહાર લોક બહુ જડ છે. તેલ ન જુએ, તેલની ધાર ના જુએ ને બસ સુલેમાનની ગાડ્ડી હાંકયે રાખે.

મેં ગેરસમજુતી દૂર કરવા દલીલ કરી ત્યારે મને જ તોડી ખાવા લાગ્યા. કહે છે—ધારાસભાના વાત ડાહ્યા, પંખા નીચે બેસનારા અને ખેતીના બિન-અનુભવી લોકોને તું સમજાવી આવજે. અમે કંઇ એવી છેતરવાની વાત સાંભળવા તૈયાર નથી.

ડૉક્ટર સાહેબ! આ લોકો તો જુઓ! કેટલા ખોટે રસ્તે દોરવાઈ ગયા છે? દલીલને પણ જે ન સાંભળે એવા જડ લોકોને શું કહેવું? સમજે નહિ અને સરખો ભાગ માગે તેમ મોટા મોટા પ્રધાનોના જવાબ સામેય દલીલ કરે છે. કહે છે—અમારે દેવું ન હોય માટે અમે વ્યાજબી ભાવ ન માગીએ? વ્યાજબી ભાવને અને દેવાને શું સંબંધ? અને દેવું હતું ત્યારે દયા ખાઇને કોણે વધારે ભાવ આપવાની વાત કરી હતી? મિલોવાળાને વધારે ભાવ આપો છો તે શું તેઓ દેવામાં ડૂબી ગયા છે? એમના બંગલા અને મોટર દેવામાં ગયાં છે? જે લોકોનાં લાખે લેખાં ગણાય છે તેમની સામે દેવા–લહેણાની દલીલ નથી કરતા અને અમારી સામે શું કામ કરો છો?

ડૉક્ટર સાહેબ! આ લોકો આટલું બોલીને બેસી રહ્યા હોત તો તો સારું હતું. મેરી બી ચૂપ, ઔર તેરી બી ચૂપ, એમ હું તમારા સુધી વાત કરવા જ ન આવત. પણ ઊલટા એ જડ લોકો તો એથીય આગળ ગયા. કહે છે—તમારા પ્રધાનોને કહો કે ખેડૂતોનું દેવું તમે જે ભાવ બાંધ્યા છે તેથી તો આ જન્મે તો કદી ન જાત. એ ગયું છે તેનું કારણ ખેડૂતોએ એ ભાવે કદી અનાજ વેચ્યું નથી તે છે!

ડૉક્ટર સાહેબ! આવા લોકોને શું કહેવું? શહેરના લોક તો કાળું બજાર કરે છે પણ મોંએ કદી એનો ઉચ્ચાર કરતા નથી. પણ આ લોકો તો કાળા બજારમાં અનાજ વેચે છે, એ વેચ્યાનો સ્વીકાર કરે છે અને ઉપરથી એને કાળું બજાર માનતા નથી! કહે છે—એ તો સવિનય ભંગ છે! સરકાર વ્યાજબી માગણી ન સ્વીકારે તો એ કાયદાનો ભંગ કરવો એમ બાપુએજ પ્રધાનોને પ્રથમ શીખવ્યું. એજ શાસ્ત્ર આજે અમે એમની સામે વાપરીએ છીએ!

ડૉક્ટર સાહેબ! ખાનગીમાં એક વાત કહું? તમે પ્રધાનોને પહોંચાડશો? અનાજના વ્યાજબી ભાવ નહિ વધે તેથી ખેડૂતોને કંઇ ઝાઝું નુકસાન નથી જવાનું. એ તો જે કરતા હશે તે કર્યાં જશે. પણ એથી આપણા જેવા ખેતી ન કરનારનેજ દુઃખ છે. મારી સાથે આવો તો ગામડે લેઇ જાઉં. બતાવું કે આ સાલ બે વરસ જેટલું અનાજ પાક્યું છે કે નહિ? છતાં લોકો લેવી આપવાના નહિ–આપશે તો પૂરી આપવાના નહિ. એટલે છતે અનાજે આપણને રેશનમાં જુવાર, મકાઇ, આટો, જવ અને એવું ધૂળ અનાજ મળ્યા કરવાનું. એટલે મરો છે શહેરવાળાંનો. તેમાંય કાળાબજ[illegible] લાવીને ખાનારને તો કંઈ

ચિંતા નથી, પણ એવી જેમને આવડત નથી કે શક્તિ નથી તેટલા રેશનની લાઇનમાં ઊભા રહેવાનું જ આખું અઠવાડિયું કામ કરે છે.

આખી દેશમાં અનાજની જે તંગી દેખાડાય છે તે ખોટી છે એમ અમદાવાદની સભામાં શ્રી. મનુ સુબેદારે પણ કબૂલ કર્યું છે. નહિ તો એ પ્રમાણે લોકો ભૂખમરાથી મરી જવા જોઈતા હતા. કાપડનું પણ એવું છે. કોઈ દરજી પાસે જઈએ છીએ તો મહિના વગર કપડાં આપતો નથી. જો સાચેજ કાપડની તંગી હોય તો એ બધા કૂચા સિવાવવા આવે છે ક્યાંથી?

મરવા દો એ વાત. હુંય પાછો રેશનિયો છું એટલે મેં ખેડૂતો સાથે શ્રી. રાવજીભાઈના નિવેદનની વાત કરી. કહ્યું—હવે બાજરી કાપી કલકત્તી તમાકુ ન વાવો. સરકારની પાસેથી પૂરતા ભાવ મેળવવા કરતાં પ્રભુને વધુ પ્રિય મૂડી પ્રાપ્ત કરવાની ખાતર પણ તમાકુ નહિ રોપતા. ઘઉં વાવજો. સંભવ છે કે વધુ તમાકુ રોપનારને પાણી આપવાની મનાઈ થાય અને ગુનામાં આવી પડે. એવા જોખમમાં પડવા કરતાં ઘઉં વાવવા એ જ ઉત્તમ છે.

આ ખેડૂતોને શું થઈ લાગ્યું છે? શ્રી. રાવજીભાઈના નિવેદનમાંથી ય પોરા શોધે છે. એક દહાડો મેં એ લોકોને સત્યનારાયણની કથા અંગે કહ્યું હતું કે એમાં સત્યનારાયણની કથા ક્યી! એમાં તો બીક, ભય, અને લાલચ જ છે. કલાવતી પ્રસાદ લેવા ન રહી તે એના ધણીનું વહાણ ડૂબી ગયું. રાજાએ પ્રસાદનો અનાદર કર્યો તેથી એની પુત્રસંપતિ નાશ પામી અને કઠિયારો કથા કરતો તેથી ધનવાન થયો. અજ્ઞાન પ્રજાને ભગવાન ઉપર પ્રીતિ કરાવવા માટે એમાં ભય અને લાલચની વાતો બ્રાહ્મણોએ એમના પેટ ખાતર જોડી કાઢી છે.

આ મારી કહેલી વાત એ લોકોએ મારે મોઢે જ મારી. કહ્યું—શ્રી. રાવજીભાઈના નિવેદનમાં એ કથા જેવું છે. પુણ્યની લાલચ આપે છે અને કાયદાની બીક બતાવે છે.

મેં કહ્યું—એવું નથી. શ્રી. રાવજીભાઈ તો ભાવ વધારવા માટે થાય એટલું કરે છે. નડિયાદ મુકામે ગુજરાત પ્રાંતિક સમિતિએ નીમેલી અનાજ સમિતિ મળી ગઈ. તેણે સરકારને ભલામણ કરી છે કે લાલમાં ખેડૂતો લેવીમાં જેટલું અનાજ આપે તેનો ભાવ દોઢો આપવો. અને લેવી ઉપરાંત રાજીખુશીથી આપે તેનો ભાવ બમણો આપવો.

# હુન્નર ઉદ્યોગની કેળવણી

ચિમનભાઈ મૂ. અમીન

અત્યારે ગુજરાતમાં કેળવણીની સંસ્થાઓની યોજનાઓનો રાફડો ફાટ્યો છે! એકલા ચરોતરમાં જ પેટલાદ, આણંદ, નડીઆદ એ ત્રણ સ્થળે કોલેજો શરૂ થઈ છે. અને બીજાં અનેક ગામોમાં અંગ્રેજી સ્કૂલો તથા હાઇસ્કૂલો શરૂ થવાની તૈયારીઓ ચાલી રહેલી છે. અમદાવાદ અને વડોદરા વચ્ચે યુનિવર્સિટીઓ કાઢવાની જાણે હરિફાઈ ચાલી રહી છે!

કેળવણીમાં પછાત રહી ગએલા આપણા દેશમાં આ રીતે કેળવણીની પ્રગતિ જોઈને કોઈ પણ કેળવણીકારને આનંદ થાય એ સ્વાભાવિક છે. પરંતુ અત્યારે આ પ્રવૃત્તિ એટલી બધી ઝડપી અને એક તરફી થઈ ગઈ છે કે ઘણી વખત એમ વિચાર થાય છે કે હાલ જે કંઈ થઈ રહ્યું છે તેમાં કંઈક ઉતાવળ કે ભૂલ થઈ રહી છે.

સૌથી પ્રથમ તો પ્રશ્ન એ થાય છે કે બહુ થોડા અંતરને છેટે કોલેજો સ્થપાય તે ઇષ્ટ છે કે કેમ? કોલેજો ચલાવવી એ બહુ ખર્ચાળ છે. એમાં પૂરતી સંખ્યામાં વિદ્યાર્થીઓ ન મળે તો તે લાંબો વખત ચલાવવાનું મુશ્કેલ પડશે. ટૂંકા ક્ષેત્રફળમાં બહુ કોલેજો નીકળે તો દરેકને વિદ્યાર્થીઓની સંખ્યામાં તૂટ પડશે અને દરેકને સ્વાશ્રયી થતાં મુશીબત આવશે એમ જણાય છે.

કોલેજો માટે મધ્યસ્થ સ્થળ રાખી બીજે સ્થળે હાઇસ્કૂલો અને કલાભવન જેવી કોઈ હુન્નરકળા શીખવવાની સંસ્થાઓ શરૂ થાય તો તેથી જનતાની વધુ સેવા થઈ શકશે કે કેમ તે વિચારવા જેવું છે. શાળાઓનાં પરીણામોનો અભ્યાસ કરશું તો જણાશે કે અંગ્રેજી પહેલા ધોરણમાં હોય છે તેમાંથી લગભગ દશ ટકા વિદ્યાર્થીઓ જ કોલેજમાં જતા હશે. બાકીના નેવું ટકા મેટ્રિક થતા સુધીમાં રખડી જાય છે. આવા અધવચ ઊઠી ગએલા છોકરાઓ તેમનાં માબાપના ધંધામાં કામના રહેતા નથી અને રખડી જાય છે. આ વર્ગને માટે હુન્નર ઉદ્યોગની સંસ્થાઓ ઘણી ઉપયોગી નીવડશે.

દેશમાં કોલેજોની જરૂર નથી એમ કહેવાનો આશય નથી. પરંતુ અત્યારે ધનવાનો અને દાતાઓ ફક્ત કોલેજો પાછળ જ પડયા છે. પરંતુ કોલેજોમાં ન જઈ શકતા હોય તેવા મોટા વર્ગના વિદ્યાર્થીઓ માટે કંઈ જ પ્રબંધ થતો નથી. એટલે તે તરફ ધ્યાન આપવાની સરકાર તથા ધનિકોની ફરજ છે. કોલેજોની સંખ્યા વધવાથી વિદ્યાર્થી આલમના દસ ટકા વર્ગની જ સેવા થઈ શકે છે. પરંતુ આવી હુન્નર ઉદ્યોગની સંસ્થાઓ શરૂ કરવાથી નેવું ટકા વર્ગની ઉન્નતિ કે સેવા થઈ શકશે.

સરકાર, કેળવણીકારો અને ધનિકો કેળવણીના પ્રશ્નની આ દિશા તરફ પણ વિચાર કરે તે જરુરી લાગે છે.

# વિમાનથી ખેતી !

અનુ— અંબાલાલ ભા. પટેલ

અમેરિકાના ખેડૂતો, ગોવાળો અને બીજા ગ્રામવાસીઓ પણ દિવસે દિવસે ધંધા અને આનંદ ખાતર વિમાનો વાપરતા થતા જાય છે. આજે વધતા જતા આ વપરાશ ઉપરથી એવી ગણત્રી કરવામાં આવે છે કે આવતાં પાંચ વર્ષમાં ગામડાંમાં નહિ નહિ તોય પાંચ લાખ વિમાનો વપરાશે!

સગવડો એથી જે બચાવ થાય છે તે જોતાં જુદા જુદા ધંધાના ગ્રામવાસીઓ સ્વાભાવિક રીતે એના ઉપયોગ તરફ આકર્ષાતા જાય છે. વળી એક બીજાથી દૂર દૂર વસેલી પશ્ચિમ અમેરિકાની પ્રજા તો કેટલીક વખત બજારનું રોકડું ખરીદવેચાણનું કામકાજ વિમાનદ્વારા જ કરે છે.

વિમાનના વધતા જતા વપરાશના ઉત્સાહથી ખેડૂતોએ એ અંગે બે સંસ્થાઓ પણ સ્થાપી છે. ઓકલાહોમામાં ખેડૂતોએ 'ઓકલાહોમા વિમાની ખેડૂત સંસ્થા'ની સ્થાપના કરી દીધી છે. અને એ પ્રમાણે બીજાઓના ગામો ખેડૂતોએ એ જોઈને પોતાની સંસ્થાને 'રાષ્ટ્રીય વિમાની ખેડૂત મંડળ' સાથે જોડી દીધી છે.

આ સંસ્થાઓના વિકાસદ્વારા ખેડૂતો અને ગોવાળોને સરળતા મળતી જતી હોવાથી નાનાં નાનાં વિમાનોનો વપરાશ વધ્યે જાય છે. પશ્ચિમના મોટા મોટા ખેડૂતો અને બગીચાઓવાળા એમના પાકની દેખરેખ રાખવા, અગર પાક ઉપર જંતુનાશક દવા છાંટવા મોટે ભાગે વિમાનથી જ કામ લે છે. એની સાથે સાથે તેઓ નહેરો, પાણીના ટાંકિયા, પવનચક્કી અને બીજા પાકનાં ખેતરો પર પણ નજર રાખી શકે છે.

હવાઈ રસ્તે ખેતરના પાકને બજારમાં પહોંચતો કરવાની સગવડ સો ગણી વધી ગઈ છે. ખેડૂતોને પહેલાં બજારના કેન્દ્ર ઉપર ઢોરાં, શાકભાજી અને ફળફળાદિ જમીન માર્ગે પહોંચાડતાં જે એક દિવસ લાગતો હતો, તે વિમાનદ્વારા એક કલાકમાં પતી જાય છે. સમયની કરકસર કરનાર આ અદ્ભુત યંત્રના ભાગોની ફેરબદલી કરી એ ખેતીના ઓજારો તરીકે પણ વાપરી શકાય છે. એ જ પ્રમાણે માંદગીના પ્રસંગે દર્દીને ઝડપથી દવાખાને લેઈ જવાના સેવાકૃત્યમાં પણ વિમાન ઉપયોગી થઈ પડે છે.

આથી આગળ વધી, તાજેતરના પ્રયોગોએ સાબિત કરી આપ્યું છે કે મોટા પાયા પર વાવણી કરવામાં પણ આ નાનાં વિમાનો અતિ ઉપયોગી છે. આ અખતરાઓ કરવામાં નીચી સપાટીએ ઊડતાં વિમાનોમાંથી બી વેરવામાં આવ્યાં હતાં. ઘણી થોડી મહેનતે અને ખર્ચે મોટા વિસ્તારમાં આ રીતે બી વાવી શકાય છે. આ જાતના વાવેતરમાં ઘઉં, ચોખા, ઓટ વગેરે અનાજનો સમાવેશ થાય છે, તેમજ પશુઓ માટેનું લીલું ઘાસ પણ વાવી શકાય છે. કેલિફોર્નિયાની ચોખાની ખેતીનો ૮૦ ટકા ભાગ આ રીતે વિમાનથી વવાય છે. વાવેતરમાં મોલ આવે ત્યારે એનો બગાડ કરતા બતક અને હંસોને વિમાનથી ઉડાડી મૂકવામાં આવે છે.

આ પ્રમાણે ઘાસનાં મેદાનમાં હજારો એકર જમીનમાં ચરાઉ ઘાસનું વાવેતર કરવામાં સફળતા પ્રાપ્ત થઇ છે. વરસાદ આવતા પહેલાં થોડા કલાકમાં મોટા વિસ્તારનું વાવેતર આમ સમયસર થઈ જાય છે.

પાકનું છ્વાતથી રક્ષણ કરવું એ ખેતીનું અગત્યનું કાર્ય છે. છ્વાત પડ્યા પછી જો થોડા સમયમાં એનો નાશ ન કરાય તો આખી ખેતીની બરબાદી જ માની લેવી. એટલે આવા વખતે વિમાન સૌથી વધુ ઉપયોગી થઇ પડે છે. જંતુવિનાશક દવાઓ સાથે ઊડેલું વિમાન એક જ રાતમાં પાકમાં પડેલી બધી છ્વાતનો નાશ કરી નાખે છે. આ વિમાન હાંકનારાઓ એટલા કુશળ હોય છે કે સો ફૂટથી ય નીચી સપાટીએ સતત્ હાંકી શકે છે.

આમ છ્વાતના નાશ અંગેનો પહેલો વિમાની અખતરો દક્ષિણ અમેરિકાના કપાસના વાવેતર ઉપર પ્રથમ કરવામાં આવ્યો હતો. તે પહેલાં આ વાવેતર ઉપર આર્થિક ભય કાયમ ઝઝૂમ્યા કરતો હતો. અને ત્યાં સફળતા મળતાં બાગબગીચાઓમાં અને ખેતીના બીજા પાકમાં પણ તે પ્રયોગ ચાલુ થયો. બીજા કોઇ ઉપાય કરતાં વિમાનમાંથી જંતુનાશક પાઉડર છાંટવાનું વધારે અસરકારક સાબિત થયું છે. કારણ કે વિમાનમાંથી છંટાતા પાઉડરને યંત્ર વડે એવી ગતિ આપવામાં આવે છે કે તે સીધો ઝાડના પાંદડાં નીચેના ભાગ પર, કે જ્યાં છ્વાત જામેલી હોય છે ત્યાં છંટાય છે.

વળી ખેડુતોને વિમાનો જેટલાં ઉપયોગી થઇ પડ્યાં છે તેટલાં જ ગોવાળોને પણ ઉપયોગી છે. મોટાં મોટાં મેદાનો ઉપર પશુપાલકોને પહેલાં એક આંટો મારતાં જે એક દિવસ લાગતો ત્યાં વિમાનથી તે કામ એક કલાકમાં

પતી જાય છે. વળી પશુઓ ઉપર પણ દેખરેખ રાખી શકાય છે. વૉશિંગ્ટનનો એક ઘેટાંપાલક પોતાના રહેઠાણથી દોઢસો માઈલ દૂર પોતાના ઘેટાંના ટોળાંની સંભાળ લે છે.

પશ્ચિમ અમેરિકાના ખેડૂતો અને ગોવાળોને માટે કાયોટી (coyote) પશુ ઘણું નુકસાનકર્તા છે. એ પશુનો વિમાનમાંથી શિકાર કરવાનું ઘણું સુગમ થઈ પડ્યું છે. પહેલાં આ પશુના શિકારમાં ઘણો સમય બરબાદ જતો અને તેમ છતાં સફળતા નહીવત મળતી. પરંતુ હાલ એ પશુ ઉપર વિમાનમાં રહી ગોળીબાર કરવાની રમત રસદાયક અને લાભદાયી થઈ પડી છે. જ્યારે એ પશુ નજરે પડે છે ત્યારે વિમાન નીચે ઉતરી આવે છે. એ પશુ એના પડછાયા નીચે ઘૂસી જવા તરત નજીક દોડી આવે છે અને સહેલાઈથી પાયલોટની બાજુમાં બેઠેલા શિકારીની ગોળીનો ભોગ થઈ પડે છે. આ પશુના શિકાર બદલ સરકાર તરફથી ઇનામ મળે છે અને નફામાં ચામડું ઊંચી કિંમતે વેચાય છે.

એવી જ રીતે, આ ખેડૂતો માટે જંગલી ઘોડાઓને એક જગાએ ભેગા કરવાનું કાર્ય જે પહેલાં અત્યંત અઘરું હતું, તે પણ વિમાનના ઉપયોગથી સરળ અને લાભદાયી થઈ પડ્યું છે. પહેલાં ગોવાળ ઘોડા પર બેસીને જ્યાં ફક્ત બે ત્રણ ટોળાંને એકઠાં કરી શકતો, ત્યાં આજે વિમાનથી અનેક ઘણા મોટા વિસ્તારમાં ૭ ઉપરાંતના ચરતાં ટોળાંને સહેલાઈથી એક સ્થળે ભેગાં કરી શકે છે. આ રીતે ઘોડાના ગોવાળો ૨૦૦ થી ૬૦૦ ઘોડાઓ ચારવા લેઈ જઈ શકે છે.

આવી જ રીતે, અમેરિકાનાં ઘણાં અગત્યનાં ઇમારતી વૃક્ષોનાં જંગલોનું અગ્નિદાહ અંગેનું નિરીક્ષણ કરવા માટે પણ વિમાનો ઉપયોગમાં આવી શકે છે. ભૂતકાળમાં જંગલોમાં અગ્નિ લાગ્યાનું એટલું મોડું માલુમ પડતું કે એ ગીચ જંગલમાં હોલવવાનું અશક્ય બનતું. આજે એ કામ કરનાર છત્રી વિમાન દ્વારા એ વિસ્તારમાં ઉતરી શકે છે કેટલાક નિષ્ણાતો એવું અનુમાન કરે છે કે એવો સમય નજીક આવી રહ્યો છે કે અગ્નિ હોલવવાનો પદાર્થ વિમાનમાંથી છાંટી શકાશે!

('મોડર્ન રીવ્યુ'માંથી અનુવાદ)

# પિતૃત્વનું ગૌરવ

શરદ્‌બાબુ

અત્યારે મને કન્યાઓની જવાબદારીથી લેવાયેલાં બાપ-કાકા-મામાનાં ક્રોધાંધ મોં યાદ આવે છે. અને એ બધાં મુખમંડળમાંથી નીકળતી વાણી પણ એવી ખુશકારક નથી. એ લોકો મારા વિષે એવી ફરિયાદ કરે છે કે હું મારી ચોપડીઓમાં પરઠણ વિરુદ્ધ ખૂબ શોરબકોર કરી એમને મદદ કેમ કરી આપતો નથી?

હું જવાબમાં કહું છું કે, છોકરીને ન પરણાવો.

એ લોકો આંખો કપાળમાં ખેંચી કહે છે: 'એ કેમ બને, મહાશય?, કન્યા તો પરણાવવી જ પડે.'

હું કહું છું: 'કન્યા જો પરણાવવી જ પડે તો પછી એનો ઉપાય પણ તમે જ કરો, બાકી મને માથું પકવવાનો વખત પણ નથી, અને વરના બાપને નિરર્થક ગાળો દેવાનું મને મન પણ નથી. ખરી વાત એ છે કે જેવી રીતે વાઘના મોમાં ઊભા રહી, હાથ જોડી એને વૈષ્ણવ થવાની કાકલૂદીઓ કરવાથી કંઇ વળે એવો મને વિશ્વાસ નથી, તેવી જ રીતે વરનો બાપ કન્યાવાળાનો કાન આમળી રૂપિયા કઢાવવાની આશા રાખે એને પણ દાતા કર્ણ થવાનું કહેવાથી કંઇ લાભ થશે એવું મને લાગતું નથી. એના પગે પડવાથી પણ નહિ, એની સામે દાંત ભચડવાથી પણ નહિ. ખરો ઉપાય છોકરીના બાપના હાથમાં છે—જે રૂપિયા આપે છે તેના જ હાથમાં' છે મોટા ભાગના કન્યાવાળા મારું કહેવું સમજતા નથી. પરંતુ કોઇ કોઇ સમજે છે તેઓ મોઢું બગાડી કહે છેઃ 'એ કેમ બને, મહાશય? સમાજમાં રહેવું છે ને! બધી છોકરીઓના બાપ જો તમે કહો છો તેવું કરે તો હું પણ કરું, પરંતુ મારા એકલાથી કંઇ નહિ બને!'

શબ્દો જાણે ચતુર પુરુષના હોય એવા લાગે છે, પણ ખરેખરો દોષ અહીં જ છે. કારણ કે દુનિયામાં કોઇ પણ સુધારો કદી આખો સમાજ એક સામટો કરતો નથી એકલા ઊભા રહેવું પડે છે. એમાં દુઃખ છે. પરંતુ એ સ્વેચ્છાએ સ્વીકારી લીધેલું એકલતાનું દુઃખ એક દિવસ સમાજ સ્વીકૃત બની અનેકનું કલ્યાણકર બને છે. છોકરીને જે મનુષ્ય તરીકે ગણે છે, માત્ર છોકરીરૂપે, ભારરૂપે, કે પરઠણરૂપે નથી ગણતો તે જ એકલો આ દુઃખ સહી શકે છે, બીજો નહિ. અને માત્ર ગણવાની જ વાત નથી, પણ છોકરીને મનુષ્ય બનાવવાનો ભાર પણ એ પોતાની ઉપર લે છે, અને ત્યાં જ પિતૃત્વનું સાચેસાચું ગૌરવ છે.

(શરદ્‌વાણી)

# વિચાર કરો

**સંસારશાસ્ત્રી**

'પારિજાત' માસિકના જુલાઈના અંકમાં પ્રગટ થયેલી 'પ્રસંગકથા'માંથી નીચે ઉતારો આપ્યો છે:

"શક્તિશાળી અને ધગશવાળા સેવકો દરેક ક્ષેત્રને ઓછાવત્તા પ્રમાણમાં મળી રહ્યા છે. ફક્ત એનો બિલકુલ અભાવ હોય તો જ્ઞાતિના ક્ષેત્રમાં. પછી જ્ઞાતિમાં સડો દિવસે દિવસે ન વધે તો શું થાય? એટલે જ્ઞાતિઓ ન હોવી જોઈએ એ સિદ્ધાંતમાં આપણે માનતા હોઈએ, છતાં એ પ્રમાણે આચરણ કરવાની આપણી તૈયારી ન હોય ત્યાંસુધી જ્ઞાતિઓને, એ ધ્યેય તરફ પ્રગતિ કરે એ દૃષ્ટિએ પણ સુધારવાની જરૂર છે. જ્ઞાતિને સિદ્ધાંત તરીકે ન માનવી, એની પ્રગતિ તરફ સાવ બેદરકાર રહેવું અને આચરણ જ્ઞાતિની રૂઢિઓ પ્રમાણે કરવું, એવી વ્યક્તિઓ કરતાં જ્ઞાતિની સુધારણા માટે ધગશપૂર્વક કામ કરનાર કોઈ રીતે સંકુચિત વૃત્તિઓને પોષે છે એમ માનવાનું નથી. ફક્ત જ્ઞાતિઓમાં કામ કરનારનો ફલક વિશાળ હોવો જોઈએ; અને એણે એ રીતે કામ કરવાનું છે કે ભવિષ્યમાં નાતજાતની દિવાલો દૂર કરવામાં જ એના કાર્યની ઈતિ જઈ પહોંચે. એ વિશાળ ધ્યેયને લક્ષમાં રાખી જ્ઞાતિની પરિષદો ભરાય તેમાં પણ કંઈ અયોગ્ય નથી."

'પારિજાત'ના તંત્રીને પોતાને પણ જ્ઞાતિ છવે તે કરતાં મરે એ જ ઈષ્ટ સ્થિતિ લાગે છે, એવું તેમની નોંધમાંનાં છેવટનાં વચનો જોતાં સમજાય છે; એટલે ઉપરની વિચિત્ર દલીલમાં જો આત્મપ્રતારણા ન હોય તો ઓછામાં ઓછું વિચારોનો ગૂંચવાડો તો અવશ્ય છે. અને છતાં આ પ્રકારની દલીલ ઘણા કરતા હોય છે એ પણ લક્ષમાં લેવા જેવું છે. મનનશીલ સ્વભાવના, વાચન પણ જેમનું વિશાળ છે એવા એક ભાઈશ્રી વર્ષોથી ઉત્સાહી જ્ઞાતિ કાર્યકર રહ્યા છે. જ્ઞાતિઓની હયાતી ટીટવા ચાંચ છે એની એમને પણ ખાતરી જ શંકા રહી નથી. છતાં એ કાર્યક્ષેત્ર પોતે છોડતા નથી. હસતાં હસતાં કહે છે: "જ્ઞાતિસંસ્થાને સંકેલી લેવાને પણ કોઈ જોઈશે ને?" અમે એટલું જ કહીએ છીએ કે, "તમે એ ફિકર છોડો. એ એની મેળે સંકેલાઈ રહી છે. પૂરી સંકેલાઈ જશે તેની તમને ખબરે નહીં પડે, તમે તમારી બુદ્ધિને અને કાર્યશક્તિને ખરેખર ઉપયોગી કાર્યમાં વાળો તો સારું."

એ એક રૅશવાદી મિત્રો હમણાં જ્ઞાતિપ્રવૃત્તિમાં પડયા છે. મેં એમને પૂછ્યું કે, "તમે આમાં ક્યાં આવી ભરાયા? તમારી વિચારસરણી સાથે જ્ઞાતિનો પાટો શી રીતે બેસશે?" પણ મારી ભૂલ થતી હતી. જ્ઞાતિને ખબર ન પડે એમ એમને તો જ્ઞાતિને પોતાના મતની કરી નાખવી હતી! મેં ત્યારે રૅશવાદીઓની સંખ્યા વિચારી, અને દેશની અસંખ્ય જ્ઞાતિઓનો ખ્યાલ કરી ઊનો નિશ્વાસ મૂક્યો! મને થયું કે એક વાર શ્રી. રૅાય પોતે આવે પક્ષનો કાર્યક્રમ બનાવે તોપણ જ્ઞાતિઓ રૅશવાદને અને વાદીઓને આખા ને આખા ભરખી જાય એમ છે.

પણ જે પ્રસ્તુત છે તે આ છે કે કામ કરવા માગતો માણસ 'વિશાળ ફલક' શોધે, એટલે કે સમાજહિતની વ્યાપક ભાવનાથી પ્રવૃત્ત થાય તો જ્ઞાતિને કાર્યક્ષેત્ર તરીકે એ પસંદ કરી શકે જ શી રીતે? એ ગામ પસંદ કરે, ગામનો લત્તો પસંદ કરે, પણ અત્રતત્ર વેરાયેલી જ્ઞાતિને શી રીતે પસંદ કરી શકે? અને એમાં એને કરવાનું શું? જો કામ કરવું હોય તો પોતે પસંદ કરેલા ક્ષેત્રની વ્યક્તિએ વ્યક્તિને પહોંચે એવું જ એ કામ હોયને? જ્ઞાતિમાં એવા કામને મુદ્દલ અવકાશ નથી બીજાં બધાં ક્ષેત્રોને શક્તિશાળી અને ધગશવાળા કાર્યકરો મળે છે અને જ્ઞાતિને જ નથી મળતા એમ જે ફરિયાદ 'પાટીદાર'ના તંત્રીએ કરી છે તેનું પણ કારણ એમણે વિચારવું ઘટતું હતું. સમાજ વિશેની કલ્પના વિશાળ બનતાં જ્ઞાતિ જેવા સંકુચિત અને હવે કૃત્રિમ લાગતા ક્ષેત્ર પ્રત્યેની ઉદાસીનતા વધ્યાનું એ પરિણામ છે. લોકો ટેવથી જ્ઞાતિને વળગી રહ્યા છે પણ એ વળગવામાં કોઈ જીવનાદર્શની ભૂમિકા રહી નથી. એટલે જ જેઓ જ્ઞાતિને કાર્યક્ષેત્ર બનાવે છે તેઓને કોઈ ને કોઈ જીવનાદર્શનો ભ્રમ ઊભો કરી લોકોને મોહ પમાડવો પડતો હોય છે. તે વિના કોઈ પણ સમૂહને એકત્ર કરવો કઠણ છે. પણ આ ભ્રમ ઊભો કરીને એકંદરે તો સેવાને નામે તેઓ કુસેવા જ કરે છે. કેમ કે, એમને કામ કરવા ને મોટા થવા માટે પેલો ભ્રમ પોષતો રહે છે, જે સમાજની એક સંકુચિત, કૃત્રિમ ટેવથી જે ટકી રહેલી મૃતઃપ્રાય વ્યવસ્થાનું આયુષ્ય અમસ્તું વધારી આપે છે.

('પ્રજાબંધુ')

# સ • મા • ચા • ર

[ હવેથી માસિકમાં સમાચાર લેવાનું નક્કી કર્યું છે. તો નોંધપાત્ર લગ્ન, મરણ, દાન, સ્થાનિક બનેલા સમાચાર, દેશ પરદેશના ધંધા અર્થે-અગર અભ્યાસ અર્થે જતી આવતી વ્યક્તિઓના સમાચાર, ઊંચી ડિગ્રી મેળવી પાસ થયેલા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓનાં નામ, આમ વિવિધ માહિતી આ સમાચાર વિભાગમાં અપાશે. એટલે દરેકને તેવા ખાત્રીવાળા સમાચાર મોકલી આપવા વિનંતી છે. એવા આવેલા સમાચારને યથાયોગ્ય ન્યાય આપવામાં આવશે.—તંત્રી ]

* શ્રી પાટીદાર યુવક સંઘ મુંબઇ જ્ઞાતિની સેવા કરવાના ઉદ્દેશથી 'પાટીદાર મિત્ર' નામનું નવું માસિક શરૂ કરે છે. તેનો પહેલો અંક દિવાળી ઉપર તા. ૧૦-૧૧-૪૭ના રોજ પ્રગટ થશે. વાર્ષિક લવાજમ રૂ. ૫ રાખ્યું છે.

* '૪૨ની લોક ક્રાંતિમાં, તા. ૧૪-૮-૪૨ના રોજ ચરુલાસીમાં ગોળી-બાર થતાં બાર વર્ષનો કિશોર ભાઇ મનુભાઇ ઇશ્વરભાઇ પટેલ શહીદ થયો હતો. તેના સ્મારકમાં દવાખાનું કરવાનું નક્કી થતાં શ્રી વિઠ્ઠલભાઇ શિવાભાઇ પટેલે રૂ. ૫૦૦૧ દાનમાં આપ્યા છે.

* રાસના મોમ્બાસા રહેતા શ્રી પૂજાભાઇ રણછોડભાઇ પટેલે રૂ. ૨૦૦૦ પોતાને નામે તથા રૂ. ૨૦૦૦ તેમના માતપિતાના નામે રાસમાં બંધાતા કસ્તુરબા પ્રસૂતિગૃહ અને દવાખાનામાં આપ્યા છે. અને તા. ૧૫ ઓગસ્ટના આઝાદીના ઉત્સવ અંગે રૂ. ૧૧૨૫ આપ્યા છે.

* શ્રી કચ્છ પાટીદાર સમાજ મુંબઇ તરફથી માંદગી વખતે ઉપયોગી થઇ પડે એવા માવજતનાં સાધનો વસાવવામાં આવ્યાં છે. જરૂર વખતે સભ્યોને ડૉ. વેલાણીના દવાખાનામાંથી ( રેલ્વે સ્ટેશન સામે ઘાટકોપર ) જરૂરી ડીપોઝીટ આપી તે લઇ જવાની વ્યવસ્થા કરી છે.

* ભાદરણનાં અને આણંદમાં દવાખાનું ચલાવતાં ડૉ. કમુબહેન પટેલ વધુ અભ્યાસ માટે ડબ્લીન ગયાં છે. એમની માહિતી આપતો લેખ, આ અંકમાં 'વિદ્યાવ્યાસંગી કમુબહેન' એ મથાળા નીચે આપ્યો છે.

* 'પટેલ ગૌરવ' નામનું માસિક સપ્ટેમ્બર માસથી ઉનાવા ( વા. કલોલ ઉ. ગુજરાત ) થી શરૂ થયું છે. વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ત્રણ અને પરદેશ સાડાચાર રાખ્યું છે.

# પ્ર સં ગ ક થા

## ગાંધી જયંતીની ફોસલામણી

દર વર્ષે દેશ મહાત્માજીની વર્ષગાંઠ ધામધૂમથી ઉજવે છે. સ્વાયત્ત હિંદની આ પહેલી જયંતી, અને એમની ૭૯ મી જયંતી આપણે આ ઑક્ટોબરમાં ઉજવી. પરંતુ આ વખતે ઉજવીને આપણે આપણો જ ઉપહાસ કર્યો છે. આપણે એમને મહાત્મા તરીકે પૂજ્યા છે, પણ તેમનું અનુકરણ નથી કર્યું એ તાજેતરના કરુણ બનાવોએ ચોખ્ખું બતાવી આપ્યું છે. એટલે લોકકથાની બીબી જેમ આભ જેવી શેઠીની બાધા રાખી પૂજાને ફોસલાવવાની વૃત્તિ રાખતી હતી, એના જેવો આપણો ઘાટ થયો. મહાત્માજીને આપણે સાચે જ ફોસલાવ્યા કર્યા છે. આપણે એમનું અનુકરણ ન કરી શકીએ તો બહેતર છે કે આપણો રાહ બદલી નાખીએ. પરંતુ થઈ રહેલી આત્મવંચનામાંથી આપણે મુક્ત થવાની જરૂર છે.

## 'મેં લાંબુ જીવવાની ઇચ્છા ત્યજી દીધી છે'

તા. ૨૭ના રોજ પ્રાર્થના પ્રવચનમાં ગાંધીજીએ જણાવ્યું હતું કે, મને અભિનંદન દેવા હિંદ અને પરદેશથી થોકબંધ તારો મળ્યા છે. એ બધાને વ્યક્તિગત જવાબો આપવાનું કામ અશક્ય છે. પણ હું મને પોતાને પ્રશ્ન પૂછું છું, આમાં અભિનંદન આપવા જેવું શું છે? આને ખરખરો કહેવો એ વધારે વાજબી નથી? મારા હૃદયમાં વેદના સિવાય બીજું કશું જ નથી. એવો એક સમય હતો જ્યારે હું જે કાંઈ કહેતો તેને લોકો અનુસરતા. આજે મારો અવાજ અટૂલો છે. હું ૧૨૫ વર્ષ જીવું એમ ઘણા મિત્રોએ ઇચ્છ્યું છે. પણ મેં લાંબુ જીવવાની બધી જ ઇચ્છા ત્યજી દીધી છે. પછી ૧૨૫ વર્ષની તો વાત જ ક્યાં કરવી? મારા ઉપર વરસાવવામાં આવેલા કોઈ પણ સંદેશાને હું મુદ્દલ અપનાવી શકતો નથી. ધિક્કાર અને ખુનામરકી વાતાવરણને દૂષિત કરતાં હોય ત્યાં સુધી હું જીવી શકું નહિ. માટે જ કહું છું કે ગાંડપણ છોડી દો. એ રસ્તે વિનાશ છે.

જેની જયંતી ઉજવતા હોઈએ તેના અંતરમાં આપણાં કૃત્યોથી આટલી વેદના હોય તે સાચે જ એની ફોસલામણી ગણાય. દેશ એમની આવતી

## કજોડાં લગ્ન અટકાવતો ખરડો

પાંત્રીસ વર્ષથી ઉપરની ઉંમરનો પુરુષ, તેનાથી દસ વર્ષ કરતાં વધુ નાની સ્ત્રી સાથે લગ્ન ન કરી શકે એવા પ્રકારનો ધારો શ્રીમતી લીલાવતી મુનશી મુંબઈની ધારાસભામાં રજૂ કરવા માગે છે, એવી ખબર મળે છે. આ કાયદો પ્રથમ નજરે જોતાં જ સ્ત્રીઓ માટે આશીર્વાદ સમાન લાગે છે. નાની છોકરીઓને અનેચ્છાએ આજે મોટી વયના પુરુષ સાથે જોડાવું પડે છે, એ કરુણતા આમાં ઠીકઠીક અટકે છે. અને પુરુષના માનસને ઓળખતો સમાજ એનું બીજું પરિણામ એ આવશે તેમ સહેજે માની લે છે કે એથી પુરુષો વિધવા સાથે લગ્ન કરશે. કારણ કે, પુરુષો વિધુર રહે એ વાતમાં ઝાઝો માલ નથી. અને એ ગણતરી વજૂદ વગરની છે એમ પણ નહિ. એટલે આમ એક કાંકરે બે પક્ષી પડે તેવો આ ધારો થશે એમ સમાજ સુધારકો માને છે.

## આ કાયદાની એક મુશ્કેલી

આથી આજે લગ્નજીવનમાં સ્ત્રીની જે કરુણ દશા છે તેમાં જરૂર ફેર પડે છે. પરંતુ એ કરતાં આ ખરડાને બીજા રૂપમાં રજૂ કરવામાં આવે તો એથી વિશેષ ફાયદો—લગ્નજીવનમાં આજે એથી મૂકાતું બંધન ઓછું થશે. લગ્ન એ મૂળ તો જોડાનાર સ્ત્રીપુરુષનો અંગત વિષય છે. એમાં થોડું જે બંધન મૂકવું પડે તે સમાજના સ્વાસ્થ્ય ખાતર. એટલે જો સમાજ પૂરેપૂરો જાગ્રત હોય તો આવા કાયદાના બંધનની કંઈ જરૂર નથી. પરંતુ લગ્ન એ આજે મહદ્ અંશે માબાપનો પ્રશ્ન થઇ પડ્યો છે. અને તેથી એમના દ્વારા જે અહિત પરણનારનું–સ્ત્રીનું–થઇ રહ્યું છે, તે ન થવું જોઇએ એટલો કાયદાનો હેતુ સરે એટલે બસ. પરંતુ આ કાયદાની એક મુશ્કેલી એ આવે છે કે દસ વર્ષ કરતાં વધુ અંતર હોય, છતાં બન્ને વ્યક્તિ સ્વેચ્છાએ લગ્નગ્રંથીથી જોડાવા માગતી હોય તે તેમ ન કરી શકે. તો આવા પ્રસંગોનું શું? વિધવાને માટે પણ આ સ્થિતિ ઊભી થવાની.

## એ મુશ્કેલી આમ ટાળી ન શકાય?

આ કાયદામાં ઉમરની મર્યાદા જે પુરુષની રાખવામાં આવી છે તેને બદલે સ્ત્રીની રાખવામાં આવે—૨૫ વર્ષ કરતાં નાની કોઈ સ્ત્રી સાથે એનાથી દસ વર્ષ કરતાં મોટો પુરુષ પરણી ન શકે. કાયદા દ્વારા સગીર કે અસહાય સ્ત્રીને વાલીઓ તરફથી આજે જે અન્યાય થઇ રહ્યો છે તે આથી

દૂર થશે. જે સમાજ માટે આ કાયદો કરવો જરૂરી છે તેમાં ૨૫ વર્ષ કરતાં મોટી કોઇ સ્ત્રી કુંવારી હોય તેમ ભાગ્યે જ બને અને જ્યાં એવી છે ત્યાં એ સ્ત્રી પોતાનું હિતાહિત સમજે એવી કેળવાયેલી અને વિચારશક્તિવાળી હોય એમ પણ માની લેવામાં ખાસ હરકત નથી. એટલે એ ઉમર પછીની સ્ત્રીને વાલીઓ બળાત્કારે ગમે તેટલી મોટી ઉમરના પુરુષ સાથે પરણાવી શકે તેમ ન બને. આ મર્યાદાથી સ્વેચ્છાએ પરણનારને ઉમરના અંતરની મર્યાદા ઉપરના કાયદામાં જે નડવાની છે તે આમાં નહિ નડે. ધારો કે ૨૨ વર્ષની કોઇ છોકરીને ૩૫ વર્ષના કોઇ પુરુષ સાથે સ્વેચ્છાએ પરણવું હશે તો તે સ્વતંત્રતા એને ત્રણ વર્ષ રાહ જોતાં આપોઆપ મળી જાય છે. જ્યારે પેલા કાયદામાં કદી નહિ મળે. સ્ત્રીનો અન્યાય દૂર કરવા પુરુષો ઉપર બંધન આવી પડે તેનો અમને વિરોધ નથી. પરંતુ એ બંધન વગર સ્ત્રીને થતો અન્યાય દૂર થતો હોય તો એથી વધારે રૂડું શું?

### ધારાસભા અને પ્રાંતિક ભાષા

અંગ્રેજી ભાષાએ દેશમાં રાષ્ટ્રભાષાનું સ્થાન જે સત્તાના જોરે પચાવી પાડયું છે, તે જતું જોઇએ એ અંગે કોઇને વાંધો ન હોય. પરંતુ એના અતિરેકમાં મુંબઇની ધારાસભામાં સભ્યો પોત પોતાની પ્રાંતિક ભાષા બોલવા લાગ્યા અને તેને વધાવી લેતાં તે તે પક્ષમાં તાળીઓના ગડગડાટ થયા ત્યારે વિચાર એ આવે છે કે માતૃભાષા પરત્વે ભલે એમાં ગૌરવ દેખાતું હોય, પરંતુ ધારાસભામાં જે કર્તવ્ય બજાવવા એ સભ્યો બોલે છે તેમાં એથી ક્ષતિ આવે છે. ધારાસભા એ રંજન સભા કે મેદાનમાં ભાષણ મારવાનું સ્થળ નથી. પ્રાંતની પ્રજાના પ્રશ્નોનો એને નિકાલ લાવવાનો છે. આમાં જો સભ્યો પ્રાદેશિક ભાષામાં બોલે તો એને ન સમજનાર શા આધારે પોતાનો યોગ્ય નિર્ણય કરી શકે! હિંદી એ એવી ભાષા છે કે માણસ સામાન્ય રીતે સમજી શકે છે. એટલે અંગ્રેજીને સ્થાને એ વપરાય તેમાં વાંધો નથી. પરંતુ માતૃભાષાના અભિમાનમાં જો ધારાસભામાં પ્રાદેશિક ભાષા બોલાય તો તેથી ભલે ભાષાનું ગૌરવ વધે, પણ ધારાસભાનું ઘટે છે. એનો અર્થ એ થયો કે ધારાસભ્યો સામાના વિચારો સમજ્યા વગર નિર્ણય કરી શકે છે! એટલે મુંબઇ અને મદ્રાસ જેવા ઝાઝી ભાષા બોલનાર લોકોનો આ પ્રશ્ન, ભાષાવાર પ્રાંત બને ત્યારે આપોઆપ ઉકલી જાય. એ પ્રશ્ન પણ ગોરણ ઉપર છે એટલે મુઝાવાની કંઇ જરૂર નથી. ત્યાં સુધી જે સભ્યો હિંદીમાં બોલી શકતા હોય તે તેમાં બોલે, અગર અંગ્રેજીમાં બોલે તો એથી કંઇ આપણે માતૃભાષાની ભક્તિમાં પાછા રહી નહિ જઇએ.

### પંચાયત રાજ્ય

મહાત્માજી સ્વરાજ્યનો સાદામાં સાદો અર્થ પ્રજા આગળ મૂકતાં બે પ્રયોગ કરતા આવ્યા છે. એક, રામરાજ્ય અને બીજો પંચાયત રાજ્ય. અંગ્રેજોના રાજ્યવહીવટથી આપણી આખી મૂળ રાજ્યવ્યવસ્થાનો ભૂક્કો થઈ ગયો છે. દરેકે દરેક ગામ સ્વતંત્ર રીતે પોતાનો રાજકારોબાર ચલાવે, તેવી રાજ્યવ્યવસ્થા આપણે કરવા માગીએ છીએ. અને તેવી વ્યવસ્થા એટલે પંચાયત રાજ્ય. એવી પંચાયતો ગામડાંમાં સ્થાપવા માટે ધારાસભામાં પંચાયત બિલ આવ્યું છે. એ બિલમાં ગામ પોતે પોતાનો અમુક વહીવટ સંભાળે તેવી જોગવાઈ છે. તે માટે પંચાયતને ગામની મહેસૂલના ૧૫ ટકા આવક મળે. અને ઉપરાંત અમુક કાર્ય માટે એ પ્રજા ઉપર કર પણ નાખી શકે. આવી પંચાયતો ગામમાં વહીવટી પંચાયત ઉપરાંત ન્યાય પંચાયત પણ બની શકે.

### કાયદો અકાળે છે તેવો વિરોધ

પંચાયત રાજ્ય વિષે કોઈનો વિરોધ ન હતો. પરંતુ જે વિરોધ હતો તે એ હતો કે આ કાયદો અકાળે છે. આ આદર્શને પહોંચી વળે તેવાં ગામડાં આજે નથી. એ જવાબદારી ઉપાડી શકે તેવી ગ્રામપ્રજા પાસે કેળવણી અને દૃષ્ટિ નથી. એના દાખલા તરીકે, વર્ષોથી પ્રજાના હાથે ચાલતાં મ્યુનિસિપાલિટી, જિલ્લા લોકલ બોર્ડ અને જ્યાં પંચાયતો હયાત છે તેનો વહીવટ કેટલો નિષ્ફળ નીવડ્યો છે, તે મોજૂદ છે. આમ જો આજની પંચાયતો એના માથેની થોડી જવાબદારી પણ અદા ન કરી શકતી હોય, તો પછી બિલમાં નવી જે જવાબદારી મૂકવામાં આવી છે તેને એ શી રીતે અદા કરશે? એટલે પંચાયતને આજે ને આજે જવાબદારી આપવાની ઉતાવળ ન કરતાં પ્રથમ ગામડાંને તૈયાર કરવાની જરૂર છે. ગામડાં માટે આજે જે કરવા જેવું છે તે, એનું જીવન ધોરણ ઊંચું લાવવાનું છે, કેળવણી આપવાની છે, તંદુરસ્તી વિષે પણ એવું છે, ખેતીની સુધારણા થાય તે કરવાનું છે, ઉપરાંત તેના આર્થિક અને સામાજિક પ્રશ્નો ઉકેલવાના છે. આ સ્થિતિમાં અભણ અને પછાત ગ્રામજનોને માથે જે જવાબદારી કાયદાથી મૂકાય છે તે પ્રેમથી અને ન્યાયબુદ્ધિથી તેઓ નહિ ઉપાડી શકે. આનો ખરો સમય પ્રથમ ગામડાંના ઉપરના પ્રશ્નો ઉકેલ્યા પછી છે. તે અરસામાં આજની પ્રજાકીય લોકલબોર્ડો, મ્યુનિસિપાલિટીઓને વ્યવસ્થિત કરો, એટલે એ આદર્શ પોતાની સન્મુખ રાખી ગામડાં સારી પ્રગતિ કરી શકશે.

### આ પ્રશ્નની બીજી બાજુ

ઉપરના વિરોધની દલીલમાં વજૂદ નથી એમ તો કોઈ નહિ કહી શકે.

છતાં આજે ગામડાં જવાબદારી ઊઠાવી શકે તેમ નથી માની હાલ તુરત એ કામ સરકાર કરે એમ જે ઉપરની દલીલ છે, તે આજના તંત્રને જોતાં કંઈ સારૂં પરિણામ લાવે તેવી નથી. આ બીજથી ગામડાં ઉપર જે જવાબદારી છોડી છે, તે સરકારે પોતાને અદા કરવાની ફરજ કદી માની નથી. ગામનાં સાર્વજનિક કામો લાયક માણસો જે ગામમાં નહિ હોય ત્યાં રઝળ્યાં છે. એટલે આજે સરકાર તરફથી જે કશું થયું નથી, તેવાં કામો મહેસુલની આવકના ૧૫ ટકા ભાગ આપી પંચાયતને સોંપાય તેમાં મોટું નુકસાન જવાનું નથી. જે નુકસાન જશે, તેના કરતાં આજના સરકારના તંત્રમાં ઓછું જતું નથી. ફક્ત ન્યાયનો પ્રશ્ન પંચાયતને સોંપાય તે વિચારણા માંગે છે. શુદ્ધબુદ્ધિથી પક્ષપાત વગર તટસ્થ ન્યાય મળી શકે એવી પંચાયત તાત્કાલિક બનવી મુશ્કેલ છે. પરંતુ એ ઉપર અપીલની વ્યવસ્થા હોય એટલે એ અન્યાયનો બીકનો ખાસ ભય રાખવાનું નથી. બાકી આજે પૈસામાં ખુવાર થઇ ગ્રામજનો જે ન્યાયની કોર્ટોમાં અન્યાય પામી રહ્યા છે તેનો ય ક્યાં સુમાર છે!

## ગામડાં માટે ફરતી કોર્ટોની જરૂર

ન્યાય અને મુલકી એ બંને ખાતાં સરકાર સાવ સ્વતંત્ર કરી નાખે અને ન્યાય અદાલત એક સ્થળે ન રહેતાં, તાલુકાના ચાર જથ્થા પાડી, દરેક સ્થળે એક અઠવાડિયા પૂરતી રહે તો ગ્રામજનોને દોડાદોડ મટી જાય અને ન્યાય સસ્તો પડે. વળી વકીલોની આજે જે રૂપમાં પ્રથા છે તેમાં પણ સુધારો થવાની જરૂર છે. આજે તો વકીલો મોટે ભાગે અન્યાય વધારવામાં ભાગ ભજવતા હોય તેવી સ્થિતિ પ્રવર્તે છે. પરંતુ વકીલો અમુક કેસોમાં જ રોકી શકાય, તે સિવાયના અમુક કેસોમાં વકીલ ઊભા ન રહી શકે તેમ થાય તો પણ કામ એકદમ ઉકલી જાય. દાખલા તરીકે—ગણોતધારાના કેસ અંગે પહેલાં વકીલ ઊભા રહેતા હતા, છેલ્લા સુધારા પ્રમાણે એ ન ઊભા રહી શકે તેમ થયું;

## ઔંધમાં આ અખતરો શરૂ કર્યો છે

ઔંધમાં નવા પંચાયતરાજ્ય મુજબ જે રીતે આપણે ત્યાં વકીલને સ્થાન છે તે રીતે ત્યાં રહેતું નથી. ન્યાયની જોગવાઈ પંચાયત દ્વારા કરવામાં આવી છે. એથી કોઇ પક્ષને સંતોષ ન થાય તો તેને માટે સ્થાનિક ન્યાયસભાને અપીલ થઇ શકે છે. એ સભા પાસે કાનૂનના અભ્યાસીઓ હોય છે. જો મુકદ્દમો વધારે ગૂંચવણભર્યો હોય તો તેને ન્યાયાધીશ પાસે લઇ જવામાં આવે છે. ન્યાયાધીશનો મુકામ ફરતો રહે છે. ન્યાયાધીશથી ઉપરના સર ન્યાયાધીશ પણ રાજ્યમાં ફરતા રહે છે. તેમાં ક્યાં ય વકીલને સ્થાન મળતું નથી. આ

પદ્ધતિનાં સૂત્રો છે—'પ્રામાણિક દાવાદારને વકીલની જરૂર નથી' અને 'વકીલ ન્યાયને મંદ બનાવે છે.' ઔંધના વડા પ્રધાન એવો દાવો કરે છે કે આથી ખોટા દાવા કરનારાઓની પ્રવૃત્તિ પર અંકુશ આવશે. વડા પ્રધાન પોતે એક શિક્ષણશાસ્ત્રી જેવા છે. એમની ચૂંટણી થયેલી છે, એ પોતે યુવરાજ છે, ઑક્સફર્ડ ગ્રેજ્યુએટ છે અને બેરીસ્ટર થયેલા છે!

## જાણીતા નવલકથાકારની ષષ્ટિપૂર્તિ

'પ્રજાબંધુ' સાપ્તાહિકના સહતંત્રી અને જાણીતા નવલકથાકાર શ્રી ચુનીલાલ વ. શાહને સાઠ વર્ષ પૂરાં થયાં હોઈ તેમની ષષ્ટિપૂર્તિ ઉજવવાની હિલચાલ ગુજરાતની સાહિત્યરસિક જનતાએ શરૂ કરી છે. 'રૂપમતિ' 'જિગર અને અમી' 'તપોવન' 'વિષચક્ર' વગેરે શ્રી શાહની છેલ્લી નવલકથાઓ એટલી બધી લોકપ્રિય થઈ છે કે એનાથી આકર્ષાઈને વાચકો એમની પહેલાંની નવલકથાઓ વાંચવા પ્રેરાય છે. શ્રી શાહ આ રીતે નવલકથાકાર તરીકે બીજા કરતાં જુદી રીતે કીર્તિ લેઈ ગયા છે. ઘણાંને શરૂઆતમાં કીર્તિ મળે છે અને પાછળથી, એમની ખ્યાતિમાં જ એમના લેખન તરફ વાચકોની રુચિ ઓછી થાય છે. શ્રી શાહના વિષયમાં વાચકોએ, પ્રથમ એમની નવલોની ઉપેક્ષા કરેલી, આજે એના એ જ વાચકો અપેક્ષા કરે છે! શ્રી શાહની નવલો એટલે બોધપ્રધાન, દૃષ્ટિપ્રધાન અને વિષયપ્રધાન નવલો. પોતાનાં બાળકોને નવલો ન વાંચવા દેવા ઇચ્છતા વડીલો પણ શ્રી શાહની નવલો વાંચતા કરે છે.—આવી વાર્તાઓ હોય તો કંઈ નુકસાન નહિ! શ્રી શાહને નવલકથાકાર તરીકે જ ઓળખવા એ એમને અર્ધા ઓળખ્યા બરાબર કહેવાય. એ જેમ સફળ નવલકથાકાર છે તેમ પીઢ અને ગંભીર પત્રકાર છે. 'પ્રજાબંધુ'ના વાચકોને એનો પૂરેપૂરો અનુભવ છે. 'પ્રજાબંધુ'નું આજે ગુજરાતના સાપ્તાહિકોમાં પ્રથમ સ્થાન છે તેનો મોટો યશ શ્રી શાહને ભાગે જાય છે. વિષયની વિવિધતા, નવી દૃષ્ટિની રજુઆત, ભાષાનું ઊંચું ધોરણ, સપ્રમાણતા અને સુઘડતા; એ બધાં 'પ્રજાબંધુ'નાં અંગો જોનારને શ્રી શાહ ઊંચા પત્રકાર તરીકે આપોઆપ દેખાય છે. જીવનનાં ચાલીસ વર્ષ આમ સાહિત્યસેવા કરનાર અને કર્યે જતા આવા ગુણીજનની ષષ્ટિપૂર્તિ ઉજવવાની વિચારણા કરી ગુજરાતની સાહિત્યિક જનતા સાચે જ એક ફરજ બજાવ્યા ઉપરાંત વિશેષ કંઈ કરતી નથી. પ્રભુ શ્રી શાહને તંદુરસ્ત દીર્ઘાયુષ આપે અને એ ગુજરાતની સાહિત્યસેવા અધિક કરે એ જ પ્રભુને પ્રાર્થના.

## નાનો દેખાતો પણ મોટો રાજકીય પ્રશ્ન

સ્વરાજ્ય મેળવતાં હિંદના ભાગલા પડયા એ કરુણતા છે. છતાં અનિવાર્ય

કરુણતા સ્વીકારી પાકીસ્તાન કબૂલ્યું. એનાં માઠાં ફળ તરીકે પંજાબનો કરુણ હત્યાકાંડ અને લાખોની વસ્તીની ફેરબદલી. આ તરફ દેશનું પૂરતું ધ્યાન ગયું છે, પરંતુ એ કરતાંય ભવિષ્યમાં ભારે પડે તેવો પ્રશ્ન જૂનાગઢનો છે. એ પ્રશ્ન દેખાય છે નાનો, પણ છે હિંદ અને પાકીસ્તાનને રણમેદાનમાં ઉતારે તેવો. આ પ્રશ્ન જૂનાગઢનો નથી. એને આપણે એ રીતે જોઇશું તો ભૂલા પડીશું. હિંદ સરકાર સામે લડવાનું જૂનાગઢનું ગજુ પણ નહિ. જેમ રાજકોટ સત્યાગ્રહ વખતે રાજ્ય પાછળ બ્રિટિશ સરકાર હતી તેમ જૂનાગઢ પાછળ પાકીસ્તાન છે. બીજા શબ્દોમાં કહીએ તો, પાકીસ્તાને મુસલમાન રાજકર્તાઓવાળાં રાજ્યો પોતાનામાં સમાવી લેવાના 'ટેસ્ટ કેસ' તરીકે જૂનાગઢનો કેસ રજૂ કર્યો છે. મિ. ઝીણાનો દુરાગ્રહ આજે સફળ ગયો છે, તે વખતે હિંદ સરકાર તરફથી એ અંગે જે ઢીલ થઇ રહી છે તે લાભમાં નથી જ. આ પ્રશ્નથી જ મિ. ઝીણાનું હિંદને છિન્નભિન્ન કરવાનું માનસ પૂરતું સ્પષ્ટ થઇ ગયું છે. મુસલમાન વસ્તી માટે જ જો પાકીસ્તાન જોઇએ છે, એવું હોત તો જૂનાગઢને એમણે પાકીસ્તાનમાં સ્વીકાર્યું ન હોત. એ જ બતાવે છે કે મિ. ઝીણાને પાકીસ્તાનથી જ સંતોષ નથી પણ સમગ્ર હિંદને મુસલમાન વર્ચસ્વ હેઠળ લાવવું છે. આ સ્થિતિમાં જૂનાગઢના પ્રશ્ન માટે મતગણત્રીની માગણી કરવી એ હિંદની નમતું મૂકવા જેવી માગણી છે. મતગણતરી શા માટે? જૂનાગઢમાં બિન-મુસ્લીમ વસ્તી ૮૮ ટકા છે. પછી એ પ્રશ્ન જ ક્યાં ઊભો થાય છે? અને આ પ્રશ્નમાં જે ઢીલ થઈ રહી છે તે જોતાં લોકમત લેવાય તો પણ એ ગણત્રી સ્વતંત્ર હશે તેમ શી રીતે માનવું? આ બધી ઢીલી નીતિ હિંદ સરકાર ક્યાં સુધી ચાલુ રાખશે?

## બોરસદમાં હરિજન મંદિરપ્રવેશ

ગાંધી જયંતી પ્રસંગે બોરસદમાં શ્રી નારણદેવ મહારાજ તથા શ્રી ગોવર્ધનદાસજીનાં મોટાં મંદિર હરિજનો માટે ખુલ્લાં મૂકાયાં હતાં. મંદિરના પૂજારીઓએ અને કર્મચારીઓએ હરિજન પ્રવેશનો જરા પણ વિરોધ કર્યો ન હતો. મોડું મોડું પણ જો આવું ડહાપણ પૂજારીઓ બતાવે તો અભિનંદન, બાકી પછી તો વાંકા રહીને બતાવવાનું છે જ!

# પાટીદાર

સ્થાપક: સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

૨૦૦૪ ] નવેમ્બર-'૪૭ [ માગશર

રૂઢિને તોડીને લગ્નગ્રંથિથી જોડાનાર દંપતિ



શ્રી જયાબહેન : શ્રી જશભાઈ

લે.

ઈશ્વર પેટલીકર

# માસિકની પોતાની વાત

* લડાઈ પહેલાં 'પાટીદાર'નું જે કદ હતું તે મૂળ કદમાં હવે માસિક આવી ગયું છે. લડાઈ પહેલાં કરતાં આજનું લવાજમ દોઢું છે, અને મોંઘવારી ઓછામાં ઓછી ત્રણ ગણી તો છે જ. છતાં લવાજમમાં વધારો નથી કર્યો તે એમ માનીને કે એની ગ્રાહક સંખ્યા વધશે તો ખર્ચને પહોંચી વળાશે. એટલે સર્વને વિનંતિ કે એના ગ્રાહક ન હોય તેને કરવા એ પ્રયત્ન કરે.

* આફ્રિકામાં ગ્રાહકો ઘણા સારા છે એ કબૂલ કર્યા વગર છૂટકો નથી. પરંતુ લવાજમો ઘણાં મોડાં આવે છે. વળી એવા પ્રસંગો આવે છે કે બબ્બે વરસનાં લવાજમ બાકી પડ્યા પછી એ ન આવવાને કારણે નામ કમી કરવાં પડે છે. માટે ત્યાંના ભાઈઓને એ જ વિનંતિ કે લવાજમ મોકલવામાં ઢીલ ન કરે.

## આફ્રિકામાં લવાજમ ભરવાનાં સ્થળ

(૧) **મોમ્બાસા**—શ્રી. રણછોડભાઈ એમ. દેસાઈ, જનરલ પોસ્ટ ઑફિસ

(૨) **નાઇરોબી**—શ્રી. જયંતકુમાર કે. પટેલ, પો. બો. ૬૪૦

શ્રી. છતેન્દ્રકુમાર પી. દેસાઈ, સીલેક્ટેડ ટીમ્બર એન્ડ હાર્ડવેર સ્ટોર, ડ્યૂક સ્ટ્રીટ

શ્રી. કાન્તિલાલ એ પટેલ, ધી ટ્રેઝરી

(૩) **કંપાલા**—શ્રી. સોમાભાઈ આર. પટેલ,

C/o એસ. એન્ડ એ. લિ., પો. બો. ૩૨૪

(૪) **દારેસલામ**—શ્રી. ડાહ્યાભાઈ એમ. પટેલ, કસ્ટમ્સ ઑફિસ.

(૫) **નકુરૂ**—શ્રી. નારણભાઈ એમ. પટેલ,

C/o કૉલોનિયલ સ્ટોર્સ, પો. બો. ૧૦૨

(૬) **જિંજા**—શ્રી. રાવજીભાઈ સી. પટેલ, પો. બો. ૧૪૩

(૭) **ટાન્ગા**—શ્રી. ગહીજીભાઇ કે. પટેલ, પો. બો. ૧૩૨

(૮) **કેરીચો**—શ્રી. રણછોડભાઈ છ. પટેલ, પો. બો. ૪૦

(૯) **કિસુમુ**—શ્રી. નારણભાઇ બી. પટેલ,

C/o સનસાઇન સ્ટુડિયો, પો. બો. ૧૭૦

(૧૦) **મ્બાલે**—શ્રી ધનજીભાઇ એલ. પટેલ, પો. બો. ૧૧૧

(૧૧) **થીકા**—શ્રી. અંબાલાલ એસ. પટેલ, પો. બો. ૩૬

(૧૨) **મસાકા**—શ્રી. ઇશ્વિરભાઈ એસ. પટેલ, પો. બો. ૩૩

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

માગશર સં. ૨૦૦૪ | નવેમ્બર–૪૭ | વર્ષ • ૨૫ અંક • ૨

# સમાજ દર્શન

ઈશ્વર પેટલીકર

## ભાઈ જશભાઈની પૂર્વભૂમિકા

'પરણું તો સોનાના વાળવાળી સોનાકુમારીને, બીજી મારે મા–બહેન,' એવી એક રાજકુમારની પ્રતિજ્ઞા, એક યા બીજા રૂપે દરેકે નાનપણમાં બાળવાર્તા તરીકે સાંભળી હશે. એ પ્રતિજ્ઞા સોનાકુમારીનું રૂપ જોઇને મોહીત થયેલા રાજકુમારની હતી.

ભાઈ જશભાઇની પ્રતિજ્ઞા પણ થોડા જુદા અર્થમાં એવી જ કહેવાય. પરણું તો વિધવાને જ બાકી .... એ નિશ્ચય પાછળ પેલા રાજકુમારની જેમ રૂપની આસક્તિ ન હતી, પરંતુ માની લીધેલા ધર્મની આસક્તિ હતી.

કિશોરાવસ્થામાંથી જશભાઇને વિધવાના દુઃખ તરફ અનુકંપા જાગી હતી જ્યારે ત્યારે ગામમાં કોઇ બહેન વિધવા થતી ત્યારે એ અપવાસ કરતો. સમજણ વધતી જતાં રાતોની રાત રૂદન રોકાતું નહિ.

હૃદયની આ અનુકંપામાંથી એક દિવસ અવાજ આવ્યો : 'સાચે જ તને વિધવાનું દુઃખ લાગે જ છે ?'

'હા.'

'તો અપવાસ અને રૂદન એ એનો સાચો રસ્તો નથી.' હૃદયના ઊંડાણમાંથી પોકાર થયો.

'ત્યારે ?'

'એવી કોઇ વિધવાને પરણું ત્યારે તારી લાગણી સાચી કહેવાય.' અંતરના અવાજે સ્પષ્ટ આદેશ આપ્યો.

પરંતુ આ પગલું એ નાનાં છોકરાંનો ખેલ ન હતો. ઘડીમાં એ નિશ્ચય પાકો થાય અને ઘડીમાં મન ડગી જાય. પુખ્ત ઉમર થતાં લગ્નનો પ્રશ્ન આવીને ઊભો રહ્યો. એમણે વડીલોને જણાવ્યું કે પોતે કુવારી કન્યા સાથે લગ્ન કરવા તૈયાર નથી. પરણવું હશે તો હું વિધવાને પરણીશ. વડીલોએ એ નિશ્ચયને યુવાનીનો તરંગ માની હસી કાઢ્યો. થોડા મોટા થશે એટલે વ્યવહારને સમજશે અને ઠેકાણે આવશે.

એમના નાના ભાઇ પરણ્યા છતાં એ ન પરણ્યા એટલે લોકો પણ પૂછાપૂછ કરે એ સ્વાભાવિક છે—જશભાઇ કેમ પરણતા નથી?

જશભાઇની પોતાની હિંમત તે વખતે એટલી ન હતી કે મનની વાત પૂછનારને ખુલ્લી કરે. વડીલો તો એવી વાત કોઇને કહી જ શી રીતે શકે? કોઇ વધુ વ્યવહારિક એમ પણ રસ્તો કાઢતું કે, એમનું શરીર સારૂં નથી રહેતું એટલે એ હાલ ના પાડે છે!

જશભાઇને પચ્ચીસ વર્ષ થાય છે ત્યારે એ આ નિશ્ચયમાંથી ડગે છે. એક છોકરી સાથે વળી લગ્નનો પ્રશ્ન આવીને ઊભો રહ્યો. છોકરી કેળવાયેલી છે, યુરોપની મુસાફરી કરેલી છે, સુંદર તો છે જ અને જશભાઇનામાં સેવાભાવની જે વૃત્તિ છે, તે પોતાનામાં પણ છે, એમ એ પોતે કહે છે. મુલાકાતો યોજાય છે. જશભાઇને એ છોકરી બધી રીતે સાથી તરીકે સ્વીકારવા યોગ્ય લાગે છે. લગ્નની વાત પણ નક્કી સુધી થાય છે. પરંતુ જશભાઇના હૃદયમાં ઉચાટ થયા કરે છે. મનને શાંતિ નથી. પોતે આત્માના અવાજ વિરુદ્ધ વર્તી રહ્યા છે એમ એમને પાકી ખાત્રી છે. રાત્રિઓ ઊંઘ વગરની બને છે. છેવટ એ બહેનને છેલ્લી મુલાકાતમાં પોતાના મનની વાત કહી દે છે.

એ બહેન એમનો નિશ્ચય જાણતાં રાજી થાય છે. કોઇ વિધવા બહેનને પરણીને સુખી થાવ એમ શુભેચ્છા બતાવી એ બહેન એમના નિર્ણયને વધાવી લે છે. આમ જશભાઇનો પગ એમના નિશ્ચયમાંથી લપસ્યો હોય છે, પણ પડતા પહેલાં સ્વસ્થતા મેળવી લે છે.

જશભાઇ ૨૭ વર્ષના થાય છે એટલે પોતાનો નિશ્ચય દરેકને ખુલ્લી રીતે જણાવવા લાગે છે. જે એ પગલાને વધાવી લે છે તે એવી બહેનની તપાસ પણ કરતા હોય છે. પરંતુ હરિજન કરતાં ય સમાજમાં વધુ અસ્પૃશ્ય ગણાતી વિધવાના પ્રશ્નની કોને પડી છે?

કોઇ કહેતું કે, તમે 'પાટીદાર'માં વિધવા અંગે જાહેરાત આપો. પરંતુ જશભાઈને થતું કે એવી ઘણી જાહેરાતો આવે છે તેમ પોતાના નિશ્ચયને જાહેરાતનું રૂપ આપવું એ ઠીક નથી. વળી એમનું પોતાનું મંડળ એટલું બહોળું હતું કે ઠીક ઠીક વર્ગ એમનો એ નિશ્ચય જાણતો હતો. વળી એ નિશ્ચય લંબાય તેનો એમને વસવસો પણ ન હતો. વડીલોની વખત જતાં સંમતિ મળશે એની એમને ખાત્રી હતી. એટલે એવી સંમતિ સાથે પોતે પગલું ભરે એ તેમને વધુ હિતકર લાગતું હતું. નિશ્ચય હવે એટલો મક્કમ હતો કે એમાં ડગવાની બીક રહી ન હતી.

આમ એ નિશ્ચયમાં અડગ રહેવા સાથે હરિજન કાર્ય કરતાં કરતાં વરસો વહ્યે જતાં હતાં. જશભાઈને ત્રીસ વર્ષ પૂરાં થાય છે એટલે વડીલોને ખાત્રી થાય છે કે આ કોઇ તરંગ નથી, સાચે જ એ એનો અડગ નિશ્ચય છે. એ નિશ્ચય પાછળ દસ વર્ષનું તપ છે. જીવનમાં સેવાભાવ ભર્યો પડ્યો છે. સિત્તેર વર્ષનાં બા વાત્સલ્યભાવે પિગળે છે. રાજીખુશીથી સંમતિ આપે છે કે જા પરણ, મારી સંમતિ છે! નાના ભાઇ પહેલેથી સંમત છે. એમનાથી ત્રણેક વર્ષ મોટાભાઈ રૂઢિને લીધે પહેલા સંમત ન હતા તે પણ સંમત થાય છે. ભાભીઓ સંમત થાય છે. કિશોર ભત્રિજા-ભત્રિજીઓને તો કાકા આમાં શું ખોટું કરે છે એ જ સમજાતું ન હતું! એટલે એ સર્વ તો રાજી હોય છે.

જાનેવારી માસના અંકની પ્રસંગકથામાં એક મેટ્રિક થયેલ વિધવા બહેન યોગ્ય સાથી સાથે પુનર્લગ્ન કરવા માગે છે એમ ઉલ્લેખ થતાં જશભાઇએ એ અંગે મને પૂછાવ્યું અને સાથે સાથે 'મારો નિશ્ચય' એ પોતાની પ્રતિજ્ઞા 'પાટીદાર'માં પ્રસિદ્ધ કરવા જણાવ્યું. પ્રસંગકથામાં ઉલ્લેખ કરાયેલાં બહેન ચરોતરનાં ગામોનાં ન હતાં, પરંતુ પાટીદારસમાજના જે વર્ગમાં પુનર્લગ્ન એ લગ્નની જેમ સ્વાભાવિક છે તે સમાજનાં હતાં. એટલે રૂઢિને લીધે જેને વૈધવ્યનું દુઃખ અનેચ્છાએ ભોગવવું પડતું હોય તે વિધવા બહેન સાથે લગ્ન કરવાની ભાવના એમાં સફળ થતી ન હતી, એટલે જશભાઇને એ બહેન અંગે કંઇ નિર્ણય કરવાનો ન હતો. આમ તેત્રીસ વર્ષની યુવાનીની પુખ્ત ઉમરે 'મારો નિશ્ચય' જશભાઇએ 'પાટીદાર'ના ફેબ્રુઆરીના અંકમાં જાહેરમાં મૂક્યો.

### બહેન જયાબહેનની પૂર્વભૂમિકા

બહેન જયાબહેન ૧૭મા વર્ષમાં પરણીને પાંચ માસની અંદર વિધવા થયાં હતાં. પિતા સુધારક વિચારો ધરાવતા એટલે બાળકોને એ વારસો

સ્વાભાવિક મળેજ મોમ્બાસાનું વાતાવરણ દેશના વાતાવરણ જેવું અંધિયાર નહિ એટલે જયાબહેનને દેશમાં બીજી બહેન વિધવા થતાં જે જાતનું ખૂણાનું જીવન ગાળે તેવું દુઃખ, હતાસા નહિ ભોગવવાં પડેલાં. બીજી છોકરીઓ જે રીતે સમાજમાં સ્વતંત્ર હરીફરી શકે તેમ મોમ્બાસામાં જીવવાનું મળેલું. વળી સમાજના રૂઢિઓની ચર્ચાઓ થતાં જયાબહેને પુનર્લગ્ન કરવું જોઇએ એમ પણ બધાંના મન પડે. વળી પિતા સુધારક રહ્યા એટલે ઘણા ફરિયાદ પણ કરે કે, જયાબહેનનું એ પુનર્લગ્ન કેમ કરાવતા નથી ?

સત્તર વર્ષની છોકરીને અહીંના વાતાવરણમાં વિધવા થતાં; એનું મન પુનર્લગ્ન તરફ હોય છતાં રૂઢિને લીધે વિચારોને વૈધવ્ય પાળવા તરફ જ ગખવા પડે. જ્યારે જયાબહેન એથી જુદા વાતાવરણમાં મૂકાયાં. એટલે પોતાનું પુનર્લગ્ન થવું જોઇએ, એ વિચારો તરફ એમનું મન વળે એ સહેજ સ્વાભાવિક છે.

વળી કોઇ પણ બાળવિધવાને પુનર્લગ્ન કરવાની વૃત્તિ ન હોય એમ કહેવું સત્યથી વેગળું છે. એટલે જયાબહેનને જ્યારે જ્યારે પોતાના જીવનનું દુઃખ ઘણું લાગી આવે ત્યારે એ પિતાને મર્મમાં ટકોરો પણ મારે કે, સુધારાની વાતો કરો છો ત્યારે ઘરમાં સુધારો કરી બતાવો ને!

પિતા પોતે સુધારક વિચારના એટલે રૂઢિને લીધે બીજા બાપ જેમ વિધવા દીકરીનું દુઃખ સહી શકે છે તેમ સહી શકતા નહિ. દીકરીના પુનર્લગ્ન અંગે એમણે પોતે વિચારો સેવેલા અને એ અંગે પ્રયત્નો પણ કરેલા. પરંતુ આજે કુંવારી દીકરીને માટે વર મેળવવા સાતપાંચ થાય છે ત્યાં વિધવા દીકરીના લગ્નની વાત એમ શી રીતે પતે?

પિતા આમ વિચારોમાં સુધારક છે ત્યારે બા સામી બાજુ એટલાં રૂઢિચૂસ્ત છે. દીકરીના પુનર્લગ્નની વાત તો એ ન સ્વીકારી શકે એટલું જ નહિ, પરંતુ નર્સિંગનું કામ શીખવા જવા જયાબહેન તૈયાર થયાં ત્યારે એમણે વિરોધ કર્યો—ઘરમાં ખાવાનું ખૂટયું છે તે છોડીને નોકરી કરવા જવું પડે! એને નર્સનું કામ શીખવા મોકલશો તો હું દરિયામાં પડીશ!

જયાબહેનની સ્થિતિ ત્રિશંકુ જેવી ગણાય. વાતાવરણ પુનર્લગ્નને ઉત્તેજન આપે તેવું. પિતાનો વિચાર પણ ખરો. પરંતુ એવો મૂરતિયો કોઇ મળે નહિ. અને બા સામી બાજુ રૂઢિચૂસ્ત! બીજી છોકરીઓની જેમ પોતાની વિધવા દીકરી સમાજમાં છૂટથી હરેફરે એ પણ બાને ખૂંચે જ. આવી સ્થિતિમાં જયાબહેનને બા જોડે ઓછું ગોઠે એ સ્વાભાવિક છે.

આ સ્થિતિમાં ગયા ઑક્ટોબર માસમાં (સન ૧૯૪૬ના) જયાબહેન દેશમાં આવ્યાં. નડિયાદ પિયરમાં દાદીમા સાથે રહેવા લાગ્યાં. સાસરીમાં પણ ઘેર સાસુ એકલાં હતાં. આમ અહીંનું વાતાવરણ વળી આથી ચડે એવું રૂઢિચૂસ્ત હતું. વિધવા માટે રહેલો દેવદર્શનનો એકમાત્ર માર્ગ જયાબહેન પણ મનના સાંત્વન માટે સ્વીકારે છે. દેવદર્શને જાય છે, કથાવાર્તા સાંભળે છે અને વેદાંતનો અભ્યાસ કરે છે! અને છતાં શાંતિ દૂરની દૂર હોય છે.

એ સ્થિતિમાં નાઈરોબીથી નીકળતો 'પાટીદાર પડકાર' દિવાળીનો વાર્ષિક અંક એમના હાથમાં આવે છે. પિતાનો એમાં લેખ વાંચે છે અને સળગી જાય છે પોતાના દુઃખનો પડઘો પાડતો પિતાને પત્ર લખે છે—

"'પાટીદાર પડકાર'માં તમારો લેખ વાંચ્યો. બાપુજી, તમારા સારા અને સુધરેલા વિચાર જાણી આનંદ તો થાય છે પણ હું તમારી - દીકરી તો ખરી ને? જેના બાપના આવા વિચારો તેની દીકરીને તો ઘરમાં બેસી માંખો મારવા જેવું જ ને? હું પાંચ વર્ષ તમારી પાસે રહી પણ ઘરમાં માંખો મારવા જેવું જ!"

એ પત્રના પ્રત્યુત્તર તરીકે પિતા પોતે કરેલા પ્રયત્નો ટાંકે છે. નિષ્ફળતા સાથી તે સ્થિતિ બનાવે છે. અને છતાં એ બહાનું રજૂ કરી છટકી - જવા માગતા નથી તેની ખાત્રી આપે છે—

'જયાના સુખને માટે હું કોઇ પણ ભોગ આપવા તૈયાર છું. ઘરમાંથી જોકે વિરોધ થશે જ પરંતુ તેને પણ ભરી પીશ. જો કોઈ યોગ્ય પસંદગી કરી શકે તો પિતા તરીકે કોઈ અપેક્ષા બાપની જરૂર નહિ જ પડે તેની ખાતરી આપું છું.'

આમ ડિસેમ્બર '૪૬માં પિતાનો આ પત્ર છે અને ફેબ્રુઆરી '૪૭ના રોજ જશભાઈનો 'મારો નિશ્ચય' એમ વિધવા બહેન સાથે લગ્ન કરવાની પ્રતિજ્ઞા 'પાટીદાર'માં પ્રસિદ્ધ થાય છે, જે જયાબહેનના વાંચવામાં આવે છે.

### ચાર માસ એ પછી વહી જાય છે

જયાબહેનને આમ તો પુનર્લગ્નના વિચાર આવતા જ. પરંતુ એવા ખુલ્લી જાહેરાત એમની સન્મુખ આવીને ઊભી રહી ત્યારે એ વિચારમાં પડી ગયાં. એમને બહેનપણીઓએ એ તક ઝડપી લેવા સલાહ પણ આપી. જશીભાઈ કોણ છે, કેવા છે, એ અંગે પણ માહિતી પૂરી પાડી. સ્વજન કોઇ

એવું પાસે ન હતું કે મનની મૂંઝવણ કહી શકાય. દાદીમા જાણે તો ધરતીકંપ થાય. કૉલેજમાં ભણતો ભાઇ સંમત થાય કે કેમ એની શંકા હતી. વિચારે એના સુધારક હતા એ ખરું, પણ આચરણ વખતે યુવકો પાછા હઠે છે એ સર્વાનુભવે જયાબહેન ભાઇ પ્રત્યે સ્વાભાવિક આશંક હતાં. બીજી બાજુ, એ પગલું ભરે તો ઘરની આબરૂનો ડર હતો. બે બહેનો અને ત્રણ ભાઈ કુંવારાં હતાં. એક બહેન તો પરણાવવા લાયક આજે જ આંખ આગળ દેખાતી. પોતાના એકના પગલે આખું ઘર મુશ્કેલીમાં આવી પડે!

આમ ચાર માસ કોઇ નિર્ણય વગર જયાબહેન પસાર કરે છે. છેવટ મનની વાત, પિત્રાઇ કાકા અને મોમ્બાસામાં રહેતા એટલે નજીકના સ્વજન થઇ ગયેલા શ્રી. રણછોડભાઇ જેઠાભાઇ દેસાઈ, નડિયાદમાં હતા એટલે એમને જયાબહેન વાત કરે છે. એમનો પંદર વર્ષનો દીકરો અરવિંદ ક્ષયની બિમારીને ખાટલેથી ઉત્સાહ આપે છે. કહે છે કે, તમે મારાં બહેન હોત તો હું તમને પરાણે પરણાવત! રણછોડભાઇ પણ સહાનુભૂતિપૂર્વક એમની વાત સાંભળે છે. અને જયાબહેન એક ડગલું આગળ ભરે છે. કાકાને કહે છે કે તમે જશભાઇને મળો. રણછોડભાઈ હરિજન ઉદ્યોગમંદિરમાં જશભાઈને મળવા જાય છે. જશભાઈનો નિર્ણય અફર છે એટલે એ કહે છે કે હું તો તૈયાર છું. એમના પિતાની સંમતિની જરૂર હોય તો પહેલાં એમની સંમતિ મેળવો. તે પછી આપણે આગળ વાત કરીએ એ યોગ્ય ગણાય.

એટલે તા. ૬ : ૬ : ’૪૭ના રોજ જયાબહેને પિતાને એ અંગે સંમતિ આપવા પત્ર લખ્યો. સાથે રણછોડભાઇએ જશભાઇને મળ્યા અંગે અને તેથી પોતાને પડેલી છાપ જણાવતો પત્ર લખ્યો.

## પિતાએ તારથી સંમતિ આપી

તા. ૧૨મીના રોજ એ પત્ર મોમ્બાસા મળતાં પિતાએ રણછોડભાઇ ઉપર સંમતિ આપતો તાર કર્યો. અને તેજ દિવસે વિગતવાર પત્ર લખ્યો. તેજ તારીખે જશભાઈ ઉપર અને મારા ઉપર પણ જુદા પત્રો લખ્યા મારા ઉપરનો પત્ર—

"મારી જીંદગીની એક મહત્ત્વની અભિલાષા ફળવાની આજે આગાહી મળી છે એટલે આ પત્ર તમને લખું છું.

"મારી દીકરી ચિ. જયા, ઉં. વર્ષ ૨૩ની બાળવિધવા છે. તેના સંબંધી મેં કેટલીય વાર વિચાર કરેલો અને અજંપો તો હજીયે સેવું છું. મારા

ભગ દિલથી તે સુખી થાય એમ ઇચ્છું છું. 'પાટીદાર'ની જાહેરાત મુજબ ભાઈશ્રી જશભાઈ સાથે મારી દીકરીનાં સંલગ્ન થાય તો તેમાં મારી સંમતિ – મારા કુટુંબી – ભાઈ મણીભાઈ જેઠાભાઇ દેસાઇએ માગી છે ત્યાની પણ સંમતિ છે. તેની બાની સંમતિ પૂછાવે છે પણ તેમની આગળ આ વાત જાહેર કરી અત્યારે વ્યાધિ વ્હોરવા હું તૈયાર નથી. કાર્ય થઇ ગયા પછીથી સમજાવી લેવાશે. માનશે તો ઠીક છે નહિ તો પરવા નથી.

" આ કાર્યમાં આપની સલાહ અગર સહાયની જરૂર પડે ત્યારે અને તમને યોગ્ય લાગે તે કરી શુભકાર્યમાં સહભાગી થશો જ એવી આશા છે."

આ પત્ર મળતાં જ હું આનંદમાં આવી ગયો. આવી ખુલ્લી જાહેરાત હોવા છતાં છ ગામની એક ઇન્ટર સુધી ભણેલ બહેન સિવાય કોઇએ પત્ર લખ્યો ન હતો. અને એ લખનાર બહેને પણ લખતાં શું લખ્યો પણ પાછળથી પસ્તાયાં હોય તેમ તેના જવાબમાં બે પત્ર જશભાઈએ લખ્યા પણ એમના તરફથી કંઇ જવાબ ન હતો!

એ સિવાય સત્તાવીસના ગોળનાં એક બહેન તૈયાર હતાં. પરંતુ જશભાઈએ છ. બાર વગેરે પ્રચલિત ગોળોની અનુક્રમ મર્યાદા સ્વીકારી હતી. આજના ગોળોનુ કુળાભિમાન પોષવાની વૃત્તિ ઊંડે ઊંડે એ મર્યાદામાં છે, એવી આશંકા કોઇ કોઇને લાગતી હતી. પરંતુ એમની ગણતરી એવી હતી કે જેમ ઉપલો ગોળ તેમ વૈધવ્યની મર્યાદા વધુ કડક. અને એ રીતે જ્યાં વધુ કડક રીતે એ મર્યાદા પળાતી હોય ત્યાની વિધવા લગ્ન કરવા તૈયાર થાય એ ઉદ્દિષ્ટજન માટે વધુ સારૂ ગણાય અને તેથી જ ઉપરની મર્યાદાનો ક્રમ રાખ્યો હતો.

પરંતુ ચાર માસ થવા છતાં ઉપર્યા ગોળમાંથી કોઇએ તૈયારી ન બતાવી એટલે સત્તાવીશના ગોળનાં બહેન અંગે તેમણે વિચારવાનું નક્કી કરેલું ત્યાં જયાબહેનનો પ્રશ્ન આવ્યો. શું કે ઘણું સરસ આ તો! બન્ને પક્ષના મોટા ભાગની સંમતિ હોય તેથી રૂડુ શું!

**પણ નવું જ બન્યું! જયાબહેને પોતે ના પાડી!**

છ માસના પૂરતા વિચાર પછી આખલાના શિંગડામાં પેસનાર ભરાઇ પડ્યો હતો એ લોક કહેવતની જેમ ચાર માસના વિચારને અંતે લેવા ધારેલા પગલામાં જયાબહેન ભરાઈ પડયાં! પિતાની મંજૂરી આવી. ભાઇબહેનોએ મંજૂરી આપી. કૉલેજમાં ભણતા ભાટ ઇન્દુકુમારે ઉત્સાહથી તેમાં મદદરૂપ થવાની

તૈયારી બતાવી. સગા પ્રસંગે મંજૂરી આપી. પરંતુ એ વિરોધી વૃત્તિઓમાં જયાબહેન હિંમત હારી ગયાં. એક વૃત્તિ, પોતાના સુખ માટે નાનાંમોટાં સ્વજનો મંજૂરી આપે છે, તે પોતે એકલી જ એ સ્વજનોના સુખનો વિચાર કરતી નથી ? પોતે લગ્ન કરે તો આબરૂનું શું ? નાનાં ભાઈબહેનોનાં લગ્નનું શું ? પરંતુ આ પ્રશ્ન પહેલાં ય આવી ગયેલો હતો. બીજી વૃત્તિએ એમને ભાવિ જીવન વિષે સાશંક બનાવ્યાં હતાં.

આપણા સમાજના સામાન્ય લગ્નપ્રસંગે વિરોધીઓ એકબીજા વિષે જેમ ખોટી વાતો કહી સામા પક્ષનું દિલ તોડવાના પ્રયત્નો કરે છે, તેમ આ પ્રસંગમાં બન્યું. જશભાઈ રોગી છે, અને તે કારણે અત્યાર સુધી તેમણે લગ્ન કર્યું ન હતું વળી જો એવું ન હોય તો આજે રહી રહીને તેત્રીસમા વર્ષે પોતાનો નિશ્ચય શું કરવા જાહેર કરે છે ? આટલાં વર્ષ સુધી કેમ જાહેર ન કર્યો ? મતલબ કે, એ કાયમના રોગી છે. સાથે સાથે એ પૂરેપૂરો ધૂની છે. ઢેડાંનું કામ કરે છે અને એમના ભેગો છાશ ને રોટલો ખાઈને જીવે છે. એટલા સુધી તો ઠીક, પણ કાલ ઊઠીને ન બને તો એવો ધૂની કે છૂટાછેડા આપી દેતાં એને વાર નહિ !

એક વખત વિધવા બનેલ બહેન પાસે ભાવિ પતિ અંગે રોગની વાત એટલે હિંમત હારી જાય એ સ્વાભાવિક છે. તેમાં ય એ વાત કરનાર પોતાનો હિતેચ્છુ હોય, સામા પક્ષને ઓળખનાર હોય અને વિચારે સુધારક હોય ત્યારે નિર્ણય કરનારને માટે વધુ હિંમત તોડનાર બને.

એ સ્થિતિમાં જશભાઈ અને જયાબહેનની મુલાકાત ગોઠવાય છે. પોતાના મનમાં જે જે શંકાઓ હતી તે જયાબહેન પૂછે છે. જશભાઈ એના ખુલાસા કરે છે. જશભાઈનો એક જ જવાબ એમના રોગી શરીર અંગેની શંકા નિર્મૂળ કરવા માટે પૂરતો હતો.

'આ જાતની શંકા એટલે મારા નિશ્ચય અંગે શંકા. જે વર્ગને સમાજમાં હું વધુ દુઃખી માનું છું, તે વર્ગની લાગણીનો પ્રેર્યો હું આ પગલું ભરી રહ્યો છું. પછી એક બહેનને હું મારા પગલાથી દુઃખી કરવાનું જાણી જોઈને પગલું શી રીતે ભરી શકું ?'

જયાબહેનને બધા જવાબોથી સંતોષ થાય છે. પરંતુ શંકાનું ઓસડ નહિ, એ રીતે વૃત્તિઓ અંદર રહી ગઈ હશે અને બીજી બાજુ કુટુંબની આબરૂની બીક હલ્લો કરતી હોય છે, એમ મન અસ્થિર બને છે. થોડા દિવસના વિચારને અંતે જાતે પોતે ના પાડી દે છે !

આવાં નાજુક પ્રશ્નોમાં કામ કરનારને માટે આ પ્રસંગ નવો હતો. બીજા પ્રસંગો કરતાં આ પ્રસંગ સાવ નવીન બન્યો. માબાપ વિરુદ્ધ હોય, કુટુંબીઓ વિરુદ્ધ હોય, સામા પક્ષમાં પણ બધો વર્ગ વિરુદ્ધ હોય તેવી સ્થિતિમાં કામ કેમ કરવું તેવો અનુભવ સામાન્ય રીતે કામ કરનારાઓને હોય છે.

મોરબ્બાસાનો પત્ર મળતાં મેં પોતે નડિયાદ રણછોડભાઈને પત્ર લખ્યો હતો. તેમણે જણાવ્યું કે, એ સહેજે પતી જાય એવું છે, છતાં તમારી હાજરીની જરૂર પડશે તો લખીશું. એટલે મને તો સ્વપ્ને ય ખ્યાલ ન હતો કે આરે આવેલું વહાણ આમ છિછરા પાણીમાં ડૂબશે!

અરવિંદની તબિયત અંગે એને વડોદરા ટી. બી. હૉસ્પિટલમાં ખસેડવાનો થતાં રણછોડભાઈને વડોદરા જવું પડ્યું. આમ મનની વાત કરવાનું એકમાત્ર સ્થળ જ્યોત્સ્નાબહેનનું દૂર ગયું. અને એ સ્થિતિમાં એમણે નિર્ણય કર્યો ના નો—

કારણ?

જવાબ હતો — હું હિંમત હારી ગઈ છું. મારી એટલી નિર્બળતા છે. પિતાનો હિંમત આપતો પત્ર આવ્યો હોય છે છતાં તા. ૧૭:૭:'૪૭ના રોજ જયાબહેન પોતાની ના જણાવતો પત્ર જશભાઈ ઉપર લખે છે.

"ઘણા સમયથી મુલતવી રાખેલ કાર્યમાં આજે ના દર્શાવી રહી છું, તે અદલ ઘણી લાચાર છુ. ઘણા વિચારોને લઈ (સાચી રીતે ચિંતાઓને લઈને —લેખક) મારા મનથી એક નિશ્ચય થતો નથી. હાલમાં તો વિચારોને લઈ હિંમત ગુમાવી દીધી છે.

"કોઈ વિઘ્નસંતોષીના કહેવાથી મારા મનમાં તમારે માટે કંઈ શંકા હતી, તે પ્રશ્ન પણ મારી ખોટી નિર્બળતા સૂચવે છે. હું માની રહી છું કે શુભકાર્ય શુભ આશયે કરતાં જગથી દબાવાની જરૂર શી? માથું ઊંચું રાખીને ફરવાની હિંમત મારા અનેક વિચારોથી ગુમાવી દીધેલ છે.

"હવેર આખરી નિર્ણય તમને જણાવી રહી છું. મારા આ કાગળથી તમે જાણી લેશો કે મારા અનેક વિચારોથી આ તક ગુમાવી તમને ના દર્શાવી રહી છું."

જશભાઈ એ પત્રનો જવાબ તા. ૧૯:૭:'૪૭ ના રોજ આપે છે—

"તમારો પત્ર વાંચ્યો. વારંવાર વાંચ્યો. તમારા હૃદયમાં ચાલતું યુદ્ધ તથા મનની મૂંઝવણ જાણી મને કંઈ જ આશ્ચર્ય થયું નથી. કારણ કે, આ એક નવું સાહસ છે — એક નવો રસ્તો છે. સાહસમાં જોખમ અને ફાયદો બને છે.

આશાવાદી લોકો ફાયદાને દૃષ્ટિમાં રાખીને પૂરા વિશ્વાસથી ઝંપલાવે છે, નિરાશાવાદી જોખમને જ ધ્યાનમાં રાખી શંકાથી ડરી ડરીને આખરે એ સાહસને છોડે છે.

"મારે તમારી સાથે એક જ મુલાકાત અને આ એક જ પત્ર છે. જે ઉપરથી તમારા વિષે અભિપ્રાય અગર તમારા સ્વભાવનું વિવરણ કરવા હિંમત કરૂં છું.

"તમે તમારા પત્રના પહેલા ફકરામાં જણાવો છો કે 'ઘણા વિચારોને લઈ મારા મનથી એક નિશ્ચય થતો નથી. હાલમાં તો વિચારોને લઈને હિંમત ગુમાવી છે.' તેજ ફકરામાં તમે જણાવો છે કે, 'આજે ના દર્શાવી રહી છું.' તમે હિંમત ગુમાવી છે અને તેથીજ તમે ના કહો છો પણ જ્યારે તમને આટલો બધો સાથ છે ત્યારે હિંમત રહેવી જોઇએ. એ સાથે મારા મનમાં પ્રશ્ન ઊઠે છે. બીજું હાલમાં હિંમત ગુમાવી છે એટલે એ ભવિષ્યમાં આવશે એવા ખ્યાલ સાથે તમે લખ્યું હોય એમ જણાય છે. એટલે આ ઉપરથી હું એમ સમજું છું કે તમારા પિતા હિંદમાં આવે તો હિંમત આવે એવું તમારૂં કહેવું છે!

"જો તમારી ઇચ્છા હોય કે તમારા પિતા આવે તો આ લગ્ન થાય તો તમારે તમારા પિતાને એમ લખવું જોઇએ. અને હું પણ લખું, પણ તમારી ઇચ્છા હોય તો. એટલે તમારે એકચિત્તે વિચાર કરી યોગ્ય નિર્ણય કરવો એ જ ઇષ્ટ છે.

"પાંચમા ફકરામાં એક વાક્ય ખૂબ જ મહત્વનું છે. 'હું પોતે નબળાઈને વશ થઇને છેવટે આખરી નિર્ણય તમને જણાવી રહી છું.' જો એ આખરી જ હોય અને કોઇ પણ કાળે અને કોઇ પણ વ્યક્તિથી ફરવાનો ન હોય તો આ બધો પ્રયત્ન કરવો ઉચિત નથી."

આ પ્રશ્નમાં રસ લેતા સર્વને માટે નાજુક ક્ષણ આવી પહોંચી. મુરબ્બી રાવજીભાઇ મણિભાઇ પટેલને થયું કે, આવી સ્થિતિમાં એ બહેનને મળી હિંમત આપવી જોઇએ. કંઇ શંકા ઊંડે ઊંડે રહી ગઇ હોય તો તે નાબૂદ કરવી જોઇએ. એટલે તા. ૨૨:૭:'૪૭ના રોજ રાવજીભાઇ જયાબહેનની મુલાકાત લે છે. એમને હિંમત આપે છે. સમજાવે છે. જયાબહેન એક અઠવાડિયું વિચાર કરીને છેલ્લો જવાબ આપવાનું કહીને છૂટાં પડે છે.

એ અરસામાં હિંમત આપતો પિતાનો બીજો પત્ર તા. ૧૭.૭.'૪૭ના રોજ મોમ્બાસાથી લખેલો જયાબહેનને મળે છે. એ અકવાડિયું એ વિચાર કરવાને બદલે ચિંતામાં જ પસાર કરે છે. વિચારનું સ્થાન જ્યારે ચિંતા લે છે ત્યારે માણસ વધુ ને વધુ ગુંચાય છે. એમાંથી ઉકેલ ભાગ્યે આવે છે.

આમ પિતાના હિંમત આપતા પત્રો હોવા છતાં એક અઠવાડિયાના વિચારને અંતે જયાબહેન ના પાડે છે! અને જયાબહેનના પ્રકરણ ઉપર પડદો પડે છે.

## દિલ ડંખે એવો પ્રસંગ બને છે

જયાબહેનને તારથી સંમતિ આપતાં જ શ્રી. રણછોડભાઇએ મને પણ યોગ્ય મદદ કરવા પત્ર લખ્યો હતો. એનો આગળ ઉલ્લેખ આવી ગયો છે. રણછોડભાઇનો સંબંધ 'પાટીદાર' સાથે વર્ષોનો છે. એ પ્રમાણે 'પાટીદાર' મારી પાસે આવતાં એમનો સંબંધ મારી સાથે થયો. એ પોતે ઉંમરમાં મારા મુરબ્બી જેવા છે, પરંતુ એમણે મને મિત્ર તરીકે પહેલેથી સ્વીકારી લીધો છે. મારા ઉપરના એમના પત્રો કોઇ વાંચે તો વાચકને એમ ન લાગે કે આ બંને એકબીજાને નજરોનજર જોયા વગરના મિત્રો હશે!

એટલે જયાબહેનના પ્રશ્નમાં, એક પ્રેમભર્યા સંબંધને લીધે હું વધુ ઉપયોગી બનવા પ્રયત્ન કરૂં એ સ્વાભાવિક છે. છતાં હું અહીંના વાતાવરણના છેલ્લા સમાચારો પત્રદ્વારા જણાવ્યા સિવાય બીજી રીતે નિષ્ક્રીય રહ્યો હતો. આજે એ પ્રસંગ વિચારૂં છું ત્યારે મને મારી એટલી વ્યવહારકુશળતાની ખામી લાગે છે.

જયાબહેન કે એ પ્રશ્નમાં સક્રિય કામ કરતા એમના કાકા રણછોડભાઇને હું દીકરે ઓળખું નહિ. એમનો પત્ર હતો કે જરૂર પડશે તો તમને જણાવીશું. એટલે આ પ્રકરણ નાજુક સ્થિતિએ આવ્યું ત્યારે રાવજીભાઇની જેમ મને પોતાને પણ જયાબહેનને મળવાનું મન થયેલું. પરંતુ જશભાઈ સાથેનો મારો સતત સંપર્ક એટલે મારી મુલાકાત એમને શ્રદ્ધા પ્રેરશે કે કેમ, એની મને શંકા હતી. વળી માનસશાસ્ત્રની દૃષ્ટિએ એક પક્ષ વધુ આગ્રહ કરે એટલે બીજા પક્ષને વધુ શંકા જાય, એમ પણ મને લાગેલું.

એટલે રાવજીભાઇ જેવા મુરબ્બીની સલાહ છતાં જયાબહેનમાં હિંમત ન આવી તો પછી હું એમાં શું કરી શકવાનો હતો, માની હું એમને ન મળ્યો. જશભાઇ પણ મારા જેવા બિનવ્યવહારકુશળ એટલે તેમણે મારા એ મતને ટેકો આપ્યો.

જયાબહેનનું પ્રકરણ તો પૂરૂં થયું. હવે શું ? 'મારો નિશ્ચય' જાહેર કર્યાં ૭ માસ પૂરા થયા હતા. એની ઉપર ચર્ચા અને પત્રો છપાયા હતા. છતાં સત્તાવીશનાં એક બહેન સિવાય કોઇનો નવો પત્ર ન હતો. એટલે એ બહેન અંગે જ વાત કરવી રહી. તા. ૮ : ૮ :'૪૭ના રોજ એ બહેન સાથે જશભાઇની મુલાકાત નક્કી થાય છે. એમનાં પિતામાતા પણ સંમત છે. જશભાઇ પોતે હા પાડે છે.

જ્યારે બીજી બાજુ, જયાબહેન ચિંતાગ્નીથી એવાં મૂઝાયાં હોય છે તે પિયર છોડી શાંતિ શોધવા સાસરીમાં જાય છે. પરંતુ જેના અંતરમાં શાંતિ નથી તેને પિયરમાં કે સાસરીમાં, ધર્મમાં, કે વૈભવવિલાસમાં, ક્યાંય શાંતિ શી રીતે મળે ?

એક બાજુ, રૂઢિ રૂપી અચલાયતનના કિલ્લાનો દરવાજો ઉઘાડી જશભાઇ ઊભા છે. હિંમત કરીને એ કિલ્લામાંથી બહાર નીકળે તો સુખ દેખાય છે. મન અને હૃદય એ ઇચ્છે છે. માબાપ, ભાઇબહેન બધાં એ પગલું ભરવા હિંમત આપે છે. રૂઢિને લીધે ઊભું થયેલું સમાજનું વાતાવરણ ફક્ત એમને નિર્બળ બનાવી દે છે. નજર તો ઉઘડેલા દરવાજા ઉપર જ હોય છે.

સાસુ સાથે રહેવામાં પહેલાં જે દુઃખ હશે તેમાં કંઇ આ વખતે વધારો થયો હશે તેવું કંઇ નથી. પરંતુ એક કાળે એ દુઃખ નછૂટકે ભોગવવાનું હતું, આજે પોતાની નિર્બળતાને લીધે ભોગવવું પડે છે એમ જયાબહેનને હર પળે લાગ્યા કરે છે.

સમાજની બીક છોડવી જોઇએ, એમ દિલમાં વળી પોકાર જાગે છે. કોને કહે ? પિતાના પત્રો છતાં એમનું સાંભળ્યું ન હતું. જે કામમાં પહેલેથી કાકાને આગળ કર્યા હતા તેમનું પણ માન્યું ન હતું. એમને બંનેને લખતાં સંકોચ થતો હતો. કૉલેજમાં ભણતા ભાઇ ઇન્દુકુમારને છેવટ પત્ર લખ્યો – પોતે હવે સંમત છે !

ઇન્દુકુમારે તે નિર્ણય મોમ્બાસા પિતાને અને વડોદરા રણછોડભાઇને લખી જણાવ્યો. એ સમાચાર મોમ્બાસા તા. ૧૮ : ૮ :'૪૭ના રોજ પહોંચતાં પિતાએ મને તાર કર્યો – જયા હવે સંમત છે. જશભાઇને જાણ કરો !

એ તાર વાંચતાં જ મારી દૃષ્ટિ સન્મુખ એ છોકરીઓ ખડી થઇ. મેં બંનેમાંથી એકેને જોઇ ન હતી. પરંતુ સ્નેહી, મિત્ર અને મુરબ્બી રણછોડભાઇને લીધે જયાબહેન પ્રત્યે નાની બહેન જેવી લાગણી હોઇ મન એના તરફ વિશેષ

વળી તે કુદરતી છે. એ સાથે બીજી અનામી બહેનનું કરુણતાભર્યું મુખ મને વિચારમાં નાખી દે છે. એ બહેન કહેતી સંભળાય છે —

'એક વખત મને હા પાડી ના કહો એ વ્યવહારમાં ભલે બનતું હોય, પરંતુ જશભાઈ તો ધર્મકૃત્ય માની આ પગલું ભરે છે. પછી વચનભંગ કરવામાં ધર્મકૃત્ય ક્યાં રહ્યું? મારી અને જયાબહેનની, બંનેની ઇચ્છાઓ જશભાઈ આગળ મૂકાઇ હતી. કોની સ્વીકારવી એ જશભાઇનો સ્વતંત્ર હક હતો. એ રીતે એમણે જયાબહેન માટે શકય ત્યાં સુધી રાહ જોઇ. પ્રયત્ન કર્યો. આશાજનક ન લાગ્યું ત્યારે એમણે છેવટ મને હા પાડી. હવે એમાં પિછેહઠ કરવી એ શું ધર્મ છે?'

એ અનામી બહેન મને ઉદ્દેશીને આગળ બોલતાં હોય તેમ મારા અંતરમાં સંભળાતું હતું—

'પેટલીકર! જશભાઇનો આ અંગત પ્રશ્ન છે એટલે એ કદાચ થોડા સ્વાર્થને વશ થાય, પરંતુ તમારે તો જે ધર્મ લાગતો હોય તે જ કર્તવ્ય બજાવવું જોઇએ. આ પ્રશ્નમાં તમે સામેલ થયા છો તે એક વ્યક્તિ તરીકે નહિ, પણ 'પાટીદાર'ના તંત્રી તરીકે. બાકી જશભાઇને આ જાહેરાત અગાઉ તમે ઓળખતા ન હતા. રણછોડભાઇ તમારા સ્નેહી હોય કે જયાબહેન તમને નાનાં બહેન સમાન લાગતાં હોય, પરંતુ 'પાટીદાર'ના તંત્રી તરીકે તમારે મન તો હું, જયાબહેન કે બીજી કોઇ બહેન સરખાં હોવાં જોઇએ. કુળવાન અકુળવાનના ભેદ પણ તમારી દૃષ્ટિમાં ન હોવા જોઇએ. બોલો, તમારો ધર્મ તમને શું કહે છે? જશભાઈ ભલે ગમે તે પગલું ભરે, પણ તમે એમને શી સલાહ આપશો?'

હું ઊંડા વિચારમાં પડી ગયો.

એક જણને હા પાડીને ગમે તે કારણે ના પાડવી એ વચનભંગ તો કહેવાય. જશભાઇ માની લીધેલું ધર્મકૃત્ય આચરતા હોય ત્યારે એમણે શા માટે વચનભંગ કરવો જોઇએ? એ રીતે અનામી બહેનની વાત મને વ્યાજબી લાગતી હતી.

પરંતુ બીજી બાજુ જશભાઇના નિશ્ચય પાછળની વૃત્તિને હું વિચારતો ત્યારે એથી બીજો માર્ગ દેખાતો. વિધવા બહેન સાથેના લગ્નમાં તાત્ત્વિક રીતે ધર્મ પણ નહોતો તેમ અધર્મ પણ નહોતો. લગ્નના મૂળ હાર્દ પ્રમાણે આજે સમાજમાં ગોઠવાતાં લગ્નોની પદ્ધતિ એ જેમ બરાબર નથી, તેમ જશભાઇના

લગ્નની પદ્ધતિ પણ આદર્શ ન કહેવાય. પરંતુ આજે સમાજજીવન જે જાતનું છે, તે રીતે આ પ્રશ્નને મૂલવતાં જશભાઈનું પગલું એ ધર્મકૃત્ય ગણાય. કારણ કે, સમાજમાં પુરુષો સ્ત્રીઓને ફરજિયાત વૈધવ્ય પળાવતા હોય ત્યાં એ દુ:ખના પ્રેર્યા આવું પગલું ભરવું એ વીર કૃત્ય પણ છે જ. આ પગલું ભરવાનું મુખ્ય કારણ સમાજની અધરૂઢિ તોડવાનું જ ગણાય. જશભાઈ પોતે એ રૂઢિ તોડે તેથી સમાજમાં બીજી વ્યક્તિઓ એનું આચરણ કેટલું કરશે એ જુદો સવાલ છે. પરંતુ જશભાઈનો નિશ્ચય તો એ અન્યાયી રૂઢિ પોતે તો તોડવી જ એ છે. એને એ પોતાનું ધર્મકૃત્ય માને છે.

આ નિશ્ચયના હાર્દને વિચારતાં જયાબહેન સાથે એ લગ્ન કરે, એમાં જ રૂઢિનો ભંગ પ્રમાણમાં વિશેષ થાય છે. આમાં કોઈની સાથે પરિચય થયાનો કે પ્રેમ થયાનો પ્રશ્ન જ નથી. બાકી લગ્નના હાર્દને વિચારતાં એને પ્રથમ મહત્ત્વ આપવું જોઈએ. એટલે જશભાઈએ રૂઢિને તોડવાનો જે નિશ્ચય કર્યો છે તે માટે વચનભંગનું પાપ વહોરીને પણ એમણે જયાબહેન સાથે લગ્ન કરવું જોઈએ, એમ મારી બુદ્ધિએ જવાબ આપ્યો.

આ નિર્ણય મેં રણછોડભાઈ કે જયાબહેન તરફના પક્ષપાત વગર તટસ્થ રીતે કર્યો છે એમ મારી બુદ્ધિ કહેતી હતી. મારી બુદ્ધિની અપૂર્ણતાને લીધે એ ખોટો હોય તો જુદી વાત છે. છતાં જશભાઈને સ્વતંત્ર રીતે વિચાર કરવા દેવો, મારી વિચારસરણીમાં એમને ન દોરવાનો સાથે સાથે નિર્ણય કરી હું એ તાર લેઈ નડિયાદ ગયો. સંજોગવશાત્ જશભાઈ ન મળ્યા. પત્ર મૂકીને પાછો આવ્યો.

જશભાઈ બીજે દિવસે નડિયાદ પોતાને મુકામે આવી ગયા. મારો પત્ર વાંચ્યો. રાવજીભાઈની મુરબ્બી તરીકે જશભાઈ દર વખત આમાં સલાહ લેતા તેમ આ વખતે પણ લેવા ગયા. એમણે જયાબહેન અંગે સલાહ આપી. તે જ બપોરે (તા. ૨૧ : ૮ : '૪૭) જશભાઈ મારી પાસે આણંદ આવ્યા. મને પૂછ્યું — તમારી શી સલાહ છે? હું હસ્યો. કહ્યું — તમે શું વિચારો છો? એમણે રાવજીભાઈની સલાહ કહી. વળી એમને પોતાને પણ એ જ વ્યાજબી લાગતું હતું. ફક્ત એક જણને હા પાડીને ના કહેવી પડે તેનો હૃદયમાં ડંખ રહેતો હતો. પછી મેં મારી પોતાની વિચારસરણી સ્પષ્ટ જણાવી. જશભાઈ પણ એ નિર્ણયમાં સંમત થયા, છતાં છેલ્લો વિચાર કરીને જણાવીશ એમ કહી એ વિદાય થયા. રાત્રે વિચાર કરી એમણે મને બીજે દિવસે પત્ર લખી જયાબહેન સાથે આગળ વાત કરવાની સંમતિ આપી.

એ નિર્ણય લીધા છતાં જશભાઇના દિલમાં ડંખ રહ્યો હતો કે પોતે એક બહેન સાથે વચનભંગ કર્યો છે. પરંતુ તા. ૨૪ઃ૮ઃ'૪૭ના રોજ 'હરિજનબંધુ'માં બાપુજીનું પિંડીનું પ્રવચન વાંચ્યું તેમાંથી એમને ઘણું સમાધાન મળ્યુંઃ "બાપુજી એક પત્રલેખકને સંબોધીને જણાવે છે કે તેમણે તા. ૧૫મી ઑગસ્ટે નોઆખાલી પહોંચવું જ જોઇએ. તેમણે વચન આપ્યું છે. બાપુજીએ એ વચન પાળ્યું નહિ, કારણ કે તા. ૧૫મીએ તેઓ કલકત્તામાં હતા અને ત્યાં હિંદુમુસ્લીમ એખલાસનું કામ ચમત્કારિક રીતે થયું. પણ વચનનું શું? મને વિચારતાં લાગ્યું કે બાપુજીએ ભલે શાબ્દિક રીતે વચન ન પાળ્યું પણ એના હેતુના અર્થમાં પાળ્યું છે. એમનો હેતુ હિંદુમુસ્લીમ એકતાનો હતો. એમને લાગ્યું કે કલકત્તામાં શાંતિ થશે તો નોઆખાલીમાં પણ થશે, કારણ કે કલકત્તામાંથી એ ચેપ ત્યાં ગયેલો.

"આ વિચાર ઉપરથી હું મારા વિચાર ઉપર વળી ગયો. મેં પણ એવું સમાધાન માન્યું કે વિધવાવિવાહ ન કરવા દેવામાં છ ગામવાળા જ પ્રથમ છે. એમાં હું-રૂઢિ તોડી શકું તો શાબ્દિક રીતે સત્તાવીશના ગોળનાં બહેનને ના પાડી વચનભંગ કરી રહ્યો છું છતાં આચરણમાં હું વચન પાળી રહ્યો છું."

છતાં એ વચનભંગનો ડંખ અમારા સર્વના દિલમાં રહ્યો છે, એ હકીકત સ્વીકારવી રહી.

### ખાનગી વાત સમાજમાં ખુલ્લી થાય છે

જયાબહેન પોતે નિર્ણય બદલતાં ધર્મજથી નડિયાદ આવે છે. એમને પોતાને ખબર નહોતી પણ સાસુ સર્વ ભેદ જાણી જાય છે. ભાઇ ઉપર બિડેલા પત્ર લખાતાં એમને શંકા જાય છે. એમાંનો એક પત્ર જયાબહેન એક કિશોરને ટપાલમાં નાખવા આપે છે તે સાસુ લેઇ લે છે. ફોડે છે. મૂળ કાગળ પોતાની પાસે રાખી તેની નકલ જયાબહેનના કાકાને બિડે છે. નડિયાદ બીજા સગાઓને એની જાણ કરે છે. અને આમ જે વાત ખાનગી હતી તે જાહેર થતાં દાદીમાને એ હકીકત જાણવા મળે છે. દેસાઇવગામાં જૂના વિચારની સ્ત્રીઓ એ જાણતાં કહે છે – આ છોડી શું કરવા બેઠી છે! દાદીમા કહે છે – દેસાઇવગામાં તારા જેવી કેટલીય છોડીઓ છે. કોઈ એવું નથી કરવા તૈયાર અને તું શું કરવા બેઠી છે! એમના જેવી સરખા દુઃખવાળી બહેનો સલાહ આપે છે – તારાં માબાપ, ભાઇબહેન બધાં સંમત છે, પછી તું શું કરવા બીએ છે? અમારાં માબાપ તૈયાર નથી, બાકી અમે ય હમણાં હિંમત કરીએ!

જશભાઇનો નિર્ણય થતાં મારે હવે જયાબહેનને મળવું રહ્યું. હું પોતે એમને ઓળખતો ન હતો. વાત ખાનગી એટલે નડિયાદ ન જતાં પ્રથમ હું વડોદરા ટી. બી. હોસ્પિટલમાં રણછોડભાઇને મળવા ગયો. તેમને તો જયાબહેન ધર્મજ છે એવો ખ્યાલ હતો, હું પોતે પણ એ ક્યાં છે તે જાણતો ન હતો, એટલે એમને વડોદરા આવી જવા ધર્મજ પત્ર લખ્યો. એ દિવસે જયાબહેન મને મળવા આણંદ આવ્યાં, પરંતુ હું વડોદરા હોઇ ન મળી શકયો. પરંતુ નડિયાદ એમને મળવા માટે એક ભાઇનું ઠેકાણું મળ્યું હતું એટલે હું બીજે દિવસે (તા. ૨૫:૮:'૪૭) એમને મળવા નડિયાદ ગયો. ભાદરણના શ્રી. બાબુભાઇ કાશીભાઇ પટેલને સાથે લીધા. જયાબહેનને એ આ અગાઉ મળ્યા હતા. અમે જયાબહેનને મળ્યા.

મેં કહ્યું : 'હવે તો હિંમત નહિ હારી જાઓને, જયાબહેન ?'

જયાબહેન હસ્યાં, કહ્યું : 'હું હિંમત હારું એવી નથી, પણ અહીંનું વાતાવરણ મારી હિંમત તોડી નાખે છે.'

મેં જવાબ આપ્યો : 'વાતાવરણ મને તો ઘણું સારું લાગે છે.' અને પાસે બેઠેલા જુવાન ભાઇ તરફ દ્દષ્ટિ કરી મેં ઉમેર્યું : 'તમારા આ પિત્રાઇ ભાઇ તમને મદદ કરે છે. આણંદ પણ સાથે આવ્યા હતા. અહીં પણ એમને લીધે અનુકૂળતા છે. તમને પત્ર પહોંચાડવામાં પણ એ મદદ કરે છે.' અને એ કરતાં ય મજબૂત દાખલો યાદ આવતાં કહ્યું : 'તમારા દેસાઇવગાના વયોવૃદ્ધ ...... આ વાત જાણે તો એ આ લગ્ન ન થવા દે એમ બધા માનતા હતા. એમનો વિરોધ હોય તો, તમને મદદ કરનાર પણ કબૂલ કરે છે પોતાની હિંમત ન ચાલે. એવા વડીલે પણ આ ખાનગી વાત જાણી ત્યારે શું કહ્યું તે તમે જાણો છો—થાય તેમાં મને વાંધો નથી. ફક્ત જે કરો તે નડિયાદ બહાર કરજો! અત્યારે જે ઘરમાં આપણે આ વાતચીત કરીએ છીએ તે ઘરના વડીલ, વૃદ્ધ પુરુષ આ બધું જાણે છે છતાં આપણને ખાનગી વાતચીત કરવા સ્થાન આપે છે એ પણ એમની મદદ કે બીજું ? આજથી પંદર વર્ષ ઉપર આ પ્રમાણે મારા જેવો કોઇ આમ દેસાઇવગામાં મળવા આવ્યો હોય તો આ અનુકૂળતા મળે? મારી ને કંઇક દાટી દે ત્યાં સુધી પણ વાત જાય!'

તે ઘડીએ મને તો ખબર નહોતી, પણ એ વૃદ્ધ વડીલ જયાબહેનને બોલાવવા આવનારને જવાબ આપી રહ્યા હતા—મહેમાન આવ્યા છે. જયા

આ મૂકે છે તે હમણાં આવે છે! આમ બોલાવવા આવનારને ઘરના બારણામાંથી વિદાય કરે છે!

મેં આમળ કહ્યું: 'વાતાવરણમાં ફક્ત વિરોધ દાદીમાનો છે એમાં એમનો દોષ જેવો એ પણ સમજણ ન કહેવાય. એમને જે સંસ્કારો મળ્યા છે તે પ્રમાણે એ તો વિરોધ કરે જ. ન કરે તો જ નવાઇ કહેવાય!' તે સિવાય તમારા પક્ષે કોઇ કહેનાં કોઇનો વિરોધ નથી, એ રીતે તમારું વાતાવરણ ઘણું સારૂં કહેવાય.'

જયાબહેને મક્કમતાથી વાત કરી. પોતે એ પ્રશ્ન ઝટ પતાવી દેવા માગે છે તે પણ જણાવ્યું. અને તેથી આવતી કાલે જ વડોદરા આવવાનું તેમણે મને કહ્યું. મારે અને જશભાઇએ પણ એ પ્રમાણે ટી બી હૉસ્પિટલમાં જવાનું નક્કી કરી અમે છૂટાં પડ્યાં.

રસ્તામાં બાબુભાઇને મેં કહ્યું: 'મને તો જયાબહેન બહુ હિંમતવાળાં લાગ્યાં. છતાં એ શી રીતે પહેલાં આટલાં નિર્બળ પડી ગયાં એ મને નથી સમજાતું.'

બાબુભાઇએ જવાબ આપ્યો: 'મેં તો એમની આ હિંમત અને પહેલાંની નિર્બળતા જોઇ છે. એમને વાતાવરણની ઘણી અસર થાય છે. આપણે બધા હોઇએ ત્યારે એ વાતાવરણને લીધે હિંમત બતાવે છે. ઘડી પછી બૈરાં ભેગાં થઇ વિરુદ્ધ કહે તો પાછા એ એટલાં નિર્બળ બની જાય છે'

અને સાચે જ, બીજે દિવસે એમણે નિર્બળતા જ બતાવી. એમને મળીને બપોરે હું આણંદ ગયો એવો મેં ગોમ્બાસા તાર કર્યો છે કે, જશભાઇ સંમત છે અને સુખદ અંત આવશે; પણ બીજે દિવસે જયાબહેન વડોદરા ન આવ્યાં. મેં એમને તે વખતે કહ્યું હતું કે, દાદીમા તમને નહિ આવવા દે તો? એમણે હિંમતથી કહેલું કે, ના કહેશે તોપણ આવીશ. અને છતાં ન જ આવી શક્યાં!

રણછોડભાઇએ કહ્યું: 'એ છોકરી આમ તો બહુ હિંમતવાળી છે કોઇને ગાંઠે એવી નથી. પણ નડિયાદના વાતાવરણને લીધે જ બી ગઇ છે.'

પથારીમાંથી બેઠા થઇ અરવિંદ બોલી ઊઠતો: 'ઇન્દુની જગાએ હું એનો ભાઇ હોઉં તો તરત કાંઇ ઝાલીને એમને ખેંચી લાવું!'

મેં કહ્યું: ઇન્દુ પણ શું કરી શકે! એ તો બહેન માટે બધી રીતે તૈયાર છે.

આમાં કોઈનો દોષ હોય તો જયાબહેનનો છે. અને એથી અકળાઈ તમારે લાગણીવશ ન થવું જોઈએ. તબિયત ઉપર એની અસર થાય.'

અરવિંદે હસીને કહ્યું : 'મારી તબિયત જયાબહેન પરણે એટલે જો જો બરાબર ન થઈ જાય તો!'

અમે ઇન્દુકુમારને અધીરીથી બોલાવવાનો નિર્ણય કર્યો. ઘરમાં જયાબહેન એકલાં મૂઝાય છે. હિંમત હારી જાય છે. તેમની સાથે ઇન્દુકુમાર હોય તો એમને હિંમત આવે, વાત કરી શકે તથા હવે શું કરવું તે પણ એના દ્વારા જાણી શકાય.

એ પ્રમાણે મેં ઇન્દુકુમારને પત્ર લખ્યો. પરંતુ મારો પત્ર પહોંચે તે પહેલાં, આગલે દિવસે, જયાબહેને પત્ર લખ્યો હતો એ આધારે એ નડિયાદ આવી પહોંચ્યો. જયાબહેને આ પ્રશ્ન ઝટ પતાવી દેવાનું કહ્યું. એ મારી પાસે આણંદ આવ્યો એટલે અમે બંને વડોદરા ગયા. કૃષ્ણજયંતિનો દિવસ નક્કી કરી દીધો. ઇન્દુકુમાર જયાબહેન પાસે ઘેર ગયો.

દાદીમાથી આ હિલચાલ શી રીતે અજાણી રહે? વાત તો એ જાણતાં હતાં. કૉલેજ છોડી રજાઓ વગર ઇન્દુકુમાર આવ્યો હતો. એ દોડાદોડ કરતો હતો. દાદીમા વગર બોલ્યેચાલ્યે છાનાં છાનાં રડ્યા કરતાં હતાં. આટલો મૂગો વિરોધ પણ જયાબહેનની હિંમત તોડી નાખવા માટે પૂરતો હતો!

એમણે ઇન્દુકુમારને કહ્યું : 'પેટલીકરને તું ના નો પત્ર લખી દે.'

ઇન્દુકુમારમાં તો જુવાનનું આવેગવાળું લોહી છે. એ ખિજાઈ જાય છે. કહે છે – જયાબહેન! આ તે શું તમે ઢીંગલાઢીંગલીની રમત માનો છો? ઘડીમાં હા ને ઘડીમાં ના! પણ એમાં એનું કંઈ વળતું નથી. ટપાલનો વખત થઈ જવાથી પોસ્ટ ઑફિસમાં આવી તારના ફૉર્મ ઉપર ઇન્દુકુમાર ના જણાવતો મને પત્ર લખે છે. અને તે પહેલાં, સવારમાં જયાબહેન પોતે ના જણાવતો પત્ર પિતાને મોમ્બાસા લખે છે! તા. ૧ : ૯ : '૪૭નો એ દિવસ.

મને એ ટપાલ મળવાને પંદર મિનિટ વાર હોય છે અને જશભાઈ ભાદરણથી નડિયાદ જતાં મોટરમાંથી ઊતરી મને મળવા આવે છે. કૃષ્ણજયંતિનું નક્કી કર્યું છે, એ પત્ર મેં એમને લખ્યો હોય છે છતાં એ સમાચાર વિગતથી જણાવું છું. આ વખતે પતી જશે એમ વાત પણ કરું છું. એ ઉત્સાહમાં અમે બંને છૂટા પડીએ છીએ, અને તરત ટપાલ આવે છે. ઇન્દુકુમારનો પત્ર

વાંચતાં હું બીજી ટપાલ વાંચ્યા વગર એ પત્ર લેઇ સ્ટેશને દોડું છું. મોટરમાં બેઠેલા જશભાઇને નીચે ઉતારું છું. કંઇ બોલ્યા વગર પેલો પત્ર આપું છું. એમના મોં ઉપર ખિન્નતા છવાય છે.

મેં કહ્યું: 'આપણે નિરાશ થવાની કંઇ જરૂર નથી. મને શ્રદ્ધા છે કે આ કામ બનવાનું છે. છેલ્લા ઉપાય તરીકે રણછોડભાઇને મોમ્બાસાથી અહીં બોલાવીને પણ એ પતાવવું છે. ગમે વખતે આપણે પ્રયત્ન કરવામાં સમજફેરને લીધે જોઇએ તેટલો પ્રયત્ન નહોતો કર્યો એ ભૂલ હવે ફરી કરવી નથી. જે કૃત્યને ધર્મકૃત્ય માનતા હોઇએ તેમાં નિરાશા મળે, ભોંઠા પડવાનો પ્રસંગ બને કે લાતો પડે છતાં એ પાર પાડવા છેલ્લી ઘડી સુધી પ્રયત્ન કરવો જોઇએ.'

જશભાઇનું મોં મલકે છે, પણ એમાં નિરાશાની વેદના ચોખ્ખી વરતાય છે. મેં કટાક્ષ કરતાં કહ્યું: 'ભગવાન પણ જાતનો અવળચંડો છે. કોઈ કહે કે હું ધર્મ આચરવા માગું છુ કે લાગલો એની અગ્નિપરીક્ષા કરવા મંડે છે. હરિશ્ચંદ્રે કહ્યું કે હું સત્ય છોડીશ નહિ તો એને કહ્યું કે ઊભો રહે, તારી પરીક્ષા કરવા દે! એવો તમારો અને રણછોડભાઇનો એ ઘાટ કરતો લાગે છે. બધા માને છે કે આ ગામની કોઈ બહેન હોય તો રૂઢિના ભંગ તરીકે સારૂં, તો ઘડીવડીમાં નિર્બળતાને વશ થાય તેવી એક બહેન સિવાય કોઈને એણે ઊભી થવા ન દીધી! અને એ બહેનના પિતા દીકરીને પરણાવવામાં ધર્મકૃત્ય માનવા લાગ્યા ત્યારે એમને પણ પડકાર આપ્યો કે, તમે ગમે તેટલી હિંમત આપો પણ એને હું નિર્બળની સબળ થવા દઇશ ત્યારેને?'

આમ કહીને હું જશભાઇથી છૂટો પડ્યો, પણ મારા અંતરમાં પણ નિરાશા છવાઈ હતી ત્યાં સાડાનવના ફાસ્ટમાં બેગ લેઇને ઇન્દુકુમાર ઑફિસમાં આવ્યો. મને થયું કે, હવે તે મુંબઇ જતો હશે, પરંતુ વિગતથી શું બન્યું તે કહેવા પૂરતો વચ્ચે મળવા ઊતર્યો હશે.

ઇન્દુકુમારે કહ્યું: 'તમને મારો પત્ર મળ્યો છે ને?'

ઉત્સાહ વગર મેં કહ્યું: 'હા.'

ઇન્દુકુમારે કહ્યું: 'જયાબહેને મેં એ પત્ર લખ્યો તે પછી વિચાર બદલ્યો છે.'

'એટલે?'

'હા પાડી છે.'

મને તો કશું સમજાતું ન હતું. એ વિચાર બદલે તો પણ અને ન બદલે તો પણ સર્વ સરખું હતું. કારણ કે, એ ક્યારે શું કરે એનું આ સ્થિતિમાં ભગવાન પણ ભવિષ્ય ન ભાખી શકે.

મેં કહ્યું : 'પણ એમનો ભરોસો શો?'

ઇન્દુકુમાર : 'મેં એ માટે એમને કહેવાય તેટલું કહ્યું છે. એમણે મક્કમતાથી હા પાડી છે. એમનાં કપડાંની બેગ પણ તૈયાર કરીને એમણે આપી છે.'

મેં પૂછ્યું : 'પણ એમને એકલાં મૂકયાં એટલે એ હિંમત નહિ હારી જાય?'

ઇન્દુકુમાર : 'એમના કહેવા પ્રમાણે કર્યું છે. હું ઘેરથી આવતો રહ્યો એટલે બાને થશે કે હમણાં બધું બંધ રહ્યું હોવું જોઈએ. હું મુંબઈ જાઉં છું એમ બાને કહ્યું છે.'

અમારો પહેલાંનો કાર્યક્રમ એવો હતો કે તા. ૮:૯:'૪૭ (કૃષ્ણજયંતિ)એ લગ્ન રાખવું. તા. ૪થીએ જયાબહેને વડોદરા આવી જવું. એ એટલાં વહેલાં આવે તો જ બીજાઓને આમંત્રણ આપી શકાય. બાકી એ છેલ્લે દિવસે આવે એ પ્રમાણે એમના ઉપર વિશ્વાસ ન રખાય.

બીજી તારીખની આ વાત હતી. ઇન્દુકુમારના કહેવા પ્રમાણે ચોથીએ સવારની લોકલમાં એ આવશે તેવી ગોઠવણ હતી.

વચ્ચેના બે દિવસ શું બન્યું તેની અમને ખબર ન હતી. પ્રસંગ ધાર્યા કરતાં જુદી રીતે બનતો હતો. બા ભૂલાવામાં પડશે એમ જયાબહેન સમજતાં હતાં પણ એથી ઊલટું બન્યું. ઇન્દુકુમાર હતો ત્યાં સુધી બા મૂગાં મૂગાં છાનાં રડતાં હતાં, તે એના જવા સાથે ખુલ્લો વિરોધ શરૂ કર્યો. જયાબહેનને ભાંડવા લાગ્યાં. એમને અને આખા કુટુંબને, બધાં એમાં સંમત હતાં એટલે શાપ આપવા લાગ્યાં. જયાબહેનને એટલા સુધી આકરાં વેણ કહ્યાં કે, તું તારે મારું ન માની ફરી લગન કરવું હોય તો કર. પણ છ મહિનામાં ફરીથી તારું એવું ને એવું ના થાય તો મને કહેજે!

ખેલ ખલાસ! વૈધવ્યના આકરા શાપે જયાબહેન હારી ગયાં. રડયાં અને કકળ્યાં હશે તે જુદું. અને જે ભાઇ તેમને મદદ કરતા હતા તેમને એમણે કહી દીધું કે વડોદરા તાર કરી દો. ચોખ્ખી ના પાડી દો!

એ ભાઈની સમજાવટ કંઈ કામ ન લાગી. તા. ૨ જીની સાંજે, જે દિવસે ઈન્દુકુમાર સવારમાં નીકળ્યો તે જ સાંજે તાર થયો—જયાબહેન ના પાડે છે!

તા. ૩ જીના રોજ સવારમાં વડોદરાથી ઉપડતી લોકલમાં હું છેલ્લા સમાચાર જોવા વડોદરાથી નડિયાદ જાઉં છું. ગાડી દોઢ કલાક મોડી છે એટલે ૨ા–૩ વાગે એ ભાઈને મળું છું. મને એ પૂછે છે—વડોદરા મેં ગઈ કાલે તાર કર્યો છે તે મળ્યો નથી?

વિગત જાણી દુઃખનો પાર રહેતો નથી. અમારી ગોઠવણ રખડી જાય છે. બીજે દિવસે (તા. ૪ થીએ) રણછોડભાઈ અને ઈન્દુકુમાર નડિયાદ જાય છે. દાદીમાને ખુલ્લે ખુલ્લી વાત કરે છે વિરોધ કરશો તો પણ હવે તમારું કંઈ નહિ વળે. છેવટના ઉપાય તરીકે એના બાપ મોમ્બાસાથી આવીને પણ આ લગ્ન પતાવશે એમ નિર્ણય જણાવે છે.

દાદીમા એથી ડગતાં નથી. કહે છે કે—એ આવીને મને પહેલાં અફીણ પાય. મારા છતાં હું બનવા દેવાની નથી! દેવાય એટલી ગાળો પણ ભાંડે એ નવાઈ જેવું નથી.

છેવટ સાંજે રણછોડભાઈ અને ઈન્દુકુમાર નડિયાદથી નીકળે છે ત્યારે દાદીમા નમતું જોખે છે. કહે છે—મારી ના ય નથી, અને હા ય નથી. એને આવવું હોય તો લેઈ જાવ!

જયાબહેનને માટે ઘર છોડવાની આ કીમતી ક્ષણ હતી. પરંતુ એ તૈયાર ન થયાં. કહ્યું: 'આવા કંકાસમાં મારે નથી આવવું!'

કામ કરનારને માટે જયાબહેન એક કોયડો હતો. છાનાંમાનાં એ આવવા તૈયાર ન હતાં. ઉઘાડે છોગે એ કહીને પણ આવી શકતાં ન હતાં. ખોટું બહાનું કાઢીને એ શાંતિથી નીકળવા માગતાં હતાં. એમાં કંકાસ થાય તો ય એ ના કહે!

આ પ્રશ્નમાં રસ લેનાર દરેક ઠપકો આપતું કે, વાતને લંબાવ લંબાવ શું કામ કરો છો? લંબાશે એમ બધા જાણતા થશે એટલે વધુ હિંમત હારશે! બગડી જશે!

મોંસામોંઢ આવું કહેનારના મનમાં એમ પણ કેમ ન આવે કે, કામ કરનારમાં જ આવડત નથી! બાકી બધાં સંમત હોય પછી વાર શી?

આમ કૃષ્ણજયંતિની ગોઠવણ અમારી નિષ્ફળ ગઈ.

## ક્યાં સુધીની મક્કમતા! છેવટ મોમ્બાસામાં લગ્ન ગોઠવવું!

નડિયાદથી નીકળી તે રાત્રે ઇન્દુકુમાર આણંદ મારી પાસે આવે છે. ઘેર શું બન્યું તે વાત કરે છે. જયાબહેન તૈયાર તો છે, પરંતુ કંકાસમાં થોડો વખત રાહ જોવાનું કહ્યું છે. જે રીતે બનતું હતું તે રીતે જોતાં હવે મોમ્બાસાથી એમના પિતા અહીં આવે તો પ્રકરણ લંબાતું અટકે એમ અમને સર્વને લાગ્યું. અમે બધાંએ એ અંગે પત્ર લખ્યો. બાએ પણ શાપ વર્ષાવતો પત્ર દીકરા ઉપર લખ્યો.

એ છેલ્લા સમાચાર મળતાં મોમ્બાસાથી રણછોડભાઈએ ત્રણ સૂચનાઓ મૂકી હતી. દર વખતની જેમ હિંમત આપતો પત્ર જયાબહેન ઉપર લખ્યો અને ઇન્દુકુમાર અંધેરીમાં રૂમ રાખી લે એટલે તેની સાથે રહી શાન્તિથી વિચાર કરી છેવટનું પગલું ભરી દેવું. બીજી સૂચના એ હતી કે પોતે દેશમાં એ પ્રસંગ એમ ન પતતો હોય તો આવવા તૈયાર છે. ત્રીજી દરખાસ્ત એ હતી કે, જયાબહેનને પોતે મોમ્બાસા બોલાવી લે. અહીં તો એનો વિરોધ કરનાર કોઈ નથી. બધાંના ઉમંગ સાથે એ લગ્ન અહીં પતી જશે. જો જશભાઈ મોમ્બાસા આવવા સંમત થાય તો. બાને પણ દુઃખ સાથે કડવાં વેણ કાઢતો પત્ર એમણે લખ્યો.

અમારા તે ઓછા ભોગ હતા! વચ્ચે ભાદરવો મહિનો આવતો હતો તેમાં જયાબહેન તૈયાર ન હતાં. એટલે એ આખો મહિનો સાવ શાંત રહેવાનું હતું. જાણે એ પ્રશ્ન મગજમાંથી કાઢી નાખ્યો હોય તેમ અમે પોતપોતાના કામમાં પરોવાઈ ગયા.

આ પ્રશ્નમાં રસ લેનારની અધીરાઈનો પાર ન હતો. જશભાઈનાં બા નાના ભાઈ બાબુભાઈને પૂછે છે : 'અલ્યા, જસ્યાનું કેટલે આવ્યું?'

બાબુભાઈ બાનું મન જાણવા કહે છેઃ 'કેટલે શું આવ્યું? તમારો વાંધો આવે છે એટલે એ છોકરી ના પાડે છે!'

'અલ્યા મારો શાનો વાંધો?'

'એ છોકરી કહે છે કે તમારી બાનો વિરોધ ન હોવો જોઈએ!'

'લાવ બોલાવ એ છોડીને વડોદરા મનુ (જશભાઇના મોટાભાઈ)ને

ઘેર. હું કહીશ કે મારો વિરોધ નથી. આ તો લોકલાજ છે. હું બેઠી છું ત્યાં સુધી મારા ઘરમાં એને ના પેસવા દેનાર કોણ છે?'

સિત્તેર વર્ષનાં બાએ પુત્રપ્રેમને લીધે આટલી તૈયારી બતાવી છે! જ્યારે એટલી જ ઉંમરનાં દાદીમા પૌત્રીપ્રેમને લીધે ય તૈયાર થતાં નથી! રૂઢિસંસ્કાર બંનેને સરખા અસર કરે છતાં આટલો ભેદ શાથી? જશભાઈએ બાને પ્રેમથી જીત્યાં છે એટલાં જયાબહેન દાદીમાને જીતી નહિ શક્યાં હોય તેનું આ પરિણામ હશે? કે અમુક રૂઢિચુસ્ત માનસ કદી જીતાતા નહિ હોય? છતાં એ માનએ ય હા–ના ન કહેવા જેટલું તટસ્થ એક ક્ષણ બન્યું હતું. વળી વિરોધનું એક કારણ જે એ આપતાં હતાં એ જોતાં એ પગલાનો એમનો વિરોધ લોકલાજ પૂરતો હતો—હમણાં જો બેપાંચ જણે એવું કર્યું હોય અને તું કરતી હોઉં તો ઠીક છે!

આમ પ્રસંગ લંબાતાં શ્રદ્ધા દૃઢ થતી જતી હતી કે આ પગલું ભરાવાનું છે એમાં શંકા નથી. ભાદરવાનું પહેલું પખવાડિયું આમ કંઇ હિલચાલ વગર પસાર થઇ ગયું. બીજા પખવાડિયામા તા. ૪:૧૦:૪૭ના રોજ જયાબહેન સવારમાં આણંદ આવશે તેવા સમાચાર એમના તરફથી આવ્યા. જશભાઈ તે દિવસે આવ્યા. પરંતુ જયાબહેન સવારની લોકલમાં કે ફ્રન્ટમાં આવ્યાં નહિ!

આવા પ્રસંગથી અમે હવે એવા ટેવાઇ ગયા હતા કે જયાબહેન ન આવે તેમાં અમારે નવાઇ ન હતી, આવે તો જ નવાઇ લાગે! એટલે જશભાઇ નડિયાદ ગયા.

નિયમ મુજબ એ સાંજે સાત–સાડાસાતે હું ફરીને ઘેર આવ્યો ત્યારે મારી આંખોએ નવાઈનું દૃશ્ય જોયું. જયાબહેન મારા ઘરમાં હતાં!

મોટરમાં પાંચ વાગે નીકળ્યાં હતાં. બાને કહ્યું હતું કે, મોમ્બાસાથી મારા બાપુજીના મિત્ર આવ્યા છે તેમને મળવા જાઉં છું! એ અસત્યમાં ય, મારા બાપુજીના મિત્રને મળવા જાઉં છુ, એટલું સત્ય તો હતું જ ને!

જયાબહેને પૂછ્યું: 'જશભાઇ નથી આવ્યા?'

હું હસ્યો. કહ્યું: 'જશભાઇએ તો, જાણે સાત પેઢીમાં એમને કન્યા ન મળવાની હોય અને હાથમાં આવેલાં જયાબહેન છટકી જશે તો વાંઢા મરી જવું પડવાનું હોય તેટલી દોડાદોડ કરી છે! સવારના પહોરમાં એ તો

બાદરણથી આવ્યા હતા. ફર્સ્ટ ઉપર તમારી સામા અમે બંને આવ્યા હતા. પછી નડિયાદ ગયા.'

જયાબહેને કહ્યું : 'મેં ધાર્યું કે સાંજ સુધી રાહ જોશે.'

હું ફરી હસ્યો. જવાબ આપ્યો : 'તમે આવવાનાં એવી ખાત્રી હોત તો સાંજ સુધી શું, આખી રાતનો ઉજાગરો પણ કરે! પણ તમારો વાયદો એટલે અગસ્ત્યનો.' અને એ ચર્ચા ત્યાં રહેવા દેઇ મેં પૂછ્યું : 'બાને ક્યારે પાછાં ફરવાનો વાયદો કરીને આવ્યાં છો?'

'આવતી કાલ સાંજ સુધીમાં આવીશ એમ કહ્યું છે.'

'તો સવારમાં પોણાસાતે ઉપડતી ગાડીમાં જઇને જશભાઇને નડિયાદથી બોલાવી લાવીશ.'

સવારની એ ગાડી ઉપર ગયો ત્યારે ગાડી ઉપડી ગઇ હતી! આગલા દિવસથી એનો સમય અર્ધો કલાક વહેલો થયો હતો. આઠ વાગે મોટરમાં જવાનું થયું એટલે પાછો ઘેર આવ્યો.

જયાબહેને કહ્યું : 'ખાલી ધક્કો પડ્યો તમને.'

હું વળી હસ્યો. બોલ્યો : 'આ ધક્કાની કંઈ નવાઇ નથી. આ કેટલામો ધક્કો છે એ ગણતાં આંગળીના વેઢા કદાચ ખૂટી જાય. હવે નવા ધક્કા ન ખવડાવો તો જ તમારો પાડ!'

જયાબહેન જાય એવાં ન હતાં. જવાબ આપ્યો : 'આવા ધક્કા ન પડ્યા હોત તો હું તમને યાદ પણ શી રીતે રહેત!'

મોટરમાં જઇને જશભાઇને હું નડિયાદથી બોલાવી લાવ્યો. જમ્યા બાદ જુદા જુદા વિષય ઉપર ચર્ચા થઇ. છેવટ જશભાઇએ કહ્યું : 'ચાલો હવે મુદ્દા ઉપર આવીએ.' અને એ સાથે એમણે જયાબહેનને સીધો સવાલ કર્યો : 'હવે માજીએ રજા આપી કે નહિ?'

જયાબહેન : 'રજા તો ખાસ નહિ, પણ ના જેવું યે ખાસ નહિ. જોકે અહીં એમને જૂઠું કહીને જ આવી છું.'

જશભાઇ : 'હવે નબળાઇ નહિ આવે ને?'

મેં વચ્ચે જવાબ આપ્યો : 'હવે એ સબળ થઇ ગયાં છે. અહીં આવ્યાં એ એની નિશાની છે. આપણે દિવસ જ નક્કી કરોને. ક્યારે રાખીશું?'

આમ વીસ દિવસ દૂરની મુદત હું નાખતો હતો તે જયાબહેનના માનસના આધારે. બાકી મારા માનસ પ્રમાણે ચાલવાનું હોત તો નવી મુશ્કેલીમાં પડવા કરતાં આજનો દિવસ શો ખોટો હતો? લગ્નગ્રંથિથી જોડનાર બને વ્યક્તિ હાજર હતાં. અને જ્યાં બેસી અમે આ ચર્ચા કરતાં હતાં એ મારા ઘરની બારીથી માંડ દસ ફૂટ દૂર ધર્મસંસ્કારો કરવાની આર્યસમાજની યજ્ઞશાળા હતી. અને ગુજરાતમાં આજે આંગળીને વેઢે ગણાય તેટલા જે વિદ્વાન પંડિતો છે તેમાંના એક આચાર્ય મયાશંકર શર્મા એ યજ્ઞશાળામાં બિરાજેલા હતા. આમ જોશીનેય પૂછવા જવાની જરૂર ન હતી. પરંતુ ઇન્દુકુમારે મને કહ્યું હતું કે જયાબહેને શ્રાદ્ધ અને નવરાત્રિ ગયા પછી જે થાય તે કરવું એમ મને કહ્યું છે. એટલે એ ગણતરીને આધારે મે વહેલામાં વહેલી મુદત નાખી. બન્ને સંમત થયાં.

બીજો પ્રશ્ન લગ્ન ક્યાં ગોઠવવું? જયાબહેનમાં હવે હિંમત આવી હતી. એમણે કહ્યું: 'અહીં ગોઠવશો તો પણ વાંધો નથી.'

ત્રીજો પ્રશ્ન—જયાબહેને ઘર છોડવું શી રીતે?

જયાબહેન: 'આજે આવી તેમ તે દિવસે આવીશ.'

શંકા—વારે વારે આ આવવા દેશે? વળી એ રીતે તમે ચારપાંચ દિવસ અગાઉ ન આવી શકો. આજની જેમ આગલે દિવસે નીકળી શકો. અને એમ છેક છેલ્લી ઘડીએ બાએ ન આવવા દીધાં, તમે એ રોકકળે એટલે ન નીકળો તો અમે બીજાને આમંત્રણ આપ્યાં હોય એટલે ફજેતી થાય કે બીજું?

ત્યારે?

સીધો અને સાચો રસ્તો તો બાને ઉઘાડે છોગે કહીને આવવાનો હતો. પરંતુ એટલી નિડરતા જયાબહેનમાં આવી ન હતી. એટલે એમને ભુલાવામાં નાખવાનો છેતરપિંડીનો રસ્તો શોધવો રહ્યો.

મેં રસ્તો સૂચવ્યો: 'બાપુજીએ બાને પત્ર લખ્યો છે એમાં લખ્યું છે કે જયાને હવે હું તમારી પાસે રાખવા માગતો નથી. એનો ભાઈ અમેરીમાં રૂમ રાખી લે એટલે એની સાથે ભલે રહે. એટલે ઇન્દુકુમારને સત્તરમી તારીખે દિવાળીની રજાઓ પડે છે. તે તમને પંદરમીની આસપાસ પત્ર લખે કે મેં રૂમ રાખી લીધી છે, માટે તમારે તા. ૨૦ મીએ કાસ્ટમાં નીકળી અહીં આવવું.

હું સ્ટેશને સામો આવીશ. બાએ તમને અહીં આવવા દીધાં છે, કહ્યા પ્રમાણે તમે પાછાં જાઓ છો એટલે એમને જે વહેમ હશે તે પણ ઓછો થશે. એટલે મુંબઈ જવા દેશે એમ માનું છું. ૨૦ મીએ તમારે ફાસ્ટમાં નીકળી આણંદ ઊતરી પડવું. ઇન્દુકુમારને તો રજાઓ છે એટલે તે પણ તે અગાઉ અહીં આવી પહોંચશે. અને તા. ૨૪ મી (દશેરા)એ લગ્ન પતાવી દેઈએ. આમ ચાર દિવસ અગાઉ તમે અહીં આવો તો જ એ અંગે આગળ પગલું ભરાય."

આ બધું જૂદાપણું જશભાઈને ડંખતું હતું. મને નહોતું ડંખતું એમ નહિ, પરંતુ બીજો શો ઉપાય હતો? અને હોય તો પણ મારી બુદ્ધિ બહાર હતો. એટલે વાસ્તવિકતા આગળ આદર્શવાદને મૌન રહેવું પડે તેમ જશભાઈએ મૌન રહી મારા સૂચવેલા એ રસ્તાને મંજૂરી આપી.

મૂળ વાત પતી જતાં થોડી બીજી વાતો કરી જશભાઈ વિદાય થયા. પાછળ થોડી વારે જયાબહેન જવા નીકળ્યાં. પણ એક જ મોટરમાં પાછાં ભેગાં થઈ ગયાં. સાથે નડિયાદ ગયાં.

આ છેલ્લી ગોઠવણ જણાવતો પત્ર મેં મોમ્બાસો રણછોડભાઈ ઉપર લખ્યો હતો. જણાવ્યું હતું કે ૨૦મીએ જયાબહેન મારે ઘેર આવી જશે તો તાર કરીશું. અને તાર આવે તો જાણશો કે દશેરાએ ગોઠવણ પ્રમાણે લગ્ન રાખ્યું છે.

માન્યું હતું કે હવે બધું સીધું પાર ઊતરી જશે, પણ ભગવાને એની અવળચંડાઈ મૂકી ન હતી. બા તરફની મુશ્કેલી જયાબહેન માટે પહેલાં હતી તેટલી જ ચાલુ રહી. ઇન્દુકુમારનો પત્ર આવ્યો પણ મુંબઈ જવાની રજા બાએ ન આપી. પેટલાદ જવાનું બહાનું કાઢયું ત્યારે પોતે સાથે આવે તેવી વાત કરી. પાછાં જયાબહેન ગૂંચાયાં. તા. ૧૮ મીએ મને એમનો પત્ર મળ્યો. ઉપરની હકીકત તેમાં જણાવી હતી અને કહ્યું હતું કે, આમ ઘર છોડવાની મુશ્કેલી આવી છે!

દર વખત આવી મુશ્કેલી આવતી ત્યારે જયાબહેન ના પાડી દેતાં એવું આ પત્રમાં નહોતું લખ્યું, એટલો એમનો વિકાસ આ વખતે મને ચોખ્ખો દેખાયો.

'પાટીદાર'નું લખાણ તે દિવસે પ્રેસમાં આપવાનું હતું એટલે એ કામ પરવારી મોડો હું નડિયાદ ગયો. જે ભાઈ મારફત એમને મળી શકાય તે ભાઈ ન મળ્યા. બીજે દિવસે રવિવાર હતો એટલે એમને મળવાનું બને તેમ ન હતું. આમ વાત સોમવારે જતી હતી. તા. ૨૦મીએ.

મનમાં મેં આ વખતે તો એવું વિચાર્યું કે જયાબહેનની નિર્બળતા જોતાં હવે એમની ઉપર જોહુકમી જ ચલાવવી પડશે. હવે ધીરજનો અંત આવી ગયો કહેવાય. ર૦મીએ એમને કોઇ ઉપાયે આણંદ લાવવાં જ.

એ ભાઇ મારફત એમને મળવા બોલાવવાં. દૂરના સ્થળે બોલાવવાં. એમ આવવામાં એમની ઉપર કંઇ બંધન ન હતું એટલે આવશે એમાં શંકા ન હતી. એમનો વિચાર જોયા વગર હુકમ જ કરવો કે, અહીંથી બારોબાર તમારે આવવાનું છે—આવવું પડશે!

સોમવારે આ પગલું ભરવાનું વિચાર્યું છે ત્યાં એ સવારમાં ઇન્દુકુમાર અને સૂર્યકુમાર (મોમ્બાસાવાળા શ્રી. પી. ડી. માસ્તરના પુત્ર) વડોદરાથી આઠની ગાડીમાં આવે છે. એમને તો આ નવા પ્રસંગની ખબર નથી. એ એમ ધારીને આવ્યા છે કે સાડાનવ વાગે ફાસ્ટમાં જયાબહેન આવવાનાં છે!

મેં ઇન્દુકુમારને જયાબહેનનો પત્ર આપ્યો અને છેલ્લો ઉપાય કહ્યો.

જયાબહેન તૈયાર હોત તો છાની રીતે મોટરમાં તેડી જવાનો રસ્તો ઇન્દુકુમારે ગયા પ્રયત્નમાં (કૃષ્ણજયંતિ વખતે) સૂચવ્યો હતો. પરંતુ એ રીતે એ સંમત નહોતાં થયાં એટલે એ છેલ્લા ઉપાયને છેલ્લે વખતે અજમાવવાનું વિચારતાં એણે મને નવો રસ્તો સૂચવ્યો. 'અમે અત્યારે કાકા પાસે કપડવંજ જઇએ. એ ઘેર જઇને બાને કહે કે, જયાબહેનને મુંબઇ જવા દો. કાકા કહેશે એટલે બા ના નહિ પાડી શકે.'

'એ ખરું, પણ કાકા એટલું કરશે?' મેં શંકા બતાવી. શંકા આવે તેનું કારણ હતું. જયાબહેનના એ સગા કાકા હતા. આ પ્રશ્ન શરૂ થયો ત્યારે એમણે સંમતિ આપી હતી. લગ્ન વખતે હાજર રહેશે એમ પણ કહેલું. પરંતુ એ ખાનગી વાત ઉઘાડી થઈ જતાં એમણે કહ્યું કે હવે હું લગ્ન-વખતે હાજર નહિ રહું. જોકે મારી સંમતિ છે જ, પરંતુ એટલી મારી નિર્બળતા માનો.

મેં શ્રી. રામભાઇને નજરે જોયા નથી. પરંતુ એમની આટલી ચોખ્ખી વાતથી મને એ બહાદુર લાગ્યા છે. પોતાની નિર્બળતા કબૂલવામાં પણ વીરતા રહેલી છે. જો એમણે ખુલી રીતે મદદ કરી હોત તો આ પ્રસંગ જે લંબાયો તે ન લંબાત. પરંતુ એમણે વિરોધ નહોતો કર્યો એ પણ મોટી મદદ હતી. જયાબહેન જેવાં બાના એકના વિરોધે આટલાં હારી જતાં હતાં,

તે કાકાનો વિરોધ હોત તો છેલ્લે છેલ્લે એ જે પગલું ભરી શક્યાં તે ભરી શકત કે કેમ એ સવાલ હતો. એટલે એ રીતે એમની નિષ્ક્રિય સંમતિ પણ ઓછી મદદરૂપ નથી. એ કારણે, મેં શંકા બતાવી હતી.

ઇન્દુકુમારે કહ્યું : 'મને ખાત્રી છે કે કાકા એટલું કામ તો કરશે.'

મેં કહ્યું : 'તો જાવ. એથી રૂડું શું ?'

બંને તરત કપડવંજ જવા ઉપડી ગયા.

એ ગયા અને જશભાઇ આવ્યા. મેં છેલ્લી હકીકત કહી. એમને ભાદરણ જવું હતું. મેં કહ્યું—ઇન્દુકુમાર શું સમાચાર લાવે છે તે જાણીને કાલે સવારમાં જજો. એટલે એ પાછા નડિયાદ ગયા.

રાત્રે આઠની ગાડી આવી ગઇ પણ કોઇ ન આવ્યું. મને શ્રદ્ધા જન્મી કે કાકા જરૂર નડિયાદ એ કામ કરવા ગયા હશે. બાકી બંને જણ આ ગાડીમાં પાછા આવી જવા જોઇતા હતા.

અને મારી અજાયબી વચ્ચે બંને જુવાનો વિજય મેળવીને રાત્રે નવની ગાડીમાં જયાબહેનને લેઇને આવી પહોંચ્યા. ગુલામીમાંથી મુક્તિ મેળવવા ઇચ્છનાર માણસ મુક્તિ મળતાં જેટલો હરખાય તેટલાં જયાબહેન હરખાતાં હતાં.

અને ઇન્દુકુમારે સાચે જ બહેનને મુક્તિ અપાવી હતી. કાકાએ તો ચોખ્ખી ના પાડી દીધી. કહ્યું—હું બાને જઇને ન કહી શકું ! છતાં જણાવ્યું કે, આ પ્રશ્ન હમણાં રહેવા દો મારા ઉપર છોડી દો. માગશર મહિનામાં હું પતાવી આપીશ !

હવે શું કરવું, એ નિર્ણય એ બંને વીસ વર્ષના કોલેજિયનોએ કર્યો. કોઇ ઉપાયે ઘેર જઇ જયાબહેનને તેડી લાવતાં એમ નક્કી કરી બંને જણ કપડવંજથી સીધા નડિયાદ—ઘેર ગયા. જયાબહેનને કહ્યું કે તમારે મુંબઇ આવવાનું છે—તૈયાર થાવ.

બા કંઇ ન બોલ્યાં. એમણે રસોઇ કરી. બધાં જમ્યાં. અને મેલમાં જઇએ છીએ એમ કહી, ટાઇમથી કેટલાય વહેલાં, આઠે નડિયાદથી ઉપડતી લોકલમાં જવા એ બધાં નીકળ્યાં. બાએ રસ્તામાં પાણીની જરૂર પડશે માટે પ્યાલો લેઇ જવા જયાબહેનને આગ્રહ કર્યો. 'આવજો' કહી બાએ સાચે જ મુંબઇ જતાં હોય તેમ સર્વને વિદાય કર્યાં ! જયાબહેનને જે રીતે નીકળવું હતું તે રીતે એ ચૂપકીથી નીકળી શક્યાં !

બા ભુલાવામાં પડ્યાં એમ માનવા કરતાં એમણે જાણીને આંખ આડા કાન કર્યા એમ માનવાનું મને મન થાય છે. પોતાનું હવે કંઇ નહિ વળે એમ માની એમણે નમતું મૂક્યું હોય તેમ આ પ્રસંગ જોતાં લાગે છે. બાકી શંકા આવે એવા સવાલો આમાં ચોખ્ખા હતા. ૨૦ મીએ મુંબઇ સ્ટેશને બહેનને લેવા આવનાર ભાઇ એ જ સાંજનો નડિયાદ ક્યાંથી આવી પહોંચે ? ધારો કે તારીખોનો આ પ્રશ્ન એમને ખ્યાલમાં ન આવે. પરંતુ સાંજનો આવીને તરત જ ભાઇ બહેનને લેઈ જાય એટલી ઉતાવળ મુંબઇ સાથે જ જવાનું હોય તો પણ શી હોય? દર વખત મેલમાં જનાર ભાઇ આ વખત આટલો વહેલો સ્ટેશન ઉપર શું કામ જાય છે ? આટલી બધી શી ઉતાવળ છે, આજે આવ્યો છું તો એકાદ દિવસ રહીને કાલે જજો; એટલું સહેજ પણ બા એને કેમ ન કહે?

આ બધો વિચાર કરતાં લાગે છે કે બાએ આંખ આડા કાન કરી વ્યવહારદક્ષતા બતાવી હોવી જોઇએ. બીજાને એ કહી શકે કે, મને તો ખબર નહિ, મુંબઇનું નામ દેઇને એનો ભાઇ તેડી ગયો હતો!

બાના મનમાં શું છે તે તો એ કહે તો ખબર પડે. પણ આ પ્રસંગ જોતાં આવી શંકા આવે છે. અને એ સાચી હોય તો એમની એવી એવી ય મૂંગી સંમતિ મળી તો કહેવાય! ગમે તેમ પણ ભગવાન તેમના હૈયામાં વસ્યો એ સારું.

એ દિવસે સવારમાં વડોદરાથી રણછોડભાઇનો પત્ર આવ્યો હતો કે, ૨૦મી આવી. શું બન્યું તે જણાવશો. અરવિંદની તબિયત વધારે બગડી છે. એટલે હું વડોદરા છોડી શકું તેમ નથી. માટે તા. ૨૪ મીએ લગ્નમાં આણંદ હાજર રહી શકીશ કે કેમ તે કહી શકતો નથી.

સમાજમાં ખુલ્લી રીતે જેમણે જયાબહેનના પ્રશ્નમાં ભાગ લીધો છે, એમની મદદ ન હોત તો જયાબહેને પહેલેથી જ ડગ ન ભર્યું હોત, તે પોતે લગ્નમાં હાજર ન રહે એ કેમ બને?

બીજે દિવસે ઈન્દુકુમાર અને સૂર્યકુમાર વડોદરા ગયા. આગલે દિવસે જણાવ્યા પ્રમાણે જશભાઈ આણંદ આવ્યા. રણછોડભાઇ અહીં આવી શકતા હોય તો લગ્ન આણંદ રાખવું, નહિ તો વડોદરા એમ વિચાર્યું. વળી કોઇ વિરોધ કરવા આવી પહોંચે અને તેથી જયાબહેનને બી જવાની બીક હોય તો આણંદ કરતાં વડોદરા લગ્ન રાખવું એ હિતાવહ હતું.

મેં કહ્યું : 'જયાબહેન! હવે એવું બને તો ના નહિ પાડોને?'

જયાબહેને શેર બની જતાં જવાબ આપ્યો : 'હવે તો જશભાઇ ના પાડે તો. હું કદી ના ન પાડું!'

હું અને જશભાઇ હસી પડયા.

મેં જશભાઇને કહ્યું : 'ચેતજો હવે. બાજી હવે પલટાઇ ગઈ છે. અત્યાર સુધી જયાબહેન રૂઢિરૂપી પાંજરામાં પૂરાયલાં હતાં, તે આજથી મુક્ત થયાં છે. અને તમે અત્યાર સુધી જે મુક્ત હતા તે આવતી કાલથી (લગ્ન થયે) તમને એ લગ્નરૂપી પાંજરામાં પૂરશે!'

બપોરે ઇન્દુકુમારનો વડોદરાથી તાર આવ્યો કે જયાબહેનને લેઇને અહીં આવો.

અમે ત્રણેય ત્રણની ગાડીએ વડોદરા જવા નીકળ્યાં. ગાડી ચિકાર હોવાથી ટિકિટો બંધ હતી. વગર ટિકિટે જવાનું થયું. ગયા વગર છૂટકો ન હતો. વચ્ચે બે દિવસ હતા એમાં બધે ખબર આપવાની હતી. જશભાઇએ કહ્યું : 'વગર ટિકિટે ગાડીમાં આ પહેલી વખત બેસવું પડશે.' જયાબહેને કહ્યું—મારૂં પણ એવું છે.

મેં કહ્યું : 'અત્યાર સુધી તમે બને વૈરાગી હતાં. સંસારમાં પડવાની ઘડી આવી પહોંચી તે પહેલાં એની માયા તમને વળગવા માંડી!'

**આખરે દશેરાએ જયાબહેનનું ઘોડું દોડયું ખરૂં!**

વિધિનો પણ કેવો અકળ સંજોગ છે. આજથી પચ્ચીસ વર્ષ ઉપર આંગાના અને મોમ્બાસા રહેતા શ્રી. પી. ડી. માસ્તરે વિધુર થતાં, જશભાઈના જેવો નિશ્ચય કર્યો હતો કે વિધવાને જ પરણવું. એમની સાથે શ્રી. વિનુમતી-બહેનનાં લગ્ન ગોઠવાયાં તેનું નિમિત્ત બન્યાં હતાં મોમ્બાસાના શ્રી. એ. બી. પટેલનાં પત્ની શ્રી ગંગાબહેન. આટલા વર્ષ પછી એવા બીજા લગ્નમાં છેવટ છેવટ પણ એ જ ગંગાબહેનને નિમિત્ત બનવાનું થયું. જયાબહેનને વડોદરામાં એમને ઘેર અમદાવાદી પોળમાં ઊતાર્યાં. અને લગ્ન પછી વિનુમતી-બહેન વડીલ તરીકે એમને પગે લાગેલાં તેમ જયાબહેનને એ જ પગની ચરણરજ લેવાનું નિમિત્ત બન્યું!

રૂઢિનું બંધન તોડતાં પોતાને સમાજ શું કહેશે, એ બીકે ફફડતાં જયાબહેને પાટીદાર છાત્રાલયમાં લગ્ન પ્રસંગે નવું જ દશ્ય જોયું. જશભાઇનું

રૂઢિ અનુસાર કોઈ કન્યા સાથે લગ્ન હોય અને કુટુંબીઓ હાજર રહે તેમ તેમના ભાઈઓ, ભત્રિજીઓ, ભત્રિજીઓ અને વિશેષમા સામાન્ય લગ્નમા ભાભીઓ હાજર ન રહી શકયા હોત તે પણ હાજર હતા! બી ન કુટુંબીઓ, નાગરિકો અને સગાઓ પણ હતા વૃદ્ધો હતા, મુરબ્બીઓ હતા મિત્રો હતા અને ગાડી મોડી પડવાથી ૫૦–૬૦ જાહેર જીવનમા કામ કરતા આગેવાનો અને ભાદરણ કન્યાવિદ્યાલયની બાહેનો લગ્ન પતી ગયા પછી આવી પહોચ્યા તે વિશેષમા દરેકને દિવસે શિરદીનો પાર ન હતો, છતા એ લાડમારી વેઠી બધા શી રીતે આવ્યા હતા, એ કથા સાંભળો ત્યારે એ લગ્ન અંગે એમને કેટલો ઉત્સાહ હતો તે આપોઆપ જણાય.

આ આખા પ્રશ્નમા પૂરેપૂરી મદદ આપી રસ લેનાર રાવજીભાઈએ નુરમ્ભી તરીકે ઠપકો આપ્યો 'ગાડી મોડી હતી તો તમે રાહ કેમ ન જોઈ?'

જશભાઈ 'અમે ધાર્યું કે ગાડી બે કલાક મોડી હતી એટલે તમે નહિ આવો'

'તમે એવુ ધાર્યું જ કેમ?'

પૂ રવિશંકર મહારાજ ત્રીજા વર્ગમા મુસાફરી કરનાર, ટિકિટ ન મળવાને અભાવે ફર્સ્ટ ક્લાસની ટિકિટ લઈને પણ ત્રીજા વર્ગની મુસાફરી કરવા તૈયાર થયા હતા!

કન્યાવિદ્યાલયની વિદ્યાર્થિનીઓ કહેવા લાગી કે અમે તમને ફરી પરણાવીશુ! અમે લગ્ન ન જોયુ એ કેમ ચાલે?

બહારનાઓનો જ આટલો લગ્ન પ્રત્યે આવકાર હતો એવુ ન હતુ. ઘરના ભાઈઓમા અને ભાભીઓમા પણ ઉમંગ હતો. એની ખાની પરણીને એક રાત્રિ મોટાભાઈ—મનુભાઈ—ને ઘેર રહેતા જવા રજનને થઈ ગઈ

આગલે દિવસે મે જયાબહેનને સલાહ આપી હતી કે જશભાઈના મા ઇચ્છે એટલે તમારે લગ્ન પછી તરત ભાદરણ એમના આશીર્વાદ લેવા જવુ બીકના માર્યા તમે જો તરત ભાદરણ નહિ જાવ તો પછી ભવિષ્યમા જતાય પગ ભારે પડશે

પરંતુ મારી એ સલાહ સ્વીકારીને ભાદરણ જવાની હિંમત જયાબહેનમા ન હતી એમણે કહ્યુ 'એકલા ત્યા જવાની મારી હિંમત નથી'

અને બીજે જ દિવસે, એક રાત્રિ જ મનુભાઈને ઘેર રહેતાં, કુટુંબનો પ્રેમ જોતાં એમનો સંકોચ દૂર થઈ ગયો. મને કહ્યું : 'આજે સાંજે અમે ભાદરણ જઈએ છીએ!'

મેં કહ્યું : 'ચાર મહિના સમાજથી ફફડ્યાં કર્યાં, તે એક દિવસના અનુભવથી લાગ્યું ને કે એ ભય ખોટો હતો?'

જયાબહેન : 'મેં નહિ ધારેલું કે જશભાઈના ભાઈઓ – ભાભીઓ અંતરથી પણ આટલાં સંમત હશે!'

ભાદરણમાં પણ એવો જ આવકાર મળ્યો. બા તૈયાર હતાં જ. પરંતુ ગામે પણ એ લગ્નને બીજાં સર્વ લગ્ન જેમ આવકાર્યું. ઘેર ઘેરથી ચાપાણી નિમિત્તે આમંત્રણ મળ્યાં. બેપાંચ વૃદ્ધ ડોશીમાઓએ પણ દિલ ખોલતાં કહ્યું કે બહુ જ સારું કર્યું. બાળવૈધવ્ય પાળેલી આધેડ સ્ત્રીઓએ કહ્યું : 'શું દુઃખ છે તે અમને ખબર છે. તમે જે કર્યું તે સારું કર્યું છે.' સુધારાના વિચારોને ન સમજતા, પણ ઘરમાં બહેનદીકરીનાં દુઃખ જોયેલા વૃદ્ધોમાંથી પણ આવકાર મળ્યો : 'મારા ઘરમાં દીકરી બાળવિધવા હતી. એના દુઃખનો પાર નથી. તમે જે કર્યું તે સારું કર્યું છે!'

જીવનમાં આનંદ આનંદ અનુભવતાં તા. ૩૦ : ૧૦ :'૪૭ના રોજ જયાબહેન ભાદરણથી મને પત્ર લખે છે તેમાં જણાવે છે કે, ભાદરણમાં શ્રાવણના વરસાદના જેમ અભિનંદનનો વરસાદ અમારી ઉપર વર્ષે છે!

એના જવાબમાં મેં પત્ર લખ્યો તેમાં જણાવ્યું કે, એ બધું પાણી ક્યાંથી વરસે છે તે જાણો છો ને? દસ વર્ષની જશભાઈની સેવામાંથી જે પરસેવો પડ્યો છે તેની વરાળ થઈને લોકોના હૈયામાં વાદળ બંધાયાં છે. અને એ આજે તમારા ઉપર વરસે છે માટે એ વાદળ લોકહૃદયમાં વધુ ને વધું બંધાય તેવું તમારું દંપતિ જીવન સેવાભાવિ નીવડો, એ જ પ્રભુને પ્રાર્થું છું.

---

## વિના – ઓછા – લવાજમ ફંડમાં મદદ

એરબેરાથી શ્રી. ગોરધનભાઈ એસ. પટેલ, રૂા. ૭, જીગજીગાથી શ્રી. ભાઈલાલભાઈ સી. પટેલ, રૂા. ૬, નાઈરોબીથી શ્રી. મનુભાઈ ધનજીભાઈ પટેલ, રૂા. ૫, કલકત્તાથી શ્રી. એ. સી. પટેલ, રૂા. ૪ અને મુંબઈથી સોમાભાઈ જીભાભાઈ પટેલ, રૂા. ૨, મળ્યા છે. જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

# પિતાના પત્રો

રણછોડભાઈ મો દેસાઈ

## [ ૧ ]

[તા ૬ ૩ '૪૭ના રોજ નડિયાદથી શ્રી જયાબહેને પિતાને પોતાના પુનર્લગ્ન અંગે મંજૂરી માગતો પત્ર લખ્યો સાથે એમના પિતરાઈ કાકા શ્રી રણછોડલાલ જે દેસાઈએ પત્ર લખ્યો અને તેનો જવાબ કાકાને આપવા માટે શ્રી જયાબહેને જણાવ્યું હતું સાથે બાની પણ મંજૂરી માગી હતી એના જવાબમાં પિતાએ મંજૂરી આપતો પ્રથમ પત્ર લખ્યો ]



મોમ્બાસા
ગુરુવાર તા ૧૨ ૬ '૪૭

ભાઈશ્રી રણછોડભાઈ,

તમારો રજિસ્ટર પત્ર તા ૬ ૬ '૪૭નો મળ્યો વાંચી આનંદ થયો જયા બાબત તમને મંજૂરી આપતો આજે તાર કર્યો છે, તે મળ્યો હશે

જયા સંબંધી મેં ઘણો વિચાર કરેલો અને તે અહીં હતી ત્યારે પ્રયત્નો પણ કરેલા મારી અભિલાષા મુજબ તમારો પત્ર મળવાથી ખરેખર આનંદ થયો છે મારી સંપૂર્ણ સંમતિ છે પાછળનું શું થશે તેની મને પરવા નથી જયા સુખી થાય એટલું જ હું ઈચ્છું છું પછીથી ભલેને બધી દુનિયા દુશ્મન બને

આ લગ્ન બનતી ત્વરાએ પતાવી દેવા તમે યોગ્ય ગોઠવણ કરશો અને એ કાર્ય પાર ઉતારશો તો હું તમારો ઉપકાર જિન્દગી સુધી નહિ ભૂલું જયા પણ આશિષ આપશે તમને આ સત્કાર્યમાં ઈશ્વર તમને સહાય કરે એવી પ્રાર્થના કરું છું

આમાં મારા સિવાય કોઈની સંમતિ માગવાની હું જરૂર જોતો નથી તેની બાના આગળ આ વાત જાહેર કરી નકામી આધિ વહોરવા હું તૈયાર નથી કાર્ય થઈ ગયા પછીથી સમજાવી લેવાશે માનશે તો ઠીક, નહિ તો મને પરવા નથી

આણંદ પાટીદાર'ના તંત્રી, શ્રી પેટલીકર મારા મિત્ર છે કાંઈ પણ મામલામાં તેમની સલાહ અને સહાય લેવા સંકોચ રાખશો નહિ વળી વાટાઘાટો માટે મધ્ય સ્થળ તરીકે આણંદનો ઉપયોગ થઈ શકે

આ બાબત કદાચ ચેંદાય અને ઘર આગળ તેથી જવાને ત્રાસ થાય તેમ લાગે તો તેને તમારે ત્યાં લઈ લેશો અગર તો બીજે રાખવાની ગોઠવણ કરશો.

ભાઈ રામભાઇ તો સંમતિ આપશેજ અને યોગ્ય મદદ પણ કરશે. તેમને જુદો પત્ર લખતો નથી. પણ જરૂર પડયે આ પત્ર બતાવશો.

ઇશ્વર આ કાર્યમાં તમને સહાય કરી યશ અપાવે એવી ખરા દિલની પ્રાર્થના છે.

રણછોડભાઈ મોતીભાઇ દેસાઈ
ના શુભાશિષ

[ ૨ ]

[કોઈ વિ઼ઁનસનેવીના ભમાવ્યાથી શ્રી જયાબહેન નિર્બળતાને લીધે લગ્ન કરવા ના પાડે છે. એમના મનમાં ઊઠેલી શંકાઓ એ શ્રી જશભાઇને પહેલી મુલાકાતમાં પૂછે છે. એ ઉપરથી જે છાપ પડી હોય છે તે જણાવતો પત્ર શ્રી જશભાઈ પોતે મોમ્બાસા લખે છે. અને પોતાના તરફથી જે ખુલાસા કરવાના હોય છે, જે એમણે શ્રી જયાબહેનને ઉત્તર કરેલા હોય છે. ને પછી પિતા આ પત્ર લખે છે.]



મોમ્બાસા,
મંગળવાર, તા. ૧:૭:'૪૭

ચિ જયા,

ગઇ કાલે તારા કાકાનો અને શ્રી. જશભાઈનો, બંને પત્રો મળ્યા. વિચારોમાં આજકાલ મે ઊંઘ પણ ગુમાવી છે મારો નિર્ણય તો અડગ છે. અને આ શુભ કાર્ય જલદી પતી જાય એમ ઇચ્છું છું.

તારે માટે સુખી થવાનો બીજો કોઈ માર્ગ હું જોતો નથી. અને ઈશ્વર પ્રેરીત આવી પડેલી આ તક તું નબળાઇને વશ થઇને જતી કરીશ તો, મને લાગે છે કે, તારી જિન્દગીમાં કદી પણ સુધરી ન શકે એવી હિમાલય જેવડી તે ભૂલ થશે.

સમાજનો કે કુટુંબનો કોઇ ડર કે શોચ અસ્થાને છે. ધર્મ અને કર્તવ્યની દૃષ્ટિએ તારે યોગ્ય સાથી મેળવી લેવો એજ ઇષ્ટ છે.

સમાજનો બ્રાહ્મણવર્ગ—જ્ઞાની અને વિચારકવર્ગ તો આ શુભ કાર્યને વધાવી લેશેજ. હલકા લોકો બે દિવસ વાત કરીને થાકી રહેશે. તારાં ભાઈબહેનોના હિતને પણ કંઈ આંચ નહિ આવે એની ખાતરી રાખજે. કેમ કે સમય હવે ઝડપથી બદલાઇ રહ્યો છે. 'ધર્મક્ષેત્ર—કુરુક્ષેત્ર' અર્જુન જેવાને

પણ વિષાદ થયો હતો. અને તે ઉપર 'અશોચ્યાન – ન્વશોચસ્ત્વં પ્રજ્ઞાવાદાંશ્ચ ભાષસે' – 'શોચ નહિ કરવા યોગ્યનો તું શોચ કરે છે અને જ્ઞાનીઓને નહિ શોભે તેવાં ડહાપણનાં વચન બોલે છે' કહીને કૃષ્ણ ભગવાને ગીતાબોધ કરેલો. તું પણ તેમ જ કરે છે.

૧. શ્રી. જશભાઈની તબિયત નબળી હોવાને કારણે લગ્ન કરતા ન હતા એ ભ્રમ કોઈ વિઘ્નસંતોષીએ ભરાવ્યો લાગે છે. એમાં કાંઈ કહેતાં કાંઈ વજૂદ નથી.

૨. ભાદરણમાં સત્કાર થશે કે નહિ તે પ્રશ્ન તારી નિર્બળતા સૂચવે છે. જો કે શ્રી. જશભાઈ જણાવે છે તેમ તેમનાં બા, ત્રણ ભાઈઓ અને ભાભીઓ તો સંમત જ છે. એટલું ઓછું નથી. બાકી આવું પગલું ભરતાં આખી દુનિયાનો વિરોધ અને સામનો હિંમતભર કરતાં પણ ન અચકાવું જોઈએ.

૩. નડિયાદ સ્થળ બદલવાનો તો તેઓ ઉદાર દિલથી સ્વીકાર કરે છે પણ તેમ કરવાની પણ મને તો અગત્ય લાગતી નથી. શુભકાર્ય – શુભ આશયે કરતાં જગથી દબાવાની જરૂર શી? માથુ ઊંચું રાખીને ફરવાની હિંમત જોઈએ.

૪. તેમના અને તારા સંસ્કારોમાં આભ અને જમીનનો ફેર આ છેઃ સ્વીકારેલા આદર્શને – એક કહેતાં એક્યાશી ગમે તે સંજોગોમાં મળી રહે છતાંય – તેઓ વળગી રહ્યા છે. અને હરિજન પ્રવૃત્તિ અને સેવાનાં કાર્યો એ તો તેમના જીવનમંત્ર છે. આદર્શો માટે ગમે તેવા ભોગ આપવા તેઓ તૈયાર છે. મારે મન તો તે વીરપુરુષ જ નહિ પણ દેવ છે – અને વંદનીય છે. તારા સ્વભાવને આ ન ગમે પરંતુ સાચો શ્રેયસ માર્ગ માત્ર તે જ છે. નહિ કે સમાજમાં રૂઢિ અનુસાર કરવું – મહાલવું. એમનો રંગ તને જો લાગી જાય તો તારું જીવન સાર્થક થઈ જાય. એટલે હરિજન પ્રવૃત્તિ કે સેવાભાવને આડે આવવું એ નીચ કાર્ય છે. ઊલટું તારે તો તેવા શુભ કાર્યોમાં સાથ, સહકાર અને અનુમોદન આપી તેમને ઓર પ્રેરણા આપવાની તત્પરતા બતાવવી જોઈએ.

જો આજ્ઞા આપવાનો જ મને અધિકાર હોય તો હું તને આ સ્વયં ચાલીને આવેલી તકને તરત જ વધાવી લેવાનું કહું. પરંતુ તું હવે એટલી નાની તો નથી જ કે તારા પોતાના હિતનો તું સ્વતંત્ર રીતે વિચાર ના કરી શકે. એટલે એ બાબત આખરી નિર્ણય કરવાનું તારા ઉપર છોડી દઉં છું.

બાકી મારું મન સાક્ષી પૂરે છે અને મને શ્રદ્ધા છે કે આ કાર્યથી તારું કલ્યાણ જ થશે – શ્રદ્ધાવાન લભતે ફલં –

એટલે ફરીથી કહી જાઉં કે, આ સુભાગી તકને તું પ્રમાદ કે નિર્બળ વિચારોથી ગુમાવીશ તો તને તારી જિંદગીમાં ફરીથી એવી બીજી તક મળવાની નથી, અને તેથી જ આ તક તું સહર્ષ ઝડપી લે એમ હું ખરા દિલથી ઈચ્છું છું.

ક્ષુદ્રમ્ હૃદયદૌર્બલ્યં ત્યક્ત્વોત્તિષ્ઠ પરંતપ શ્રી કૃષ્ણે ગીતામાં બોધ્યું તે હું તને પણ બોધી હૃદયની નિર્બળતા તજી દઈને હિંમતભર અડગ ડગ ભરવાની સલાહ આપું છું.

પછી તો જેવી તારી મરજી.

કોઈ પણ સંજોગોમાં – તારા સુભાગ્યમાં કે દુર્ભાગ્યમાં છજીશ ત્યાં સુધી હું તારો પિતા છું અને રહેવાનો. એટલે તારા કોઈ પણ નિર્ણયથી મને• તારા ઉપર – મારી દીકરી ઉપર રોષ તો નહિ જ ચઢે તેની ખાતરી રાખજે – હૃદયને દુઃખ તો થાય એ જુદી વાત છે.

મને લાગે છે કે, તને મારી ઉપલી સલાહ ગમશે જ – એજ.

બાપુના શુભાશિષ

[ ૩ ]

મોમ્બાસા,
તા. ૧૭:૭:'૪૭

ચિ જયા,

તારો તા. ૯ : ૭ :'૪૭નો પત્ર મળ્યો.

મેં તને આગલા પત્રમાં વિગતવાર બધું સમજાવ્યું હતું. છતાંય તું તો એ ને એ જ ડાહી ડાહી વાતો કરે છે હજે વળી ધર્મજ ( સાસરી પક્ષ )ની લાગણી બતાવે છે. એ તારો ખોટો મોહ છે. કોઇ કહેતાં કોઇ તને સુખી કરવાનું નથી. નકામા લાગણીવડાથી કંઇ વળતું નથી. તારો ઉદ્ધાર તારાથી જ થાય તો થાય, બીજાથી નહિ એ ચોક્કસ માનજે.

**ઉદ્ધરેદાત્મયનાત્માનં !**

એટલે તારા હિતનો, તારો પોતાનો જ, તારે તો વિચાર કરવો જોઇએ. રૂઢિને તોડતાં ધર્મજવાળાનું શું થશે, તેઓ શું કહેશે, માનશે કે નડિયાદ-વાળા – તે જો – તેમાંના કોઇ તારા સાચા હિતમાં કંઈ કરી શકવાના નથી જ તો – પછી તને તેમના મોહ શા ? માટે વિચાર કરી નિર્ણય કરી લે. પછી ગમે તો આ પાર કે પેલી પાર.

કોઇ પણ જાતનું હું તને દબાણ નથી કરતો. રાજીખુશીથી આનંદ અને હિંમતથી આ કાર્ય તારે કરવું હોય તો કરવાનું છે. કાર્ય પતી ગયા

સુધી છાતી પથ્થરની બનાવવી પડશે. પછી તો કોઇ તારું નામ દેવાનું નથી. થોડા દિવસ બધાંને લાગશે. પછીથી ભૂલી જશે. સંભવ છે કે તેં સારું જ કર્યું એમ પણ અંતરથી તો માને, પણ બહાર ના બતાવે. એજ.

બાપુના શુભાશિષ.

[ ૪ ]

મોમ્બાસા,

સોમવાર, તા. ૨૮ : ૭ :'૪૭

ચિ. જયા,

ગઇ કાલે વડોદરાથી તારા રણછોડકાકાનો પત્ર મળ્યો. મારી ગેરહાજરીને લીધે તેં ના પાડી છે અને હજી યે તને ફરીથી વિચાર કરવા એક માસની તક આપી છે, એમ લખે છે.

પહેલાં તો તને એક ખુશખબર આપું. તારાં કાશીબાને 'પાટીદાર' અને ખાસ કરીને શ્રી. જશભાઇના લેખો વગેરે વાંચી સભળાવતો હતો. વાતવાતમાં મેં કહ્યું, 'બધી બાજુનો વિચાર કરતાં જયાનાં શ્રી જશભાઇ સાથે લગ્ન થાય એમ હું તો ઇચ્છું. પણ મારાથી તે – જયા પોતે ન કહે ત્યાં સુધી એને પૂછાતું નથી. અને તેવી જ રીતે કદાચ જયાને ઇચ્છા હોય તો પણ મને પૂછતાં સંકોચ થતો હોય. પણ જો જયાનો વિચાર જાણવા મળે તો આ કામ થઇ જાય. તારાં કાશીબાએ તેમની સંમતિ આપી અને તે વિષે તારા સારાકાકા ( સગા કાકા શ્રી. રામભાઇ ) મારફતે – તેમની પણ સલાહ હોય તો – તારી મરજી જાણી લઇને યોગ્ય કરવું, એમ મને સૂચવ્યું છે.

એટલે હવે અનાયાસે તારાં બાની સંમતિ પણ મળી ગઇ છે. તારાં બા જેવાં તદ્દન જૂનવાણીની સંમતિ એ તો ખરેખર આશ્ચર્યજનક ઘટના કહેવાય. અને બીજી બાજુ તું મારી દીકરી હોઈ, ફક્ત રૂઢિનાજ વિચારોએ નાહિંમત બની, ઘરડી ડોશી જેવી ઢીલીઢસ થઈ ગઈ છું જાણી, મને તેથીય વધારે આશ્ચર્ય અને દુઃખ થાય છે. શરમ આવે છે.

મારી ગેરહાજરી એ તો તારું એક બહાનું માત્ર જ મને લાગે છે. મારે નોકરીમાંથી નિવૃત્ત થવાને હવે બે વરસ જ બાકી છે. હું દેશમાં અત્યારે આવું તો પાછો આવ્યા પછી મને મોમ્બાસાને બદલે બીજે પણ મૂકી શકે. આ આખું વસાવેલું ઘર અસ્તવ્યસ્ત થઇ જાય. અને સિનિયર સુધી ભણવાની નવે સ્થળે અનુકૂળતા ન હોય તો તારાં ભાઇબહેનોનું ભણવાનું પણ જાય.

એવા સંજોગોમાં મારે બે વરસ વહેલાં નોકરી પણ છોડવી પડે. એ બધું જોતાં તું તેવો આગ્રહ ન રાખું તો સારૂં. અને છતાં યે જો તું ખાતરી આપતી હોઉં કે હું દેશમાં આવું તો તું આ કામ કરીશ જ તો, જો કે રજા મળવી મુશ્કેલ છે તો યે ગમે તે ભોગે રજા માટે ધમપછાડા કરીને હું દેશમાં આવું.

એટલે આ બધાંનો વિચાર કરીને તું મને જવાબ આપજે.

આ વિષયે હવે આ છેલ્લો જ પત્ર માનજે. હવે હું તને તે વિષે વધુ લખીને હેરાન નહિ કરૂં. જે તે નિશ્ચય કરીને રણછોડકાકાને અને મને ખબર આપજે.

તારે હજી આખી જિન્દગી કાઢવાની છે – રડાફૂટામાં, શોકમોહમાં, હૈયાફાટ અશાંતિમાં, હાયવરાળમાં – અને તું ગમે તેવી શુદ્ધ અને સંયમી હોઉં તો પણ આ નકટી બેશરમ દુનિયા તો તને હમેશ શંકાની દષ્ટિએ જ જોશે. તને નહિ જંપવા દે. અહીંનો દાખલો તો તું જાણે છે. બિચારીને શાંતિથી રહેવું ભારે પડયું અને આખરે હવે પરણીને સુખશાંતિમાં રહે છે.

આ બધાની મતલબ એ નથી કે હું તને અમુક જ કરવાની ફરજ પાડું છું. ફક્ત મારા અનુભવે તને યોગ્ય સલાહસૂચન માત્ર કરૂં છું. બાકી તું દુઃખી હોઇશ તો તેથી વધારેમાં વધારે દુઃખ મને જ થવાનું છે; તને સુખી જોઈ મારી આંખ ઠરશે અને શાંતિ થશે. તું જાણે છે કે, તારાં બધાં ભાઈબહેનોમાં એક તારા ઉપર કંઈક કુદરતી મને પહેલેથી જ વધારે વહાલ છે.

તારા નિશ્ચયની આડે જો માત્ર રૂઢિબંધનનો જ વાંધો આવતો હોય તો તો તારે તે બંધન હિંમતથી તોડીને ફગાવી જ દેવું જોઇએ, એવો મારો ખાસ આગ્રહ છે. અને જો બીજું ગમે તે કારણ હોય તો તારી મરજી વિરુદ્ધ કંઈ પણ કરવાની ફરજ પાડતો નથી, એટલું જ નહિ પણ તેથી તારે સહન કરવું પડે તેને માટે યોગ્ય ઉપાય અને તારી મરજી મુજબ કોઈ પણ સરળતા કે અનુકૂળતા હું કરી આપીશ, એની ખાતરી રાખજે. પણ તું દિલ ખોલીને વાત કરે તો સમજણ પડે અને કંઇક થાય. માટે શાંતિથી વિચાર કરજે અને ગભરાઈશ નહિ. એ જ.

બાપુના સુભાશિષ

## [ ૫ ]

[ શ્રી જયાબહેન ફરી સંમત થયા હોય છે. લગ્ન કૃષ્ણ જયંતિ ઉપર નક્કી કર્યું હોય છે. તેમાં દાદીમા રડે છે અને ઝેર ખાઈશ એમ કહે છે એટલે ના પાડે છે. અને એ અંગે પિતાને તા. ૧૦-૯-'૪૭ના રોજ એ પત્ર લખે છે. તેમાં જણાવે છે કે, આ કાર્ય કરવામાં ઘણી તકલીફ છે. આ એક નવો રસ્તો આપણા સમાજમાં છે આપણો સમાજ તમને કે મને ઊભા પણ નહિ રાખે. વાત પણ ઘણી જગાએ ચર્ચાઈ છે. બધાને મુશ્કેલીમાં નાખવા કરતાં મારી આ સ્થિતિ સારી છે. મારા મનમાંથી જ આ વાત કાઢી નાખીશ ને એક પ્રભુભક્તિ પકડીશ. આમ જયાબહેન એ પત્રમાં ફરીથી પિતાને ના જણાવી દે છે. ]



મોમ્બાસા,
તા. ૬-૯-'૪૭

ચિ. જયા,

'આપણો સમાજ તમને કે મને ઊભાં નહિ રહેવા દે' એ બીકે હવે તું રૂઢિને માન આપવાનું જણાવે છે તો ભલે તારી મરજી. પણ મને તો અનુભવ છે કે જે લોકો રૂઢિને અનુસરે છે તેમની પણ ઉંમરલાયક ૨૫-૨૫ અને તેથી વધારે ઉંમરની દીકરીઓને અને તારા જેવી કમનસીબ છોકરીઓને હોકરે જ ચઢવું પડે છે. જો પૈસા હોય તો પરણે—ન હોય તો ગમે ત્યાં લાકડે માકડું ગોઠવાઈને દુઃખમાં દિવસો ગુજારે—ન સહન થાય તો મરે. સમાજ છોકરીઓની આવી કદર કરે છે. વળી મારા જેવા પાંચ દીકરીઓના બાપનું સમાજમાં કેવું સ્થાન હોય છે તે હું જાણું છું. એટલે હવે એ સમાજમાં મહાલવાની કે રૂઢિઓને અનુસરવાની મને તો કોઈ અપેક્ષા નથી. બન્દુ પણ મારા જ વિચારનો છે. એટલે મારા ઘરમાં તમને બધાને જેને નાતના મોહ હોય તેઓ યોગ્ય લાગે તેમ વર્તે, રૂઢિઓને અનુસરે. અમે બાપદીકરો તો નાતબહાર રહેવામાં જ સલામતી માનવાવાળા અને તદનુસાર અમે—હું તો બરોબર જ—વર્તવાનું નક્કી કર્યું છે.

'વાત પણ ઘણી જગાએ ચર્ચાઈ ગઈ છે' એમ તું લખે છે. વાત ઉઘાડી પડતાં વધારે ચર્ચાસ્પદ થાય જ. અને તેને પ્રસંગે તું નફાતોટાનો હિસાબ ગણવા બેઠી છે પણ તે ય તને ગણતાં આવડ્યો નથી. સમજ્યા (સાચું) મારફતે વાત ચર્ચાઈ ગઈ. લોકોને પૂરી ખબર તો ના જ હોય એટલે જે થોડું ઘણું જાણવા મળ્યું હોય તેની ગમે તેમ ખૂટતી કડીઓ મેળવી, વાતમાં મીઠું મરચું ભભરાવી વાતનું વતેસર કરવાના અને ગમે તેવા ગપગોળા—કલ્પનાના ઘોડા બેફામ દોડાવી, કાબલીઓ ફૂલી ગઈ હોવાનો લોકોને સરસ મોકો મળ્યો

તારી ધર્મજ–નડિયાદની આબરૂના કાંકરા થવાની તને જે બીક હતી તે તો થઇ જ ગયા. અને હજી જગતની નંદબત્રીશીએ ચઢીને ફજેત થવાનું તો બાકી છે. વળી તારા ચારિત્ર્ય વિષે પણ લોકો ખરી ખોટી વાતો કરવાનું નહિ ચૂકવાના. એટલે તેં લગ્ન કર્યું જ હોત અગર હવે કરું તો તો લોકો એ જ દિવસ વાત કરીને વિરામે. પણ હવે તો તું છવીશ ત્યાં સુધી નિંદા કરશે, મેંણાં મારશે. એટલે તારે તો ડોળું ખોઇને ડફોર બનવાનું.

તારી જગાએ હું હોઉં તો–આવે પ્રસંગે ખુલ્લે ખુલ્લી રીતે હિંમતથી વિરોધીઓને, સમાજને અને આખા જગતને ય પડકારીને કહું કે, દીકરાઓ, મેં પરણવાનો નિરધાર કર્યો છે. અને જગતની કોઇ પણ શક્તિ મને મારા નિશ્ચયથી ચલાયમાન કરી શકશે નહિ. મને તો આમ બળવો કરવાની મજા આવે.

મારી કુળની વ્યાખ્યા તું જાણે છે. હું ફરીથી કહું – હું નાનો હતો ત્યારે ધર્મજ ખડમોસાળમાં ઓશિકાની ગાદી બનાવી દાદાને કહેતો–'દાદા, દેસાઇ આમ ગાદી ઉપર બેસે.' એટલે હું જન્મે 'દેસાઇ' હતો એ ખરું પણ પરણ્યા પછી સાસરીમાં જમાઇને 'પટેલ' કહેવાનો રિવાજ છે એટલે 'દેસાઇ'નો 'પટેલ' થઇ ગયો. બાકી હતું તે તમને બે દીકરીઓને રિવાજથી વધારે પરઠણ આપી પરણાવવી પડી એટલે 'પટેલ'માંથી 'કણબો' થઇને પૂરું કર્યું ! અને હું એકલો જ નહિ પણ પરઠણ આપીને છોડીને પરણાવતી વખતે ચાહે તો 'દેસાઇ', 'અમીન' કે ચમરબંધીનો બેટો હોય તો તેને પણ શું 'કણબો' નથી થવું પડતું, આપણા સમાજમાં ?

ભલે હું 'કણબો' જ રહું. પણ મારાં છોકરાંએ શું થવું તે તેમના પુરુષાર્થ ઉપર અવલંબે છે. એટલું તો ચોક્કસ જ છે કે સમાજની કે રૂઢિઓની પરવા કરનારને તો કણબા જ થવું પડવાનું.

શ્વાસ લેવા જવું અને દોણી પાછળ રાખવી એ મને ન ગમે. એટલે તારા સંબંધી બધો પત્રવ્યવહાર મેં શ્રી. પેટલીકરને યોગ્ય લાગે તેમ છાપવાની પરવાનગી આપી છે.* એટલે મેં તો ઉઘાડા પડવાનું નક્કી કર્યું છે. આબરૂના

*——————

* શ્રી. જયાબહેને ચોખ્ખી ના પાડી દીધી ત્યારે મેં શ્રી રણછોડભાઇને પત્ર લખ્યો કે, ઉમેદ તો એવી હતી કે લગ્ન પછી તમારા પત્રો 'પાટીદાર'માં છાપીશ. પણ લગ્ન બંધ રહ્યું, એટલે નામઠામ વગર એક પિતાના પત્રો તરીકે એને છાપું તો તમને વાંધો છે ? એના જવાબમાં એમણે લખ્યું કે, મને વ્યવહારમાં ઉઘાડી બાજી રમવાની ગમે છે. એટલે નામઠામ સાથે છાપશો તો પણ મને વાંધો નથી. એ વખતે શ્રી. જયાબહેન હા પાડશે તેમ ન હતું. —તંત્રી

ડાંફરા થવાની બીક જેમ તને મુઝવણ થાય તેમ મારે બીજાં છોકરાંને ન મુઝાવું પડે એને સારુ એ બે ડાંફરા બાકી હોય તે પણ ગરીબ સમાજ ઉપર ફગાવી દઇ મુક્ત થવું—આઝાદ માનવી બનવું હું વધારે પસંદ કરું છું.

તારાં લગ્ન થયાં હોત તો હું આઝાદ માનવી તરીકે છાતી અક્કડ રાખીને અપરાધી સમાજને પડકારવાની મારી અભિલાષા પૂરી કરત. હજી શું નાસી ગયું છે? તારા સિવાય તો હજી તમે બધાં મળીને આઠ જણ છો. એમાંનું એકાદ પણ મારી અભિલાષા પૂર્ણ નહિ કરે?

હવે તો તને યોગ્ય લાગે તેમ કરજે. ઇશ્વરભક્તિના વેશ કાઢવા નકામા છે. તેને માટે તું લાયક નથી. હવે તો રૂઢિના કૂવામાં પડી સડજે અને આબરુ સાચવજે.

'તું લગ્ન કરીશ તો લોકો માત્ર એજ દિવસ ગૂસપૂસ વાત કરી થાકીને વિરમે. અને ખુલ્લી રીતે તો તને અભિનંદન આપે. હવે તો વાત ચર્ચાઇ એટલે તેઓ ઉઘાડે છોગે તને ના સંભળાવવાનું સંભળાવશે. અને સારાં સમજુ માણસો પણ તારી નિર્બળતા ઉપર દયા ખાશે અને તિરસ્કાર કરશે. તારી નિર્બળતાનું વાસ્તવિક પરિણામ તારી અપકીર્તિ અને નિંદા સિવાય બીજું કંઇ નજર સમક્ષ આવતું નથી.

ઇશ્વર ભજનં, કથાકિર્તનમાં જઇને સાધુડી થવાના તને કોડ હોય, તો ભલે, પણ સમન્વય વગરનું એ બધું તો તારા આત્માની અધોગતિ કરશે. 'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના' એ ભજન વિચારી જજે. ગીતાજી તો તને મોઢે છે. તેમાંથી પણ સાર ખેંચાય તો કાઢજે. સમન્વય વગરનાં આવા ઈશ્વર ભજનનાં ધતિંગ ના તો તારા દેહનું કે આત્માનું કલ્યાણ કરી શકશે.

અહીં હતી ત્યારે તું મને મર્મમાં ઘણી વાર કહેતી, 'મોટા લેખ તો સુધારાના લખો છો. એમાં શું વળ્યું? ઘરમાંજ સુધારા કરોને' એ બધું કયી જાતા કહેતી હતી? એ ને એજ જાતા ફરીથી માનતી થશે કે ના, બાપુજીનો વાંક નથી!

હવે તને યોગ્ય લાગે તેમ કરજે. ઇશ્વર તારું કલ્યાણ કરે. એજ

બાપુના શુભાશિષ

[ ૬ ]

[ તા. ૧ : ૯ : '૪૭ના રોજ શ્રી જયાબહેન પિતાને નાલખી દે છે. એ નિર્ણય તો તે રાત્રે જ બદલે છે. ભાઇને હા પાડી, પોતાનાં કપડાં આપી આણંદ મોકલે છે. પરંતુ બા એમને આકરો શાપ દે છે—વૈધવ્યનો—એટલે તે હિંમત હારી જાય છે. બા છેવટ હા—ના ન કહેતાં એમની ઉપર છોડે છે. જવું હોય તો ય અને ન જવું હોય તો ય. પરંતુ કંકાસમાં એ ઘર છોડતાં નથી. એટલે એ સ્થિતિ જણાવતો પત્ર એ પિતાને લખે છે. તેના જવાબમાં પિતા નીચેનો પત્ર લખે છે.]



મોમ્બાસા,
તા. ૧૪ : ૯ :'૪૭

ચિ. જયા,

તારો પત્ર મળ્યો. ઇન્દુનો અને શ્રી. પેટલીકરના પણ મળ્યા. બાએ તને આકરા શાપ આપીને તારું કિનારે આવેલું વહાણ ભાગ્યું ? પણ તેં ભાગવા શા માટે દીધું ?

બાના શાપ લાગતા હોત તો દુનિયા ઊંધી વળી ગઇ હોત. બાએ મને ય કાગળ લખ્યો છે અને મને, તારાં બાને અને તારાં બધાં ભાઇબહેનોને શાપ આપ્યા છે. પણ મેં તો એ બધા શાપોનો હસતે મોઢે સ્વીકાર કર્યો છે. બાને પણ આજે કાગળ લખ્યો છે. તેમની પાસેથી લેઇને વાંચજે.

શાપ આપે કે ના આપે, કોઇના શાપ લાગતા નથી. અને લાગે તો પણ નિશ્ચયમાંથી ડગવાનું તો મોતથી ય ભૂંડું છે. બાના શાપની તને બીક લાગી ! ત્યારે તેં મહાત્મા ગાંધી, સરદાર વલ્લભભાઇ અને દરબાર ગોપાળદાસ જેવા ઇશ્વરી અવતારોની શુભેચ્છાઓ અને આશીર્વાદોનો ખ્યાલ કેમ ના કર્યો ? અને હવે તો તારે આ સ્થિતિમાં રહેવું એ નરકમાં રહેવા કરતાંય ભૂંડું છે.

અહીં પણ વાતો આવી ગઇ છે. લોકો ગુસપુસ વાતો કરે છે. અને મારું કામ નબળાઇથી જ અપૂરું રહ્યું એટલે લોક કહે એ ય નીચું માથું કરી સહન કરવું રહ્યું.

તને કંઇ પણ દબાણ નહિ કરવા બધાંને લખી દઉં છું. પણ તું ગભરાઇ ગઇ છે, મુંઝાઇ ગઇ છે એટલે વિચાર ન કરી શકે. છતાંય શાંતિથી ઇશ્વરનું મનન કરીને વિચાર કરજે. અમે બધા તો હજી યે ઇચ્છીએ છીએ કે ઇશ્વર તને સારી બુદ્ધિ આપે.

તું નડિયાદ છોડીને ઇન્દુ ગોઠવણ કરે ત્યાં બીજે જા. અગર અંધેરીમાં ઘર મળે તો ઇન્દુની સાથે રહે. અને શાંતિથી વિચાર કર. તને યોગ્ય લાગે તો પછી હા પાડજે.

પછી કંઈ ન જ કરવું હોય તો અહીં પાછી આવતી રહે.

તારી જગાએ હું હોઉં અને આટલી મૂંઝવણમાં કંઈ વિચાર ન કરી શકું તો, હું તો વિચાર કરવાના જ માંડી વાળીને મારી નાવનું સુકાન એકાદ હિતચિંતકને સોંપી દઉં. ચાહે તારે કે ડૂબાડે. એટલું ય તું ન કરી શકે?

બાની વાતોથી ભોળવાઇશ નહિ. બાના શાપોથી પણ ન ડરીશ. અહીં હું, તારાં બા અને બધાં ભાઇબહેનો તારી પડખે છીએ. ત્યાં સારાકાકા, રણછોડકાકા, શ્રી પેટલીકર એ બધા ય ઊભા છે. આખરે કોઇ નહિ તો સત્યને પંથે, તારા શુભ આશય અને શુભ કાર્યમાં ઈશ્વર તો છે જ. અને છતાં ય, ગાંડી છોકરી, તને ભરોસો નથી આવતો! આટલાં બધાં સ્વજનો તારે પડખે ઊભાં રહીને કહે છે કે, ડગ ભર. છતાં ય તને હિંમત નથી આવતી!

તારાં બા અને બધાં ય હવે આ ચેદાઇ ગયેલી વાતથી કહે છે કે તું આ ભૂલ કરે છે. અને એથી તારું, તારાં માબાપનું, ભાઇબહેનનું, બધાંનું જો હવે તું ડગ ન ભરે તો અહિત જ થશે.

બા કોને શાપ નથી આપતાં? એમના શાપ લાગ્યા હોત તો અત્યારે કોણ જીવતું રહ્યું હોત! તેમને તો ટેવ પડી, અને તું એવા વહેમમાં માને છે!

મેં ઘણા વિચાર કર્યા છે, ઘણું લખ્યું છે. વિચારી વિચારીને, લખી લખીને સાવ થાકી ગયો છું. એટલે વધારે નથી લખાતું. પણ તું શાંતિથી વિચાર કરે તો સારું.

કંઇ ના બને તો અહીં આવતી રહે.

બાપુના શુભાશિષ

---

## જ્ઞાતિનાં બે નવાં માસિકો

**પાટીદાર બંધુ:** તંત્રીઃ વિઠ્ઠલભાઇ પુરુષોત્તમદાસ અમીન, શ્રી દસક્રોઇ લેઉઆ પાટીદાર મંડળ દ્વારા એનું સંચાલન થવાનું છે. વાર્ષિક લવાજમ દેશમાં ત્રણ રૂપિયા, પરદેશ ૭ શિલીંગ. એના બે અંક બહાર પડી ચૂક્યા છે. એનું કાર્યાલય—૨૩૮, ધાસીરામની પોળ, સારંગપુર, અમદાવાદ

**પાટીદાર મિત્ર:** તંત્રી—જશભાઇ પટેલ, સંસ્થાપક—શ્રી પાટીદાર યુવક સંઘ પહેલો અંક બહાર પડ્યો છે. વાર્ષિક લવાજમ દેશમાં રૂ. પાંચ, પરદેશમાં શિ. દસ, કાર્યાલય—૬, મફતલાલ બાગ, ફ્રેન્ચ પૂલ, મુંબઈ—૭

# પ્ર * સં * ગ * ક * થા

## નાનો છતાં જ્ઞાતિના હિસાબે ઘણો મોટો પ્રસંગ

ભાદરણના શ્રી. જશભાઇ વિઠ્ઠલભાઇ પટેલે ગયા વરસના ફાગણ માસના અંકમાં ' મારો નિશ્ચય ' એ મથાળા નીચે વિધવા બહેન સાથે લગ્ન કરવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો હતો. તેત્રીસ વર્ષની ઉમરે, દસ વર્ષના સમાજ-સેવકના અનુભવ પછી, એ પોતે પગલું ભરવા તૈયાર હતા એટલે એની પાછળ પૂરતી વિચારણા હતી જ. નડિયાદના અને મોમ્બાસા રહેતા શ્રી. રણછોડભાઇ મોતીભાઇ દેસાઇનાં પુત્રી શ્રી. જયાબહેન સાથે તેમણે વિજયાદસમી, તા. ૨૪ : ૧૦ :'૪૭ના રોજ વડોદરામાં પાટીદાર છાત્રાલયમાં લગ્ન કર્યું છે. વીસમી સદીમાં, હિંદ સ્વાયત થયા પછી, વિધવાવિવાહ જેવો પ્રસંગ એ ઘણો નાનો કહેવાય. છતાં પાટીદાર જ્ઞાતિ પૂરતો એ ઘણો મોટો છે.

## એક જ જશભાઈ જ્ઞાતિમાં પાકયા,
## જેમણે બિલાડીને કોટે ઘંટ બાંધ્યો !

પાટીદાર જ્ઞાતિ આજે સરદારશ્રી વલ્લભભાઇ અને સ્વ. વિઠ્ઠલભાઇ, દરબારશ્રી ગોપાળદાસ દેસાઇ અને શ્રી રાવજીભાઇ મણિભાઇ પટેલ, જેવા રાજદ્વારી પુરુષો જ્ઞાતિમાં પાકવાથી અભિમાન લે છે. સિવિલિયનો અને બેરિસ્ટરો, ડૉક્ટરો અને ઇજનેરો, શાહસોદાગરો અને નામાંકિત વેપારીઓ જ્ઞાતિમાં હોવાથી પણ નાત અભિમાન લે છે. ખેડૂત તરીકે પાટીદાર જ્ઞાતિએ છેલ્લા પચ્ચાસ વર્ષમાં વિવિધ ક્ષેત્રમાં જે પ્રગતિ કરી છે તે એની શક્તિની સાબિતી છે. પરંતુ એ જ જ્ઞાતિ બીજા ક્ષેત્રે આટઆટલી પ્રગતિશીલ દેખાતી હોવા છતાં સામાજિક રીતરિવાજોમાં એટલી જ રૂઢિચૂસ્ત છે. પરણની પ્રથા કેળવણી વધે છે તેમ વધતી જાય છે. અને આજે એના ભાવ પણ કાળા બજારના હિસાબે વધી ગયા છે. છતાં પરણ લીધા વગર, સાદાં લગ્નો પણ જ્ઞાતિમાં નોંધાયાં છે. તેમ છતાં જ્ઞાતિમાં વિધવાવિવાહનો પ્રશ્ન વણસ્પર્શ્યો પડ્યો રહ્યો છે. વિવિધ ક્ષેત્રના પુરુષો પકવીને ગૌરવ લેનાર જ્ઞાતિ જો સાચે જ ગૌરવ લેવા માગતી હોય તો ભાઇ જશભાઇ જેવા સમાજસુધારક યુવક માટે. એણે ગૌરવ લેવું જોઇએ. શ્રી રણછોડભાઇ દેસાઇ જેવા જ્ઞાતિમાં પિતા છે, તે માટે એણે અભિમાન લેવું જોઇએ. વિધવાવિવાહનો પ્રશ્ન ક્યારનો ય પાકી ગયો છે.

એમ જ્ઞાતિના વિચારકો માને છે પરંતુ બિલાડીને કોટે ઘંટ કોણ બાંધે. એ જ ભયે એ પ્રશ્ન વણસ્પર્શ્યો પડ્યો રહ્યો હતો જેને ભાઇ જશભાઇએ સ્પર્શ કર્યો. શ્રી રણછોડભાઇ જેવા પુત્રીના પિતા મળ્યા.

## પચ્ચીસ વર્ષ પહેલાં એક યુવકે

## શ્રી જશભાઇ જેવી ઊંડી ધર્મભાવના બતાવી હતી

શ્રી જશભાઇએ જ્ઞાતિમાં વિધવાવિવાહની પ્રતિજ્ઞા પ્રથમ આચરી બતાવી એમ કહીએ-છીએ ત્યારે પચ્ચીસ વર્ષ પહેલાંનો એક પ્રસંગ અમે ભૂલ્યા નથી. ચાંગાના અને મોમ્બાસા રહેતા શ્રી પી ડી માસ્તરે વિધુર થતાં, વિધવા સાથે જ ફરી લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. બાકરોલનાં શ્રી વિનુમતીબહેન સાથે મોમ્બાસામાં એ લગ્ન થયું. અને એટલાં વર્ષ પૂર્વે પણ શ્રી વિનુમતીબહેનનાં માતાપિતાની સંમતિ સાથે પિતા ઠેઠ મોમ્બાસા સુધી એ લગ્ન પતાવવા ગયા હતા! પરંતુ એ પછી આટલાં વર્ષ વિત્યાં છતાં જ્ઞાતિ જેમને કુળશિરોમણી માને છે તે ૭ ગામમાં આજ સુધી આ જાતનું પગલું કોઇએ ભર્યું હોય તેમ જાણમાં નથી.

## સામાજિક પ્રશ્નોમાં આ પ્રશ્ન પ્રથમ હાથ ધરવા જેવો છે

– જ્ઞાતિ તરીકે વિચાર કરી કંઇ કામ કરવું, એ સમાજની સેવા નહિ પણ કુસેવા છે- એવો મત સુધારકો તરફથી વધતો જાય છે. એ અંગેનો એક અભિપ્રાય ગયે અંકે 'વિચાર કરો' એ મથાળા નીચે સંસારશાસ્ત્રીએ 'પ્રજાબંધુ'માં જણાવેલ તે ઊતાર્યો હતો. એને અનુમોદન આપતો વિચાર 'જ્યોતિર્ધર'ની તા. ૧ : ૧૧ : '૪૭ ના અંકની પ્રાસંગિક નોંધ 'જ્ઞાતિસેવા'માં દર્શાવ્યો છે. પરંતુ સંસારશાસ્ત્રીના એ વિચારમાં એક અપવાદ એ નોંધમાં સ્વીકાર્યો છે. 'પરંતુ સંસારશાસ્ત્રીના મતને એક અપવાદ કરવાનું અમને યોગ્ય લાગે છે. જે જ્ઞાતિઓ અત્યારે કેળવણી અને બીજી રીતે છેક પછાત છે જેવી કે મોચી, રબારી, ભરવાડ, કોળી, વાળંદ, ઠાકર, હરિજન, ભીલ, દુબળા વગેરે તેમની જ્ઞાતિમાં જ જે સ્ત્રી કે પુરુષ શિક્ષણ લેઇ સંસ્કારી બને તેમણે, હાલના આપણા સમાજના સંજોગો જોતાં, પોતપોતાની જ્ઞાતિનાં સ્ત્રીપુરુષ અને બાળકોને કેળવણી આપવાની અનુકૂળતા કરવાના તથા પોતપોતાની જ્ઞાતિના અનિષ્ટ રિવાજો દૂર કરવાના કાર્યમાં પ્રવૃત્ત થવાની જરૂર, અમને જણાય છે.' આમ 'જ્યોર્તિર' પછાત કોમમાં જ્ઞાતિસેવાની જરૂર માને છે. ત્યારે આપણા જાણીના વિવેચક શ્રી. ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ ગયે અંકે ઠરાવોની ચર્ચા

અંગે જણાવતાં લખે છે, – 'જુદા જુદા ગોળમાંથી બેનદીકરીઓની કાળજુ કાપી નાખે તેવી સ્થિતિ તો છે જ. જ્ઞાતિનાં આવાં દુઃખોનો ઉકેલ લાવવો એ જ જ્ઞાતિ પરિષદોનું મહત્ત્વનું કાર્ય હોઇ શકે. જે કરવાનું છે એને અશક્ય બાણી, જે નથી કરવા જેવું (કેળવણી, વ્યાયામ વગેરે) તેમાં માથું મારીએ તો તેથી જ્ઞાતિને અને રાષ્ટ્રને બંનેને નુકસાન છે. કેમ કે તેથી જ્ઞાતિના સામાજિક પ્રશ્નો તો આપણે ઉકેલી શકતા નથી અને રાષ્ટ્રીય દૃષ્ટિથી જોતાં સમગ્ર હિંદના પ્રશ્નો ગણાય તેને જ્ઞાતિના સંકુચિત ક્ષેત્રમાં લાવી મૂકીએ છીએ! આથી આવાં એકમોએ પોતાનાં પંચ, મંડળ કે પરિષદોમાં માત્ર સામાજિક પ્રશ્નોને જ છણવાના હોય.' આમ જ્ઞાતિસેવા અંગેના ત્રણ વિવિધ અભિપ્રાય જોતાં, સામાજિક કુરૂઢિઓ તોડવા માટે જ્ઞાતિનું ક્ષેત્ર પસંદ કરાય તો તેથી કુસેવાનો ભય રહેતો નથી. અને એ રીતે પાટીદાર જ્ઞાતિના સામાજિક પ્રશ્નોમાં વિધવાવિવાહનો પ્રશ્ન પ્રથમ હાથ ધરવા જેવો છે.

### પ્રશ્ન હાથ ધરનાર હોય તો સમાજ તૈયાર છે

પાટીદાર જ્ઞાતિની એવી સ્થિતિ છે કે એની બહેનદીકરીઓએ જેટલાં આંતર-જ્ઞાતિય લગ્ન કર્યાં છે, તેટલી સંખ્યામાં પણ વિધવા બહેનદીકરીઓનાં પુનર્લગ્ન થયાં નથી! એવી બહેનો તૈયાર હોય તો પણ કોઇ પુરુષ સમાજમાં અસ્પૃશ્ય ગણાતી એવી બહેનનું પાણી ગ્રહણ કરવા તૈયાર નથી. એટલે હિંદુસમાજમાં હરિજનોની અસ્પૃશ્યતા ટાળવા સારી હિલચાલ થઇ, પણ જ્ઞાતિમાં એના સોમા ભાગનો પ્રયત્ન વિધવાવિવાહ માટે થયો નથી. આ સ્થિતિમાં શ્રી જશભાઇના અને શ્રી જયાબહેનના લગ્ન અંગે સમાજદર્શન કરવાનો પ્રસંગ મળતાં, આ નાના લાગતા પ્રસંગને આ અંકમાં વિસ્તારથી સ્થાન આપ્યું છે તે એટલા જ માટે કે, સમાજની એ અંગે શી માન્યતા છે - તે વાચકોને જાણવા મળે. અને એ દર્શન કરતાં ખાત્રી થઇ છે કે યુવકો એ પ્રશ્ન ઉકેલવા માગતા હોય તો સમાજનો જૂનવાણી વર્ગ મૂગો રહીને સહકાર આપવા તૈયાર છે. જે મુશ્કેલી છે તે એવા ભાવનાશીલ યુવકો નથી તેની છે. અને બહેનો પગલું ભરતાં પાછી પડે છે તેનું કારણ એ વાતાવરણથી જકડાઇ ગયેલી છે. છતાં પહેલ થઈ છે એટલે એ પ્રશ્ન હાથ ધરાય તો સમાજ આંખ આડા કાન કરવા તૈયાર છે.

### ભાદરણ અને નડિયાદ

આ પ્રશ્ન અંગે આ બંને ગામનો વિચાર કરતાં, આ પગલું ભરાય તેમાં બંનેમાંથી કોઇને વિરોધ ન હતો. છતાં બંનેમાં ફરક પણ છે. ભાદરણે આ

લગ્નમાં ખુલ્લો સહકાર આપી પોતાની સંમતિ બતાવી છે. લગ્નપ્રસંગે કુટુંબીઓ અને બીજા આગેવાનો સારી સંખ્યામાં હાજર રહ્યા હતા. ભાદરણમાં પણ લોકોએ એ જ પ્રમાણે ચાપાણીનું આમંત્રણ આપી પોતાનો એ પગલા પ્રત્યે આવકાર દર્શાવ્યો હતો. નડિયાદે એવો ખુલ્લો સહકાર—શ્રી. રણછોડભાઈ જે. દેસાઈના અપવાદ સિવાય—નથી આપ્યો, છતાં આ પ્રશ્ન ઉપાડો થઈ ગયો હતો તો પણ એણે એનો વિરોધ ન કરતાં મૂગો સહકાર આપ્યો છે. અને એ સહકારમાં એકલા જુવાનીઆ જ ન હતા, પરંતુ પ્રખર વિરોધ કરે એવું જે વૃદ્ધો માટે મનાય છે તેમણે પણ ખાનગીમાં કહ્યું છે કે, અમારો વિરોધ નથી ! આમ જોતાં સમાજ મનાય છે તેટલો રૂઢિચુસ્ત નથી. એને હવે પણ આ કુરિવાજનાં દુઃખ વસી ગયાં છે. ફક્ત ટેવને લીધે સમાજ એને વળગી ગયો છે, કોઈ એને ફગાવી દેતુ હોય તો તેઓ અંતરથી ઇચ્છે છે.

## બંને પક્ષના અંગત કુટુંબીઓ

જેમને આ પ્રશ્ન સાથે અંગત કંઈ લાગતુવળગતુ નથી, તેવા લોકો સહકાર આપે ત્યાં સુધી મોટી વાત ન કહેવાય પરંતુ જે પ્રશ્નથી સીધી કુટુંબીઓને અસર થવાની છે તે બંને પક્ષો પણ સહકાર આપે છે. શ્રી. જશભાઈને ચાર ભાઈઓ છે. એમાંના બે ભાઈઓ લગ્ન વખતે હાજર હોય છે, ત્રીજા ભાઈ તે પછી આવી પહોંચે છે. ચોથા ભાઈ હાજર ન હતા પણ એમનો વિરોધ નથી એમ એમણે કહ્યું હતું. સિત્તેર વર્ષનાં બા તો આશીર્વાદ આપવા તૈયાર છે અને લગ્ન થતાં ઉમળકાભેર કુટુંબીઓ શ્રી જયાબહેનને સ્વજન તરીકે સ્વીકારે છે. સામે પક્ષે, શ્રી જયાબહેનનું કુટુંબ પણ આ લગ્નમાં એટલો જ સહકાર આપે છે. પિતા તરીકે, શ્રી રણછોડભાઈએ આ પ્રસંગમાં શ્રી જયાબહેનનો વિષાદ ટાળવા શ્રીકૃષ્ણની ગરજ સારી છે! એની સાક્ષી આ અંકમાં છપાયેલ એમના પત્રો પૂરે છે. જૂનવાણી માતા, જે એક દિવસ શ્રી જયાબહેનને નર્સિંગનું ભણવા જવા દેતા પણ સમંત થતાં નથી, તેય સમંત થાય છે! બીજાં ભાઈબહેનો પણ સંમત હોય છે. તેમાં ૨૦ વર્ષના, યુવાનીને ઉંબરે ઉભેલા ભાઈ ઇન્દુકુમારે આ પ્રસંગમાં જે હિંમત બતાવી છે તે પણ ભાઈ તરીકે આદર્શ છે. સમાજમાં ઉહાપોહ થતાં, વિરોધ જામી ત્યાં સુધી શ્રી જયાબહેનને હિંમત આપનાર કુટુંબી શ્રી રણછોડભાઈ જે. દેસાઈ ન હોત, તો પણ મુશ્કેલી હતી. સગા કાકા શ્રી ગોમેભાઈએ સંમતિ આપી, સક્રિય મદદ આપવાની પોતાની અશક્તિ દર્શાવી. એવી મદદ આપે છે દાદીમાનો વિરોધ એ બંધ જોતાં સ્વાભાવિક છે. અને

તે પણ લોકલાજ પૂરતો છે એમ એ પોતે વિરોધમાં કબૂલ કરે છે!

## સબળને નિર્બળ કરતું વાતાવરણ

આ કિસ્સામાં શ્રી જયાબહેનની નિર્બળતા વાચકને દેખાશે. પરંતુ તે સિવાય બીજે પ્રસંગેનો એમનો વર્તાવ વાચક ધ્યાનમાં લેશે, તો જણાશે કે એ સબળ પણ છે. ત્યારે આમાં એમનું સાચું સ્વરૂપ કયું? પિતાને મોઢામોઢ ઘરમાં સુધારો કરવાનું કહેનાર, પત્રમાં પણ પિતાના સુધારાના લેખો વાંચી આચરણ ન કરવાની ટીકા કરનાર, અને જાતે પગલું ભરવા અંગે નિર્ણય કરી પિતાની સંમતિ માગનાર શ્રી જયાબહેનને નિર્બળ શી રીતે મનાય? છતાં પાછળ એમણે જે નિર્બળતા બતાવી તે અર્જુનના જેવો વિશાદ હતો. અને એ વાતાવરણમાંથી જન્મ્યો હતો. પુરુષને સ્વાભાવિક રીતે બહારના જગત સાથે સંબંધ હોય છે એટલે એના વિચારને પ્રોત્સાહન આપનાર મળી રહે છે. સ્ત્રીને અને તેમાં ય વિધવાને માટે જગત ઘણું નાનું હોય છે. અને એમાં ય એને જેના સંબંધમાં આવવાનું હોય છે તે સ્ત્રીસમાજનો મોટો વર્ગ રૂઢિચુસ્ત છે એટલે એ વાતાવરણ કેટલો ભાગ ભજવે છે તે જ આ દાખલામાં જોવા મળે છે. વળી સ્ત્રી સ્વભાવે સહનશીલ અને લાગણીપ્રધાન છે એટલે સમાજ એના દુઃખનો વિચાર નથી કરતો છતાં એ પોતે સમાજની ચિંતા કરે છે. પોતાના પગલાથી કુટુંબીઓને આબરૂ જવાને લીધે સહન કરવું પડશે, એ લાગણીને લીધે પોતાનું અસહ્ય દુઃખ સહન કરવા પ્રયત્ન કરે છે. છતાં એ સ્થિતિ અસહ્ય છે એટલે મોટે ભાગે રૂઢિ જાળવવા જતાં એ કરૂણ હાલતમાં મૂકાઇ જાય છે—નિંદાને પાત્ર બને છે અને છેવટે રિબાઇને મરે છે. છતાં આજે નવા વર્ગમાં જે જાગૃતિ આવી છે તે પ્રમાણે ઘણી બહેનો સમાજ કે કુટુંબની પરવા કર્યા વગર પગલું ભરવા તૈયાર છે. પરંતુ આજે ૨૫–૨૫ વર્ષની કુંવારી કન્યાઓ મોંમાગી પરણ આપવાની પિતાની શક્તિ નહિ હોવાથી કૌમાર્ય સહન કરે છે, એવું માનસ ધરાવતા યુવકો સમાજમાં છે ત્યાં વિધવા બહેનની વાત કરવી જ ક્યાં? એટલે જે બહેનો આજે તૈયાર છે તેમને માટે યુવકો નથી, એ ચોખ્ખી સ્થિતિ છે. બાકી એ પગલું ભરાય તો સમાજ તૈયાર છે એ ઉપરના પ્રસંગે બતાવી આપ્યું છે.

## એ પ્રશ્ન ઉકેલવા આજે જરૂર છે જશભાઇઓની

એટલે પંદરમી ઑગસ્ટથી હિંદમાં જે નવો યુગ શરૂ થયો છે તેમાં

સામાજિક ક્ષેત્રમાં કામ કરવા ઇચ્છતાં સ્ત્રીપુરુષોએ ભાષણો કરનારની મુખ્ય જરૂર નથી. ઠરાવો મૂકનાર અને તેને ટેકો આપનારની પહેલી જરૂર નથી. એ બધું આ અગાઉ ભજવાઇ ગયું છે. લોકો કુરૂઢિને એના નગ્ન સ્વરૂપમાં નહોતા પીછાનતા ત્યાં સુધી એની ખાસ જરૂર હતી. પરંતુ આજે તો લોકો દુશ્મનને ઓળખી ગયા છે, છતાં એને હાંકી કાઢવાની અશક્તિને લીધે જ એ દુશ્મન ઘરમાંથી નીકળતો નથી. એને હાંકી કાઢવા આજે જશભાઇઓની જરૂર છે, રણછોડભાઇઓની જરૂર છે, ઇન્દુભાઇઓની જરૂર છે, જયાબહેનોની જરૂર છે, અને એવાં જ કુટુંબીઓની જરૂર છે.

## છે કોઇ જશભાઇ તૈયાર?

'સમાજ દર્શન'ના આ અંકના લેખમાં એવાં એક બીજાં બહેન તૈયાર છે એમનાં માતપિતા તૈયાર છે, એ અંગેનો ઉલ્લેખ છે. તો જે ઊંડી ધર્મભાવનાથી ભાઇ જશભાઇએ આ પગલામાં પહેલ કરી છે તે પ્રમાણે એમની પાછળ આવવા કોઇ બીજા જશભાઇ તૈયાર છે?

## સંસ્કાર મંડળ

ચરોતર અને તેની પડોશના કેટલાક યુવકભાઇઓ '૪૭ના મે માસમાં આણંદ મુકામે નવસમાજ રચવાના વિચારે પ્રથમ ભેગા થયા હતા. એ પ્રાથમિક ચર્ચા પછી તા. ૮ : ૧૧ :'૪૭ના રોજ લીંબાસી, (તા માતર) મુકામે ફરી ભેગા થયા. અને સમાનતાના ધોરણે સમાજ રચવા એ હેતુ સ્વીકારી 'સંસ્કાર મંડળ' એવા એક સમાજને આકાર આપ્યો છે. આ મંડળના સભ્યોએ આ શુભ કાર્યની શરૂઆત પોતાના ઘેરથી જ કરવાને અને ચારિત્ર ખીલવી પોતાના પ્રભાવ અને કાર્યદ્વારા સમાનતાના ધોરણે વર્તવાનું સ્વીકાર્યું છે. સંસ્કાર મંડળની કલ્પના એવી છે કે અત્યારના સંકુચિત ગોળની મર્યાદાઓમાં ન જકડાતાં જ્યાં ત્યાં સંસ્કાર અને વિચારોની સમાનતા જુએ ત્યાં પોતાનો, પોતાની જવાબદારી નીચેના બહેન, દીકરા, દીકરીઓના લગ્ન વ્યવહાર કરે. સંસ્કાર મંડળે સભ્યો માટે પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરવા પરિપત્ર પણ તૈયાર કર્યું છે. આ અંગે જેમને રસ હોય તેમણે નીચેના શિરનામે લખવું.—**શ્રી વિઠ્ઠલભાઇ જે. પટેલ**, દા. ન. વિનય મંદિર, આણંદ.

સંસ્કાર મંડળ ઉપરનો પ્રશ્ન હાથ ધરે તેવી વિનંતિ.

# બાલમિત્ર

—: તંત્રીઓ :—

મગનભાઇ ઓઝા, એમ. એ., બી. ટી.

ઇશ્વરભાઇ પટેલ, એમ. એ., બી. ટી.

ગુજરાતનું **જુનામાં જુનું** બાલમાસિક. ગુજરાતની કેળવણીની એક જાહેર સંસ્થા તરફથી બહાર પડતું આ માસિક છેલ્લાં **સત્તાવીશ વરસ** થયાં બાળકોને **સાચા નાગરિક** બનાવવા પ્રયત્ન કરે છે.

આ માસિકમાં બાલયોગ્ય અને બાલમાનસને પોષક નાનાં કાવ્યો, ટૂંકી અને રસપ્રદ વાતો, પ્રેરક જીવન કથાઓ અને ઇતિહાસ, ભૂગોળ અને વિજ્ઞાનની રસીલી વાતો હર વખત આપવામાં આવે છે. બાલમાનસને ઘડતા અને બાલ કેળવણીમાં રસ ધરાવતા એવા બાલ સાહિત્યના લેખકો આ માસિકના ઘડવૈયા છે.

માસિક **સચિત્ર** છે. માસિક પાછળ કોઇ ધંધાદારી વૃત્તિ નથી. માસિકમાં કોઇ જ જાતની જાહેર ખબર લેવામાં આવતી નથી. માસિક ફક્ત લવાજમ અને સંસ્થાની ગ્રાન્ટથી ચાલે છે. એને પગભર બનાવવું એ સૌ કેળવણીપ્રેમીની ફરજ છે.

આપ સૌ ગ્રાહક ન બન્યા હો તો આજે જ ગ્રાહક બની માસિકને અને સંસ્થાને આભારી કરશો. આપ આપના મિત્રોમાં પણ એનો ખૂબ પ્રચાર કરશો. અને નવા નવા ગ્રાહકો મોકલાવી આપશો. વાર્ષિક લવાજમ દેશમાં **રૂ. ૫.** પરદેશમાં **શિ. ૧૦**

—: વાંચો અને વંચાવો :—

ગ્રાહક બની બાલમિત્રની ઝોળી તર કરો

અને બાલકેળવણીના કામને મદદ કરો.

સરનામું : 'બાલમિત્ર' કાર્યાલય,

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ

# પાટીદાર

સ્થાપક: સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ.



ભગવાન બુદ્ધે રૂઢિચુસ્ત અને પ્રગતિશીલ વ્યક્તિ વચ્ચેનો ભેદ આ રીતે દર્શાવ્યો છે.

ઘાસની બે ગાંસડીઓ ઉપાડીને બે માણસો ચાલ્યા જાય છે. રસ્તે જતાં કપાસનાં ખેતરો આવે છે. એક કહે છે કે, ઘાસને કેટલે દૂરથી લાવ્યો છું. એ છોડીને કપાસ શા માટે ઉપાડું? બીજો માણસ પ્રગતિશીલ છે. એ માણસ ઘાસની ગાંસડીને ત્યાં છોડીને કપાસની ગાંસડી બાંધીને ઉપાડે છે. ફરી આગળ જતાં રસ્તામાં સોનાના ઢગલાઓ જુએ છે. પહેલો માણસ હજુ ઘાસ છોડી શકતો નથી. જ્યારે બીજો માણસ ઉત્તરોત્તર મૂલ્યવાન વસ્તુ ગ્રહણ કરતો કરતો આગળ ધપે છે.

તંત્રી

ઈશ્વર પેટલીકર

# આ અંકની સામગ્રી


| | | |
|---|---|---|
| અનીતિનું અન્ન | નવલભાઈ શાહ | ૧ |
| સલાહ | ઇશ્વર પેટલીકર | ૩ |
| ગામડામાં ગટર અને નળ | રમણલાલ એન્જિનિયર | ૯ |
| બારીસ્ટર દીકરો | ચિમનભાઈ મૃ. અમીન | ૧૨ |
| સમસ્ત પાટીદાર પરિષદ–૫ | ગટુભાઈ બ્રૂ<br>મોહનભાઈ ઈ. પટેલ | ૧૫ |
| સામુદાયિક લગ્નો | નાનુભાઇ દવે | ૨૦ |
| વસોનો ખોધપાક | શંકરભાઇ સો. પટેલ | ૨૧ |
| નોંધપાત્ર લગ્ન | સંસારશાસ્ત્રી | ૨૪ |
| નાને મોઢે મોટાંની વાતો | અલખ નિરંજન | ૩૦ |
| પ્રસંગકથા | ... | ૩૫ |



**વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૩ : પરદેશમાં શિલિંગ ૬**

છૂટક નકલ પાંચ આના.

**'પાટીદાર' કાર્યાલય–આણંદ**


## શિક્ષક જોઇએ છે?

આફ્રિકાની કોઇ પણ ગુજરાતી પ્રાથમિક શાળામાં અનુભવી ટ્રેન્ડ શિક્ષક (કપલ)ની જરૂર હોય તો નીચેના શિરનામે પત્રવ્યવહાર કરશો. હાલ આ કપલ ભરૂચ જિલ્લા સ્કૂલ બોર્ડની પ્રાથમિક શાળામાં ૧૬ વર્ષથી ચાલુ સર્વિસ કરે છે. ઉમ્મર વર્ષ ૩૫ છે.

**માસ્તર પ્રભુદાસ બાબરભાઈ પટેલ, ગજેરાવાળા**
**મુ. ગજેરા (તા. જંબુસર, જિ. ભરુચ)**

## નાઈરોબીના ગ્રાહકભાઇઓને

શ્રી જયંતકુમાર કે. પટેલ હાલ દેશમાં આવ્યા હોઇ લવાજમ શ્રી કાન્તિલાલ એ. પટેલ, ટ્રેઝરી, અગર શ્રી રાવજીભાઈ એમ. પટેલ, લાયબ્રેરિયન, પટેલ બ્રધરહૂડ એ શિરનામે પહોંચાડવું.


આ માસિક આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં શ્રી. આશાભાઈ ગોરધનભાઈ પટેલે ઇશ્વરભાઈ મોતીભાઈ પટેલ માટે છાપ્યું. તા. ૨૫-૧૨-'૪૭

(લાયબ્રેરીઓ માટે લવાજમમાં રાહત)

## દાદાભાઈ નવરોજજી વાંચનાલયોના મંત્રીઓને

તમારૂ વર્ષ તા. ૩૧ મી ડીસેમ્બરે પુરૂ થાય છે તો ૧૯૪૮ની સાલ માટે આપની પસંદગી 'ખેડા વર્તમાન' ઉપર ઉતારી આપનું નામ તાકીદે ચરોતર પુસ્તકાલય પ્રવૃતિના સંચાલકને આણંદ સરનામે મોકલી આપો.




દા. ન. વાંચનાલયની લાયબ્રેરીઓને ખાસ ઉત્તેજન આપવા સારૂ વાર્ષિક લવાજમ રૂા. ૫-૦-૦ને બદલે રૂા. ૪-૮-૦ રાખ્યું છે તથા વધુમાં નવા થનાર તમામ ગ્રાહકોને સંવત ૨૦૦૩ નો દિપોત્સવી અંક પણ ભેટ આપવામાં આવશે તો;

**આપની પસંદગી "ખેડા વર્તમાન" ઉપર અવશ્ય ઉતારી તુરત જ નામ મોકલશો એવી આશા.**

(પાછળ વાંચો)

તદ્દન નવુંજ ચિત્રમય

# બાલ સાહિત્ય



★

| | | | |
|---|---|---|---|
| ૧ મંજરી | ૬ હંસા | ૧૧ લીલાવતી | ૧૬ જમાઇરાજ |
| ૨ અલાદ્દીન | ૭ વાલિયો | ૧૨ અલીબાબા | ૧૭ દોરડાંવાળો |
| સુદામો | ૮ વામનજી | ૧૩ મીનીમાશી | ૧૮ સિંદબાદ |
| ૪ વડોદરા | ૯ રત્નાંદે | ૧૪ સારંગીવાળો | ૧૯ ઢીંગલો |
| ૫ હીરામણ | ૧૦ લાખો | ૧૫ તડાકિયો. | ૨૦ ગુલીવર |

અને ૨૧ અણુહસન

નંબર ૧ થી ૨૦ સુધીના દરેકના ચાર આના નંબર ૨૧ ના આઠ આના. ઉપરનાં ૨૧ પુસ્તકો વિવિધરંગી સચિત્ર પૂઠામાં, બાલવિનોદ માળાના નવા અને છેલ્લા ત્રીજા સૅટમાં આપવામાં આવેલ છે. જેમાં એકંદર ૭૫૦ પાનનું વાચન ૨૭૫ સુંદર ચિત્રો સાથે છે. મજબૂત બૉક્સમાં પેક કરેલા આ સૅટની કિંમત રૂ. ૫-૧૨-૦ અને વી. પી. ખર્ચ બાર આના છે.

આખો પૅકબંધ સૅટ અથવા ઉપરમાંનાં કોઇ પણ મનપસંદ છૂટક પુસ્તકો મંગાવો. આવાં જ રસિક બીજાં ૪૨ પુસ્તકોના ૧૫૦૦ પાનના વાચનના ૬૦૦ ચિત્રોવાળા બે સૅટ પણ સાથે સાથે વસાવો.

બાલવિનોદમાળાના ત્રણ સૅટ, એકંદર ૬૩ પુસ્તકોના
રૂ. ૧૭-૪-૦ વી. પી. ખર્ચ રૂ. ૧-૨૨-૦

**તમારા બુકસેલર પાસે માગો અથવા ખલાસ થાય
તે પહેલાં મંગાવવા માટે લખોઃ-**

**બાલવિનોદ કાર્યાલય : ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨**

# પાટીદાર

જનસમાજને વિચારપ્રેરક વાચન પીરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

પોષ સં. ૨૦૦૪ | ડીસેમ્બર-’૪૭ | વર્ષ • ૨૫ અંક • ૩


## અનીતિનું અન્ન

નવલભાઈ શાહ

મહાભારતના યુદ્ધનો દશમો દિવસ હતો શિખંડીની આડમાં લપાઈ છોડેલાં અર્જુનનાં બાણોથી વજ્રશા ભિષ્મપિતામહની કાયા છેદાઈ ગઈ. તેમણે શસ્ત્રો હેઠાં મૂક્યા પણ એ વીરે તો મૃત્યુને મરીમા લીધુ હતુ. આ હતા કૃષ્ણપક્ષના દિવસો. એ દિવસોનુ અવસાન મનુષ્યને અધોગતિએ લેઈ જાય એ શાસ્ત્રવાક્યને સ્મરીને, પિતાને ખાતર આ જીવન નૈષ્ઠિક બ્રહ્મચર્યના ભેખધારીએ મૃત્યુને આજ્ઞા કરી, ‘ પછી જા!’ અને તે થોભ્યુ; રૂ નહિ, મશરૂ નહિ, પૃથ્વી નહિ, પાષાણ નહિ, પણ વીર યોદ્ધાને છાજે એવી; ગણુંગણુને શોભાવે એવી શરશૈયા ઉપર પોતાની જાતને લબાવી દીધી.

કુરુક્ષેત્રની યુદ્ધભૂમિ પર ધર્મયુદ્ધ ખેલાઈ રહ્યું હતુ. કાળ એ નહિ બીજો નહિ, પણ લાખોની મખ્યાનો કોળિયો કરી પોતાની ભૂખ સંતોષતો હતો. દિવસભરની આ સંહારલીલા જોઇ થાકેલો સૂરજ પણ આંખ મીંચવા જાણે ઉતાવળો થયો હોય એમ અસ્તાચલ તરફ ડગ દેઈ રહ્યો હતો. યુદ્ધભૂમિ પર ચાલી રહેલા એ મહાસંહારનું પ્રતિબિંબ જાણે રવિદેવના અંગેઅંગમાં ન પડતું હોય એમ આકાશ પણ રક્ત રંગે રંગાઈ ગયુ હતુ. પૃથ્વીએ પડખું ફેરવ્યું અને સૂર્યદેવે પોતાની આંખ મીંચી. યુદ્ધવિરામનો નાદ સંભળાયો. એ હતા ધર્મયુદ્ધના દિવસો અમે દિલમાં શમાવી સૌએ શસ્ત્રો હેઠાં મૂક્યાં.

રાત્રિનો અંધકાર ધરતી પર ઊતર્યો ન ઊતર્યો ત્યાં તો શરશૈયા પર સૂતેલા ભિષ્મપિતામહની સેવામાં પાંડવો પહોંચી ગયા. શરશૈયા પર સૂતેલો એ

હજાર વધારે આપવાના કહ્યા હતા એટલે એ વિવાહ ન તૂટ્યો. વડીલોએ કહ્યું એક વખત કોઇને હા પાડ્યા પછી ના પાડીએ તો આપણી આબરૂ શી?

હું પણ એ જાનમાં ગયેલો. પરણવા જવાનું થયું ત્યારે એ જાનના ઉતારેથી તૈયાર થતો ન હતો. છેવટ બેત્રણ વડીલોએ ભેગા થઇ આમટો એને ધમકાવીને ઊભો કર્યો ત્યારે એ રડતો રડતો પરણવા ઊઠ્યો. પરણ્યાં!

'એ છોકરી એક તો દેખાવે શ્યામ છે, બુદ્ધિમાં પણ કમઅક્કલ ખરી. અને પાછી અભણ. પરણ્યા પછી નટુએ સાસરિયાંને કહ્યું કે તમે એને ભણાવો. પણ સાસરિયાંએ કહ્યું કે આવડી ઉમરની છોકરીને હવે અમે બહાર ભણવા મોકલીએ તો અમારી આબરૂ શી? અને એને ન ભણાવી.

રતિભાઇ સહેજ અટક્યા એટલે મારા સ્વભાવ પ્રમાણે હું મૌન ન રહી શક્યો. બોલી ઉઠ્યો: 'પછી?'

'પછી શું? આજની ઘડી ને કાલનો દહાડો. આઠ વર્ષ થયાં એ વાતને. નટુ એની સાથે એક અક્ષર બોલ્યો નથી!'

'શું કહો છો, રતિભાઇ!' મારી છાતી જ બેસી ગઈ. 'અરે! આ તો હું ઓછું કહું છું. નટુનાં માબાપે તો એ બોલતો થાય એ માટે ઘણા પ્રયત્નો કર્યાં પણ એ દૂરનો દૂર ભાગે છે. એણે પાણી ભરીને લોટો મૂક્યો હોય તો પીએ નહિ. એણે રસોઇ કરી હોય તો જમે નહિ!.

કોઈ ચુસ્ત સનાતની મહાપાપની વાત સાંભળતાં શાંતમ્ પાપમ્ ઉચ્ચારે તેમ મારું હૈયું પોકારી ઊઠ્યું – આટલો બધો અધમ તિરસ્કાર!

મારા મોં ઉપરની કડવાશને પામી જતાં રતિભાઈ બોલ્યા. 'એને એ છોકરી પ્રત્યે આટલો તિરસ્કાર છે. પછી એને કોઇ હીટલરી કાયદો ફરજિયાત સંસાર મંડાવે તો પણ એથી એ છોકરી શી રીતે સુખી થવાની?'

*

દસેક દિવસ પછી દાશએ મને રાત્રે સૂતી વખતે કહ્યું: 'તે દિવસે રતિભાઈ વાત કરતા હતા તે કમળા આવી છે.'

'કઈ કમળા?' મને કંઈ તાત્કાળિક ખ્યાલ ન આવ્યો.

'કેમ? રતિભાઈ શું પૂછવા આવ્યા હતા કે એક ઉપર બીજી કરવી હોય તો....'

'હા • • હા • • જેની સાથે એ બોલતા પણ નથી એ એની પત્ની આવી છે, એમ ને?'

'હા.'

'રતિભાઈને ઘેર છે?'

'હા, પણ હમણાં સિનેમા જોવા બધાં ગયાં છે.'

મેં પથારીમાં સૂતાં કહ્યું: 'મારે એને જોવી પડશે.'

'કંઈ એને પૂછવું છે?'

'ના, ના, એ દુઃખી બહેનને શું પૂછવાનું હોય? અને પૂછીને હું એને શું આશ્વાસન આપી શકવાનો હતો!'

સવારમાં ઊઠીને કાશીએ મારી વાત રતિભાઈની ભાભીને કરી. શારદાબહેન એવાં ભખ્ખાબોલાં કે એ વાત સીધી કમળાને કહી—પેટલીકર તને જોવા માગે છે. એ નટુભાઈને સમજાવે અને તારી વાત સીધી ઊતરી જાય તો કશું કહેવાય નહિ!

કમળા કંઈ મને કે 'પાટીદાર'ને ઓળખતી ન હતી. પરંતુ ગઈ કાલે આવી ત્યારે એક તાજા બનેલા પુનર્લગ્નની સ્ત્રીમંડળ ચર્ચા કરતું હતું. એ લગ્નમાં મારો પણ હાથ હતો એ નિમિત્તે મારી વાત થયેલી તેથી હું કોણ છું તેનો કમળાને થોડો ખ્યાલ હતો.

વળી કમળાને કોઈ જોવા માગે તેની નવાઈ પણ નહોતી રહી. જેમ કોઈ સૌંદર્યવાન સ્ત્રીને પુરુષો ઉઘાડી રીતે નહિ તો છાની રીતે પણ તાકી તાકીને જુએ છે તેમ કમળાને પણ લોકો જોતા હતા. એક જ કુતૂહલથી કે એવી તે એ છોડી કેવી છે કે નટુ એની સાથે બોલતો પણ નથી!

મેં ઊંચી નજર કર્યા વગર કમળાને જોઈ. કોઈ મરજાદી સ્ત્રી દર્દને લીધે નછૂટકે પોતાનું ગુહ્ય અંગ ડૉક્ટરને બતાવવા તૈયાર થાય, અને એ બતાવતાં જે સંકોચ મોં ઉપર છવાઈ જાય, તેવો સંકોચ એના મોં ઉપર છવાયેલો મેં નીચી નજરે પણ જોયો.

એ દિવસે મને કમળાના જ વિચારો આવ્યા કર્યા હતા. જાણે મારી સન્મુખ એ જાતોજાત ઊભી હોય તેમ મારી દૃષ્ટિમાં એ રમમાણ કરી રહી હતી. એ લીલો લાંબી બાંયનો કબજો, આસમાની સાડી. છેલ્લી ઢબના

દિસામે વધુ પડતું લાગે તેમ વાળની બિલકુલ પાંથી ન દેખાય ત્યાં સુધીનું ઢાંકેલું માથું. શ્યામ રંગમાં સોનાનાં વિશેષ જુદાં તરી આવતાં ઘરેણાં અને ઝાંખો દેખાતો ચાંદલો ! વદન ઉપર ગ્રામજીવનનું ખરબચડાપણું, અંગની અડતલતા અને મોં ઉપર કરૂણજીવનની નિસહાયતા !

રાત્રે સ્વપ્નામાં પણ કમળા આવીને ખડી થઈ. એણે છૂટા મોંએ રડવા માંડ્યું.

મેં કહ્યું : ' રડ નહિ બહેન ! તારા દુઃખને હું સમજું છું. તારી જગાએ હું હોઉં તો મારાથી આ વેઠાય કે કેમ એની મને જ ખબર નથી ! '

કમળા છાની ન રહી. મેં એને રડવા દીધી.

હૈયું હળવું થતાં એ આંસુ લુછીને બોલી : ' મારે તમને પતિ વિરુદ્ધ એક જ ફરિયાદ કરવાની છે. એ મારી સાથે વહુનો સંબંધ ન રાખે તે દુઃખ મને જેટલું નથી લાગતું તે કરતાં બીજું વધારે લાગે છે.'

' એ વળી કયું દુઃખ છે ? ' નવા દુઃખની વાત સાંભળી હું એના સામે ફાટી આંખે તાકી રહ્યો.

કમળા બોલી: ' મારે એ કહેવું છે કે હું એમના ઘરની નોકર હોત, તો એ મારા હાથનું પાણી ન પીઅત ! મારી કરેલી રસોઈ ન જમત ? મને ઘરના ચાકર કરતાં એ નપાવટ ગણે એ દુઃખ મારાથી શી રીતે સહ્યું જાય !

' અરે! નોકર – ચાકર જવા દો. હું ઢોર થઈને એમને ખીલે બંધાઈ હોત તો શું એમણે મારી સાથે માયાભરી આંખે ન જોયું હોત ? હું તરસ્યું થઈને બાંઘડતું હોત તો શું એ મારા ગળાની સાંકળ કાઢીને તળાવે પાવા લેઈ ન ગયા હોત ? મારી ગમાણ ખાલી હોત તો ઘાસ ન નીર્યું હોત ? મેં પૂછડા વતી છાણમૂતરના છાંટા ઉડાડ્યા હોત તો શું એમણે ' કમજાત'ની મીઠી ગાળ દેઈને મારું એ તોફાન ન વેઠી લીધું હોત ? મારાં ઘી, દૂધ, દહીં, છાશ ન ચાખ્યાં હોત ? '

કમળાની આર્દ્ર અને કરૂણતાભરી મૂર્તિ સામે તાકી રહેતાં મારી આંખમાં પાણી આવી ગયું.

એ સર્વ પ્રશ્નોના જવાબરૂપે એ છેલ્લું બોલી : ' ઘરના ઢોર તરફ એ જેવો વર્તાવ રાખે તે કરતાંય હું ગઈ! '

સવારમાં મેં રતિભાઈને કહ્યું કે તમે મને તમારા એ મિત્ર, નટુભાઈ, ભેગા ન કરો?

'ખુશીથી' રતિભાઈએ સ્વાભાવિક રીતે જ તરત જવાબ આપ્યો: 'અમે બધા એને સમજાવીને થાક્યા છીએ એટલે બીજો રસ્તો વિચારીએ છીએ. તમારાથી સમજે તો અમે તો ખુશી છીએ.'

નટુભાઈ અને હું, બંને એકાંતમાં બેઠા. રતિભાઈએ આખી હકીકત કહીને જ મારી સાથે મુલાકાત ગોઠવી હતી. એ ભાઈ આગળ કેવી કેવી દલીલો કરવી, કયા કયા દાખલા રજૂ કરવા, લગ્ન, સુખ અને દાંપત્યજીવનના વિવિધ વિચારો, કોઈ વકીલ પોતાનો આંટીઘૂંટીવાળો કેસ જીતવા માટે જેમ જુદા જુદા લૉ રિપોર્ટમાંથી અવતરણો તૈયાર રાખે તેમ, મેં એ મુલાકાત પહેલાં તૈયાર રાખ્યાં હતાં. અને રતિભાઈએ એમની જે માનસિક ભૂમિકા મને જણાવી હતી એ જોતાં હું એમાં સફળ થઈશ એમ ઉમેદ પણ હતી.

પરંતુ હું શરૂઆત કરું તે પહેલાં એકાંત મળતાં નટુભાઈએ શરૂ કર્યું: 'જુઓ પેટલીકર! તમે અમારો મેળ કરાવવા પ્રયત્ન કરો તેની હું કદર કરું છું. એક ઉપર બીજી પત્ની ન કરવી જોઈએ એ માનવતા પણ હું સમજું છું. ગમે તેવી તો ય એ મારી પત્ની છે છતાં ઢોર કરતાં વિશેષ અવહેલના મેં એની કરી છે, કરું છું, એ મારી જાણ બહાર નથી અને એનું મને દુ:ખ નથી થતું એમ પણ નહિ.'

'હું મુરખ નથી. સત્તાવીસ વર્ષનો, ઠીક ઠીક સમજુ તેવો યુવક છું. કૉલેજમાં પણ બે વરસ જઈ આવ્યો છું. મતલબ કે મારું પગલું બુદ્ધિહીનતાને આભારી છે, એમ તમે ન માની લેતા એટલું જ મારું કહેવું છે.'

હું એ નવજુવાનની નિખાલસતા, મુખ ઉપર જે વિલસી રહી હતી તે નીરખી રહ્યો.

એ આગળ બોલતો હતો: 'વાસનાના આવેગમાં સ્ત્રીપુરુષો શું કરે છે તે ય આ યુદ્ધના દાળમાં સારી રીતે વાંચ્યું છે. સોલજરોએ મરેલી સ્ત્રીઓ ઉપર પણ પાશવતાભર્યું વર્તન કર્યું છે. રંગભેદની જગતમાં ગોઠી સૂગ રાખતી ગોરી લલનાઓએ પતિ લશ્કરમાં હોવાથી કાળા નેટીવો જોડે વાસનાતૃપ્તિ કરી છે. એથી મેંદો બાળકો થયાં છે. અને સામે પક્ષે એ જ પતિઓએ નેટીવ સ્ત્રીઓ સાથે કામવાસના સંતોષી છે. એને એક અનિવાર્ય જરૂરિયાત માની સરકાર લશ્કર માટે એની વ્યવસ્થા પણ કરે છે!'

મારી છાતીનાં પાટિયાં ઉપર કોઈ લાતો મારી રહ્યું હોય તેમ ડકારા બોલતા હતા.

'એ કામવાસના મને પણ, પેટલીકર, પીડી રહી છે. માબાપે મેળ કરાવવા રાતોની રાત અમને એક ખંડમાં રાખ્યાં છે, પરંતુ એ વાસનાય પોષવા એ સ્ત્રી તરફ શરીર ખેંચાયું નથી. પછી એ સ્ત્રી સાથે હું સંસાર માંડું એમાં મારું કે એનું શું કલ્યાણ થવાનું છે? પણ જેનું અમે જીવીએ એ સમાજને પસંદ છે!'

એનો જવાબ મારી પાસે એ માગતો હોય તેમ મારા સામે થોડી ક્ષણ એ તાકી રહ્યો. હું ન બોલ્યો એટલે એણે આગળ કહ્યું : "બુદ્ધિ આ બધું સમજતી હોવા છતાં, હૈયામાં દુઃખ થતું હોવા છતાં, આઠ વર્ષ થઈ ગયાં છતાં ઘરના ઢોર તરફ જે હૈયું વળે તેટલું પણ ઘરની સ્ત્રી તરફ નથી વળ્યું, એ હૈયાને કચરી નાખવાનું કહો તો નિર્દય રીતે કચરી નાખવા તૈયાર છું, પરંતુ એને કાપીને બીજાના હાથમાં શી રીતે આપી શકું?'

જાણે એમનું કહેવાનું પૂરું થઈ ગયું હોય તેમ નટુભાઈ બોલતા બંધ થઈ ગયા. ક્ષણો પસાર થઈ ગઈ પણ એ આગળ ન બોલ્યા.

હું એમને શી સલાહ આપું, કોઈ કહેશો?

કમળાની આર્દ્ર અને કરુણતાભરી મૂર્તિ સામે તાકી રહેતાં મારી આંખમાં પાણી આવી ગયું.

*

## વિના—ઓછા—લવાજમ ફંડમાં મદદ

રાસના અને મોભ્ભાસામાં કસ્ટમ્સ ખાતામાં નોકરી કરતા શ્રી પૂંજાભાઈ એસ. પટેલ ઓશિયાવાળી કારકુનોમાંથી ઓફીસરનો હોદ્દો મેળવનાર પ્રથમ છે. આ સ્પેશિયલ ગ્રેડ મળ્યાના શુભ નિમિત્તે એમણે રૂ. ૩૦ આપ્યા છે. અને જ્યાં સુધી નોકરીમાં ચાલુ હશે ત્યાં સુધી દર વરસે રૂ. ૨૦ આપતા રહેશે એવી [illegible] જાહેર કરી છે. કરમસદના અને મોભ્ભાસા રહેતા શ્રી ગોરધન[illegible] પ્રશ્નોના જવાબ પટેલ રૂ. ૨, ધર્મજના કંપાલા રહેતા રતિલાલ છો. પટે[illegible]રાખે તે કરતા છે. જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

# ગામડામાં નળ અને ગટર

રમણલાલ એન્જિનિયર

આજે ગ્રામોન્નતિના પ્રશ્નમાં ગામડામાં નળ અને ગટર લાવવાનો સવાલ ચર્ચાય છે ત્યારે અમુક કેળવાયેલ વર્ગ પણ એ આવવાથી મહેનત ઓછી થવાને પ્રતાપે સ્ત્રીની તંદુરસ્તી ઘટશે, તેમજ ગરીબ પ્રજાને એ નહિ પોષાય એમ માની એનો વિરોધ કરે છે. એ વિચારસરણી ધ્યાનમા લેઇ લેખકે આ લેખ લખ્યો છે. કુદરતી ઉપચારોને લગતું આરોગ્યનું સાહિત્ય લેખકે એમનાં અનેક પુસ્તકોદ્વારા ગુજરાતને આપ્યુ છે એવા અધિકારી નિસર્ગોપચારકનો આ લેખ વાચકોને વિચારનો સારો મસાલો ઓપશે.

*

યુરોપ અમેરિકામાં છેલ્લાં સો વર્ષમાં જાહેર સ્વચ્છતા અને રોગપ્રતિબંધક વૈદકની દિશામાં જે અદ્‌ભુત સિદ્ધિઓ મળી છે. એને લગતા આપણા અજ્ઞાનને લીધેજ આપણે નળ અને ગટરનો નજીવાં કારણોસર વિરોધ કરીએ છીએ.

ગામડાંની આરોગ્યવિષયક ભયંકર દુર્દશાનો ખ્યાલ ખુદ આપણા ભણેલા વર્ગને પણ નથી. આ અજ્ઞાનને કારણે જ મોટા ભાગના લોકો એવો ખ્યાલ સેવતા હોય છે કે જાતમહેનતને લેઇને ગામડાનું આરોગ્ય સારું છે. એટલે જો કૂવાનું સ્થાન પાણીના નળ લેશે તો આ આરોગ્ય કથળી જશે.

સાચી હકીકત એનાથી સાવ ઊલટી છે! દુનિયામાં બધે પુરુષ કરતાં સ્ત્રી લાંબુ જીવે છે ફક્ત આપણે ત્યાં જ એ ઓછુ જીવે છે. આપણું બાળમરણ જગતભરમાં અજોડ છે. દર સાલ દસ કરોડ માણસો મેલેરિયાથી પિડાય છે. અને એમાંથી દસ લાખ મરી જાય છે. કોલેરા જેવા રોગો તો આપણે ત્યાં જેના વાગરી છે. યુરોપથી આવેલો ટાઇફોઇડ પણ કાયમ થયો છે. વળી હિંદી ખેડૂતની અને મજૂરની કાર્યક્ષમતા દુનિયાભરમાં ઓછામાં ઓછી છે.

આનાં કારણો – ગુલામી, ગરીબી અને ગંદકી.

પહેલાનો અંત આવી ગયો છે. હવે બે અનિષ્ટો સામે હિંદી પ્રજાએ લડવાનું રહે છે. આમાં ગંદકીને દૂર કરવાની શરૂઆત વૉટરવર્કસથી થાય છે. એથી સ્ત્રીઓના હાથપગ ભાંગી જશે એ એક ખોટો ખ્યાલ છે. જ્યાં એ નથી ત્યાં શ્રીમંત વર્ગની સ્ત્રીઓ પૈસા આપીને પાણી ભરાવે છે. મધ્યમ વર્ગની સ્ત્રીઓ લાજમલાજને લીધે પાણી ભરી શકતી નથી, અને પૈસાને અભાવે પાણી ભરાવી શકતી નથી, પરિણામે પાણીની અસહ્ય તંગી વેઠે છે. ગરીબ વર્ગની સ્ત્રીઓ બીજા શ્રમ આડે નવરાશ ન હોવાથી કૂવેથી પાણી લાવવાનુ

હોવાથી ઓછામાં ઓછું પાણી વાપરે છે. એટલે જે ગામમાં વોટરવર્ક્સ થાય તો શ્રીમંત સ્ત્રીઓની સ્થિતિ પહેલાંની જેમ આળસુ જ રહે છે. મધ્યમ વર્ગની સ્ત્રીઓ તંગીમાંથી છૂટે છે, અને ગરીબ સ્ત્રીઓને બીજી મજૂરી મળી રહે છે. એટલે કોઈને કશો ગેરલાભ નથી.

ઊલટપક્ષે, વોટરવર્ક્સને લીધે પીવા, નાવાધોવા, ઘર ને શેરી સ્વચ્છ રાખવા, ઢોરઢાંખરને નવડાવવા, બાગબગીચા અને તરવાના હોજ માટે, ખેતી, ગૃહઉદ્યોગ અને વૈદકીય ઉપયોગ માટે પ્રજાને પૂરતુ સ્વચ્છ ને સલામત પાણી મળી રહેશે. એનાથી પ્રજાનાં આરોગ્ય સુધરશે. બગડવાનાં નથી. માણદીઠ વધતો પાણીનો વપરાશ એ તો પ્રજાકીય સંસ્કારિતાની એક પારાશીશી છે. એટલે વોટરવર્ક્સ એ પતનનો માર્ગ નહિ, પણ ઉન્નતિનો માર્ગ છે. એ વિલાસ નથી, પણ પ્રજાકીય આરોગ્યની એક પાયાની જરૂરિયાત છે.

ગટર અંગે એ દલીલ કરવામાં આવે છે કે પાર્લા, અંધેરી ને ઘાટકોપર જેવાં મુંબઈનાં પરાંમાં, અમદાવાદની સોસાયટીઓમાં અને સુરત જેવાં મોટાં શહેરોમાં જ્યારે ગટર નથી ત્યારે ગામડે ગામડે ગટરની વાત કરવી એ શી રીતે શક્ય છે?

સારું આરોગ્ય એ માગી લે છે કે જ્યાં જ્યાં વોટરવર્ક્સ હોય ત્યાં ત્યાં ગટર હોવી જોઈએ. ગટર વગરનું વોટરવર્ક્સ આરોગ્ય સુધારતું નથી, પણ બગાડે છે; એનો મોટો દાખલો ગઈ પેઢીમાં 'મુંબઈનું પાણી' લાગવાનો રોગ: આ 'મુંબઈનું પાણી' બીજું કંઈ જ ન હતું. પણ મુંબઈનું ખરાબ આરોગ્ય (સેનીટેશન) હતું. હવે મુંબઈના રસ્તાઓ પાકા અને પહોળા થયા. કેટલાક નવા થયા, મકાનો સુધાર્યાં, વોટરવર્ક્સ અને ગટરની યોજનાઓ વ્યાપક બની અને માટુંગા જેવાં આદર્શ પરાં ઊભાં થયાં. એટલે એ જ મુંબઈ આરોગ્યવ્યાપી બની ગયું છે. ઊલટ બાજુ એનાં પાર્લા—અંધેરી જેવાં પરાં ગંદાં છે. મેલેરિયા, મરડો, ટાઈફોઈડ અને કોલેરાનાં ધામ બની રહ્યાં છે; ગટરો ન કરવાથી એમને જે ગેરલાભ થયો તે નજરોનજર જોઈ શકાય એવો છે. એ જ સ્થિતિ બીજાં સ્થળોની પણ છે.

એટલે આરોગ્ય માટે આ બે યોજનાઓ જરૂરી છે એમ સ્વીકાર્યા પછી બીજો મુદ્દો એના ખર્ચનો આવે છે. આપણી પ્રજાની ગરીબીને આગળ કરીને આ યોજનાનો વિરોધ કરવાનું કંઈ કારણ નથી. આવી આરોગ્યદાયક યોજનાનો ગરીબાઈને લીધે વિરોધ કરવાને બદલે પ્રજાની ગરીબાઈ ટકાવનાર અને વધારનાર નીચેની બદીઓનો વિરોધ કરવાની ખાસ જરૂર છે. જેવી કે, ક્ષુદ્ર ઝઘડાઓ પાછળ કોર્ટકચેરીનો ખર્ચ, સામાજિક ખોટા ખર્ચ દારૂ, તમાકુ, આ વગેરે વ્યસનો પાછળ થતો ખર્ચ, રઝળતી ગાયો, નવાણિયાતાં કૂતરાં, ખેતીને બરબાદ

કરતાં ભેંસથી અને વાંદરાંથી થતું નુકસાન મોટું; જુગાર ને આંકફરકની બદી. એક ગામે સોનાના સટ્ટામાં એક જ વરસમાં ત્રીસ લાખ રૂપિયા ગુમાવ્યા છે! આ દુર્વ્યય નાબૂદ કરવા માટે એક પાઈના ખર્ચની જરૂર નથી. માત્ર લોકમત કેળવવાની જરૂર છે. એમ કરવાથી પ્રજાના લાખો રૂપિયા બચશે.

વળી આ યોજનાઓ કરવા માટે જે ગામડાં પાસે શહેરને મુકાબલે કૂ પૈસા પણ નહિ હોય, તેમનું કામ પણ ખુશીથી થઈ શકશે. એવાં ગરીબ ગામડાંમાંથી કડિયા, સુથાર, મિસ્ત્રી, મજૂરો અને આમપ્રજા દરરોજ માત્ર કલાક સેવાભાવે મહેનત કરે તો આ કામ ⅟₁₆ પૈસામાં ઉકલી જાય, અને યોજના ખર્ચાળ છે એવી કોઈની બૂમ ન રહે. ગરીબાઈ એ પાપ નથી, પણ પ્રમાદ એ તો પાપ જ છે.

ગઈ કાલ સુધી સાર્વજનિક કામ માટે સહકારની ભાવના આપણામાં હતી. એ ભાવનાને જોરે આપણા પૂર્વજો ઓછે પૈસે મોટાં મોટાં કામો કરી ગયા. આજે આપણામાં એ ભાવના નાશ પામી છે. આપણને મળેલી સ્વતંત્રતા ભોગવવા માટે આપણે જો લાયક થવું હોય તો આપણે એ ભાવના ફરીથી પ્રગટાવવી જ પડશે. જગતભરની એક અજાયબી સમું મનાતું, મોસ્કોની બગર્ભ રેલ્વેનું મુખ્ય સ્ટેશન એ શહેરના મજૂરોએ દરરોજની એક કલાકની મફત મજૂરી આપીને ઊભું કર્યું છે.

વળી મુંબઈનું ગટરનું પાણી દરિયામાં છોડી દેઈ રાષ્ટ્રીય સંપત્તિનો એક અક્ષમ્ય દુર્વ્યય થઈ રહ્યો છે તેવું ગામડાંમાં નહિ બનવા દેતાં, એ પાણી ખેતીમાં આપવાથી પાક સારો થશે અને ગામને ઉત્પન્ન મળશે.

આમ જો ગામડાંમાં ગટર અને નળ આવશે તો એથી પ્રજાને નુકસાન થવાનું નથી પણ ઘણા ફાયદા થવાના છે. લોકોને અંગત ઉપયોગ માટે તેમજ ખેતી માટે સસ્તું અને વિપુલ પાણી મળશે જે મળમૂત્ર, છાણ વગેરે આજે ગામમાં ગંદકી, બદબો અને રોગ વધારે એનું કીમતી ખાતર થઈને એનાથી ફળફૂલ અને શાકભાજી તૈયાર થશે. લોકોને સસ્તામાં સુકતાહાર મળશે. માંદા માણસ માટે આજે ફળો લેવા શહેરમાં દોડવું પડે છે, એને બદલે ઘરઆંગણે ગામડાંને એ મળી રહેશે. આરોગ્ય સુધરતાં બાળમરણનું અને સામાન્ય મરણ-પ્રમાણ ઘટશે. મેલેરિયા જેવા ચોમાસુ રોગો નાશ પામવાથી ખેડૂત ખેતી વધુ સારી કરી શકશે.

એટલે નળ અને ગટર એ ગામડાં માટે શહેરની વાંદરનકલ નથી, પરંતુ આરોગ્યનો પ્રથમ પાયો છે. ગ્રામોન્નતિનો પ્રશ્ન વિચારતાં એથી શરૂઆત કર્યે જ ગામડાં રળિયામણાં બનશે.

# બારીસ્ટર દીકરો !

ચિમનભાઈ મૂ. અમીન

નોકરીના કામ અંગે ગામડે ગયો હતો, કામ પરવારી રાત્રે ચોરે બેઠો હતો. ગામના થોડા ગૃહસ્થો બેઠા હતા. વાતોમાં એ ગામની નિશાળ, ભણેલા માણસો વગેરેની વાતો નીકળી. ભણતરનું પ્રમાણ ઓછું જોઈ તેનું કારણ પૂછતાં ગામમાં નિશાળ નથી તે કારણ સમજાયું. એક સારી સ્થિતિના જણાતા વયોવૃદ્ધ ગૃહસ્થને કહ્યું, 'કાકા, તમે પાંચેક હજાર રૂપીઆ આપી ગામમાં નિશાળ બંધાવો.'

કાકા બોલી ઊઠ્યા, 'ના ભાઈ, મારે તો નિશાળ કંઈ બંધાવવી નથી. પૈસા ખરચવાની ઈચ્છા થશે ત્યારે હું તો એક ધર્મશાળા કે મંદિર બંધાવીશ.'

મેં પૂછ્યું, 'એમ કેમ ? ધર્મશાળા અગર મંદિર બંધાવો તે કરતાં તો આજે નિશાળ બંધાવો તો ગામને વધુ લાભ થાય. ગામનાં છોકરાંને ભણવા માટે બે ગાઉ ચાલીને બહારગામ જવું પડે છે. એને લીધે છોકરાઓ ભણતા નથી. એથી તમે પાછળ રહી જાઓ છો.'

કાકા બોલ્યા, 'અમારે ત્યાં છોકરા છો ના ભણે. અમે છો પાછળ પડી ગયા. છોકરાંને બહુ ભણાવવાનું અમને સારૂં નથી લાગતું.'

હું બોલ્યો, 'કાકા તમારી ભૂલ થાય છે. ગામમાં ભણેલાની સંખ્યા વધશે તો આખા ગામને લાભ થશે. તમે ભણ્યા નથી એટલે તમે આમ બોલો છો.'

કાકાને મારૂં છેલ્લું વાક્ય જરા વધુ પડતું લાગ્યું. તે જરા અકળાઈ ગયા અને બોલ્યા, 'હવે તમે એ વાત જવા દોને. તમને ફાવે તેમ તમે કરો, અમને ફાવે તેમ અમને કરવા દો.'

મને લાગ્યું કે કાકાને કંઈક ખરાબ અનુભવ થયો હોવો જોઈએ. પાસેના બીજા ગૃહસ્થને મેં પૂછ્યું, 'કાકા આમ કેમ બોલે છે ?'

પેલા ગૃહસ્થ કહે, 'આ બાબતમાં એમને બૂરો અનુભવ થયો છે. વાત એમ બની કે અમારા ગામમાં આ કાકા જ સાધનસંપન્ન અને સુખી હતા. એમને મોટા ગામોમાં સારી સગાઈઓ છે. એવા એક સગાને ત્યાં એમણે છોકરાને ભણવા મોકલ્યો હતો. સુખદુઃખ વેઠી તેને પૈસા મોકલતા. છોકરો ભણવામાં

હોશિયાર એટલે સારું ભણ્યો. પછી તો એને મુંબઇ મોકલ્યો. મુંબઇનું ખર્ચ ભારે; પણ કાકાને એમ કે ગામમાં કોઇનો યે નહિ ને મારો જ છોકરો ભણે છે. એને પૂરો ભણાવવો. અને એમણે એમની પાસે હતું તે બધું રોકડ ખર્ચી તેને ખૂબ ભણાવ્યો. છોકરો રજાઓમાં ઘેર આવે ત્યારે કાકા તેના કપડાંલત્તાંની સફાઇ, બોલવાની ચતુરાઇ વગેરે જોઇ ખુશ ખુશ થઇ જતા. મુંબઇનું પૂરું ભણી છોકરાએ વિલાયતનું ભણવા ઇચ્છા દેખાડી. કાકાએ પૂછ્યું કે ખર્ચ કેટલું થાય? છોકરાએ કહ્યું કે દશેક હજાર થશે. ત્યારે કાકાએ કહેલું કે ના ભાઇ, મારી પાસે પૈસા નથી. થોડા છે, પણ મારે બીજા છોકરા છે. ત્યારે છોકરાએ કહ્યું કે તમે બીજાઓની ચિંતા ન કરશો. એમની હું સંભાળ લેઇશ. મને ગમે તેમ સગવડ કરી પૈસા લાવી આપો. કાકાએ જમીન ગીરો મૂકી પૈસાની સવડ કરી ને દીકરાને ભણાવ્યો. દીકરો મોટો બારીસ્ટર થઇ પાછો આવ્યો.

એ વાતને આજે પાંચ વર્ષ થયાં. પણ તે ઘર સામે ય જોતો નથી. આ કાકા બે વર્ષ પહેલાં બહુ માંદા થઇ ગયા હતા ત્યારે અમે તેને કાગળ લખ્યો હતો. એ જાતે આવ્યો નહિ પણ લખ્યું, કોઇ સારા દાક્તરની દવા કરાવજો. એને એમે ય ના થયું કે સારા દાક્તરની દવાના પૈસા ક્યાંથી લાવવા? ગઇ સાલ આ કાકાની દીકરી પરણાવવાની હતી. પૈસા ખર્ચી ન શકે તો સારી સગાઇ ન મળે. એટલે એમણે છોકરાને લખ્યુ કે પૈસા મોકલો. છોકરાએ લખ્યું, દીકરીના લગન પાછળ પૈસા ખર્ચવા એ અજ્ઞાનતા છે. પૈસા વગર દીકરી ન પરણાવી શકાતી હોય તો તેને કુંવારી રાખવી એ જ સારું છે. વળી મારો વિચાર હમણાં એક બંગલો ખરીદવાનો છે એટલે પૈસાનું કંઇ બની શકે એમ નથી! કાકાએ ઘર ગીરો મૂકી દીકરી પરણાવી. આજે તેમનો બીજો દીકરો પરણવા લાયક થયો છે. પરંતુ માથે દેવું એટલે કોઇ પૂછતું નથી. તેમનો બારીસ્ટર છોકરો મહિને હજાર કમાય છે. એમણે ચાર પાંચવાર લખ્યું કે બાપ તરીકે તું મારા પ્રત્યે કંઇ ફરજ ન સમજતો હોય તો ભલે, પણ મેં તારી પાછળ ખર્ચ્યા છે તેટલા રૂપીઆ વ્યાજ સાથે મોકલી આપ. એટલે હું મરતા પહેલાં દેવામાંથી છૂટું. પણ આનાથી તો તે ઊલટો ગુસ્સે થયો. મહિના પહેલાં હું મુંબઇ ગયેલો ત્યારે તેને મળ્યો ને ડોસાને પડતી મુશ્કેલીની વાત કરી. ત્યારે તે કહે એ તો માગે છે! મારી પાસે ય વ્યાજ માગ્યું. મારે કેટલી ખોટ મેં તેની પરવા વગર પૈસાની કેટલી ય ઉચાપત કરી! હવે કાકાએ એની આશા છોડી છે. અને છોકરો ભણાવવાથી બગડ્યો, એમ માની કોઇને ભણાવવાની વાત આવતાં ગુસ્સે થાય છે.

એ બધું સાંભળી લીધા પછી મેં કહ્યું, 'કાકા બધા ભણેલા છોકરા એવા નથી હોતા. અપવાદ તો હોય. વળી એ જાતે તો સુખી છેજને? ભણ્યો ન હોત તો આજે શું કરતો હોત?'

કાકા બોલ્યા: 'એનો જવાબ મારી પાસે ન માગશો. ભણ્યો ન હોત તો એને જે કરવું હોત તે કરત. આજે મોટરમાં ફરતો હશે. અભણ રહ્યો હોત તો મારા ગાલ્લામાં ફરતો હોત. જે ફાકો મૂઠી મળતું હોત તે અમારી સાથે બેસી ખાતો હોત. પણ આ રીતે મને લાતો ન મારત. મેં મારી પાસે હતી તેટલી શક્તિ એની પાછળ બગાડી એની ય એને કદર નથી. બાપ છું એટલે હું તો ભગવાન પાસે માગું છું કે તે સુખી થાય. પણ ઘડપણમાં મને ઘર ચલાવવામાં પડતી મુશીબત, અને એનાં ભાઈબહેનની ગરીબ અવસ્થા જોઈ મને રોજ એમ લાગ્યા કરે છે કે, મેં છોકરાને ભણાવી ભૂલ કરી. પૈસા ને છોકરો બંને ગુમાવ્યાં. અને હું તો દરેકને સલાહ આપું છું કે કોઈ છોકરાને ન ભણાવશો!'

કાકાના રોષ પાછળ કારણ હતાં. પરંતુ એ કારણોથી એમણે 'છોકરા ભણાવવા નહિ' એ પ્રમાણે કરેલ નિર્ણય સાથે મારાથી સંમત થઈ શકાયું નહિ.

પરંતુ સાથે સાથે તેમના એ નિર્ણયમાં શી ભૂલ છે તે પણ મને સમજાયું નહિ. મારે એમને શો જવાબ દેવો તેના વિચારમાં હું ઊંઘી ગયો. સવારે જાગ્યો ત્યારે એક વિચાર આવ્યો. અભ્યાસ કરતા ભાઈઓને આ વાત જણાવું જેથી તેઓ કોઈ પણ સંજોગોમાં માબાપના મટી ન જાય તેની કાળજી રાખે.

*

# સમસ્ત પાટીદાર પરિષદ—૫

## [૧] જ્ઞાતિ પરિષદો જો ભરવી જ હોય તો

જ્ઞાતિઓની કે કોમની પરિષદો અને સંમેલનો-ખાસ કરીને આગળ વધેલી અને જેમાં શિક્ષિત સ્ત્રીપુરુષોનું મોટું પ્રમાણ હોય તેવી જ્ઞાતિ કે કોમોની-દેશ સમસ્તની પ્રગતિ અને કલ્યાણના માર્ગમાં અવરોધકર્તા છે એવો મત અમે ધરાવીએ છીએ અને એ વિષેની ચર્ચા અમે આ પત્રના ગયા અંકમાં જ કરેલી છે. તેમ છતાં આવતા માસમાં ભરવામાં આવનાર પાટીદાર પરિષદમાં રજૂ કરવાના ઠરાવોની જે સૂચનાઓ 'પાટીદાર'ના ઑક્ટોબર માસના અંકમાં પ્રગટ થઇ છે તે વિષે ચર્ચા કરવાનું અમને જરૂરનું લાગે છે.

અત્યારની દેશની પરિસ્થિતિ, પ્રગતિમાન વિચારો, સમસ્ત દેશનો એકત્ર અને સમૂહકલ્યાણનો ખ્યાલ, જ્ઞાતિની અને કોમોની સંકુચિત મનોવૃત્તિથી એ જાતની પ્રગતિમાં થતો અવરોધ વગેરેનો ખ્યાલ રાખી એ સૂચનાઓ મોટે ભાગે કરવામાં આવી છે અને જો કે એ સૂચનાઓ સ્વીકારાવાનો સંભવ થોડો છે, છતાં એ કોમના યુવાનોનું માનસ કેવા પ્રગતિશીલ વિચારો કરી રહ્યું છે તેનો એ ઉપરથી ખ્યાલ આવે છે. એટલું જ નહિ પણ બીજી જ્ઞાતિ અને કોમી પરિષદોને એ દૃષ્ટાન્તરૂપ બને તેવી સૂચનાઓ છે. એ બધી સૂચનાઓ સ્વીકારવામાં આવે, અને મંજૂર કરવામાં આવે તો, કોઇ વહેપારી પેઢી કે કંપની અગર કોઈ જાહેર સંસ્થા પોતાની સર્વ પ્રવૃત્તિઓ એક પેઢી કે સંસ્થા તરીકે-સંકેલી લેવા માટે જેવી યોજના કરે તેવી એ યોજના જણાય છે અને તેવું જ એનું પરિણામ આવે. અર્થાત્ એ કોમનાં સ્ત્રીપુરુષો સહુ કોઈ સાથે મળીને સમસ્ત હિન્દુ પ્રજામાં મળી જવાનો, અને વ્યક્તિગત અસ્તિત્વ નાબૂદ કરવાનો ઠરાવ કરતાં હોય એવું લગભગ લાગે છે.

સૌથી પ્રથમ ઠરાવની સૂચનામાં જણાવવામાં આવ્યું છે કે, "જ્ઞાતિવાદ રાષ્ટ્રિયતાનો વિરોધી છે અને હિન્દુધર્મ તથા હિન્દી રાષ્ટ્રિયતા તેથી નબળી પડી છે, એ કડવું સત્ય પરિષદ સ્વીકારે છે. આ પરિષદ બોલાવવાનો ઉદ્દેશ માત્ર જ્ઞાતિના આન્તરિક વિશિષ્ટ સવાલોનો ઉકેલ લાવવાનો છે." અત્યાર સુધીમાં ભરાયલી કોઇ પણ જ્ઞાતિપરિષદમાં આવો સ્પષ્ટ સ્વીકાર કરવામાં આવેલો અમારા જાણવામાં નથી. ઊલટું દરેક જ્ઞાતિપરિષદના ઠરાવોમાં અને પ્રમુખના ભાષણોમાં તે જ્ઞાતિની સર્વોપરિતા, પ્રાચીન ઉચ્ચસ્થાન, પૂર્વજોનાં

ગુણગાન અને હિન્દુસ્તાનની સર્વ જ્ઞાતિઓ કરતાં પોતાની જ્ઞાતિને સર્વોત્તમ બનાવવાના માર્ગો સૂચવવામાં આવેલા હોય છે.

બીજા ઠરાવની સૂચનામાં, સ્વીકાર કરવામાં—સ્પષ્ટ રીતે જણાવવામાં—આવ્યું છે કે, "જ્ઞાતિ ઉચ્છેદન એ પહેલા નંબરનું રાષ્ટ્રિય કાર્ય છે એમ આ પરિષદ માને છે." આ પછી પાટીદાર કોમના મુખ્ય વિભાગો અને પેટા વિભાગોને એકત્ર કરવાની સૂચનાના ઠરાવો છે. ગોળ, કુલીનતા અને તેને પરિણામે લગ્નનું સંકુચિત ક્ષેત્ર કાઢી નાખી વિશાળ દષ્ટિથી સમસ્ત પાટીદાર કોમને એકત્ર કરવાના ઠરાવની સૂચના રજૂ કરવામાં આવી છે.

બીજા એક ઠરાવમાં જણાવવામાં આવ્યું છે કે "આજે પ્રવર્તતી જ્ઞાતિજનની અસમાનતા હિન્દી લોકસભાએ ઘડેલા મૂળભૂત હક્કોની વિરોધી હોઈ આ પરિષદ માને છે કે બધા પાટીદારો જ્ઞાતિજન તરીકે સમાન દરજ્જો ધરાવે છે." આ ઠરાવમાં એક જ જ્ઞાતિમાં કુલીનતા કે શ્રીમન્તાઈ કે કહેવાતી અને માની લીધેલી સંસ્કારિતાના કૃત્રિમભેદ કરીને શ્રેણીઓ અને ઉચ્ચ-નીચની ભાવના જે લગભગ બધી જ્ઞાતિઓમાં પ્રવર્તે છે તેનો વિરોધ કરવામાં આવ્યો છે, એટલું જ નહિ પણ "હિન્દી લોકસભાએ ઘડેલા મૂળભૂત હક્કોની વિરોધી" એ સ્થિતિ છે એવી રાષ્ટ્રિય દષ્ટિથી એ પ્રથાનો વિરોધ કરવામાં આવ્યો છે. ગુજરાતમાં ઉચ્ચ અને ઉચ્ચત્તમ ગણાતી કેટલીક જ્ઞાતિઓના પેટા વિભાગોને એકત્ર કરવાના પ્રયાસ–ફાંફાં–કરવામાં આવે છે ત્યારે એ પેટા વિભાગોમાં પ્રવર્તતી કેટલીક ખામીઓ, સંસ્કારિતાની ઊણપ વગેરેને અતિ-મહત્ત્વ આપી એ પેટા વિભાગો એકત્ર–સંપૂર્ણ રીતે એકત્ર કરવાના ઠરાવ પણ પસાર થવા પામતા નથી.

વિધવાવિવાહની પરવાનગી–માત્ર પરવાનગી–આપવાનો ઠરાવ પણ હજી ગુજરાતની બે ત્રણ જ્ઞાતિઓએ કર્યો છે. તેમાં પણ બાળવિધવા, જેને પોતાની પવિત્રતા અને વૈધવ્ય જીવન સાચવી શકવાની અનુકૂળતા કે સંજોગો ન હોય એવી વિધવાને મહાપરાણે પુનર્વિવાહની પરવાનગી આપવાનો કચવાતે મને ઠરાવ કરવામાં આવેલો હોય છે. પાટીદાર પરિષદમાં આ બાબતમાં બહુ જ સ્પષ્ટ, ન્યાયી અને સમાન હકની દષ્ટિએ થોડા જ શબ્દોમાં ઠરાવ રજૂ કરવાની સૂચના કરવામાં આવી છે. "આ પરિષદ વિધવાવિવાહને વિધુર વિવાહ જેટલો જ યોગ્ય અને આદરણીય ગણે છે."

પરિષદમાં પસાર થાય તે ઠરાવોનો અમલ કરાવવા માટે અને તે સંબંધી લોકમત કેળવવા માટે 'સમસ્ત પાટીદાર મંડળ' સ્થાપવાના ઠરાવની સૂચનામાં

પણ જણાવવામાં આવ્યું છે કે "સમસ્ત પાટીદારોના હિતમાં રાષ્ટ્ર વિરોધી ન હોય એવાં કાર્યો આદરવા માટે આ જાતનું મંડળ સ્થાપવાની ભલામણ કરવામાં આવી છે."

સામાન્ય રીતે જ્ઞાતિપરિષદોમાં વ્યાયામ, કેળવણી, કન્યાકેળવણી, વગેરે બાબતો વિષે ઠરાવો કરવામાં આવે છે. પાટીદાર પરિષદ માટેની ઉપર જણાવેલી સૂચનાઓનું સ્પષ્ટીકરણ કરતાં જણાવવામાં આવ્યું છે કે "જ્ઞાતિના આવા (કુલીનશાહીને પરિણામે નીપજતાં અનિષ્ટ લગ્નો વગેરે સામાજિક અનિષ્ટો) દુઃખનો ઉકેલ લાવવો એ જ જ્ઞાતિપરિષદોનું મહત્ત્વનું કાર્ય હોઇ શકે. જે કરવાનું છે તેને અશક્ય ગણી જે નથી કરવા જેવું (કેળવણી, વ્યાયામ વગેરે) તેમાં માથું મારીએ તો તેથી જ્ઞાતિને અને રાષ્ટ્રને બંનેને નુકસાન છે. કેમકે તેથી જ્ઞાતિના સામાજિક પ્રશ્નો તો આપણે ઉકેલી શકતા નથી અને રાષ્ટ્રિય દૃષ્ટિથી જોતાં સમગ્ર હિન્દના પ્રશ્નો ગણાય તેને જ્ઞાતિના સંકુચિત ક્ષેત્રમાં લાવી મૂકીએ છીએ."

આ ઉપરથી જણાશે કે આગામી પાટીદાર પરિષદમાં રજૂ કરવાના ઠરાવોની સૂચનાઓમાં મોટે ભાગે રાષ્ટ્રિય દૃષ્ટિ જ રાખવામાં આવી છે. અમે આ વિષય અહીં એટલા માટે ચર્ચ્યો છે કે જ્ઞાતિપરિષદોએ—જો એવી પરિષદો ભરવી જ હોય તો—હવે કેવળ રાષ્ટ્રિય દૃષ્ટિએ જ વિચાર કરવો જોઇએ એવી વૃત્તિ અન્ય જ્ઞાતિઓ કેળવે.

'જ્યોતિર્ધર' ગટુભાઈ ગ્રુ

## [ ૨ ] અસ્પૃશ્યતાનિવારણનો પ્રશ્ન

તંત્રી મહાશય, પાટીદાર,

શ્રી કલ્યાણભાઇએ ચર્ચા માટે ઠરાવોનો મોકલેલો કાચો ખરડો 'પાટીદાર'માં વાંચ્યો. એમણે રજુ કરેલા ઠરાવો બહુ વિવાદાસ્પદ નથી. એ ઠરાવોના અનુમોદનમાં ઘણા સુધારકોનાં અને વિચારકોનાં લખાણો મોજુદ છે. વળી આપણો સમાજ પણ કુરૂઢિઓ અને કુરિવાજો સમાજને હાનિકર્તા છે એમ સમજે છે.

આ ઠરાવો પસાર તો થવાના, કારણ કે ઠરાવો સીધા અને પ્રગતિવાદી છે. એના માટે વિરોધ હોઇ શકે જ નહિ. પાટીદાર પરિષદનું ખરું કામ તો એ ઠરાવોનો અમલ કરવાનો છે. માટે પરિષદની ચર્ચાઓ અને કાર્યવાહીમાં

વધારે વજન એ ઠરાવોને આચરણમાં કઇ રીતે મૂકી શકાય અને ક્યા માર્ગોથી એ ઠરાવો સફળ બને એ વાતને અપાવું જોઇએ.

ઠરાવ ૩ અને ૫ નો વિષય એક જ લાગે છે. એકમાં ગોળ; જથ્થા અને કુડાળાંના ભેદો તોડી નાખવા જણાવવામાં આવ્યું છે; તો બીજામાં દરેક જ્ઞાતિજનને સમાન લેખવાની વિનંતી કરવામાં આવી છે. એટલે એ બેઉ ઠરાવ એકમાં સમાવી શકાય.

વળી વધારે અગત્યનો એવો એક ઠરાવ રહી ગયો છે; તે મોકલવો હું ઉચિત માનું છું. એ ઠરાવ અસ્પૃશ્યતાનિવારણને લગતો છે.

**ઠરાવ :** સમસ્ત પાટીદારપરિષદને સમજાય છે કે જ્ઞાતિના સર્વદેશીય વિકાસમાં અસ્પૃશ્યતા એક વિઘ્ન છે. જ્ઞાતિ અસ્પૃશ્યતા જેવી રૂઢિ ચાલુ રાખે એ સંસ્કારિતાની મોટી ઊણપ ગણાય. તેથી આ પરિષદ દરેક પાટીદારને મુંબઇ સરકારના હરિજનોને લગતા કાયદાનું સંપૂર્ણપણે પાલન કરવા વિનંતી કરે છે. પોતાના ગામનાં વાવ, કૂવા અને બીજી સાર્વજનિક સંસ્થાઓનો હરિજનોને લાભ આપી એમનાં દુઃખ નિવારવાં એ પાટીદારોની ફરજ છે: વધુમાં, અસ્પૃશ્યતા–નિવારણના કાર્યમાં સક્રિય ફાળો આપી આપણા સમાજમાંથી એ ડાઘ જેમ બને તેમ જલદી કાઢી નાખવા દરેક યુવકયુવતીને આ પરિષદ હાકલ કરે છે.

ઠરાવ સરળ અને સર્વ સ્વીકાર્ય છે. એના સમર્થનમાં કશું લખવું જરૂરી માનતો નથી. પ્રશ્ન એટલો જ છે કે અસ્પૃશ્યતા એ વિષય સમગ્ર દેશનો છે. પાટીદારો એકલાને જ એ લાગુ પડતો નથી. દેશની બધી જ નાતોને જ્યારે એ કામ કરવાનું બાકી છે, તો આપણે પાટીદારો તરીકે જ શા માટે પગલું ભરવું ?

આ પ્રશ્ન મને લંડનમાં વસતા પાટીદારોએ કર્યો છે. અસ્પૃશ્યતા નિવારણ વિષેનો ઠરાવ પાટીદારપરિષદમાં મોકલવાનો મારો વિચાર અહીં કેટલાક મિત્રોને જણાવ્યો અને એમનો અભિપ્રાય માગ્યો ત્યારે એમણે મને આ જ પ્રશ્ન પૂછ્યો. કેટલાકે વળી એમ કહ્યું કે સરકારે કાયદો કર્યો છે, પછી એથી વધુ આપણે શું કરી શકવાના ? કોઈને ઠરાવના વસ્તુ સાથે વિરોધ ન હતો. બધાનું કહેવું એમ જ હતું કે આ ઠરાવ પાટીદાર-પરિષદમાં અસ્થાને છે.

પરિષદમાં આ દરાવના સ્થાન માટે મારો નીચે મુજબનો બચાવ છે.

પહેલું તો સરકારના કાયદાઓથી કાંઈ વળે નહિ. એ કાયદાઓનો અમલ એના અમલદારો ઉપર નથી અવલંબતો, પણ એનો સમજને અમલ કરનાર પ્રજા ઉપર અવલંબે છે. મુંબઈ પ્રાંતમાં પાટીદારોની પ્રતિનિધિ એવી આ પરિષદ જ પાટીદારો પાસે એ કાયદાનો અમલ કરાવી શકે. સરકારના કેટલાય પ્રતિબંધો પહેલાં નિષ્ફળ નિવડયા છે – છેલ્લામાં છેલ્લો જમણવારનો. જો પાટીદારોની કોઈ મધ્યસ્થ સંસ્થા હોત તો ઘણા પાટીદારો એ કુરિવાજને કોરે મૂકવા તૈયાર થયા હોત. કાયદો હતો તેથી લોકોએ ખાનગીમાં કર્યું પણ તેથી કાયદાનો કોઈ અર્થ સર્યો નહિ. માટે પાટીદાર પૂરતી તો આ પરિષદ જ અસરકારક નીવડે.

એટલે અસ્પૃશ્યતા આખા દેશનો પ્રશ્ન છે, એમ માની પાટીદારોએ ખસી જવું ન જોઈએ. જમણવાર અને પરદણ વગેરે કુરિવાજો બીજી જ્ઞાતિઓમાં છે. પણ આપણે એને આખા દેશના કે પ્રાંતના ગણી કાઢી નાખતા નથી. હરિજનોનો પ્રશ્ન પણ એવો જ છે. પાટીદાર કોમ જ્યાં જ્યાં વસેલી છે ત્યાં ત્યાં આ જરૂરી છે. અને એમાં પહેલ કરીએ તેમાં ખોટું ય શું ? આપણે જો પહેલ કરીશું તો બીજી ઘણીએ જ્ઞાતિઓ આને પોતાનો અંગત પ્રશ્ન બનાવશે.

આશા છે કે પાટીદારપરિષદની વિષયવિચારિણી સમિતિ આ ઠરાવને આવકારશે.

લંડન મોહનભાઈ છ. પટેલ



## સુધારો

(૧) કાર્તિકના અંકના ૩૭ મા પાન ઉપર – શ્રી. પૂંજાભાઈ રણછોડભાઈ છે ત્યાં – શ્રી. પૂંજાભાઈ શંકરભાઈ વાંચવું.

(૨) માગશરના અંકના ૩ જા પાન ઉપર – બહેન જયાબહેન ૧૭ મા વર્ષમાં પરણીને પાંચ માસની અંદર વિધવા થયાં હતાં ત્યાં – એક વરસ પાંચ માસ વાંચવું.

(૩) આ અંકના ૮ પાન ઉપર 'સલાહ' પ્રસંગની છેલ્લી બે લીટીઓ – 'કમળાની આર્દ્ર........પાણી આવી ગયું.' રદ સમજવી.

# સામુદાયિક લગ્નો

નાનુભાઈ દવે

વ્રત ને ઉત્સવોની ઉજવણીમાં વધુ આનન્દ લેવા કેટલાંક કુટુંબો એકઠાં થાય છે. વસંતોત્સવ, કૃષ્ણજન્મ, કે સાંપ્રદાયિક સમૈયાઓમાં ભેગા મળીને લ્હાવો લેતાં કશી હરકત આવતી નથી. બધાંને સગવડ થાય છે. સહભોજનના પ્રસંગે ભોજન ભલે સાદું હોય તોયે એની લિજ્જત વધી જાય છે. સમુદાયમાં વ્યક્તિ વધારે શુદ્ધ અને સાત્ત્વિક બને છે અને એથી જ વધુ આનન્દ ઉપજે છે. આપણા લગ્નપ્રસંગોમાં આ ભાવના દાખલ કરી હોય તો?

કેટલાક મિત્રો એક જ તિથિએ અને એક જ સ્થળે લગ્ન કરવાનો વિચાર કરે, અગર તો ન્યાતનું કોઈ મંડળ અનુકૂળ તિથિ જાહેર કરી નિમંત્રણ આપે. એક નવી જ પ્રથા પડે. અને એથી કંઈક કરકસર સાધી શકાય. એના થોડા નિયમો વિચારી લેવા જોઈએ.

ભલે કંકોતરીઓ જુદી જુદી નીકળે અગર મહેમાનો ખાતર અલગ સત્કાર-મેળાવડો ગોઠવાય. પરંતુ તે સિવાય સૌનો ભેગો કાર્યક્રમ ગોઠવવો જોઈએ. એક જ વરઘોડો નીકળે, એમાં મંગલવાદ્યોનો સામાન્ય પ્રબંધ હોય. સ્ત્રીઓને સહુની સાથે અગર તો આગળ સ્થાન આપવામાં આવે, બાળકો માટે સામાન્ય વાહનો હોય. વરલોકોનું પણ સામાન્ય વાહન હોય અને જો લગ્નના અંતે વરઘોડો નીકળે અને એ જ ઇષ્ટ છે, તો વરકન્યાનાં જોડલાં સાથે ફરે. એક જ ભોજનસમારંભ થાય. વાનીઓ સરખી, સૌ સાથે બેસે. મુકરર ટકોનું જ ભોજન થાય. રંજન કાર્યક્રમ પણ વ્યવસ્થિત બને. અમુક જણ ગીતો ગાય, નૃત્ય કરે કે અભિનય કરે તે ઉત્તમ હોય, પસંદગીનાં હોય, ભાવવાહી હોય, કશું એવડાય નહિ, શક્તિઓને ખીલવવાને તક મળે. દુર્વ્યય ન થાય.

લગ્નનો એક જ મંડપ રચાય. એક જ ગુરુમંડળ મંત્રોચ્ચાર કરે. મહેમાનો એક બીજાના લગ્નમાં સાથે હાજરી આપી શકે. સૌનું મન શુદ્ધ રહે.

આમાં ખાનગી ખર્ચ કરવાનું ન હોય. કોઈ મંડળ આ કામ ઉપાડી લે એ વધારે યોગ્ય છે. મંડળનું ગજું ઓછું હોય તો સાદાઈ શોભે અને એ જ વધારે શોભે. પહેરવેશ કે આભૂષણો વિષે નિયમો ન હોય, પણ પ્રદર્શનની કુટેવ આવા સમારંભમાં નભી ન શકે એ દેખીતું છે. આવી પ્રથા શરૂ થયા પછી જે નિરાળાં લગ્નો કરે એમાં કોઈએ હાજરી આપવી ન જોઈએ. સમાજમાં સૌ સરખા છે. આથી લગ્નોની ખોટી અને ખર્ચાળ ધમાલ બંધ જ થઈ જશે.

# વસોનો બોધપાઠ-

શંકરભાઈ સો. પટેલ

ગયા તાબૂતને બીજે દિવસે વસોમાં હિંદુમુસલમાનનું તોફાન થયું. હિંદુઓએ મુસલમાનોનાં પચાસેક ઘર બાળી નાખ્યાં, માલમિલકત લૂંટી લીધી. અને એમાં ચારેક માણસ મરી ગયાં અને કેટલાંક માણસ ઘવાયાં આ વસ્તુસ્થિતિ સંતોષકારક ન ગણાય.

આ તોફાન હિંદુમુસલમાન વેપારીઓના અંગત દ્વેષમાંથી થયું એમ ઘણાંનું કહેવું છે. આમ હોય તો એમની જાળમાં ફસાનાર માણસોની ટૂંકી દૃષ્ટિ ખરેખર દયાને પાત્ર છે. આપણે જે પગલું લઈએ છીએ તેમાં ઘણાનું ભાગે અહિત છે અને એમાં કોઈનું કંઈ હિત નથી, એટલું એ તોફાનમાં ભળનાર માણસો ન સમજી શક્યા એ એમને શોભા આપનાર નથી.

હિંદુ ધર્મ કે હિંદુસ્તાન એટલી નિર્બળ સ્થિતિએ નથી કે એના રક્ષણ માટે મોટી વસતિવાળા હિંદુઓની વચ્ચે સેંકડો વર્ષોથી વસનાર મુસલમાનોની થોડી વસતિ ઉપર આમ તૂટી પડવું પડે. મુસલમાનો છેલ્લાં કેટલાંક વર્ષોથી પાકિસ્તાન મેળવવા માટે હિંદુઓની તથા હિંદુસ્તાનની વિરુદ્ધ પગલાં ભરતા હતા; પણ પાકિસ્તાન તો તેમને હવે આપ્યું છે, એટલે હવે એ સંબંધી તેમના ઉપર ગુસ્સે થવાનો કંઈ અર્થ નથી. વળી મુસલમાનોને પણ હવે પાકિસ્તાન મેળવવાને અંગે કંઈ કરવાનું રહ્યું નથી, એટલે તેમણે પણ હિંદુઓ સાથે વેર રાખવાનું હવે ખાસ કારણ નથી. અલબત્ત, હજી હિંદુઓ-મુસલમાનો વચ્ચે નજીવા ખટરાગ હોય એ સંભવ: પણ તેટલા માટે આટલા પાયા ઉપરનો વિનાશ હવે જરૂરી નથી.

મુસલમાનોએ પાકિસ્તાન મેળવવા માટે જે કર્યું તે ખરું. હવે તેઓએ હિંદુઓ સાથે ભાઈચારાથી વર્તવું જોઈએ. મુસલમાનોમાં મોગલાઈ જમાનાની ખાલી ખુમારી હોય તે હવે કંઈ નભે નહિ. પ્રજાતંત્રમાં બધા લોક સરખા ગણાય, એટલે એમણે પણ આપવડાઈ મૂકી દેવી જોઈએ. પાકિસ્તાન મેળવવા માટે પણ તેમણે હિંદુઓ સાથે દુશ્મનાવટ કરવાની જરૂર નહોતી; કારણ કે પાકિસ્તાન મળ્યા પછી પણ હિંદુસ્તાનમાંના મુસલમાનોને હિંદુઓ ભેગું જ રહેવાનું હતું. પાકિસ્તાન મળવવાની સાથે સાથે તેમણે હિંદુઓ સાથેનો સંબંધ બગાડવાને બદલે સુધારવો જોઈતો હતો. એ વસ્તુ એમને અત્યાર સુધી ન સમજાઈ હોય તો તેમણે હવે તો તે સમજી લેવી જોઈએ.

હિંદુઓએ સમજવું જોઇએ કે હિંદુસ્તાનમાં હજી ચાર કરોડ ઉપરાંત મુસલમાનો છે. આ વસતિ લગભગ વિલાયતની વસતિ જેટલી થઇ. આટલી મોટી વસતિનો કોઇ સમર્થ નેતા કે કોઇ બળવાન પ્રજા ધારે તો પણ નાશ થઇ શકે નહિ, કે તેમને દેશમાંથી કાઢી મૂકી શકાય નહિ, કે તેમને રંજાડીને દેશમાં શાંતિથી રહી શકાય નહિ. આનો રસ્તો તો એ જ છે કે એ લોકો જોડે સારો વર્તાવ રાખી એમને હિંદી બનાવી દેવા. એમાં જ આપણી અને એમની શોભા છે. એમાં જ આપણું અને એમનું કલ્યાણ છે, અને એમાં જ હિંદ–પાકીસ્તાનનું હિત છે.

હિંદુસ્તાનમાં અનાર્યો હતા, દ્રાવિડ લોકો હતા; પાછળથી આર્યો આવ્યા. પછી જુદી જુદી જાતો દેશપરદેશથી આવી. એમાં શક હતા, હૂણ હતા, સિથિયન હતા. આ બધા લોકોના સમન્વયથી આપણે હિંદુઓ બન્યા. હિંદુઓ મુસલમાનોને પણ આગલી જાતોની માફક અપનાવી શકયા હોત તો આજે દેશમાં હિંદુ – મુસલમાનનો તેમ જ હિંદુસ્તાન – પાકીસ્તાનનો પ્રશ્ન ઊભો થયો ન હોત. હિંદમાં પારસીઓ આવ્યા તે હિંદુઓથી જુદા રહ્યા ખરા; પણ એમનો અને હિંદુઓનો સંબંધ ભાઇચારાનો રહ્યો. મુસલમાનો પણ હિંદુઓમાં ન ભળી શકયા તે તો ઠીક; પણ તેઓ હિંદુઓ સાથે ભાઇચારાથી રહ્યા હોત તો સારું. આ ભાઇચારો બંને કોમો વચ્ચે કેમ ન સ્થપાયો તે જોવા જતાં તેમાં બંનેની ત્રુટી દેખાય છે. મુસલમાનોના સ્વભાવમાં, તેમના ધર્મમાં કંઇ એવું રહેલું દેખાય છે કે તે સહેલાઇથી બીજા લોકોમાં ઓગળીને એકાકાર થઇ શકે નહિ. વળી હિંદુઓમાં પણ પાછળથી એવી સંકુચિતતા તથા વાડાઓ પડી ગયા કે તેમાં મુસલમાનોને સમાવી લેવાની શકિત રહી નહિ. આટલે સુધી તો જાણે ઠીક; પણ હિંદુઓએ પોતાના હિંદુઓને પણ ધીમે ધીમે ગુમાવ્યા. વિપરિત સંજોગોમાં કોઈ હિંદુને મુસલમાન થવું પડ્યું, તો હિંદુઓએ તેનો કાયમનો બહિષ્કાર કર્યો. હિંદુસ્તાનમાં બહારના દેશોમાંથી આવેલા મુસલમાનો જૂજ છે; મોટા ભાગના મુસલમાનો તો અહીંની જ બનાવટ છે. એ બનાવટમાં બહાર દેશના મુસલમાનોનો હિસ્સો છે તેથી વધારે હિસ્સો હિંદુઓનો છે. હિંદુએ મુસલમાનનું પાણી પીધું કે તે હિંદુ મટી મુસલમાન થઇ ગયો એવી પામર માન્યતા હિંદુઓમાં હોવાથી હિંદુઓની મુસલમાન-બનાવટ મોટે ભાગે બનેલી છે. મુસલમાનોએ હિંદુઓને, ખ્રિસ્તીઓને, બૌદ્ધોને, મુસલમાનો તરફે પોતામાં સમાવી લીધા. ખ્રિસ્તીઓએ પણ હિંદુઓને, બૌદ્ધોને, મુસલમાનોને ખ્રિસ્તીઓ બનવા આવકાર આપ્યો. આથી

તેમની વસતિ વધતી રહી, તેમનામાં સંકુચિતતા વધતાં અટકી. હિંદુઓએ આગી વિરુદ્ધ જ વર્તન રાખ્યું. પરિણામે, તેમણે પોતાના જ ભાઈઓને પોતાના વિરોધીઓ બનાવ્યા. વળી આ સંકુચિત નીતિમાં વધારો થતાં થતાં હિંદુઓમાં નાતોનો અને પેટા નાતોનો પાર રહ્યો નહિ. હિંદુઓ પોતે પણ એક સંયુક્ત બળ તરીકે ટકવાને બદલે એકબીજા સાથે ઊંચાનીચાની તકરાર કરતાં અનેક તડોમાં વહેંચાઈ ગયા.

હિંદુઓમાં જેમને બહુ નીચાં પગથિયાં ઉપર ઊભા રાખ્યા, તેમનો અસંતોષ વધતાં વધતાં તેઓ હિંદુઓથી પોતાને જુદા ગણવા લાગ્યા, આમ હિંદુઓના સવર્ણ અને અન્ય હલકા હિંદુઓ એમ બે ભાગ પડ્યા. બીજા ભાગની વસતિ પણ આઠેક કરોડ જેટલી ગણાય. જે દેશમાં દસ કરોડ મુસલમાનોને જુદા ગણવામાં આવે, આઠેક કરોડ હલકા હિંદુઓ તરીકે જુદા ગણાય, તે દેશમાં પ્રજા સુખશાંતિથી શી રીતે રહી શકે? એવી પ્રજા બળવાન પણ શી રીતે બને? એવી પ્રજા હિંદ બહાર હિંદીઓને થતા અન્યાયો સામે ક્યા મોંએ અસરકારક વિરોધ કરી શકે? બીજાઓ તરફથી એમ જ સાંભળવામાં જ આવે કે તમે બધા એકબીજાને સરખે દરજ્જે ગણતા નથી અને અમારી પાસે શાનો સરખો દરજ્જો માગો છો?

આ બધા પ્રશ્નોનો ઉકેલ લાવવા માટે હિંદુસ્તાનની પ્રજાએ હવે દિશા બદલવી જોઈએ. મુસલમાનોએ સમજવું જોઈએ કે તેમને આ દેશમાં રહેવાનું હોઈ તેમણે આ દેશના લોકો સાથે ભાઈચારાથી રહેતાં શીખવું જોઈએ. હિંદુઓએ પણ પોતે મુસલમાનો કરતાં ઊંચી જાતના છે એવો ફાંકો રાખવાની જરૂર નથી, મુસલમાનો ભલે હવે હિંદુ ન બને; તો પણ તેમની અને હિંદુઓની વચ્ચેની ફાટ હવે વધવાને બદલે ઘટે તે તરફ તેમણે ધ્યાન દોરવું જોઈએ. આમ થાય તો જ હિંદીઓ પ્રજા તરીકે રહી શકે અને પ્રજાતંત્ર ટકાવી તેને સમૃદ્ધ બનાવી શકે. અંગ્રેજો ગયા એટલે આપણે હવે કંઈ કરવાનું રહ્યું નથી– એવો ભ્રમ હોય તો તે આપણે છોડી દેવો જોઈએ. અંગ્રેજો ગયા તે પછી આપણે આપણા વિરોધી ચોકાઓ ઉઠાવી લેઈ બધાએ હિંદી તરીકે ઊભા રહેવાનું છે. એમ થાય તો જ સ્વરાજનો લાભ આપણે બધાં ઉઠાવી શકીએ. તો જ પરદેશીઓ સામે દેશનું સ્વરાજ ટકાવી શકીએ, તો જ આપણે દુનિયાના પ્રગતિકારક દેશો સાથે કદમ કરી શકીએ.

આપણે હજુ પણ આપણી દૃષ્ટિ હિંદુ, મુસલમાન, હરિજન–એમ જુદી જુદી રાખીએ તો આપણો ઉદ્ધાર નથી. એ બધાનો સમન્વય થતાં વાર લાગે,

તો પણ એ બધા વચ્ચે સહકાર તો અવશ્ય સ્થપાવો જોઈએ. હિંદુઓમાં ન તો તગા પેટાનાતો છે તે પણ ટકે ત્યાં સુધી આપણો આરો નથી. એ હોય ત્યાં સુધી મુસલમાનોનો અને હરિજનોનો હિંદુઓમાં સમન્વય થવો મુશ્કેલ છે, હિંદુઓનું બળ વધવું પણ અશક્ય છે. દેશની પ્રજાનું તથા હિંદુઓનું ઘડતર એકજ રસ્તે છે. અને તે ભેદને બદલે અભેદને રસ્તે ચડતાંઊતરતાં પગથિયાંને ટકાવી રાખવાને બદલે સપાટ મેદાન ખડું કરવાને રસ્તે.

પાટીદારો પણ દેશમાં, તથા હિંદુઓમાં આવ્યા. તેમણે પણ ઉપલી નીતિ બને તેટલી વેળાસર અપનાવવી જોઈએ. હિંદુઓમાં એકાકાર થતાં પહેલાં તેમણે પોતાનાજ ઊભા કરેલા વાડાઓ સંકેલી લેવા જોઈએ. તોજ તેઓ હિંદુઓમાં એકાકાર થઈ વેળાસર હિંદી બની શકશે, અને દેશનું અને પોતાનું ભાવિ સુધારી શકશે. આ વાડાઓ ઘણા જામેલા છે, એમાંથી વ્યક્તિગત રીતે છૂટવા જતાં મુશ્કેલીઓ ઊભી થાય તેમ છે; તેમ છતાં એ વાડાઓને સાચવી રાખવાની હિમાયત તો હવે દેશકાળની વિરુદ્ધનો પ્રવાહ છે, એટલું તો આપણે સમજી જવું જોઈએ.

# નોંધપાત્ર લગ્ન

**સંસારશાસ્ત્રી**

'પાટીદાર' માસિકના નવેમ્બર અંકમાં શ્રી જશભાઈ પટેલ કરીને એક પાટીદાર યુવક કાર્યકરે શ્રી જયાબહેન નામનાં પાટીદાર વિધવાબહેન સાથે લગ્ન કર્યાના સમાચાર વિસ્તારથી આપવામાં આવ્યા છે. એક રીતે કહીએ તો એ અંક આ લગ્ન અંગેનો વિશેષાંક બન્યો છે. એ માસિકના તંત્રી શ્રી ઈશ્વર પેટલીકર, જેઓ આપણા એક સુપ્રસિદ્ધ વાર્તાલેખક છે, તેમણે માસિકના 'સમાજદર્શન' નામે વિભાગમાં પૂરાં ૩૨ પાનાં ભરીને આ લગ્નનો આખો વૃત્તાન્ત રસિક શૈલીમાં આપ્યો છે. તેનું દસ્તાવેજી મૂલ્ય પણ ઘણું ઊંચું છે. એ લેખથી અનાયાસેજ વાસ્તવિક સમાજદર્શન મળી રહે છે.

આપણી ઘણી સામાજિક રૂઢિઓ, ખાસ કરીને કુરૂઢિઓ અંદરથી ખવાઈને પોલી થઈ ગઈ છે. એમને તોડવા માટે અસલ જે ઉચ્ચ કોટિનું સંકલ્પબળ, ત્યાગબળ અને ધૈર્યબળ વ્યક્તિને દાખવવું પડતું હતું તે હવે દાખવવાની

જરૂર રહી નથી. અસલ રૂઢિ તોડનાર વર્ગ સામે આખો સમાજ ખડો થઈ જતો હતો. રૂઢિ ત્યારે સમાજને જીવનતત્ત્વ સમી લાગતી હતી, અને તોડનાર ત્યારે જીવનદ્રોહી, સમાજદ્રોહી કે વિધ્વંસક લાગતો હતો, એ જ્યાં સુધી એક સાચી લાગણી હતી ત્યાં સુધી રૂઢિ તોડવાનું કામ ઘણુંજ અઘરું હતું. તોડનારમાં ત્યારે અસાધારણ માનસિકબળ અને નૈતિક હિંમતની અપેક્ષા રહેતી, કેમકે સંકોચક રૂઢિઓને કારણે ત્યારે સમાજો સંકુચિત અને જડ હતા. અને સંકોચ ને જડતા પોતે સંગઠન સાધનારાં બળો હતાં. પણ જેમણે ઉચ્ચતર જીવનતત્ત્વનાજ આગ્રહથી કુરૂઢિઓને તોડી, સમાજનો પ્રકોપ વહોરીને પણ જેમણે પોતાનું ગાંભીર્ય, પોતાની સામાજિક પ્રતિષ્ઠા, પોતાનું ચારિત્ર્ય એ બધાંને કારણે સમાજને કુરૂઢિઓ વિષે વિચારતો કરી મૂક્યો, ને પરિણામે સંકોચને ભેદી તેમણે પછી આવનારાઓનું કામ ઉત્તરોત્તર અધિકાધિક સરળ બનાવી દીધું. સંકોચ ભેદાયો તેથી સંકુચિત સમાજોનું સંગઠન પણ પણ શિથિલ થતું ગયું. આજે નાના સમાજો વિશૃંખલ બની ગયા છે. જે સમાજો કદમાં મોટા છે અથવા પૈસેટકે સુખી છે તેમાંજ સંગઠનનાં તત્ત્વો વિશેષ પ્રમાણમાં દેખાય છે. કારણ એ જ કે સામાન્ય વ્યક્તિની સામાજિક અપેક્ષાઓ પૂરી કરવાની સગવડ તેમણે ધરી રાખી હોય છે. પછી શું કામ તેને અધિક વિશાળ બનાવવાની તસ્દી લેવી પડે? જ્યાં વ્યક્તિઓની સામાજિક અપેક્ષાઓ પૂરી નથી પડતી હોતી ત્યાં સાંકડા સમાજને વિશૃંખલ કે છિન્નભિન્ન કરનારી અતૃપ્તિ મોજૂદ હોય છેજ. એવા અતૃપ્તોના વર્ગમાંથી જે આજે રૂઢિને અમાન્ય કરીને વર્તે છે તેને સમાજ આંગળી સુદ્ધાં અડાડી શકતો નથી. અતૃપ્તોમાં જેઓ બીકણો છે—અને એમની જ સંખ્યા ઘણી મોટી છે—તેમની ગડમથલો હજી પૂરી શમી નથી. છતાં રૂઢિ તોડવામાં આજે મોટા પૌરુષની જરૂર પડતી નથી એ હકીકત છે. એક પ્રકારનો મૂક સામાજિક બહિષ્કાર રૂઢિભંજકને કદાચ ભોગવવો પડે. જો કે એમાંનો અર્ધોઅર્ધ તો એણે કલ્પનાથી ઉપજાવેલો હોય છે. પોતાના કાર્યમાં રહેલી વિક્રમશાલિતાની પ્રતીતિ કરવા કે કરાવવા પોતાને કે અન્યને એ ઠસાવે છે કે પોતા પર સમાજનો રોષ ફાટી નીકળ્યો છે. બાકી અત્યારે તો સમાજનો રોષ નહિ, પણ આદરમિશ્રિત કુતૂહલ ફાટી નીકળતું હોય છે. કુતૂહલ નવી વાતનું, અને આદર પોતે વિચારવા છતાં જે નથી આચરી શક્યો તે બીજાએ હિંમતથી આચર્યું તેનો. આમ સામાજિક વાતાવરણ આજે કુરૂઢિભંજકને અત્યંત અનુકૂળ છે. અસામાન્ય ગુણો કે શક્તિ ધરાવ્યા વિના આજે કુરૂઢિ તોડનારની અસામાન્યમાં ગણના થાય છે! એની પ્રતિષ્ઠા વધે છે! કેમકે, હજી પણ

મૂઢતાથી જીવનારો સમાજનો મોટો વર્ગ સારીખોટી રૂઢિઓને અનુસરી રહ્યો છે. સમજીને નહિ પણ ઘણા કાળથી ટેવ પડી જવાને કારણે એ અનુસરી રહ્યો છે, અને એવી સ્વાર્થની કલ્પના પણ એ ટેવથી જ મર્યાદિત થયેલી હોય છે. છતાં એવો વર્ગ હયાત હોય ત્યાં સુધી રૂઢિભંજનમાં વિક્રમશીલતાનો અવકાશ રહેજ.

પણ જો કુરૂઢિઓ ખવાઇને પોલી થઇ ગઇ છે, સમાજ એને તોડી પાડવાનું સુકૃત્ય કરનારાઓને અનુકૂળ બની ગયો છે, તોડનારને કંઇ સજા પણ થતી નથી, ઊલટું એની પ્રતિષ્ઠા વધે છે, તો શું કામ કુરૂઢિઓ તોડનારા ઝટ ઝટ બહાર પડતા નથી, એ પ્રશ્ન સહેજે ઉપસ્થિત થાય છે. એનો જવાબ શ્રી. પેટલીકરે આપેલા વૃત્તાંતમાંથી જડી રહેશે. અહીં સંક્ષેપમાં એની મુખ્ય વિગતો આપી છે.

શ્રી. જશભાઇ પટેલને નાનપણથી જ વિધવાઓનાં દુઃખો જોઇ જોઇને તેમની પ્રત્યે અનુકંપા જાગેલી શ્રી. પેટલીકરે એનું જે વર્ણન કર્યું છે તે પરથી તો એમ જ કહેવું જોઇએ કે એ અનુકંપા જ નહિ પણ તીવ્ર કરુણા હતી. એમાંથી કાળે કરીને નિશ્ચય પ્રગટ્યો કે પોતે વિધવા સાથેજ લગ્ન કરશે.

અહીં એ પ્રશ્ન થાય કે એક વિધવા સાથે લગ્ન કર્યા પછી પણ દુઃખી વિધવાઓનો તો ઘણો મોટો વર્ગ શેષ રહેવાનો. એ ભાઇએ હરિજન કાર્યને બદલે વિધવાઓનું દુઃખ નિવારવાનું કામ કેમ ન સ્વીકાર્યું ? પણ એનો જવાબ સહેલો છે. વિધવાઓને આખી પરિસ્થિતિથી છૂટી પાડીને અલગ રીતે વિચારવાનો સમય હવે પૂરો થયો ગણાય. કવિલેખકોએ તેમનાં દુઃખો પર જે આંસુ વહાવ્યાં હતાં તેથી વળી તેમણે એ દુઃખો તાદશ પણ કરી આપ્યાં હતાં તેથી, સુધારકોએ એ સંબંધી જે ઊહાપોહ મચાવેલો તેથી, સ્ત્રીઓમાં આવેલી વર્ગીય જાગૃતિથી, ભણતર વધવાથી ઉપલા વર્ગોમાં સ્ત્રીસન્માનની વૃત્તિનો ઉદય થવાથી—બધાં કારણો ભેગાં થઇ જવાથી, વિધવાની સ્થિતિ હવે પહેલાંના જેવી અસહ્ય રહી નથી. એમની પ્રત્યેનો વર્તાવ પ્રમાણમાં ઘણોજ કૂણો બન્યો છે. વિધવાવેશ પણ હવે કઢાવી નખાવવામાં આવે છે. ઘણાં કુટુંબોમાં વિધવાને ઓછું ન આવે એ માટે ખાસ ધ્યાન પણ અપાતું જોવા મળે છે. એમને આગળ ભણાવવાની અને તેમને યોગ્ય જીવનકાર્ય ઉપજાવી આપવાની પણ તજવીજ થતી હોય છે. સર્વત્ર આટલો ફેરફાર જોવા મળતો નથી, ઉપર કહ્યું તેમ સમાજના મોટા ભાગના વ્યવહાર મૂઢ ને ગતાનુગતિકજ હોય છે. છતાં વિચારશીલ ને વર્ચસ્વી વર્ગોના

વ્યવહારની અસર ધીમે ધીમે પણ પડ્યા વિના રહેવાની નથી, એ નિઃશંક છે. એ વર્ગને વિધવાઓ પ્રત્યે જે અનુકંપા છે, બાળવિધવાઓ અને પરણીને તરત જ વિધવા થયેલી બહેનો પોતાને કુમારિકાતુલ્ય ગણીને ફરી લગ્ન કરી સુખી થાય એમ એ વર્ગના મનમાં વસ્યું છે એ હકીકત પોતે પણ એટલું સૂચવે છે કે કવિલેખકોનાં આંસુ અને સુધારકોનો ઊહાપોહ એળે ગયો નથી. ઊહાપોહની હવે જરૂર રહી જ નથી. વિધવાને માથે વિધવાધર્મ પરાણે ન લદાય એટલું જ કરવાની હવે જરૂર છે. એને પરણવું હોય તો એ પરણે, ને ન પરણવું હોય તો જેમ છે તેમ રહે. પણ એને માટે અલગ નીતિ નક્કી ન થાય, તો ઘણું.

આટલું કર્યા છતાં અત્યારની પરિસ્થિતિમાં કુમારિકાઓનાં લગ્ન જે રીતે ગોઠવાય છે તે વિધવાઓનાં ગોઠવવાં ફાવે તેમ નથી. પોતાની જીવનસહચરી પરત્વે પુરુષની અખંડ કૌમાર્યની અપેક્ષા પણ આમાં આડે આવે તેમ છે. વિધવાઓનું પોતાનું પણ માનસ પુનર્લગ્ન પ્રત્યે થોડું સુગાળવું હોવાનો સંભવ છે અને કોઈ પણ લાગણી સ્વાભાવિક હોય, વળી એ ધર્મ પણ ન હોય કે અધર્મ પણ ન હોય તો એની વિરુદ્ધની લાગણી પણ જો ધર્મ કે અધર્મ એમાંથી એકેકે ન હોય તો એને ધર્મ તરીકે ઠસાવવામાં ઔચિત્ય કે ગૌરવ નથી. વિધવા વિધવા મટે ત્યારે જ એનાં દુઃખો પણ મટે એ સ્પષ્ટ છે. પરંતુ એને સધવા કરવા માટેની હિલચાલ આરંભી શકાય તેમ નથી. અને સમાજમાં વિધવાઓને નભાવવી હોય તો જ હવે એમને માટે ખાસ સંસ્થાઓ સ્થાપવી પણ જરૂરની ગણાય.

શ્રી જ્યાભાઈએ ગ્રહેલા માર્ગનું ઔચિત્ય આટલી ચર્ચા પરથી સમજાઈ રહેશે એવી આશા રાખીએ. એ રીતે બે લાભો થવાનો સંભવ છે. આ જાતનાં વધુ ને વધુ લગ્નો થતાં રહે તો નાતો રૂપી સમાજો પોતાને ત્યાંની બાળ-વિધવાઓને કે પરણીને તરત જ વિધવા થયેલી બહેનોને કુમારિકાતુલ્ય ગણીને તેમના પુનર્લગ્નને એક આવશ્યક ક્રમ તરીકે સ્વીકારવાનું માનસ ખિલવતા જશે. અને અખંડ કૌમાર્ય માટેનો પુરુષોનો આગ્રહ, જે તાત્ત્વિક દૃષ્ટિએ કલ્યાણકર હોવા છતાં વ્યવહારમાં જડતાથી ઉપાસવા જેવો નથી તે, ઓછો થતો જશે. ટૂંકમાં આ રીતે માર્ગ મોકળો થશે, અને લગ્ન કરનારાઓ પસંદગીના વર્તુળમાં વિધવાઓનો પણ સમાવેશ કરતા થઈ જશે. પછી વિધુર તો વિધવાને જ પરણે એવો પરિસ્થિતિજન્ય આદર્શ સેવવાની જરૂર નહિ રહે. વિધુર ચાહે તો કુમારિકાને પણ પરણી શકશે અને કુમાર ચાહે તો વિધવાને પણ પરણી શકશે.

મૂળ વાત પર પાછા આવીએ. જશભાઈએ વિધવાનેજ પરણવાનો આગ્રહ રાખ્યો ને તેમના એ આગ્રહનું બળ જોઈને કુટુંબીઓ પણ એની સામે ઝાઝો સમય વિરોધમાં ટકી ન શક્યાં. જશભાઈના સુચારિત્ર્યને પણ એમાં કારણભૂત ગણવું રહેશે. એ પોતાનો નિશ્ચય જાહેર કરતા જ રહ્યા. છેવટે એ નિશ્ચયને 'પાટીદાર' માસિકમાં જાહેર પ્રસિદ્ધિ પણ આપી. એમનો નિશ્ચય કુરૂઢિ તોડવાનો હતો, એટલે પાટીદાર નાતમાં જે વર્ગ વધારેમાં વધારે સ્થિતિચુસ્ત છે તેને આઘાત આપવામાં પ્રથમ પસંદગી આપવાનું પણ ઠરાવ્યું; પણ આ કષ્ટ એક વ્યક્તિની નહિ પણ બે વ્યક્તિની હિંમતનો પ્રશ્ન હતો. છતાં, થોડા મહિના રાહ જોયા પછી એમની સાથે લગ્નગ્રંથિથી જોડાવા એક બહેન તૈયાર થયાં ખરાં એ જયાબહેન. એમનો ઉછેર, વાતાવરણ, પિતા, ભાઈઓ, વડીલો ને હિતચિંતકો બધું જ અનુકૂળ હતું; છતાં જયાબહેન નિશ્ચય કરે, કરે ને ડગે. આટલી બધી અનુકૂળતા છતાં શાથી એમ થતું હતું તે પ્રશ્ન ખૂબ બારીકાઈથી વિચારવા જેવો છે.

એમાં વ્યક્તિનું પોતાનું માનસ ઘણે અંશે જવાબદાર ખરું, પરંતુ સામાજિક વાતાવરણનો દાબ એમાં મહત્ત્વનો ભાગ ભજવે છે એ પણ એટલું જ સાચું છે. શ્રી પેટલીકરે એનું વિગતે વર્ણન કર્યું છે. તેથી જ એ લેખનું દસ્તાવેજી મૂલ્ય હું ઊંચું આંકું છું. શ્રી પેટલીકરે કહ્યું નથી, પણ સંભવ છે કે ઊજળિયાત મનાતા વર્ગોની સ્ત્રીઓ એક ભવમાં બે ભવ નહિ કરવાની જે મનોદશા ધરાવે છે તેણે પણ આ પ્રસંગમાં જોર કર્યું હોય. એ બહેને ધર્મધ્યાનમાં જીવ પરોવવા માંડેલો ને આ વિચારોમાંથી પાછા વળવા થોડોક વખત પોતાને સાસરે પણ એ રહી આવ્યાં. એ હકીકત ખૂબ સૂચક છે. પણ જૂની જૂની ગણતરીઓથી વ્યક્તિ પોતાના ઇષ્ટ માર્ગેથી પણ પાછી પડતી હોય છે તેનું એ મહત્ત્વનું દૃષ્ટાંત છે. સુધારાને વિલંબમાં નાખવા માટે કે રૂઢિઓનું આયુષ્ય વધારવા માટે આવાં સૂક્ષ્મ તત્ત્વો પુષ્કળ જવાબદાર છે; છતાં જ્યારે રૂઢિપરસ્ત સગાંવહાલાં જયાબહેનને નાસીપાસ કરતાં હતાં ત્યારે પ્રોત્સાહન આપવામાં વિધવાઓ હતી એ શ્રી પેટલીકરે નોંધેલી હકીકત પણ ખૂબ સૂચક છે. એમાંની યુવતીઓએ જયાબહેનને કહેલું: "તારાં માબાપ, ભાઈબહેન બધાં સંમત છે, પછી તું શું કરવા બીએ છે? અમારાં માબાપ તૈયાર નથી, બાકી અમે ય હમણાં હિંમત કરીએ!" પણ યુવતીઓએ જ નહિ, બાળપણમાં વિધવા થયેલી આધેડ બહેનોએ પણ કહેલું: "શું દુઃખ છે તે અમને ખબર છે. તમે જે કર્યું છે તે સારું કર્યું છે."

આ આખાયે પ્રકરણમાં જેમ શ્રી જશભાઈના અડગ નિશ્ચયને ધન્યવાદ ઘટે છે તે રીતે અથવા તે કરતાં ય વિશેષ જયાબહેનના પિતાએ પુત્રી પ્રત્યેના પિતૃકર્તવ્યને અદા કર્યું તેને ધન્યવાદ ઘટે છે. નિશ્ચય કરી કરીને પાછાં પડતાં જયાબહેનનો નિશ્ચય દઢાવવા એમણે જે પત્રો લખ્યા છે તે ઘણા પિતાઓને માર્ગદર્શક થાય તેવા છે. શ્રી. પેટલીકરે એમાંના કેટલાક પત્રો 'પાટીદાર'ના નવેમ્બર અંકમાં છાપ્યા પણ છે. પિતા તો આવા જ હજો એમ એ પત્રો વાંચીને ગમે તેને લાગશે.

શ્રી. પેટલીકરે આ લગ્ન વિષે લખેલી તંત્રીનોંધમાં એને 'નાનો છતાં જ્ઞાતિના હિસાબે ઘણો મોટો પ્રસંગ' ગણ્યો છે. હું એ સાથે સંમત નથી. વિશાળ સમાજની દૃષ્ટિએ પણ આ પ્રસંગ ઘણો મોટો છે, કેમ કે આમાં વિધવાની સાથે જ લગ્ન કરવાનો એક યુવકનો ગંભીર નિશ્ચય પ્રવૃત્ત થયો છે. શ્રી પેટલીકરે યથાર્થ જ કહ્યું છે કે "વિધવાબહેન સાથેના લગ્નમાં તાત્ત્વિક રીતે ધર્મ પણ નહોતો તેમ અધર્મ પણ નહોતો. લગ્નના મૂળ હાર્દ પ્રમાણે આજે સમાજમાં ગોઠવાતાં લગ્નોની પદ્ધતિ જેમ બરાબર નથી, તેમ જશભાઈના લગ્નની પદ્ધતિ પણ આદર્શ ન કહેવાય. પરંતુ આજે સમાજ-જીવન જે જાતનું છે, તે રીતે આ પ્રશ્નને મૂલવતાં જશભાઈનું પગલું એ ધર્મકૃત્ય છે." અને જો એ એમ જ હોય તો, એટલે કે લગ્નનું 'મૂળ હાર્દ' જે પ્રેમ, તેનાથી એ પ્રવૃત્ત ન થયા હોય તો એ તો કેવો અસાધારણ નિશ્ચય છે? એ કંઈ નાનોસૂનો પ્રસંગ ન કહેવાય. એમાં જોખમ પણ ખરું, કેમ કે પરણવા તૈયાર થનાર બહેનો કંઈ એટલી બધી ન હોય કે પસંદગીની વિપુલ તક મળે. એટલે વિશાળ સમાજની દૃષ્ટિથી પણ અમે જશભાઈને અભિનંદનના અધિકારી ગણીએ છીએ. અને પોતાના સંકલ્પવિકલ્પોમાંથી ઊંચાં આવીને ફરી લગ્ન કરવાની નૈતિક હિંમત બતાવવા બદલ જયાબહેનને પણ અભિનંદન ઘટે છે. બેઉનો સંસાર સુખી હજો એમ પણ ઇચ્છીએ છીએ.

[ પ્રજાબંધુ ]

*

# નાને મોઢે મોટાંની વાતો

અલખ નિરંજન

મુંબઈ ધારાસભાએ અનેકપત્ની પ્રતિબંધક કાયદો અને લગ્નવિચ્છેદનો કાયદો પસાર કર્યો ત્યારે મેં ધાર્યું કે સ્ત્રીઓને હવે સંપૂર્ણ સંતોષ થઈ જશે. પરંતુ એ કાયદો થતાં જ શ્રી અનીલા દેસાઈએ હુમલો કર્યો કે, લગ્નવિચ્છેદ માટે જે કારણો કાયદામાં રાખ્યાં છે તે આળપંપાળ જેવાં ઉપરચોટિયાં છે. ખરી રીતે, પતિપત્નીનું જીવન હૃદયમેળ ન હોય ત્યારે ખારૂં થઇ જાય છે. એટલે જો કાયદો સાચે જ ઉપયોગી થવા માગતો હોય તો એણે લગ્નવિચ્છેદની એ કલમોમાં હૃદયમેળ ન હોય તેવા કારણે પણ છૂટા પડવાનો હક મંજૂર રાખવો જોઈએ.

મને થયું, ભણેલી સ્ત્રીઓ જ્યારે વિચાર કરે છે ત્યારે એ પોતાના નાના સરખા સમાજનો જ ખ્યાલ રાખતી હોય છે. હૃદયમેળ ન હોવાને લીધે આજે થોડી ભણેલી સ્ત્રીઓ દુઃખી થતી હશે એની ના નહિ, પરંતુ સામી બાજુ પુરુષની સંખ્યા અનેકગણી છે. એ કલમ જો રાખવામાં આવે તો અલ્પ સંખ્યાની ભણેલી સ્ત્રીઓ લગ્નવિચ્છેદ લેઇ શકે, પરંતુ સામી બાજુ અનેક ઓછી ભણેલી અને અભણ સ્ત્રીઓને એમના પતિ તરફથી વિચ્છેદ મળી જાય! અને સરવાળે જે કાયદો સ્ત્રીના હિત માટે કર્યો છે તે અહિતકર્તા થઇ પડે. આજની આ આંખો મીંચીને જોઇ શકાય તેવી સ્થિતિ શ્રી અનીલાબહેનને ઉઘાડી આંખે કેમ નહિ જોઇ શકાતી હોય, એવી મને શંકા આવેલી.

વળી અમદાવાદની એક સ્ત્રીઓની સભામાં ભાષણ આપતાં મુંબઇનાં શેરીફ શ્રીમતી મીઠાં લામે ઑસ્ટ્રેલિયાનો અનુભવ વ્યક્ત કરતાં ત્યાંની સ્ત્રીઓની દયા ખાધી. એ સ્ત્રીઓની પ્રગતિ થઈ હોય તેવું એમને કંઇ ન જણાયું. કારણ કે બિચારી એ સ્ત્રીઓને ઘરનું કામ બધું જ હાથે કરવું પડે છે!

ઉપરના બને પ્રશ્નો જોતાં મને વસી ગયું કે, સ્ત્રીઓએ પુરુષો સામે પૂર્વયોજિત અને વ્યવસ્થિત બળવો કરવાનો પ્રોગ્રામ ઘડી કાઢ્યો છે. સામી બાજુ પુરુષોને એની ગંધ પણ આવી ન હોય તેમ નિરાંતે ઊંઘે છે! છતાં આપણા સમાજમાં બ્રાહ્મણવર્ગ હંમેશ જાગ્રત રહ્યો છે. ને તેમાંય શાસ્ત્રીઓ તો સૌ કરતાં વિશેષ. એટલે શ્રીમતી મીઠાં લામના એ કથનનો વિરોધ તરત શ્રી સંસારશાસ્ત્રીએ 'પ્રજાબંધુ'માં કર્યો.

શ્રી સંસારશાસ્ત્રીએ જણવ્યું કે સંસ્કૃતના શ્લોકો ટાંકીશું તેને આજની એ સ્ત્રીઓ હસી કાઢશે. એમને તો પશ્ચિમ કહે એ વેદવાક્ય છે. એટલે પશ્ચિમમાં ય આજે અગ્રગણ્ય ગણાતા અમેરિકાના સ્ત્રીસમાજના દાખલા આપી શ્રી સંસાર-શાસ્ત્રીએ શ્રીમતી મીરાં લામના કથનનાં ટૂંકાણો આપ્યાં. અને સાફ સાફ શબ્દોમાં જણાવી દીધું કે, ઘરકામ પ્રત્યેનો અણગમો એ અયોગ્ય મનોવૃત્તિ છે અને અત્યારના ખોટે ચીલે ચાલતા શિક્ષણનું એ અનિચ્છનીય પરિણામ છે. ઘરકામમાં સ્ત્રીઓએ હીણપત ન માનતાં તેમાં ગૌરવ માનવું જોઇએ.

મારા પુરુષસ્વભાવને સંતોષ થયો. બસ! આવું ભણેલી સ્ત્રીઓને મોઢામાં મારે ત્યારે જ એ બહેનોની સાન ઠેકાણે આવે. વળી શ્રી સંસારશાસ્ત્રીને ચડે તેવો તમતમતો જવાબ આપણા શાન્ત અને સરળ વડા પ્રધાન શ્રી ખેર સાહેબે શ્રીમતી લીલાવતી મુનશીને ધારાસભામાં આપ્યો. શ્રીમતી મુનશી દરખાસ્ત લાવ્યાં હતાં કે જેમ છોકરાઓ માટે હૉસ્ટેલો છે તેમ ખાનગી તેમજ સરકારી દરેક કૉલેજમાં છોકરીઓ માટે ફરજિયાત હૉસ્ટેલની ગોઠવણ કરવી જોઇએ. શ્રી ખેર સાહેબે ચોખ્ખું ને ચટ કહી દીધું કે, હું નથી ધારતો કે છોકરા-છોકરીને સરખી રીતે ઘડવામાં સમાજ સુખી થશે. બેશક, હું માનું છું કે સ્ત્રીને હકપૂર્વક એનો યોગ્ય દરજ્જો મળવો જોઇએ. ઘણા પ્રસંગોમાં એનો દરજ્જો પુરુષ કરતાં ય ચડિયાતો છે. – દાખલા તરીકે, માનવજાત વિકાસમાં પુરુષ કરતાં એનું સ્થાન ઊંચું છે. પરંતુ એનો અર્થ એવો તો નહિ કે, જે છોકરા માટે સારું છે તે છોકરી માટે પણ સારું હોય જ. એ નગ્ન સત્ય છે કે પુરુષે પુરુષ રહેવું રહ્યું અને સ્ત્રીએ સ્ત્રી! શ્રી સંસારશાસ્ત્રીની જેમ ભણેલી સ્ત્રીઓનું માનસ એ પણ પામી ગયેલા. એટલે એમણે ય એના સમર્થનમાં પાંચ અંગ્રેજ મહિલાઓએ લખેલા પુસ્તકમાંથી ધારાસભામાં જ ઉતારાઓ વાંચી સંભળાવ્યા. અને મીસીસ હેમીલટનનું કથન ટાંકીને શ્રી ખેર સાહેબે ઊંડો કટાક્ષ પણ કેમ કર્યો ન હોય?

શ્રીમતી મુનશી! તમે ધારાસભામાં જે વાતનો પક્ષ કરો છો, તે વિચાર-સરણીનો એક વખતનાં બ્રિટનની પાર્લામેન્ટનાં સભ્ય મીસીસ હેમીલટન વિરોધ કરે છે. માટે નવો મુસલમાન વધુ બાંગ પોકારે એવું તમે હિંદની ભણેલી સ્ત્રીઓ ન કરી બેસો એ જો જો!

પરંતુ આપણા પુરુષો જ આપણું વહાણ ડુબાવવા બેઠા છે ત્યાં કોને કહેવું? ઘર ફૂટે ઘર જાય, એમ પુરુષો સ્ત્રીઓના આ બળવાને પ્રોત્સાહન આપે છે.

શ્રી સંસારશાસ્ત્રીના કથનનો શ્રી ગટુભાઈએ તરત 'જ્યોતિર્ધર'માં વિરોધ કર્યો : "ઘરકામનો – પરિશ્રમનો – ભણેલી સ્ત્રીઓને જ છોછ છે એમ શા માટે? એ કામ પ્રત્યે છોછ ન હોય એવા શિક્ષિત પુરુષો કેટલા જોવામાં આવે છે? સંસારશાસ્ત્રી અમેરિકાની વાત કરે છે, પણ ત્યાંની ગૃહિણીઓને ઘરકામ યાંત્રિક સાધનોથી કરવાનું હોય છે એટલે ગૃહિણીનો શ્રમ બચે છે. એટલે અહીંની સ્ત્રીની જેમ ત્યાંની ગૃહિણીને વૈતરું કરવાનું હોતું નથી. ઘરકામ અને કંટાળા ભરેલું વૈતરું એ બેમાં ભેદ છે – મહત્ત્વનો ભેદ છે.

"ઘરકામ પોતાની જાતે વિનાસંકોચે અને આનંદથી કરવું એ જરૂરનું છે. તેમ છતાં શિક્ષિત સ્ત્રીને બીજી પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનો અવકાશ મળે માટે એ બધા કાર્યમાંથી કંટાળા ભરેલા વૈતરાનો અંશ જેટલો બને તેટલો ઓછો થવો જોઈએ, અને પ્રગતિમાન સમાજે એવી અનુકૂળતા કરી આપવી જોઈએ એ સમાજની ફરજ છે.

"આપણા સમાજમાં કુટુંબની વહૂ અને મોટી ઉંમરની છોકરીઓને સવારના છથી રાતના અગિયાર વાગ્યા સુધી જરા પણ પગ વાળવાનો પ્રસંગ મળતો નથી. ગામડાંમાં સ્ત્રીઓ ઘરનું, ઢોરઢાંખરનું અને કેટલુંક ખેતરનું પણ કામ કરે છે. અને એ રીતે આખો દિવસ એ શ્રમ ભરેલા કાર્યમાં કલાકોના કલાકો સુધી તે રોકાયેલી હોય છે એ જાતનું વૈતરું કરવાનો કંટાળો શિક્ષિત સ્ત્રીઓને હોય તો મને એમાં એમનો દોષ જણાતો નથી."

મુરબ્બી! તમને એકલાને નહિ, પણ સૌ — જૂજ અપવાદ સિવાય — એમાં શિક્ષિત સ્ત્રીઓનો દોષ નહિ ગણે. પરંતુ મારે પૂછવાનું છે તે એટલું જ કે આજે ઘરકામ પ્રત્યે જે કંટાળો એ ભણેલી બહેનો બતાવે છે તેમાં ગામડાની સ્ત્રીઓનું કામ બતાવ્યું તેટલું અને તેવું વૈતરું છે ખરું? સવારના છ થી રાતના અગિયાર વાગ્યા સુધી દેશમાં લાખો સ્ત્રીઓને કામ કરવું પડે છે, પરંતુ જે બહેનોની આમાં વાત થાય છે તે શિક્ષિત બહેનો સાચે જ એટલા કલાક વૈતરું કરે છે, માટે એનો એ વિરોધ કરે છે.

પરંતુ વૈતરા ઉપર શ્રી ગટુભાઈએ જે ભાર મૂક્યો તેનો પડદો તોડી નાખતાં, શિક્ષિત સ્ત્રી ઘરકામ કેમ કરવા તૈયાર નથી તેનો નગ્ન જવાબ શ્રીમતી સરોજિની મહેતા 'જ્યોતિર્ધર'માં આપતાં લાગ્યાં. વૈતરું છે માટે ઘરકામ પ્રત્યે ભણેલી સ્ત્રીને સૂગ છે એ એકમાત્ર કારણ નથી. એ વૈતરું શ્રી ગટુભાઈ કહે છે તેમ મશીનથી ઓછું થાય. તો પણ એમને શિક્ષિત

સ્ત્રીઓને એ મંતે સુગ રહેવાની! અમેરિકામાં યાંત્રિક અને બીજી સગવડો છતાં પણ ભણેલી સ્ત્રીઓને ઘરકામ તરફ કંટાળો હોય છે. ઘરકામ એ સમાજે હલકું માન્યું છે એટલે સ્ત્રીના હાથમાંથી રસોઈનું કામ જાય તો જ એની પદવી ઉન્નત થાય. જ્યાં સુધી સ્ત્રીને માથે એ કામ છે ત્યાં સુધી એ સૌથી મજૂરણ જ ગણાશે. સ્ત્રીના સંબંધમાં અનેકાનેક પ્રશ્નો છે પણ તેને રસોડા-માંથી મુક્તિ અપાવવાનો સવાલ પણ મોટો છે.

પણ આ નવા માર્ગથી પુરુષોએ ભડકવાની જરૂર નથી. રસોઇ માટે શ્રીમતી મહેતાએ રસ્તો પણ બતાવ્યો છે. સરકાર કે સ્થાનિક સ્વરાજ્યની દેખરેખ નીચે ચાલતાં સ્વચ્છ ભોજનગૃહો મહોલ્લાવાર બનાવી શકાય. આ સૂચનાથી પુરુષો ભડકશે તેની એમને ખબર છે. એટલે એમણે સાથે સાથે ઇંગ્લેન્ડનો દાખલો આપી એવા ભડકનારાઓને શાંતચિત્તે વિચાર કરવા કહ્યું છે. ઇંગ્લેન્ડમાં પણ પહેલવહેલી બજારની પાંઉરોટી ખાવાનો રિવાજ શરૂ થયો ત્યારે રૂઢિચુસ્તોએ હોહા મચાવેલી અને બજારની રોટી ખવડાવનારને ફરજથી ભ્રષ્ટ થયેલી સ્ત્રીઓ ગણેલી. પણ પછી કાળક્રમે એ રોજીંદો વ્યવહાર થઈ પડ્યો.

સરોજિનીબહેન! રૂઢિચુસ્તો તો સર્વ જગાએ સરખા. એમની ચિંતા કોઈ પાલવે પણ નહિ. રસોડામાંથી મુક્તિ મળે તો સ્ત્રી બાળકો પ્રત્યે પણ વધારે ધ્યાન આપી શકે, એમ આપ કહો છો. પરંતુ ભણેલી સ્ત્રીને પછી બાળક ઉછેરવાનું કામ — ઘરકામ જેવું — હલકું નહિ લાગે? શંકા આવવાનું કારણ એ કે અમેરિકન સ્ત્રીઓનો અમુક વર્ગ એ અંગે પણ બળાપા કાઢે છે. અને એના ઉપાય તરીકે એ સ્ત્રીઓ સૂચવે છે કે, બાળકો માટે શિશુ સંગોપનગૃહોની વ્યવસ્થા થવી જોઈએ, જ્યાં માતાઓ આસાનીથી પોતાનાં બાળકોને ઉછેરવા આપી દેઈ શકે અને બાળોતિયાં બદલવાની અને બાળકોને ધવડાવવાની વેઠમાંથી આ રીતે છૂટેલી માતા આત્મવિશ્વાસના પોતાના પ્રિય કાર્યમાં પછી લાગી જઈ શકે.

અને આમ અમેરિકન સ્ત્રીની જેમ ઘર છોડી સ્ત્રીપુરુષ બને બહારનું કાર્યક્ષેત્ર પસંદ કરે તો પરિણામ શું આવે? કુટુંબવ્યવસ્થાનો નાશ.

કોઈ સ્ત્રી દલીલ કરશે કે, શું એ વ્યવસ્થા સ્ત્રીને ભોગે જીવતી રાખવી છે? એનો લાભ પુરુષને જ મળે છે અને તે સ્ત્રીને ભોગે, એટલે એ વ્યવસ્થા કાલે નાશ પામતી હોય તો આજે નાશ પામે, પણ સ્ત્રી પોતાના ભોગે એ જાળવવા માગતી નથી!

તો બીજું શું થાય? કુટુંબવ્યવસ્થા તૂટવા દેવી રહી. અને એ તૂટતાં પરિણામ શું આવશે? અમેરિકામાં એની હિલચાલ શરૂ થઇ ગઇ છે તે — કુટુંબ-જીવન કેમ સમૃદ્ધ કરવું!

અમેરિકાના બધા પક્ષોની સો કરતાં વધારે સંસ્થાઓ, જેના કુલ ચાર કરોડ સભ્યો છે તે આવતા વર્ષે વૉશિંગ્ટનમાં કુટુંબજીવન અંગે પહેલી રાજકીય પરિષદ ભરવાની તૈયારી કરે છે. પ્રેસિડેન્ટ ટ્રુમેને એ પરિષદ સરકારી વાઇટ હાઉસમાં ભરવા નિમંત્રણ આપ્યું છે. એ પરિષદનો હેતુ આધુનિક અમેરિકન જીવનમાં કૌટુંબિક કોયડા ઊભા થતાં જે મુશ્કેલીઓ ઊભી થઈ છે તેનો શી રીતે નિકાલ લાવવો અને કૌટુંબિક સંબંધો કેમ મજબૂત બને તેનો સ્વેચ્છાએ રસ્તો કાઢવાનો છે, એરિક જોન્સને એ પરિષદ બોલાવવાના ધ્યેય અંગે જણાવ્યું છે — ઇતિહાસે આપણને બોધપાઠ આપ્યો છે કે જે પ્રજા કૌટુંબિક જીવન સામે નફરત બતાવશે તો એ વેરવિખેર અને પાયમાલ થઇ જશે!

એટલે સરોજિનીબહેન! પશ્ચિમને પગલે પગલે જવા માગતાં આપણે પણ એક દિવસ ઉપરના જેવી પરિષદ બોલાવવાનો પ્રસંગ ન આવે માટે કુટુંબ-જીવનને પશ્ચિમની જેમ વેરવિખેર ન કરતાં, એમાં જે અનિષ્ટો છે તે દૂર કરવા પ્રયત્ન કરીએ તો? પણ ભૂલ્યો! તમે બધાંએ બળવો કરવા જ ધાર્યું છે ત્યાં હું વળી સમાધાનનો રસ્તો ક્યાં શોધવા બેઠો!

*

## સ્વીકાર

(૧) વાણી – સંપાદકો : સુરેશ હ. જોષી અને મોહનભાઈ પટેલ, આણંદ વાર્ષિક લવાજમ ચાર રૂપિયા.

(૨) પાટીદાર પડકાર – વાર્ષિક દિપોત્સવી અંક. પ્રકાશક – પાટીદાર પડકાર કાર્યાલય, નાકરોબી.

(૩) આપણા જવાહર – લેખક : ગો. ડી. માસ્તર, મોમ્બાસા.

(૪) આપણા સરદાર – લેખક : ગો. ડી. માસ્તર, મોમ્બાસા.

(૫) ભવાનીપુર ગુજરાતી બાલમંદિર-કલકત્તાનો સન ૧૯૪૬–૪૭નો અહેવાલ.

(૬) શ્રી ધર્મજ બંધુ સમાજનો અહેવાલ તા. ૧-૮-૪૫ થી તા. ૩૧-૭-૪૭ સુધીનો.

# પ્ર * સં * ગ * ક * થા

## એક પત્ની ઉપર બીજી

સારસાના શ્રી રજની પટેલ, બાર-ઍટ-લૉ, કમ્યુનિસ્ટ નેતા છે. અને મુંબઈમાં વકીલાત કરે છે. એમને ૨૭ વર્ષનાં શ્રી તારાબહેન નામે પ્રથમ પત્ની છે. એ બહેન સાથે એમનું લગ્ન થયા પછી એ વિલાયત બારીસ્ટર થવા ગયા. એમ આગળ ભણીને એ દૂર દૂર નીકળી ગયા અને શ્રી તારાબહેન તો ત્યાંનાં ત્યાં સારસા અને સાધીના સંસ્કારમાં રહી ગયાં. કહેવાય છે કે એ બહેન એમને પસંદ ન હતાં એટલે એમની સાથે સંબંધ રાખતા ન હતા. વળી એ કાયમ માંદાં રહે છે એમ પણ કહેવાય છે. જે હો તે, શ્રી રજની પટેલે તા. ૨૩ : ૧૧ : '૪૭ના રોજ પૂનામાં દક્ષિણી બ્રાહ્મણ શ્રી સુશીલા ગોખલે, એમ. એ., સાથે ફરી લગ્ન કર્યાં છે. અને એ પણ એ બહેનનાં માતાપિતાએ કંકોત્રી કાઢી જાતે કરાવી આપ્યાં છે!

## કોણ કોનાથી ચડે?

ન્યાય અપાવવાનો ધંધો કરતા એક બારીસ્ટર પોતાની પત્નીને જ અન્યાય કરે છે! ગરીબોને, પછાત વર્ગોને અને મજૂરોને ન્યાય અપાવવા માટે લડતા સામ્યવાદીઓના આ નેતા જાતે પોતાની ગરીબ પત્નીને અન્યાય કરે છે! ડબલ ગ્રેજ્યુએટ શ્રી સુશીલાબહેન પુરુષ વર્ગ તરફથી પોતાની જાતિને થઈ રહેલા અન્યાયને દૂર કરવાનું કામ કરવાને બદલે એ પણ પોતાની એક બહેનના હકને ડુબાડે છે! અને એ કૃત્યનો વિરોધ તો ક્યાં ગયો પણ જાણે એમાં કંઈ અજુગતું ન હોય તેમ એમનાં માતાપિતા લગ્નની કંકોત્રીઓ કાઢી લગ્ન ઉજવે છે! આપણી પ્રજાકીય સરકારનો તમાસો પણ જોવા જેવો છે. એક પત્ની ઉપર બીજી ન કરી શકાય તેવો કાયદો કર્યો એટલે લોકોએ માન્યું હતું કે એક કુરૂઢિ તો અટકી. પરંતુ કાયદાની શબ્દજાળ એવી છે કે ધારાશાસ્ત્રીઓએ એને નકામો કરી મૂક્યો. પ્રથમ પત્ની ફરિયાદ કરે તો જ કેસ ચાલી શકે! કાયદો ઘડવાનો ઉદ્દેશ તો સીધો હતો. એટલે શબ્દજાળમાં આવી બારી રહી ગઈ હોય તો તરત એને પૂરી દેવી જોઈએ. પરંતુ એ તો સરકારી ઢબે ચાલવાનું. ક્યારે એ રહી ગયેલી ખામી પૂરાશે એ તો પ્રભુ જાણે! આમ બંને પક્ષે જોઈએ છીએ ત્યારે પ્રશ્ન થાય છે કે કોણ કોનાથી ચડે? અમે આ લગ્નને વખોડી કાઢીએ છીએ.

## આમાંથી ઊભો થતો એક પ્રશ્ન

આ પ્રસંગે એક પ્રશ્ન ઊભો થાય છે. ઉમરનાં કજોડાં કરતાં સંસ્કારનાં કજોડાં એ કરુણ સ્થિતિ છે. બંનેમાં કોઈ જાતની સમાનતા ન હોય ત્યારે પતિપત્ની તરીકે સહજીવન અશક્ય બની જાય છે. અને સમાજની રૂઢિને લીધે સાથે જીવન ગાળે તો એ પશુજીવન કરતાં કોઈ રીતે ચડિયાતું હોતું નથી. તો આવી સ્થિતિમાં બંને પોતપોતાનો રસ્તો લે એ શું યોગ્ય નથી? સ્ત્રી આજે કેળવણીને અભાવે રસ્તો ન લઈ શકતી હોય તો એના કારણે શું પુરુષે પણ દુઃખી થવું? આમ બંને દુઃખી થાય તેના કરતાં એક સુખી થઈ શકતું હોય, તો એ રસ્તો કેમ ન લે? આવા પ્રશ્નો થાય એ સ્વાભાવિક છે અને ઉપરછલ્લો વિચાર કરતાં એમાં કંઈ ખોટું નથી એમ પણ દેખાય. પરંતુ આ પ્રશ્ન વિચારતાં નરી વ્યક્તિનો વિચાર નથી કરવાનો. સમાજનો પણ કરવાનો છે. માણસ સામાજિક પ્રાણી છે એટલે સમાજની તંદુરસ્તીને હરકત આવે એવું પગલું એ ન ભરી શકે. આજના સમાજના બંધારણ અનુસાર લગ્નની જે પદ્ધતિ છે તેમાં પુરુષો કરતાં સ્ત્રીઓને વધુ અન્યાય થાય છે. અને અલ્પ સંખ્યામાં પુરુષને પણ થાય છે. એ અન્યાય કોઈ પક્ષને ન થાય તેવી સ્થિતિ થવી જોઈએ. એ સ્થિતિ આવતાં વાર લાગવાની છે. એ વચલા ગાળા સુધી જે કરુણ સ્થિતિ રહે તે અનિવાર્ય અનિષ્ટ તરીકે સ્વીકારી બંને પક્ષે ચાલવું રહ્યું. અને તે માટે જ કાયદાએ છૂટાછેડામાં પણ સંસ્કારનાં કજોડાંને છૂટાં પડવાની કલમ ઉમેરી નથી. એનો અર્થ ભવિષ્યમાં નહિ ઉમેરે એવું પણ નહિ. એટલે લગ્ન મૂળે તો સમાજવ્યવસ્થા માટે જ જન્મેલી વ્યવસ્થા હોઈ સમાજને તેટલે દરજ્જે વ્યક્તિએ આધીન રહેવું રહ્યું.

## ગુનાઓ શાથી અટકે?

સમાજમાં બીજા કાયદાઓનો ભંગ કરનાર ગુનેગારો હોય છે. તેમ આ ક્ષેત્રમાં પણ ગુનો કરનાર વર્ગ રહેવાનો. અને એવા ગુનેગારોને શિક્ષા થાય એટલાથી સમાજ જો સંતોષ માની લેશે તો ગુનાઓ અટકી જશે એમ માનવું ભૂલ ભરેલું. એમ નરી શિક્ષાથી જ ગુના જો અટકતા હોત તો ફાંસીથી અટકી ગયા હોત. એટલે શિક્ષા એ તો રોગને તાત્કાલિક ઢાંકી દેવા માટેની મલમપટ્ટીની ગરજ સારે. એ ગુનાઓ થતા અટકાવવા હોય તો એ સ્થિતિનાં મૂળભૂત કારણોનો અભ્યાસ કરી તે દૂર કરવાથી જ ગુનાઓ અટકી શકે. આ ક્ષેત્ર પૂરતો વિચાર કરીએ તો માબાપોએ હવે વિવાહ નક્કી કરતા

પહેલાં વર–કન્યાની પસંદગીનો ખ્યાલ રાખવો જોઈએ. આ અંકના 'સલાહ' કિસ્સામાંના નટુભાઈને પહેલેથી કમળા સાથે પરણવું ન હતું છતાં માબાપોએ એને પરાણે પરણાવ્યો. પરિણામ કરુણ આવ્યું. એવું સાંભળે પણ બને છે કે કન્યાની ઇચ્છા ન હોય છતાં એને પરણાવવામાં આવે. આવું પહેલાં ઘણું બન્યું છે, પરંતુ હવે તે યુગ ચાલ્યો ગયો. વળી પરણાવતી વખતે માબાપો પોતાના કુટુંબની કક્ષાનો વિચાર કરે છે, પરંતુ પોતાની દીકરીની કે દીકરાની કક્ષાનો વિચાર નથી કરતાં. અને એ કક્ષાભેદને લીધે સંસારનાં કજીયાં ઊભાં થાય છે. એટલે આવા ગુનાઓ અટકાવવા તથા લગ્નના ઝઘડા ટાળવા માબાપો ઘણું કરી શકે તેમ છે. અને તે કરવું તે તેમની નૈતિક ફરજ છે.

## વસોનાં અને વિદ્યાનગરનાં તોફાન

તા. ૨૫–૧૧–'૪૭ની રાત્રે વસોમાં મોટું તોફાન થયું. મુસલમાન વસ્તીને ઘેરો લેઈ હુમલો કરવામાં આવ્યો. આગ ચાંપવામાં આવી. ૫૦–૬૦ જેટલાં ઘર બળીને ભસ્મીભૂત થયાં. આગમાં ફેંકી દેવાને કારણે બે સ્ત્રીઓ અને ત્રણ પુરુષોનાં મરણ નીપજ્યાં. વળી થોડા દિવસ પહેલાં દરબાર સાહેબને વસોની ગાદી પાછી મળી ત્યારે વસો ગામે જેના હાથે દરબાર સાહેબને માનપત્ર અપાવ્યું હતું એવા પવિત્ર નૂરભાઈ ચાચા, જેમને મન હિન્દુ–મુસ્લીમના કોમી ભેદભાવ ન હતા તેમનો પણ એ તોફાનમાં ભોગ લેવાયો!

એ જ પ્રમાણે આણંદ વલ્લભવિદ્યાનગરમાં ભણતા કોલેજના સિંધી–ગુજરાતી વિદ્યાર્થીઓ વચ્ચે તા. ૧૧–૧૨–'૪૭ના રોજ તોફાન થયું. પહેલે દિવસે તો સામસામી પાંચ દસ વિદ્યાર્થીઓમાં તોફાન થયું, તેમાં ગુજરાતી વિદ્યાર્થીઓએ માર ખાધો. એનું વેર લેવા બીજી રાત્રે મોટું તોફાન થયું. કરમસદ, બાકરોલ અને આણંદથી બીજા યુવકો ગુજરાતીઓની વહારે ચડ્યા ને તોફાન ભયંકર બન્યું. સામસામી મારામારી થઈ. પંદરેક જણને વાગ્યું. હાથપગ ભાંગી જવાથી બે સિંધી વિદ્યાર્થીઓ દવાખાને પડ્યા. એકબીજાએ સામસામી સરસામાન તોડ્યો, ફોડ્યો, ચોર્યો અને તેના ઉપર દીર્ઘ અને લઘુ શંકાઓ કરી ત્યાં સુધીની હલકટતા બતાવી! સિંધી વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ કોલેજ છોડી ચાલ્યાં ગયાં. વ્યવસ્થા જાળવવા કોલેજ અઠવાડિયું બંધ કરવી પડી.

# પાટીદાર

સ્થાપક : સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

૨૦૦૪ ] જાન્યુઆરી-'૪૮ [ માહ


ये केचित् दुखिता लोके सर्वेआत्मसुखेच्छया ।
ये केचित् सुखिता लोके सर्वेअन्यसुखेच्छया ॥

સંસારમાં જેટલાં માણસો દુઃખી છે એ એટલા માટે દુઃખી છે કે, એ પોતાને જ સુખી બનાવવાની ઇચ્છા રાખે છે. અને સંસારમાં જેટલાં માણસો સુખી છે એ એટલા માટે સુખી છે કે, એ બીજાઓને સુખી કરવાની ઇચ્છા ધરાવે છે.


તંત્રી

ઈશ્વર પેટલીકર

# પાટીદાર

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

માહ<br>સં. ૨૦૦૪ | જાનેવારી-૪૮ | વર્ષ ૨૫<br>અંક ૪


## એક અંગત પત્ર


રણછોડભાઈ મો. દેસાઈ


ગ. ભાઈશ્રી,

આપણી લગ્નપ્રથા બધી બાજુનો વિચાર કરતાં મને સડી ગઈ હોય તેવી લાગે છે જે કંઇ સુધારા થતા હોય તે જાણે ન છૂટકે થતા હોય તેવા, એટલે સંયોગો પલટાતાં પાછા બમણા જોરમાં ફૂટી નીકળવાના, સિવાય કે કાયદો થાય અને તે પ્રમાણે બધાંને અનુસરવું પડે બાકી, વિચારપૂર્વક બુદ્ધિથી તો કોઇએ કંઇ કર્યું નથી અને કરવાના પણ નથી.

આપણે પણ દીકરી પરણાવતી વખતે પરઠણ દેવી પડે છે એટલે દીકરા પરણાવતા પરઠણ ન લેવી એ વ્યવહારિક વાત નથી, એમ તમારું કહેવું છે. જે કુટુંબે આપણી પાસેથી જેટલી પરઠણ પડાવી હોય તે કુટુંબ પાસેથી આપણો દાવ આવતાં તેટલી પરઠણ ઓકાવવી એવું જો હોય તો તે વ્યવહારિક દૃષ્ટિએ બરાબર કહેવાય. અને એમ કરનારને હું એક વીરપુરુષ ગણું-પણ આપણા વહેવારિયા એવા વીરપુરુષો નથી. બહાર વધારે બળવાનનો માર ખાઈ આવી ઘરમાં નબળો માટી બૈરી ઉપર શૂરો થાય તેમ મોટાંની પરઠણનો માર ખાઈને બિચારા કોઇ નાના ઉપર પરઠણ લેવાનો રોષ કાઢવા જેવી બાયલા-વૃત્તિ પ્રમાણેજ અત્યાર સુધી આપણા વહેવારિયા વર્ત્યા છે. એટલે વ્યવહારની રીતે પણ પરઠણ આપીએ એટલે લેવી એ તમારી દલીલ બરાબર નથી.

ચોરી કરવી એ પાપ છે. જૂઠું બોલવું એ પણ એક એવું પાપ છે. પરંતુ ઘણા જૂઠનો આશ્રય લેઇને અને લગભગ ચોરી જેવું કરીને લાખોપતિ થયા છે-થાય છે. માટે આપણે પણ એમ કરીને બીજાની માફક પૈસાદાર

થઈ જવું ! એટલે વ્યવહારિક રીતે પરઠણનો કોઈ બચાવ શોધી કાઢે, પરંતુ નૈતિક દૃષ્ટિએ વરવિક્રય–કન્યાવિક્રય જેવા અધર્મોને માન્ય રખાય જ કેમ !

એટલે વ્યવહારના પ્રવાહમાં, નદીના પ્રવાહમાં નિર્જીવ લાકડાનો ટુકડો તણાય તેમ, યુવકોએ તણાવું એનો અર્થ એ પણ નિર્જીવ લાકડાના ટુકડા જેવા છે, એમ થાય. જીવંત યુવકો માટે એ ઇષ્ટ નથી. પરઠણ અનિષ્ટ છે તો પછી નજ્જ લેવી અને બેનોને પરઠણ વગર પરણાવી શકાય એવી સ્થિતિ ઊભી કરવી એ શ્રેયસ માર્ગ ગણાય.

વરે વરઘોડો નહિ કાઢતાં ચાલતા પરણવા જવું અને વાજાં પણ ન વગાડવાં ઇત્યાદિ યોગ્ય નથી લાગતું, એમ તમે લખ્યું. જમણવાર પણ સંયોગોનુસાર કરવા અને લગ્નપ્રસંગ છે તેવું લાગે તેમ રસ્તો નીકળવો જોઈએ, એમ તમે સૂચવ્યું.

લગ્નના રિવાજો મૂળે તો બધા ધર્મપંથને અનુસરીને જ નીકળેલા એટલે ધાર્મિક કહેવાય. મંદિર મહાદેવમાંય ઘંટ વાગે છે. ઉત્સવો પણ થાય છે. તેમ લગ્નપ્રસંગે ધર્મભાવનાએ વાજાં નહિ પણ વાજિંત્ર વાગતાં હોય તો મનને આનંદ થાય. એ વાજિંત્ર ધાર્મિક ભાવનાએ જ હોય તો સાત્વિક હોવાં જોઈએ. અત્યારનાં વાજાંના સૂર સાત્વિક તો નહિ પણ રાજસિક અને તામસિક કરતાં પણ વધે એવા અધમ હોય છે. મંગળ સંગીત એ લગ્ન જેવા માંગલિક પ્રસંગે તેના યથાર્થ રૂપમાં હોય તે ઇચ્છનીય જ છે. પણ આ તો સાપ ગયા અને લિસોટા ય નથી રહ્યા. જેમ જેને ફાવ્યું તેમ ચાલ્યે રાખ્યું છે.

વરઘોડો—વર ઘોડે ચઢીને પરણવા જાય તે. પાલખી, જેને આપણા જેવા માનવીઓ જ ઢોરની માફક ઊંચકે અને કેમ જાણે આપણે મોટા રાજા હોઈએ એવા દંભ કરીએ ! અત્યારે વળી મોટરમાં બેસી વરઘોડે ચઢે છે. મોટર ઝડપી વાહન છે. ઉતાવળથી જવું હોય ત્યાં તેની અગત્ય ખરી. પરંતુ વરઘોડામાં ધીમી ગતિને લીધે એનું એંજીન પણ ગરમ થઈ જાય, અટકી પડે. આવા રિવાજોમાં છે કઈ વિવેક, વિચાર, કળા, સંયમ, કંઈ કહેતાં કંઈએય ! જાણે નર્યા મૂર્ખાઈવેડા !

જમણવારના પ્રસંગો પણ ધાર્મિક મનાતા. અત્યારે લગ્નપ્રસંગે નોતરું દેનાર કોઈ અન્ય પ્રસંગે એજ આમંત્રિતને કંઈ હિસાબમાં પણ લેતો હોતો નથી. ક્યાં છે એમાં ધર્મભાવના, સમાજભાવના, ભ્રાતૃભાવ કે સમાનભાવ ! કે માત્ર નર્યો દંભ. ભાઈ પિત્રાઈને પોતાના તેજમાં આંજી નાખવાનો ક્ષુદ્ર પ્રયાસ !

માનવી સામાજિક પ્રાણી છે એટલે સમૂહમાં જમતાં તેને આનંદ થાય તે સ્વાભાવિક છે. પરંતુ એ જો સામાજિક પ્રાણી હોય તો તેણે સમાજને અનુકૂળ થાય તેમ વર્તવું એ પણ એની સામાજિક ફરજ છે, એ આજે સાવ ભૂલાઇ ગયું છે. બે સગા ભાઇઓ આર્થિક રીતે અસમાન હોય; એક મોટા ધનના ઢગલા ઉપર પલાંઠી વાળીને બેઠો હોય, બીજો પરાણે દહાડા કાઢતો હોય. ધનિક ભાઇએ પ્રસંગ આવતાં મોટા જમણવાર કર્યો અને ભાઇને પણ જમવા બોલાવ્યો. પૈસાની દૃષ્ટિએ ગમે તેવો તે ઊંચો હોય પણ કૌટુમ્બિક દૃષ્ટિએ, સામાજિક દૃષ્ટિએ તો બંને સમાન રહેવા ઇચ્છે છે, ઇચ્છવું જોઇએ. એટલે પછી પેલા નબળા ભાઇને ત્યાં પ્રસંગ આવતાં તેણે ઘર ખેતર–વેચીને પણ ધનિક ભાઇ જેમ ખર્ચ કરવું રહ્યું ! એટલે પેલા ધનિક ભાઇની—માનવી સામાજિક પ્રાણી હોવાથી—ભાઇને પણ અનુકૂળ થાય તેવી રીતે પ્રસંગ ઉજવવાની સામાજિક ફરજ હોય છે જ. પરંતુ એવી ફરજને એ લોકો બાંધવાના નથી, વાળ્યા વળવાના નથી. એટલે જેને પોતાના ભવિષ્યની ફીકર હોય તેવા નવયુવકોએ વિચાર કરી રસ્તો કાઢવો જોઇએ. યુવકોમાં દમ હોય તો ક્રાન્તિનો માર્ગ લે.

આપણા ઘરમાં કેમ ચાલે છે તે તમે લખ્યું. માગશી એ સર્વ અજાણ્યું નથી. હું જાણું છું, સમજું છું કે ભિન્ન ભિન્ન સંસ્કારનાં અને જુદી જુદી પ્રકૃતિનાં આપણા કુટુંબ જેવાં કેટલાં ય કુટુંબ હશે. એને શંભુમેળો કહે છે. શંભુને આપણે ભગવાન તરીકે પૂજીએ છીએ. એમના ઘરનો તાલ જોવા જેવો છે. પાર્વતીનું વાહન સિંહ, શંભુનું વાહન પોઠિયો. બંને સામ સામી આવી જાય તો ! પોઠિયો બિચારો શંભુને લેઇને કે ફેંકી દેઇને છુટ લેતો ક્યાં ય નાસે ! એ ધમાચકરીમાં શંભુ–પાર્વતીના પુત્ર શ્રીયુત્ ગણપતિજીનો બિચારો ઉંદર તો ક્યાં ય ચગદાઇ જાય ! એકમેકનો મેળ ન ખાય તેવા એ શંભુમેળામાં બધે વિરોધાભાસ જેવા કુટુંબનું હળાહળ ઝેર મુખ્ય વ્યક્તિ બિચારા શંભુને ગળે ઊતારવું પડ્યું, તેથી તે નિલકંઠ કહેવાયા. એ પ્રમાણે ઘરનો બધો તાલ સહન કરી નિભાવવામાં જ કુટુંબના મુખ્ય માણસની ફરજ આવી જાય છે. એજ.

# શબગાડી

નાનુભાઈ દવે

શરીરમાંથી જીવ ઊડી ગયા પછી યે એના પ્રત્યે માનથી જોવાનું સહુને સ્વીકાર્ય છે. એમ પણ કહી શકાય કે જીવ્યા કરતાં મુઆ પછી વધારે માન આપવાની ઉતાવળ આવી જાય છે. કારણ કે કસર રહી ગઈ હોય તે પૂરી કરવાનો પછીથી ક્યાં અવસર મળવાનો હતો? એટલે તો આપણે ખભે મૂકીને મૃતદેહને ઘેરથી સ્મશાન સુધીની યાત્રા કરાવીએ છીએ, અને કોઈ પશુ કે યંત્રની મદદ લેઈએ માન ઓછું કરતા નથી. માત્ર ખભો જ આપીએ છીએ કારણ કે માથા ઉપર મૂકીને લેઈ જવાનું ફાવતું નથી, ચારેય ઊંચકનારાની ખોપરીઓ સરખી નથી હોતી.

આવી યાત્રાનો માર્ગ પણ કેવો છે? પગદંડી પણ આવે જ્યાં બે જણ સાથે મુશ્કેલીથી ચાલે, વરસાદનું પૂર ઓળંગવાનું પણ આવે, જાહેર ધોરી માર્ગ પણ આવે, ઢાળટેકરા યે હોય ને રેતી કે ધૂળના લાંબા પટ વિસ્તાર પણ હોય. ધગધગતા તાપથી હવા અને ધરતી બન્ને તપેલાં હોય કે મુશળધાર વરસાદમાં મારગ ડૂબી ગયો હોય.

આ બધાને ધ્યાનમાં લેઈને મૃતદેહને હલકું, સાંકડું, સાદું વાહન આપ્યું છે. એ શબવાહિની તો ઉત્તમ છે, એને સન્માનવાનું સ્થાન—ખભો—એ પણ બદલી શકાય એવું નથી. છતાં એ વજન અને તે ઉપાડવાની શક્તિ વચ્ચે મેળ ખાતો નથી. યમરાજાના દરબારમાં ભલે આપણે સાદી સવારીએ જવું પડે. પરન્તુ જેમના ખભે હાથ સરખો નથી મૂક્યો પણ એના ઉપર સવાર થઈ એને દબાવી ઝુકાવીને જવાનો વિચાર કરું છું તો અત્યારથી શરમ આવે છે. મૃતદેહનું ભલે સન્માન થતું હોય, ઊંચકનારાઓનું તો અપમાન જ થાય છે.

એક દાક્તર મિત્રે માર્ગ સુચવ્યો છે; એની એ જ શબવાહિની, એ જ ખભો, પરન્તુ વજન બધું ગાડીની કમાન ઉપર રહે એવી કરામતવાળી ગાડી જોઈએ. જેટલો સન્માન માટેનો માર્ગ હોય ત્યાં સુધી જ આની મદદ લેવાતી પછી તો ચોકઠું વાહન વાપરવું એ જ પ્રમાણિક છે. સન્માનગાડી અને રીતસરનું વાહન (Transport Vehicle) એ બન્ને જાહેર સંસ્થાઓએ દાખલ કરવાં અને નિભાવવાં જોઈએ.

હિંદુ સંસારમાં કાળબળે જે ફેરફારો થયા છે ને થવાના છે એમાં એક આવો ફેરફાર થાય તો યે ચૌદેય લોકની વ્યવસ્થામાં કશી ગરબડ નહિ થઈ જાય એની ખાતરી આપી શકાય એમ છે!

# જવાબદારી ન છોડી શકાય

ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર અને વિદ્વાન વિચારક શ્રી મગનભાઈ દેસાઈને ગયા અંકના ‘સલાહ’ પ્રસંગ અંગે પોતાની સલાહ આપવા વિનંતિ કરેલી. જે એમણે માન્ય રાખી પોતાના વિચારો નીચે જણાવ્યા છે. બોચાસણ વલ્લભ વિદ્યાલયના આચાર્ય શ્રી શિવાભાઈ પટેલે પણ તે અંગે પોતાનો મત દર્શાવ્યો છે. ઉપરાંત ‘પાટીદાર’ના જાણીતા લેખક અને વિચારક શ્રી ડાહ્યાભાઈ પટેલ દારેસલામથી હાલ વતન આણંદમાં આવ્યા હોઈ તેમને વિનતિ કરતાં, એમણે પણ પોતાનો મત દર્શાવ્યો છે. આશા છે કે જે પાત્રોને અનુલક્ષીને તે છે, તે ઉપરાંત બીજાં ઘણાંને તે ઉપયોગી થશે.

[ ૧ ]

ભાઈશ્રી પેટલીકર,

તમારો પત્ર મળ્યો. તેની સાથે તમે ‘પાટીદાર’માં પ્રગટ થયેલો ‘સલાહ’ નામનો લેખ બીડ્યો તે પણ પહોંચ્યો. એ લેખ વાંચતાં તો લઘુકથા જેવો લાગે; પરંતુ તમે જણાવો છો કે, એ ‘એક સત્ય કરુણ પ્રસંગ’ છે. એટલે કે એ કથાનું વસ્તુ સાચું છે; અને એ કરુણ છે એ તો ઉઘાડું છે.

માનું છું કે કથાનાં બે પાત્રો – નટુભાઈ અને કમળા – પાટીદાર છે.* એટલે એવી જ્ઞાતિનાં કે જેમાં સ્ત્રી ફરી લગ્ન કરે એવો રિવાજ નથી.

અને કેટલાક કેસમાં કુળ કે પૈસાની લાલચથી માબાપો પોતાનાં છોકરાંને તેમની મરજી-વિરુદ્ધ પરણાવી મારે છે તેમ, નટુભાઈને તેની ના છતાં માબાપે પરણાવ્યો અને તે પરણ્યો. તે વખતે તેની ઉંમર કેટલી હતી એ જાણવા નથી મળતું. પરંતુ, માનું છું કે બાળલગ્ન નથી. સત્તરેક વર્ષે તે લગ્ન થયું લાગે છે.+ મતલબ કે, નબળાઈને કે લાલચને વશ થઈને સમજણી ઉંમરે નટુભાઈ પરણ્યો છે. પરિણામ – આ કજોડું નીવડ્યું છે. એનું શું કરવું – એ તમારો પ્રશ્ન સમજું છું.

કદાચ તમને યાદ હશે કે આને જ મળતો એક કિસ્સો થોડા મહિના ઉપર મેં ‘શિક્ષણ અને સાહિત્ય’માં ચર્ચ્યો હતો. તેમાં પણ એક યુવકને પોતાની પત્ની ગમતી નહોતી; તે પણ કાળવશતાની પોતાની મનોદશા ભૂલતો હતો; તેને પણ પત્નીથી છૂટવું હતું. તેની આ મૂંઝવણ એક પ્રશ્ન રૂપે મારી પાસે મોકલવામાં આવી હતી ને મેં તેની ચર્ચા જાહેર રૂપે કરેલી,

* પાટીદાર છે. —તંત્રી

+ અઢાર વર્ષ પૂરાં થયે લગ્ન થયેલું છે. —તંત્રી

કારણ કે મેં માનેલું કે, આજના સંધિકાળના જમાનામાં આવા પ્રસંગો બીજા પણ હશે. તમારો ‘ સલાહ ’ લેખ એવો જ પ્રસંગ ગણાય. તેથી એ મારા લેખમાં ચર્ચેલી કેટલીક તાત્ત્વિક બાબતો અહીં ભેવડાવતો નથી; તમે એ લેખ× ‘ પાટીદાર ’માં ઉતારવા જેવો માનો તો લેશો.

નટુભાઈને કમળા નહિ ગમવામાં ત્રણ કારણો જણાવવામાં આવ્યાં છે : (૧) “ દેખાવે શ્યામ છે, (૨) કમઅક્કલ ખરી, અને (૩) પાછી અભણ.” આ બધાં કારણો ખરાં માનીએ તો પણ લગ્ન કર્યા પછી તે શી રીતે ચલાવી લેવાય? જૂની એક કહી યાદ આવે છે એમ પરણ્યા પછી તો “ પડ્યું પાનું નભાવી લે ”–એ જ યોગ્ય નીતિ અને વ્યવહાર પણ ગણાય. માણસ જેવા માણસ અંગે તેની માણસાઈ અને ગુણ જ ગમવા ન ગમવાના કે ફાવવા ન ફાવવાનું કારણ સંભવી શકે. શ્રી કમળાબહેન સાવ સાચું કહે છે કે, મને પશુ જેટલી પણ કદર ન મળે એ તે કેવો અત્યાચાર! અને હું પૂછું છું કે, એમાં જે કમઅક્કલપણું છે તે કમળાનું છે કે નટુનું ! કમળાને શા પરથી કમઅક્કલ કહેવામાં આવે છે ? ભણતરની નવા જમાનાની ટાપટીપ ન હોય કે અમુક ચબરાકપણું કદાચ ન હોય, તે પરથી માણસને કમઅક્કલ જો કહેવામાં આવે, તો તેમ કહેનારની જ અક્કલ વિષે વિચાર ન કરવો ઘટે !

કમળા અભણ છે. તેને નટુભાઈ પોતે ભણાવી શકતા હતા. તેમનાં સાસરિયાં એવા તો દાવા નહોતાં કરતાં ને કે, અમે નહિ ભણાવીએ પણ તમેય ન ભણાવી શકો !

દેખાવે તે શ્યામ છે. મને પેલા ભક્ત કવિની લીટી અહીંયાં યાદ આવે છે—

“ કાલે ગોરે તન પર ફૂલે,
તન જ્યેગા જલ રે !”

આજનો યુવક તેનું પહેલું ચરણ તો જરૂર સાચું પાડે છે. પણ તે બીજું ચરણ ન સમજે. ખેર, તેનો વાંધો નહિ, તો તેને હું એ યાદ દેવડાવું કે, આજે મોંને માટે પફ-પાઉડર અને હાથ પગ તથા નખ હોઠ ઇ.ની રંગોળી એટલી તો નીકળી છે કે તેનો આશરો લઈને યુવકયુવતીઓ પોતાની રંગસુંદરતા સંતોષી શકે છે. નટુભાઈ એ માર્ગ કેમ નથી લેતા ? વાત એમ છે કે, નટુભાઈએ સમજવું જોઈએ કે, આ સવાલ કેવળ એમની કામવાસનાનો

× ‘ ગિ. મા. ’ જાનેવારી, ૧૯૪૯,ના અંકમાં ‘ જીવન અને લગ્નનું ધ્યેય ’ એ લેખમાં આ ચર્ચા છે.

કે મોહનો નથી. એ સવાલ એમની માણસાઈ અને સામાજિક જવાબદારીનો છે. એ જવાબદારીને કમળા સમજે છે, તે પ્રમાણમાં એ વધારે કેળવાયેલી ગણાય. તે પોતાની કામવાસના આગળ નથી કરતી. તે પોતાની સમજ પ્રમાણેનાં ધર્મ ને સેવા જ માત્ર માગે છે. તેની સામે પુરુષની શી માગણી છે! નટુભાઈ ભણેલા છે એમ કહેવામાં આવે છે; પરંતુ આ દૃષ્ટિએ જોતાં તે ભણતર કહેવાનું જ — આજની પેલી પફ-પાઉડર અને હાથ-હોઠ રંગીઓ જેવું દેખવા પૂરતું જ.

તમારા લેખમાંથી કાંઈક એવો ભાવ સમજવામાં આવે છે કે, નટુભાઈનો પક્ષ પણ અમુક રીતે સબળ છે. (જેમ કે નટુભાઈના મોંમાં આ વાક્ય મૂક્યું છે–'મારું પગલું બુદ્ધિહીનતાને આભારી છે એમ તમે ન માની લેતા...'). નટુભાઈની નીચેની ઉક્તિમાં તમે એ મળતા મુકો છો:—

"હૈયાને કચરી નાંખવાનું કહો તો નિર્દય રીતે કચરી નાખવા તૈયાર છું, પરંતુ તેને કાપીને બીજાના હાથમાં શી રીતે આપી શકું?"

એટલે કે, નટુભાઈ લાચાર છે; તેનાથી કમળા પર મન જ નથી કરી શકાતું. (હૈયું કોઈ બીજે તો નથી અપાઈ ગયું ને?) ઉપર મેં 'શિક્ષણ સાહિત્ય'ના લેખની વાત કરી તેમાં પણ આવી દલીલ આવે જ છે, તે જોશો.

નટુભાઈ કેમ આ ન સમજે? એ એવા કાયર કેમ થઈ જાય? જો એમ જ હોય તો તેણે પછી કામવાસનાની વાત માંડી વાળવી જોઈએ, અને કાંઈ વધારે પરમ જીવન તરફ વળવું જોઈએ. પણ એવું તો ક્યાંય છે જ નહિ! અને કમળાની વાસના નહિ કે? તેનું શું? આ કિસ્સામાં એમ તો નથી ને કે, પ્રેમનો નિકાલ કે એવું કાંઈક ગોટાળિયું પણ છે?

આવા કિસ્સામાં બે બાબત વિચારવાની ઊભી થાય છે—

૧. વ્યક્તિ તરીકે આ કજોડાનાં પાત્રોને માટે ભવિષ્ય શું?

૨. સમાજ આવાં કજોડાંના દુઃખી લોકોથી શી રીતે બચી શકે? કેમ કે, તેઓ વાસનાના વિકારથી સમાજના સ્વાસ્થ્યને તો ધોકો પહોંચાડે: સ્ત્રી દબાયેલી હોઈ બિચારી પડી રહે. પણ પુરુષ તો ધાન્તીરૂપ બને જ.—એનું શું?

આનો ઉપાય, અગાઉ તો, સમજો ધણી ફરી પરણીને કરી લેતો ને અગાઉની સ્ત્રીને તરછોડી દુઃખી કરતો. આજે એની સામે સમાજે કાયદો કરી સ્ત્રીને રક્ષા આપી છે. નટુ જેવા લોક તેથી જ ફરી પરણી શકતા નથી. તો પછી છૂટાછેડાનું શું? આ ઉપાય પણ એને કામ ન આવી શકે. કેવળ આપણો કોઈ છૂટાછેડાનું પ્રકરણ કાયદામાં પૂરતું ન હોઈ શકે. અને ધારો કે નટુ છૂટાછેડા મેળવી શકે તોપણ કમળાનું શું?

આજે સમાજમાં એવી સ્ત્રીને પરણવાને માટે યુવકો તૈયાર થાય કે ! એટલે, છૂટાછેડાનો હક પણ ધણી ગમે તેમ ભોગવે તો સ્ત્રી જ આજે તો દુ:ખી થાય. તેથી એ પણ બની ન શકે. એટલે, નટુએ યા તો કમળાને છાંડીને ગમે તેમ એકલા ભમી ખાવું રહ્યું, અથવા તો કમળાને સંઘરવી જોઈએ. ભમી ખાવામાં નથી માનવતા કે નથી પુરુષાર્થ; નથી એમાં જીવનની ઉદાત્તતા પણ. એણે કમળાની જવાબદારી સમજવી જ જોઈએ. આ એની જવાબદારી એ કેમ ન સમજે ? ટોલ્સ્ટૉયની 'રિઝરેક્શન' વાત (ગુજરાતીઅનુવાદ 'પ્રસ્થાને' બહાર પાડ્યો છે) યાદ આવે છે. પોતાની જવાબદારીનો અંગીકાર કરીને જીવનમાં ચાલવું એ વિકાસનો માર્ગ છે. આ કથા એનો ઉમદા નમૂનો પૂરો પાડે છે. નટુ કમળાને વિધિસર પરણ્યા પછી તેના જીવનની જવાબદારી કેમ ફેંકી દઈ શકે ? એણે એ સ્વીકારવી જોઈએ; તો જ એને હૃદય છે અને અક્કલ પણ છે એમ ગણાય. બાકી તો કેવળ બેજવાબદાર અનૈતિકતા જ ગણાય. એનો એ કેમ વિચાર ન કરે ?

આ તમને પ્રસિદ્ધ કરવા જેવું લાગે તો કરી શકો છો. 'શિ. સા.'ના લેખની પ્રતજ તો તમારી પાસે હશે માનું છું.

તા. ૧૦-૧-૧૯૪૮ મગનભાઈ દેસાઈ

## [ ૨ ]

ભાઈશ્રી ઈશ્વરભાઈ,

વિ. પોષ માસના 'પાટીદાર'માં 'સલાહ' વિષેનો તમારો લેખ વાંચ્યો. તમે અતિ પ્રશ્નાર્થ મૂક્યું કે એટલે એ વિષેનો મારો વિચાર રજૂ કરવાનું મન થાય છે, તેથી આ પત્ર લખું છું

ભાઈ નટુભાઈ મૂર્ખ નથી, સમજુ છે; પણ તેમની સમજ સ્પષ્ટ નથી (મારી દૃષ્ટિએ) એમ મને લાગે છે.

તે પોતાની સ્ત્રીને ઢોર કરતાં હલકી ગણે છે એમ તે સ્વીકારે છે અને સાથે સાથે એમ પણ કહે છે કે 'મારું પગલું બુદ્ધિહીનતાને આભારી છે એમ ન માનશો.' આ બે વિરોધી વાતો છે.

વળી એમની કામવાસના એમને પીડી રહી છે, એમ તે જણાવે છે અને પશુ જેવું જીવન જીવવાનું પસંદ કરતા નથી. આ પણ બે વિરોધી વાતો છે.

+ તે લેખ 'પાટીદાર'ના ફેબ્રુઆરી '૪૭ના અંકમાં 'જીવન અને લગ્નનું ધ્યેય' એ મથાળા નીચે પ્રસિદ્ધ કરેલો છે. —તંત્રી

મનુષ્યે મનુષ્ય તરીકે જીવવું હોય તો કામવાસનાને સંયમમાં ફેરવવા પ્રયત્ન કરવો જોઇએ. એ વાસનાને માર્ગ આપવા તરફ પ્રયત્ન કરવાનો હોય નહીં. સ્ત્રી કામવાસનાને પોષવાનું સાધન નથી.

પેલી બહેન પ્રત્યે એમનામાં જે વૈરાગ્ય (!) (ખોટી કે ખરી રીતે) આવ્યો છે, તે યોગ્ય હોય તો ભલે તેની સાથે લગ્નજીવન ન ભોગવે; પણ એમના હાથનું ખાવાનું પણ ન ખાઇ શકે, એ માનવતાની દૃષ્ટિએ જરાય યોગ્ય નથી. એ માણસની બુદ્ધિ યોગ્ય રસ્તે છે, એમ ન જ કહી શકાય.

સામી વ્યક્તિના દોષે નહીં, પણ પોતાની જ ખામીને કારણે જે હૈયામાંથી માનવતા નીકળી ગઇ, તે હૈયાની ખામી છે અને તે સુધારવી જોઇએ. એ સુધારવાને જો કોઇ ફકરવાનું માને તો જુદી વાત.

ભાઇ નટુભાઇ જો કમળાબહેનને ન્યાય આપવા ઇચ્છતા હોય, હૈયાવાળા અને બુદ્ધિવાળા હોય તો તેમને માટે ઉત્તમ માર્ગ ફરી લગ્ન ન કરવા તરફ પોતાની બધી શકિત ખર્ચવાનો છે. કમળાબહેન પ્રત્યે જે તિરસ્કારની લાગણી છે, તે કોઇ વિચારવાન, બુદ્ધિશાળી કે ભાવનાશીલ યુવકમાં હોઇ શકે નહીં. એમણે એમનું દિલ તપાસવું રહ્યું. અને તત્કાળ ઉપાય ન જડે તો ધીરજ રાખવી રહી. આઠ વરસ ધીરજ રાખી હોય, અને ધીરજ ખૂટવાથી ફરી પરણે તેમાં તેમણે યોગ્ય જ કર્યું છે, એમ ન કહી શકાય.

તેમની કામવાસનાની તૃપ્તિ નથી થતી, તેમાંથી તેમના દિલમાં રોષ ઉત્પન્ન થયો છે. અને તે રોષમાંથી કમળાબહેન પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયો છે. આમાં તેમનું દિલ યોગ્ય રસ્તે વર્ત્યું છે એમ ન ગણાય.

તેમણે કમળાબહેન પ્રત્યે શરૂઆતથી તેમની રૂપ અને બુદ્ધિની માનેલી ઉણપને કારણે તિરસ્કાર કેળવ્યો છે, અને તે રીતે વર્ષોથી તેમણે કમળાબહેનને અન્યાય કર્યો છે, તેની ક્ષમા માગવી જોઇએ. અને એ સાચા દિલથી થશે તો તેમાંથી જ તેમને પોતાના કર્તવ્યનો રસ્તો મળી રહેશે.

જીવનમાં જેની જેની સાથે થોડો યા વધુ સમય રહેવાનું પ્રાપ્ત થાય, તે દરેક સાથે સુમેળથી રહેતાં આવડે, તો તે બુદ્ધિશાળી અને હૃદયવાળો માણસ ગણાય. અને સુમેળ સાધવાનો પ્રયત્ન કરવાનું દરેકનું કર્તવ્ય છે.

આથી બીજું માને યા કરે તો મને લાગે છે કે તે યોગ્ય નહીં ગણાય.

તા. ૪-૧-૪૮ શિવાભાઈ ગો. પટેલ

[ ૩ ]

ભાઇશ્રી નટુભાઈ,

તમારો કેસ ભાઇ પેટલીકરે રજૂ કરી તમારા જેવા અનેક ભાઇઓના વતી અવાજ ઊઠાવ્યો છે.

તમારા જેવા સો કેસોમાંથી લગભગ નેવું ટકા તો પહેલાં બે ત્રણ વરસમાંજ માબાપ અને સગાંવહાલાંના દબાણથી અથવા કામવાસનાની તૃપ્તિ માટે સંસાર માંડે છે. બાકી રહેલા દસ ટકા ફરીથી લગ્ન કરે છે. તમારે માટે આ માર્ગ પણ બંધ થયો છે.

તમે શ્રી પેટલીકરને આપેલા જવાબોથી સમજી શકાય છે કે તમે એક ભણેલા અને સંસ્કારી યુવક છો. તમે એટલું તો કબૂલ કરશો જ કે તમારા પોતાના પ્રત્યેની તમારી ફરજ ઉપરાંત બીજી પણ કેટલીક ફરજો તમારે અદા કરવાની છે. બીજા શબ્દોમાં કહીએ તો તમે તેમાંથી મુક્ત રહી શકતા નથી. એમાંની સામાજિક ફરજનો જ અત્રે ઉલ્લેખ કરવાનો છું.

આજે તમારું વય ૨૭ વર્ષનું છે. એ હિસાબે લગ્ન વખતે તમે ખાસ્સા ૧૯ વર્ષના હતા. એ કાળે તમે કોઇ સરકારી ગુનો કર્યો હોત તોપણ તમે સજાને પાત્ર ઠર્યા હોત. વળી તે વખતે તમે મેટ્રિક પાસ થઇ કૉલેજમાં હશો. સો ટકા અસંમત છતાં તમે રોતા રડતા પરણીને ઊઠ્યા. એ લગ્નનો વિરોધ કરવાની તમારામાં તાકાત ન હતી; કારણ કે વડીલોનો તાપ આકરો હતો. પણ તે પછી આ શ્યામ, અભણ અને કદાચ કમઅક્કલ છોકરીને તરછોડવાનું કામ સહેલું અને સુગમ હોઇ એ તમને ફાવતું આવ્યું. વારુ, તમે તમારા એ જુલ્મી અને બળાત્કાર કરનારા બાપ અને કાકાનો પણ અસહકાર કર્યો છે કે? કે પછી એમની બાબતમાં નિરુપાય છો?

તમારા હૃદયના મેળ મેળવવા માટે આ પ્રશ્ન અપ્રસ્તુત છે. પરંતુ તમે માનો છો કે ભણેલી અને દીઠે ગમે તેવી કન્યા જોઇને પરણ્યા હોત તો તેથી તમે સુખીજ થાત! સાચી ઘટનાઓ નજરે સામે રાખીને તમને હું કહું છું કે ન ગમતી પત્નીને તરછોડી બીજી જોઇને પરણેલા બધા સુખી નથી થયા. રૂપ, બાહ્યતર અને સંસ્કારની સમાનતા છતાં બીજી હજાર વાતો લગ્નજીવનમાં સુખી થવા માટે જરૂરની છે. જોઇને યુવક (કે યુવતી) શું જુએ છે? મોં અને મોંમાંથી પ્રશ્નના ઉત્તરરૂપે નીકળેલા બે ચાર બોલ.

પછી કહી દેવાની હા કે ના. એકબીજાના સંસ્કાર અને સ્વભાવના મેળ ખાવાની વાત એ જોવાની વિધિમાં ક્યાંથી સમજાય? એ પછી લોટરી લાગવાની વાત રહી. યુવકને સારી યુવતી કે યુવતીને સારો યુવક મળી જાય અને એમાંથી એકને ઘર માંડવાની અનિચ્છા ન હોય એટલે સોમ નાથ્યા. પછી બાળકો થાય એટલે ગાંઠ વળે. પ્રેમ, સ્નેહ, બધું પાછળ તણાતું આવે!

આજે તો આ સ્થિતિ છે. ભાવિ દંપતી એકબીજાના વધારે નિકટ પરિચયમાં આવે એવાં બહોળાં ક્ષેત્ર, સંવનનનાં ક્ષેત્ર આજે તો મુદ્દલે નથી. કયો બાપ છોકરીને પારકા છોકરા સાથે ફરવા હરવા મોકલશે? હા, સીનેમા અને નવલકથાઓમાં એવું જોવાવાંચવા મળે ખરૂં. એ સ્થિતિ લાવવા માટે આજના સમાજમાં, એમાંની અસંખ્ય જ્ઞાતિઓ, પેટા જ્ઞાતિઓ, ગોળ, એકડા અને જૂથના ભાંગીફોડીને ભૂક્કા કરવા પડશે. તમને કદાચ આ બધી વાતો સાથે નિસ્બત નહિ હોય. તમને તમારા સુખનો પ્રશ્ન પ્રસ્તુત હોય એમ બને. પણ આ બધી વાતો એની સાથે સંકળાયેલી છે એનું શું?

એટલે આ સંક્રાન્તિકાળમાં પડ્યું પાનું નભાવી લેવું એ જ સલાહ આપવી યોગ્ય લાગે છે. કમળાબહેનના જીવનમાં તમે ઓતપ્રોત નહિ થઇ શકો પણ કમળાબહેન તો જરૂર તમારામાં ઓતપ્રોત થઇ જશે. બાકી જ્યાં સંવનનનાં બહોળાં ક્ષેત્ર છે ત્યાં પણ દયાજનક સ્થિતિ છે. માનવ જીવનમાં સુધારાની ગતિ અવિરત ચાલ્યા જ કરે છે હવે તો ત્યાં (પશ્ચિમમાં) મુક્ત સહચાર, અખતરાનાં લગ્ન વગેરે પ્રકારો ખ્યાતિમાં આવ્યા છે. માનવે રચેલી લગ્ન સંસ્થા જ મૂળે કુદરતના નિયમોને અવગણનારી, અધૂરી અને અપૂર્ણ યોજના છે. એમાં દોષ રહેવાના જ. ઓછામાં ઓછા દોષ અને વધારેમાં વધારે દાંપત્ય-સુખ એ જ એક દૃષ્ટિ એના નીતિનિયમો ઘડતી વખતે લક્ષ્યમાં રાખવાની હોય.

*આજે તો આપણાં યુવકયુવતીનું ભાવિદાંપત્યસુખ એક લોટરીની* દશામાં છે. છૂટાછેડા અને પુનર્વિવાહ સામાન્ય થતાં તથા સંવનનનાં બહોળાં ક્ષેત્ર થતાં એમા મહત્ત્વનો ફરક પડશે એમાં શંકા નથી. દરમ્યાન નટુભાઇઓ કમળાબહેનો સાથે પડ્યાં પાનાં નભાવી લે તો સારૂ. બાકી તો દુઃખથી ભરેલી આ સૃષ્ટિમાં દુઃખનો અંત જ નથી. આ પત્રમાં સીધી ગળે ઊતરે એવી કોઈ બીજી સલાહ જ નથી.

ડાહ્યાભાઈ મનોરભાઈ પટેલ

હવે એ ત્યાં દુઃખી થાય છે અને પસ્તાય છે. એ કોઇ રીતે છૂટાં થવા માગે છે. તો આપણી,. એટલે પાટીદાર સુધારકોની તેને મદદ કરવાની ફરજ છે. તો આપ આ બાબતમાં મદદ કરી શકશો?

આ બહેન સાથે કોઇ સંસ્કારી, સારો ભણેલો અને સારી સ્થિતિનો માણસ લગ્નગ્રંથિથી જોડાય તેમ હોય, તો તજવીજ કરી આપો તો, હું એ બહેનને કોઇ રીતે ત્યાંથી છૂટાં કરવાની જવાબદારી મારે માથે લેઇશ.

આ બાબતનો આપ વિચાર કરી મને યોગ્ય ખુલાસો કરશો.

લિ. સ્નેહાધીન,
......ના સપ્રેમ નમસ્તે

*

રા. ભાઇશ્રી,

એ બહેનની સ્થિતિ સમજાય તેવી છે. માબાપો પોતાનું કુળાભિમાન પોષવા માટે આજે એવા વર ન મળવાથી દીકરીઓને ૨૫–૨૭ વર્ષ અને કોઈ કોઈ દાખલામાં ૩૦ વર્ષની કુંવારી રહેવા દે છે. એવા ફરજિયાત કૌમાર્યને લીધે કોઇ કોઈ બહેન ફસાઈ જાય, તે સમજાય તેવી સ્થિતિ છે. એ સ્થિતિમાં એની પાસે લગ્ન વગરે બીજો રસ્તો સામાન્ય રીતે નથી રહેતો. એ પરિસ્થિતિમાં મૂકાઈ એ બહેને લગ્ન કર્યું, તે પણ સમજાય તેમ છે

પરંતુ તમે જે બીજો મુદ્દો રજૂ કર્યો છે, તે વિચારસરણી મને લગ્નને નોકરીના રૂપમાં ફેરવી નાખતી હોય તેમ લાગે છે. કોઈ માણસ એક જગાએ નોકરી કરતો હોય, તે બીજી જગાએ એથી સારી નોકરી મળવાનું નક્કી થાય, ત્યારે જ મોટે ભાગે ચાલુ નોકરી છોડે છે. આ પ્રશ્નમાં પણ એવું થતું હોય તેમ નથી લાગતું? કોઈ સંસ્કારી, સારો ભણેલો અને સારી સ્થિતિનો માણસ લગ્નગ્રંથિથી જોડાય તેમ હોય તો એ પ્રથમના લગ્નથી છૂટાં થાય, બાકી ત્યાં સુધી એ લગ્ન (નોકરી) ચાલુ રાખે! એ સ્થિતિમાં શી તપાસ કરવી? કુંવારી કન્યા માટે કે વિધવા માટે તપાસ કરી શકાય, પણ આમાં શું કહેવું? એમ કહેવું કે એક બહેનને જો કોઇ લાયક પુરુષ પરણવા તૈયાર હોય તો છૂટાછેડા લેવા તૈયાર છે?

જો એ બહેન સાચે જ એ લગ્નજીવનથી દુઃખી જ હોય અને સહજીવન અશક્ય હોય તો એમણે પતિથી જુદાં પડવું જોઇએ. એ પોતે ભણેલાં છે, નોકરી કરી શકે તેવાં છે, એટલે પોતાના પોષણનો પ્રશ્ન ઊભો થતો નથી. કાયદો છૂટાછેડા અપાવી શકે તેમ નથી. છતાં પતિ સમજીને આપે તો જ એ

છતાં થઈ શકે. એમ બને તો સારું. પછી જ બીજી તપાસ થઈ શકે. અને તેમ ન બને તો પણ, એ બહેને સ્વતંત્ર રીતે જુદાં રહેવું જોઈએ. એ બહેન પ્રથમ એ કરનો તે તે પછી જ કોઈ તપાસ થાય. એ જ

તંત્રીના વં. મા.

## [ ૩ ] બાળવિધવા જોઈએ છે

સુજ્ઞ મહાશય,

તમારો 'પાટીદાર' નવેમ્બર અંક વાંચ્યો. 'છે કોઈ જશાભાઈ તૈયાર!' તે બાબત જણાવવાનું કે હું ચરોતરનાં મજાતાં મોટાં ૭ ગામમાંનો વતની છું. મારી ઉમર લગભગ ૪૮ વર્ષની છે. શ્રીયુત જશાભાઈ અને શ્રીમતી જશીબહેનનો ઉત્તમ દાખલો જોઈને, મારો વિચાર કોઈ સદ્દગુણી તેમ જ સારા સંસ્કારવાળી બાળવિધવા અત્યારે પુખ્ત ઉમરની હોય તેવી કોઈ સ્ત્રી સાથે હું લગ્ન કરવાને તૈયાર છું. તો આપ આપના પત્રદ્વારા તપાસ કરી અને યોગ્ય લાગે તો પૂરતી વિગત સાથે પત્રવ્યવહાર કરવા મે. કરશોજી.

લિ., આપનો

........જયહિન્દ

×

ગુ. ભાઈશ્રી,

[ વિધવા સાથેની આપની લગ્ન કરવાની તૈયારી બરાબર છે. આ ઉમરે લગ્ન ન કરો તો, એમ પણ કોઈ પ્રશ્ન કરે. પરંતુ એ પ્રશ્ન બાજુએ રાખીએ તો પણ પુખ્ત ઉમરની કોઈ વિધવા તમને શા રીતે પસંદ કરે ? તમે પોતે પુખ્ત ઉમર વટાવીને પાકટ ઉમરમાં પ્રવેશી ગયા છો. એટલે એવી કોઈ પાકટ ઉમરની વિધવા બહુ બહુ તો તમને પસંદ કરે. હવે એવી પાકટ ઉમરની વિધવા બાળવિધવા જોઈએ એમ પણ શાથી ? વિધવાના વર્ગ પાડવાનો સમય હવે ચાલ્યો ગયો છે. વિધુરને જેમ પરણવાનો પૂરતો હક છે તેમ વિધવાને પણ હોવો જોઈએ. પછી તે તમારી જેમ ૪૮ વર્ષની ભલેને હોય.

એવી કોઈ વિધવા તૈયાર હોય અને તમે પરણો તેમાં વાંધો કોઈને ન હોય. પરંતુ આજે પુખ્ત ઉમરની વિધવાઓ લગ્ન માટે ઇચ્છા હોવા છતાં હિંમત નથી બતાવતી. તો પાકટ ઉમરની વિધવા ક્યાંથી તૈયાર હોય ?

તંત્રીના વં. મા.

# વિદ્યાનગરની યોજના

અભ્યાસી

વિદ્યાનગરની યોજના વિષેની અત્રતત્ર છૂટી છવાઇ માહિતીને લીધે કઇ કઇ ગેરસમજ થાય છે. એ યોજનાથી ગામડાં સમૃદ્ધ બનવાને બદલે શહેરી વૈભવ આવશે, એ ગેરસમજનો મોટો સૂર છે. એ દૃષ્ટિ ધ્યાનમાં રાખી લેખક તે અંગે પોતાની અભ્યાસી દૃષ્ટિએ યોજનાનું હાર્દ સમજાવે છે.

*

સૌથી પહેલાં આપણે એ જાણવું જોઈએ કે વિદ્યાનગરની યોજના એ કેવળ વોટરવર્ક્સ યોજના નથી. પણ ચરોતરની સર્વાંગી પુનર્ઘટનાની, જનતાના જોરથી ઊભી થયેલી એક મહત્ત્વાકાંક્ષી પ્રગતશીલ યોજના છે. આ યોજનાનું મધ્યબિંદુ ચરોતરનો ખેડુત છે. આ યોજનામાં આપણા પાયાના પ્રશ્નોને પાંચ વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યા છે.

(૧) ખેતી અને ખોરાક (૨) વસ્ત્ર–સ્વાવલંબન અને ગ્રામોદ્યોગો. (૩) રહેઠાણ (૪) કેળવણી (૫) આરોગ્ય અને જાહેર સ્વચ્છતા.

આરોગ્યના પ્રશ્નના નીચે મુજબ મુખ્ય પેટા વિભાગો છે: (૧) ઉધઈથી ઉંદર સુધીના જીવજંતુઓથી મુક્ત હોય એવાં સ્વચ્છ સુઘડ, સસ્તાં, પાકાં અને હવાપ્રકાશવાળાં ઘરો. (૨) સીધા, પહોળા, અને પાકા રસ્તા. (૩) વૉટરવર્ક્સ. (૪) ગટર. (૫) જાહેર જાજરૂ, મુતરડી અને સ્નાનગૃહો. (૬) જાહેર બાગબગીચા. (૭) જાહેર સ્વચ્છતા પરત્વે પ્રજાની કેળવણી.

ઉપરના પાંચેય પ્રશ્નો અને આરોગ્યના પ્રશ્નના સાતેય વિભાગો એકબીજા સાથે એટલા સંકળાયેલા છે કે, આ પ્રશ્નની માત્ર એકાદ બાજુ લઈને એની ઉપર ટીકા કરવાથી અને બાજુઓની ઉપેક્ષા કરવાથી આપણે સમગ્ર યોજનાને ગંભીર અન્યાય કરીએ છીએ એમ મને લાગે છે.

બીજી એક મહત્ત્વની હકીકત એ ખ્યાલમાં રાખવાની છે કે વિદ્યાનગરની યોજના એ કોઈ શહેરી યોજનાની વાંદરનકલ નથી, પણ ચરોતરની પરિસ્થિતિના અભ્યાસ પછી, તેમ જ આ દિશામાં થયેલ અનેક સફળ પ્રયોગો પછી ઘડવામાં આવેલી વ્યવહારુ યોજના છે. વિદ્યાનગરના વિશ્વકર્માની ભાવના તો વિદ્યાનગરને એક આદર્શ ગામડું બનાવવાની છે, જેથી સમાજના સઘળા વર્ગના લોકો જ્યાં રોજી અને રોટી મેળવી શકે અને સ્વચ્છ, સુઘડ અને સંસ્કારી જીવન જીવી શકે.

આ ભાવનાને અમલમાં મૂકવા માટે છેક પહેલેથી જ પ્રયત્ન ચાલુ છે. એનો એક પુરાવો એ છે કે ગામમાં મધ્યમ વર્ગને વસાવવા માટે સંસ્થાએ પ્લોટોના ભાવ બાંધી દીધા છે, અને એ રીતે લાખો રૂપિયાની ખોટ ખાઈને એ ગામડાની પ્રજાને મદદ કરી રહી છે. જો એમાં શ્રીમંતો જ વસાવવા હોત તો પ્લોટોના ભાવ આસમાનમાં ગયા હોત!

માટે મોંઘવારી અને વસ્તુઓની તંગીની મુશ્કેલી આગળ ધરીને આવી પ્રજાકલ્યાણની યોજના માટે લોકોને નિરુત્સાહ કરવાની જરૂર નથી. આજે જો મોંઘવારી છે, તો સામે પક્ષે પ્રજા પાસે પ્રમાણમાં પૈસો પણ છે. ચીજવસ્તુઓની તંગી અમુક અંશે ટાળવા માટે, આ યોજના માટે શક્ય હોય એટલી વસ્તુઓનું ઉત્પાદન વિદ્યાનગરમાં થાય એવા પ્રયત્નો ચાલી રહ્યા છે. અત્યારે આ યોજના માટે જરૂરી ઈંટો, ચૂનો, હ્યુમ પાઈપો, સીમેન્ટની નળીઓ, ખિલાગરાં, ફરનીચર, ટોપલાં વગેરે વસ્તુઓનું મોટા પાયા ઉપર ઉત્પાદન ચાલી રહ્યું છે. ભવિષ્યમાં એમાં અનેક નવી વસ્તુઓ ઉમેરાશે.

આ યોજનાથી પ્રજાને નીચેના ફાયદા થશે: (૧) પ્રજાનો વધારાનો પૈસો આ યોજનામાં રોકાવાથી એનો સદુપયોગ થશે. (૨) પ્રજાને જરૂરી વસ્તુઓનું ઉત્પાદન અહીં થતાં એ એટલું સ્વાવલંબી થશે. (૩) લોકોને છૂટથી પાણી મળશે. (૪) ગટર થવાથી ગંદકી જશે અને એ પાણીના ઉપયોગથી શાકભાજી અને ફળફૂલ મળશે. (૫) પાકા રસ્તા થવાથી અવરજવરની હાડમારી ઘટશે. (૬) મેલેરિયા, ટાઈફોઈડ, કૉલેરા, પ્લેગ જેવા ચેપી ને પ્રાણઘાતક રોગો નાબૂદ થશે. (૭) એન્જિનિયરીંગ કૉલેજના વિદ્યાર્થીઓને ગામડાંની પ્રત્યક્ષ સેવા કરવા માટે એક મોટું ક્ષેત્ર ઊભું થશે. આ ઉપરાંત બીજા અનેક લાભો છે જે એનો ઝીણવટથી અભ્યાસ કરનારને જરૂર માલૂમ પડી આવશે.

શ્રી ભાઈલાલભાઈ કેવળ એક બાહોશ એન્જિનિયર જ નથી, પણ સાથે સાથે વ્યવહારુ અર્થશાસ્ત્રી પણ છે. એમની યોજનાઓ ગામડાંના ખિસ્સાને પરવડે એવી હોય છે. શ્રી ભાઈલાલભાઈનો આ અનુભવ, શ્રી ભીખાભાઈનો કેળવણીકાર અનુભવ આ યોજનાના પાયામાં છે. જુદા જુદા વિષયોના નામાંકિત નિષ્ણાતોની સલાહ અને સહાય એમને સતત વગર પૈસે મળે છે.

ચરોતરનું એ સદ્ભાગ્ય છે કે એને આ યોજના માટે સરદાર પટેલની ગદગરી સાંપડી છે. પૈસાને અભાવે આ કામ બંધ નહિ પડે એ પ્રકારનું અભયવચન એમણે ચરોતરની પ્રજાને આપી દીધું છે. બીરલા જેવા સમર્થ

ઉદ્યોગપતિનો અને એન્જિનિયરીંગ-કૉલેજ બાંધવા પૂરતો સહકાર મળ્યો છે. તેમ જ પ્રથમ બે વર્ષમાં લાખ્ખો રૂપિયાનું કામ સફળતાપૂર્વક પાર પડ્યું છે.

બસો વરસની ગુલામીને કારણે દેશની બરબાદીનો કોઇ પાર રહ્યો નથી. તેવે વખતે પ્રજાની પહેલામાં પહેલી ફરજ એ છે કે એણે આ યોજનાને ઝડપી અને પૂરતી મદદ કરવી. વિદ્યાનગર યોજનાના પ્રણેતાઓએ માગેલી અર્ધા કરોડની રકમ જો પ્રજા પૂરી પાડશે તો લોકો પાંચ વર્ષમાં જોઇ શકશે કે આ યોજના ખેડૂતને કરભારથી ભિખારી કરવાની નથી, પણ ચરોતરને બીજું હૉલેન્ડ બનાવવાની અને પૂ. સરદાર સાહેબના શબ્દોમાં કહું તો – ધૂળમાંથી સોનું – પેદા કરવાની એક સંગીન યોજના છે.

---

# બે મહાન રોગ

**ચિમનભાઈ મૂ. અમીન**

અત્યારે આ દેશની તેમજ આખી દુનિયાની પ્રજામાં બે મહાન રોગ વ્યાપી ગયેલા જણાય છે. એ બે રોગ તે કાળાં બજારનો અને લાંચરૂશ્વતનો. આજે વહેપારી વર્ગનો મોટો ભાગ કાળાં બજાર કરીને બને તેટલું ધન ભેગું કરવાની ગડમથલમાં પડી ગયો છે; અને સરકારી તંત્રનાં અગત્યનાં સ્થાનોના હોદ્દેદારોનો મોટો વર્ગ લાંચરૂશ્વત લેઇ પૈસાદાર થઇ જવામાં પડ્યો છે. પૈસાની વધતી લાલસામાં આ બને વર્ગ પોતાની આસપાસના માનવોને બેહદ મુશ્કેલીઓમાં મૂકી દે છે.

કેટલાક વહેપારીઓ તથા અમલદારો પાસે તો એટલું બધું સાધન હોય છે કે તેઓ શા માટે આવા ધંધા કરતા હશે તે સમજવું મુશ્કેલ છે. રૂપીએ આનાનો નફો લેઇ ધંધો કરનાર લડાઇ પહેલાંના વહેપારીઓને વીસ ટકાના સરકારે ઠરાવેલા નફાથી સંતોષ થતો નથી! હજાર રૂપિયાના પગારની નોકરી કરનાર અમલદાર પણ કમાવાના બીજા રસ્તા શોધે છે!

આ રીતે કમાણી કરીને તેઓ શું કરવા માગે છે, તે ય સમજવું મુશ્કેલ છે! લાખોની મિલકત હોવા છતાં કેટલાક તો નિરાંતે ખાતાપીતા ય નથી ને ગમે તેમ કરી વધુ ને વધુ ધનવાન થવાના જાત જાતના કીમીઆ શોધવામાં જ મચ્યા રહે છે. એટલે આ લોકો પોતાનાં સુખવૈભવ વધારવા આમ કરતા હોય તેમ લાગતું નથી. વળી તેઓ મોટાં દાન પણ કરતા નથી.

એટલે તેઓ કીર્તિ માટે આ બધું કરે છે એમ પણ નથી. ત્યારે શું તેઓ પોતાનાં છોકરાંના હિત માટે આ કરે છે? તે હેતું હોય એમ પણ દેખાતું નથી. કારણ કે આવી ગડમથલમાં પડેલા ઘણા લોકોના છોકરા બાપના પૈસા જોઈ જુગાર-રેસ-દારૂબાજી-વ્યભિચાર વગેરે પાપમાર્ગના પંથે લેઈ જનાર રસ્તે જઈ રહ્યા છે તે જગતને દેખાય છે, તો તેમને નહિ દેખાતું હોય તેમ માનવાને કારણ નથી. કદાચ તેઓ દેશના ઉદ્ધાર માટે આમ કરે છે, દેશને ઉદ્યોગો જોઈશું, તે ખીલવવા નાણું જોઈશું, એટલે તેઓ નાણું ભેગું કરતા હશે? પરંતુ દેશના હુન્નરઉદ્યોગની ખીલવણી માટે સરકાર ટેક્ષ માગે છે ત્યારે તો તેઓ ટેક્ષ બચાવવા ગમે તેટલા રસ્તા શોધી કાઢે છે!

ત્યારે સામાન્ય જનતાનું અહિત કરીને અને પોતાના આત્માની શાન્તિ કે ઉન્નતિ માટેની જીવનમાં મળતી તકો જતી કરીને પણ આ લોકો પોતાની લોભવૃત્તિ છોડતા જ નથી તે કયા હેતુ માટે હશે તે સમજવું ઘણું મુશ્કેલ છે.

સરકારે આ બે વર્ગની પ્રવૃત્તિઓ અટકાવવા ઘણા પ્રયત્નો કર્યા છતાં તે વધતી જ જાય છે. પરંતુ આ બે મહાન રોગને આગળ વધવા દેવામાં આવશે તો સરકારનું તંત્ર ભાંગી પડશે. ન્યાય, નીતિ, વફાદારી, પ્રામાણિકતા, કર્તવ્યનિષ્ઠા વગેરે સમાજને નભાવનાર તત્ત્વો મરી પરવારશે. દુનિયામાં અંધેર વ્યાપી જશે.

એમ થતું અટકાવવા સરકાર અને પ્રજાએ આ બે મહાન રોગોના નાશ માટે વધુ સખત અને સક્રિય પગલાં લેવાં જોઈએ. આ રોગ ફેલાવનાર વર્ગને પકડી આપનાર કે પકડવામાં મદદ કરનારનું જાહેર રીતે બહુમાન કરવાની કે કંઈક બદલો આપવાની પ્રવૃત્તિ શરૂ થશે તો કદાચ આ રોગ કાબુમાં આવી શકશે.

---

## વિના - ઓછા - લવાજમ ફંડમાં મદદ

નડુરુથી શ્રી ચિમનભાઈ બી. પટેલ રૂા. ૮, શ્રી વિઠ્ઠલભાઈ જે. પટેલ રૂા. ૬, શ્રી રમણભાઈ ઉ. પટેલ રૂા. ૪, અને શ્રી કંચનલાલ સી. અમીન રૂા. ૨, તથા જિંજાથી શ્રી ડાહ્યાભાઈ રેવાભાઇ પટેલ રૂા. ૫, મસાકાથી શ્રી રામભાઇ ત્રિકમભાઇ પટેલ શિ. ૬, કિસુમુથી શ્રી આર. સી. પટેલ શિ. ૪, અને દેવાના વડોદરા રહેતા શ્રી ઉમેદભાઇ ઝવેરભાઇ પટેલ રૂા. ૨, મળ્યા છે જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

# સ્ત્રીની બુદ્ધિ.....

ઈશ્વર પેટલીકર

'હિંગ લે, હિં...ગ.' હિંગવાળા કાબુલીનો અવાજ સાંભળતાં સૂરજ ઓરડામાં કંઇ કામ કરતી હતી તે બહાર આવી. પાંચ જ ઘરનું એક તરફની હારવાળું એ ફળિયું નાનું હતું. વળી પહેલા અને છેલ્લા ઘરમાં વસ્તી હતી. બાકીનાં ઘર કોઢિયાઘર તરીકે વપરાતાં હતાં વળી એ છેલ્લું વસ્તીવાળું ઘર પણ તે ઘડીએ વાસેલું હતું.

એટલે 'હિંગ લે, હિં...ગ'ની બીજી બૂમ છેલ્લે ઘેર નાખીને બંને હિંગવાળા ત્યાંથી પાછા વળ્યા. મોખરેના ઘરની ઓસરીમાં સૂરજને ઊભેલી જોતાં એકે પૂછ્યું: 'બાઇ! હિંગ લેના હય?'

સૂના ફળિયામાં, કોઈ કોઈ વખત બહાર સૂકવેલાં કપડાં કે એવી ચીજ ચોરાઈ જતી, એટલે અમસ્તું એવું ધ્યાન આપવા માટે જ સૂરજ ઓરડામાંથી બહાર આવી હતી.

પરંતુ સ્ત્રીસુલભ, ખાલી ભાંજગડમાં પડવાના સ્વભાવને વશ થતાં સૂરજે કહ્યું: 'જોઉં, કેવી સારી હિંગ છે?'

બંને ઓટલી ઉપર બેઠા. બાપદીકરો હોય તેટલી ઉંમરનું બેઉ વચ્ચે અંતર હતું. જુવાન દાબડો ઉઘાડતાં બોલ્યો: 'માલમાં કંઇ જોવાનું નથી.'

સૂરજના ઘરમાં હિંગ કાયમ વપરાતી ન હતી. વારતહેવારે દાળ કરે ત્યારે હોય તો એમાં નાખે. ન હોય તો એના વગર દાળનો સ્વાદ ઓછો લાગતો એમ પણ ન હતું. ફક્ત પાપડ કરવાના હોય ત્યારે એમાં એની જરૂર પડે. એમાં દાળની માફક અપવાદ ન ચાલે.

સૂરજે હિંગ સૂંઘી જોઇ. એની સુગંધ જે હોય તે ખરી. પણ હિંગવાળાના વખાણની સુગંધ એમાં ભળી એટલે, એને એ ગમી ગઇ. ખરીદવાનો એણે હજુ નિર્ણય કર્યો ન હતો, છતાં ભાવ પૂછ્યો.

ખરીદીમાં સ્ત્રીએ એક સૂત્ર ગળથૂથીમાંથી શીખી લીધું હોય છે. વેપારી જે ભાવ કહે તેથી લગભગ અર્ધી કિંમતે માગણી કરવી. વેપારી પણ એમને ઓળખતો હોય છે, એટલે સામે સ્ત્રીજાતિ છે એ જોતાં વેચાણકિંમત બમણી કરીને જ વાત સાંધે છે.

આ પ્રમાણે સૂરજે હિંગનો ભાવ પાછો હડાવ્યો, એટલે એને પોતાની બુદ્ધિ માટે સંતોષ થયો. હિંગ સરસ દેખાઈ. અને અત્યાર સુધી ખરીદવાનો જે નિર્ણય નહોતો કર્યો તે કરી દીધો. આ વખત પાપડ બરાબર ધમધમાટવાળા કરવા છે, એમ એના મનમાં મહેચ્છા પણ તત્કાળ જાગી ગઈ.

બે આનાનું હિંગનું પડીકું હાથમાં લેઈ સૂરજ ઘરમાં પૈસા લેવા ગઈ. ચૂલા આગળ રસોઈ મૂકવાનો કોઠલો હતો તે ઉઘાડ્યો. એક ખૂણામાં મથાળે પૈસા મૂકવા કારીગરે નાનું શું કોડિયું બનાવેલું હતું. સામાન્ય રીતે સ્ત્રીઓની શિલક એમાં પડી રહેતી હોય છે. એમાં હતા તેટલા પૈસા કાઢી, બહાર અજવાળે સૂરજે ગણ્યા ત્યારે સાત થયા. એક પૈસો ખૂટ્યો.

એક હાથમાં સાત પૈસા અને બીજા હાથમાં હિંગનું પડીકું લેઈ સૂરજ બહાર આવી. પૈસા વૃદ્ધને આપ્યા. અને તે ગણે તે પહેલાં એણે કહ્યું: 'એક પૈસો ઓછો છે. બેસો, હું જોઈથી લેતી આવું.'

એ ફળિયાના આગલે મોઢે એવડું જ બીજું નાનું ફળિયું હતું. ઝડપમાં પગ ઉપાડી સૂરજ ત્યાં ગઈ. પહેલે ઘેર, સાસુ ન હતી એટલે વહુ કંઈ કરી શકે તેમ ન હતી, બીજે ઘેર કંકુકાકી છીંકણી સૂંઘતાં ઉંમરા પાસેજ બેઠાં હતાં.

સૂરજે પૈસો માગ્યો. કંકુકાકીએ ત્યાં બેઠાંબેઠાં જ ઘરમાં કામ કરતી જમનાને કહ્યું: 'વહુ, કોઠલામાંથી એક પૈસો લાવજે જોઈ.'

અને સૂરજના હાથમાંનું હિંગનું પડીકું ખોલી, છીંકણી સૂંઘતાં હોય તેમ નાક ખેંચીખેંચીને હિંગ, નાણી જોવા લાગ્યાં, અને પડીકાની હિંગને બદલે સામાન્ય અનુભવ જણાવતાં કાકીએ કહ્યું: 'રડ્યા, એ હિંગવાળા જબરા છેતરનારા હોય છે. નમૂનો બતાવે છે સારો અને જોખી આપે સં ખરાબ. માહિરના ગયા વખતે દસ શેરના પાપડ ધૂળ થયા. આરસી, જોઈએ એના કરતાં બે ચપટી વધારે હિંગ મેં મારે હાથે નાખી'તી, પણ પાપડ ખાઈએ ત્યારે સહેજ પણ પાસ ન લાગે!'

સૂરજે હાથમાં પૈસો રમાડતાં કહ્યું: 'હું એમ એ રડ્યાથી ગાંઠી જાઉં એવી નથી તો. જાતે ઊભી રહીને નમૂનો બતાવ્યો એમાંથી જ જોખાવીને લીધી છે.'

કંકુકાકીએ એનો સ્વીકાર કરતાં કહ્યું: 'આ તો દેખાતી જ લાગે છે કે સારી છે. હું સૂંઘું એટલે મને એની તરત પરીક્ષા થઈ જાય.'

વળી એ ઉપર બીજી થોડી ચર્ચા થયા પછી સૂરજને ભાન આવ્યું કે પોતે ઘર સૂનું મૂકીને આવી છે!

કંકુકાકીના સવાલનો જવાબ આપ્યા વગર જ એ દોડની ઘેર ગઈ એટલી ઉપર બન્ને હિંગવાળામાંથી એકેય ન હતો. ગભરાઈ ગઈ હોય તેમ હડફડ હડફડ સૂરજ આખા ઘરમાં બેત્રણ વાર ઘૂમી વળી. ઘરમાંની ચીજો બધી જ્યાંની ત્યાં હતી. ભેંસના માંડવા ઉપર મૂકવેલાં સાડલો ઘાઘરો, ચોળી અને ધોતિયું અકબંધ હતાં. બહાર ઓસરીની પીંડી ઉપર પાણી ગાળવાનું ગળણું પણ ઓછું થયું ન હતું. ભેંસનું છાણ વાળવાના પાવડા ઉપર પણ સૂરજની નજર ફરી વળી. ટોલ્લા જોડેના જમણી બાજુના ગોખલામાં પડી રહેલાં તાળુંકૂંચી પણ હલ્યાં ન હતાં!

ઘરની એક સળી સરખી હલી ન હતી તેની ખાતરી થતાં સૂરજના જીવને ધરપત વળી. થયું—જગ વાર થઈ એટલે બીજે ફળિયે ચાલ્યા ગયા હશે. જતી વખતે અહીં થઈને નીકળશે ત્યારે બાકીનો પૈસો લેતા જશે.

'હિંગ લે, હિં...ગ'ની બૂમ પડી ત્યારે સૂરજ ભેંસ માટે ચૂલે મૂકવાનું ઓતું પડતું મૂકીને બહાર આવી હતી એટલે પાછી એ કામે વળગી. માટલામાં કપાસિયા પૂર્યા હતા, એટલે થોડી કૂસકી તથા રસોઈનું એંઠું પાણી રેડી એને ચૂલે મૂક્યું. પાણી ખૂટશે માની ખાગપાણીનો ઘડો ઊંચકી લાવી સૂરજે ધુબધુબાવ્યું, તે એટલા સુધી કે છલકાઈને પાણી ચૂલામાં ગયું.

સૂરજે ઘડો ત્યાં જ નીચે મૂકી, ચૂલામાં હોલવાઈ ગયેલા લાકડાં તળેઉપર કરી ચેતાવવા ફૂંક મારી. દર વખતે એક કે બે ફૂંકમાં તો ચૂલો ચેતતો, પરંતુ આ વેળા સૂરજે પાંચસાત ફૂંક મારી પણ ચૂલો સળગ્યો જ નહિ! મોઢાની ફૂંક સીધી વાગવાને બદલે આડીઅવળી પસરી જતી ધુમાડીને લીધે સૂરજની આંખમાં પાણી આવી ગયું. સાડલાના છેડા વતી લૂછતાં એ બબડી—મારો જીવ ઠેકાણે હોય તેમ લાગતો નથી.

જીવ ઠેકાણે લાવી સૂરજ ચૂલો ચેતાવી બહાર આવી. સૂકવેલા લૂગડાંને હાથ અડકાડી જોયો. ચોળી અને સાડલો સુકાયાં હતાં તે વાળી લીધાં. તાજો કરેલો પોદરો ભેંસ પાછલા બે પગે ખૂંદતી હતી તે પાવડા વતી વાળી લીધો. સૂરજનો વિચાર બપોરે ગોદડીમાં દોરા નાખવાનો હતો, પરંતુ હિંગવાળા હજુ સુધી ગામમાંથી પાછા આવ્યા ન હતા. એના જીવમાં એને ન સમજાય તેમ કંઈ ખટક્યા કરતું હતું. એ લોકનાં પગલાં પણ એને કાંટાની જેમ ભોંકાતા હોય તેમ, સવારમાં આંગણું વાળ્યું હતું છતાં માંડવા ઉપર મૂકેલો

સાવરણો ઉતારી સૂરજે ફરીથી આંગણું વાળીઝૂડી નાખ્યું. અને કાણુકીનાં પગલાંનું નામનિશાન ન રહેવા દીધું!

પરંતુ ખાસ્સો કલાક કે દોઢ કલાક થયો છતાં હિંગવાળા જણાયા નહિ એટલે સૂરજની ધીરજ ન રહી. એ બહાર નીકળીને ઘોરી રસ્તા ઉપર ઊભી રહી. જતાંઆવતાં સ્ત્રીબાળકોને પૂછવા લાગી: 'હિંગવાળા ક્યાંય જોયા?'

સાંભળનાર ડાહ્યું હોય તો સામું કારણ પૂછતું અને સૂરજની વાત સાંભળતાં કહેતું: 'મેર મારી બાઇ! તારે એમની શી ગરજ છે? ઘણો ય પૈસો જોઇતો હશે તો આવશે. ભૂલી ગયો હશે ને જશો રહેશે તો એટલું ઓછું. ક્યાં ઓછાં છેનરે છે!'

બપોરની વાતને સાંજ પડી પણ એ લોક ન દેખાયા. સૂરજને શંકા થઇ: 'પૈસો ભૂલી બીજે ગામ તો નહિ ચાલ્યા ગયા હોય?'

રાત પડી. ગિરધર ખેતરમાંથી ઘેર આવ્યો. સૂરજે દિવસે બનેલા બનાવની વાત કરી. ગિરધરના કાન સૂરજ બોલતી એ તરફ હતા, પરંતુ મન સીમમાં હતું. વાદરાંનું ટોળું એ જો હાજર ન હોત તો તુવેરને મારીને રમણભમણ કરી નાખત. એ બપોરનો બનાવ તાજો હતો ત્યાં ઘેર આવતાં રસ્તામાં સામે પા (તરફ)થી આવતો સાથી મળ્યો હતો. એણે કહ્યું હતું કે રોઝનું ટોળું અમે એ પાથી તમારી પા નસાડયું છે. માટે વાળુ કરીને તરત ખેતરમાં જજે. બાકી, હુક્કો પીતાં કે ટોળટપ્પા કરતાં ઘેર જો મોડું થયું તો તુવેરની ખાનાખરાબી કરી નાખશે.

એટલે સૂરજનું મન હિંગવાળામાં રમતું હતું ત્યારે ગિરધરનું મન રોઝના ટોળામાં રોકાયું હતું. દરરોજના કરતાં ઉતાવળું ઉતાવળું ખાઈ લેઇને ગિરધરે તરત ખેતરમાં જવાની તૈયારી કરી.

સૂરજે ખિજાઇ જતાં કહ્યું: 'અરે! તમે તે કેવા છો?'

માથે ફાળિયું વીંટતાં ગિરધરે પૂછ્યું: 'કેમ?'

ગળગળા સાદે સૂરજ બોલી: 'તમે તો સાવ સીમાડુ ને સીમાડુ રહ્યા. હું કહું છું કે આજ બપોરનો મારો જીવ ગૂંચાય છે. આંખ ફરકે છે. મનમાં......'

'એવી ખોટી બીક તે રખાની હશે? આમ વાણિયાબામણની જેમ તું કાલી કે દાંડાની થઇ ગઇ? હિંગવાળો પૈસો ભૂલી ગયો તેમાં તું શું કરવા બીએ છે? ફરી ઉઘરાણી કરતો આવે તો આપી દેવાનો. આપણે કંઇ એનો ઘાલી તો નથી ગયા ને?' ગિરધરે ખેતરમાં જવાની તૈયરી કરતાં કહ્યું.

સૂરજ ઊભી થઈ એને આડી પડતાં બોલીઃ 'ના, આજ હું તમને વાસો નથી જવા દેવાની. મને બીક લાગે છે.'

દિવેલના દીવાના ઝાંખા તેજમાં સૂરજનો ગોરો કસાયેલો દેહ ગિરધરને એક વખતે તો લોભાવી ગયો. બંને ભુજાઓમાં હતું તેટલું બળ સામટું ઠાલવી નાખી સૂરજને એણે બાથમાં ભીડી પણ ખરી. શિયાળાની ઠંડીએ એ હૂંફને મધુર બનાવી દીધી.

પરંતુ યૌવન, સૌંદર્ય કે શીતળતાથી લોભાઈ જઈ ગિરધર ઘેર રહે તેવો મોકો ન હતો. ૭ વીઘાંના તુવેરના ખેતરમાં રોઝનું ટોળું પેસી જાય તો વરસની મહેનત છૂટી પડે.

ઉત્તરાને ટકળતી મૂકી અભિમન્યુ ફરજ ઉપર ગયો હતો, તેમ ગિરધર સૂરજના કાલાવાલાને ન ગણકારતાં સીમમાં વાસો ચાલ્યો ગયો.

સૂરજ મનની બીકને ખાલી માની, હિંમત રાખી, એકલી સૂઈ તો ગઈ પરંતુ ઊંઘે એને તાબે થવા ધસીને ના પાડી

ઘડીમાં એને પોતાની જાત ઉપર રીસ ચડતી હતી. હું રાંડ ખોટી પડપૂછ કરવાના સ્વભાવવાળી છું. હિંગને મારે ગળામાં ય નહોતી ઘાલવી, પછી જોઈને, ભાવ પૂછીને કે લેઇને કામ શું હતું! અને પૈસો લેવા ગઈ ત્યારે એ નખ્ખોદિયાઓને સાથે લેઇ ગઈ હોત તો ય કશી પંચાત ન હતી. કંકુકાકી પાસે લપ ઝૂકવા ન રહી હોત અને તરત પાછી ટળી હોત તો ય ધૂળ નાખી. પણ...

આમ પોતાની ભૂલ પરંપરામાંથી બીજી પળે એને ધણી ઉપર ખીજ ચડતી. ખેતીવાળા લોક જડભરત હોય છે તે આનું નામ. મેં કાલાવાલા કરીને કહ્યું કે આજનો દા'ડો વાસો જવાનું રહેવા દો. મારા જીવને ગભરામણ થાય છે... ..અને તેમાંથી એનું યૌવન જાગીને બોલ્યું. કડકડતો શિયાળો જાય છે, બંનેની પૂરબહારમાં જુવાની જાય છે, અને છતાં એક સીમમાં પડી રહે, એક ઘેર પડી રહે. બે ટંક ખાવા જેટલો જ ઘેર સંબંધ! ખાવાપીવા માટે ઘી, દૂધ ને પકવાન હોય. પહેરવા, ઓઢવા માટે સોનાની જણશો ને હીરાગર લૂગડાં હોય, છતાં હૈયાને શું સુખ? છતાં એ વાતની મેં કોઈ દા'ડો હઠ નથી કરી. પણ આ એક દા'ડો જ ઘેર રહ્યા હોત તો......રોઝ મૂઆં બગાડી બગાડીને બે મણ, પાંચ મણ તુવેરો બગાડત, કંઈ જિંદગી તો ન બગાડત ને? અને એમ તૂટી મર્યે બંગલા બંધાતા હોત તો ખેડૂતો જ બંગલાવાળા હોત. પરંતુ બધાં નસીબનું

ભોગવે છે. તૂટી મરે તો ય ખેડૂતના કરમમાં તો મરચું ને રોટલો......
ભોગવવાવાળા તો રૂના ગાદલામાં નિરાંતે ઊંઘતા હશે. એને તો વાંદરાંની
કે રોઝાંની કોઈની પડી નથી! કોઈનો શું કામ દોષ કાઢવો? 'આપણે ય
પેલા ભવમાં એવાં કર્યાં હશે ત્યારે જ આમ છતાં હેવાતણે એકલાં પાસાં
ઘસવાનું કરમમાં લખ્યું હશે ને? એક રાત પૂરતી ય સોબત નહિ લખાઈ
હોય ને?

શિયાળાની ઠંડી અને લાંબી રાતના બાર વાગતામાં તો સૂરજ અવળા-
સવળા વિચારો કરતી કરતી ઊંઘી ગઈ.

ઘરના માળિયા ઉપરનાં ડાંગરનાં પૂળિયાં હાલ્યાં. દિવસે એની તળે સંતાઈ
રહેલા અને અર્ધી રાતના સમયની રાહ જોતા એ બે જણ પૂળિયાં ખખડે
નહિ તેમ ધીમેથી ઊભા થયા. નીચે ઊતરવાની નીસરણીએ થઈને ચૂપકી
પગલે નીચે આવ્યા. એક જણે વીજળીની બત્તી હાથમાં ઝાલી હતી: બેઉ
જણા સૂરજના ખાટલા આગળ આવીને ઊભા. એક જણે ચકચકતો છરો
હાથમાં ઝાલ્યો હતો. બીજાએ સૂરજનો ખભો ઝાલીને ઢંઢોળી.

બપોરથી બે મૂર્તિઓના જે ઓળાથી સૂરજ ફફડતી હતી તે આમ મધરાતે
આવીને તેની સામે ખડી થઈ. સૂરજે આંખો ચોળી. બેઠી થઈ. એણે પટ-
પટતી પાંપણો ઉપર હાથ ફેરવી ખાતરી કરી કે એ સ્વપ્નામાં નથી પણ
જાગે છે.

છરાવાળો બોલ્યો: 'બૂમ પાડી છે તો જાનથી જઈશ. રોકડ નાણું કે
દરદાગીના જ્યાં હોય ત્યાંથી કાઢી આપ.'

સૂરજ કંઈ સાંભળ્યું ન હોય તેમ શાંત બેસી રહી. પેલાએ એ જ પ્રમાણે
બીજી વખત કહ્યું બીજો કોઈ ઉપાય ન હતો. એટલે છેવટે સૂરજે એની
માગણી સ્વીકારી.

ચૂલા આગળના કોઠલા પાસે બંને જણને લેઈ જતાં એણે કહ્યું:
'આને ખસેડવો પડશે'

'કેમ?'

'એની નીચે મેં જણસો દાટી છે.'

બે છેડેથી બંને જણે ઝાલી કોઠલો દૂર કર્યો. બરાબર વચ્ચે, કડછીના
પાછલા ચાપવા વતી સૂરજ ખોદવા બેઠી. દિવેલનો દીવો કર્યો હતો તે બહુ
ધીમો બળતો હતો. વેંત ખોદ્યું એટલે ડબ્બાનું ઢાંકણું દેખાયું. અવાજ ન
થાય તેમ ધીમેથી આખો ડબ્બો સૂરજે બહાર કાઢ્યો, ખોલ્યો. અંદર બધી

સોનાની જણસો હતી બુઠ્ઠા કાબુલીએ હાથમાં લેઈ અંદાજે તોલ વિચારી જોયો. દસથી બાર તોલા સોનું હશે, તેમ લાગ્યું.

સીધું સટ દાટેલું જોખમ પહેલું કાઢ્યું એટલે બંને જણને થયું કે, ધાર્યું હતું તેમ સ્ત્રી મોતથી પૂરેપૂરી ફફડી ગઈ છે. જુવાને કારણ વગર ફરી મોતની દાટી આપી. સૂરજ એમને આગલા ખંડમાં લેઇ ગઇ. પટારું ઉઘાડ્યું. તેમાં એની ચાંદીની જણસો હતી, સુતરાઉ તથા હીરાગર કપડાં હતાં. જણસો સાથે એણે હીરાગર કપડાં પણ કાઢ્યાં.

બુઠ્ઠો બોલ્યો : 'અમારે લુગડાના ડૂચા નથી જોઇતા.'

સૂરજે, કોઇ ઓળખીતા જોડે સ્વાભાવિક વાત કરે તેમ, કહ્યું : 'તમારે નથી જોઈતાં, પણ મારે જોઇએ છે ને?'

જુવાને ન સમજ પડવાથી પૂછ્યું : 'એટલે ?'

-'એટલે એ જ,' સૂરજે એ જુવાનના મોંમાં પાણી છૂટે તેમ આંખ મિચકારતાં કહ્યું : 'આ ધણી જોડે ઘર માંડી કદી સુખી થઈ નથી. રોજ ખેતરમાં પડી રહે છે. જુવાનીની મજા તો એ સમજતો જ નથી.' અને સૂરજે ફરી આંખ મિચકારી.

જુવાન મલકાઇ જતાં બોલી ઊઠ્યો : 'એટલે તું પણ અમારી સાથે આવે છે?'

સૂરજે મોંએ બોલ્યા વગર ડોકું હલાવી હા પાડી, અને કીંમતી વખત ગુમાવ્યા વગર એણે કપડાની પોટલી પણ બાંધવા માંડી.

જુવાન એના સામે નવી દૃષ્ટિએ જોતાં તાકી રહ્યો. બુઠ્ઠો અનુભવી હતો એટલે સ્ત્રી એમ બોલી છેતરતી તો નથી, એની ખાતરી કરવા એ હિલચાલનું બારીક નિરીક્ષણ કરવામાં રોકાયો હતો.

સૂરજે કપડાંની પોટલીને ગાંઠ વાળતાં જુવાન ભણી હસીને કહ્યું : 'તમે ગમે તેવો ધંધો કરતા હશો. પણ એ બધું બૈરાંછોકરાં માટે ને? છવના જોખમે તમે એમના સારુ કોઇને લૂંટીને જણસો ભેગી કરો છો. અને મારો એ તો......'

ઓચિંતી એ વાતને ત્યાં અટકાવી સૂરજ બોલીઃ 'સહેજ વાર ખમી જાવ તો હું વાટે ખાવાનું ભાથું કરી લેઉં. સવાર પડતાં આપણે ક્યાંય સંતાઇ જવું પડશે મારે.' અને બુઠ્ઠાની મંજૂરી લેતી હોય તેમ એના તરફ તાકીને એણે કહ્યું : 'કહો તો ઝટવારમાં બનાવી દેઉં.'

બુઢ્ઢાને ભૂખ તો લાગી હતી. સૂરજના ભાવ ઉપરથી હજુ એને કંઇ શંકા જેવું લાગ્યું ન હતું. વળી એવો પ્રસંગ આવે તો એ માટે એ જાગ્રત પણ હતો.

સૂરજે ઊભા થતાં કહ્યું : 'હું ચૂલો ચેતાવું. તમે ત્યાં બેસીને તાપો. હું તરત ખાવા કરી નાખું.'

સૂરજની આ દરખાસ્તથી બુઢ્ઢાને પણ શંકા ન રહી. થયું—જરૂર બાઇ દુઃખી છે, નહિ તો આટલો બધો ઉમંગ નાસી છૂટવાનો હોય નહિ !

ચૂલો ચેત્યો. ઢેબરાં કરવા ઝટપટ મસાલો નાખી સૂરજે લોટ બાંધી દીધો. ચૂલે કઢાઈ ચડાવી. ઢેબરાં થાબડવા લાગી અને વાત પણ કરવા લાગી. બંને જણ ચૂલા નજીક બેસી તાપતા હતા.

સૂરજે પૂછ્યું : 'તમારે દેશમાં બૈરાંછોકરાં તો હશે ને ?'

જુવાને તરત જવાબ આપ્યો : 'કાકાને એ બધી જંજાળ છે, હું તો અહીંથી જઇને શાદી કરવાનો હતો.' અને હવે તો એ ઉપાધિ જ ગઇ, એમ મોં ઉપર ભાવ લાવી જુવાન તાકી રહ્યો.

સૂરજે કઢાઇમાં તેલ કડ કડ થતાં 'છમ' કરતું પહેલું વડું ખાતરી કરવા મૂક્યું. અને સાથે બીજો પ્રશ્ન કર્યો: 'તમે બે શા સગા થાવ ?'

જુવાને જવાબ આપ્યો : 'કંઇ સગા નથી, અહીં આવ્યા પછી અમે બેઉ એકબીજાને ઓળખતા થયા.'

સૂરજે બુઢ્ઢા તરફ તાકતાં કહ્યું : 'વેંડાય તો મને સાથે લેજો. બાકી, હું તો અહીંની ના રહું ને તહીંની......'

બુઢ્ઢાએ હોઠનો બચકારો કરતાં કહ્યું: 'આવા ધંધા કરનારનું એટલુંય કાળજું નહિ હોય !'

'બસ ત્યારે,' કહેતી સૂરજે એક થાળીમાં વડાં કાઢીને આપ્યાં. અને કોઠલામાંથી આખી ગોરસી ભાગીને દહીંની બે વાટકીઓ ભરી આપી.

જુવાન તો પહેલેથી જ લોભાયો હતો. બુઢ્ઢાને શંકા હતી, છતાં વડાં ને દહીં ખાતાં એ પારકા ઘરમાં લૂંટ કરવા ભરાયો હતો એ સ્થિતિ જ વીસરી ગયો. બંને જણ આખા દહાડાના ભૂખ્યા હતા એટલે નિરાંતે ખાવા લાગ્યા.

અને એમની ઘડી ભરાઇ ચૂકી હોય તેમ સૂરજે હુમલો કર્યો. તેલની કઢાઇનું કકડતું તેલ બેઉના મોંઢા ઉપર રેડ્યું. આંખો દાઝી ગઇ. ત્યાં જ પડ્યા. અને ઘડી પછી દોરડે બંધાઇ ઓરડામાં પુરાયા !

'રેખા'માંથી

# સંસ્થાઓ ચલાવો છો?

ચિમનભાઈ હ. અમીન

દેશના સર્વાંગી વિકાસ માટે વ્યવસ્થિત પ્રવૃત્તિઓ ચલાવવા અને જુદાં જુદાં સેવાનાં કાર્યોના સંચાલન માટે શહેરો અને દેશનાં લાખો ગામડાંમાં સામાજિક, રાજકીય, ઔદ્યોગિક અને કેળવણીવિષયક સંસ્થાઓ સ્થાપવાની અને વ્યવસ્થિત રીતે ચલાવવાની અતિ અવશ્યકતા છે. એટલે ચૌદ વર્ષની ઉમરથી સંભાળેલા વરણામા મિત્રમંડળ પુસ્તકાલય અને તે પછી ત્રણ વર્ષે સ્થાપેલા વરણામા સેવાસમાજ અને એ પછી પુસ્તકાલય પ્રવૃત્તિના તાલુકા, પ્રાંત અને રાજ્યમંડળો, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, આરોગ્યમંડળ, વ્યાયામશાળા, અંગ્રેજીશાળા, છાત્રાલય, વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ, શિક્ષક મંડળ અને કેળવણીને લગતી બીજી સંસ્થાઓ તેમ જ વડોદરા રાજ્ય પ્રજામંડળ અને તેની તાલુકા, પ્રાંત વગેરે શાખાઓ તથા પ્રાંતપંચાયત અને ધારાસભા, આમ જુદી જુદી સંસ્થાઓની પ્રવૃત્તિનો, ત્રીસ વર્ષના સેવાકાર્યનો જે કંઇ અનુભવ છે અને તેને અંગે જે જોવા, જાણવા અને વિચારવા મળ્યું છે, તેમ જ જુદા જુદા સેવાભાવી કાર્યકરો અને નેતાઓના પરિચય અંગે જે જે શીખવાનું મળ્યું છે, એ જુદી જુદી સંસ્થાઓ ચલાવતા અને ચલાવવા માગતા કાર્યકરો માટે કંઇક ઉપયોગી થશે એ હેતુથી અહીં રજૂ કરું છું.

સંસ્થાઓ દ્વારા થતા સેવાકાર્યમાં ઘણી વખત હોદ્દેદારોની ચૂંટણીઓ મોટી રસાકસી પકડે છે અને વેર-ઝેરનાં બીજ રોપી સંસ્થાને અને તેના સેવાકાર્યને જ હાનિ પહોંચાડે છે. એટલે જે તે ગામની સ્થાનિક ચૂંટણીઓ માટે કેવા પ્રકારના માણસ ચૂંટવા જોઇએ તેનો પ્રચાર કરવો, પરંતુ અમુક માણસને જ ચૂંટો એવો પ્રચાર કરવો નહિ. તેમ જ મત ખુલ્લા નહિ પણ મત આપવાનો હોય તેમનું જ નામ લખવાની કાપલીમાં (બેલેટથી) મત લેવા. મિત્રોની સાથે પણ કોને મત આપવો છે તેની વાતચીત કે સંતલસ કરવી નહિ. ગુણદોષના અનુભવ પર–તદ્દન સ્વતંત્ર મતે જ ચૂંટણી થવા દેવી. એનાથી વૈમનસ્ય થવાનો સંભવ રહેશે નહિ અને સેવાભાવી માણસો ચૂંટાશે.

ઉમેદવારીઓ લેવાને બદલે બીજા સભ્યો જે નામો રજૂ કરે અને જેનો

ચૂંટનારે ઇન્કાર કર્યો ન હોય તેવાં નામો પરથી ચૂંટણી થાય એ ખાસ ઇચ્છવા યોગ્ય છે.

વિસ્તૃત પ્રદેશની ચૂંટણી થાય ત્યારે ઉમેદવારોના નામ જોગ પ્રચાર થાય તેમાં વાંધો નહિ, પરંતુ મત તો મતપત્રિકાથી જ લેવાવા જોઇએ.

જે સંસ્થાને માટે પોતાને પ્રેમ ન હોય, તેમાં વખત આપી સેવા કરવાની ભાવના ન હોય અને માત્ર નામને ખાતર જ ઉમેદવારી થતી હોય તો એ સંસ્થાને અને તેની પ્રવૃત્તિને રૂંધવા સમાન જ થઇ પડે. ત્યાં પોતે ઉમેદવારી કરવાને બદલે યોગ્ય માણસને ટેકો આપવાનું કાર્ય કરવામાં જ ખરી સેવા છે.

સંસ્થાની જુદી જુદી સમિતિઓમાં પણ જેને જે બાબતનો રસ હોય તેને તે બાબત માટે મૂકવા જોઇએ. અને તેમણે તે ફરજ યથાર્થ રીતે બજાવવી જોઇએ.

સંસ્થાના કામકાજના કાગળો, પત્રકો અને હિસાબી ચોપડા જેટલા વ્યવસ્થિત, નિયમિત અને પદ્ધતિસરના હોય તેટલી એ સંસ્થાની પ્રગતિ થાય છે. આ કાર્ય માથાકૂટવાળું હોઇ સારા સારા કાર્યકરો પણ ઘણી વખત એ નથી કરી શકતા. જેથી કેટલીક વખત તેઓ વિનાકારણ પણ વગોવાય છે અને રજનું ગજ થઇ તેની ચર્ચાઓ ચાલે છે.

બધી દષ્ટિએ વિચારતાં હિસાબો, દફતરી કામ વ્યવસ્થિત રીતે કરનારની સેવા સંસ્થાના હિત અને પ્રગતિ માટે વધુ કીંમતી છે.

સંસ્થાના કાર્યકરોએ અંગત સ્વાર્થ અને પક્ષાપક્ષીથી સાવ વેગળા રહેવું જોઇએ. વિરોધીઓની ટીકાથી ઉશ્કેરાવું નહિ, પરંતુ એના યોગ્ય ખુલાસા કરવા અને સામાની સાચી-ઉપયોગી દલીલોનો સ્વીકાર પણ કરી લેવો. જેનાથી વિરોધાભાસ ઘણો સમી જશે અગર ઓછો થશે. દરેક ચર્ચા વખતે પોતાનો પ્રામાણિક મત નિર્ભય રીતે રજૂ કરવો અને કરવા દેવો, પરંતુ બીજા પર શરમ કે દાબ બેસાડી પોતાની માન્યતા કે મત લાદવો નહિ. છેવટે વધુ મતીને જ માન આપવું.

ફંડ-ફાળો મેળવવામાં અમુક માણસ પાસે અંગત વિરુદ્ધતાને કારણે ન જવું કે અમુક જણ તો નહિ જ આપે તેવા પૂર્વગ્રહ બાંધી લેવા ન જોઇએ. આવી બાબતમાં ધાર્યા કરતાં જુદાં જ-ઘણાં સારાં-પરિણામો આવ્યાનો અનુભવ થયો છે.

સંસ્થાનાં સેવાકાર્યોમાં પૈસા ખર્ચવાની જરૂર હોય ત્યાં તો ખર્ચવા જ પડે, પરંતુ બિનજરૂરી કંઈ ખર્ચ થવો જોઇએ નહિ. જાતમહેનતને વધુ

મહત્ત્વ આપવું એક પાઈની પણ કિંમત ગણવી. જે સંસ્થામાં આજે કાળજીથી પાઈના હિસાબ ગણાતા હશે તેના હાથમાંજ આવતી કાલે હજારો અને લાખોના હિસાબ પણ આવશે.

સંસ્થાનું કોઈ પણ કાર્ય નાનું–નજીવું ન ગણાવું જોઈએ. અને તે બિનકાળજીએ—ઉપલક દૃષ્ટિએ પણ થવું ન જોઈએ. કામની શરૂઆતથી અંત સુધીની વ્યવસ્થિત યોજના પહેલેથી વિચારીને નક્કી કરી નાખવી જોઈએ હોદ્દેદારોને યોગ્ય અધિકારો આપવા જોઈએ અને તેમણે સભ્યોની અભિરુચિ તપાસતા રહી તેનો ઉપયોગ કરવો જોઈએ. આપખુદ સત્તાથી સાવ વેગળા રહેવું. પોતાની સમિતિ સાથે વિચારી, નક્કી કરીને આગળ પગલું ભરવાની ટેવથી સાથીદારો વધારી શકાશે અને તેમનો વિશ્વાસ, ભાવના અને મદદ મેળવ્યાથી કામ સહેલાઈથી થશે.

સંસ્થાના કામનું નિવેદન અને હિસાબ સભ્યો પાસે વખતોવખત જાહેર થવાં જોઈએ. તેમ જ જાહેર જનતાની જાણમાં પણ આણવાં જોઈએ.

ઘણી જગ્યાએ ગામ આગેવાનોથી ચાલતો ગામના ઉત્પન્ન–ખર્ચનો બિનજાહેર વહીવટ અને આપખુદ રીતે કામ કરવાની કે ફાવતા માણસોને જ પૂછવાની સગવડીઆ ને જૂનવાણી પદ્ધતિથી વિખવાદ વધી એ વહીવટ કરનાર પાસે અને તેમનું જોઈ બીજાઓ પાસે પણ ગામાત કે સંસ્થાઓની શિલકો દબાયાના અને પછી એકબીજાના બહાનાં કાઢી માત્ર લડવાના પ્રસંગો બને છે, અને સાર્વજનિક પ્રવૃત્તિ ડેબાય છે.

સંસ્થાના જવાબદાર માણસે પોતાની પાસે માત્ર ચાલુ ખર્ચની ઓછામાં ઓછી રકમ રાખી વધારાની શિલક પોતાની પાસે નહિ રાખતાં, તેમ જ ખાનગી ઇસમોને ત્યાં વધુ વ્યાજની લાલચે પણ જમા ન મૂકતાં, સારી સહકારી મંડળી કે સદ્ધર બેંકમાં જ જમા મૂકવી જોઈએ.

સંસ્થાના સહકાર્યકરો તરફ પ્રેમભાવ અને પ્રોત્સાહનભર્યું વર્તન, સંસ્થા પ્રત્યે એકનિષ્ઠા, ઉપલક કે માથા ઉતાર નહિ પણ ખંત અને ઉત્સાહથી–દિલપૂર્વક કામ કરવાની વૃત્તિ, નિઃસ્વાર્થતા અને પ્રામાણિકતા, હિસાબની ચોખવટ અને વ્યવસ્થિત વહીવટ, કોઈની અવગણના નહિ પણ સૌનો સાથ મેળવી સફળતા મેળવવાની વૃત્તિ, સહનશીલતા અને ધીરજના ગુણ, મળતાવડા સ્વભાવ સાથે મોટાઓ પ્રત્યે માન અને નાનાઓ પ્રત્યે ભાવના, એકબીજાની મુશ્કેલીઓ જોઈ મદદગાર થવાની વૃત્તિ, આમ સારા ગુણ હશે તો સફળતા જરૂર મળશે.

### સમસ્ત પાટીદાર પરિષદ સંયોજક સમિતિ

પરિષદને સંપૂર્ણ સફળ બનાવવા માટે મુંબઈના પાટીદાર યુવક સંઘે એ જવાબદારીનો બોજો મુંબઈના સઘળા પાટીદારો પર નાખવા માટે તા. ૧૨–૧૦–૪૭ના રોજ મુંબઈનાં સઘળાં પાટીદાર મંડળોના કાર્યકરોની સભા બોલાવી હતી એમાં દરેક મંડળે પોતાના તરફથી પાંચ-પાંચ પ્રતિનિધિઓ મોકલવા એવો નિર્ણય થયો હતો. આમ મુંબઈના સઘળા પાટીદારોનું પ્રતિનિધિત્વ ધરાવતી પ્રતિનિધિઓની કમિટીએ શ્રી. પ્રમુખલાલ મણીલાલના પ્રમુખપણા હેઠળ કાર્યવાહક મંડળની ચૂંટણી કરી, પરિષદનું કામકાજ આગળ ધપાવવા **"પ્રચાર સમિતિ"** અને **"નાણાંવિષયક સમિતિ"** નીમી દીધી છે. આ સમિતિઓ તરફથી કામકાજ ઘણા વેગથી આગળ ધપી રહ્યું છે. અમે હિંદ કે હિંદ બહાર ક્યાંય પણ વસતા પાટીદાર બંધુઓને પાટીદાર પરિષદની દરેક સમિતિને પોતાની ફરજ સમજી તન, મન અને ધનથી સહકાર આપવાની જાહેર વિજ્ઞપ્તિ કરીએ છીએ.

### પરિષદની અગત્યતા

આ પરિષદ ભરવાનો હેતુ જ્ઞાતિઓને પોષી કોમવાદના ઝેરને વધુ પ્રસારવાનો નથી, પરંતુ આપણી વેરવિખેર પડેલી વિશાળ જ્ઞાતિને સંગઠીત કરી, આપણા આંતરિક સવાલનો સમજપૂર્વક અને સર્વમાન્ય રીતે ઉકેલ લાવવા માટેનો છે. રાષ્ટ્રના હિતને ખાતર જ્ઞાતિઓનો નાશ થવો જોઈએ, એવી વાતો આપણે ચારે વ તરફથી સાંભળીએ છીએ. આવું કહેનારાઓએ સમજવું જોઈએ કે ફક્ત વાતો કરવાથી જ જ્ઞાતિઓનો નાશ નથી થવાનો. જુદી જુદી વિચારસરણી, જુદા જુદા રીતરિવાજો અને જુદા જુદા પ્રદેશોમાં વસતિ એક જ જ્ઞાતિ જ્યાં સુધી એક નેતાગીરી હેઠળ એકત્રીત ન થાય ત્યાં સુધી એ કાર્ય આકાશકુસુમવત્ છે. એટલે જ્ઞાતિ ઉચ્છેદન માટે પરિષદદ્વારા લોકમત કેળવવો આવશ્યક છે.

### પરિષદના ઉદ્દેશો

(૧) ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ તેમ જ અન્ય સ્થળોએ વસતાં પાટીદાર ભાઈબહેનોને સંગઠીત કરવાનો. (૨) જ્ઞાતિના સામાજિક રીતરિવાજોમાં કાયમી સુધારો કરવાનો. (૩) "સમસ્ત પાટીદાર સમાજ" નામની બધા જ પ્રદેશોનું પ્રતિનિધિત્વ ધરાવતી કાયમી સંસ્થા સ્થાપવાનો. (૪) કેળવણી પ્રચાર માટે મોટું ફંડ એકઠું કરી વિદ્યાર્થીઓને લોન, ફ્રી, સ્કોલરશીપ કે પાઠ્યપુસ્તકોની

મદદ કરવાનો (૫) પરિષદે પસાર કરેલા ઠરાવોના પાલનાર્થે ઠેર ઠેર યુવક સંઘો સ્થાપી તેમની દ્વારા ઠરાવોનું પાલન કરાવવાનો.

## મુંબઈમાં વસતા પાટીદારોનું સંમેલન

સમસ્ત પાટીદાર પરિષદની સંપૂર્ણ સફળતા માટે અને તેના કાર્યને વેગ આપવા માટે મુંબઈના સઘળા પાટીદારોનું એક સમેલન ફેબ્રુઆરી માસમાં યોજવામાં આવનાર છે. મુંબઈનાં પાટીદાર ભાઈબહેનો એમાં પૂરા ઉત્સાહથી ભાગ લેઈ એને સફળતા અપાવે. સમસ્ત પાટીદાર પરિષદની સફળતા કે નિષ્ફળતા આપણી જાગૃતિ અને શક્તિ ઉપર અવલંબે છે. એટલે જેટલું સફળ આપણું સંમેલન તેટલી સફળ આપણી પરિષદ. સમસ્ત પાટીદાર પરિષદને મુંબઈના આબાલવૃદ્ધ પાટીદારોનો સહકાર છે એની ખાત્રી કરાવવા આગામી સંમેલનમાં મોટી સંખ્યામાં હાજર રહેજો. જે જે ભાઈઓએ પોતાનાં નામ-શિરનામાં ન મોકલ્યાં હોય તેમણે **"મંત્રી, સમસ્ત પાટીદાર પરિષદ સંયોજક સમિતિ, ૬, ફ્રેન્ચપૂલ, મુંબઈ ૭."** એ શિરનામે મોકલવા કૃપા કરવી આ કાર્ય માટે સ્વયંસેવકોની પણ જરૂર હોવાથી દરેક મંડળે સ્વયં-સેવકો થવા ઈચ્છતાં ભાઈબહેનોના નામ, શિરનામા સત્વરે મોકલી આપવાં.

## અન્ય સ્થળોના પાટીદારો

બહારગામના—ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ કે અન્ય સ્થળોએ વસતા પાટીદાર બંધુઓએ જુદા જુદા જુથોમાં વહેંચાઈ આવાં પ્રાથમિક સંમેલનો યોજી સમસ્ત પાટીદાર પરિષદને આવકારતા, સહકાર આપતા અને તેમાં હાજરી આપવાના ઠરાવો કરી મોકલી આપી સ્થાનિક પ્રચારકાર્યનો બોજો ઉપાડી લે તો અહીંનું કાર્ય ઘણું જ હળવું બને. આશા છે કે આજ સુધી અમારા કાર્યને સહકાર આપતા ભાઈઓ આનો સુંદર જવાબ આપશે.

પરિષદ નજીકના ભવિષ્યમાં ભરવામાં આવશે. સ્થળ અને સમયની જાહેરાત પૂર્ણ ભૂમિકા તૈયાર થતાં કરવામાં આવશે

પ્રચાર મંત્રી, **સમસ્ત પાટીદાર પરિષદ સંયોજક સમિતિ**

---

## ચરોતરનાં પાટીદાર ભાઈબહેનો માટે

# ગ્રંથસ્વીકાર

(૧) **મારી જીવનકથા**—જવાહરલાલ નેહરુ; અનુ.–મહાદેવ દેસાઇ, પ્રકાશક — નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, સુધારેલી ત્રીજી આવૃત્તિ, સાતસો પાન, ૭ રૂપિયા.

જવાહરલાલ નેહરુ એ આપણા દેશની જ નહિ, પણ જગતની વિદ્યમાન મહાન વ્યક્તિઓમાંની એક વ્યક્તિ છે. આપણા દેશની તો જીવતી જાગતી આશા છે. એનું જીવન હજુ જેણે ન વાંચ્યું હોય તે એ વાંચ્યા વગર કેમ રહી શકે?

(૨) **દીવડા**: લેખક — રસૂલભાઇ વહોરા, પ્રકાશક–ચરોતર એન્યુકેશન સોસાયટી, આણંદ, દસ આના.

ઉમદા ચારિત્રના ઘડતરમાં મદદરૂપ થાય એ દૃષ્ટિએ સોસાયટીએ બાલ અને કિશોર સાહિત્યનું પ્રકાશન શરૂ કરેલ, તેમાં લડાઇ આવી એટલે બંધ પડ્યું. 'દીવડા'થી ફરી એ પ્રકાશન પ્રગટે છે. બાલ અને કિશોરોમાં માણસાઇનું તેજ પ્રગટાવે એવા નાનામોટા માણસોના જીવનમાંથી સત્ય ઘટનાઓ 'દીવડા'-માં લીધી છે. એના આમુખમાં શ્રી દાદાસાહેબ માવલંકર લખે છે કે, 'એમાંના કેટલાક પ્રસંગો પીઢ ઉમરે પહોંચેલા મારા જેવાની ભાવનાઓને સ્પર્શી આંખો ભીની કરે છે, તો બાળકોના દિલમાં એ ઊંડો પ્રવેશ કરી, ભવિષ્યના નાગરિક ઘડવામાં સંગીન ફાળો આપશે, એમાં મને કોઇ સંદેહ નથી.' આથી વિશેષ એ પુસ્તક માટે શું લખવાનું હોય?

(૩) **ક્રાંતિનાં પરિબળો**: લેખક—ચંદ્રભાઇ ભટ્ટ, પ્રકાશક—નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ, રૂપિયા પાંચ.

(૪) **સુવાસિની**: લેખક—પ્રબોધ મહેતા, પ્રકાશક—ઉપર પ્રમાણે, ત્રણ રૂપિયા.

(૫) **રેણુ અને બીજી વાતો**: લેખક–રમણિક કિશનલાલ મહેતા, પ્રકાશક–ઉપર પ્રમાણે, ત્રણ રૂપિયા.

(૬) **ગીતા માધુરી**: ડાહ્યાલાલ હ. ભતની, પ્રકાશક – સ્વ. મણિબહેન કે. પટેલ સ્મારક તરફથી શ્રી વસંત કન્યાવિદ્યાલય, વડોદરા, આઠ આના. ગીતાનું સમશ્લોકી અનુવાદ.

(૭) **ધરતી મૈયા**:— બોરસદના પાટીદાર વિદ્યાર્થીઓએ તેમના હસ્તલિખિત પત્રનો દીપોત્સવી અંક છાપીને પ્રસિદ્ધ કર્યો છે.

## પ્ર * સં * ગ * ક * થા

### ગોળ બહારનું લગ્ન

બહેન ભાનુબહેન ભોગીલાલ પટેલ સોજીત્રાનાં વતની છે. ૧૯ વર્ષની ઉમરનાં છે. તે બહેન તા. ૪–૧–૪૮ના રોજ અમદાવાદ આર્યસમાજમાં ભાલેજ (તા. આણંદ)ના વતની શ્રી મણિભાઇ ફુલાભાઇ પટેલ સાથે વૈદિક વિધિ અનુસાર લગ્નગ્રંથિથી જોડાયાં છે. ભાઇ મણિભાઇ ૨૩ વર્ષની ઉમરના છે. આર્યસમાજમાં લગ્ન થયું છે, તે બતાવે છે કે બહેન ભાનુબહેનનાં કુટુંબીઓનો વિરોધ હોવો જોઇએ. એ સ્થિતિમાં પોતાને હિતાવહ લાગતું પગલું કુટુંબીઓની વિરુદ્ધ જઇને પણ બહેન ભાનુબહેને ભર્યું છે, તે આજની બહેનોમાં આવી રહેલી જાગૃતિની નિશાની છે. બહેન ભાનુબહેનની હિંમત બદલ અમે એમને ધન્યવાદ આપીએ છીએ.

### ભૂલો કરવાનો હક

આવાં પગલાં ભરાય છે ત્યારે કોઇ કોઈ પ્રસંગમાં પસંદગી કરવામાં ભૂલ થવાથી પાછળથી વ્યક્તિ દુઃખી પણ થાય છે. તે વખતે રૂઢિચૂસ્તો રૂઢિ તોડવાને કારણે દુઃખ હોય તેમ દલીલ કરે છે. પરંતુ એમ રૂઢિ અનુસાર વર્તનાર પણ કેટલાં ય દુઃખી હોય છે તે તરફ એ જોતા નથી—આંખ આડા કાન કરતા હોય છે. મહાત્માજીએ મીઠાના કાયદાને રદ કરવા માટેની દલીલ વખતે એ વસ્તુ કહી છે જ, કે પ્રજાને ભૂલ કરવાનો અધિકાર છે. ભૂલો કરતાં કરતાં એને સુધારતા જઇને વિકાસ સાધવો એ સનાતન અને સીધી રીત છે. એ રીતે સમાજમાં જે વર્ગ દુઃખી છે તેમણે પોતાનો વિકાસ સાધવા ભૂલો પણ કરવાનો હક છે. એ ભૂલો સુધારી આગળ વધવામાં જ વિકાસ છે.

### એક વિધુર ભાઈની વિધવા સાથે પુનર્લગ્ન કરવાની ઈચ્છા

એક વકીલ ભાઈ નીચે પ્રમાણેની ઇચ્છા પત્ર દ્વારા જણાવે છે: 'હું 'પાટીદાર'નો ગ્રાહક છું. નિયમિત રીતે 'પાટીદાર' વાંચું છું. ભાઈ જશભાઈ અને જયાબહેનનો આખોય કેસ 'પાટીદાર'માંથી વાંચ્યો. મને તે હકીકત વાંચીને અલૌકિક આત્માનંદ થયો. હું વિધુર છું. મારે એક દીકરી અને બે દીકરા એમ ત્રણ સંતાન છે. ઉમર ૩૮ વર્ષ છે. સારી જેવી કમાણી છે. મને કન્યા આપવા ઘણા તૈયાર છે. મારે ફરીથી પરણવું એવો નિર્ણય હમણાં મેં કર્યો છે. તેથી તમને આ પત્ર લખવા પ્રેરાયો છું. મને યોગ્ય વિધવા મળી રહે તો હું પુનર્લગ્ન કરવાની ઇચ્છા ધરાવું છું.'

## ઈચ્છા ફળે એમ આશા રાખીએ

એ વકીલ ભાઈને એટલી વિનંતિ કે ભાઈ જશભાઈની જેમ દ૮ ભાવના સેવો. કોઈ પણ સંજોગોમાં કુંવારી કન્યા સાથે લગ્ન ન કરવું એમ મનથી સંકલ્પ જો દ૮ હશે તો વહેલામોડા કોઈ ને કોઈ બહેન આપને અનુરૂપ મળી રહેશે. ભાઈ જશભાઈના પ્રસંગમાં આપે જોયું કે એમના મનોબળ આગળ માતાએ, ભાઈઓએ સહર્ષ સંમતિ આપી. બહેન જયાબહેનના પ્રસંગમાં એથી ઊલટું એમની હિંમતને પિતાએ, ભાઈએ ભાંગી જતી અટકાવી. એટલે તમે વિધુર હોવાથી વિધવાને પરણવામાં ધર્મ માનો અને એમાંથી ચળવું એટલે અધર્મ એમ જો માનશો, તો જરૂર આપની ઈચ્છા ફળશે.

## આત્મવંચના ત્યજીએ

૩૮ વર્ષે ત્રણ બાળકોના પિતા હોવા છતાં એક વકીલ ભાઈ ફરી પરણવાનો નિર્ણય કરે તો, વિધવા બહેનને પુનર્લગ્ન કરવાની ઈચ્છા ન હોય, તેમ કહેવું એ જૂઠાણું છે — આત્મવંચના છે. પરંતુ પુરુષે પોતાના અધિકારમાં સ્ત્રીના પુનર્લગ્નનો હક ઝૂંટવી લીધો. કયા કાળમાં એમ બન્યું, શાથી બન્યું, એ બધા સવાલોના જવાબ તે તે પરિસ્થિતિમાં બરાબર હતા એમ કોઈ સાબિત કરી આપે, તો પણ આજે એ અન્યાય આપણે ચલાવી રહ્યા છીએ, એ શરમજનક છે. વર્ષોથી અછૂત માનેલા અને સમાજથી દૂર રાખેલા અસ્પૃશ્યોના હક માટે આજે આપણે જૂનીવાણી માનસ સામે લડીએ છીએ. પરંતુ નવાઈની વાત તો એ છે કે આપણા પોતાના ઘરમાં જે બહેનદીકરીઓ અસ્પૃશ્ય બની જીવતાં મરેલ જીવન જીવે છે, તેની આપણને અરેરાટી આવતી નથી! એ પ્રશ્ન ઘણો મુશ્કેલ છે માની આપણે એને સ્પર્શવાનો વિચાર પણ કર્યો નથી. પરંતુ આજે આપણે ઑગસ્ટની પંદરમીથી નવા યુગમાં પ્રવેશ્યા છીએ. એ આઝાદ હિંદમાં આપણી બહેનોની સ્થિતિ, વિધવા બહેનોની સ્થિતિ એની એ જ પુરાણી રહે તે કેમ ચાલે? એટલે આવા કોઈ ભાઈ, જેમને આપણે જ કુંવારી કન્યા પરણાવવા, પડાપડી કરતા હોઈએ ત્યારે, જો એ ભાઈ કોઈ વિધવા બહેનને પરણવાની ઈચ્છા બતાવે ત્યારે, એવી કોઈ બહેન ન મળે તો એનો અર્થ એ થયો કે આપણે તૈયાર નથી. સમાજ તૈયાર હોય તો બહેન ન મળી આવે એમ માનવું એ આત્મવંચના છે.

## વિધવા બહેનોને

તમારું અકથ્ય દુઃખ કેટલું છે તે એ સ્થિતિમાં મુકાયા વગર સમજવું

મુકેલ છે. છતાં દરેક મનુષ્યમાં સદ્‌અસદ્‌ વૃત્તિઓ ઓછાવત્તા પ્રમાણમાં હોય છે જ, એટલે દરેક મનુષ્ય પોતાના અનુભવ ઉપરથી તમારું દુઃખ સમજવા પ્રયત્ન કરે, તો જરૂર એને લાગે કે સમાજ તમને ભયંકર અન્યાય કરી રહ્યો છે. એ અન્યાય સમાજ દૂર કરે એના જેવું તો રૂડું શું? પરંતુ એ સ્થિતિ આવે ત્યાં સુધી તમે જો આમ એ અન્યાય સહી લો — જેમ સહેતાં આવ્યાં છો તેમ — તો એ સ્થિતિ વધુ લંબાશે. આજે અસ્પૃશ્યો પણ પોતાના હક માટે લડે છે, તો તમે એ અસ્પૃશ્યો કરતાં વિશેષ જાગ્રત છો. શા માટે એ અન્યાય સહીને તમારા આત્માને કચડો છો? કોઈ વખત એવું બને છે કે તમારી ઇચ્છા હોય, પરંતુ એવો કોઈ યુવક તૈયાર નથી હોતો. તમે એવું પણ કહો છો કે કુંવારી કન્યા ન મળતી હોય એવો કોઇ રડ્યોખડ્યો અમને સ્વીકારવા તૈયાર હોય છે, અને તેથી સમાજમાં અમારું સ્થાન એવું ને એવું જ રહે છે! એ દલીલમાં પણ સત્યાંશ હશે, પરંતુ આજે જ્યારે કોઇ કોઇ ભાઇ આવી રીતે વિધુર હોવાને લીધે વિધવાને પરણવામાં યુગધર્મ માને ત્યારે સમાજની બીક રાખ્યા વગર હિંમત બતાવવી જોઇએ. સમાજ આજે, તમે ધારો છો એટલો જૂનો નથી. કોઇ એવું પગલું ભરવા માગે તો એ અંદરથી ઇચ્છે છે, એમ તમે જયાબહેનના પ્રસંગ ઉપરથી જાણ્યું હશે. લગ્ન પતી ગયા પછી બધાંએ એમને આવકાર્યાં તે પણ તમે જાણ્યું. એટલે સમાજમાં પુનર્લગ્ન કરવાથી તમારી સ્થિતિ હલકી ગણાય, એ જૂનો ભ્રમ તમારા મગજમાંથી હવે કાઢી નાખજો. અને પોતાને થતા અન્યાય માટે થોડું સહન કરીને પણ તમારે પગલું ભરવું રહ્યું. તમારામાંથી કોઈ બહેન ઉપરના ભાઇને જવાબ આપવા તૈયાર થશો? થાવ તો 'પાટીદાર' કાર્યાલયને શિરનામે પત્ર લખશો.

## હરિજન બહેનો સાથે સહભોજન

ભાઈ જશભાઇએ વિધવા બહેન સાથેના લગ્નની પોતાની પ્રતિજ્ઞા જાહેર કરી ત્યારે એમાં ઉલ્લેખ કરેલો હતો કે પોતાના હરિજન સેવાના કાર્યની ભાવનાને અનુસરવા જે તૈયાર હોય તેવી બહેન સાથે લગ્ન કરવા પોતે ઉત્સુક છે. અને એ ભાવના અનુસાર સાચાં સહધર્મચારિણી બની બહેન જયાબહેન પણ એ ક્ષેત્રમાં જોડાઈ ગયાં છે. બોદાલ (તા. બોરસદ)માંના હરિજન કન્યા છાત્રાલયનાં ગૃહપતિ તરીકે તે કામ કરે છે. એ બંનેને સી. આર. કૉન્ટ્રાક્ટરવાળા શ્રી સુનીભાઇ જેઠાભાઈ પટેલે મુંબઇથી ભાદરણ આવતાં જમવાનું આમંત્રણ આપ્યું. ભાઇ જશભાઇએ ઇચ્છા બતાવી કે હરિજન બહેનોને સાથે લાવીએ તો સારું. શ્રી સુનીભાઇએ એ ઇચ્છાને વધાવી લીધી. તા.-૩૧-૧૨-૪૭ના

રોજ એ દંપતિ છાત્રાલયની નવ હરિજન બ્હેનોને લેઇ ભાદરણ ગયાં. કંઇ પણ ભેદભાવ વગર એ બ્હેનો સાથે શ્રી ચુનીભાઇના ઘેર એમના કુટુંબે સહભોજન કર્યું. રાત્રે ગરબા થયા અને તેમાં બીજી બ્હેનોએ પણ ભાગ લીધો.

## 'હું કંઇ હરિજન છું?'

આજે બહાર વસતાં કુટુંબોમાં ઘણાં કુટુંબો હરિજનો વચ્ચે ભેદભાવ નથી રાખતાં. એમને રસોડે હરિજનો જમે પણ છે. એ દૃષ્ટિએ આ પ્રસંગ મોટો નહિ લાગે. પરંતુ પોતાના વતનમાં, કુટુંબીઓ વચ્ચે, આવાંસહભોજન થવાં જાણમાં નથી. એ દૃષ્ટિએ આ પ્રસંગ જરૂર આવકારદાયક છે. વળી એ નિમિત્તે એથી ય વધુ ભવ્ય પ્રસંગ—વિજળી ચમકી જાય તેમ—જે ઝબકી ગયો તે આ છે. શ્રી ચુનીભાઇનાં કાકી શ્રી કશીબા ૪૫ વર્ષનાં આધેડ અને ચુસ્ત વૈષ્ણવ છે. એ પોતે સહભોજનમાં ભાગ નહિ લે એમ સૌએ સામાન્ય રીતે કલ્પેલું. એટલે એમનો વિચાર જાણી લેવા પૂછ્યું—કાકી! તમારે માટે જુદું કાઢી લેવું પડશે? શ્રી કશીબાએ કોઇએ નહિ કલ્પ્યો હોય તેવો જવાબ આપ્યો—મારે જુદું શું કામ! હું કંઇ હરિજન છું? અને એમણે પણ સૌ સાથે સહભોજન લીધું!

## જ્યારે ડાકોરના મંદિરમાં પ્રવેશતાં......

મુંબઇ સરકારે મંદિરોમાં હરિજનોને દાખલ થવાનો અને પૂજાઅર્ચા કરવાનો અધિકાર આપવા બાબતનો ધારો (નં. ૩૫-૧૯૪૭) તા. ૨૩-૧૧-૪૭ના રોજ અમલમાં આવ્યો, એટલે હવે હરિજનોને મંદિરમાં પ્રવેશવાનો અધિકાર કાયદાથી માન્ય થયો છે. પરંતુ વ્યવહારમાં એનો અમલ થયો નથી. એટલે એની શરૂઆત ગુજરાતના જાણીતા તીર્થધામ ડાકોરથી શરૂ કરવા માટે પૂજ્ય રવિશંકર મહારાજની આગેવાની નીચે જાણીતા કાર્યકર્તાઓ અને હરિજનો તા. ૧૨-૧-૪૮ના રોજ રણછોડજીના મંદિરમાં દાખલ થવા ગયા. પરંતુ જૂનવાણી વિચારો ધરાવતાં સ્ત્રીપુરુષો મંદિરના આગળના ભાગમાં ખડાં થયાં અને મંદિરપ્રવેશ મુશ્કેલ બનાવ્યો. લાગણીવશ થઇ ધક્કામૂકી અને આળો પણ બોલાઇ. પંઢરપુરના શ્રી વિઠોબાના મંદિરમાં પ્રવેશતાં તા. ૨૪-૧૧-૪૭ ના રોજ વિરોધ કરનાર સામે પોલીસનો આશરો લેવાયો હતો તેમ અહીં કરવું હોત તો થઇ શકત પરંતુ એમ ન કરતાં પૂજ્ય રવિશંકર મહારાજે તે સમયે મંદિરપ્રવેશ મુલતવી રાખ્યો અને ઉપવાસ શરૂ કર્યો. જૂનવાણી માનસનો વિરોધ થોડા કલાકમાં સમી ગયો. અને ત્યાંના આગેવાનોએ જાતે મંદિરપ્રવેશ માટે વિનંતિ કરી. એટલે તા. ૧૩-૧-૪૮ના રોજ સવારમાં

પૂજ્ય મહારાજે પોતાની હરિજન મંડળી સાથે મંદિરપ્રવેશ કર્યો. 'જય રણછોડજી'ના અવાજોથી મંદિર ગાજી ઊઠ્યું!

## સંમતિવયનો કાયદો

કન્યાની ઉમર ચૌદ વર્ષ કરતાં નાની હોય તો તેનો પતિ પણ તેની સાથે સંસાર માંડી ન શકે, અને માંડે તો ગુનેગાર ગણાય. અને પતિ સિવાય અન્ય પુરુષ માટે કન્યાની સંમતિની ઉમર સોળ વર્ષની રાખવામાં આવેલી છે. અર્થાત્ સોળ વર્ષથી ઓછી ઉમરની કન્યા સાથે શારીરિક સંબંધ કરનાર એમ સાબિત કરે કે તે કાર્યમાં તે કન્યાની સંમતિ હતી તો પણ તે ગુનેગાર ગણાય, કારણ કે સોળ વર્ષથી ઓછી ઉમરની કન્યા સંમતિ આપવાની અધિકારી કે યોગ્ય ઉમરની ન ગણાય એમ કાયદાએ ઠરાવ્યું. આ કાયદાને સંમતિવયનો કાયદો કહે છે. આ કાયદામાં સુધારો કરવા મધ્યસ્થ ધારાસભામાં શ્રી ભાર્ગવે બીલ રજૂ કર્યું છે. તેમાં એવો સુધારો સૂચવ્યો છે કે, પતિના સંબંધમાં કન્યાની સંમતિવય ચૌદને બદલે પંદરની રાખવી અને અન્ય પુરુષના સંબંધમાં સોળને બદલે અઢારની રાખવી. આ બીલ જાહેરમત માટે ફેરવવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. એ અંગે પોતાનો અભિપ્રાય દર્શાવતાં જાણીતા વિચારક અને સુધારક શ્રી ગટુભાઈ ધ્રુ 'જ્યોતિર્ધર'માં લખે છે કે, 'જ્યારે માલમિલકત, વારસો, લગ્ન વગેરે માટે કન્યા અઢાર વર્ષ અગાઉ સગીર ગણવામાં આવે છે, ત્યારે આ અતિ અગત્યની અને સ્ત્રીના જીવનમાં સૌથી મહત્ત્વની બાબતમાં અઢાર વર્ષની ઉમર 'સંમતિ' માટે યોગ્ય ગણાવી જોઈએ. પતિના સંબંધમાં પણ સંમતિની ઓછામાં ઓછી ઉમર સોળ વર્ષની રાખવી જોઈએ. સોળ વર્ષથી નાની બાળા શારીરિક તેમજ માનસિક આરોગ્યની દૃષ્ટિએ, સંસારમાં પડવા માટે નાની ગણાય.'

## આદર્શ અને વ્યવહાર

આદર્શ તો એ કહેવાય કે, સગીર વયમાં લગ્ન જ ન થવું જોઈએ. એટલે શું પતિ માટે, કે શું અન્ય પુરુષ માટે, અઢાર વર્ષથી નાની ઉમર સંમતિ માટે ન હોવી જોઈએ. પરંતુ એ આદર્શ ઉમર રાખવા જેટલો સમાજ તૈયાર નથી એટલે સમાજ જેને ગેરકાયદેસર કૃત્ય માને છે તે અન્ય પુરુષ સાથેના સંબંધમાં અઢાર વર્ષની ઉમર બીલમાં રાખવામાં આવી છે, જ્યારે પતિ માટે પંદર. ઉમર પંદર કે સોળ રહે, એ સારું છે. પરંતુ એક કાયદો જે ઉમરે સ્ત્રીને પતિ સાથે પણ સંસારમાં પડવાની મના કરતો હોય, ત્યારે બીજો કાયદો,

લગ્ન કરવાની મંજૂરી આપે એ, પરસ્પર સુસંવાદી નથી. મતલબ કે, પતિ માટે સંમતિ વયની જે મર્યાદા રાખવી હોય તેટલી મર્યાદા બાળલગ્નના કાયદામાં કન્યા માટે રાખવી જોઇએ. આજે ચૌદ વર્ષની મર્યાદા બાળલગ્નમાં છે, સાથે સંમતિ વયમાં પણ એટલી જ. એ સુસંગત છે. હવે જો સંમતિ વયની ઉમર પંદર કે સોળ વર્ષની કરવી હોય તો, એ પ્રમાણે બાળલગ્નમાં પણ મર્યાદા રાખવી જોઇએ. બાકી, સરકારનો એક કાયદો જે ઉમર લગ્ન કરવા યોગ્ય ગણે (સ્વીકારે) અને એ જ સરકારનો બીજો કાયદો, એ દંપતિને સંસારમાં પડવાની ઉમર બીજી ઠરાવે, એ અસંગત ગણાય.

## સંમતિવય અને બાળલગ્નની વય પંદર થવી જોઇએ

બાળલગ્નનો આજે જે કાયદો છે તેમાં કન્યાની ઉમર ચૌદને બદલે પંદર કરાય તો વ્યવહારુ ગણાશે. આપણો આદર્શ ઊંચો છે, પરંતુ પ્રજામાનસ અનુસાર ચૌદ વર્ષની ઉમર ઠરાવી છે. આટલે વર્ષે એક વર્ષનો ઉમેરો થાય તો એમાં કશું વધારે નથી. ઉપરાંત દરેક લગ્ન સરકારી દફતરે નંધાવવાનો ફરજિયાત કાયદો થવો જોઇએ. અને કાયદા કરતાં જે લગ્નમાં ઉમર ઓછી હોય તે અંગે ગુનેગાર ઉપર ફરિયાદ કરવાની જવાબદારી પણ સરકાર ઉપર હોવી જોઇએ. એ નથી એટલે આજે બાળલગ્નનો કાયદો ફારસરૂપજ છે. કારણ કે, દેશમાં પછાત ગણાતી જ્ઞાતિઓમાં હજૂ બાળલગ્નો ચાલુ જ છે. અને ઉપર સૂચવ્યો એવો કોઈ અસરકારક કાયદો ન થાય ત્યાં સુધી એમાં ખાસ સુધારો થવા સંભવ નથી.

## વસતિ વધતી અટકાવવા માટે કૃત્રિમ સંતતિનિયમન

ગયા ડિસેમ્બરની આખરે મદ્રાસમાં ભરાયેલ અખિલ હિંદ મહિલા પરિષદના વીસમા અધિવેશનના પ્રમુખસ્થાનેથી શ્રીમતી અનસૂયાબાઈ કાળેએ દેશમાં વધી રહેલી વસતિ અંગે ભયસૂચન કરતાં જણાવ્યું કે, 'આપણી વસતિની સંખ્યામાં જે ભયાનક વધારો થઇ રહ્યો છે તે આપણી પ્રગતિમાં ખરેખરૂં વિઘ્ન છે. વસતિના આ હદ બહારના વધારાનું કૃત્રિમ ઉપાયોથી જો નિયમન નહિ થાય તો દેશની અર્થવ્યવસ્થા તૂટી પડશે.' સંતતિનિયમનના કૃત્રિમ સાધનોના ગાંધીજી સખ્ત વિરોધી છે. સાથે સંતતિનિયમનમાં તેઓ માને છે. પરંતુ તેના ઉપાય તરીકે તેઓ સંયમીજીવન રજૂ કરે છે. કૃતિમ સાધનોની હિમાયત કરનાર વર્ગ કહે છે કે સંયમીજીવન માનવસ્વભાવ સુલભ નથી. એટલે આદર્શને વ્યવહારમાં મૂકવો હોય તો કૃત્રિમ સંતતિનિયમન એ જ એક રસ્તો રહે છે. મહાત્માજીના આદર્શની વાત જવા દેઇ, વ્યવહારની રીતે પણ જ્યારે અમે

શ્રીમતી હાળે જેવા પક્ષકારોનો વિચાર કરીએ છીએ, ત્યારે એક પ્રશ્ન ઊભો થાય છે કે, દેશની વસતિનો વિચાર આ વર્ગ કરે છે ત્યારે એ દેશ કોને માને છે? સાત લાખ ગામડાંમાં વહેંચાયેલો ગ્રામસમાજ કે પોતાના જેવો શહેરમાં રહેતો આધુનિક કેળવણી લીધેલો અને પશ્ચિમની જ મોટે ભાગે વિચારસરણી ધરાવતો અલ્પ મર્યાદિત વર્ગ? અને એટલો નાનો વર્ગ, માનો કે કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરી વસતિનો વધારો અટકાવે, તો પણ દેશની વસતિના કેટલા ટકા એ હશે? દેશની ૯૦ ટકા વસતિ જે ગામડાંમાં પડી છે, અને શહેરમાં દસ ટકા છે તેમાંની આઠ ટકા જેટલી જે ગ્રામમાનસ ધરાવે છે, ત્યાં આ ઉપાય, વ્યવહારુ હોય તોય કેટલો દેશસમગ્રને માટે આજે અસરકારક છે? ગ્રામસમાજ હજુ બાળલગ્નોમાં રાચે છે, ખાવા માટે અને પહેરવા માટે વસ્ત્ર પૂરતું જેમનું બજેટ પહોંચતું નથી, અક્ષરજ્ઞાનથી પણ વંચિત છે ત્યાં કૃત્રિમ સંતતિનિયમનની વાત કરવી, એ સમસ્ત પ્રજામાનસનો અવાજ રજૂ કરતી વિચારસરણી નથી, પરંતુ એક વર્ગીય વિચારસરણી છે.

## આજની પરિસ્થિતિમાં એનો ઉપાય

શ્રીમતી અનસૂયાબાઇ કાળેએ એ પરિષદના પ્રમુખસ્થાનેથી બીજુ એક દિશાસૂચન કર્યું છે — 'રાજકીય સ્વાતંત્ર્ય માટેની આપણી લડતમાં સામાજિક પ્રશ્નોના મહત્ત્વ પ્રત્યે દુર્લક્ષ થયું છે પણ હવે આપણે રાજ-કારણ અને સમાજકારણનું સંકલન કરીએ એ ખૂબ જરૂરનું છે. જ્યાં સુધી સામાજિક ત્રુટિઓનું નિવારણ થાય નહિ ત્યાં સુધી કોઇ પણ દેશ પ્રગતિ સાધી શકે નહિ—રાજકીય પ્રગતિ પણ નહિ.' આમ આ સામાજિક ત્રુટિઓના નિવારણથી વસતિની સંખ્યા ઉપર નિયમન આવી શકે. લગ્નવય હાલ જે ઘણી ઓછી છે તે વધારવાથી વસતિ વધતી અટકે. જે વિરાટ ગ્રામસમાજ દેશમાં છે, તેને લક્ષમાં લેતાં લગ્નવય હાલ જે છે તેમાં વધારો થાય, અને તેનો અમલ ચુસ્તપણે સરકાર કરે, તો જ આજની સ્થિતિમાં વસતિનો મુખ્ય વધારો અટકે. નવી પરિસ્થિતિ દેશમાં ઊભી થતાં બીજો ઉપાય ભલે વ્યવહારુ થાય, પરંતુ આજે આ એક રસ્તો અમને દેખાય છે.

# નવું સાહિત્ય

| | | |
|---|---|---|
| કલાને ચરણે | ડૉ. હરિપ્રસાદ પ્ર. દેસાઈ | ૪-૮-૦ |
| રસદર્શન | ,, ,, | ૨-૧૨-૦ |
| નાના હતા ત્યારે | ,, ,, | ૨-૮-૦ |
| પરિહાસ | સ્વ. નવલરામ જ. ત્રિવેદી | ૨-૮-૦ |
| શેષ વિવેચનો | ,, ,, | ૨-૦-૦ |
| અજ્ઞાતા | ચુનીલાલ વર્ધમાન શાહ | ૧-૮-૦ |
| બહિષ્કાર | 'પલાશ' | ૩-૦-૦ |
| વ્રજરાણી | સ્વ. પ્રેમચંદજી | ૩-૮-૦ |
| ઘુવડ બોલ્યું | નીરુ દેશાઈ | ૨-૪-૦ |
| પ્રેમ અને પૂજા ભા. ૧-૨ | 'દર્શક' | ૫-૦-૦ |
| વૈજ્ઞાનિક વાર્તાઓ | કાલિદાસ જાદવ | છપાય છે |
| વિદ્રોહી આત્મા | ખલીલ જિબ્રાન | ,, |

પ્રાપ્તિ સ્થાન

## આદર્શ પુસ્તક ભંડાર

ભદ્ર : અમદાવાદ

---

આણંદ તાલુકા વિકાસ મંડળનું પખવાડિક

## ખેડૂત



તંત્રી : નટવરલાલ દવે : સહતંત્રી : મગનભાઈ પટેલ

### વાર્ષિક લવાજમ ફક્ત ત્રણ રૂપિયા

* આ પખવાડિક ખેતીવિષયક અને વિશાળ ગ્રામપ્રજાના રોજના ઉપયોગી સવાલોની ચર્ચા કરે છે.
* સામાન્ય સ્થિતિના માણસને પણ પોષાય તે માટે એનું લવાજમ આજની મોંઘવારીમાં પણ સાવ થોડું રાખ્યું છે.
* દર પખવાડિયે ફુલસ્કેપ સાઇઝનાં આઠ પાન લખાણ આપવામાં આવે છે.
* દર મહિનાની પહેલી અને પંદરમી તારીખે તે બહાર પડે છે.

આપ એના ગ્રાહક ન હોય તો તરત થાવ.

વ્યવસ્થાપક : 'ખેડૂત', ઠે. આણંદ તાલુકા વિકાસ મંડળ, આણંદ.

## તદ્દન નવુંજ ચિત્રમય



# બાલ સાહિત્ય

★

૧ મંજરી ૬ હંસા ૧૧ લીલાવતી ૧૬ જમાઇરાજ
૨ અલાદીન ૭ વાલિયો ૧૨ અલીબાબા ૧૭ દોરડાંવાળો
૩ સુદામો ૮ વામનજી ૧૩ શીનીમાશી ૧૮ સિંદબાદ
૪ વડોદરા ૯ રત્નાંદે ૧૪ સારંગીવાળો ૧૯ ઢીંગલો
૫ હીરામણ ૧૦ લાખો ૧૫ તડાકિયો ૨૦ ગુલીવર

**અને ૨૧ અબુહસન**

નંબર ૧ થી ૨૦ સુધીના દરેકના ચાર આના નંબર ૨૧ ના આઠ આના. ઉપરનાં ૨૧ પુસ્તકો વિવિધરંગી સચિત્ર પૂઠામાં, બાલવિનોદ માળાના નવા અને છેલ્લા ત્રીજા સૅટમાં આપવામાં આવેલ છે. જેમાં એકંદર ૭૫૦ પાનનું વાચન ૨૭૫ સુંદર ચિત્રો સાથે છે. મજબૂત બૉક્સમાં પૅક કરેલા આ સૅટની કિંમત રૂા. ૫-૧૨-૦ અને વી. પી. ખર્ચ બાર આના છે.

આખો પૅકબંધ સૅટ અથવા ઉપરમાંનાં કોઇ પણ મનપસંદ છૂટક પુસ્તકો મંગાવો. આવાં જ રસિક બીજાં ૪૨ પુસ્તકોના ૧૫૦૦ પાનના વાચનના ૬૦૦ ચિત્રોવાળા બે સૅટ પણ સાથે સાથે વસાવો.

બાલવિનોદમાળાના ત્રણ સૅટ, એકંદર ૬૩ પુસ્તકોના
રૂા. ૧૭-૪-૦ વી. પી. ખર્ચ રૂા. ૧-૧૨-૦

**તમારા બુકસેલર પાસે માગો અથવા ખલાસ થાય તે પહેલાં મંગાવવા માટે લખોઃ-**

**બાલવિનોદ કાર્યાલય : ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ**

# પાટીદાર

સ્થાપક: સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ.

[૨૦૦૪] ફેબ્રુઆરી–'૪૮ [પૃષ્ઠ


## બાપુ



જન્મ : તા. ૨–૧૦–'૬૯ : મૃત્યુ : તા. ૩૦–૧–'૪૮.
પોરબંદર ન્યુ દિલ્હી


તંત્રી
ઈશ્વર પેટલીકર

# આ અંકની સામગ્રી


| | | |
|---|---|---|
| શું થયું ? | કિશોરલાલ ઘ. મશરૂવાળા | ૧ |
| આપણી ફરજ | ડૉ. રાજેન્દ્રપ્રસાદ | ૨ |
| પ્રભુને પ્રાર્થના | ચિમનભાઈ મ. અમીન | ૪ |
| વિધવાવિવાહની ભૂમિકા | નાનુભાઈ દવે | ૫ |
| જ્ઞાતિ માસિકો | ડાહ્યાભાઈ મનોરભાઈ પટેલ | ૮ |
| વરપક્ષ અને પરઠણ | અરવિંદ પટેલ | ૧૦ |
| આદર્શ સ્ત્રી | કુમુદબહેન પટેલ | ૧૩ |
| સમસ્ત પાટીદાર પરિષદ—૭ | ભાઈલાલભાઈ દ્વા. પટેલ | ૧૬ |
| વાર્તાનો પત્ર | ઈશ્વર પેટલીકર | ૧૮ |
| આપણો ખોરાક | વિદ્યાધર કડીકર | ૨૨ |
| હું રડી પડ્યો ! | ભૂપેન્દ્રકુમાર પટેલ | ૨૯ |
| છૂટાછેડા | મણિભાઈ ચતુરભાઈ પટેલ | ૩૧ |
| ગ્રંથસ્વીકાર | ... ... ... | ૩૨ |
| પ્રસંગકથા | ... ... ... | ૩૩ |
| સમાચાર | ... ... ... | ૩૯ |



**વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૩ : પરદેશમાં શિલિંગ ૬**

છૂટક નકલ પાંચ આના.

**'પાટીદાર' કાર્યાલય—આણંદ**


+ દર મહિનાની ૨૫મી તારીખે માસિક નિયમિત પ્રગટ થાય છે.
+ અંક ન મળ્યાની ફરિયાદ આખર તારીખ સુધીમાં જણાવી દેવી. તે પહેલાં પોસ્ટમાં તપાસ કરવી.
+ કાર્તક અને વૈશાખ, એમ બે હપ્તે વાર્ષિક ગ્રાહક નોંધાય છે. વચ્ચે ગ્રાહક થનારને શિલક હોય ત્યાં સુધી પાછલા અંક મોકલાય છે.
+ નવા ગ્રાહક થનારને ચાલુ મહિનાના અંકથી માસિક મળશે. પાછલા ત્રણ અંક ખલાસ થયા છે.
+ નનામા પત્રો કે લેખ ઉપર ધ્યાન આપવામાં નથી આવતું. નસ્વીકારેલ લેખ પોસ્ટની ટિકિટો બીડી હશે તો જ પરત કરાશે.


આ માસિક આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં શ્રી. આશાભાઈ ગોરધનભાઈ પટેલે ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ માટે છાપ્યું. તા. ૨૫-૨-'૪૮

# કર્મયોગી રાજેશ્વર

**શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ** કૃત આ નવલકથા માટે **શ્રી વિજયરાય વૈદ્ય** માનસી પત્રમાં લખેલો અભિપ્રાય.

ઇતિહાસની પાતળી શી પોથી દ્વારા, એ નાનાં હાડકાં ત્રીશેક વર્ષ પર માસ્તરે રજૂ કરેલાં યાદ આવે છે. તૈલંગણના રાજાનાં સેનાપતિ બારપે મૂળરાજ સોલંકીને કાણો હાથી ભેટ મોકલી તેનું અપમાન કરવાથી મૂળરાજ અને એના કુંવર ચામુંડે લાટ પર ચડાઇ લઇ જઇ બારપને હરાવ્યો અને માર્યો હતો; આજના અવદીચ બ્રાહ્મણો એટલે મૂળરાજે ઉત્તરમાંથી બોલાવીને ગુજરાતમાં વસાવેલા સેંકડો બ્રાહ્મણોના વંશજ... આજે પ્રાગૈતિહાસિક લાગતા એ શાળાજીવનના અવશેષોમાં આ રસવંતી નવલનું વાચન માંસરુધિર પૂરી એને સોનલવર્ણો ચર્મ મઢે છે–બારપની હાર અને વધ પછી તુર્ત શરૂ થતી 'કર્મયોગી રાજેશ્વર' ઉત્તરાપથની સહસ્રાધિક સંસ્કાર-મૂર્તિઓ ગુજરાતમાં પદ્‌-ધારવા સાથે ઔચિત્યપૂર્વક સંકેલન પામતી જાય છે. એ એ છેડાની વચ્ચે તથા ઔદિચ્યાગમન પછીનાં દશ પ્રકરણમાં શું શું છે એનો સારાંશ પણ અહીં આપવો નથી; કેમકે નવલ તમે વાંચી હશે તો સારની જરૂર નથી; નહિ વાંચી હોય, તો તમારી પાસે એ વંચાવવી છે માટે, ને વાંચો ત્યારે એની લિજ્જત પૂરેપૂરી માણો માટે એ સાર નથી આપ્યો.

સાર–બાર ને સાટે આટલું જ: વાર્તા પૂરી કર્યા પછીના દિવસો ને દિવસો લગી એનાં પાત્રોએ મારો કેડો મૂક્યો નહોતો. આસપાસ આકાશમાં અંતરમાં આભાસ જ થયા કરતો હતો. એ ચામુંડ-પલ્લવી અને લલ્લ-કેતકીનાં યુગલોનો, એ પરમાર્થપંથી મૂળરાજ અને સ્થિતપ્રજ્ઞ કંથડીનો, એ વિચક્ષણ જંબકદેવ અને અદ્‌ભુત વિલાસીયાની વચજલ્લવદેવનો, એ લઘુ ચાણક્ય વિષ્ણુપદ્મનો, એ તેજ-સ્વિની છતાં પતિપરાયણા ચૌલાદેવી અને રમતિયાળ વાત્રિણીનો. વાચકની ચિત્ત-ભૂમિમાં આમ જીવતા બની જતાં સંખ્યાબંધ પાત્રો; પ્રસંગાનુકૂળ ઘટતા રસને –ભક્તિ હોય ત્યાં અનુર્મિલ છે. શૃંગાર હોય ત્યાં પણ મર્યાદિત છે–અણછતી સચોટ કલાથી જમાવાતી ઘટનાઓ, તટસ્થભાવી રહીને, એમાં રાચ્યા વિના અપાયલો ખટપટો અને કાવતરાંનો વાસ્તવિક ચિતાર, મધ્યકાલીન ગુજરાતને ખડું કરી દેતાં નકશીદાર વર્ણનો; સ્થળો, સમારંભો, વગેરેનાં; ચાતુર્યમય છતાં વાક્‌ચાપલ રહિત, ધૃતિમય છતાં અંતમણી રહિત સંભાષણો; યથાસ્થાન મર્મગ્રાહી ધર્મતત્ત્વચર્ચા; ખોટી ચમકચમક વિનાની અને તેથી સમતોલપણે વહેતી રસાળ લેખનશૈલી; આવાં મુખ્ય મુખ્ય લક્ષણોવાળી આ ખરી ઐતિહાસિક (એનાં વીસબાવીસ મુખ્ય પાત્રોમાંનાં સોળ પાત્ર તો શુદ્ધ ઐતિહાસિક અને ઇતિહાસને વફાદાર રહીને સર્જેલાં છે) નવલકથા દરેક સામાન્ય તેમ જ અસામાન્ય નવલવાચકનું પ્રીતિભાજન થવાને યોગ્ય છે.

આ નવલકથાની સુધારેલી, ગુજરાતના તે વેળાના નકશાવાળી નવી આવૃત્તિ (કિંમત રૂ. ૪॥) સુરતના **"ગાંડીવ સાહિત્ય મંદિર"**માંથી અગર કોઇપણ ચોપડીવાળાને ત્યાંથી મળશે.

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

ફાગણ સં. ૨૦૦૪ | ફેબ્રુઆરી-'૪૮ | વર્ષ • ૨૫ અંક • ૫

# કોણ મર્યું?

પૂજ્ય બાપુજીને કોણ મારી શકે એમ હતું? એ તો ક્યારના અમર થઈ ચૂકેલા હતા. એના પર ગોળી છોડનારે એમને સોક્રેટીસ, કૃષ્ણ અને ઈશુની હરોળમાં બેસાડી એમની અમરતા પર મહોર મારી. જે ગોળીઓ છૂટી તે એમના જીવનને હણી શકી નથી. એ મહાન જીવન તો વધારે દીર્ઘ બન્યું છે. પણ એ ગોળીઓએ તેને છોડનારના પોતાના જ ધર્મને માર્યો છે, અને તેના પોતાના જ જનોનું નુકસાન કર્યું છે. સોક્રેટીસને મારી ગ્રીકોએ પોતાની જે હાનિ કરી, કૃષ્ણને મારી યાદવોએ કરી, ઈશુને મારી યહૂદીઓએ કરી, તેમ આ ભાઈએ ગાંધીને મારીને હિંદુ જનતાને અને ધર્મને કરી છે. વિયોગથી થયેલા દુઃખનાં આંસુ ભલે કે પડયા વિના રહી ન શકે છતાં આંસુ બાપુને માટે પાડવા જેવું કશું નથી. સહાનુભૂતિને પાત્ર બાપુ કે બાપુના અંગત જનો અને ભક્તો નથી, આત્મભાન ભૂલેલા કોમી વૃત્તિના લોકો છે.

વર્ધા, ૩૧-૧-'૪૮
('હરિજન બંધુ')

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# આપણી ફરજ

ડૉ. રાજેન્દ્રપ્રસાદ

આપણી સાથે બોલવાને, આપણને દિલાસો આપવાને, આપણને પ્રોત્સાહન આપવાને, આપણને દોરવણી તેમ જ પ્રેરણા આપવાને ગાંધીજી આજે સદેહે હાજર નથી. પરંતુ તેમણે જ આપણને વારંવાર નથી કહ્યું કે શરીર નાશવંત ને ક્ષણભંગુર છે અને એકલો આત્મા અમર ને અવિનાશી છે ? તેમણે જ આપણને નહોતું કહ્યું કે ઈશ્વરને મારા શરીરનો ખપ હશે ત્યાં સુધી તે તેને નભાવશે ? એમ કેમ ન બને કે દેહનાં બંધનથી મુક્ત થયેલો તેમનો આત્મા વધારે મુક્તપણે કાર્ય કરશે અને હજી જે અધૂરું રહ્યું છે તે પૂરું કરવાને તેમ જ સાર્થક કરવાને નવાં સાધનો પેદા કરશે ? એમ કેમ ન બને કે ગેરસમજૂતીનાં અને પરસ્પર વહેમનાં જે કાળાં વાદળ આજે દેશના વાતાવરણમાં ફેલાયાં છે તેને વિદારી જે જાતનો સુમેળ અને શાન્તિ સ્થાપવાને તેમણે પોતાનું સારું જીવન વિતાવ્યું ને કાર્ય કર્યું અને અફસોસ ! જે કાર્યમાં આખરે કાતિલ ગોળીનો ભોગ બન્યા તે કાર્યને પાર પાડનારી શક્તિ જમનાઘાટ પરની એમની ભસ્મમાંથી પ્રગટ થશે ?

હિંદુ ધર્મમાં બલકે માનવતામાં જે કંઈ ઉદાત્ત ને ભવ્ય છે તેના સારરૂપ તેમનું જીવન નહોતું ? તે સર્વ તેમનામાં મૂર્તિમંત થયું નહોતું ? અને છતાં જાતિ, વંશ, ધર્મ કે દેશની મર્યાદાઓને ન ઓળખનારા એ હૃદય સામે પિસ્તોલ તાકી તેમાં ગોળી છોડનારો હાથ એક હિંદુ ધર્મી માણસનો નહોતો ! આ ગુનો કરવામાં એ માનવીનો શો આશય હતો ? શું તેને હિંદુ ધર્મનું રક્ષણ કરવું હતું ? શું તેણે હિંદુ સમાજની સેવા કરવાનું ધાર્યું હતું ? શું એ રીતે હિંદુ ધર્મનું રક્ષણ થયું ? શું એ રીતે હિંદુ સમાજની સેવા થઈ ? હિંદુ ધર્મ તેમ જ હિંદુ સમાજની જાતજાતના વારાફેરામાંથી પસાર થયેલી તવારીખનાં પાનાં ચાળી વળો. આ ગુનાના જેવા હીન તેમ જ દગાબાજ કૃત્યનો એક પણ બીજો દાખલો તેમાં શોધ્યો નહિ જડે. આ ગુનો એ તવારીખ પરનો એવો કાળો ડાઘ છે જે કોઈ રીતે ધોવાવાનો નથી.

આજે આપણા દિલમાં દુઃખ ભર્યું છે. આજે આપણી બુદ્ધિ બહેર મારી ગઈ છે. પણ શું ખરે જ આપણે નિરાશ થઈ માથે હાથ દેઈ બેસી રહીશું ?

અલબત્ત, તેમના શરીરનાં હવે આપણને દર્શન નહિ થાય; બેશક, તેમની વાણી હવે આપણને સાંભળવાની નહિ મળે. પણ તેમણે આપણને શું એક કીમતી વારસો નથી સોંપ્યો ? આજ સુધી તેમણે આપણને એવી દોરવણી તેમજ પ્રેરણા પૂરતા પ્રમાણમાં નથી આપી જેથી આગળને આગળ આપણે કૂચ કરતા રહીએ ને તે કૂચમાં આપણને પોષણ આપનારું પૂરતું ભાથું મળી રહે ? આ ભયાનક કરુણ ઘટનાનો મુકાબલો કરી તેની બુલંદ હાકલ ફરી એક વાર આપણને આપણી ફરજનું ભાન કરાવે. 'માટીમાંથી તેમણે વીર નર ઘડ્યા. અન્યાયની સામે, જુલમની સામે, ગુલામી સામે, જીવનભર તેમણે જે લડત ચલાવી તેમાં અધૂરાં, જેવાં તેવાં સાધનોથી તેમણે પૂરી કુશળતાથી કામ લીધું. આજે ધર્મસંસ્થાપનાને અર્થે, રામરાજ્યની રચનાને અર્થે હિંદને એ જ વીરતાની, ભય સામે એવી જ બેપરવાઈથી ઝઝૂમવાની, પરિણામોનો વિચાર સરખો કર્યા વિના કાર્યમાં ઝંપલાવવાની સાહસિક વૃત્તિની જરૂર છે. ધર્મસંસ્થાપનાને અર્થે, રામરાજ્યની રચનાને અર્થે ગાંધીજીએ દેહનું બલિદાન આપી દીધું. તો શું આ દુનિયામાં તેઓ સદેહે વિચરતા હતા ત્યારે જેમ આપણે તેમની પાછળ ચાલ્યા તેવી રીતે તેમના મૃત્યુ પછી તેમને નહિ અનુસરીએ ?

રોષે ભરાઇ બદલો લેવાની વાતો વિચારવાનો આ વખત નથી. ગાંધીજીના ઉપદેશમાંથી એ બેમાંથી એક વાતને રજભાર અવકાશ નથી. બેમાંથી એક વાતને માટે એક પ્રસંગ નથી. આત્માને હણી નાખનારી જે કોમી વાડાબંધી અથવા સાંપ્રદાયિક સંકુચિતતાની અધમ વૃત્તિને કારણે આ ગુનો બનવા પામ્યો તેને જડમૂળથી નાબૂદ કરવાના દૃઢ નિશ્ચયના બળની આજે જરૂર છે. ગાંધીજીએ રાજકીય, સામાજિક અથવા આર્થિક ક્ષેત્રોમાં મેળવેલી સર્વ સિદ્ધિનાં હમેશ બે અંગો રહ્યાં છે : એક વિરોધી અથવા ખંડનનું અને બીજું વિધાયક અથવા રચનાનું. પ્રેમનું, સમભાવનું સામ્રાજ્ય સ્થાપી શકાય તે માટે દ્વેષની અને મત્સરની વૃત્તિઓને નાબૂદ કરવી પડશે. કોમી અવિશ્વાસ તેમ જ કુસંપને મિટાવી તેને સ્થાને કોમી એકરાગ અને સંપને સ્થાપવો પડશે. આ ગાંધીજીની જીવનની આકાંક્ષા હતી. તેમની એ આકાંક્ષા પૂરી કરવાની આપણી ફરજ છે અને તે આપણે પૂરી કરીશું જ કરીશું. ('હરિજન બંધુ')

# પ્રભુને પ્રાર્થના

ચિમનભાઇ મુ. અમીન

તા. ૩૦ જાનેવારી ૧૯૪૮નો દિવસ હિંદના ઇતિહાસમાં, દુનીઆના ઇતિહાસમાં, એક મહાન કરુણ બનાવનો દિવસ ગણાશે. તે દિવસે મહાત્મા ગાંધીજીનું ખૂન થયું!

આ દિવસે જાણે હિંદમાં મોટો ધરતીકંપ થયો હોય એવી હવા ફેલાઇ ગઇ. અને આ ધરતીકંપના આંચકા આખી દુનીઆમાં જણાયા. સેંકડો વર્ષોથી દુનીઆએ જે જાતનો મહાપુરુષ જોયો નહોતો તેવો મહાપુરુષ હિંદે જગતને આપ્યો. અને એક હિંદીના હાથેજ તેનું ખૂન થયું! આ બનાવથી હિંદ અને દુનીઆની પ્રજા રોષ અને આશ્ચર્યની લાગણીથી મૂર્છાવશ બને એ તદ્દન સ્વાભાવિક છે.

દુનીઆના ઇતિહાસમાં અનેક મહાપુરુષો પાક્યા છે. દરેકે પોતપોતાની રીતે જગતની ઓછીવત્તી સેવા કરી છે. ઘણાએ મહાન કાર્યો કરી પોતાનાં જીવન ઉન્નત બનાવ્યાં છે, ઘણાએ બીજાનાં જીવન ઉન્નત બનાવ્યાં છે. પરંતુ ગાંધીજીએ જેટલાં ક્ષેત્ર ખેડ્યાં છે તેટલાં ભાગ્યેજ કોઇએ ખેડ્યાં હશે. રાજકીય, સામાજિક, આર્થિક, ધાર્મિક, નૈતિક; બલકે, મનુષ્યજીવનને સ્પર્શ કરતાં લગભગ તમામ ક્ષેત્રોમાં મહાત્માજીએ કામ કર્યું છે. અને લાખો માણસોને જીવનઉન્નતિના મંત્ર આપ્યા છે. વર્ષોથી ગુલામી, અજ્ઞાન અને ગરીબાઇમાં સબડતી દુનીઆની પાંચમા ભાગની વસ્તીને તેમણે સ્વતંત્રતા અપાવી છે એટલુંજ નહિ, પરંતુ મનુષ્ય માત્રે કેવું જીવન જીવવું જોઇએ તે પોતે જીવી બતાવી જગતના માનવીઓ આગળ એક જ્વલંત દાખલો આપ્યો છે.

આવા મહાપુરુષનું આપણાજ દેશમાં, આપણાજ માણસના હાથે ખૂન થયું છે. ઘડીભર આપણને એ કૃત્ય કરનાર તરફ અપાર ક્રોધ વ્યાપે એ સ્વાભાવિક છે. પરંતુ એ રીતના ક્રોધની લાગણીને વશ થવું એમાં ગાંધીજીને ભુલવા જેવું થશે.

કેટલાકને એમ લાગે છે કે હવે આ દેશની અવદશા થશે. પણ એ શક્ય લાગતું નથી. જે દેશમાં ગાંધીજી પાક્યા તે દેશે દુનીઆમાં અગત્યનું સ્થાન લેવાનું છે એવો કુદરતનો સંકેત લાગે છે. એ સંકેત પૂરો પડે તે માટે દરેક હિંદીએ ગાંધીજીને સમજી તેમનો સંદેશો દુનિયામાં પ્રસરે તે માટે પોતે શું કરવાનું તેજ વિચારવાનું છે. પ્રભુ આપણ સૌને એ મહાન આત્માના જીવનમાંથી આપણું પોતાનું જીવન ઉન્નત બનાવવાનો રસ્તો બતાવે, એજ પ્રાર્થના.

# વિધવાવિવાહની ભૂમિકા

નાનુભાઇ દવે

શ્રી. નાનુભાઇ જીવનના પ્રવાહોને સ્વતંત્ર દૃષ્ટિથી નીરખનાર એક અચ્છા સમાજચિકિત્સક છે. વિધવાવિવાહનો પ્રશ્ન ઉકેલવા માટે, પુરુષ માનસ રજૂ કરી, પ્રથમ શું કરવું જોઇએ તેનું અહીં એ દિશાસૂચન કરે છે. સૌ પહેલાં તો વિધવાની જે આજે સ્થિતિ છે તે સુધરવી જોઇએ. એ જે અંધારાખૂણામાં ફેંકાઇ ગઇ છે ત્યાંથી એનું સ્થાન બીજી સ્ત્રીઓને હરોળે પ્રથમ લાવવું જોઇએ. સમાજ એને ઉદારતાની જ નજરે નહિ, પણ સ્નેહ, સૌન્દર્ય, વિકાસની નજરે એને અપનાવે તો વિધવાવિવાહના સર્વસામાન્ય દિવસ દૂર નહિ ઠેલાય.



'એને તે કેમ પરણાય?'

કંઇક આશ્ચર્યથી ગુલાબરાયે કહ્યું અને ઘડીભર બધા ચૂપ થઇ ગયા. એમાંના દરેક જણે થોડી જ વાર પહેલાં વિધવાવિવાહની તરફેણ કરી હતી. ગુલાબરાય પણ એ જ મતના હતા એમ સૌ જાણતા હતા; એટલે એમણે આવીને જે કહ્યું એથી જાણે ધડાકો થયો. બધા એમની સામે એમના ભાવ ઉકેલવા તાકી રહ્યા.

'એ પરણે તે મને કબૂલ છે, પણ એની સાથે હું કે તમે કે બીજો કોઇ યુવક શી રીતે પરણી શકે એ મને નથી સમજાતું. હું કેવી રીતે ભૂલી જાઉં કે એ વિધવા છે!'

'તેથી શું? એ વિધવા છે એટલે એ જુવાન મટી ગઇ, રૂપાળી મટી ગઇ કે ભણેલી મટી ગઇ! અકસ્માત્ એના જીવનમાંથી એક જણ ચાલ્યું ગયું એમાં એ શી રીતે બદલાઇ ગઇ!' મૂર્છામાંથી જાગ્રત થતાં એક જણે પૂછ્યું.

'ખરી વાત છે. ગુલાબરાય, તમે એના ઉપર વાગેલી નવી છાપનો વાંક કેવી રીતે કાઢી શકો! એ છાપ તો બીજાઓએ મારી છે, એમાં એનું કશું ચલણ નથી.' બીજાને ય હિંમત પાછી આવવા લાગી, જો કે શરીર ફિક્કું પડ્યું હતું. ગુલાબરાય સ્વસ્થ હતો પણ એના મોં ઉપર આરોપીનો પડછાયો ફરતો હતો.

'મેં એનો વાંક નથી કાઢયો. એના હકનો વિરોધ નથી કર્યો. હું તો આટલું જ જાણું છું કે કુંવારિકા સાથે લગ્ન કરવાનું છોડી દેઈએ તો ખંડિતાને કોણ પરણે?' ગુલાબરાય સ્પષ્ટ થવા ઇચ્છતો હતો.

'તમે હજુ અનાઘ્રાત પુષ્પની ખુશબુથી લોભાવ છો? એ તો એકપક્ષી ને સ્વાર્થી કલ્પના છે.'

'એવી કાવ્યમય લાગણીઓનો આશરો લેઈ વિધવાને ઉતારી પાડવી એ તો નફટાઇ કહેવાય.' બીજાએ સહેજ તપીને કહ્યું. બાકીના કાંઇ બોલ્યા નહિ છતાં ગુલાબરાય સમજી શકયો કે એના તરફ ઘૃણાથી સૌ જોવા લાગ્યા હતા.

'હું તો સ્પષ્ટ કહું છું. મનમાં સંતાડતો નથી. મને સ્વાર્થી કહેજો કે અણઘડ ગણજો. એક વખત જેના ઉપર વૈધવ્યનો કારી ઘા પડેલો હોય અને જેની લાગણીઓ છુંદાઇ ગઇ હોય એને નવપલ્લવિત થતાં કેટલો સમય વીતે અને અંતે એટલી જ સ્વાભાવિકતાથી એનું મન પત્ની તરીકે ફરીથી રમે એમ જે કહેતા હોય તે દંભ સેવે છે. કોઇ એવું માનતું નથી. એનું સૌભાગ્ય ખંડિત થયેલું છે એ એ કદી કેમેય ભૂલી ન શકે.'

'એટલે તો એમ કે માણસે દુર્ભાગીઓને હમેશાં અવગણવાં અને એમના દુર્ભાગ્યનો અંત આવવા જ ના દેવો, નહિ?' કોઇક ખૂણામાંથી બોલી ઊઠયું.

'ના ના, એમ જ કહેવા દો ને કે બીજાને સોંપેલું દિલ પાછું એવું જ ઊર્મિવાળું, કોડભર્યું ને આશાવાદી રહેશે કે નહિ એની શંકા છે. ગુલાબરાય, કદાચ એ શંકા વ્યાજબી હોય તોયે શું? એનો આઘાત હળવો કરી શકો, એનાં સ્મિત ફરીથી જગાડી શકો, એના કોડ પૂરી શકો તો એ બધું કશી વિસાતમાં નથી.' ફરીથી બધા ગુલાબરાય સામું જોઇ રહ્યા.

'હું એનો ઉદ્ધારક બનવા નથી માગતો,' ગુલાબરાયે વારાફરતી સૌના તરફ નજર ફેરવતાં જણાવ્યું : 'એ જાણે કે મારા અનુગ્રહ વડે એ રક્ષાયેલી છે તો એ કૃતજ્ઞતાનો ભાર અમારા બન્નેની વચમાં દિવાલ બનીને રહેવાનો. મારા દરેક વર્તનમાં એને ઉપકાર જણાશે, ઊર્મિ નહિ. એવી ઓશિયાળી પત્નીથી સંસાર કેમ ખીલે!' ફરીથી બધા શાંત થઇ ગયા, જાણે મનમાં કશુંક શોધતા હતા.

ગુલાબરાયે જ આગળ ચલાવ્યું : 'તમે પ્રાયશ્ચિત્ત રૂપે એનો અંગિકાર

કરવાનું કહો એને હું યોગ્ય ગણું ખરો, બીજી ભૂમિકા પરણવાની મને જરૂરની નથી, જ્યાં અમે સમાનતાનો ભાવ અનુભવી શકીએ.'

આખી ચર્ચા હું પ્રસન્નચિત્તે સાંભળી રહ્યો હતો. મને વિચાર કરવાની તક પણ મળી હતી. કઈ ભૂમિકા ઉપર બીજું લગ્ન આવકારી શકાય એ પ્રશ્ન અગત્યનો લાગ્યો. એક બે ક્ષણ મેં સૌના તરફ નજર ફેરવી પણ સૌના મનમાં વિચાર ઘોળાતા હતા એટલે મેં વાત ઉપાડી.

'ગુલાબરાય ઠીક કહે છે. માણસ પરણે છે તે સ્નેહ મેળવવા, સાથી મેળવવા, અનુકંપા દર્શાવવા નહિ. આખા જીવનનો સંબંધ કરતાં વેળા એ શું કામ ઓછેથી મન મનાવી લે? એના હૃદયના ચારેય છેડા ભરીને જ્યારે ઉમંગ ઉભરાઇ રહે ત્યારે એ સ્વીકાર કરે. એમાં પ્રાયશ્ચિત્ત પણ ન ચાલે, અને ઉદ્ધાર પણ ન ચાલે.

'એટલે આપણે વિધવાને 'ચંપૂ' બનાવવી રહી. એની શુષ્કતા કાઢી નાખી, એની કંગાલિયત ખંખેરી નાખી, એની પરવશતાને વિદાય કરી દેઇ, એને ફરીથી લાડકોડભરી નવયૌવના સ્થાપવી રહી. એનો શોક ભૂલાવવા એને વધારે સંતોષવી રહી. અને નવપલ્લવિત કરવા એને વધારે સત્કારવી રહી.

'નવી પ્રથાઓ પાડી એની હાજરી આવશ્યક બનાવવી પડશે અને નવા પ્રસંગો ખોળી સમાજ આગળ એની શક્તિઓ પ્રગટ કરવી જોઇશે. ત્યારે જ મોરલાઓની કળા ખીલવા માંડશે અને નવા સંવનનનું નૃત્ય શરૂ થશે.

'આપણે સહુ ઉદારતાની જ નજરે નહિ, પણ સ્નેહની નજરે, સૌન્દર્યની નજરે, વિકાસની નજરે વિધવાઓને અપનાવીએ તો એ દિવસ દૂર નહિ હોય, જ્યારે ગ્લાનિ અને કરુણાનાં દશ્યોને બદલે જીવનનો પ્યાલો મધુર રસથી છલકાતો હશે.'

---

## વિના-ઓછા-લવાજમ ફંડમાં મદદ

ગોડના ટાન્ગા રહેતાં શ્રી હીરાબેન નાથાભાઇ પટેલ તરફથી સદ્ગત પુત્રી પુષ્પાબેનના સ્મરણાર્થે શિ. ૩૨, માન્ઝાથી શ્રી ચતુરભાઇ એલ. પટેલ શિ. ૧૧, એડન કેમ્પથી શ્રી અંબાલાલ બી. પટેલ અને શ્રી કાન્તીલાલ સી. પટેલ તરફથી પાંચ પાંચ રૂપિયા, નાઇરોબીથી શ્રી કશાભાઇ દેસાઇભાઈ પટેલ શિ. ૪ અને કિર્ગોમાથી શ્રી વિઠ્ઠલભાઇ કશાભાઇ પટેલ શિ. ૩, મળ્યા છે. જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

# જ્ઞાતિ માસિકો

ડાહ્યાભાઈ મનોરભાઈ પટેલ

હમણાં હમણાં જે નવાં નવાં જ્ઞાતિ માસિકો દરેક કોમનાં નીકળવા માંડ્યાં છે, તેમને હવે રૂક જાઓ એમ કહેવાનો વખત આવી લાગ્યો છે. એવાં પત્રો કાઢતા દરેક તંત્રી–સંપાદક જણાવતા હોય છે કે, જ્ઞાતિના વિશિષ્ટ પ્રશ્નો, કેળવણી, સંગઠન, જાગૃતિ, સંસ્કાર વગેરે ઉદ્દેશો માસિકનાં છે.

હવે એ દૃષ્ટિએ આપણે આપણી જ્ઞાતિની જ વાત કરીએ. પાટીદાર જનતાના વિશિષ્ટ પ્રશ્નો ક્યા? સામાજિક કુરિવાજો.. બીજા પ્રશ્નો તો બધી જ્ઞાતિઓ માટે સર્વ સામાન્ય છે. તો શું સામાજિક કુરિવાજોનાં રોદણાં રડવા માટે વિવિધ જ્ઞાતિ માસિકોની જરૂર છે! ત્યારે શું એ માસિકોને પાટીદારનાં સાહસ અને સમૃદ્ધિનાં ગીત ગાવાં છે? ખરેખર ચોમાસામાં ફૂટી નીકળતા બિલાડીના ટોપની માફક આજે આપણી આઝાદીના ઉગમકાળે જ્ઞાતિ માસિકોનો રાફડો ફાટ્યો છે. આજે પાટીદાર જ્ઞાતિનાં આઠ પત્રો થયાં છે. ન્યાં પાટીદાર જ્ઞાતિની સમૃદ્ધિ!

હિન્દી પ્રજાનમાં, અગર આજના કમનસીબ સમયે એથી જરા નીચે ઉતરીએ તો હિન્દુઓમાં બધી જ્ઞાતિઓ અને સંપ્રદાયોનો સમાવેશ શું નથી થઈ જતો? જ્ઞાતિઓને પોતપોતાના અલગ અલગ આત્મઘાતક સામાજિક કુરિવાજોને તોડવાના કાર્ય સિવાય બીજી કઈ બાબતોમાં નોખા નોખા ઊભવાની જરૂર છે! કેળવણી, વેપાર, ખેતી, ઉદ્યોગધંધા, રમતગમત, ભાષા, સંસ્કૃતિ અને સાહિત્ય વગેરે વિષયોમાં પ્રગતિ માટે શું પ્રત્યેક જ્ઞાતિ અલગ અલગ ચોકા જમાવશે! એમ થશે તો આપણે તાજી મેળવેલી સ્વતંત્રતાનું શું થશે! શું સ્વાધીન હિન્દીઓ પોતપોતાના અલગ ધર્મો, જ્ઞાતિઓ અને સંપ્રદાયોમાં પોતાની આગવી પ્રગતિ માટે દીવાલબદ્ધ વાડાઓ બાંધી ઊભા રહેશે? પરંતુ દુર્ભાગ્યે એ હકીકત છે કે ભારતની આઝાદીની જ રાહ જોતાં હોય તેમ આજે તો જ્ઞાતિ અને સંપ્રદાયોનાં પત્રોનો રાફડો ફાટી નીકળ્યો છે. નવાઈની વાત તો એ છે કે એ બધાં પોતાના કૂવામાં રહીને વિચાર, વાણી અને વર્તનનાં સ્વાતંત્ર્ય અને સામ્ય કેળવી જાગૃતિ લાવવાની વાતો કરે છે! આઝાદીના ઊગતા સૂર્યની આ શું લાલી હશે? કે પછી ચેતનહારી તેજને રોકનાં વાદળાં!

આજે 'પટીદાર' માસિક ૨૫મા વર્ષમાં પ્રવેશી ચૂક્યું છે. એનો જ્ઞાતિવાદ પાટીદારોમાં પ્રવર્તતા કુરિવાજોની ચર્ચા કરવા પુરતો જ હતો. તે કાળે એની જરૂર હતી; હજી પણ છે. પરંતુ રાષ્ટ્રિયતાને આડે આવતા જ્ઞાતિવાદને તેણે હંમેશાં વખોડ્યો છે. જેમ કે જાતિનાં અલગ વિદ્યાર્થીગૃહોને તેણે વખોડી કાઢ્યાં છે. આ વર્ષથી તો એ એથી આગળ વધી રાષ્ટ્રીયતામાં ભળી જવાનો પ્રયત્ન કરી રહ્યું છે. એવે સમયે અફસોસની વાત છે કે નવાં નવાં જ્ઞાતિપત્રો નીકળે જ જાય છે. એ બધાં પત્રોના હેતુઓ તરફ જોઇએ છીએ તો જ્ઞાતિપત્રમાં જ એને મર્યાદિત કરવાનું કોઈ કારણ દેખાતું નથી. એનો એક અંક પ્રગટ થતાં જોઇએ છીએ તો પેલા હેતુઓનું નામનિશાન એમાં જોવા મળતું નથી. મમતા, મિથ્યાભિમાન અને આત્મશ્લાઘા સિવાય બીજું કંઈ જોવા મળતું નથી.

હું જાણું છું કે આ કડવી વાત અનેક જ્ઞાતિજનોને ગમશે નહિ. પણ હું ઇચ્છું છું કે તેઓ પોતાની દલીલો સાથે મારા પર તૂટી પડે. જ્ઞાતિપત્રો મને ઉધડો લેતાં જો પોતાની હસ્તીનું ગળે ઊતરે તેવું સમર્થન કરશે તો હું રાજી થઇશ અને આ ટીકા કરવામાં મારી ભૂલ થતી હશે તો સ્વીકારીશ.

આજે કોઈ હિન્દુ છે, કોઈ મુસલમાન છે, કોઇ શીખ છે; પણ બહુ થોડા હિન્દી છે. એવી જ રીતે હિન્દુધર્મ રસાતળ જવાની ફિકર કરવાવાળાને પણ પૂછી શકાય કે આજે કોણ હિન્દુ છે? કોઇ બ્રાહ્મણ છે, કોઇ વાણીઓ છે, કોઇ પાટીદાર છે, પણ કોઇ હિન્દુ નથી. અને જ્ઞાતિપત્રોમાં પાટીદારની સેવા અને સંગઠન, સ્વાતંત્ર્ય અને સામ્યની વાતો કરનારાઓને પણ એવી રીતે પૂછી શકાય એમ છે કે આજે કોણ પાટીદાર છે? સમાજના વહેવારોમાં ક્રોસા રહેતી વખતે આ ગોળ અને આ જથ્થો; આ કાનમ, વાકળ અને ભાલ; આ સુરતી, કચ્છી અને કાઠીઆવાડી; આ લેઉઆ, કડવા અને કણબી; આ ગામડાના અને આ શહેરના, આ કુળવાન અને આ કુળહીણ અને એમ અસંખ્ય નાનાં નાનાં એકમો અને શ્રેણીઓમાં પાટીદાર નથી વહેંચાઇ જતો? ક્યાં આગળ છે પાટીદાર જ્ઞાતિ? જન્મના અકસ્માતથી ખાલી નામ સાથે ઓળખાવવામાં કે બીજી વાતમાં? અને આમ વાસ્તવમાં જ્યાં જ્ઞાતિ જ નથી ત્યાં એની મમતા શી?

જ્ઞાતિઓથી હિન્દુસમાજ દુર્બળ છે અને હિન્દી રાષ્ટ્રિયતા અપંગ છે. એ જ્ઞાતિઓ અને એ સંપ્રદાયોના નાના નાના વાડાઓ તોડી એક સુદૃઢ, સંગઠીત અને વ્યવસ્થિત હિન્દીસમાજ ઘડવા માટે જુદી જુદી જાતનાં પત્રોની બહુ જરૂર છે. હિન્દ બહાર જગત સામે તો દૃષ્ટિ કરો. કેવાં કેવાં

ઐતિહાસિક બળો આજે કામ કરી રહ્યાં છે? અને આપણા અનેકવિધ રાષ્ટ્રીય પ્રશ્નોનો તો ખ્યાલ કરો. કેવા જટીલ અને દુષ્કળ એ પ્રશ્નો છે? કેળવણીના પ્રશ્નો, આર્થિક પ્રશ્નો, સામાજિક પ્રશ્નો, ખેતીવાડીના પ્રશ્નો, આરોગ્ય અને વૈદકીય પ્રશ્નો, ઢોર અને દૂધના પ્રશ્નો, ભાષા અને લિપિના પ્રશ્નો, કેટકેટલા પ્રશ્નો આપણી સામે પડ્યા છે? અને એ પ્રશ્નોમાં જ્ઞાતિને અલગ સ્થાન છે ખરું? નાતજાતને દૂર રાખીને આ બધા પ્રશ્નો પર અનેક પત્રો નથી કાઢી શકાય તેમ? કે પછી જ્ઞાતિજનોની જ્ઞાતિમમતાનો લાભ લેવાનું, જ્ઞાતિ-પત્રો ખપવવાનું સસ્તુ અને સુગમ છે માટે આ રાફડો ફાટ્યો છે? શું આઝાદી આવતાંજ આપણને જ્ઞાતિના એક પત્રથી આગળ વધી આઠ પત્રની જરૂર ઊભી થઇ ગઇ!

રૂક જાઓ. જ્ઞાતિની મમતામાં જુદે પાટે જઇ રહેલા ભાઇઓ, રૂક જાઓ. જ્ઞાતિની સેવા કરી નાખવાની તમારી ધગશ માટે ધન્યવાદ. પણ એ ધગશ જરા 'અવળે પાટેથી સવળે પાટે ચઢાવો' અને આવેલી આઝાદીમાં પ્રાણ પૂરો.

## વરપક્ષ અને પરઠણ

અરવિંદ પટેલ

લગ્નની પરઠણ અને લેવડદેવડ અંગે સામાન્ય રીતે આપણે વિચાર કરીએ છીએ ત્યારે મોટો પક્ષ એવું કહે છે કે, કન્યાપક્ષ આમાં ઝાઝું કરી શકે નહિ. વરપક્ષ જો એ ન લેવાની તૈયારી બતાવે તો જ એ કુરૂઢિ જાય.

આજની રીતે જોતાં એ દલીલ વ્યવહારુ લાગે છે. કન્યાપક્ષ પોતે માની લીધેલા ગોળ, કુટુંબ કે કુળને દૃષ્ટિ સન્મુખ રાખી જ્યાં સુધી વરની પસંદગી કરતો હોય ત્યાં સુધી, એવા વર મેળવવા માટે એણે વરપક્ષની માગણી કબૂલવી રહી. અને જ્યાં સુધી આપણું આ માનસ બદલાય નહિ ત્યાં સુધી આ કુરૂઢિની લગામ વરપક્ષ પાસે જ રહેવાની, એ પણ એટલી જ ઉઘાડી વાત છે.

તો હવે પ્રશ્ન એ રહ્યો કે, શું વરપક્ષ સ્વેચ્છાએ આ કુરૂઢિની લેવડદેવડ જતી કરશે!

વ્યક્તિગત અને અપવાદરૂપ દાખલા બાજુએ મૂકીએ, તો જવાબ એ મળે છે કે, એ બનવું આજનું પ્રજામાનસ છે તે બદલાય નહિ ત્યાં સુધી અશક્ય છે.

આજનું આપણું માનસ અર્થ તરફ એટલાં આંધળિયાં કરીને દોડી રહ્યું છે કે. પૈસા મેળવવા માટે આપણે નીતિ–અનીતિ, પ્રામાણિક, અપ્રામાણિક, દરેક પ્રકાર અજમાવતાં પાછા પડતા નથી. એનો ઉત્કૃષ્ટ દાખલો, લડાઈએ કાળું બજાર સર્જીને એવો આપણ દરેકને અનુભવ કરાવ્યો છે કે, એની વિશેષ ચર્ચાની જરૂર રહેતી નથી.

મનુષ્યજીવનના પુરુષાર્થ તરીકે આપણાં શાસ્ત્રોએ ચાર ક્ષેત્ર દર્શાવ્યાં છે—અર્થ, ધર્મ, કામ અને મોક્ષ. પરંતુ આજનું આપણું જીવન જોઈશું તો જાણે મનુષ્ય અવતારમાં અર્થ વિના બીજું કોઈ કર્તવ્ય હોય જ નહિ તેવું દેખાય છે. અને એ સિદ્ધ કરવા માણસો ગમે તેવા અપ્રામાણિક રસ્તાઓ લેતાં અચકાતા નથી. બલ્કે, એ રસ્તાઓ છૂપાવવા પડે, એ જાહેર થતાં સમાજમાં આબરૂ જાય, એવી બીતિ પણ રહી નથી. ઘણા વખત તો એ રીતે પૈસા મેળવનાર બીજાને એ કહેવા જેવો વિષય હોય તેમ ગૌરવથી અની કુશળી, પોતાની એ અપ્રામાણિક રીત વર્ણવી બતાવે છે.

કોઈને આપણે પૂછીએ છીએ–કેમ ભાઈ! શો ધંધો કરો છો? 'મિલમાં સેક્રેટરી છું' અગર 'સરકારી કંટ્રોલ ખાતામાં ઇન્સ્પેક્ટર છું' એમ સામો જવાબ મળે એટલે આપણે પ્રશ્ન કરીએ છીએ–શો પગાર મળે છે?

'પગાર તો ઠીકઠીક–૧૫૦, ૨૦૦ જ મળે છે. પરંતુ બીજા મહિને ૫૦૦ સુધી મળે એટલે જ ધંધામાં બરકત છે!'

એવી જ રીતે કોઈ વેપારી કાળાબજારની પોતાની કમાણી કેવી રીતે કરી તે ગૌરવપૂર્વક વર્ણવી બતાવતો હોય છે.

બીજી તરફ એ જ સમાજમાં કોઈ ઘરફોડની, જુગારની, દારૂની કે વ્યભિચારની વાત છુપાવવા ફરે છે. કારણ કે, એ તરફ સમાજ નફરતથી જુએ છે.

મતલબ કે, આજનો સમાજ મનુષ્યજીવનનું ધ્યેય ફક્ત પૈસો કમાવો એ જ માની બેઠો છે અને તે પ્રામાણિક રીતે જ મેળવવો જોઈએ એવું કોઈ નૈતિક ધોરણ હોવું જોઈએ, એમ પણ સ્વીકારતો નથી–વર્તતો નથી.

આમ પોતાના ધંધામાં હરકોઈ રીતે પૈસા મેળવવા જ ખાતો પુરુષ એનો દીકરો પરણાવવાનો પ્રશ્ન આવતાં પરઠણ લેવી એ ખરાબ છે એમ સમજતો હોય છતાં શી રીતે એ જતી કરશે? જો એનું દિલ દરરોજ એના

ધંધામાં અપ્રામાણિક રીતે પૈસા કમાતાં ડંખતું નથી, તો પરઠણ લેવામાં શા રીતે ડંખશે? પ્રામાણિક રીતે કમાવું એ ધર્મ છે, એમ જાણ્યા છતાં એ ધર્મ રીતે ધંધો કરતો નથી, તો પરઠણ કે લેવડદેવડ કુરૂઢિ છે એમ જાણ્યા છતાં, એ શા માટે માની લેઇએ કે એને તોડશે? જ્યાં સુધી પ્રજામાનસ પ્રામાણિક રીતે જીવવાનો આદર્શ ન સ્વીકારે, પોતાના ધંધામાં એ રીતે ન વર્તે, ત્યાં સુધી સમગ્ર સમાજમાં વરપક્ષ પરઠણ કે લેવડદેવડ છોડે, એ માનવું તે વાઘ અહિંસાધારી બને તેમ માનવા બરાબર છે

અહીં એક પ્રશ્ન એ થશે કે, પરઠણ એ કંઇ દરેક જ્ઞાતિમાં નથી. બલ્કે, મોટા ભાગની જ્ઞાતિઓમાં નથી. તો શું એ બધી જ્ઞાતિઓ એમના ધંધામાં પ્રામાણિક જીવે છે? ના, એ સમાજ પણ પૈસા કમાવામાં સરખો જ છે. એ પરઠણ નથી લેતો એ કંઇ કુરૂઢિ છે માટે નહિ, પરંતુ મળતી શકય નથી માટે. એ માટે પાટીદારનો જ દાખલો લેઇએ. પચ્ચીસ વર્ષ પહેલાં પરઠણ અને લેવડદેવડ એ મુખ્યત્વે ઉપલાં છ અને બાર ગામનો પ્રશ્ન હતો. પરંતુ જેમ જેમ કન્યાની આપલે કરવા માટે સગવડ ખાતર જુદા જુદા ગોળ રચાતા ગયા તેમ તેમ એ પ્રશ્ન આજે નાનેમોટે અંશે ચરોતર આખાનો પ્રશ્ન થઇ બેઠો. અને થોડા પ્રમાણમાં કાનમ અને વાકળમાં પણ વધતો જાય છે. એવા ઠેરઠેર દાખલા સૌ જુએ છે કે, મોટા દીકરાને પરણાવતાં જે બાપે કંઇ નહિ માગેલું, તે જ બાપ આજે નાના દીકરાને પરણાવતાં લાંબી લેખણે યાદી કરવા બેસે છે! એટલે જે સમાજમાં એ કુરૂઢિ નથી એનું કારણ એ કે, ત્યાં કન્યાની અછત છે, જો કન્યાની છત થાય અને ઉપરાછાપરી એક કરતાં અગિયાર કન્યાપિતાઓ ઉમરો ઘસી નાખતા થાય તો એ પણ સોંઘીમોંઘી થયા વગર ન રહે. એ જ વૃત્તિ સામી બાજુ કન્યાની ઘણી અછત છે ત્યાં કન્યાવિક્રયની રૂઢિમાં દેખા દે છે.

તાત્પર્ય કે, જ્યાં સુધી પ્રજામાનસ અર્થ એ જ મનુષ્યજીવનનું એકમાત્ર ધ્યેય સમજતું હોય, અને એ ધ્યેય પાર પાડવા જીવનના બીજા ક્ષેત્રે અપ્રામાણિક રસ્તો વર્જ્ય ન હોય, ત્યાં સુધી પરઠણ આપનાર કન્યાપક્ષ હશે ત્યાં સુધી વરપક્ષ નહિ લે એ બનવાનું નથી.

એટલે પરઠણ અને લેવડદેવડ અંગે વરપક્ષને બાજુએ મૂકી કન્યાપક્ષ એ પ્રશ્ન નહિ વિચારે ત્યાં સુધી આ કુરૂઢિ અટકવાની નથી. આપનાર નહિ મળે ત્યારે જ લેનાર અટકશે. બાકી, એ વાદ ધપાવવા શાન એ વાતમાં કંઇ માલ નથી!

# આયરીશ સ્ત્રી

કુમુબહેન પટેલ

કાર્તિકના અંકમાં 'વિદ્યાભ્યાસાર્થી કુમુબહેન' એ લેખ સૌએ વાંચ્યો હશે. એ ડૉ. કુમુબહેન ડબ્લીન વધુ અભ્યાસ કરવા ગયાં હતાં, તે હવે પરત આવી ગયાં છે. ત્યાંના એમના ટૂંક વસવાટ દરમિયાન આયરીશ સ્ત્રીઓનો જે જાતઅનુભવ થયો તે આ લેખમાં એમણે વર્ણવ્યો છે.



આયરીશ પ્રજાને પુત્ર કરતાં પુત્રી તરફ વધારે પ્રેમ હોય છે. સ્ત્રીસન્માનની ભાવનામાં કદાચ એમનો પહેલો નંબર આવે. બાળકનો જન્મ થવા પહેલાં દસ જોડ કપડાં તૈયાર રાખે. અસહ્ય ઠંડીના પ્રદેશમાં જન્મવા છતાં એને જરાય ઠંડી લાગવાનો સંભવ નહિ. જન્મે કે તરત ખૂબ કપડાં પહેરાવી વીજળીથી સતત ગરમ રહેતા પારણામાં સુવાડે. કુદરતની કૃપા પણ ત્યાં વધુ પડતી જણાય છે. ચાંચડ, માંકડ, માખ, મચ્છર કે કીડી જોવા પણ મળે નહિ. નાનપણથી એને રોજ બાબાગાડીમાં બહાર ફરવા જવાનું મળે. એકદમ સ્વચ્છ ને આરસ જેવા રસ્તા પર થઈને એની ગાડી ચાલે. રસ્તા પર લોકોની અવરજવર ખૂબ હોય છતાં ધમાલ કે ઘોંઘાટ જરાય નહિ. મોટરોને હોર્ન નથી ને સાયકલને ઘંટડી નથી! જવાઆવવાના રસ્તા જુદા હોય છે. વ્યવસ્થા એટલી સારી કે અકસ્માત્ ભાગ્યે જ થાય છે.

બાળક કદાચ બિમાર થાય તો બાળકોની હોસ્પિટલમાં મૂકી આવે, બાળક એકલું જ ત્યાં રહે ને સાજું થઈ ઘેર આવે. માબાપ અઠવાડીએ એકાદ વખત ખબર કાઢી આવે ને રોજ પેપરમાં એની તબિયતના સમાચાર આવે તે વાંચી લે. બાળકને ઘેર કરતાં હોસ્પિટલમાં ઘણું ગમે, જાત જાતની રમતો રમવા મળે. વાંચી શકે એવાં બાળકોને ચોપડીઓ વાંચવા મળે. ન વાંચે એવાંને જોવા અને ફાડવા માટે રંગીન ચિત્રોથી ભરપૂર ચોપડીઓ મળે. માતા કરતાંય વધુ એવો નર્સોનો સ્નેહ મળે!

બાળકને નાનપણથી જ નિશાળે જવાનો શોખ થાય છે. હાથમાં પાઉં કે ક્રિકેટ લેઈ દોડતાં દોડતાં નિશાળે જાય. શિક્ષકનો સ્નેહ જોઈ એનો ઉત્સાહ બમણો થાય છે. ગ્રામોફોન રેકર્ડ, સીનેમા સ્લાઈડ મારફતે ઘણા વિષયો શિખવાની મઝા આવે છે.

પંદર સોળ વર્ષની ઉમ્મરે એને કમાવાની ફરજ પડે છે. વધુ અભ્યાસ

કરવો હોય તો રાત્રિશાળામાં જાય. સાંજના પાંચ વાગે કામેથી છૂટી બાકીના બે ત્રણ કલાક અભ્યાસ માટે મળે છે. ગમે ત્યારે ગમે ત્યાં એકલા જવામાં જરાયે બીક નથી. કદાચ કંઇ વસ્તુ ખોવાઇ જાય તો જેને જડે તે પોલીસને સોંપે. પોલીસ 'ખોવાયલી વસ્તુ રાખવાની ઑફિસ'માં મોકલાવે. ત્યાં તપાસ કરતાં ખાત્રી આપીને એ વસ્તુ લેઇ આવવાની. રસ્તામાં કંઇ અકસ્માત્ થાય તો ઠેકાણે ઠેકાણે 'પ્રાથમિક-મલ્હમનું થાણું' (First aid dressing station) હોય ત્યાં એની તરત સારવાર થાય.

કોઇ સ્ત્રીઓ દુકાન ચલાવતી હોય તો કોઇ મોટી મોટી કંપનીઓમાં નોકરી કરતી હોય, કામ ઝડપથી, ચોકસાઇથી ને પ્રામાણિકપણાથી કરે છે. આયર્લૅન્ડમાં વાયદો કદી ખોટો પડતો નથી. એ લોકો દ્રવ્ય કરતાં સમયને વધુ કીમતી ગણે છે. દ્રવ્ય ફરી ફરી મેળવી શકાય છે. ગયેલો સમય કદી પાછો આવતો નથી. કદાચ વાયદા પ્રમાણે કામ ન થયું તો ફરી આપણે જવાનું રહેતું નથી. ઘેર બેઠાં એના ખર્ચે મોકલાવે છે. એ ઉપરાંત આપણને ટ્રામ કે બસના ભાડાના પૈસા આપે છે.

સવારે આઠે ઊઠી જલદી પરવારીને નવ વાગે પોતાના કામ પર હાજર થઈ જાય. જો મોડું થયું હોય અને નાસ્તો કરવા જેટલો સમય ન હોય તો, હાથમાં ચીજ લેઇને ચાલવા માંડે. ટ્રામ કે બસની વાર હોય તો ખાતાં ખાતાં દોડવા માંડે ને ટ્રામ બસ કરતાં જલદી પહોંચી જાય! આયરીશ સ્ત્રી બહુ જ ઉદ્યમી છે. ટ્રામ, બસ કે આગગાડીમાં જતી હોય એ દરમ્યાન પણ કંઇક ભરે કે વાંચે. ઉતાવળમાં ટિકિટ લેવાની રહી ગઇ હોય તો ઊતરતી વખતે પૈસા આપી દે. ગાડી મોટર આવે ત્યારે બધાં ઊતરી રહે તે પછી જ ચડે. ગાડી મોટર ઉપડી જાય તો ધીરજથી ઊભી રહે, પણ ધક્કા મારી કદી ન ચડે. ટ્રામ કે બસની હડતાળ હોય તો ગમે તેની મોટર જતી હોય એમાં બેસી જાય. ગરીબ સ્ત્રીઓને તો હડતાલથી ઊલટ ફાયદો થાય. સગવડ વધુ મળે ને પૈસા બચે. પોતાનું કામ ફરજ સમજી આનંદથી કરે. એના પર કદી દેખરેખ રાખવી પડતી નથી. ફરી ફરી પૂછ્યા છતાં જરાય ચીડાય નહિ. ખૂબ ઉતાવળથી દોડતી હોય ને આપણા જેવા અજાણ્યા રસ્તો પૂછે તો તરત જ ઊભી રહી આપણો હાથ પકડી આપણી સાથે ક્યાંય સુધી આવે. રસ્તો પૂછતાં બતાવીને ચાલવા માંડવું એ અસભ્ય ગણાય છે.

આયરીશ સ્ત્રી ઘરરખુ ગૃહિણી છે. સુંદર અને મજબૂત છે. ૨૫-૩૫ વર્ષની ઉમ્મરે પોતાની જાતે લગ્ન કરે છે. અંગ્રેજ સ્ત્રીઓની માફક એ છૂટાછેડા લેતી નથી. વિધવા થતાં પુનર્લગ્ન કરે છે. વહેમી, ડરપોક કે અજ્ઞાની નથી.

કમાય એટલું વાપરે ને આનંદ કરે. એના મોં પર કદી ઉદાસીનતા કે ગાંભીર્ય નથી. હમેશાં હસતી જ હોય.

કોઇકને ત્યાં હું ગએલી. મારા કપાળે ચાંલ્લો જોઈ એક સ્ત્રી ગભરાઇ હોય એમ એકદમ દોડી આવીને મારા કપાળે હાથ ફેરવીને બોલી કે તમને લોહી નીકળે છે? (are you bleeding?)

એક આયરીશ સ્ત્રીને મેં પૂછ્યું કે, નાતાલ (તા. ૨૫ ડીસેમ્બર)ને દિવસે તમે શું કરો? એ કહે અમે અમારી ડોકી ધોઇએ. (We wash our necks on christmas day) નહાય ક્યારે એ તો ભગવાન જાણે.

એક દુકાને હું સ્વેટર લેવા ગઇ. દુકાનદાર સ્ત્રીએ કુપન માગી. મેં કહ્યું કુપન નથી. આ સાંભળી બીજી એક સ્ત્રી, કંઈ ખરીદતી મારી સાથે ઊભી હતી, એણે તરત જ પોતાની કુપન બુક મને આપીને કહ્યું કે, આમાંથી જોઇએ એટલી કુપન લો!

બીજી દુકાને વળી એથી પણ અદ્‌ભુત બનાવ બન્યો. દુકાનમાં કામ કરતી સ્ત્રીને મેં કહ્યું કે, હું પરદેશી છું, ને ફક્ત ત્રણ માસ અહીં રહેવાની છું એટલે મને કાપડની કુપન મળી નથી ને ઠંડી ખૂબ લાગે છે. એ સ્ત્રી જરા ઉદાસ થઈ બોલી કે તમે પરદેશી છો એમ માનશો જ નહિ. અમારો દેશ તે તમારો દેશ. તમે તો અમારાં મહેમાન કહેવાઓ. કોઇ જાતની અગવડ વેઠશો નહિ. મારી પાસેથી ગમે તેટલું કાપડ લેઈ જાઓ. ને બીજી દુકાનેથી કંઈ લેવું હોય તો હું જોઇએ એટલી કુપન આપીશ. મને ઘડીભર લાગ્યું કે હું સ્વર્ગમાં છું કે શું?

આયર્લૅન્ડમાં સોનું નથી. મોટરમાં એક બાઇ મારી બંગડી જોઈ કહે કે ચોકખું સોનું છે? (It is pure gold?) મેં હા કહી અને ઉમેર્યું કે પરદેશમાં કદાચ અચાનક પૈસાની જરૂર પડે તો બંગડી વેચી દેવાય. એ સ્ત્રી તરત જ બોલી કે આ બંગડી ઘણી જ સુંદર છે. (It is lovely.) એ વેચશો નહિ, પૈસાની જરૂર પડે તો મારે ઘેર આવજો. એણે મને શિરનામું આપ્યું ને રવિવારે મને બોલાવવા એની બહેનને મોકલી. ઘેર લેઈ જઇ મને કહ્યું કે, કોઈ જાતની તકલીફ વેઠશો નહિ. જે કામ હોય તે મને કહેશો. પરદેશીને મદદ કરવામાં મને ખૂબ આનંદ આવે છે.

એજ સ્ત્રી સાથે એક દિવસ હું પર્વત પર જંગલમાં ગઇ. અમે બે જ હતાં. ચાર પાંચ માઇલ ચાલ્યા પછી મેં કહ્યું પાછાં જઇએ. એને નવાઈ લાગી. મેં કહ્યું, મને બીક લાગે છે. એ કહે શાની બીક? મેં કહ્યું કેમ વળી? જંગલમાં વીંછી, સાપ, વાઘ, વરુ, ચોર, લુંટારૂ વગેરે અનેક જાતના ભય

હોય છે. એ કહે એમાંનું એકેય અહીં નથી. કુદરતની મહેર છે, મેં કહ્યું, આપણે થાકી જઈશું તો પછી શી રીતે જવાશે? એ કહે તમને ઊંચકીને હું લેઈ જઈશ. મેં કહ્યું એવું તો મને ન ગમે. એણે સૂચવ્યું કે કોઈની મોટરમાં બેસીને જઈશું. એ વિચાર મને ગમ્યો. પર્વત પર પણ ડામરની સડક હોય છે એટલે ભૂલા પડવાનો જરાય સંભવ નથી, જંગલમાં એક ઘર હોય તો પણ એના બારણામાં મોટર લેઈ જઈ શકાય તેવો રસ્તો હોય છે. વીજળીની બત્તી ને પાણીનો નળ પણ હોય છે.

એમના ઉચ્ચાર વિચિત્ર છે 'ઠ' ને બદલે 'ખ' અને 'પ' ને બદલે 'ફ' બોલે છે. મને હંમેશાં ડૉ. ફટેલ કહીને જ બોલાવે. હું 'પટેલ' શિખવી શિખવીને થાકી!

# સમસ્ત પાટીદાર પરિષદ—૭

સમસ્ત પાટીદાર પરિષદ અનેકવિધ સુધારાની દૃષ્ટિએ ભરાનાર છે. તે માટે અનેક સુધારા પણ સૂચવવામાં આવ્યા છે. તેમાં ખાસ કરીને ગોળ અને કુલીનતાના સંકુચિત ક્ષેત્રને તોડી સુધારક પણ સંસ્કારી લગ્નોનો વિચાર અગત્યનો છે. આવાં લગ્નો માટે કેવળ ઠરાવો પસાર કરવાની સાથે જ એવાં રીતસરનાં લગ્નો પરિષદના આશરા હેઠળ પરિષદના અધિવેશનમાં જ યોજાય એ ઈચ્છવા યોગ્ય છે.

આવાં લગ્નો માટે અગાઉથી સમસ્ત પાટીદાર સમાજનાં યુવક, યુવતી તેમ જ વિધવા અને વિધુરોની ઉંમર, શિક્ષણ અને કામધંધો વગેરેની માહિતી મેળવી તેવાં લગ્ન કરવા ઈચ્છનારની મુલાકાતો ગોઠવી તેવાં યુગલો પહેલેથી નક્કી કરવાં જોઈએ.

આવાં યુગલો નક્કી કરવામાં એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. આજ સુધી ઉપલા ગોળના કે કહેવાતા કુળવાનો પોતાનાથી નીચલા ગોળની અને કાનમ, વાકળ કે દશક્રોઈની કન્યાઓ લાવી પોતાના જ ગોળમાં અવિવાહિત કન્યાઓની કફોડી સ્થિતિ કરવાનું પાપ વહોરવા છતાં સુધારક લગ્ન કર્યાનો જશ ખાટી ગયા છે. અને 'પાટીદારે' પણ પોતાનાં પાનાં ઉપર તેવી પ્રસંગકથાઓ આજ સુધી અનેકવાર છાપી તેવાઓને પ્રોત્સાહન જ આપ્યા કર્યું છે. તો આવાં યુગલો ગોઠવવામાં કાં તો સમાન કે એક જ ગોળનાં યુવકયુવતીનાં લગ્ન ગોઠવવાં જોઈએ અને આંતરગોળમાં ત્યાં લગ્ન

ગોઠવવાનાં હોય ત્યાં ઉપલા ગોળની કન્યા અને નીચલા ગોળનો યુવક એમ ગોઠવવા પ્રયત્ન થવો જોઇએ. અલબત્ત તેમાં શિક્ષણ અને સંસ્કાર તો ખાસ જોવાનાં જ રહે છે.

આવાં લગ્નોની પૂર્વભૂમિકા માટે આણંદમાં સ્થપાએલ ' સંસ્કાર મંડળ ' અથવા. વિશાળ ભાવનાવાળું એવું કોઈ બીજું ઉપસ્થિત કરેલું મંડળ આ કામ ઉપાડી લે. વળી આવાં લગ્નો માટે એક અનુકરણ કરવા જેવી પદ્ધતિ સૂચવી શકાય. ખોજા ઇસ્માઇલી કોમમાં તેમના આગાખાન સાહેબની સમક્ષ સેંકડો યુવકયુવતીઓ નક્કી કરેલા એક જ દિવસે કોઇ પણ જાતની ધમાલ સિવાય લગ્નગ્રંથિથી જોડાઈ તેમના આશીર્વાદ મેળવે છે. તેજ પ્રમાણે સમસ્ત પાટીદાર પરિષદના પ્રમુખની સમક્ષ સુધારક પાટીદાર યુવકયુવતીઓ લગ્નગ્રંથિથી જોડાય અને તેમના આશીર્વાદ મેળવે.

સમસ્ત પાટીદાર પરિષદને નિમંત્રણનાર અને 'સંસ્કાર મંડળ'ના સ્થાપકો સામાજિક ક્રાંતિની ભાવનાવાળા છે એમ માની લેવું જોઇએ. તેમને પણ દીકરા, દીકરી, ભાઈ, બ્હેન છે જ. કેટલાકના કુટુંબમાં વિધવા અથવા વિધુર પણ હશે જ. એટલે બીજા વ્યક્તિઓ આવાં લગ્ન કરે અને પોતે ફક્ત તેના ગુણગાન ગાય એટલી એક જ આશા રાખ્યા સિવાય પોતાને ઘેરથી જ તેવાં લગ્નોની શુભ શરૂઆત તેઓ કરે.

વધુ નહિ તો આવાં પાંચ લગ્નો પણ પરિષદના આશરા હેઠળ ઉજવાય તો ગોળની સંકુચિત ભાવના તોડવામાં મોટી ફતેહ ગણાશે, તેમજ પરિષદની સાર્થકતા પણ પૂરવાર થઇ ચૂકશે. અને તેમ થતાં સમસ્ત પાટીદાર આલમમાં તેનો પવન ફુંકાયા વગર રહેશે નહિ. અને પાટીદારસમાજ સામાજિક ક્રાન્તિને રસ્તે તરત વળશે.

જો પરિષદ પોતાના અધિવેશન દરમિયાન આવું એક પણ લગ્ન ઉજવી ન શકે અથવા તેના પરિણામે એવું એક પણ લગ્ન નિપજાવી ન શકે તો પાટીદાર પરિષદને આમંત્રણનારાઓ અને 'સંસ્કાર મંડળ'ના સભ્યોની ભાવના અને વાતો પોકળ છે એમ સાબિત થયા વગર રહેશે નહિ.

પરિષદના અધિવેશન દરમિયાન આવાં લગ્નોમાં માનનાર સારી લાગવગ ધરાવતી દરેક પ્રદેશની પ્રતિષ્ઠિત પણ સુધારાની ધગશવાળી વ્યક્તિઓને સ્થાન આપી એક મંડળ સ્થાપી તેને વિશાળ સ્વરૂપમાં મૂકવું અને પરિષદના દરેક અધિવેશન વખતે અને જરૂર પડે તો બીજે વખતે પણ તેવાં વધુ અને વધુ ક્રાન્તિકારી લગ્નો ઉજવાય તેની વ્યવસ્થા કરવી.

મોમ્બાસા — ભાઇલાલભાઈ લ. પટેલ

# વાગ્દત્તાનો પત્ર

ઈશ્વર પેટલીકર

ગોવિંદ કૉલેજમાં ભણતો યુવક છે. તેનો વિવાહ સુધા નામની યુવતી સાથે થયો છે. અને ગોવિંદની સૂચના પ્રમાણે સુધા મોમ્બાસાથી આવ્યા પછી કન્યાવિદ્યાલયમાં અભ્યાસ કરે છે. લગ્ન અભ્યાસ પૂરો થયા પછી કરવું એમ બંનેએ નક્કી કર્યું હોય છે. વાગ્દત્તા સુધાનો આ પત્ર વિવાહ થયા પછી થોડા વખતે લખાયેલો છે.



પાવાગઢની તળેટી,
ચાંપાનેરની ધર્મશાળામાંથી,
**વસંત પંચમી**

પ્રિય ગોવિંદ,

પત્ર લખવાનો મોકો હું કેટલાક દિવસથી શોધતી હતી. પરંતુ તારું આ વિદ્યાલય સાચેજ જેલ છે. તારું એટલા માટે કહું છું કે તેં એનાં ખૂબ વખાણ કર્યાં હતાં. અમે છૂપી રીતે પણ કાર્ડ, કવર કે ટિકિટ રાખી શકતાં નથી. તેમાં અમારી છોકરીઓની જાત! ચાડીચૂગલી ખાનાર સૌ. એક વખત નોટ પેપર પત્ર લખવા પણ મેં વિચાર્યું હતું. છતાં શુકન એથી ન કરવા માની માંડી વાળ્યું. તારે તો એ વાત મઝાની ફાવી ગઇ. ટાઢે પાણીએ ખસ ગઇ એમ ને! હું ઘેર હતી ત્યારે મેં ત્રણ પત્રો લખેલા એના તારા જવાબ કેટલા ઠંડા હતા?

ગઈ કાલે અમે બધી વિદ્યાલયની છોકરીઓ પાવાગઢના પર્યટને નીકળ્યાં છીએ. આજે વહેલી સવારમાં પાવાગઢ ચડવો શરૂ કર્યો હતો. મહાકાળીએ એનાં દર્શન કરાવતાં અમને ખબર પાડી દીધી. હું મોમ્બાસાના આસ્ફાલ્ટના રોડ ઉપર ચાલેલી એટલે એ ઊંચાનીચા પથ્થર ઉપર ચાલતાં ત્રણ વખત ઠોકર ખાઇને ગબડી ગયેલ. મારી બહેનપણી થયેલી લતાને ખભે મેં હાથ મૂકવા પ્રયત્ન કર્યો ત્યારે એણે શું કહ્યું, કલ્પી શકે છે?

કહે છે—હું કંઇ ગોવિંદ નથી, કે ટેકો આપું!

સાચેજ એ ક્ષણે તું મને યાદ આવ્યો. થયું, ભલે ગોવિંદ આજે અહીં નથી, પરંતુ જીવનસંગ્રામમાં ઠોકર ખાવાનો પ્રસંગ આવશે ત્યારે જરૂર મને એ ટેકો આપશે. આપીશ ને?

વળી હું બહુ અભિમાની છું. તે ક્ષણેજ બીજો વિચાર આવ્યો. ટેકો તો બંનેએ અન્યોન્ય આપવાલેવાનો છે. હું પણ એ જ રીતે તેને ટેકો આપીશ.

પણ ગોવિંદ! એ તો મારું અભિમાન એટલું જ. બાકી મારી પાસે એવું શું છે કે તને ટેકારૂપ નીવડે? વિદ્યાલયમાં આવતાં ખાદીનાં કપડાં મને વસમાં લાગવા માંડેલાં. ભારે અને ખરબચડાં. તારી શિષ્યા બનવું નક્કી કર્યું છે, પછી એ ઉમંગથી ન પહેરું એ કેમ બને? છતાં આ તારું વિદ્યાલય મને નથી ગમ્યું એમ કહું તો માઠું ન લગાડતો. છોકરીઓએ ભવિષ્યમાં સમાજમાં ભળવાનું છે તો એની ઉપર આવી ખોટી ચોકી શું કરવા? મનની વૃત્તિ જો ચંચળ હશે તો આમ કેદમાં પૂરવા જેવી સ્થિતિ કરવાથી એ ચંચળતા જતી રહેશે?

મારો જ ગભલો. મારે તને કોઈ હિસાબે પત્ર લખવો હતો, તે આ ધર્મશાળામાં ચોરીછૂપીથી પણ લખું છું કે નહિ? આવો લાંબો પત્ર લખવાની એકાંત મેં કેમ મેળવી તે તને કહું? આ પર્યટનની મુખ્ય સેવિકા હું છું. એથી જ મારી પાસે કાર્ડ, કવર અને ટિકિટો પણ છે. એક કવરનો હિસાબ નહિ મળે એટલે ચાર પૈસા ખિસ્સામાંથી મૂકી દઈશ. હું પર્યટનનો પ્રવાસલેખ લખું છું એમ કહી મને ખલેલ ન કરવાનું બહાનું કાઢી એકાંત મેળવી લીધી છે.

વળી મારે લેખ બતાવવો તો પડશે. પણ એનો ય મેં રસ્તો શોધી રાખ્યો છે. બરાબર કંઈ ન લખાયું. ફાડી નાખ્યો. હવે નિરાંતે વિદ્યાલયમાં જઈને લખીશ. એમ બહાનું કાઢીશ.

તને થશે કે, સુધા આમ સાવ છેતરપિંડી કરે એવી છે? એનો જવાબ તું જ આપ. માણસની વૃત્તિઓને તમે સીધે રસ્તે ન વહેવા દો તો એ આડે માર્ગે જ વહે ને? આમ છેતરપિંડી કે ચોરીછૂપી વગર બીજો કોઈ રસ્તો હોય તો મને જણાવજે. હું તે પ્રમાણે કરીશ. પણ હા, તું એમ કહીશ કે એવી રીતે તારે પત્ર ન લખવો તો એ નહિ બને, હં કે ગોવિંદ!

પણ તારે તો મોટી નિરાંત છે. હું આ જેલમાં હોઉં ત્યાં સુધી તારે પત્ર લખવાની ચિંતા જ ક્યાં છે? પરંતુ યાદ રાખજે, રજાઓમાં એનો બદલો વ્યાજ સાથે વાળવો પડશે. સુધા લહેણું વસૂલ કરવામાં પઠાણ કરતાં વધી જાય એવી છે, તે સાથે સાથે કહી રાખું છું.

લતા હમણાં જ મારી એકાન્ત ઓરડીમાં ડોકિયું કરી ગઈ. મેં પત્ર બંધ કરી દીધો. કહ્યું — એક વખત મને લેખ પૂરો લખી રહેવા દે. વચ્ચે મને કોઈ ખલેલ કરે તેથી મારી કલ્પના તૂટી જાય છે!

મને આમ સામાની નજર ચૂકવતાં સરસ આવડે છે. હું જો ગોવિંદ હોઉં અને તું જો સુધા હોત. હું તારી જગ્યાએ 'ગોકુળ'માં હોત અને તું મારી

જ્યારે વિદ્યાલયમાં હોત તો હું તને જરૂર પત્ર લખત. વિદ્યાલયના આચાર્ય કે છાત્રાલયના ગૃહપતિ એ પત્ર વાંચત છતાં એ ન જાણત!

તું આ વાંચીને હસશે, નહિ? હું ગપ્પાં મારું છું એમ તને લાગ્યું ખરું? પણ હું સાચું કહું છું. એવા કાગળો આવે છે તે તેં સાંભળ્યું હશે. જે પાણીમાં બોળો એટલે અંદર લખેલું વંચાય! લોકવાર્તા જેવું લાગ્યું, નહિ? પણ લોકવાર્તાઓ એવા બનાવો ઉપરથી જ બનેલી હોય છે. એવા લોકવાર્તાના કાગળ આજે મોજૂદ ન હોત તો હું તૈયાર કરત. પણ જવા દે એ વાત, હું ગોવિંદ હોત તો ને!

મને ગોવિંદ થવાનું આજે ઘેલું લાગ્યું હોય તેમ થયું છે. માતાજીનાં દર્શન કરવા અમે ગયાં તે પહેલાં, પાસે નાનું તળાવ છે, તેં જોયું છે ને? તેમાં અમે નહાવા પડ્યાં. મને એમાં પગ મૂકતા પહેલાં શો વિચાર આવ્યો, કહું? આ તળાવડી પેલી લોકવાર્તા જેવી હોય અને હું પુરુષ–ગોવિંદ–બની જઉં તો? પણ બીજી છોકરીઓ તે વખતે નહાતી હતી એટલે મારા એ તરંગ જ હતા એની ખાત્રી હતી. હું નાહી છતાં સુધાની સુધા જ રહી.

છતાં માન કે હું પુરુષ બની ગઇ હોત તો તું, શું કરત? તારું વચન પાળવા તું આ તળાવડીમાં આવીને નહાત? સ્ત્રી બનત? મને પરણત? કે પછી મને મૂકી કોઇ બીજી છોકરીને પરણી મને ભૂલી જાત?

તેં મારી આ વાત હસી કાઢીને? હસી કાઢશે તેની મને ખાત્રી હતી. કોઇ પુરુષ સ્ત્રી થવાનું ઇચ્છતો જ નથી. ફક્ત સ્ત્રીઓ જ એવી છે કે જો હું પુરુષ હોત તો એમ વિચાર કરે છે. એનું કારણ, સ્ત્રીની પરાધીનતા.

અમને વિદ્યાર્થીઅવસ્થામાંથી જ પરાધીનતાના પાઠ પઢાવવામાં આવે છે. અમે રક્ષિત વસ્તુ હોઇએ તેમ રાખવામાં આવે છે. અમે કોઇ ગુનેગાર હોઇએ તેમ ચોકી રાખવામાં આવે છે. અમે પારકી થાપણ હોઇએ તેમ જતન કરવામાં આવે છે. આ બધી ભાવના સમાજોમાં હોય ત્યાં સુધી તો સમજમાં આવે છે, પરંતુ વિદ્યાલયો પણ એજ મનોદશા સેવે ત્યારે આજની છોકરીને યુવક થવાનું મન થાય એમાં એનો શો દોષ?

તું આજે પારકે ઘેર રહીને ભણી શકે છે. મારી જેમ છોકરી હોત તો બની શકત? સવિતા અને તારો જ દાખલો જોવા જેવો છે. એક દિવસ તને કેડમાં ઘાલી ફરનાર છોકરી આજે પંગુ બની ગઇ છે. અને એ કેડમાં બેસનાર છોકરો એનો ઉદ્ધારક બની રહ્યો છે. કારણ? સવિતા છોકરી હતી એટલે એને ચૌદમા વર્ષે ઘરસંસાર માંડવા પડ્યો ને તેય મોટી ઉંમરના પતિ સાથે! ગોવિંદ છોકરો હતો એટલે ગરીબાઇ છતાં ઘરકામ કરીને પ

પારકે ઘેર ભણવા રહ્યો છે. કન્યાનાં માગાં આવ્યાં છતાં ના પાડી શક્યો. સુધાને સ્વીકારી છતાં લગ્ન ત્રણ વર્ષે કરવાની શરતે. શું આ બધી સગવડ સવિતાને મળી હોત તો એ ગોવિંદને ન દીપત?

મને આવા વિચાર જ ક્યાંથી આવત? જો બાપુજી જેવા ઉદાર વિચારના પિતા ન મળ્યા હોત તો? છતાં સુધાનો અભ્યાસ મોમ્બાસામાં કેમ અટક્યો? સમાજના બંધારણને લીધે. આજે એને વળી કેમ અભ્યાસ કરવા બેસવું પડ્યું? ગોવિંદ મળ્યો માટે. એટલે સુધાને પલટો કોના પ્રમાણે આવવાનો? પિતા પ્રમાણે, સમાજના બંધારણ પ્રમાણે, ગોવિંદની રુચિ પ્રમાણે. એને બદલે સુધાને પોતાને સ્વાભાવિક ઘડતર મળ્યું હોત તો?

અહીં વિદ્યાલયમાં અમને દળવાનું, ખાંડવાનું અને રસોઇ કરવાનું શીખવે છે. એ બધું સ્ત્રી કરતી જ આવી છે. કરશે પણ ખરી. મને એ કરતાં બીજી તાલીમ જ લેવાની ગમે. ગોવિંદને હું કેમ ઉપયોગી થઇ શકું. એને વકીલ થવું હોય તો હું એની સેક્રેટરી કેવી રીતે બની શકું. એના કાગળો ટાઇપ કરી આપવા કેમ તત્પર રહું. ગોવિંદ ગરીબોની સેવા કરવા માગતો હોય તો હું એ સેવામાં એની કેમ ભાગીદારણ થાઉં.

ગોવિંદ, હું તો આવી પત્નીનાં સ્વપ્ન સેવું છું. મને વિદ્યાલયની આ કેદ અને દળવાખાંડવામાં કંઈ રસ નથી. અંગ્રેજીને બદલે માતૃભાષા ઉપરની કેળવણીનું મંડાણ મને સંતોષતું નથી. માતૃભાષા ઉપર મને પણ મમત્વ છે, પરંતુ મારો ભાગીદાર અંગ્રેજી શીખતો હોય ત્યાં હું એના અભ્યાસ વગર શી રીતે ચલાવી શકું?

વિદ્યાલય ઉપર મારા આ આક્ષેપો નથી. મેં મારી પોતાની રુચિ જણાવી છે એટલું જ. વળી વિદ્યાલયની કેળવણી લેવા તેં પણ આગ્રહ કરેલો નથી. આ ટર્મ નકામી જતી હતી એટલે નવા અનુભવ ખાતર જ હું આમાં આવી. હવે મને લાગે છે કે હું જે ઇચ્છું છું તે મને અહીંથી નહિ મળે. અમદાવાદ કે વડોદરાની કોઈ હાઇ સ્કૂલમાં હું નવા વર્ષે જોડાઈ જઈશ. તને એ ગમશે?

પત્ર લાંબો થયો છે. છોકરીઓથી પકડાઈ જવાની પણ બીક છે. જોડેના રસોડામાંથી લાડુની સુગંધી પણ આવે છે. એટલે હવે બંધ કરી દેઉં? આમ લખ્યા કરું તો એનો અંત ક્યાં આવે!

રાધાબહેનને વંદન કહેજે. મુરબ્બીઓને પ્રણામ.

મહાકાળીનાં દર્શન કર્યાં છતાં તારી જ ભક્ત રહેલી, સુધા

---

લેખકની છપાની નવી નવલકથા 'કળિયુગ'માંનું એક પ્રકરણ

# આપણો ખોરાક

વિદ્યાધર ઠાકોર

આપણે સામાન્ય રીતે કમાવા વિષે જ વિચાર કે ચિંતા કરતા હોઇએ છીએ. કોઇ વખત આપણા રિવાજો વિષે ચર્ચા કરીએ છીએ. પરંતુ આરોગ્ય વિષે, ખોરાક વિષે, રહેણીકરણી વિષે ભાગ્યે આપણને પ્રશ્ન જાગે છે. હવે આપણે એવા યુગમાં પ્રવેશ્યા છીએ કે સમગ્ર રીતે આપણે જીવનનો વિચાર કરવો જોઇએ. ખોરાક અંગે કંઇ વિચાર કરવાની સામગ્રી આપશે માની આ લેખ અહીં ઉતાર્યો છે.



ખોરાક એ જિંદગીની સૌથી પહેલી જરૂરિયાત છે. આજે હિંદમાં ખોરાકનો પ્રશ્ન જટિલ બની ગયો છે. લડાઇ પહેલાં પણ વરસોથી દેશના લોકોને પૂરતો ખોરાક તો મળતો જ ન હતો. રોગચાળાના ફેલાવા માટે હિંદુસ્તાનનાં દ્વાર હમેશાં ઉઘાડાં જ છે. દર વરસે પંદર લાખ મેલેરિયાથી, એક લાખ કોલેરાથી, લગભગ અઢી લાખ ક્ષયજિયાત જેવા રોગથી મરે છે. વળી ક્ષયનો પ્રશ્ન પણ વધારે ને વધારે આકરો બનતો જાય છે. સત્તર લાખ બાળકો એક વરસની જિંદગી પણ ભોગવ્યા વગર મૃત્યુ શરણ થાય છે. વળી એક હિંદીનું સરેરાશ આયુષ્ય ૨૭ વર્ષનું છે, જ્યારે એક ઓસ્ટ્રેલિયન સરેરાશ ૬૭ વર્ષ જીવે છે. પ્રજાની રોગ સામે ટક્કર ઝીલવાની શક્તિ જ જાણે જતી રહી છે. આ બધાંનું કારણ છે સારા પૌષ્ટિક ખોરાકની ઊણપ. લગભગ બધા જ રોગોનું મૂળ ખામીવાળો ખોરાક છે. જ્યારે દેશભરમાં પ્રજાની આહાર-વિષયક પરિસ્થિતિ આવી ચિંતાજનક છે ત્યારે ગુજરાતીઓનો આહાર ક્યાં ક્યાં સુધારા માગે છે તે જોવું ઘણું જ આવશ્યક છે.

સામાન્ય રીતે ગુજરાતી આહાર કેસરીની દૃષ્ટિએ જ ઊણપવાળો છે.

આનું પહેલું કારણ આર્થિક છે. ગરીબવર્ગની લડાઇ પહેલાંની પણ ખોરાક પાછળ પોષક તત્ત્વો પૂરતાં મળે તેટલું ખર્ચી શકે તેવી તેની આવક નહોતી. પણ લડાઇએ, તેના પછીની તેની કારી અસરે, તો ખાદ્ય પદાર્થોના મૂલ્યમાં કદી નહોતા એવા વધારા કરી દીધા છે. લડાઇ ગઇ છતાં ન સુધરી આર્થિક સ્થિતિ કે ન કમી થઇ મોંઘવારી. આ દેશનો ગરીબ વર્ગ વરસોથી અડધો-અડધ ભૂખે મરતો આવ્યો છે તે તો હવે ખૂબ જાણીતી વાત થઇ ગઇ છે, છતાં તેના નિવારણ માટે જોઇતાં પગલાં હજી ય લેવાત નથી; કારણ કે

આર્થિક સ્થિતિ ખૂબ ખરાબ છે. તેને સુધારવી એ ઘણો જ કપરો પ્રશ્ન છે. માટે જ્યાં સુધી મોટા પાયા ઉપર કાંઇ પણ કરવામાં ન આવે ત્યાં સુધી બીજો ટૂંકો રસ્તો તો છે જ નહિ. પરંતુ તેથી બીજું કાંઇ પણ ન થઇ શકે તેમ માનવાને પણ કારણ નથી, કારણ કે બીજા દોષો જે હોય તે નિવારવા તો ઉપાય લેઇ શકાય તેમ છે.

આહારના દોષનું બીજું કારણ એ જનતાનું અજ્ઞાન. જનતા ખોરાકના ગુણદોષ જાણતી નથી. કયો ખોરાક પૌષ્ટિક ને કયો શક્તિ આપનારો તે પણ તે જાણતી નથી. દાખલા તરીકે, લીલાં પાંદડાંવાળાં. શાકભાજી ગામડામાં ઘણાંખરાં સસ્તાં મળે છે અને તે વિટામીન 'એ' અને ક્ષારો માટે સારાં છે. તાંદળજો ગામડામાં પૈસે શેર વેંચાય છે. વળી ખેડુતવર્ગ પોતાના કુટુંબ પૂરતાં તો ઉગાડી શકે છે. આ ભાજી જો ઠીકઠીક લેવામાં આવે તો વિટામીન અને ક્ષારોની ઊણપ જતી રહે. આમ છતાં લોકો આ ખાતા જ નથી તો ઉગાડવાની વાત જ શી?

સામાન્ય રીતે લોકો અમુક ચીજ ખાતા આવ્યા હોય છે ને અમુક ચીજ વાપરતા હોતા નથી, અને તેથી વાપરવા પ્રેરાતા પણ નથી. દાખલા તરીકે, ગાજર સામે લોકોને સૂગ હોય છે. ગામડામાં તો તે સસ્તાં હોવા છતાં પણ વપરાતાં જ નથી: પારસી, મુસલમાન અને હરિજન સિવાય કોઇ તે વાપરતું નથી. તેમાં વિટામીન 'એ' સારા પ્રમાણમાં છે. તે જ પ્રમાણે સ્કીમ્ડ દૂધમાં ચરબી સિવાયનાં બધાં તત્ત્વો છે. છતાં લોકો તે સારૂં નહિ એમ માને છે ને વાપરતા નથી. આવા વહેમ અને પ્રથા સામે જરૂરી પ્રચાર થવો જોઇએ.

અયોગ્ય આહાર હોય તો ઘણા રોગો થાય છે. યોગ્ય આહાર હોય તો સામાન્ય તંદુરસ્તી રહે અને માણસની ચામડી ચકચકતી રહે છે. અયોગ્ય આહારથી તંદુરસ્તી બગડે છે અને તેમની ચામડી સૂકી અને ખરબચડી રહે છે.

આ થઇ શારીરિક તંદુરસ્તીની વાત. પરંતુ અયોગ્ય આહાર મગજને પણ નબળું બનાવે છે. વળી આ લોકો વરસોથી અડધા ભૂખ્યા રહેતા આવ્યા છે. તેમને તેથી જિંદગીમાં સમજણા થયા ત્યારથી પેટ-ભરવા ઉપરાંત બીજું કશું જોવાનું મળતું નથી. તાત્પર્ય કે પોતાના પોષણ સિવાય બીજું કશું કરવાનો તેમને વખત નથી તેથી તેઓ નિરાશાવાદી અને નસીબ ઉપર આધાર રાખનારા થઇ ગયા છે. વળી આટલાં વરસોના ભૂખમરાથી તેમને

નવું કાંઇ કરવાનું મન નથી થતું, કારણ કે સાહસ કરવામાં ગુમાવવાની તૈયારી જોઇએ પણ પોતાની પાસે નહિજેવું હોય તેમાં સાહસ શું કરવું ! એટલે તેઓ રૂઢિચૂસ્ત બની જાય છે અને સાહસ કરવાની શક્તિ પણ તેઓ ખોઇ બેસે છે. આવું માનસ લગભગ દરેકનું થઇ ગયું છે તે પણ અયોગ્ય ખોરાક અને આર્થિક સ્થિતિને લીધે જ છે. આદર્શ ખોરાક ડૉ. ચીમનલાલ મહેતાએ નીચે પ્રમાણે સૂચવ્યો છે:

| | ઔંસ | ખાંડ | ૧.૫, |
|---|---|---|---|
| ઘઉં, બાજરી કે ધાન્ય | ૮, | ગોળ | ,૧૦૦, |
| ચોખા | ૪, | દૂધ અને તેની બનાવટ | ૨૦૦૦, |
| કઠોળ | ૫, | લીલાં પાનવાળાં શાક | ૪૦૦, |
| ઘી | ૧૦૦, | ,, પાંદડાં વગરનાં | ૬૦૦, |
| તેલ | ૧૦૦, | કંદ | ૦.૧૫. |

આ કોઠામાં શાકભાજીનું પ્રમાણ આપેલું છે પરંતુ એમાં વિટામીનની દૃષ્ટિએ ખાસ કાંઇ ગણતરી કરી નથી.

**જુદા જુદા આહાર:** સ્ત્રી તથા પુરુષના તથા ઉમર પ્રમાણે આહારનું પ્રમાણ બદલાતું રહે છે. અને તે પ્રમાણે કેટલો ખોરાક લેવો જોઇએ તે હવે જોઇએ.

**માતાનો આહાર:** ખાસ લક્ષમાં રાખવાનો જો હોય તો તે ગર્ભવતી સ્ત્રી તથા ધવરાવતી સ્ત્રીનો ખોરાક, કારણ તેમાં બે જણને પોષણ મળવાનું છે. ક્ષારો અને વિટામીનનું પ્રમાણ બમણું જોઇએ, એનો અર્થ એ નહિ કે તે લોકોએ બમણું ખાવું જોઇએ, પરન્તુ તેમણે વિટામીન તથા ક્ષારવાળા પદાર્થો, પ્રોટીનવાળા પદાર્થો વધારે લેવા જોઇએ અને આહારમાં તે પ્રમાણે ફેરફાર કરવો જોઇએ. જે ચરબીમાંથી વિટામીન ન મળતાં હોય તે ન લેતાં અને માખણ, ઘી વગેરે લેવાં; દૂધ, છાશ, વગેરે પ્રોટીન અને વિટામીન માટે સારાં છે. કેટલીક વખત ગર્ભવતી સ્ત્રીઓને કાંઇ ખાવાની વિચિત્ર ઇચ્છા થાય છે. આ ખોરાકમાં કોઇ જાતની ઊણપ દેખાડે છે. આમાં સારો ખોરાક તો ઘેર દળેલો ઘઉંનો લોટ, દૂધ, છાશ, માખણ, બટાટા, હાથે છડેલા ચોખા, તાજાં ફળ અને લીલાં પાનવાળાં શાકભાજી એ છે. ઉપરાંત વિટામીન 'ડી' માટે ખુલ્લી હવા અને તડકામાં હરવુંફરવું પણ આવશ્યક છે.

**બચ્ચાંનો આહાર:** સાધારણ રીતે તો જન્મ્યા પછી બાળક માતાના દૂધ ઉપર નભે છે. જેમને માતાનું દૂધ ન અપાતું હોય તેમને ગાયનાં દૂધમાં થોડું પાણી અને મધ નાંખી આપવું જોઇએ. વળી વિટામીન 'એ' અને 'ડી' માટે કોડલિવર ઓઇલ આપવું જોઇએ. સૂર્યનો તડકો મળે તેવી વ્યવસ્થા કરવી જોઇએ. વિટામીન 'સી' માટે નારંગી અગર મોસંબીનો રસ આપવો જોઇએ. ટામેટાંનો રસ પણ ચાલી શકે. આ સર્વે નિયમિત આપવાં આવશ્યક છે.

**છોકરાંનો આહાર:** સાધારણ રીતે બાળકો ખૂબ સ્ટાર્ચવાળો ખોરાક લે છે. કાર્બોહાઇડ્રેટના પ્રમાણમાં વિટામીન 'બી' પૂરતું હોતું નથી અને અપચાથી–રોગથી પીડાય છે. પ્રોટીન અને વિટામીન 'એ'ની ખામી તો હોય છે જ. દૂધ, દહીં, છાશ વગેરે પૂરતા પ્રમાણમાં લેવાં જોઇએ. વળી ઘેર દળેલા ઘઉંનો લોટ (થૂલા સાથે), હાથે છડેલા ચોખા, બાફેલા બટાટા, લીલાં શાકભાજી અને કઠોળ પૂરતા પ્રમાણમાં આપવાં જોઇએ. વળી દિવસમાં ત્રણ વખત ખોરાક આપવાની ટેવ પાડવી એ જરૂરી છે. ગમે તે વખતે બિસ્કિટ, મીઠાઇ વગેરે છોકરાં ખાય અને પછી જમવાની ના પાડે તો જરૂરી પોષક તત્ત્વો તેમને મળતાં નથી. ખૂબ સ્ટાર્ચવાળા પદાર્થો ખાવાથી ભૂખ મરી જાય છે અને તેથી પોષક તત્ત્વો પૂરતા પ્રમાણમાં શરીરને મળતાં નથી.

**પુરુષ તથા સ્ત્રીનો આહાર:** આનું પ્રમાણ તો ઉપર જણાવ્યું છે તે પ્રમાણે જ છે. સ્ત્રી કરતાં પુરુષને ખોરાક સહેજ વધારે જોઇએ.

**સખ્ત મજૂરી કરનારનો આહાર:** આ લોકોને પ્રોટીન તો તેટલા જ પ્રમાણમાં જોઇએ, પણ ચરબી તથા કાર્બોહાઇડ્રેટ વધારે લેવાં જોઇએ. પ્રોટીન શક્તિ પૂરી કરવા માટે વપરાય પણ તેમ કરવાથી પાચનક્રિયાના અવયવોને વિશેષ બોજો પડે છે. વિટામીન તથા ક્ષારોનું પ્રમાણ સહેજ વધારે જોઇએ.

**મોટેરાં અને ઘરડાંનો આહાર:** ઉમર વધ્યા પછી જે સ્થૂલતા નજરે પડે છે તે બતાવે છે કે મનુષ્યશક્તિનો ઉપયોગ ઓછો કરાય છે અને તેથી શક્તિ આપનાર ખોરાક ઓછો લેવાવો જોઇએ. પરંતુ સામાન્ય રીતે સ્ટાર્ચવાળા પદાર્થો વધારે લેવાય છે. ખૂબ કાર્બોહાઇડ્રેટવાળા પદાર્થો જો લેવાય તો આંતરડાંને શ્રમ પડે છે અને પેનક્રિઆસ નામની જે ગ્રંથિ તેના પાચન માટે રસ ઉત્પન્ન કરે છે તેના ઉપર કામનું ખૂબ દબાણ આવવાથી કામ

કરતી અટકી જાય છે. જો વજન વધતું હોય તો પચાસ વર્ષની ઉમર પછી ખોરાકનું પ્રમાણ ઓછું કરવું આવશ્યક છે. ઘડપણમાં શરીરની બધી જ ક્રિયાઓ ધીમી પડી જાય છે. ખોરાકનું કુલ પ્રમાણ ઓછું હોય છે. કાર્બોહાઇડ્રેટનું પ્રમાણ સહેજ વધારે હોય છે.

**ઋતુ અને આબોહવા પ્રમાણે આહાર :** ખોરાકનું એક કાર્ય શરીરની ગરમી ટકાવી રાખવાનું છે. આથી શિયાળામાં અગર ઠંડી આબોહવાવાળા પ્રદેશમાં ગરમી આપતો ખોરાક વધારે જોઈએ. માટે ચરબીવાળા પદાર્થો વધારે લેવા જોઈએ. સાથે સાથે પ્રોટીનવાળો ખોરાક પણ વધારે લેવાવો જોઈએ કે તે ચરબીના પાચનમાં મદદ કરે અને વધારે પ્રમાણમાં ચરબી હોવાથી થતું કીટોસીસ (Ketosis) અટકાવે. ગરમ ઋતુમાં આથી ઊલટું ચરબી તથા પ્રોટીનનું પ્રમાણ જેમ બને તેમ ઓછું જોઈએ, જ્યારે કાર્બોહાઇડ્રેટનું પ્રમાણ વધારવું જોઈએ. વળી પરસેવાદ્વારા ખૂબ પાણી તથા ક્ષારો જતા હોવાથી વિશેષ પાણીવાળો અને ક્ષારવાળો ખોરાક લેવો જોઈએ.

**કેટલાંક સૂચનો :** ગુજરાતીઓના ખોરાકમાં જોઈતા ફેરફારો તો આગળ દર્શાવવામાં આવ્યા છે. તે ઉપરાંત નીચેની ચીજોનો વપરાશ વધારવો જરૂરી છે, કારણ કે તે પોષણની દૃષ્ટિએ ઘણી સારી છે.

**મલાઇ વગરનું દૂધ (સ્કીમ્ડ મિલ્ક) :** દૂધમાંથી ચરબી (મલાઇ) કાઢી લીધા પછી બાકી રહેલ દૂધમાં ચરબી સિવાયનાં બધાં તત્ત્વો હોય છે. એટલે પ્રોટીન, વિટામીન અને ક્ષારોની દૃષ્ટિએ તેમાં ખાસ ફેરફાર થતો નથી. તે નીચેના આંકડા ઉપરથી સ્પષ્ટ જણાશે :

| | દૂધ | મલાઇ વગરનું દૂધ |
|---|---|---|
| પાણી | ૮૭·૭૫ | ૯૦·૪ |
| ચરબી | ૩·૪ | ૦·૨ |
| પ્રોટીન | ૩·૪ | ૪·૦ |
| કાર્બોહાઇડ્રેટ | ૪·૭ | ૪·૭ |
| ક્ષારો | ૦·૭૫ | ૦·૭ |

સામાન્ય માન્યતા છે કે આ દૂધ પૌષ્ટિક તત્ત્વોમાં ઊતરતું છે તે ભ્રમ છે. ડૉ. આયક્રોઇડ અને કૃષ્ણને પ્રયોગ કરી તે સિદ્ધ કર્યું છે. તર વગરનું દૂધ એ સંરક્ષક ખોરાક આપવા ઉપરાંત સસ્તું પણ છે ,અને તેને માટેની

ચુગ કાઢી નાખવી જોઈએ અને તેનો ઉપયોગ વધારવો જોઈએ. પરન્તુ બીજી મુશ્કેલી એ છે કે તે આપણા દેશમાં મળતું નથી અને બીજેથી આયાત કરવું પડે છે.

**ફણગાવેલાં યા ઉગાડેલાં કઠોળ :** કઠોળનો વપરાશ જ ખાસ ઓછો છે અને ફણગાવીને તે ભાગ્યે જ લેવાય છે. પણ ખોરાકમાં વિટામીન 'સી'ની ખામી જોતાં આ રીતે કઠોળ લેવાની આવશ્યકતા લાગે છે. વિટામીન 'સી'નું એ સરસ સાધન છે. અને દાંતના રોગો જે શહેરમાં ખૂબ સામાન્ય થઈ ગયા છે તે જોતાં વિટામીન 'સી'ની ઊણપ જ ખોરાકમાં લાગે છે. વળી ફણગાવેલાં કઠોળ વિટામીન 'બી' તથા 'એ'નું પણ સાધન છે.

**કંદફળો :** ફળો એ સાધારણ સાધનના માણસને નિયમિત લેવાં પરવડે નહિ, પણ બની શકે તો તે લેવાં જોઈએ. આમાં સસ્તાં મળતાં પૌષ્ટિક ફળો જેવાં કે કેળાં, પપૈયાં અને કેરી બની શકે તેટલાં પ્રમાણમાં ઉપયોગમાં લેવાવાં જોઈએ. આ ત્રણેની ઉપયોગિતા તો આગળ જણાવેલી છે. પ્રત્યેક ઋતુમાં પાકતાં કંદમૂળ ખોરાકમાં લેવાં જોઈએ.

કંદમાં ગાજર એ વિટામીન 'એ'નું સરસ સાધન છે. વળી તે સસ્તાં મળે છે પણ એની સામે પ્રજાને ખોટી સૂગ છે. ગાજર બને તો રોજ લેવાં આવશ્યક છે જેથી વિટામીન 'એ' સારા પ્રમાણમાં મળે.

**સોયાબીન :** સોયાબીન કીમતી ખોરાક છે. તેમાં ૩૨ ટકા પ્રોટીન અને ૧૭ ટકા ચરબી છે. વળી તેનું પ્રોટીન પણ ઊંચા પ્રકારનું છે. તેમાં વિટામીન 'એ' પણ સારા પ્રમાણમાં છે અને ખનિજ તત્ત્વ ૪.૮ ટકા છે. ગયા મહાયુદ્ધમાં માંસને બદલે સોયાબીનની ભૂકી આપવામાં આવતી. વળી જ્યારે શુદ્ધ કુદરતી દૂધની તાણ પડી ત્યારે વનસ્પતિ બનાવટનું દૂધ આપવામાં આવ્યું. આ સોયાબીન અને બદામમાંથી બનાવવામાં આવ્યું હતું. તેમાં તત્ત્વોનું પ્રમાણ નીચે પ્રમાણે હતું :

પ્રોટીન ૭ ટકા, ચરબી ૨૫ ટકા, સાકર ૪૨ ટકા.

ચીન તથા જાપાનમાં સોયાબીનમાંથી બનાવેલું દૂધ કેટલાંયે વર્ષોથી કુદરતી દૂધને બદલે લોક વાપરે છે. આની બનાવટ અઘરી નથી, કારણ કે કુદરતી દૂધનાં તત્ત્વો સોયાબીનમાં પણ આવેલાં છે.

સોયાબીન લેવાથી આહારમાં દૂધનું પ્રમાણ ઓછું કરી શકાય અને તે ઘઉંના લોટ સાથે ૧ : ૪ના પ્રમાણમાં મેળવીને વાપરી શકાય. પરન્તુ સોયાબીન માટે મુશ્કેલી એ છે કે તેનું વાવેતર હિંદમાં ખાસ નથી. તે માટે ગુજરાતમાં પ્રયાસ થયા હતા. પરન્તુ વધારે પ્રયાસની આવશ્યકતા છે. તે પરદેશથી લાવવું પડે છે એટલે જ્યાં સુધી અહીં પકવાય નહિ ત્યાં સુધી તેની વપરાશ માટે સૂચના કરવી નકામી છે.

**મગફળીનો ખોળ :** ગુજરાતમાં મગફળીનો પાક પુષ્કળ છે. તેમાં પ્રોટીનનું પ્રમાણ પણ ઘણું સારું છે. પણ સાથે સાથે ચરબીનું પ્રમાણ પણ વધારે છે. એટલે મગફળી વધારે લેઈ શકાય નહિ. પરન્તુ તેનું તેલ કાઢી લેવામાં આવતાં ચરબી ચાલી જાય છે અને બધાં પ્રોટીન ખોળમાં રહે છે. ઉપરાંત તે વિટામીન 'બી'નું પણ સારું સાધન છે. જો ખોળ તાજો મળે તો તેનું વધું સત્ત્વ મળે, પરન્તુ આ પણ જલદીથી મળતો નથી. જો મળે તો એ વાપરવો એ ઘણું સારું છે.

આ ઉપરાંત નીચેનાં સૂચનો ધ્યાનમાં રાખવા જેવાં છે :

(૧) જેમ બને તેમ હાથે છડેલા અને હાથે દળેલા અનાજનો ઉપયોગ વધારવો જોઈએ.

(૨) ચોખા ખૂબ ધોવા ન જોઈએ અને દાળ કે ચોખાનું ઓસામણ કાઢી નાખવું ન જોઈએ.

(૩) પદાર્થો જેટલા બને તેટલા કાચા લેવા અગર તો સહેજ શેકીને અથવા વઘારીને, ખૂબ તળવા જોઈએ નહિ. તે પર વાસણ ઢાંકી રાખવું. જેથી તેમાંનાં વિટામીન નાશ પામે નહિ.

(૪) સૂર્યના તડકામાં થોડો વખત ફરવું જોઈએ.

(૫) ખાંડ કરતાં ગોળ વધારે સારો છે તો તેનો ઉપયોગ વધારવો જોઈએ.

(૬) ગાજર, કેળાં, બટાટા, રતાળુ, કાંદા ખાસ મોંઘાં હોતાં નથી. તે જો નિયમિત લેવામાં આવે તો વિટામિન અને ક્ષારો મળી રહે. વળી અંજીર, પપૈયાં, કેરી, ફળફળાદિ લેવાય તો લેવાં જોઈએ.

(૭) શીંગ એ વિટામીન 'બી' અને પ્રોટીનનું એક સરસ સાધન છે. *

* શ્રી ફાર્બસ ગુજરાતી સભા-ત્રૈમાસિકના 'ગુજરાતીઓનો ખોરાક અને તે સંબંધી સુધારા માટે અવકાશ' એ લેખમાંથી

# હું રડી પડયો !

ભૂપેન્દ્રકુમાર પટેલ

આપણા જિલ્લાની બહેનો પરઠણ અને લેવડદેવડના રિવાજોને લીધે દુઃખી થઇ રહી છે, ત્યારે બીજા જિલ્લાઓમાં બીજા રિવાજોને કારણે એક યા બીજા રૂપે દુઃખી થઇ રહી છે. સુરત જિલ્લામાં છૂટાછેડાના રિવાજને લીધે માબાપ કન્યાવિક્રય થતો હોવાથી પૈસાની લાલચે એ રિવાજનો ભોગ દીકરીઓને કેવો બનાવે છે. તેનો એક સત્ય કિસ્સો લેખક અહીં રજૂ કરે છે. મતલબ કે, બહેનોને અધિકાર મળે છતાં એને ભોગવવાને લાયક કેળવણી મળે નહિ ત્યાં સુધી બહેનોનાં એક યા બીજા રિવાજને લીધે દુઃખ ઊભાં રહેવાનાં.



મોરારજી સ્વભાવના તીખા મરચા જેવો તેમ જ અંતરનો એટલો જ ચોખ્ખો. કોઇ પણ આદમીને તડ ને ફડ કહેતાં એ જરા પણ અચકાતો નહિ. પોતાની ભૂલો પણ ચોખ્ખી કબૂલનાર મેં હજી મોરારજી જેવો કોઇ આદમી જોયો નથી.

સાટાત્રેખડાની પ્રથા એટલે મોરારજીને મોટી ઉંમરે કન્યા મળી. તે વખતે એની ઉંમર સત્તાવીસ વર્ષની હતી. લગ્ન થયાં પછી બીજે વર્ષે મોરારજીને લકવો થયો. અને એને એટલું બધું દુઃખ થવા લાગ્યું કે એણે એમાંથી છૂટવા કૂવામાં પડતું મૂક્યું. પરંતુ એનું મોત ન થયું. જીવતો બહાર કાઢયો. અને સારા નસીબે ત્યાર પછી એની તબિયત ધીમે ધીમે સુધારા પર આવી. એ વખતે એને લગ્ન કર્યાને ત્રણ વર્ષ થયાં હતાં. એવામાં શ્વસુર પક્ષે સમાજમાં વાતો વહેતી મૂકી કે, એ તો નામરદ છે; દીકરીની જિંદગી શું કામ બગાડવી ?

આમ ખોટી વાતો ફેલાવી શ્વસુરપક્ષે મોરારજીની બદનામી કરી. લગ્નજીવનના પ્રથમ ત્રણ વર્ષમાં બાળક ન થાય એથી કંઇ પુરુષ કે સ્ત્રીની ખોડ માની લેવાય નહિ. વળી મોરારજીની તબિયત લકવો થવાથી વચ્ચે એવી થઇ એટલે બાળક ન થાય એ સ્વાભાવિક હતું. પરંતુ તબિયત પૂરી સુધારા પર આવી ત્યાં શ્વસુરપક્ષે દીકરીના છૂટાછેડાની માગણી મૂકી. મોરારજીના પક્ષે કહ્યું. એક વર્ષ ઓછામાં ઓછું થોભી જાવ. મોરારજીએ પોતે પણ પત્નીના પ્રેમને લીધે એક વર્ષ થોભી જવાની વિનંતી કરી. અને એ કહેતાં એમની આંખોમાં પાણી ભરાઇ આવ્યું હતું.

પરંતુ દુર્ગાબહેનના પિતા ધીરજ શી રીતે ધરે ? એમ કરે તો છૂટાછેડા લેવાની મળેલી તક ચાલી જાય તો ! અને તો દીકરીને બીજે વળાવતાં મળનાર પૈસા જતા રહે તેનું શું ? પિતાની ના ની હા ન જ થઇ.

દુર્ગાબહેન પોતે પણ છૂટાં થવા રાજી ન હતાં. પરંતુ દીકરીને પરણાવતી વખતે, જેમ એની અનિચ્છા હોય છતાં ન ગમતા વર સાથે એને પરણવું

પડે છે, તેમ પરણ્યા પછી આવા કિસ્સા ઊભા થાય ત્યારે પણ એની અનિચ્છા હોય છતાં માબાપને લીધે છૂટાછેડા લેવા પડે છે!

અને વચ્ચેના પટેલિયાઓ એટલા ખાઇ બદેલા હોય છે કે આવાં કાળાં-ધોળાં કરવાનાં મળે એ એમને ઘીકળાં નીવડે છે. એટલે નાતના રિવાજને મારી મચડીને એ મનફાવતો અર્થ કરી, પોતાનું ધાર્યું કરે છે. આમ ન ચાલ્યું મોરારજીનું, ન ચાલ્યું એમના પક્ષનું અને ન જોવાઇ દુર્ગાબહેનની ઇચ્છાઅનિચ્છા, અને ફારગતી લેવાનો છેલ્લો નિર્ણય લેવાઇ ચૂક્યો!

જે ઘરમાં એ ફારગતીનો લેખ લખાતો હતો તે ઘરમાં હું પણ હાજર હતો. છૂટાછેડાની કલમો વકીલની માફક પટેલિયાઓને મોઢે જ હોય છે. બધી કલમો લખાઇ ગયા પછી મોરારજીએ આંખમાં આંસુ સાથે સહી કરી, અને એ જ પ્રમાણે દુર્ગાબહેને પણ રડતાં રડતાં પોતાનો અંગૂઠો આપ્યો.

પોતાને પણ જાણે એથી દુઃખ થતું હોય તેમ દુર્ગાબહેનનો બાપ પણ એ લેખ હાથમાં લેતાં રડી પડ્યો.

એ એનો ઢોંગ મોરારજીથી ન સહી શકાયો. એ પોતાનું દુઃખ વ્યક્ત કરતાં બોલ્યો: 'રડવાના ખાલી ઢોંગ શું કામ કરો છો? જો સાચે જ દુઃખ થતું હોય તો એક વર્ષ થોભી કેમ ન ગયા? હવે ખાલી દુનિયાને શું કામ છેતરો છો!' અને મનનો ઊભરો હજુ ન્હી ગયો હોય તેમ સહેજ રહીને એણે ઉમેર્યું: 'ખરું ગામના કોઇ કણબીએ આવી ફારગતી નથી કરી. મને નામર્દ–હીજડો કહી હલકો પાડ્યો. કોર્ટની ધમકી આપી. એવી તમારી એકે ધમકીને હું જરા પણ નહિ સ્વીકારતે, પણ કેવળ મારા વડીલોના માન ખાતર મેં આ કરાર ઉપર સહી કરી છે.'

દુર્ગાબહેન તો અંગૂઠો આપી તરત ત્યાંથી ઊઠી બીજા ખંડમાં ચાલી ગઇ હતી. અને ત્યાં છાની આંસુ સારી રહી હતી. પરંતુ નિર્દય બાપને એ દિલની વેદનાની ક્યાં પડી હતી? એને તો દીકરીને વેચીને બેચાર હજાર રૂપિયા બીજા મુરતિયા પાસેથી ઉપજાવવા હતા.

દુર્ગાબહેનની અનિચ્છાની મોરારજીને પૂરી ખાતરી હતી. એટલે એ લેખ લેઇ એના પિતા વિદાય થયા ત્યારે દુર્ગાબહેનને મોરારજીએ અંતરના આશીર્વાદ આપ્યા: 'જ્યાં જાઓ ત્યાં સુખી થજો. તારું કલ્યાણ થજો!'

અડધા કલાક બાદ મોરારજી હૈયું છૂટું મૂકીને બેફાટ રડ્યા. ખૂબ રોયા. પરંતુ સમાજ એમ રડીને ય મોરારજીને શાંત થવા દે એવો ક્યાં છે? મોટા ભાઇએ એને ઠપકો આપતાં કહ્યું: 'બૈરી માટે આમ છૂટે મોંએ રડતાં તને શરમે ય આવતી નથી!'

સાચે જ એ કરુણ દૃશ્ય જોઇ હું પણ રડી પડ્યો!

# છૂટાછેડા

શ્રીમાન તંત્રીશ્રી, 'પાટીદાર,'

'પાટીદાર'ના જાનેવારીના અંકમાં એક સમાજસુધારકનો પત્ર આપવામાં આવ્યો છે. કોઈ સંસ્કારી માણસ લગ્નગ્રંથિથી જોડાવા તૈયાર હોય તો એક બહેન છૂટાછેડા લેવા તૈયાર છે. આપને તે વિચારસરણી લગ્નને નોકરીના રૂપમાં ફેરવી નાખતી હોય તેમ લાગે છે, અને તે વાત સાચી પણ છે. છતાં અત્યારની સ્થિતિમાં કોઈ વિધવાને પુનર્લગ્ન કરવું હોય કે કોઈ બહેન યા પુરુષને છૂટાછેડા લેવા હોય તો કેટલોય વખત વિચાર કરે ને કેટલાય મનોમંથનને અંતે જ્યારે કોઈ ઉપાય ન રહે ત્યારે તે પગલું ભરવા પ્રેરાય. તે દરેક જણની પાસે શ્રી જશભાઈ જેટલા અડગ મનોબળની અપેક્ષા ન જ રાખી શકાય. તે બહેન આજના જમાનામાં છૂટાછેડા લેવા જેટલી પણ હિંમત બતાવી શકે છે તે માટે ખરેખર તેમને ધન્યવાદ આપવો ઘટે છે. પરંતુ બીજા લગ્નનું નક્કી થવા પહેલાં છૂટાછેડા લેવાની કદાચ તેમની હિંમત ન ચાલતી હોય, મનમાં ખળભળાટ હોય કે બીજો કોઈ માણસ લગ્ન કરવા તૈયાર થશે કે કેમ, તો તેમને તે સ્થિતિમાં મદદ કરવાની શું આપણી ફરજ નથી? તે છૂટાછેડા લે પછી જ કંઈક તપાસ થઈ શકે એવો આગ્રહ શા માટે રાખવો જોઈએ? આપની પાસે પુરુષોના પણ અનેક પત્રો આવતા હશે. તેમાંથી કોઈક તો તૈયાર થશે જ. તો આપ તેઓમાંથી કોઈની લગ્નની ઇચ્છા હોય તો પૂછીને તે બહેનનું કામ વધુ સરેલું બનાવી શકો છો.

તો પછી લગ્ન એ ભલે નોકરીના રૂપમાં ફેરવાતું હોય, છતાં સમાજ-સુધારાને ઝડપ મળતી હોય તો તેમાં કંઈ વાંધો ન રાખવો જોઈએ, એવી મારી નમ્ર વિનંતી છે. ને જો આ કિસ્સો સહેલો બની જશે તો બીજા કેટલાય એવા કિસ્સા બહાર આવશે એમાં શંકા નથી.*

અમદાવાદ — મણિભાઈ ચતુરભાઈ પટેલ

* લગ્ન માટે ઉપરની વિચારસરણી બરાબર નથી એટલું જ એ પત્રના જવાબમાં કહેવાનો આશય છે. વિધવાના પ્રશ્નમાં જેમ તપાસ થઈ શકે તેમ આની કરવી શક્ય નથી એટલું જ. બાકી મદદ થતી હોય તો કરવાની ના નથી. તંત્રી

## કન્યા જોઈએ છે

પાંચ ગામ પૈકી (નાર)ના ખાનદાન કુટુંબના છત્રીસ વર્ષના વિધુરને સાદાઈથી લગ્ન કરવા ઇચ્છા છે. હિંદુસ્તાનમાં સારી ગણાતી કંપનીમાં નોકરી છે. પત્રવ્યવહાર ખાનગી રહેશે.

લખો—પી: C/o 'પાટીદાર' કાર્યાલય, આણંદ

# ગ્રંથસ્વીકાર

(૧) **અલ્પાત્માનું આત્મપુરાણ :** લેખક – જ્યોતીન્દ્ર હ. દવે, પ્રકાશક– ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. કિંમત ત્રણ રૂપિયા.

(૨) **પાનનાં બીડાં :** લેખક, પ્રકાશક અને કિંમત ઉપર પ્રમાણે.

શ્રી જ્યોતીન્દ્ર દવે આજે ગુજરાતના હાસ્યસમ્રાટના તખ્ત ઉપર બિરાજે છે. એમનાં પુસ્તકો એટલે વિચારસામગ્રી સાથે હાસ્ય ને કટાક્ષથી ભરપૂર, એમ વાચકોનો સર્વસ્વીકૃત અભિપ્રાય થઇ ગયો છે. આ બંને નવાં પુસ્તકોના લેખોમાં પણ એ જ કક્ષા છે. જે કોઈ વાચકે તેમનું કોઈ પુસ્તક હજુ ન વાંચ્યું હોય તેને વાંચવા ભલામણ, અને જે વાચકે એમના લેખો અગાઉ વાંચ્યા છે તેને તો ભલામણની જરૂર નથી, એ તો વાંચશે જ.

(૩) **સબળભૂમિ ગુજરાત :** લેખક – ગોકુળદાસ રાયચુરા, પ્રકાશક– પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., વડોદરા; કિંમત રૂપિયા બે.

સ્વ. મો. ન. અમીન સ્મારક ગ્રંથમાળાનું આ છઠ્ઠું પુસ્તક છે. ગુજરાત વેપારી છે એટલું જ નહિ, પણ સબળ પણ છે એ બતાવવાનો પુસ્તકનો ઉદ્દેશ છે. અને એવી ગુજરાતની સબળ ચૌદ જાતિ (આહિર, રબારી, કાઠી, વાઘેર, પાટણવાડિયા વગેરે)નો આ પુસ્તકમાં લેખકે એમની સાદી સુલભ ભાષામાં પરિચય આપ્યો છે. વાંચવા ભલામણ છે.

(૪) **શ્રી પુરુષોત્તમ પ્રકાશ :** તંત્રી – કમુબહેન નારાયણભાઇ પટેલ, પ્રકાશક – શ્રી પ્રગટ પ્રભુ જ્ઞાનપ્રચારક મંડળ, અમદાવાદ; વાર્ષિક લવાજમ દોઢ રૂપિયો, પરદેશમાં શિ. ચાર.

ભાદરણના સ્વ. પુરુષોત્તમ ભગવાનના જ્ઞાનમાર્ગનો પ્રચાર કરવા આ માસિક શરૂ થયું છે. આ પહેલા અંકમાં સદ્‌ગતનાં લખાણો સંપાદન કરીને આપવામાં આવ્યાં છે. સ્વ. ભગવાનના એ ભક્તિમાર્ગ અંગે સમાજમાં જે ચકચાર જાગેલી તે પૂર્વગ્રહથી મુક્ત રહીને, આ અંકના લખાણ ઉપરથી જ અભિપ્રાય બાંધતાં પણ એટલું જ કહેવાનું કે, ગુજરાતને ભક્તિ કે જ્ઞાન-માર્ગના જ્ઞાન માટે પણ આવાં લખાણોવાળા માસિકની કંઇ જરૂર નથી.

(૫) શ્રી મોઢ – વસો – સારસા – ભાદરણના વીસા ખડાયતા વણિકોના એકડાનું કેળવણી ફંડ, તા. ૨૭, ૨૮–૯–૪૭ની સભાનો અહેવાલ. પૈસાને અભાવે એકડાનાં બાળકોનો અભ્યાસ અટકી પડે નહિ એ આ ફંડનું ધ્યેય છે.

# પ્રસંગકથા

### કર્મયોગી બાપુ

તા. ૩૦મી જાન્યુઆરીના સાંજના ૭ વાગે એવો ધરતીકંપ થયો કે એનો આંચકો આખી પૃથ્વીના ખૂણે ખૂણે અનુભવ્યો. બાપુનું મૃત્યુ થયું અને તેમ ગોળીઓ છાતીમાં ઝીલીને, એ સમાચારના આંચકે જગત ઘડીભર સ્તબ્ધ બની ગયું. હરહમેશ પોતાનાં બાળકોની ચિંતા કરતા કર્મયોગી બાપુનું મૃત્યુ દરેકને નિરાશ બનાવે એ સ્વાભાવિક છે. માથે પહાડ તૂટી પડ્યો હોય તેવો સૌને આઘાત થયો પરંતુ એ આઘાતનો સમય વીત્યા પછી વિચાર કરતાં લાગવા માંડ્યું કે, બાપુએ જીવનમાં જે કર્મયોગ આચરી બતાવ્યો, તેજ મૃત્યુમાં પણ એ આચરી બતાવતા ગયા.

### બાપુ અકાળે ગયા?

બાપુ સવાસો વર્ષ જીવ્યા હોત તો પણ એમનું મૃત્યુ અકાળેજ પ્રજાને લાગત કર્મયોગીનો કાળ કદી પૂરો થતો નથી. પરંતુ આજે દેશમાં જે સ્થિતિ છે તે જોતાં સૌને લાગે કે બાપુનું છત્ર હોત તો સારૂં. પરંતુ બીજી બાજુ જોતાં બાપુનું કાર્ય પૂરું થયેલું નથી લાગતું? હિંદને સ્વાધીન કરવો, અને એ ક્રાન્તિદ્વારા જગતની પરાધીન પ્રજાને પણ સ્વાધીનતા તરફ દોરવી, એ એમનું અવતારી કાર્ય દેખાય છે. મહાન માણસોનાં જીવન ચમત્કારોથી ભરપૂર હોય છે. ચાલીસ કરોડની પ્રજાને અહિંસાદ્વારા હિંસાથી ભરપૂર યુગમાં સ્વતંત્ર કરનાર બાપુએ એ શું ઓછો ચમત્કાર કર્યો છે? સગીર ઉમરના વારસદારને પુખ્ત ઉમર થતાં જેમ વાલી વહીવટ સોંપી દે તેમ બાપુ આપણને સ્વતંત્ર હિંદ સોંપીને ચાલી ગયા. અને શહીદ બનીને કહેતા ગયા કે, સ્વાતંત્ર્તા જાળવવી હોય તો. રામરાજ્યનાં મીઠાં ફળ ચાખવાં હોય તો, કોઇ પણ ભોગે કોમી એકતા સ્થાપજો.

### બાપુને સરખાવવા કોઈ આપદંડ નથી

બાપુના મૃત્યુના પ્રસંગે એમને ઇશુ, કૃષ્ણ, સોક્રેટીસ અને લિંકન સાથે સરખામણીમાં મૂકી દીધા છે. કોઇ બીજાને માપવા માપદંડ તો જોઇએ, એ દૃષ્ટિએ બાપુને સરખાવવામાં આવે એ બરાબર છે. બાકી બાપુનાં જીવનપાસાં જોતાં એમની સરખામણી કોઇની સાથે થઇ શકે તેમ નથી. અને એ જ કથન બીજા યુગપુરુષો માટે પણ કહી શકાય. કારણ કે, જે યુગપુરુષ પાકે છે, તેનું કાર્યક્ષેત્ર તે યુગને આવરી લેતું હોય છે. બાપુએ માટીમાંથી માનવી પેદા કર્યા, એ સત્રને વિચારતાં તરત એમનાં કાર્યનો ખ્યાલ આવશે. હિંદ

સાવ માટી બની ગયેલું હતું, એટલે એનાં દરેક ક્ષેત્રો આમૂલગ્રાહી પલટો માગતાં હતાં. અને એ પલટો દરેક ક્ષેત્રમાં બાપુએ આણ્યો. એ ક્ષેત્રો ઉપર સહેજ દૃષ્ટિ નાખતાં જ લાગશે કે એમને માપવા આપણી પાસે ભૂતકાળનો કોઇ માપદંડ નથી.

## બાપુનો સ્વતંત્ર હિંદ માટેનો આદર્શ

સામાન્યમાં સામાન્ય માણસને લાગવું જોઇએ કે મારો દેશમાં અવાજ છે. હિંદમાં ઊંચ અને નીચ, એવા પ્રજાના બે વર્ગ ન હોવા જોઇએ. હિંદમાં દરેક જાતિ સુખ અને શાંતિમાં રહેતી હોવી જોઇએ. દેશમાં અસ્પૃશ્ય એવો તિરસ્કૃત વર્ગ ન હોવો જોઇએ, અને પાપરૂપ નશાખોર પીણાં ન હોવાં જોઇએ. પુરુષના જેટલા જ સ્ત્રીના હક્ક હોય. જગતની બીજી પ્રજા સાથેનો એનો સંબંધ મૈત્રીનો હોય, ન એ કોઇ પ્રજાને ચૂસે, ન કોઈ પ્રજાથી ચૂસાય. સમગ્ર પ્રજાના હિતમાં જ બધા સંબંધો સમાયેલા હોય.

## પ્રજાના હક્ક

અહિંસાના પાયા ઉપર સ્થપાયેલા સ્વરાજ્યમાં પ્રજાએ પોતાના હક્ક જાળવવાની ચિંતા નહિ કરવી પડે. મતલબ કે, એ રક્ષાયેલા જ હશે. પ્રજાએ એમાં જે ચિંતા કરવાની રહેશે તે એની ફરજો અંગે. દરેક ગામડું ગ્રામ-પંચાયતના ધોરણે એનો વહીવટ કરતું હશે એટલે દેશનો દરેક માણસ સીધા રાજકાજમાં ભાગ લેતો હશે. લોકશાસનમાં સબળ અને નિર્બળને એકસરખી તકો હશે. બળિયાના બે ભાગ, એવું નહિ હોય. પ્રભુના રાજ્યમાં કોઈ ઊંચ નથી અને કોઇ નીચ નથી. સૌ સરખા છે. ઊંચાપણાનો દાવો કરનાર પ્રભુનો અને માણસનો ગુનેગાર છે.

## ધર્મ

જગતના સર્વ ધર્મોનાં મૂળતત્ત્વો એકસરખાં ઊચ્ચ છે. અને દરેક ધર્મ પોતપોતાની પ્રજાને માટે એકસરખા ઉપયોગી છે. અને સમભાવપૂર્વક જો દરેક ધર્મનો અભ્યાસ કોઇ માણસ કરે તો જરૂર એનાથી એને લાભ જ થવાનો છે. અને એમાંથી એ સત્ય સમજાશે કે, બધા ધર્મો સાચા છે. સાથે સાથે દરેક ધર્મમાં કંઇ ને કંઇ ખામી છે. એટલે ધર્માંતરની જરૂર માણસને ઊભી થતી નથી: પોતાના મૂળ ધર્મમાં રહીને પણ એ બીજા ધર્મનાં સારાં તત્ત્વો અપનાવી શકે છે.

## સત્ય અને અહિંસા

સત્ય અને અહિંસા એ બાપુનો જીવનમંત્ર હતો. પહેલું અને છેલ્લું ધ્યેય બાપુનું અહિંસા હતું. અહિંસા એ ગરીબીનું મોટામાં મોટું શસ્ત્ર છે.

એ શસ્ત્રથી વાપરનારનું, અને જેની સામે તે વપરાય તેનું, બન્નેનું હિત જ થાય છે. બહાદુરી – શૂરવીરતા એ શરીરનો ગુણ નથી, આત્માનો ગુણ છે. સત્યનું આચરણ એ જ પ્રભુની ભક્તિ છે.

**અસ્પૃશ્યતા**

અસ્પૃશ્યતા એ પાપ છે, અને વખતસર જો એ ઝેરી સાપને મારી નાખવામાં નહિ આવે તો હિંદુ ધર્મને એ ગળી જશે. હિંદની પાંચમા ભાગની વસતીને જો આપણે અસ્પૃશ્ય રાખીશું તો સ્વરાજ્યનો કંઈ અર્થ નથી. સવર્ણ હિંદુઓ હરિજનોના ઉદ્ધાર માટે લાખો રૂપિયા ખર્ચે, છતાં જો એક જરૂરી વસ્તુ નહિ કરે—હરિજનો સાથે સમાન વર્તન—તો પણ સ્થૂલ આર્થિક યોગથી કંઈ હિંદુ જાતિને ફાયદો નહિ થાય.

**ખાદી**

કાંતવું એ ફરજ અને એને ધર્મ ગણવો જોઈએ. હિંદ પાયમાલ થઈ રહ્યું છે. જો એને એમાંથી બચાવવું હોય તો ખાદીને અપનાવવી જ રહી. અન્ન અને કપડાં એ માણસની પ્રાથમિક જરૂરિયાત છે, અને તેમાં દેશે સ્વાવલંબી બનવું જ જોઈએ.

**ઐક્ય**

હિંદુ અને મુસ્લીમમાં ભેદભાવ રાખ્યા વગર દરેક ઉપર સરખો પ્રેમ હોવો જોઈએ. હિંદુ – મુસ્લીમ એકતાનો અર્થ એ બન્ને કોમો પૂરતો કરવાનો નથી, હિંદમાં વસતી સર્વ ધર્મની કોમો વચ્ચે એવી એકતા હોવી જોઈએ.

**સ્ત્રીજાતિ**

સ્ત્રીજાતિને એવી કેળવણી મળવી જોઈએ કે જેથી તે સમજે કે, એ પતિને રીઝવવા માટેની પૂતળી નથી, કે નથી એ પતિનું સ્થૂલ સાધન. સ્ત્રીજાતિને પોતાને પણ પુરુષ જેમ સ્વતંત્ર હક્ક છે તેમ જ ફરજો છે. અને એ અદા કરવામાં જ એના જન્મની સાર્થકતા છે. સ્ત્રીજાતિને અબળા કહેવી એ એને અન્યાય કરવા બરાબર છે. જો સબળનો અર્થ, કેવળ શારીરિક બળમાં જ સમાઈ જતો હોય તો બેશક એ પુરુષ કરતાં પાશવી બળમાં નિર્બળ છે. પરંતુ સબળનો જો આત્મિક બળમાં અર્થ કરવામાં આવે તો સાચે જ એનામાં એ બળ પુરુષ કરતાં પણ વધારે છે. લગ્ન એ નવા જીવનની મુસાફરી છે. એ જીવનની અગત્યની મુસાફરીએ નીકળનાર છોકરી પુખ્ત ઉમરની હોવી જોઈએ, બૌદ્ધિક વિકાસ પણ એનો પૂરો થયો હોવો જોઈએ અને પતિની પસંદગીમાં એનો પૂરતો હક્ક હોવો જોઈએ. સ્ત્રી એ પુરુષનો સાથી છે. પુરુષના જેટલી જ કુદરતે એનામાં પણ માનસિક શક્તિ મૂકી છે. પુરુષ

ભાગીદારની પ્રવૃત્તિઓમાં રસ લેવાનો, એને ઉપયોગી થવાનો એને પૂરતો હક્ક છે. અને ભાગીદાર જેટલી જ એ સ્વતંત્ર અને હક્કદાર છે.

### કેળવણી

કેળવણી સિવાયનો માણસ પશુ સરખો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. અને બૌદ્ધિક સાચી કેળવણી માણસને એના શારીરિક અંગોના વિકાસ અને તાલીમ દ્વારા જ મળી શકે. મતલબ કે, બુદ્ધિપુરઃસર બાળકની શારીરિક તાલીમ દ્વારા જ એનો સાચો માનસિક વિકાસ થઈ શકે. કેળવણીની શરૂઆતમાં, આંખ, કાન અને જીભને પહેલી તાલીમ મળવી જોઈએ અને પછી હાથનો ઉપયોગ થવો જોઈએ. મતલબ કે, લેખન પહેલાં વાચન થવું જોઈએ. આ કુદરતી રીતે અપનાવવામાં આવે તો બાળકની સમજશક્તિનો સીધો અને ઝડપી વિકાસ થાય. પરંતુ શારીરિક અને માનસિક વિકાસની સાથે સાથે જો આત્મિક વિકાસ ન થાય તો પણ કેળવણી નિષ્ફળ નીવડે. ગમે તેટલી વિદ્વતા હોય પરંતુ ચારિત્ર્યઘડતર વગર, વિચાર અને વર્તન ઉપર કાબૂ મેળવ્યા સિવાય, એ વિદ્વતા ભારરૂપ છે.

### યંત્ર – ઉદ્યોગ

યંત્ર – ઉદ્યોગનો સુધારો એ રોગ છે. એથી વખત બચે છે એ ખરું, પરંતુ એ માણસમાં રાક્ષસી હરીફાઈ પેદા કરે છે અને તે ભૂખ સંતોષવા એને પૃથ્વી પણ ઓછી પડે છે. વિકાસની જરૂર છે, સ્વતંત્રતાની પણ જરૂર છે, પરંતુ એ વિકાસ અને સ્વતંત્રતા આત્મા માટે હોવાં જોઈએ. આ વસ્તુ યંત્રમાંથી માણસને મળે છે? યંત્રથી વખત બચે છે, અને મજૂરી બચે છે. પરંતુ એથી વસતીનો મોટો સમૂહ બેકાર બને છે. વખત અને મજૂરી બચે એ સારી વસ્તુ છે, પરંતુ એનો લાભ આખા જનસમૂહને મળતો હોય તો એ લાભ કહેવાય. યંત્રો એ લાભ ફક્ત થોડાને આપી, મોટા સમૂહનો ભોગ લે છે.

### મૂડી અને મજૂરી

ધંધામાં મૂડી અને મજૂરી એકબીજાનાં પૂરક છે. અને એકબીજાને મદદ કરવામાં જ બંનેનું હિત છે. એક વિશાળ કુટુંબ શાંતિ અને આબાદીમાં જીવતું હોય તેવો એકરૂપ સંબંધ મૂડીદારો અને મજૂરોમાં જળવાવવો જોઈએ. મૂડીદારોએ મજૂરોના આર્થિક પ્રશ્ન પૂરતો જ વિચાર કરવો ન જોઈએ, પરંતુ તેના સમગ્ર વિકાસનો ખ્યાલ રાખવો જોઈએ. મૂડીદારોએ લક્ષ્મીના ટ્રસ્ટીઓ જ બનવું રહ્યું.

### આપણી કૂચમાં કપરી મજલ શરૂ થાય છે

કર્મયોગી બાપુનાં આમ વિવિધ ક્ષેત્રો છે, જે ક્રાન્તિકારી ફેરફારો માગે છે. બાપુના આ વિચારો આજે આપણે માટે નવીન નથી. પરંતુ એ ફરી-

ભૂત થયા નથી. ફક્ત પરદેશી રાજકીય ધૂંસરીમાંથી મુક્ત થયા છીએ એટલું જ. પરંતુ આ સર્વ ક્ષેત્રોનો એમના તરફથી મળેલો વારસો આપણે કર્મ કરી દીપાવીએ તો જ આપણે બાપુને માનતા હતા એમ કહેવાય. સ્વાતંત્ર્ય મળ્યા પછી કોંગ્રેસના કાર્ય અંગે એમણે મૃત્યુ પહેલાંના બે દિવસ અગાઉ (તા. ૨૭-૧-'૪૮) લખ્યું છે કે, 'કોંગ્રેસે રાજકીય સ્વતંત્રતા સિદ્ધ કરી, પણ દેશની આમ વસતીને માટે આર્થિક સ્વતંત્રતા, સામાજિક સ્વતંત્રતા તેમ જ નૈતિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનું કામ હજી તેણે કરવું બાકી છે. એ ત્રણ પ્રકારની સ્વતંત્રતા મેળવવાનું કામ કરવામાં રાજકીય લડતના કામ જેવી ધમાલનો નશો નથી, ઉત્તેજના નથી. તે કામ એવું ભભક ભરેલું નથી અને રચનાનું છે તેટલા જ કારણસર વધારે કપરું છે. પરંતુ સર્વને સમાવી લેનારું રચનાકાર્ય આપણી કરોડોની વસતીનાં બધાંયે અંગોની શક્તિને જગાડનારું નીવડશે. કોંગ્રેસે પોતાની તેમ જ મુલકની મુક્તિની શરૂઆતની તેમ જ જરૂરી મજલ પૂરી કરી છે. પણ કપરામાં કપરી મજલ હવે આવે છે. લોકશાહી પદ્ધતિના સીધા ચઢાણવાળે રસ્તે અનિવાર્યપણે તેણે વાડાબંધી કરનારાં ગંધાતાં પાણીવાળાં ખાબોચિયાં જેવાં મંડળો ઊભાં કર્યાં છે અને તેમાંથી અનેક પ્રકારની ભ્રષ્ટતા પેદા થઈ છે; માત્ર નામધારી લોકપ્રિય તેમ જ લોકશાહી સંસ્થાઓ ઊભી થઈ ગઈ છે. આ નિકંદમણ ઉખેડી કાઢી ભારરૂપ બનેલી ગીતરસોમોમાંથી રસ્તો કેમ કાઢવો એ કોંગ્રેસની સામે ખડો થયેલો આજનો સવાલ છે.'

('હરિજન બંધુ,' તા. ૧-૨-'૪૮)

### દરેક હાથોહાથ કરશે તો જ આ ભગીરથ કાર્ય થશે

આ કપરામાં કપરા કામમાં જ આપણી કસોટી થવાની છે. વળી માથેથી શિરછત્ર પણ બાપુનું ગયું છે. એટલે આપણી જવાબદારી છે તેથી ય વધી પડી છે. આ સ્થિતિમાં કરોડોનું કામ કંઈ થોડા સેવકો કરી શકે નહિ, દરેક હાથોહાથ એ રચનાત્મક કાર્યમાં ભાગ ભજવશે, તો જ એ બનશે. આજે પ્રજાનો મોટો વર્ગ સાર્વજનિક કામો માટે ઉદાસીનતા સેવે છે. એને મનથી એમ છે કે આપણે સાધારણ માણસ દેશના ભારે કામોમાં શું કરી શકીએ! આપણે આપણું પેટિયું કમાવામાંથી જ નવરા થતા ન હોઈએ ત્યાં એ બધી સેવા કરવા ક્યાં જઈએ? પરંતુ પ્રજાના મોટા સમૂહે સેવા કરવા ક્યાંય જવાની જરૂર નથી. દરેક પોતપોતાનો ધંધો દેશના હિતમાં કરે તો એ જ મોટી સેવા છે. દેશમાં આજે અનાજની મોટી જરૂર છે માટે ખેડૂત પોતાની બધી શક્તિ એમાં વાપરી વધારે અનાજ ઉગાડે, મજૂર એ પ્રમાણે વધારે

મહેનત કરે, તો એ પણ દેશની સેવા છે. એ પ્રમાણે વેપારી. પણ સંઘરા-ખોરી કે કાળું બજાર ન કરતાં વ્યાજબી રીતે વિનિમય કરે, સરકારી નોકર લાંચરૂશ્વતથી મુક્ત થઈ, પ્રજાનો સાચો સેવક બને, એમ દરેક ક્ષેત્રમાં કામ કરતો માણસ ધંધામાંથી નવરો થયા વગર કે જેલે ગયા વગર દેશની સેવા કરી શકે છે. કોમ કોમ વચ્ચેની એકતા જાળવવી અને રાષ્ટ્રીય સરકારના હાથ મજબૂત કરવા એ આજે પ્રત્યેક નાગરિકનું કર્તવ્ય છે. જો આવું પ્રાથમિક કાર્ય કોઈ જાતના વ્યાજબી હકનો ભોગ આપ્યા વગર થઈ શકે તેવું ય આપણે કરવા માગતા નહિ હોઈએ તો આવેલી આઝાદી રહેશે નહિ.

## આગેવાનોની પણ એટલી જ જવાબદારી છે

જેમ પ્રત્યેક વ્યક્તિને કાર્ય કરવાનું છે તેમ આગેવાનોની એથી વિશેષ જવાબદારી વધે છે. બાપુએ કહ્યું છે તેમ, વાડાબંધી કરનારાં બંધાતાં પાણી-વાળાં ખાબોચિયાં જેવાં મંડળો ઊભાં થયાં છે તે દીર્ઘદૃષ્ટિપૂર્વક તોડવાં પડશે. પોતાના કાર્યકરોની શક્તિ વિષે બાપુએ પોતાના મરણ પછી જે આશા રાખી છે તે પૂરી કરવી એ દરેકનું કર્તવ્ય ગણાવું જોઈએ. 'આગાખાન મહેલમાં કોઈ કે કહ્યું કે ગાંધીજીના અનુયાયીઓમાં એટલે કે સામાન્ય રીતે કાર્ય કરનારાઓમાં તેમનો સંદેશ જીવન્ત સ્વરૂપમાં જનતાને પહોંચાડી શકે એવું તેજ કે વ્યક્તિત્વ નથી, આના જવાબમાં ગાંધીજીએ કહેલું કે, "હા, આજે તેઓ અસહાય જેવા લાગે છે ખરા. પણ એમાં દોષ મારો છે. દરેક બાબતમાં તેઓ મારી દોરવણીની અપેક્ષા રાખે છે. મને લાગે છે કે હું જીવતો હોઉં ત્યાં સુધી એથી બીજું સંભવી શકે એમ નથી. પરંતુ મારા અવસાન પછી તેઓ ફાલશે અને આ બધા સમય દરમ્યાન તેમણે ચૂપચાપ જે ગ્રહણ કર્યું છે તે ફળદાયી થશે એવી આશા હું રાખું છું." થોડીવાર થોભી જઈને તેમણે ઉમેર્યું કે "ઈશુના કયા શિષ્યે તેમની હયાતી દરમ્યાન ભારે લાયકાત દાખવી હતી! ઈશુના અવસાન પછી જ તેમના ઉપદેશનો પ્રચાર કરવા માટેની શક્તિ ઈશ્વરે બક્ષી." ('હરિજનબંધુ,' તા. ૧૫-૨-'૪૭) બાપુએ રેડેલી શક્તિ હવે તેમના શિષ્યોએ બતાવી એમનું અધૂરું કામ પૂરું કરવું રહ્યું.

## રખે બાપુને નાના વાડામાં ન પૂરી બેસીએ!

બાપુને જગતભરમાંથી જે અંજલિઓ મળી છે તેવી અને તેટલી આજ સુધીના કોઈ પુરુષને મળી નથી, એમ કહેવામાં કંઈ અતિશયોક્તિ નથી. એ બતાવે છે કે બાપુ ફક્ત હિંદ એકલાના ન હતા, સારા ય જગતના

હતા. સારૂં ય વિશ્વ એ એમનું કુટુંબ હતું. એવા વિરાટ પુરુષને આપણે નાના વાડામાં ન પૂરી દઈએ, એના સિદ્ધાંતોને સંકુચિત અર્થમાં ન લઈએ, એ હવે આપણે જોવાનું રહ્યું. બાપુની ભસ્મ પધરાવવા અંગે તા. ૧૨મીએ હિંદમાં જુદે જુદે સ્થળે જે યાત્રા નીકળી ત્યાં શું બન્યું તેની ખબર નથી. પરંતુ આણંદથી ભસ્મનું સરઘસ નીકળ્યું ત્યારે એવું સૂચન કરવામાં આવ્યું હતું કે, ખાદીધારીએ જ ભસ્મપાત્રને અડકવું ! જે બાપુ અસ્પૃશ્યતા માટે લડી છૂટ્યા, એની જ ભસ્મના સ્પર્શ માટે ખાદી વગરનો મોટો વર્ગ અસ્પૃશ્ય બની જાય એ કેવી કરૂણતા ! શું બાપુએ કદી ખાદીધારી ન હોય તેને અસ્પૃશ્ય માન્યો હતો ? એની બુદ્ધિની, એની કર્તવ્યનિષ્ઠાની અને એની શક્તિની, ખાદીધારણ ન કરવાને કારણે કદી એમણે ઓછી કિંમત આંકી હતી ? તો બાપુએ જેને જીવતાં અસ્પૃશ્ય નથી માન્યા તેને એની ભસ્મના સ્પર્શ માટે અસ્પૃશ્ય ગણવામાં આવે, એ વિચારસરણી બાપુને નાના વાડામાં પૂરવા જેવી છે.

### બાપુને સાચી અંજલિ એક જ હોય

બાપુને આપણે જો અંજલિ આપવા માગતા હોઈએ તો, જેમ એમના સ્થૂલ શરીરને એક જણે ગોળીઓથી હણ્યું, તેમ આપણે આપણા વર્તનથી એમનો આત્મા હણાય તેમ ન કરવું જોઈએ. બાપુના દરેક ક્ષેત્રમાં આપણે દરેક કંઈ કાર્ય ન કરી શકીએ. એ તો સૂર્ય હતા. પરંતુ આપણે એ પ્રકાશમાંથી દીવડો જલતો રાખી આપણી આસપાસ અજવાળું રાખીએ એ જ બાપુને સાચી અંજલિ છે. કર્મયોગી બાપુને કર્મ દ્વારા જ અંજલિ આપણે આપવી રહી.

## સ * મા * ચા * ર

⊛ પૂર્વ આફ્રિકા પાટીદાર પરિષદનું બીજું અધિવેશન આગામી ઈસ્ટરના તહેવારોમાં ( માર્ચ તા. ૨૬–૨૭ અને ૨૮ ) નાઈરોબીમાં ભરવાનું નક્કી થયું છે.

⊛ મોમ્બાસાથી શ્રી રણછોડભાઈ મો. દેસાઈના તંત્રીપણા નીચે 'સંસ્થાનવાસી પાટીદાર' ત્રૈમાસિકપત્ર પ્રસિદ્ધ થવાનું છે. પહેલો અંક ઉપરોક્ત પરિષદને સમયે બહાર પડશે.

⊛ ડૉ. કમુબહેન ડબ્લીનથી નર્સિંગનો અભ્યાસ કરી પરત આવતાં નડિયાદમાં પ્રસૂતિગૃહના સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે જોડાયાં છે.

⊛ ચાંગામાં શ્રી ગોરધનભાઈ ઘેલાભાઈ પટેલે સ્વર્ગસ્થ પિતાની યાદગીરીમાં ગામમાં બાલમંદિર ઉઘાડવા દસ હજાર રૂપિયા આપવાનું જાહેર કર્યું છે.

સ્થાપક : સ્વ. ... પટેલ

૦૦૪ ]

માર્ચ-'૬૮

ધનિક બનવાનો આધાર, માણસ શું કમાય છે તેના ઉપર નથી, પરંતુ એ શું બચાવે છે તે ઉપર છે. માણસની તંદુરસ્તીનો આધાર એ શું ખાય છે એ ઉપર નથી. પણ એ કેટલું પચાવી શકે છે તે ઉપર છે. માણસ વિદ્વાન છે કે નહિ, તે એના વાચન ઉપરથી નહિ પણ એ વાચનને કેટલું સમજ્યો છે, તે ઉપરથી માલૂમ પડે છે. —ઍલિયન હેરિસન

તંત્રી

ઈશ્વર પેટલીકર

# આ અંકની સામગ્રી


| | |
|---|---|
| કૂવામાંનો દેડકો | વિનોદિની નીલકંઠ |
| સમાજનું ઘડતર | નાનુભાઇ દવે |
| સાથીની પસંદગી | ઇશ્વર પેટલીકર |
| વખના ઘૂંટડા | જશભાઈ પટેલ |
| મુખડા દેખો દર્પણમેં | અરવિંદ પટેલ |
| પડદો પડયો! | ઇશ્વર પેટલીકર |
| નાને મોઢે મોટાંની વાતો | અલખ નિરંજન |
| ઇનામી નિબંધ | વાકળ કેળવણી મંડળ |
| ખેતીની સુધારણા | સર મણિલાલ નાણાવટી |
| મંથસીકાર | ... ... ... |
| પ્રસંગકથા | ... ... ... |



**વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩ : પરદેશમાં શિલિંગ ૬**

છૂટક નકલ પાંચ આના.

'પાટીદાર' કાર્યાલય–આણંદ


+ દર મહિનાની ૨૫મી તારીખે માસિક નિયમિત પ્રગટ થાય છે.

+ અંક ન મળ્યાની ફરિયાદ આખર તારીખ સુધીમાં જણાવી દેવી.' તે પહેલાં પોસ્ટમાં તપાસ કરવી.

+ કાર્તક અને વૈશાખ, એમ બે વખતે વાર્ષિક ગ્રાહક નોંધાય છે. વચ્ચે ગ્રાહક થનારને શિલક હોય ત્યાં સુધી પાછલા અંક મોકલાય છે.

+ નવા ગ્રાહક થનારને કારતકના અંકથી માસિક મળશે. પાછલા ચાર અંક ખલાસ થયા છે

+ નનામા પત્રો કે લેખ ઉપર ધ્યાન આપવામાં નથી આવતું. ન સ્વીકારેલ લેખ પોસ્ટની ટિકિટો બીડી હશે તો જ પરત કરાશે.


આ માસિક આણંદ ગંગાનગર પ્રિન્ટિંગ પ્રેસમાં શ્રી. ભગાભાઈ ગોરધનભાઈ પટેલે મથુરભાઈ મોતીભાઈ પટેલ માટે છાપ્યું. તા. ૨૫-૩-'૪૮

જૈનસમાજને વિચારપ્રેરક વાંચન પીરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

ચૈત્ર સં. ૨૦૦૪ | માર્ચ–૪૮ | વર્ષ : ૨૫ અંક : ૬

# કૂવામાંનો દેડકો

વિનોદિની નીલકંઠ

જે જગતમાં આપણે રહીએ છીએ, તેને વિષે આપણે બધાં ઘણું થોડું જ જાણીએ છીએ. તેથી આપણી સ્થિતિ કૂપમંડૂક—કૂવામાંના દેડકા જેવી રહે છે.

આમ થવાનાં ઘણાં કારણો છે. મૂળ તો આપણે ગરીબ તથા અભણ, વળી આપણે મારું, તારું, નાત, જાત વગેરેના વાડા બહુ બાંધી દીધા, એટલે આ સાંકડાં બંધનો તૂટી જવાં આપણને અઘરાં લાગે છે. આનું ન ખવાય, આને ન અડકાય, પેલાનું પાણી ન પીવાય, ઓલ્યાનો તો છાંયો પણ ન લેવાય, એવી ભૂલભરેલી માન્યતાઓમાં આપણે ફસાઇ ગયાં, અને અજ્ઞાનરૂપી અંધકારમાં ખૂબ અટવાયાં.

હવે આપણો દેશ આઝાદ થયો. એટલે આપણે પણ આપણા મન ઉપર પથરાઈ ગયેલી વહેમ અને અજ્ઞાનની રાખ ખંખેરી ચેતનવન્તા બનવું પટે કે આપણે આપણી સાંકડી શેરીઓ, અંધારી પોળો, પોતપોતાની લત્તા, અને પોતાની નાતજાતના સાંકડા વાડા વગેરેમાં રચ્યાંપચ્યાં રહીએ એવું હવે નહિ પાલવે. આપણે ગુલામ હતાં ત્યાં સુધી એ ગુલામીની ઓથ નીચે આપણી સર્વ ખોટ ઢંકાઇ શકાતી, પણ હવે આપણે ઉન્નત મુખે જગતના બીજા દેશોની હરોળમાં ઊભાં રહેવાનું છે. તેવે વખતે આપણા અજ્ઞાનને લેઇને, આપણી વહેમી વૃત્તિઓને લેઇને આપણી ભારતમાતાને બીજા દેશોની આગળ શરમાવું પડે તો તેનું ખરાબ કહેવાય !

જેને વિષે આપણે કશું જાણતાં નથી, તે સર્વને આપણે તિરસ્કારને પાત્ર ગણીએ તેમાં ચોખ્ખો અન્યાય સમાયેલો છે. જે કાંઇ આપણાથી જુદું છે, તે ખરાબ કે હસવા સરખું છે, એમ માનવામાં આપણી મૂર્ખાઇ છે. આપણે જે દુનિયામાં રહીએ છીએ તે કેટલી વિશાળ છે, તેનો ઝટ લેખને ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે. બધા દેશનાં હવાપાણી એકસરખાં નથી હોતાં, અને તેથી જ કરીને બધા દેશના રીતરિવાજ, રહેણીકરણી, ખાણી-પીણી તથા પહેરવેશમાં તફાવત પડી જાય છે. આપણું છે તે સારું એમ માનીએ ત્યાં સુધી ઠીક; પણ આપણું જ સારું અને બીજાં સર્વનું બધું જ ખરાબ, એવો જે પૂર્વગ્રહ આપણે બાંધી બેસીએ છીએ તે સામાને અન્યાય કરે છે એટલું જ નહિ પણ આપણને પોતાને પણ નુકસાન કરે છે.

જે દેશમાં પાણીની તંગી હોય, પીવાના પાણીના પણ સાંસા હોય, ત્યાંના લોકો આપણી માફક રોજ નહાય નહિ ને રોજ કપડાં ધૂવે નહિ, તો શી નવાઇ! તેવી જ રીતે જે દેશમાં અનહદ ટાઢ પડતી હોય ત્યાં પગે બુટમોજાં ને જાડા ડગલા પહેરવાં પડે, તે કાંઇ હસવા સરખું ન કહેવાય. કેટલાક પ્રદેશો એવા છે કે જ્યાં એટલો બધો બરફ હોય છે કે કોઇ જ પ્રકારની વનસ્પતિ ત્યાં ઊગે જ નહિ. આવી જગાએ કોઇ શાકાહારી ન રહી શકે, એ આપણી સમજણમાં ઊતરવું જોઇએ. આપણા ગરમ દેશમાં ઘરમાં કે દેવસ્થાનમાં પ્રવેશતી વખતે જોડા ઊતારી નાખવાનો રિવાજ છે; જો પશ્ચિમના દેશોમાં જોડા ઊતારી નાખે તો શરદી થઇ ગયા વગર ન રહે, એટલે એ રિવાજ ત્યાં પેસે જ નથી.

આ તો થોડાં સરળ ઉદાહરણો આપ્યાં છે. દરેક દેશમાં, દરેક કાળમાં સ્ત્રીઓ પોતાના દેહને હોય તે કરતાં વધુ સુંદર બનાવવા મથે છે. આપણા દેશમાં હાથેપગે મેંદી, કપાળમાં કંકુ, સેંથીમાં સિન્દૂર, હોઠે પાન, પાનીએ અળતો (પોથી), આંખે કાજળ વગેરે વાપરવામાં આવે છે. આપણે રહ્યાં કાળાં કે ઘઉંવર્ણાં. એટલે ગાલ ઉપર લાલી ન શોભે, એટલે તે આપણા શણગારમાં આવતી નથી. તો પછી આપણે લીપસ્ટીક (હોઠનો રંગ) કે રૂઝ (ગાલનો રંગ)ની હાંસી શા રીતે કરી શકીએ? આપણા પહેરવેશમાં જે ચોળી હોય છે, તેમાં આખું પેટ ને અર્ધો વાંસો ખુલ્લો રહે છે, અને કમખામાં તો વાંસા ઉપર પણ કસો જ આવે તો પછી બાંય વગરના કે ખુલ્લા ગળા કે વાંસાવાળા બ્લાઉઝની આપણે મશ્કરી કેમ કરી શકીએ! આપણા દેશમાં વનને કામ કરનારી બહેનોને સાડલાનો કચ્છોટો મારવો પડે છે.

તો પછી બીજા કોઈ દેશમાં કામકાજ કરતી વખતે ટૂંકો, પગ છૂટા રહી શકે, તેવો પોષાક જોઈ શા માટે આપણે તેનો તિરસ્કાર કરીએ?

આપણા દેશમાં છોકરી નાનકડી હોય ત્યારે જ નાકકાન બધું વીંધી નાખવામાં આવે છે, કે જેથી તે મોટી થાય ત્યારે તેમાં ઘરેણાં ઘાલી સુંદર દેખાઈ શકે—તો પછી બીજા કોઈ દેશમાં કન્યા નાની હોય ત્યારે તેના પગ બાંધી લેવામાં આવે—કે જેથી તેના પગ નાના ને નાજુક રહી જાય—તો તેમાં શું નવાઈ પામવા જેવું છે!

આપણા દેશમાં પરણતી કન્યાને પીઠી ચોળે છે, કપાળે પિયળ કરે છે. તો બીજા દેશમાં સફેદ ચોખાના લોટથી પરણતી કન્યાને રંગે તો તેમાં હસવું ન જોઈએ.

વળી ખાસ યાદ રાખવું જોઈએ કે ગમે તેવું ખાય, પીએ, પહેરે, ઓઢે તો પણ બીજા દેશમાં પણ સર્વ માણસો જ છે, તેમને હૈયે પણ આપણા જેવાં જ દર્દ ને શોક હોય છે. સર્વ છેવટ તો એક જ પિતાનાં સંતાનો છીએ.

બીજા દેશો વિષે વધારે જાણવાની, તેમને સમજવાની વૃત્તિ વધારવી ને સંતોષવી જોઈએ. આમ કર્યાથી કોનું શું સારું ને શું નરસું, શું ગ્રાહ્ય અને શું અગ્રાહ્ય છે, તેનો આપણને કાંઈક ખ્યાલ આવી શકે. આ જ્ઞાન મેળવવા માટે પુસ્તકો વાંચવાં જોઈએ, અને પોતાનાથી બની શકે તેટલી મુસાફરી કરવી જોઈએ. આ બંનેથી મનની ઉદારતા વધે છે. આપણા એક જ દેશમાં પણ દરેક પ્રાંતમાં ઘણા નાના મોટા રિવાજોનો, પહેરવેશનો, ખોરાકનો, ભાષાનો ફરક હોય છે.

પોતાના કૂવાની બહાર પણ વિશાળ જગત અસ્તિત્વ ધરાવે છે. એ કૂવાનાં દેડકાં ન સમજે, પણ આપણે તો સમજવું ઘટે છે. (ભગિની)

---

નાના વાડાઓના ખાબોચિયાંમાં પડ્યા રહીશું તો બદબો છૂટશે. ખાબોચિયાં પૂરવાની વૈદો સલાહ આપે છે. તેમાંથી બદબો છૂટે છે એટલું જ નહિ પણ તેમાં મચ્છરો પેદા થાય છે અને એ ઘાતક નીવડે છે. તેમ જ આ જ્ઞાતિરૂપ વાડાઓ મનુષ્યના ઘાતક નીવડે છે એમ સમજજો.

—ગાંધીજી

# સમાજનું ઘડતર

નાનુભાઈ દવે

પરદેશી સરકાર હતી ત્યારે આપણા સમાજ અને ધર્મમાં દરતક્ષેપ કરતાં એ વિચાર કરતી, કાયદો કરતાં ઢીલ કરતી. રાજ્યની ઉપેક્ષાથી સમાજનું ઘડતર કથળી ગયું અને પંચોએ જે કારભાર કર્યો એમાં નથી દૃષ્ટિ, તટસ્થવૃત્તિ કે ન્યાય. એટલે સમાજનાં તડ પડતાં ગયાં—રોષથી, અસંતોષથી, ક્ષુદ્રતાથી.

હવે જ્યારે વહેણ બદલાયું છે ત્યારે સમાજનું ઘડતર સારી અને ઊંચી ભૂમિકાએ લઈ જવાની તક આવી છે. એમાં કાયદાની મદદ જરૂર લેવી જોઈએ એટલું જ નહિ પણ સમાજના સર્વ નિયમો વ્યવસ્થિત કરી એનું પાલન કરાવવાની વ્યવસ્થા ઊભી થવી જોઈએ. કોઈ કાયદાને અનુકૂળ પ્રજામત ન હોય તો એટલું શિક્ષણ આપી પ્રજાને વાળવી જોઈએ. પ્રજામત કેળવાય નહિ ત્યાં સુધી કાયદો રાહ જોયા કરે નહિ, એથી તો વિકાસનો ક્રમ ખૂબ જ ઢીલમાં પડી જાય. સમાજમાં જે સમજુ છે, શાણા છે, દૃષ્ટિવાળા છે એમના હાથમાં સત્તા સોંપી પછી એમની દોરવણી કબૂલ થવી જોઈએ.

ચાર વર્ણ કે અઢાર વર્ણ, એક જ્ઞાતિ કે એનાં તડ–ગોળ–ગામ, એક કુટુંબની શાખા કે એક ઘર — એ બધું જ હવે ભૂલાઈ જવું જોઈએ. માનવતાની અને રાષ્ટ્રીયતાની દૃષ્ટિએ આપણે શ્રેષ્ઠ આર્ય ધર્મનો વિકાસ સાધવાનો છે. આપણી રહેણીકરણી એ રીતે ઘડાવી જોઈએ કે આપણું સ્વાસ્થ્ય સુધરે, આપણું જીવન લંબાય, આપણે શક્તિશાળી બનીએ. આપણી મનોદશા સ્વચ્છ રહે, આપણે શાંતિ અને ઉલ્લાસ અનુભવીએ.

એને પામવા આપણું મન અને આપણી ક્રિયા — એ બન્નેનું નિયંત્રણ સ્વીકારી લઈએ તો માર્ગ સરળ છે. એ માર્ગે જે સમજીને વળે તે કૃતાર્થ બને, જે બીજાને અનુસરી ખેંચાય તે બચી જાય, બીજાઓને ભાગે શિક્ષા રહેવી જોઈએ — કડક શિક્ષા.

આપણા દરેકના વ્યવહારધર્મ ઊંચી સપાટીએ લઈ જવાના છે, પહેલાં વિનંતિથી, સમજાવટથી, પછી કાયદાથી અને કાયદામાં રહેલી સજાથી. હવે દરેક જ્ઞાતિનાં જૂના કલેશ, જુદા ઘમંડ, જુદા પાખંડ નહિ નભી શકે. મોટાઈઓ બધી મરી પરવારી. એવી મોટાઈઓનાં પ્રદર્શનો હવે ફિક્કાં ને હાસ્યાસ્પદ બની ગયાં. કુસંપ અને કલહગાન, સગપણ, મરણનાં ખર્ચ, નાણાંનો અતિ દુર્વ્યય, કડાકૂટ અને કજિયા — ડાકલાંડાકલાંમાંથી કમાણી એ બધું મરી પરવાર્યું. એને સ્થાને ઉમંગ, આદર્શ સમાનતાની સ્થાપના વેગવંત બનાવીએ; પછી ભલે એ માટે કાયદા આવે અને કાયદાનું કડક પાલન થાય.

# સાથીની પસંદગી

ઈશ્વર પેટલીકર

અમદાવાદની એક કૉલેજમાં અભ્યાસ કરતા યુવક ભાઈનો નીચે પ્રમાણેનો પોસ્ટ કાર્ડ છે.

"ચારિત્ર્ય ઘડતર એ મારું રચનાત્મક કાર્ય છે. હું ત્રેવીસ વર્ષનો, આજન્મ બ્રહ્મચારી રહેવા ન ઇચ્છતો, તેમ જ રંગીલો પણ નહિ એવો, સામાન્ય વિદ્યાર્થી છું. નીચેના પ્રશ્નો અંગે યોગ્ય માર્ગદર્શન ઇચ્છું છું.

(૧) લગ્ન કઈ દૃષ્ટિએ સારું ?

(૨) સાથીની પસંદગીમાં કયા મુદ્દાઓ ધ્યાનમાં રાખવા ?

(૩) સફળતા પ્રાપ્ત કરવા બંનેનું કેવું વર્તન હોવું આવશ્યક છે ?"

આ ભાઈને જે પ્રશ્નો થયા છે, તે એ ઉમરનાં યુવકયુવતીને એક યા બીજા રૂપમાં થયા જ કરતા હોય છે. અને થાય તે સ્વાભાવિક ને સહજ છે. વળી આ પ્રશ્નો સનાતન હોવા છતાં નિત નવીન રહેવા સર્જાયેલા છે, એટલે એ નિત થયા જ કરવાના, અને નિત નિત એનુ માર્ગદર્શન યુવકયુવતી શોધ્યા કરવાનાં.

આવા સનાતન અને નિત નવીન પ્રશ્નનું માર્ગદર્શન દરેક સમયે એની પરિસ્થિતિ પ્રમાણે અને પોતપોતાની સૂઝ પ્રમાણે જે તે રજૂ કર્યા કરે છે. એટલે કોઈ એક માર્ગદર્શન એ જ કાયમનું કે સર્વમાન્ય હોય તેમ માની લેવાય નહિ. અહીં રજૂ કરેલું માર્ગદર્શન એ જ એકમાત્ર ઔષધનું નથી, એમ એ દ્વારા હું જણાવી લેઉં છું

હવે પ્રથમ પ્રશ્ન લઈએ. અલ્પ અપવાદ બાદ કરતાં સર્વ સ્ત્રીપુરુષ લગ્નગ્રંથિથી જોડાય છે અગર શરીરસુખ ભોગવે છે. મતલબ કે, પ્રાણીમાત્રમાં શરીરસુખ ભોગવવાની કુદરતે મૂકેલી સ્થૂલ વૃત્તિથી માંડી લગ્નના ઉચ્ચ આદર્શ સુધીનાં જુદાં જુદાં અંગો વિચારતાં, દરેક દૃષ્ટિએ લગ્નજીવન એ મનુષ્યજીવન માટે સારું છે. અને એથી જ જગતની બધી પ્રજાઓમાં લગ્ન-પદ્ધતિ, જુદા જુદા રૂપમાં સ્વીકારાયેલી છે. લગ્નસંસ્થામાં હંમેશ સુધારા સૂચવાતા રહે છે. સમય પ્રમાણે એમાં રૂપાંતર પણ થયા કરે છે

યુવકયુવતીનાં લગ્ન કરતાં જરૂર આગળ જાય છે. પરંતુ એ વિચારસરણી સ્થૂલ પરિસ્થિતિ કરતાં આગળ વધેલી નથી. ફક્ત કોઇ યુવક એની કમાવાની શક્તિ સાબિત કરે અને પછી કોઇ યુવતીને પરણે એટલે કંઇ લગ્નજીવન સુખી થશે એમ ન કહેવાય. એ ઉપરથી એટલું જ ધોરણ કાઢી શકાય કે, એ કુટુંબભાર ઉપાડી શકશે.

પરંતુ સ્ત્રી એ કંઇ ભાર નથી કે પુરુષે એને ઊંચકી રહી—અને એ ઊંચકે એટલેથી જ લગ્નજીવન કંઇ કૃતકૃત્ય ન થઇ જાય. સ્ત્રી એ પુરુષની સાથી છે અને પુરુષ એ સ્ત્રીનો સાથી છે. ઉપરના વિચાર પ્રમાણે બંને એકબીજાનાં પૂરક છે.

એટલે યુવકયુવતીએ પોતાનો સાથી નક્કી કરતા પહેલાં પોતાના જીવનની મુસાફરી કયી દિશામાં કરવી છે અથવા કરવી પડે છે, તેનો નિર્ણય લેવો જોઇએ. અને તે માટે યુવકયુવતીએ અભ્યાસ કરી રહ્યા પછી પોતાનું કાર્યક્ષેત્ર નક્કી થતા સુધી સાથીની પસંદગી કરવા માટે થોભવું જોઇએ. આમ જો યુવકયુવતીએ પોતપોતાનું કાર્યક્ષેત્ર પસંદ કરી લીધેલું હશે તો સાથીની પસંદગી કરતી વખતે વિચારી શકશે કે બંને એકબીજાને પૂરક છે કે કેમ? બંને એકબીજાને કાર્યક્ષેત્રમાં મદદરૂપ થઇ પડશે કે કેમ?

આજની પરિસ્થિતિ વિચારતાં વચ્ચે એક મુદ્દો ઊભો થશે. આજે વળી સ્ત્રીને કાર્યક્ષેત્ર ક્યાં છે કે એ અંગે સ્ત્રી નિર્ણય થતાં સુધી થોભે? જવાબ કે, નથી એટલે ન હોવું જોઇએ, એમ તો કોઇ નહિ જ કહે. ફક્ત મતભેદ ઊભો થશે તે એનું કાર્યક્ષેત્ર કેવું હોવું જોઇએ, તે અંગે જ રહેવાનો. અને એ દૃષ્ટિએ એનું કાર્યક્ષેત્ર આજે ય છે તો ખરું, પરંતુ એ એની પસંદગીનું જ છે એમ નહિ. એટલે સ્ત્રીને પણ એની રુચિ પ્રમાણે જો કાર્યક્ષેત્ર પસંદ કરવાની છૂટ ન હોય તો એ કદી પતિની સાથી નહિ બની શકે—એ ભાર્યા જ બની રહેવાની. એટલે જો યુવકે પત્નીને સાથી બનાવવી હોય તો એને રુચિ પ્રમાણે કાર્યક્ષેત્ર પણ આપવું રહ્યું. યુવતીને જો પતિના સાથીદાર બની સમોવડી બનવું હોય તો એણે પણ કાર્યક્ષેત્ર વિચારવું રહ્યું. સ્ત્રીપુરુષના કાર્યક્ષેત્ર અંગે ભલે કોઇ મર્યાદા ન સ્વીકારીએ, પરંતુ પતિપત્નીના કાર્યક્ષેત્રે એક મર્યાદા સ્વીકારવી પડશે. અને તે, બંનેનાં ક્ષેત્ર એકબીજાને પૂરક હોવાં જોઇએ. અને તો જ બંને એકબીજાનાં સાચાં સાથી બની રહે.

સાથીની પસંદગીમાં જો આપણે આ વિચારસરણી સ્વીકારીએ તો સ્થિતિ સ્વાભાવિક જ આવીને ઊભી રહે કે, સાથીદારોને એકબીજાના

ગુણધર્મનો સારો અનુભવ હોવો જોઈએ. એકબીજાને સામસામી પૂરો પરિચય હોવો જોઈએ. જીવનમાં આપણે ઘણાંના પરિચયમાં આવીએ છીએ, પણ મિત્રતા ઘણા થોડાં સાથે બંધાય છે. અને તે ય જેમ જેમ પરિચય વધતો જતાં બંનેને એકબીજાના સ્વભાવનો મેળ બેસતો જતો લાગે તો. ઘણા વખત મેળ બેઠેલો લાગવા છતાં પાછળથી ન બેસતો દેખાય એટલે મિત્રતા તૂટી જાય છે. એટલે મૈત્રી જેમ પરિચય વિના બંધાતી નથી, તેમ સાથીદારની જોડી પણ પરિચય વગર ન બંધાય.

આમ, પરિચય. કાર્યક્ષેત્રની પૂરકતા અને ઉપરાંત એકબીજાનો સરખો ગુણધર્મ, એટલા સુધી લગ્નની પસંદગી લંબાવીએ તો યુવકયુવતી એક જ જાતનાં, એક જ ગોળનાં હોય તેવુ અપવાદ જેવા દાખલામાં બને. ગોળમાં કે નાતમાં એવાં યુવકયુવતી ન હોય એવું નથી, પરંતુ એ બંનેનો પરિચય થવો એમ સહેલો નથી. આવી પસંદગી યુવકયુવતીના નજીકના ક્ષેત્રમાંથી જ થાય. અને તેથી. લગ્ન માટે નાતજાતનું બંધન સ્વીકારનાર માટે એવી સાથીની પસંદગી સર્વસામાન્ય શક્ય ન બને — બનાવવાની જરૂર પણ નથી રહેતી

હવે લગ્નની પસંદગીમાં યુવકયુવતીને ઘણો જ મૂંઝવતો મુદ્દો વિચારીએ. સુંદરતા એ દરેક યુવકયુવતીને માટે એટલો અગત્યનો સવાલ છે કે, મનગમતી પત્ની ન હોય તો યુવકને એની સર્વ બીજી લાયકાત નકામી દેખાય છે. એવો જ ભાવ પતિ માટે યુવતીને હોય એ પણ સ્વાભાવિક છે. એ ભાવનાને વખોડવાનું કંઈ કારણ નથી. દરેક વસ્તુ માણસને મનપસંદ જોઈતી હોય છે, તો સાથી પણ મનપસંદ જોઈએ. અને એમાં સાથીની સુંદરતા પણ આવી જાય છે. પરંતુ અહીં જે કહેવાનું છે એ એટલું જ કે, સાથીની પસંદગીના મુદ્દાઓમાં જે યુવકયુવતી સૌંદર્યને જ જેટલું મુખ્ય અને મોટું રૂપ આપી દે છે, તેટલું લગ્નજીવનની સફળતામાં એ ભાગ ભજવતું નથી. મનપસંદ રીતે પરણેલાં પતિપત્ની પણ સ્વભાવમેળ ન મળવાથી દુઃખી થતાં નજરે પડે છે અને સૌંદર્યના અભાવવાળાં પતિપત્ની સ્વભાવમેળને લીધે સુખી જીવન ગાળતાં જોવામાં આવે છે.

મતલબ કે, મનપસંદગીની ના નથી, પણ એ મનને તો જાણો છો ને! એવું ચંચળ છે કે એની આંખે જોવા માગનારને એ સ્થિર થવા દેતું નથી. એટલે સૌંદર્ય એ જુદી ચીજ છે, મનપસંદગી એ જુદી ચીજ. સૌંદર્ય

પાછળ દૃષ્ટિ છે, મનપસંદગી પાછળ મન છે. દૃષ્ટિપૂર્વક તમે પસંદગી કરી હશે તો એ પસંદગી સ્થિર રહેશે, મન પ્રમાણે કરી હશે તો એ અસ્થિર રહેશે. એટલે સૌંદર્યના પ્રશ્ન સાથી માટે વિચારો તો પણ દૃષ્ટિપૂર્વક વિચારજો મનની ચંચળવૃત્તિ પ્રમાણે નહિ.

જો બને જણ પોતે લગ્નથી જોડાવાનાં છે તે ખ્યાલ વગર પ્રથમ પરિચયમાં આવ્યાં હશે તો એકબીજાના સ્વભાવભેદ, ગુણભેદ એમને જાણવાનો સારો અવકાશ મળ્યો હશે. અને એ પરિચયમાંથી એ બંને લગ્નથી જોડાવાના નિર્ણય ઉપર આવશે તો એ સ્વાભાવિક ગણાશે. બાકી, બંને જણ લગ્નથી જોડાવા માગે છે એ માટે પરિચય સાધવા માગશે તો, એમાં એવું બનવાનું બધુ શક્ય છે કે દરેક પોતાના ગુણો નહિ હોય તે ય કૃત્રિમ રીતે તેટલો વખત ખડા કરશે અને નિર્બળતાઓ સંતાડશે. પરિણામે લગ્ન બાદ એ પરપોટો ફૂટી જશે અને બને જેવાં હશે તેવાં ખુલ્લાં પડી જશે. એટલે આવા પસંદગી વખતે અનુભવી મુરબ્બીઓ, કે જે બંને પાત્રોને સારી રીતે ઓળખતા હોય તેમની સલાહ લેવાય તો એ મદદરૂપ થઈ પડશે. કારણ કે, એ તટસ્થ રીતે અભિપ્રાય આપી શકશે, જે સામાન્ય રીતે પક્ષકારને ધોરણ જાળવવું મુશ્કેલ છે.

જ્ઞાતિ, ગોળ કે ગામોની જે મર્યાદા છે તે આપણે કાઢી નાખીએ તો પણ એમાં જે શુભ તત્ત્વો છે, એકસરખા સંસ્કાર, ઉછેર, જીવનપદ્ધતિ, આર્થિક સ્થિતિ, વગેરે આમાં પણ જોવાં રહ્યાં. કારણ કે, એ સ્થિતિમાંથી જ વ્યક્તિનું વાતાવરણ બંધાય છે. અને એ વાતાવરણ જ વ્યક્તિના ગુણધર્મને ઘડે છે.

હવે છેલ્લો અને ત્રીજો પ્રશ્ન. લગ્નજીવનની સફળતા માટે પતિપત્નીનું વર્તન કેવું હોવું આવશ્યક છે?

સામાન્ય રીતે યુવકયુવતી એવું માનતાં હોય છે કે પોતે પસંદગીથી પરણે તો બંનેનાં જીવન સુખી નીવડશે, મનભેદ જાગશે નહિ. આવી ભાવના સેવવી એમાં કશું ખોટું નથી. અને એ ભાવનાને સફળ કરવા માટે તો સાથીની પસંદગી કરવામાં કયા મુદ્દા જોવા જોઈએ, તે બીજો સવાલ વિચાર્યો. પરંતુ લગ્નજીવન સફળ બનાવવા માટે એટલાથી જ પતી જતું નથી. આ બધું જોયા પછી પણ લગ્નજીવનની સફળતાનો આધાર પતિપત્નીના વર્તન ઉપર અવલંબે છે.

પ્રથમ જણાવ્યું તેમ, કુદરતે એકેએક માનવીના દેખાવમાં કંઇ ને કંઈ ફેર કરી, એને બીજાથી જુદો પાડ્યો છે, તેમ એવો કંઇ ને કંઇ સ્વભાવભેદ પણ દરેક માનવીમાં જુદો હોય છે. અને એ રીતે પતિપત્નીના સ્વભાવભેદમાં ભિન્નતા રહેવાની. એવી પોતાના સાથીની ભિન્નતા પતિપત્નીએ ઓળખી લેવી જોઇએ. અને એ ભિન્નતાને સ્વીકારીને જ, એને ન્યાય આપીને, સાથીદાર સાથે વર્તન રાખવું રહ્યું. જો ઉપર પ્રમાણે પસંદગી કર્યાં છતાં આ ભિન્નતાનો સ્વીકાર ન થાય તો બંને વચ્ચે નાનીમોટી અથડામણ થયા કરે. આ ભિન્નતા કુદરતી છે, એ દરેકમાં ઓછીવત્તી રહેવાની, અને એને સ્વીકાર્યા વગર બીજો કોઇ ઉકેલ નથી.

આ કુદરતી ભિન્નતા ઉપરાંત માણસમાં બીજી પણ નાનીમોટી અપૂર્ણતા હોય છે. જે માણસ પુરુષાર્થથી નિવારી શકે છે. છતાં માણસ એટલે જ અપૂર્ણ. માટે સાથીની અપૂર્ણતા જ્યારે સાલે ત્યારે દુઃખી થવાને બદલે પોતાની અપૂર્ણતા પણ કયી કમી છે, તે પતિપત્નીએ જોવી જોઇએ. અને દરેક માણસમાં કોઈ ને કોઇ અપૂર્ણતા છે જ, એટલે આત્મનિરીક્ષણ કરતાં માણસને એ દેખાય જ. અને એ જોનારને પછી પોતાના સાથીની અપૂર્ણતા માટે દુઃખ નહિ થાય.

આ અપૂર્ણતા માણસે માણસે ભિન્ન ભિન્ન અને વિધ વિધ છે એટલે એ અંગે દરેકને પોતાનું વર્તન એકસરખું હોવું આવશ્યક નથી. દરેકને પોતાના લગ્નજીવનને સફળ બનાવવા માટે એ વર્તન નિરાળું હોવાનું.

દરેકે એટલું જ યાદ રાખવાનું છે કે પોતે બીજાનો સાથીદાર છે, એટલે સુખમાં કે દુઃખમાં, અપૂર્ણતામાં કે પૂર્ણતામાં, પોતાના સાથીનો સાથ છોડવાનો નથી. એની સાથે જ ચાલવાનું છે. એણે આપણો સાથ શોધ્યો છે કારણ કે એ અપૂર્ણ છે એટલે પૂર્ણ થવા. આપણે એનો સાથ શોધ્યો છે, કારણ કે આપણે અપૂર્ણ છીએ એટલે પૂર્ણ થવા. એટલે હું પૂર્ણ નથી પછી મારે સાથીની અપૂર્ણતા જોવાનો શો હક ? હક ફક્ત એને સાથ આપવાનો જ છે અને એ હક પોતે જેટલો ન પૂર્ણ કરે એટલી પોતાની જ ખામી છે.

આવી ભાવના સાથે જીવનની મુસાફરી કરનાર સાથીદારો પરમેશ્વરને તો પણ શીઘ્રમાં થઇ સફળતાએ પહોંચ્યા વગર રહેવાનાં નથી.

# વખના ઘૂંટડા

જશભાઈ પટેલ

શ્રી જશભાઈનો વિધવાવિવાહની એમની પ્રતિજ્ઞા નિમિત્તે મારે પરિચય થયો. એ ટૂંકા પરિચયમાં પણ મને એમની સંસ્કારિતાએ, વિનમ્રતાએ અને સેવાભાવનાએ એટલો સ્પર્શ કર્યો કે મારે માટે એ-મિત્ર માનું છું એટલે વંદનીય શબ્દ નથી વાપરતો એટલું જ,–પ્રેરણાસ્થાન બન્યા છે. એટલે મેં એમના હરિજનક્ષેત્ર અંગેના અનુભવો લખવા માગ્યા. એમણે મને એ અનુભવોની નોંધપોથી વાંચવા આપી. સેવાક્ષેત્રમાં એ હસતા મોંએ જે વખના ઘૂંટડા પીતા ગયા છે તેમાંના થોડા ઘૂંટડા એ નોંધપોથીમાંથી અહીં ઉતારવાની લાલચ જતી કરી શકતો નથી. આશા છે કે સામાજિક ક્ષેત્રે કામ કરવા માગતાં ઘણાંને એમાંથી પ્રેરણા મળશે. તંત્રી

... ..આશ્રમમાં આવ્યો. મકાન જોયું. આસપાસ હરિજનોની વસ્તી જોઈને ખૂબ આનંદ થયો. અત્યાર સુધી જે આશ્રમોમાં કામ કર્યું હતું, તેમાં આશ્રમનું જ કામ થઈ શકતું હતું. અહીં બાજુમાં હરિજનોનાં ઘર હતાં એટલે એ વસ્તીમાં પણ કામ થશે તેથી આ સ્થળ વધુ પસંદ પડ્યું. આશ્રમ સામે સો ઘર ચમારોનાં હતાં. બાજુમાં પચ્ચીસ ઘર ભંગીનાં હતાં. પાસે એટલાં ઘર વણકરોનાં હતાં.

'પરંતુ સ્થળમાં એટલી બધી ગંદકી જોઈ કે મેં મારી જિંદગીમાં આટલી ગંદકી બીજે જોઈ હોય તેવું યાદ નથી! આશ્રમની વાડને ફરતી ચારે બાજુઓ પર લોકો મળત્યાગ કરે. સ્ત્રીઓ પણ બેસે. જરાયે શરમાય નહિ. કહે તો પણ ગણકારે નહિ! આ સ્થિતિ મને અકળામણી લાગી. મુએલાં ઢોરનાં માથાં રખડતાં, કૂતરાંનાં મુડદાં, ગીધોની વસ્તી. આશ્રમના મકાન ઉપર ગીધોનો વાસ. સવાર થાય અને આશ્રમના ખેતરમાં ગીધો બેસે અને કંઈક મડદાલ ચૂંથે. સામેના ચમારવાસમાંથી કૂતરાં માંસના ટુકડા આશ્રમમાં લાવે, નાખીને ચાલ્યાં જાય! છોકરાં પણ ખૂબ ગંદાં અને ખૂબ તોફાની. આખો વખત આશ્રમના ઝાંપા ઉપર ચડી હિંચકા ખાય અને આશ્રમવાસીને પજવે. કંઈ ને કંઈ નુકસાન કરી જવાની એમની વૃત્તિ હોય જ.

મને લાગ્યું કે ખરું હરિજનકાર્યનું ક્ષેત્ર અહીં જ છે. અને ખરેખર મેં ગુજરાતમાં જોયું છે કે, જો હરિજનકાર્યનો સાચો અને તેના ખરા સ્વરૂપમાં અનુભવ લેવો હોય તો આ જ સ્થળ વધુ અનુકૂળ છે. લોકો પણ એવા–મુડદાલ ખાય. દારૂ પીએ.

આપણે કહીએ કે, ભાઈ તમે દારૂ ન પીઓ, માટી ન ખાઓ તો ન ચાલે? તો સામો જવાબ આપે કે, ચાલે, ન ચાલે એ બધું જવા દોને અહીં તો ભલભલા આવી ગયા. પરિક્ષિતલાલ અને ઠક્કરબાપા સુદ્ધાં આવી ગયા, પણ અમે તો હતા તે ના તે જ છીએ!

આવો જવાબ મને ઘણા ચમારોએ અને ભંગીઓએ આપ્યો એટલે હું તો સડક થઈ ગયો. એમાંથી મને વિચાર આવ્યો કે છોકરાંને વિશ્વાસમાં લેવાં. પણ છોકરાંને પાસ તો મોટાંનો ને? છોકરાં ખૂબ જ તોફાની. મશ્કરી કરે ને ગાળો બોલે. મુડદાલ માંસ ન ખાવાની વાત આવે કે તરત બોલી ઊઠે—બોચાંની મઝા તો ઓર! તમે શું જાણો. તમે કદી ખાધાં છે? એક વખત ખાઈ જુઓ અને તેને છોડો તો કહેજો! અમે ચમારો ના ખાઈએ તો કોણ ખાય? વગેરે જવાબ આપે. રસ્તામાં ઉઘાડાં બોચાં માથા ઉપર મૂકીને લેઈ જાય. છોકરાં જતાં જતાં અમને ખીજવવા બતાવે, કહે—આ બોચાં ખાવાં છે કે? અમ્મા જવા દે કે એ શું સમજે ખાવામાં, વગેરે ટોળટપ્પા અને હસાહસ ચાલે!

*

એક વખત આશ્રમમાં કૂતરો મરી ગયો. ભંગીને કહ્યું પણ તે ન આવ્યો. મને થયું કે આનો નિકાલ આપણે જાતે જ કરવો જોઈએ. એટલે મેં તથા બીજા ભાઈએ મળીને ખાડો ખોદીને કૂતરાને દાટ્યો.

થોડા દિવસ પછી રખડતો એક વાછરો આશ્રમ બહાર મરી ગયો. તેની ખબર ભંગી લોકોને આપી ત્યારે કહે રૂપિયા દસ આપો તો ઢસરડીશું. કહ્યું, આવડી મોટી રકમ તે અપાય! કંઈક આપીશું. પણ ન માન્યું. પછી મ્યુનિસિપાલિટીમાં તેની ખબર આપી. ત્યાંથી એક ટોળી મોકલી. એનો મુકાદમ આવીને મને કહે, સાહેબ, સાજો દુધો ઢેર આ તો નાખી ગયો છે. ફરિયાદ કરવી પડશે. તમે અહીં સહી કરો.

મેં કહ્યું, સહી શાની? ફરિયાદ કરવી હોય તો તમે કરો. તમને ચાર્જ ઑફિસર સાહેબે કહ્યું છે કે તમારે એ ઢસડવાનું છે. મારો જવાબ સાંભળી મુકાદમ કહે, પણ પૈસા કોણ આપશે? મેં કહ્યું, એ કંઈ હું ન જાણું. ગલ્લાં-તલ્લાં કરતો એ ટોળી થોડી આઘીપાછી થઈ. પાછો એક ભંગી આવ્યો અને મને કહે કે, તમારામાંથી એકેક ભાઈઓને મોકલો, અમને ઢસડવામાં મદદ કરે!

હું ચકિત થયો. આટલી વિનંતિ કરી. ઇનામ આપવાનું કહ્યું છતાં ન

જવું ત્યારે ફરિયાદ કરી. મુકાદમે પૈસા લેવા અને દૂધાને સંડોવવા પેચ રચ્યો. તેમાં ય ન ફાવ્યો. ત્યારે કોન્ટ્રેક્ટની માગણી દબાવવામાં મદદ કરી !

*

આજે સવારનાં છોકરાંઓ પુસ્તકો લેવા માટે આવેલાં, પણ પુસ્તકો આવ્યાં ન હતાં, એટલે આવશે ત્યારે આપીશું એમ જણાવ્યું. તેથી છોકરાં તોફાન કરતાં કરતાં ઝાંપા ઉપર ગયાં. ત્યાં ગાળો વગેરે બોલવા લાગ્યાં. બપોરના ફરીથી પુસ્તકોની ઉઘરાણી કરવા લાગ્યાં. બધાં છોકરાં ચમાર્નાં હતાં. ઉંમરમાં છ થી બાર વર્ષ સુધીનાં. છોકરાંએ બોલવામાં હદ મૂકી જેમ આવે તેમ ગાળો દેવા માંડી.

મેં છોટાભાઈને (ખેડા જિલ્લા હરિજન સેવકસંઘના મંત્રી) કહ્યું, આપણને ઘીની નાળો પીરસે છે. પીવાય એટલી પી લેજો !

આ હું કટાક્ષમાં બોલ્યો હતો, પરંતુ અમને બંનેને તે દિવસે ઘણો ઉદ્વેગ થયો. એ માનસિક સ્થિતિમાં આ સ્થળ નકામું છે, આને બદલે આશ્રમ સારા સ્થળે ખસેડવું એમ વિચાર આવ્યો. પરંતુ એ ઉદ્વેગ શમતાં લાગ્યું કે, આ સ્થળ નકામું છે માટે તો અહીં સેવાની જરૂર છે. રોગ ન હોય તો ડોક્ટરની ક્યાં જરૂર હોય છે ?

છોકરાં અમને રોજ આમ ગાળો તો દે છે જ. ખૂબ હેરાન કરે છે. પરંતુ આજે બીજીબહેનને (આશ્રમમાં કામ કરતા ગોવિંદભાઈનાં પત્ની) પણ ખૂબ ગંદી ગાળો દીધી. એ બિચારાં ત્રાસી ગયાં પણ શું કરે ? મને ફરિયાદ કરી. હું પણ શું કરું ! હરિજનનાં છોકરાંને ન મારવાં એવું મેં મનથી નક્કી કર્યું છે. જો કે માનસિક રીતે તો ખૂબ જ મારી રહ્યો છું. મારવાનું ખૂબ મન થાય છે પણ કાબૂ રાખું છું. પણ નારણભાઈથી કાબૂ ન રહ્યો, એમણે હાથ ઉપાડ્યો. પરંતુ એથી ગાળો વધી. બાળકોના પક્ષે એમની મા ગાળો દેવા લાગી !

આ બધા ઉપર વિચારતાં મને હરિજનસેવા ઘણી જરૂરની લાગતી જાય છે અને સામે પક્ષે એટલી જ કપરી દેખાય છે. હરિજન વસ્તીમાં રહીને કામ કરવું ઘણું કઠણ છે. એનો ઇલાજ હાથ લાગતો નથી. એ ઇલાજ નથી જડતો એનું કારણ કાર્યશક્તિની અપૂર્ણતા માનું છું. અને શ્રદ્ધા છે કે એક દિવસ કાર્ય કરતાં કરતાં એ કઠણ રસ્તો પણ પાર થશે

*

આશ્રમમાં પાંચ ભંગી વિદ્યાર્થીઓને આ પ્રથમ દાખલ કર્યા હતા. ઘણું

હતું તો પણ નાગા અને એક જ પથારીમાં ભેગા સૂએ. સવારે ઊઠાડવા જઉં ત્યારે બારણું બંધ હોય એટલે ઠોકવું પડે, કપડાં પહેરે એટલે બારણું ઉઘાડતાં વાર થાય. એક દિવસે બોલાવીને પૂછ્યું ત્યારે તેમણે ઉપરની વિગત કબૂલ કરી. વિદ્યાર્થીઓ પંદર વર્ષની ઉમરના હતા. ખસ નીકળેલી, ઓરડીમાં થૂંકે, કપડાં ધૂએ નહિ, નહાવા જાય પણ એમ ને એમ નહાવાની ઓરડીમાંથી કપડાં બદલીને પાછા આવે.

આ બધા પ્રશ્નો મૂંઝવે છે. જો જોરથી એ વિદ્યાર્થીઓને કહીએ તો ઘેર પાછા ચાલ્યા જાય. આશ્રમની વસ્તુઓનો બગાડ કરવાની ટેવ પડી ગયેલી. કાગળ બનાવવા માટે છાપખાનામાંથી કાગળનાં કતરણ આણેલાં હતાં. તે બાળીને ટાઢ ઉડાડી! આ વાત જાણતાં મને ઘણું દુઃખ થયું. એ છોકરાંઓને ક્ષમા કરીને તો થાક્યો હતો, એટલે મેં ઉપવાસ કર્યો. પછી બધા ભાઈઓએ દિલગીરી જાહેર કરી. ફરીથી કોઈ નુકસાન નહિ કરવાની ખાત્રી આપી. અને મને તેઓએ તેમને રસોડે જમાડ્યો.

*

આશ્રમમાં એક વખત લોટ ન હોવાથી ખીચડી રંધાવી. જે વિદ્યાર્થીને દળાવા જવાનું હતું તે એ કામ ભૂલી ગયો. આમ પહેલાં પણ એકાદ વખત બનેલું. જેથી બધા વિદ્યાર્થીઓએ વાંધો ઉઠાવ્યો. તેઓએ સભા ભરી. એક પ્રતિનિધિ નીમ્યો તે મને મળ્યો. મેં તેને કારણ સમજાવ્યું. ત્યારે એ કહે, એ બધું જોવાની ફરજ તમારી છે. વ્યવસ્થાપક તરીકે તમારે એ બધી વ્યવસ્થા કરવી જોઈએ. પ્રાર્થના પછી આની ચર્ચા બરાબર જામી. એક વિદ્યાર્થી ગમે તેમ બોલવા લાગ્યો. તેની સાથે દલીલો કામ ન આવી. છેવટ બધાએ ભેગા મળીને મુ. પરીક્ષિતભાઈને અરજી કરી! બીજી તરફ એ જ વિદ્યાર્થીઓ સાથે મારે ઘણો સારો સંબંધ હતો.

એ પ્રસંગે મને સેવાધર્મનું હાર્દ સમજાયું. કવિવર ટાગોરનું કથન પૂરેપૂરું પ્રત્યક્ષ થતું દેખાયું. એમણે સેવાધર્મ અંગે કહ્યું છે કે, કોઈનું ભલું કરવાની ઇચ્છામાત્રથી ભલું થતું નથી. સામાની સેવા કરવાનો અધિકાર પ્રથમ સેવકે મેળવવો જોઈએ. એ હક મેળવવો સહેલો નથી. સેવા કરનારે જે વર્ગની સેવા કરવી હોય તેના બરાબરિયા થવું પડે છે. માણસ કોઈ દિવસ કોઈની સેવા ભિક્ષારૂપે ગ્રહણ કરતો નથી, ઋણ રૂપે પણ નહિ, ફક્ત હક તરીકે જ ગ્રહણ કરી શકે છે. અને એ જ પ્રમાણે મારા પ્રત્યે વિદ્યાર્થીઓને માન હોવા છતાં, મારી વિરુદ્ધ અરજી કરીને, મારી પાસેથી એમણે હક તરીકે સેવા લેવાનો એમનો અધિકાર માગ્યો!

# મુખડા દેખો દર્પણમેં

અરવિંદ પટેલ

ડાકોરવાળી ગાડીના એક ડબ્બામાં રણછોડજીની જાત્રાએ જઈને પાછાં ફરતાં યાત્રાળુઓ વાતો કરતાં હતાં. એક બહેન બોલતાં હતાં: 'દર વર્ષે અમે એક વખત ડાકોર આવીએ છીએ. પાંચ બ્રાહ્મણ જમાડીએ છીએ, અને રણછોડજીના ચરણમાં અગિયાર રૂપિયા આપીએ છીએ. આ વખત તો ગૌશાળામાં પણ સાત રૂપિયા આપ્યા....'

એ વાત આગળ ચાલે તે પહેલાં ટિકિટ તપાસવા ટી. ટી. આવ્યો. બહેનના પતિએ બે ટિકિટ કાઢીને બતાવી. બહેનની પાસે બેઠેલા એમના છોકરાને બતાવી ટી. ટી.એ પૂછ્યું: 'આ છોકરાની ટિકિટ?'

પતિ કંઈ જવાબ આપે તે અગાઉ પેલાં બહેન બોલી ઊઠ્યાં: 'એની શાની ટિકિટ? એ તો હજુ....' કેટલાં વર્ષ કહેવાં તેનો વિચાર ન કરી શક્યાં હોય તેમ એ ત્યાં જ અટકી ગયાં.

પુરુષે જૂઠું બોલતાં કહ્યું: 'પાંચ વર્ષ....'

'શાનાં એને પાંચ વર્ષ, એ તો છૂટાં હાડકાંનો છે એટલે દેખાય છે. એને ત્રીજું ઊતરી ચોથું બેઠું!'

ચોરી પકડાઈ હતી અને તેમાંથી છટકાય તેમ ન હતું, એટલે પુરુષે ચાર્જ ભરી દીધો. ટી. ટી. ગયો એટલે પેલાં બહેન બોલ્યાં: 'એને આ શિવરાત્રીએ આઠમું ઊતરી નવમું બેઠું!'

છતાં દર વર્ષે ડાકોર આવી ધર્મક્ષેત્રે ખર્ચ કરતાં પતિપત્નીને એ છોકરાની અર્ધી ટિકિટ લેવાનો ધર્મ નથી સૂઝતો! એમને કેવી રીતે સમજાવવાં કે ડાકોર ન આવ્યાં હોત તો, ત્યાં દાન ન કર્યું હોત તો અધર્મ ન થાત, પણ મુસાફરી કરી છતાં ટિકિટની ચોરી કરી એ ચોખ્ખો અધર્મ છે!

x

કાપડનું રૅશનિંગ જતાં ઘણાં વર્ષે એક અનુભવી રસિકભાઈ રતનપોળમાં કાપડ ખરીદવા ગયા. ખાસ્સું ત્રણસો રૂપિયાનું કાપડ ખરીદ્યું.

વેપારી [illegible] હતા. ઘણાં વર્ષે વેપાર શરૂ થતો હતો એટલે એ પણ જૂના આદેશ પાછા ચાલુ રહે તેમ ઇચ્છતા હતા. અને તેથી એ ચાલુ રહે તેમ પરખવા વેપારીઓ ટેવાઈ ગયેલા હોય છે.

એટલે રસિકભાઈને અંગત સંબંધ બતાવતાં વેપારીએ પૂછ્યું : 'બીલ બનાવું ને!'

રસિકભાઈ એ પ્રશ્નનો અર્થ સમજી જતાં બોલ્યા: 'ના, ના, જો જો બીલ બનાવીને નાહક દોઢસો આનાનો ગોદો મારતા.'

વેપારી મીઠું હસીને બોલ્યા: 'સરકાર હવે તો આપણી છે. એને એના હકના કર નહિ આપીએ તો એ રાજ્ય શી રીતે ચલાવશે?'

રસિકભાઈ: 'અહીં સેલટેક્ષ નથી આપતો, તેથી કંઈ હું ફાવી નથી ગયો. આના કરતાં દોઢો ટેક્ષ ઘેરથી નીકળતાં આપીને આવ્યો છું.'

વેપારી: 'શાનો ટેક્ષ?'

રસિકભાઈ: 'શહેરમાં નિર્વાસિતો માટે ફંડ ભેગું કરે છે તેમાં વીસ રૂપિયા આપવા પડ્યા. એ ય નિર્વાસિત ટેક્ષ જ માનો ને.'

અને સેલટેક્ષ ન આપવો પડે માટે બીલ લીધા વગર રસિકભાઈ કાપડ લેઈને વિદાય થયા. એ રસિકભાઈને કોણ કહે કે, નિર્વાસિત ફંડમાં મદદ કરી એ સારું કર્યું, પરંતુ ન કરી હોત તો ય અધર્મ તો ન જ થાત, પણ સેલટેક્ષની સરકારની ચોરી કરીને તો ખુલ્લો અધર્મ કર્યો છે!

*

છગનભાઈને દરરોજ ઓછામાં ઓછી પાંચ પૂણીઓ કાંતવાની પ્રતિજ્ઞા હતી. એ ન કાંતે ત્યાં સુધી સાંજનું વાળુ કરતા નહિ. અને બીજી ધમાલમાં જો ન કંતાય તો સાંજે વાળુ કરવાનું માંડી વાળતા. એટલે વાળુ માટે પત્નીએ બૂમ પાડી ત્યારે એમણે જવાબ આપ્યો કે, હજું મારે વાર છે. કાંતીને આવું છું. અને એમ કહી એ રેંટિયો ખોલીને બેઠા ત્યાં એક ભાઈ આવી પહોંચ્યા. અજાણ્યા હતા. એક ચિઠ્ઠી લાવ્યા હતા. તે એમણે મૂંગા મૂંગા છગનભાઈના હાથમાં મૂકી.

મ્યુનિસિપાલિટીમાં સેક્રેટરીની જગા ખાલી હતી. તેને માટે જાહેરાત છાપામાં આપવામાં આવી હતી. એ માટે આવનાર ભાઈ ઉમેદવાર હતા. છગનભાઈ મ્યુનિ.ના પ્રમુખ હતા. કોંગ્રેસી હતા. પેલા ભાઈ એમના સગા થતા કોંગ્રેસના ઊંચા હોદ્દેદારની ભલામણચિઠ્ઠી લાવ્યા હતા. તેમાં લખ્યું હતું કે, આવેલા ભાઈ મારા ખાસ સગા છે. સેક્રેટરીની તમે જે લાયકાત અને અનુભવ માગ્યાં છે તે જો કે એમનામાં નથી, તો પણ બીજા સદ્ગુણોને સમજપૂર્વક આ ભાઈની એ જગાએ નિમણૂક કરશો!

આમાં કંઇ મોટી વાત ન હોય તેમ મેં મલકાવી. છગનભાઈએ ચિઠ્ઠી વાંચી લેનાં જવાબ આપ્યો: 'જરૂર, જરૂર, નરેરભાઈએ કહ્યું એટલે બસ. અગિયાર અરજીઓ આવી છે, માગેલી લાયકાત અને અનુભવ પણ સારા છે. પરંતુ કમિટીના સભ્યોને હું એ તો સમજાવી દેઇશ.'

પેલા ભાઇ બે હાથ જોડીને વંદન કરીને વિદાય થયા. અને છગનભાઈએ એમનું ધર્મ કાર્ય—કાંતવાનું—શરૂ કર્યું!

આ છગનભાઇને કોણ સમજાવે કે નહિ કાંતો તેથી અધર્મ નહિ થાય, પરંતુ પ્રજાએ તમને ચૂંટીને જે જગાએ મૂક્યા છે, તેની ફરજ બજાવવામાં આવી સિફારસચિઠ્ઠીઓની લાગવગથી અનધિકારી માણસો નીમશો એમાં તો ચોખ્ખો અધર્મ છે!

*

રમણભાઇને સમાજ ઉપર ઘણો ગુસ્સો આવ્યો છે. પાંચ પાંચ વર્ષથી એ એમની દીકરી માટે વર શોધે છે. પણ જેને પૂછે છે તે મોં મચકોડે છે. અને એ મચકોડનારા કંઇ અજાણ્યા નથી, ઓળખીતા છે. અરે! રમણભાઇના સેવાકાર્યનાં મુક્ત કંઠે વખાણ કરનારા છે!

રમણભાઇ વિદ્યાપીઠના સ્નાતક થયા પછી પચ્ચીસ વર્ષથી ગામમાં કેળવણીની વિવિધ સંસ્થાઓનું સંચાલન કરે છે. સર્વ એ કબૂલ કરે છે કે ગામની કેળવણીની સંસ્થાઓની જે આબાદી છે તેનો આભાર રમણભાઇને છે. અને એ કીર્તિ ગામમાં જ નહિ, પણ આખા જિલ્લામાં પસરાયેલી છે.

છતાં આજે એમની દીકરીને ૨૩મું વર્ષ જાય છે. પાંચ વર્ષથી વર શોધી વળવામાં બાકી નથી રાખ્યું. છતાં એમણે આખી જિંદગી સેવા કરી છે એટલે દીકરીને શું આપવાના હતા, એ ગણતરીએ જ એમની સેવાનાં વખાણ કરનાર પણ કન્યા લેવા ના પાડતા હતા

જ્યારે કોઇ ઉપાય ન રહ્યો ત્યારે હમણાં આડત્રીસ વર્ષે વિધુર થયેલ, ચાર છોકરાંના પિતા એવા એક મુંબઇના વેપારી સાથે દીકરીનો વિવાહ કર્યો. તેવીસ વર્ષની દીકરી કંઇ ઓછી અણસમજુ છે! એ એનો વિરોધ કરે છે. રમણભાઇ એને દબાવે છે. પોતે લાચાર છે એમ કહે છે. કારણ કે, કુળવાન ઘરમાંથી બીજો કોઇ સારો વર મળે એવી શક્યતા નથી!

આ રમણભાઇ તો એવા કંઇ અજ્ઞાની છે કે એમને ધર્મ શું એ સમજાવવું પડે?

'કનુ! અહીં આ પાંજરામાં પપૈયું મૂક્યું હતું તે કોણ ખાઈ ગયું?' સવિતાબહેને પૂછ્યું.

'હું નથી જાણતો. સુશીલાને પૂછો.' કનુએ જવાબ આપ્યો.

નીચે રમતી સુશીલાને સવિતાબહેને બૂમ પાડી ઉપર મેડે બોલાવી. પૂછ્યું: 'તેં પપૈયું લીધું છે?'

'ના, બા! હું તો જાણતી જ નથી.'

સવિતાબહેન ધમકાવતાં બોલ્યાં: 'સાચું બોલો. જેણે ખાધું હોય તે કહી દે. જૂઠું બોલશે તેને માર્યા વગર નહિ મૂકું.'

આમ આ પ્રશ્ન એરણ ઉપર હતો ત્યાં નીચે દાતણવાળાએ બૂમ પાડી: 'દાતણ! દાતણ!'

'લાવ જોઉં ઉપર' સવિતાબહેને એને બોલાવ્યો. પૂછ્યું: 'કેટલાં આપ્યાં?'

'આનાના દસ'

'અરે! બજારમાં બાર જોઈએ એટલાં મળે છે.'

આમ સવિતાબહેને જૂઠથી વાત ચલાવી. બાર દાતણ લેવા રકઝક કરી પણ ન વળ્યું એટલે દસના ભાવે લેવા તૈયાર થયાં. દાતણવાળાએ ભારો નીચે મૂક્યો. એમણે ગણકાવતાં ગણી લીધાં. અને દાતણવાળા તરફ હાથ ધર્યો—એને ગણી જોવાં હોય તો તે માટે. અને સામાન્ય રીતે વિશ્વાસ મૂકનાર દાતણવાળો ગણતો નથી. એ હંમેશના અનુભવે એ ના કહે તે પહેલાં સવિતાબહેને હાથમાંનાં દાતણ કનુને આપતાં કહ્યું: 'લે મૂકી આવ.'

કનુએ દાતણ પાણિયારે મૂકતા પહેલાં ગણી જોયાં. અગિયાર થયાં. બાની ભૂલ થઈ હશે માની એણે અંદરથી મોટેથી બૂમ પાડી! 'બા, એક દાતણ વધારે આવ્યું છે.'

દાતણવાળાને કાને પગથિયાં ઊતરતાં એ શબ્દ પડ્યા તેથી સવિતાબહેન *ખિજાઈ ગયાં. અંદર જતાં એમણે કનુને એક તમાચો ખેંચી કાઢી:* 'વધારે છે તે ખોટું, એનું તને કોણ ડહાપણ કરાવે છે? તેં ગણ્યાં શું કરવા?'

કનુ ઘડી પહેલાં સાચું બોલવાની, અને જૂઠું બોલશે તો માર પડશે, એમ કહેનાર બા સામે સાચું બોલવા જતાં એના હાથે માર ખાઈને રડતો રડતો નાસી ગયો!

સવિતાબહેનને કોણ કહે કે બાળક જૂઠું બોલતાં શીખે છે તે પપૈયું ચોરીને ખાવામાંથી નહિ પરંતુ વડીલોના જૂઠા આચરણથી!

# પડદો પડયો!

[સત્ય કથા] ઈશ્વર પેટલીકર

પ્રથમ દૃષ્ટાદૃષ્ટ મળતાં જ કોઈ કોઈ યુવકયુવતીને પ્રેમ થઈ જાય છે. એવી જ પ્રથમ દૃષ્ટાદૃષ્ટે હું અને કૌશિક ગાઢ મિત્રો બની ગયા. અને એ પ્રેમને લીધે કૌશિકનું કૌમાર્ય મને સાલવા લાગ્યું. અઠ્ઠાવીસ વર્ષનો ડબલ ગ્રેજ્યુએટ યુવક. ચારસોથી પાંચસો રૂપિયા માસિક કમાતો. શરીર પણ તંદુરસ્ત અને સુંદર. છતાં એને કુંવારા રહેવું પડે!

કૌશિક ગામડાનો હતો. એમનાં જે ગામોમાં લગ્નસંબંધ અરસપરસ થતો તે પછાત અને કેળવણી વગરનાં હતાં. એ સ્થિતિમાં કૌશિક કેળવાયેલી છોકરી ઇચ્છતો હતો તેવી મળવી શક્ય ન હતી. એ ગામોમાંથી પાંચસાત કન્યાનાં માગાં એને માટે આવ્યાં હતાં. એ બધાં એણે એ કારણે નકાર્યાં હતાં એટલે એ રીસથી એના માટે ગોળમાં એવું વાતાવરણ ઊભું થયું હતું કે એને કોઈએ કન્યા આપવી નહિ. આપવા જાય એને જવા દેવો નહિ!

કૌશિકને એનો હરખશોક ન હતો. કુંવારા રહેવું પડે તો બહેતર પણ અભણ, વગરકેળવાયેલી, અશિક્ષિત છોકરી સાથે વાસના ખાતર જ લગ્ન કરવું એ કૌશિકની કલ્પના બહારનું હતું. એવી કન્યા ગોળમાંથી મળવી મુશ્કેલ હતી. ગોળ બહારથી પોતાની જાતને ઊંચા માનતા ગોળમાં એવી ઘણી કન્યાઓ લાયક વર વગર કૌશિકની જેમ કૌમાર્ય સેવતી હોય છે પણ એ કન્યાપિતા ગામડાના કૌશિકને શી રીતે કન્યા આપી શકે!

હું મિત્ર થયો ત્યારે કૌશિકની આ પરિસ્થિતિ હતી. અને એ જ કારણે એ અઠ્ઠાવીસ વર્ષનો થયો હતો છતાં કુંવારો હતો. લગ્ન વિષેની એની મક્કમતા વ્યક્ત કરતાં એણે મને કહ્યું: 'હું પોતે મારા વિચારમાં દૃઢ છું. વાસના ખાતર નાતમાંથી ગમે તેની કન્યાને હું નહિ જ પરણું. માનવસહજ આવેગને લીધે કદાચ પરણી બેસું તો પણ એથી દુઃખી જ થાઉં. એટલે હવે હું છેલ્લા નિર્ણય ઉપર આવ્યો છું કે કોઈ લાયક છોકરી મળે તો આંતરજ્ઞાતિય કે આંતરપ્રાંતિય લગ્ન પણ કરવું.'

અમારો બંનેનો મેળાપ આમ અચાનક એક પરિષદમાં ત્રણ દિવસ થયો ઘણી વાતો કરી. ચર્ચા કરી. અને છૂટા પડયા.

તે પછી અમારો બંનેનો પત્રવ્યવહાર ચાલે. હું કટાક્ષમાં પૂછું કે, કોઈ છોકરી ભટકાઈ કે નહિ? મને પોતાને પણ વિચાર આવે કે કૌશિકને માટે

કોઈ છોકરી હું શોધી શકું તો સારું. આવો સર્વ રીતે લાયક યુવક સમાજની કુપ્રથાને લીધે લગ્ન ન કરી શકે એ કેવી કરૂણતા!

અને વિધિ મને જશ અપાવવા માગતી હોય તેમ એક છોકરી અંગે મારી આગળ એક મુરબ્બી સમાજસેવકની દરખાસ્ત આવી કે જો કોઈ લાયક યુવક હોય તો એક વિધવા બહેન લગ્ન કરવા ઇચ્છે છે. પચ્ચીસ વર્ષની. મેટ્રિક સુધીનો અભ્યાસ. સુંદર. સુધારક કુટુંબમાં ઉછેર. મને કૌશિક યાદ આવ્યો. એને માટે સર્વ રીતે આ છોકરી લાયક ગણાય. પરંતુ સુધારકોમાં ય કુળભેદ રહેતો હોય છે એટલે મેં એ મુરબ્બીને બધી પરિસ્થિતિ સ્પષ્ટ કરી કૌશિક અંગે હકીકત જણાવી. એ બહેનને અને એમના પિતાને ગામડાના ભેદનો વાંધો નથી એમ જણાવતો પત્ર દરખાસ્ત મૂકનાર મુરબ્બી તરફથી મને મળી ગયો. હવે જે પ્રથમ વિધિ કરવાનો હતો તે બંનેની મુલાકાત. વળી જે મુરબ્બી તરફથી દરખાસ્ત આવી હતી એમના પ્રત્યે મને જેટલું માન હતું તેટલું એને પણ માન હતું.

એના પક્ષકાર બની મેં જે વિષ્ટિ ચલાવી હતી, તે સઘળી જણાવતો વિગતથી મેં કૌશિકને પત્ર લખ્યો. અને વિરહીની જેમ એના પ્રત્યુત્તરની રાહ જોવા લાગ્યો. પ્રત્યુત્તર પણ ધાર્યો હતો તેમ વળતી ટપાલે મળ્યો.

"સ્નેહી........

તમારો પત્ર અત્યારે જ મળ્યો અને હું જવાબ પણ હાલ જ આપું છું.

મારે માટેની તમારી શુભેચ્છા માટે હું ઋણી(?) છું. મારા લગ્ન માટે તમે થાય તેટલા પ્રયત્નો પણ કરો છો તે ય જાણું છું. પણ મારી કમનસીબી છે કે કંઈ જોગ ખાતો નથી.

તમે જે વાત લખી છે તે બાબતમાં તમને કદાચ આઘાત લાગે તેવું લખવું પડે છે. લગ્ન બાબતમાં મેં ચોક્કસ નિર્ણય કરી લીધો છે. મને મનગમતી કન્યા મળે તો જ પરણવું, નહિ તો નહિ. પછી તે કન્યા ગમે તે નાતની હોય. મનગમતીનો અર્થ ભણેલી, દેખાવડી અને સંસ્કારી છોકરી. જેને જોયા પછી મનમાં સંતોષની છાપ પડે. આવું કંઈ હોય તો જણાવશો.

સાચું કહું તો મેં હવે મનમાંથી એ વાત જ કાઢી નાખી છે. ગયે સાલ મેં તેને માટે ગભાન(?) પ્રયત્ન કરેલો. પણ કરૂણ નિષ્ફળતા મળી. હવે પછી હું કોઈને કંઈ કહેતો નથી. કોઈ પૂછતું યે નથી. ને થાય તેવું લાગતું યે નથી. કદાચ આમ જ એકલા રહેવાનું નિર્માણ થયું હશે.

યુવક, તમે ઇચ્છો છો તેવી સર્વ રીતે છોકરી હોવા છતાં, એ એક વિધવા છે તે કારણે જ જ્યારે વગર જોયેર્યે જ ના પાડે ત્યારે કુળવાનશાહીની મનોદશામાં રાચતો વર્ગ વરની બધી લાયકી હોવા છતાં ઊંચું કુળ ન હોવાને કારણે ના પાડે; તે કક્ષામાં તમે પણ મુકાઈ જાવ છો. તમે એ બહેનને પરણો જ એવો મારો કોઇ આગ્રહ નથી — ન હોઈ શકે. મારો તમને જે આગ્રહ છે તે એટલો જ કે, તમે એને મળો. તમે જેવી ઇચ્છો છો તેવી એ છોકરી છે કે નહિ, તેની ખાત્રી કરો. અને છેલ્લો નિર્ણય એની લાયકીથી કરો, નહિ કે વિધવા કે કુંવારીના નામ માત્રથી!

એનો જવાબ આવ્યો.

"તમારો પત્ર મળ્યો. તેના પર, તમારી મારે માટેની મમતા પર, ખૂબ વિચાર કર્યો. છતાં યે કોણ જાણે કેમ પણ મન માનતું નથી. આવાં કામ ઉમળકાથી થવાં જોઇએ. તેમાં શરમ કે દબાણ ન ચાલે. તમે કહો છો તેમ એ વાત મને બધી રીતે અનુકૂળ હશે. અરે, હું ઇચ્છું છું તેમ જ હશે. છતાં એમ થાય છે, એ બધું ના છૂટકાનું છે. મને સામા માણસ માટે મમતા જાગી હોય ને હું કરું તો ઠીક છે. અગર તો આવે ભાવે સુધારક તરીકે કરું તે ય ઠીક છે. પણ આમ તો મનને પણ એમ લાગે છે કે રખડી પડેલા માણસ જે આવે તે લેઇને બેસી જાય છે. બીજીએ ઘણી ઘણી ગણતરીઓ મનમાં થાય છે. બધી રીતે વિચાર કરતાં એમ થાય કે કચવાતા મને કંઇ જ ન કરવું. મેં...... (એક સમાજસુધારક ને વિચારક) ને પણ તમારા પત્રની વાત કરેલી. તેમણે પણ મને કહેલું: 'હું પણ તમને એ રીતે પરણવાની ના પાડું.' તમે મારી રીતે વિચાર કરશો તો કદાચ હું તમને ન્યાયી લાગીશ.

એક સુધારક તરીકે તો તમને હું પાણી વગરનો યુવાન લાગીશ. ને છું પણ એમ જ. નથી વિદ્વાન કે વિચારક. જે છું તે તો કાચી માટીનો. તો એ બાબતનો પડદો પાડી દેઇએ."

અને એ વાત ઉપર કાયમનો પડદો પડી ગયો!

# નાને મોઢે મોટાંની વાતો

અલખ નિરંજન

'રણછોડભાઈ, જુઓ સાંભળો, આ ડૉક્ટર સાહેબ આપણા ગામડાના લોકો વિષે ફરિયાદ કરે છે.'

'કયા ડૉક્ટર સાહેબ?' રણછોડભાઈએ પૂછ્યું

'ડૉક્ટર સુમંત મહેતાનું નામ તો તમે સાંભળ્યું છે ને!'

'હા, હા. ઘણી વખત કોઈ કોઈ વખત છાપાંમાં એમના લેખ પણ વાંચું છું. મોટા સરકારી હોદ્દો છોડી એ લોકોની સેવા કરે છે, પછી એમનું નામ કેમ ન સાંભળ્યું હોય!' રણછોડભાઈએ એમના અંગે જાણતા હતા એટલી ઓળખ આપતાં કહ્યું.

મેં વાત શરૂ કરતા પહેલાં જણાવ્યું: 'એ ડૉક્ટર સાહેબ અને તેમનાં પત્ની શ્રીમતી શારદાબહેન ગામડાંમાં ફરે છે. ગામડાંના લોકોની સ્થિતિનો અભ્યાસ કરે છે. અને એમને જેવા અનુભવ થાય છે તે માસિકમાં લેખો દ્વારા રજૂ કરે છે.' અને હું વાંચતો હતો તે 'સંસ્કૃતિ' માસિકનો ફેબ્રુઆરીનો અંક હાથમાં હતો તે રણછોડભાઈની સામે ધરીને મેં કહ્યું - 'આમાં એમનો એક લેખ છે 'ગુજરાતી સ્ત્રીઓને પડકાર' એમાં ગામડાંના એક અનુભવ લખતાં એ કહે છે કે, ગામલોકોએ સ્વાવલંબન અને પરોપકારના બે ગુણ ગુમાવ્યા છે.'

'એવો એમને કયો અનુભવ થયો?' રણછોડભાઈએ પૂછ્યું.

એ લેખમાંથી મેં એમનો અનુભવ વાંચી સંભળાવવા માંડ્યો: 'સાબરમતી સ્ટેશનથી અમે દોઢેક માઈલ ગયાં હોઈશું એટલામાં અમને ગ્રામજીવનનો એક પદાર્થપાઠ મળ્યો. એક નાના ગામડાના પાદરમાં રસ્તામાં ખાડો પડી ગયો હતો અને તેમાં પાણીનું ખાબોચિયું ભરાયું હતું. આ ખાબોચિયાના કાદવમાં અમારી મોટર ખૂંપી ગઈ. અમારી સાથે જે ભાઈઓ હતા તેમણે ધક્કા મારવાનો ઘણો પ્રયાસ કર્યો, પણ તે કાદવમાંથી નીકળી શકી નહિ. આશરે ૧૨-૧૫ નવજુવાનો અને વીસેક નાના છોકરાઓ ત્યાં અમારો તમાશો જોયા કરતા હતા, પણ તેમાંથી કોઈને એમ થયું નહિ કે આ મુશ્કેલીમાં આવી પડેલા મુસાફરોને મદદ કરીએ. સેંકડો વર્ષોની અરાજકતા તથા બ્રિટિશ હકૂમતમાં ભોગવેલી પરતંત્રતાને લીધે આપણા ભોળા માયાળુ ગામલોકોએ બે ચીજ મોટા પ્રમાણમાં ખોઈ છે, એક છે સ્વાવલંબન એટલે પોતાની શક્તિથી કામ કરી લેવાની હોંશ અને બીજી ચીજ છે પરોપકારી કાર્ય ઉપાડી લેવાની પહેલ કરવા ધગશ.'

મેં આટલું વાંચી રહીને રણછોડભાઈ સામે નજર કરી એટલે એ ખડખડ હસ્યા. મને ય વિસ્મય થયું કે આમ એ હસે છે શું કરવા? ધાર્યા કરતાં વિશેષ એમણે હસ્યા કર્યું એટલે મેં પણ સામો એવો પ્રત્યાઘાત પાડીને પૂછ્યું: 'આમ હસો છો કેમ? આમાં હસવા જેવું શું છે?'

રણછોડભાઈ થોડી વાર રહીને બોલ્યા: 'તું ય શહેરીજીવનના પાસવાળો ન થયો હોત તો જરૂર હસત. ડૉક્ટર સાહેબ ભલે ગામડાંની સેવા કરવા અનુભવ કરતા હોય, પણ એ બધું શહેરી દૃષ્ટિએ જ વિચારાય છે. આવા અનુભવો દ્વારા ગામડાને એ જે રીતે જુએ છે તેમાં દીવા તળે અંધારું રહે એવી ખામી રહી જાય છે.' સહેજ રહીને રણછોડભાઈએ કહ્યું : 'મારો એક પ્રસંગ ડૉક્ટર સાહેબને તમે પહોંચાડશો?'

મેં હસીને કહ્યું : ડૉક્ટર સાહેબની વાત પછી, એક-વખત-મને તો કહો.'

રણછોડભાઈ: 'એક વખત અમે ગાડું જોડીને અમદાવાદ ગયા હતા. દીલ્હી ચકલામાં ખીલો નીકળી જવાથી પૈડું નીકળી પડ્યું. અંદર હું અને દીકરો બે જ જણ હતા. ધરી ઊંચી કરવા બે-માણસ જોઈએ. પૈડું ચડાવનાર ત્રીજો જોઈએ. ઝ કાસનું પાણી જતું હોય તેમ માણસોનો પ્રવાહ રસ્તા ઉપર વહી જતો હતો. અમે બંને જણ ત્રીજા માણસને ટેકા માટે શોધતા રસ્તા ઉપર જોઈ રહ્યા હતા. ઉજળાં કપડાંમાં જતા કોઈ માણસને બોલાવવાની અમારી શી રીતે હિંમત ચાલે? થોડી-વાર તાકી રહીને મેં ધરી ઉંચકવા પ્રયત્ન કર્યો પણ ગાડામાં થોડું વજન હતું એટલે પૈડું પરોવાય તેટલું ઊંચું એકલાથી થયું નહિ.'

હું સંશયની દૃષ્ટિએ તાકી રહ્યો હતો એટલે વાતને વચ્ચે તોડીને રણછોડભાઈએ કહ્યુ: 'હસતો નથી, હાં. સાચી વાત છે.' અને એમણે ઉમેર્યું: 'એટલી વારમાં તો ચકલામાં ઊભેલા પોલીસે બૂમ પાડી. ઝટ ગાડું ખસેડી લેવાનો હુકમ કર્યો. છેવટ એક મજૂર જેવા-લાગતા માણસને મેં વિનંતિ કરી—એ ભાઈ, જરા આ ધરી ઊંચકવા લાગ જોઈએ. એણે તોછડો જવાબ આપ્યો—તારા સારુ કંઈ અહીં નવરા નથી. અને એ ચાલ્યો ગયો!'

'પછી?' એ અટકીને ઊભા રહ્યા એટલે મેં પૂછ્યું.

'પછી શું, એક બાઈ મૂળ ગામડાના હતા. તેમને ભગવાન વસ્યા એટલે વિનંતિ કરતાં એમણે મદદ કરી.' અને રણછોડભાઈએ મોં મલકાવી ઉમેર્યું : 'ડૉક્ટર સાહેબ મોટા માણસ એટલે એમણે એ પ્રસંગનો લેખ લખ્યો,

નગારા-જેવા છાપાંઓએ એ વાંચ્યો, વખાણ્યો. ને મારા જેવા ગામડાના લોકોને જે અનુભવ રોજ થાય છે એ ડૉક્ટર સાહેબ જેવા ઓછા જાણવાના હતા!'

મેં કહ્યું: 'એ ખરું, પણ એનો અર્થ એવો તો નહિ ને કે ગામડાવાળાએ ઊભા રહી તમાસો જોયો એ સારું કર્યું?'

'સારું તો કેમ કહેવાય!' રણછોડભાઈએ સામો પ્રશ્ન કરતાં કહ્યું: 'પરંતુ મારે તો એ કહેવું છે કે ગામડાના લોકો જ તમાસો જુએ છે એવું નહિ, પણ શહેરના લોકો ય એવા છે. એ દુર્ગુણ શહેર અને ગામડાના, બંને લોકોમાં છે. વળી હું તો માનું છું કે આવા દાખલામાં ગામડાના લોકો કંઈક સારા હશે. એ મોટર ધકેલવાનું ઊભેલા લોકોને જો કહ્યું હોત તો હું નથી માનતો કે એમણે ના પાડી હોત!'

મેં એ લેખનો બીજો મુદ્દો રણછોડભાઈ આગળ રજૂ કર્યો: 'ડૉક્ટર સાહેબનું એમ કહેવું છે કે, ગ્રામપ્રજાની અધોગતિનું મુખ્ય કારણ સ્વાશ્રય અને સહકારની ખામી છે.'

રણછોડભાઈ એમાં પણ સહમત ન થતા હોય તેમ બોલ્યા: 'જવા દો ને એ વાત. મોટા માણસો કહે એ ખરું.'

મેં આગ્રહ કર્યો: 'ના, ના, કહો તો ખરા. તમને એ સાચું નથી લાગતું?'

રણછોડભાઈએ પૂછ્યું: 'શા ઉપરથી એ એવું કહે છે?'

મેં એ લેખમાંથી એ મુદ્દો વાંચી સંભળાવવા માંડ્યો: 'આખા ગામડાને કોઈ પણ પ્રકારનો અન્યાય થતો હોય, વા કોઈ પણ પ્રકારની નડતર આગળ મુકેલી હોય તો તે દૂર કરવાના પ્રયાસમાં પોતાના ગામલોકોનો અને પાડોશીઓનો સાથ મળશે કે કેમ તે વિષે સબળ શંકા હોવાને લીધે કોઈ પણ વ્યક્તિ તેવું કામ-ઉપાડવાની હિંમત કરતી નથી અને તેથી ગ્રામપ્રજાએ પહેલ કરવાની શક્તિ (ઇનિશિયેટિવ) ઘણે અંશે ખોઈ છે.'

રણછોડભાઈ તરત બોલી ઊઠ્યા: 'આપણા કરતાં શહેરના લોકો ઘણી પાડોશીને સમળગો સાથ આપતા નથી. મારો નાનો ભાઈ ચિમન માંદો થયો. એકલો હતો એટલે વીશીમાં જમી લેતો. વહુને મૂકી જવા એણે કાગળ લખ્યો. હું વહુને તેડી ગયો ત્યારે એ એની ખોલીમાં તાવે ફફડે. ના પાડોશી પાણી પાવાની દરકાર કરે, કે એ માંદો છે કે સાજો છે તે જાણવાની ય ચિંતા કરે! આમ એ લોકો સાજેમાંદે ય કામ ન આવે તો બીજા વખતે શો સાથ આપતા હશે?'

હું કંઈ ન બોલ્યો એટલે એ સહેજ અટકીને બોલ્યા: 'શહેરના લોક અન્યાય થાય ત્યારે જો મદદ કરવા દોડી જતા હોત તો હિંદુમુસલમાન તોફાનો વખતે એ માર ન ખાત. એકે ય દહાડો છાપાંમાં વાંચવામાં ન આવ્યું કે એક છેડે તોફાન થવાથી બીજા છેડાના લોકો એમની વહારે ધાયા હોય!'

મેં જરા નારાજ થઈ પૂછ્યું: 'શું ત્યારે તમારું એમ કહેવું છે કે ગામડાના લોકો શહેરના કરતાં કોઈ રીતે ઊતરે એવા નથી?'

રણછોડભાઈ ધીમેથી બોલ્યા. 'એવું મારું કહેવું છે જ નહિ. પણ જે અવગુણ ડૉક્ટર સાહેબ ગામડાના લોકોમાં ધારી લે છે એ શહેરીઓમાં પણ છે.'

'તો પછી શહેરના લોકો સમૃદ્ધ કેમ છે?'

'ગામડાને લૂટીને. ગામડામાંથી નર્યો માલ જ લૂટી જાય છે એવું નહિ, પણ સારા સારા માણસો પણ લૂટી જાય છે. સરકારમાં પણ શહેરી લોકો છે. એટલે ભૂવા ધૂણે ત્યારે નાળિયેર ઘર ભણી નાખે તેમ શહેરમાં જ વધારે પૈસા ખર્ચે છે. શહેરને જે સગવડ છે, તે ગામડાને હોય તો એ પણ પાછળ ન રહે.'

મેં પૂછ્યું: 'એટલે ડૉક્ટર સાહેબ કહે છે તેમ ગામડાં નહિ સુધરે?'

'એ કઈ રીત કહું છે!'

મેં એ લેખમાંથી ડૉક્ટર સાહેબની સૂચના વાંચી સંભળાવવા માંડી: 'આપણાં ગામડાનું જીવન સુધારવું હોય તો કસ્તુરબા ટ્રસ્ટનું અથવા તેના જેવું કામ મોટા પાયા પર ઉપાડી લેવું પડશે. ગુજરાતકાઠિયાવાડનાં અનેક શહેરોમાં અને ગામોમાં સ્ત્રીઓનાં મંડળો છે. જો ગુજરાતની સ્ત્રીઓ અને સ્ત્રીઓનાં મંડળો આ પ્રશ્નને ઉપાડી લે તો જ આપણા ગ્રામજીવનમાં કાંઈક સુધારો થવાની શરૂઆત થાય.'

રણછોડભાઈએ કહ્યું: 'એ બધું ધૂળ ઉપર લીંપણ છે. આપણા ગામમાં કોંગ્રેસે બધા અખતરા કર્યા તે તમે જ જોયા છે. વર્ધા યોજના પ્રમાણે નિશાળ ચલાવી, રેંટિયો અને ગ્રામોદ્યોગના અખતરા કર્યા. નાના રવિશંકર મહારાજ જેવા ચકુભાઈ આશ્રમ નાખીને દસ વર્ષ રહ્યા. બે નર્સો પણ પાંચ પાંચ વરસ રહી ગઈ; પણ તમે મને બતાવો કે આપણા ગામમાં અને બીજા ગામમાં કંઈ ફેર છે!'

રણછોડભાઈની એ અનુભવવાણી સાંભળી મને હસવું આવ્યું. એમની વાત સાચી હતી. ડૉક્ટર સાહેબ જે અખતરાની વાત કરતા હતા તે અમાર

ગામમાં જ્યાં થઈ ગયા હતા, પણ ધૂળ ઉપર જ લીંપણ નીવડ્યા હતા. એટલે મેં એનો સ્વીકાર કરતાં પૂછ્યું : તો પછી આ ગામડાં સુધારવાનો ઉપાય શો ?'

રણછોડભાઈ એમની લાક્ષણિક શૈલીએ મજાક કરતાં બોલ્યા: 'અંધકાર દૂર કરવા આગિયાનું અજવાળું કામ ન લાગે! ગામડાં સુધારવા ડૉક્ટર સાહેબ કે એમના જેવા શહેરીઓ જે સેવાના અખતરા કરવાનું કહે છે તે એમાં કંઈ કામ નથી લાગવાના. એ માટે જ્ઞાનરૂપી પ્રકાશની ગામડાંને જરૂર છે એ નહિ આવે ત્યાં સુધી જ્યાં અખતરા જેને કરવા હોય તે. ભલે કરે પણ ધૂળ ઉપર લીંપણ છે!'

*

## "વાકળ પ્રદેશના પાટીદારોની સમાજસુધારણા" વિષે ઈનામી નિબંધ

વાકળ પ્રદેશનાં જે પાટીદાર ભાઈબહેનો ઉપરોક્ત વિષયનો ફુલ્સકેપ કાગળની સાઈઝનાં નિદાન ૬ થી ૮ પાનનો (ફુલ્સકેપ કાગળની એક બાજુનાં) નિબંધ લખી મોકલશે તેમાંથી પહેલે નંબર આવનારને રૂા. ૩૦ અને બીજે નંબર આવનારને રૂા. ૨૦) ઇનામ તરીકે આપવાને વાકળ પ્રદેશની એક વ્યક્તિએ અમને જાહેરાત કરી છે. આશા છે કે, પ્રદેશનાં પાટીદાર ભાઈબહેનો મે '૪૮ આખર સુધીમાં ઉપરોક્ત નિબંધ લખીને નીચેના શિરનામે જરૂર મોકલી આપશે

આવેલા નિબંધોમાંથી જે બે નિબંધો પાસ થશે. તે પ્રચારાર્થે પ્રસિદ્ધ કરવા માટે પણ સદર વ્યક્તિએ બીજા વધુ રૂા. ૫૦) પણ આપવાના જણાવ્યા છે.

મંત્રી, વાકળ કેળવણી મંડળ
મોભારોડ (તા. પાદરા)

# ખેતીની સુધારણા

સર મણિલાલ નાણાવટી

આપણી પ્રાંતિક સરકારોનું લક્ષ ખેંચતો હાલનો એક મુખ્ય આર્થિક પ્રશ્ન જમીનદારી પદ્ધતિની નાબૂદીનો છે. બેંગાલ, ફ્લાઉડ કમિશને તેનો અહેવાલ પ્રસિદ્ધ કર્યો ત્યારથી આ જૂનવાણી પદ્ધતિ છોડી દેવાની તરફેણમાં જાહેર જનતાનો અભિપ્રાય મજબૂત રીતે બંધાતો ગયો છે. તથા આ બાબતમાં હિલચાલ કરતાં સરકારને સ્થાપિત હિતોના સામનો કરવામાં મુશ્કેલી ઓછી નડશે.

પરંતુ જમીનદારીનો નાશ એ ઇષ્ટ ધ્યેય એક સાધન માત્ર છે. મુખ્ય પ્રશ્ન આ બાબતમાં આપણા ધ્યેયની સ્પષ્ટતા કરવાનો, તે માટે એક ચોક્કસ નીતિ ઘડી કાઢવાનો છે. આપણી મોટા ભાગની સરકારોએ પ્રશ્નની આ બાજુ વિચારી નથી. તેથી જનતાને એ ખ્યાલ નથી કે જૂનાનો નાશ થતાં નવું શું આવવાનું છે.

આપણું ધ્યેય એ છે કે જેને લીધે વધારેમાં વધારે ઉત્પાદન થાય તેવા પ્રકારની ખેતીની પદ્ધતિ અપનાવવી. આવી પદ્ધતિ રચતાં પહેલાં આપણે બીજાં કેટલાંક અગત્યનાં તત્ત્વોને પણ લક્ષમાં લેવાં જોઈએ. દા. ત. વસ્તીની ગીચતાનું વિધ વિધ પ્રમાણ, ખેડૂતોની જીવનરૂઢિ, મનોદશા અને આર્થિક સ્થિતિ અને ઉદ્યોગોની મર્યાદા.

જગતનો ખેતીવિષયક અર્થશાસ્ત્રનો અભ્યાસ દર્શાવે છે કે ખેતીની મુખ્ય પદ્ધતિઓ ચાર છે. પહેલું તો અમેરિકા અને બ્રિટનની પદ્ધતિની મૂડીવાદી ખેતી છે; પરંતુ સરેરાશ હિંદી ખેડૂતનાં સાધનો જોતાં હિંદમાં આવી કોઈ પદ્ધતિની સફળતા વિષે આશાસ્પદ ધારણા રાખી શકાય તેમ નથી. જમીનદારી પદ્ધતિની નિષ્ફળતા પોતે જ આ દૃષ્ટાંતનો નિર્ણાયક પુરાવો છે.

વળી આવા મોટા ખેતરો બનતાં થતા સાથે કંઈક નવા પ્રશ્નો ઊભા થાય. બેકારી અને અર્ધ-બેકારી જેવી સ્થિતિ ગામડાંઓમાં પ્રવર્તે છે તે ઊલટી વધે. આ પદ્ધતિને નવા જ વિસ્તારોની ખેતી માટે થોડો ઘણો અવકાશ છે—એમાં વધુ પ્રમાણમાં મૂડી રોકવાની રહે.

સામી બાજુએ, આપણી સામે રશિયાની સામુદાયિક ખેતીની પદ્ધતિનો નમૂનો છે. તેમાં જમીન તેમ જ ખેતરને લગતી બધી મિલકત સરકાર

ખેડૂતો પાસેથી લેઈ લે છે. આ બધાં સાધનોને એકઠાં કરે છે અને મોટા પાયા પર યાંત્રિક સાધનો વડે સમૂહખેતીનું સંચાલન કરે છે. તેમાં સરકારના કડક નિરીક્ષણ નીચે ચોક્કસ યોજના મુજબ દરેક ખેડૂતને ખેતરો પર કામ કરવાની ફરજ પાડવામાં આવે છે.

આ પદ્ધતિમાં માનવનું માનવ તરીકે મૂલ્યાંકન નથી; એમાં ખેડૂતોની લાગણીઓ અવગણાય છે; ખેડૂત માત્ર મજૂર બની જાય છે. વળી એથી કેટલાયે માણસો બેકાર બની જાય અને પરિણામે વ્યાપક અસંતોષ ને અંધાધૂંધી ફેલાય. આ પદ્ધતિ શરૂ કરતાં પહેલાં બધા બેકારોને સમાવી શકે તેવી ઔદ્યોગિક વિકાસની યોજનાઓ થવી જોઈએ.

ત્રીજી પદ્ધતિ સહકારી ખેતીની છે, જેમાં કેટલાક વિશિષ્ટ લાભો રહેલા છે. પરંતુ વ્યવહારમાં એમ માલુમ પડ્યું છે કે આ પદ્ધતિના મૂળ પાયા રૂપ સહકારની ભાવના સહજ સ્વરૂપે તેના સભ્યોમાં ન પ્રકટી હોય તો પદ્ધતિ સફળ થતી નથી. નિરક્ષર અને રૂઢિચુસ્ત ખેડૂતોને આવા સંઘોમાં જોડવાનો પ્રયત્ન આ તબક્કે નિષ્ફળ જવાનો. છેલ્લાં ૪૫ વર્ષ દરમ્યાન પ્રાપ્ત થયેલ સહકારી પ્રવૃત્તિના અનુભવે આપણને આ અગત્યનો પાઠ શીખવ્યો છે.

ખેતીની ચોથી પદ્ધતિ ખેડૂત માલિકીની ખેતી છે, જેમાં દરેક ખેડૂત પાસે યોગ્ય પ્રમાણમાં એકઠી જમીન ખેતી માટે હોય છે. આ પદ્ધતિ આપણી પરિસ્થિતિને વધારેમાં વધારે અનુકૂળ છે. આ પદ્ધતિ પ્રમાણે ખેતીમાં વધુમાં વધુ માણસોને કામ મળી શકે છે, ખેડૂતની માલિકીની લાગણી સંતોષાય છે, અને એ રીતે જમીનની સુધારણામાં તે અંગત રસ લે છે અને પોતાની સાથે દેશના લાભમાં પણ વધારેમાં વધારે ઉત્પાદન તરફ તેની દૃષ્ટિ દોડે છે.

જે લોકો સહકારી વ્યવસ્થામાં માને છે, તેમને માટે પણ આ પદ્ધતિ એક ભૂમિકારૂપ બનશે. જેમાંથી સહકારી પદ્ધતિ તરફ સરળતાથી કૂચ થઈ શકશે.

તેથી મહત્ત્વનો પ્રશ્ન આ છે: ખેડૂતની માલિકીની પદ્ધતિ કઈ રીતે રચવી અને તેને સલામત પાયા પર કઈ રીતે મૂકવી? જે નીતિ આ હેતુ માટે સરકારોને અખત્યાર કરવાની રહેશે તેને માટે તેમણે આટલાં પગલાંઓ લેવાનાં રહેશે: (૧) બધી જમીન રાજ્યની માલિકીની હોવાની જાહેરાત, જમીનમાં સર્વ મધ્યસ્થ હિતોનો લોપ, જેઓ પોતે જ ખેતી કરતા હોય તેમને જમીન આપવાની અને તેમના અધિકારો પરત્વે જમીનની અદલાબદલી કે તેના ભાગલા કરવા અંગે પ્રતિબંધ. (૨) દરેક ખેડૂતનું ખેતર એક આર્થિક એકમ

ગણાય અને જ્યાંસુધી એની જમીન એકઠી હોય. (૩) ખેડૂત એના ખેતરમાં કે શકાં તેટલો ખેતરની નજીકમાં નજીક રહે. (૪) ઉત્પાદન સિવાયના હેતુઓ માટે જમીનનો ઉપયોગ કરવા સામે પ્રતિબંધ. (૫) જે માણસની માલિકીની જમીન છે અથવા જેના કબજામાં છે તે જ ખેતી કરે. (૬) પાકના ભાગની પદ્ધતિ નાબૂદ કરવી; તેને બદલે ઓછું રોકડ ભાડું રાખવું. ભાડાનો સંબંધ ભાવોના પ્રમાણ સાથે જાળવવો. (૭) જમીન પરની આંકણીમાં જમીનનો વિચાર કરવો. (૮) પાકના ધોરણ પર જમીનની કિંમત નિયત કરવી. જમીન પર સટ્ટાખોરીનો પ્રતિબંધ, જે ખેડૂતો જમીન ખરીદવા માગતા હોય અને તેમને માટે સરળતાથી ને સસ્તામાં નાણાં મળે તેવી વ્યવસ્થા.

ઉપર્યુક્ત રૂપરેખા જમીનદારી તેમજ રૈયતવારી બને પ્રાંતોને લાગુ પડે તેમ છે. કારણ કે બીજા પ્રકારમાં પણ મોટા ભાગની 'રૈયત' જમીન પરનો પોતાનો કબજો ખોઈ બેઠી હોય છે અને ખાતુત પોતાના પાકમાં ભાગ મેળવવાનો અધિકાર માત્ર ધરાવનાર કે મજૂર બની ગયેલ હોય છે. આપણો અંતિમ ઉદ્દેશ એક સંતુષ્ટ અને નિરોગી કિસાનવર્ગ ઊભો કરવાનો છે કે જે પોતે જ પોતાની મેળે વધુમાં વધુ ઉત્પાદન પૃથ્વીમાંથી કરી શકે. આ રૂપરેખા જુદા જુદા પ્રકારના વિસ્તારોને માટે યોજતાં તેમાં સંજોગાનુરૂપ ફેરફારો કરવા જોઈએ. શરૂઆતમાં એ કદાચ મંદ પણ લાગશે. સાથોસાથ તેમાં યોગ્ય ને અવિસ્તાર કાયદાઓ પણ કરવા જોઈએ. આ ઉપાયોની સમગ્ર અસર એવી થશે કે ખેડૂતની માલિકીની સુયોગ્ય ખેતીપદ્ધતિ અમલમાં આવશે. આ નવરચનામાં કેટલાક નાના ખેડૂતો રહેશે તેમને સહકારી પદ્ધતિમાં સાંકળી લેવા જોઈએ અથવા વધારે વળતર આપતા ઉદ્યોગોમાં કામે લગાડી લેવા જોઈએ અગર સામાજિક સેવાઓમાં પરોવવા જોઈએ. આ સંદર્ભમાં મુંબઈ સરકાર અભિનંદનની અધિકારી છે. તેણે જમીનના વિભાજન પ્રતિબંધને કૉન્સોલીડેશન તેમજ ટેનાન્સીના જે કાયદાઓ કર્યા છે તે મુચિત દિશામાં છે.

જમીનદારી પ્રાંતોમાં એક નવો મુદ્દો ઉપસ્થિત થયો છે. જમીનદારી પદ્ધતિ લુપ્ત કરતાં જમીનદારોને વળતર શું આપવું ! એવું એક સૂચન છે કે જમીનદારોને વળતરમાં બોન્ડ આપવા, જેના પૈસા સરકાર તેમને અમુક હપ્તે હપ્તે આપે. વળતરની આ પ્રથામાં કેટલાંક જોખમો રહેલાં છે. પહેલું. આ વળતરમાં કુલ બે અબજ રૂપિયા જેવી રકમનો પ્રશ્ન ઊભો થાય છે. પ્રાંતીય સરકારોના બજેટ દેવાનો આ પ્રકારનો ઉમેરો તેમને જમીનકર્તા નીચે અને નહેરકામ, શિક્ષણ, ખેતી-સુધારણા વગેરે જેવા રાષ્ટ્રવિધાયક

પ્રવૃત્તિઓ કરતાં તેમને સતત અચકાવું પડે. બીજું, આ બૉન્ડો વાસ્તવિક ચાપણ નહિ હોવાથી તે બજારમાં આવે, ભાવ પર અસર કરે અને ઉત્પાદક હેતુઓ માટે સરકાર નવું નાણું ઊભું કરે તો તેમાં તે નવી મુશ્કેલી ઊભી કરે. ત્રીજું, આ રીતે મેળવેલો પૈસો ઉડાઉ જમીનદારો થોડીવારમાં ઉડાવી દેવાના. નાના જમીનદારોને પણ રોકડ રકમ આપતાં તેનો પત્તો નહિ લાગે અને સ્થિર આવકના અભાવે ભૂતપૂર્વ માલિકોને મુશ્કેલીમાં મૂકશે.

જમીનદારોને વળતર આપવાની વધુ વ્યવહારુ પદ્ધતિ આ છે: જમીનદારી પદ્ધતિ લુપ્ત થતાં સરકાર દર વર્ષે જે મહેસૂલ મેળવે તેમાંથી જમીનદારોને વળતર આપવું; જમીનદારી લુપ્ત થતાં જે વધુ આવક થાય તે વધારામાંથી જ આ વળતર અપાવું જોઈએ.

જમીન અને ખેતી વિષેના આ બધા સુધારાની સફળતાનો આધાર અંતે તો વહીવટીતંત્રની કુશળતા પર રહે છે. આ નવી પદ્ધતિને અનુકૂળ તેવું નવું વહીવટીતંત્ર રચવું જોઈએ. ફક્ત રેવન્યુ ખાતુ આ કાર્યમાં પહોંચી વળવા શક્તિમાન નહિ બને. જમીનસુધારાનું એક અલગ ખાતું જ ખોલવું જોઈશે; એમાં નિષ્ણાતોને જ નિમવા જોઈએ; એ નિષ્ણાતો સેટલમેન્ટ ડીપાર્ટમેન્ટને વધારે અનુરૂપ હોય; તેમાં સહાયભૂત થવા માટે એન્જીનીઅરો હોય અને નિરીક્ષક તરીકે પ્રાદેશિક જમીન કમિશ્નર હોય, જમીનની ફેરબદલી, આંકણી, રસ્તા વગેરે પ્રશ્નો હાથ ધરે. આ પ્રશ્નો ગૂંચવણભર્યા હોય છે અને તાત્કાલિક નિર્ણય અને અમલ માગતા હોય છે. વસ્તીમાં થતા ઝડપી વધારાની દૃષ્ટિએ, જમીનસુધારણાના ઉપાયો અને ઔદ્યોગીકરણ એક સાથે થવાં જોઈએ; એ બન્નેને એક નીતિ વડે સાંકળવાં જોઈએ; જેથી ખેતીમાં જે નિષ્ફળ, નકામા કે અકુશળ નીવડે તેને માટે સગવડ થઈ શકે. ['પ્રજાબંધુ']

---

## વિના-ઓછા-લવાજમ ફંડમાં મદદ

નાઈરોબીથી આંધણીના શ્રી ડાહ્યાભાઈ ઝવેરભાઈ પટેલ શિ. ૭-૫૦ અને સોજીત્રાના શ્રી ફકીરભાઈ અંબાલાલ પટેલ શિ. ૭-૫૦ અને સરોડાથી શ્રી અંબાલાલ જે. પટેલ શિ. ૨; મળ્યા છે. જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

# ગ્રંથસ્વીકાર

(૧) ચંદ્ર : લેખક—છોટુભાઇ સુથાર, પ્રકાશક—તારક મંડળ, આણંદ. કિંમત રૂપિયા ત્રણ.

આપણી ભાષામાં ખગોળવિષયક સાહિત્ય નહિ જેવું છે. એ દરિદ્રતા ફેડવામાં પોતાની શક્તિ પ્રમાણે જે કંઇ થઇ શકે તે કરી છૂટવા આણંદમાં તારક મંડળની સ્થાપના કરવામાં આવી છે. મંડળ તરફથી અત્યાર સુધીમાં વિશ્વદર્શન, આકાશના તારા—નકશા, અને ખગોળ પ્રવેશ પ્રકાશનો બહાર પડ્યાં છે. ચંદ્ર તે પછીનું ચોથું પ્રકાશન છે. વિજ્ઞાનની અભિરુચિ પ્રજામાં કેળવવા માટે આ શ્રેણીમાં સરળ અને મધુર ભાષામાં સચિત્ર પુસ્તકો બહાર પાડવામાં આવે છે. વળી શ્રી. છોટુભાઇ સુથાર વિજ્ઞાનના ઊંડા અભ્યાસી છે એટલે વિગતો અને માહિતીની અશુદ્ધિનો ભય પણ રહેતો નથી. આવી પ્રજાકેળવણીની પ્રવૃત્તિ કરતા મંડળને સહકાર આપવાની સૌની ફરજ છે.

(૨) યંત્રો સામે બળવો : લેખક—એલ. પી. જેક્સ, અનુ.:—ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ, પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, કિંમત દસ આના.

લેખકે યંત્ર શબ્દનો અર્થ ઘણો વિશાળ કરેલો છે. જેમાં એકની એક ક્રિયા ફરી ફરીને થતી હોય તે યંત્ર. એ રીતે જોતાં વિશ્વની રચના, સામાજિક ને રાજકીય તંત્રો, સમાજની રૂઢિઓ અને પ્રણાલિકાઓ, એ બધાં યંત્રો છે. એવાં યંત્રો માણસને તથા સમાજને પોતાનું જીવન ટકાવવામાં તથા તેનો ઉત્કર્ષ સાધવામાં ઉપયોગી જ નહિ, બલકે જરૂરી છે. પણ એ ઉપયોગને અમુક મર્યાદા છે. તે જ્યારે પોતાની મર્યાદા વટાવે, ને માણસનો વિકાસ રૂંધે ત્યારે તેની સામે લડવાની જરૂર ઊભી થાય છે. આ અનુવાદ ગુજરાતી વાચકોને જરૂર ઉપયોગી થશે.

(૩) વાકળ કેળવણી મંડળ : આઠમું નિવેદન (૧૯૪૬—૪૭), ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદની પ્રવૃત્તિ જેમ વાકળમાં એવી પ્રવૃત્તિ શરૂ કરવાના ઉદ્દેશથી મેઆરોડ સ્ટેશન ઉપર સન ૧૯૩૪માં વાંકળ એ. વી. સ્કૂલ શરૂ કરવામાં આવી. આજે એ વિકસીને ચ. એ. સોસાયટીની નાની આવૃત્તિ થઇ છે. સંસ્થાએ કાચાં મકાનને સ્થાને પાકાં નવીન બાંધ્યાં એ બતાવે છે કે મંડળની જરૂરિયાત એ પ્રદેશને લાગી છે. એનો જશ એ મંડળના મંત્રીઓ શ્રી વલ્લભભાઈ મ. પટેલ, ખુશાલભાઇ દા. પટેલ અને પ્રમુખ શ્રી ઉમેદભાઈ મો. પટેલને ફાળે જાય છે. આશા રાખીએ કે એ પ્રદેશની એ વધુ ને વધુ સેવા કરે.

# પ્ર * સં * ગ * ક * થા

## ત્રિપક્ષી વિરોધ છતાં થયેલું લગ્ન

ભાદરણનાં શ્રી જશુમતીબહેન ગોરધનભાઈ પટેલ અને કરમસદના શ્રી રમણભાઈ ગોરધનભાઈ પટેલને અમદાવાદમાં કૉલેજમાં ભણતાં પરિચય થયો અને એ પરિચય લગ્નમાં પરિણમે તેવી સ્થિતિ ઊભી થઈ. શ્રી જશુમતીબહેનના કુળવાનશાહીમાં માનતા સભ્યોએ એનો વિરોધ કર્યો. કારણ કે, શ્રી ગોરધનભાનું કુળ એમને મન પોતાની કન્યા આપવા જેવું ઊંચું ન હતું. શ્રી જશુમતીબહેનના ભાઈ શ્રી અમુલખભાઈ અમદાવાદ રહે છે. કેળવાયેલા છે. એમને કુળનો એવો કંઈ ઊંચનીચનો વાંધો ન હતો. પરંતુ એમણે કેળવણીની દૃષ્ટિએ ના પાડી હતી. શ્રી જશુમતીબહેન સિનિયર બી.એ.માં છે, શ્રી રમણભાઈ જ્યુનિયર બી.એ.માં છે. અને શ્રી રમણભાઈના કુટુંબીઓનો વ્યવહારિક વાંધો હતો. એમનું કહેવું એ હતું કે, એ કુટુંબ આપણને કન્યા આપવા ન ઈચ્છતું હોય તો એમની વિરુદ્ધ જઈ શા માટે એવું લગ્ન કરવું! બંને પક્ષની રાજીખુશી હોય તેવો સંબંધ બાંધવો એ જ વ્યવહાર કહેવાય. આમ ત્રિપક્ષી વિરોધમાં બંને જણે ખાનગી રીતે વડોદરા જઈ કારેલીબાગમાં લગ્ન કર્યું.

## વિરોધના મુદ્દાઓ વિચારીએ

કુળવાનશાહીના ઊંચનીચના ભેદનો વિરોધ ધ્યાનમાં લેવાનો હોય જ નહિ. વરપક્ષનો જે વાંધો હતો, બીજા પક્ષની અનિચ્છાનો, તે વ્યવહારિક ભલે હોય, પરંતુ બીજી રીતે લગ્નથી જોડાનાર યુવકયુવતીને સરખાપણું હોય તો એટલા ખાતર જ એમને લગ્નથી ન જોડાવા દેવાં એમાં મવાળપણું છે. વડીલોની એ સલાહમાં એવી દીર્ઘદૃષ્ટિ નથી કે જે યુવકયુવતીએ સ્વીકારવી જોઈએ. હવે ત્રીજો વાંધો શ્રી અમુલખભાઈનો કેળવણીના ઓછાવત્તાપણાનો જોઈએ. કુળનું ઊંચનીચપણું જેમ રૂઢિવાદી માનસને બિલકુલ સ્વીકાર્ય નથી, તેમ ભણતરનું ઊંચનીચપણું ભણેલા વર્ગને સ્વીકાર્ય નથી: છોકરી મેટ્રિક હોય તો વર ઓછામાં ઓછો ગ્રેજ્યુએટ જોઈએ, છેવટ અન્ડર ગ્રેજ્યુએટથી ઓછો તો ન જ ચાલે. એવી રીતે ગ્રેજ્યુએટ છોકરીને ડબલ ગ્રેજ્યુએટ વર હોય તો સારો, સરખા દરજ્જાનો હોય તો ન છૂટકે સ્વીકારી લેવા જેવો ગણાય. પરંતુ કન્યા કરતાં વર ઓછું ભણેલો તો કોઈ રીતે ન ચાલે! આવી આજે જે આપણી ગ્રંથિ બંધાયેલી છે તેમાંથી નીકળી જવાની જરૂર છે. જો નહિ નીકળીએ તો, જેમ કુળવાનશાહીથી આપણી બહેનો કુરિવાજનો ભોગ બને છે, તેમ આ ગ્રંથિથી એમના વિકાસનો – કેળવણીનો ભોગ

લેવાશે. આજે આપણે ઘણાં વડીલોને જોઈએ છીએ કે એમને દીકરીને વધારે ભણાવવામાં વાંધો નથી, પરંતુ એવો ભણેલો વર નહિ મળે એટલા કારણે જ એ હોશિયાર અને આગળ ભણી શકે તેમ હોવા છતાં અભ્યાસ બંધ કરાવે છે. આ ગ્રંથિ જેમ વડીલોમાં છે તેમ બહેનોમાં પણ છે.

## બહેનોના વિકાસ માટે એ ગ્રંથિમાંથી મુક્ત થવું જોઈએ

હજુ કન્યાકેળવણી એ પાશેરામાં પહેલી પૂણી જેવી છે. એ કેળવણી દિવસે દિવસે વધવાની છે. અને એને ઉત્તેજન આપી આપણે બહેનોમાં જે કુદરતી શક્તિ છે તેનો સંપૂર્ણ વિકાસ કરવા માગતા હોઈએ તો, કન્યા કરતાં વર વધુ ભણેલો જોઈએ તે ગ્રંથિ કાઢવી જોઈએ. વરને આપણે જો કન્યાનો માલિક, શેઠ કે એવા કાંઈ ઊંચો માનતા હોઈએ તો એ જૂની ગ્રંથિ બરાબર છે. પરંતુ વરકન્યા એકબીજાનાં સાથી, સરખા દરજ્જાનાં માનતા થઈએ તો એવી કોઈ મર્યાદા ગણવાની જરૂર નથી. મર્યાદા છે બંનેના સંસ્કારની, વિકાસની, રુચિની. આ સર્વ કંઈ એવાં નથી કે ભણતરનાં એક બે વર્ષ ઓછાંવત્તાં હોય એટલે સરખાં ન હોઈ શકે. અને આ પ્રશ્ન આપણા પ્રાંતમાં જ્યાં કન્યાકેળવણી પ્રમાણમાં ઓછી છે ત્યાં જ મોટો મહત્ત્વનો બન્યો છે. બાકી મદ્રાસ, મહારાષ્ટ્ર, બંગાળ વગેરે પ્રાંતોમાં એવાં કેટલાંય દંપતિ છે કે, જેમાં પત્ની ગ્રેજ્યુએટ હોય અને પતિ મેટ્રિક હોય. ગુજરાતમાં પણ એવા દાખલા શોધે તો જોવા મળે તેવી શરૂઆત થઈ છે. એટલે આ ગ્રંથિ આપણા વડીલો કાઢી નાખે, ભણતી બહેનો તો ખાસ, નહિ તો એથી સ્ત્રીના વિકાસને જ હાનિ થશે. શ્રી અમુલખભાઈને એ અંગે થોડો વાંધો હશે એટલું જ, બાકી એ લગ્ન પછી બંને જણુ એમને ઘેર રહી સાથે ભણે છે એ બતાવે છે કે એમને વડીલોની જેમ ગ્રંથિનાગ્રંથો વાંધો ન હતો. રૂઢિયુસ્તાનાનુ ભૂત એવું છે કે પરિસ્થિતિ પ્રમાણે એ જુદા જુદા સ્વરૂપે આપણામાં દાખલ થાય છે. સમાજના વિચારક વર્ગની ત્યાં જ દક્ષતા છે કે એ જેમ તેનું રૂપ ઓળખે અને તો પણ એને સમાજમાં પ્રવેશવાનો મોકો ન આપવા જોઈએ. આપણી બહેનોના વિકાસને રૂંધતા આ મનોદશા કુળવાનશાહીના બીજારૂપે આપણામાં ન ઘૂસે તે હવે નવા જમાનાએ જોવાનું રહ્યું.

## મેલી રમત

શ્રી જ્યાબહેનને પુનર્લગ્ન કર્યું ત્યારે તેમના કુટુંબના જુવાનો અને કેટલાક અંશે વડીલો પણ સારું કર્યું એમ કહેતા હતા. પરંતુ આ સહાનુભૂતિ

ચલાવનાર વર્ગ કેટલો નિર્બળ છે અને નાત આગેવાનો કેવી મેલી રમત રમે છે, તેનો દાખલો શ્રી રણછોડભાઈ મોતીભાઈ દેસાઈના ઘરને અને શ્રી જયાબહેન ને તેમનાં સગાંવહાલાંને કુટુંબ બહાર મૂકયાં છે તે પ્રસંગમાંથી મળી રહે છે. શ્રી જયાબહેનના લગ્ન પછી તેમના કુટુંબના જુવાનો તથા ઘરડાઓ સભાઓ ભરતા પણ છેલ્લો નિર્ણય કરી શકતા નહિ. ઘરડા માણસો તેમના ઘરને બહાર મૂકવાનું કહેતા, જુવાનો નમતું મૂકીને કહેતા કે, આખા ઘરને નહિ, પણ જયાબહેનને ચિઠ્ઠી ન આપવી. છેવટ યુવકોનું કંઈ ન વળ્યું ને આગેવાનો ફાવ્યા. એ ઘરને કુટુંબ બહાર મૂકયું. શ્રી રણછોડભાઈ મોતીભાઈ દેસાઈના શ્રી જયાબહેન ઉપરના જેમણે પત્રો વાંચ્યા હશે તેમને તો લાગશે કે એમને એની કંઈ પડી નથી. એમણે તો સડી ગયેલા સમાજની આગરૂના જે બે કાંકરા હતા તે ય ફેંકી દીધા છે. શ્રી જયાબહેન તો સેવાના ક્ષેત્રમાં પડી, ગંધાઈ ઊઠેલા સમાજમાંથી નીકળી ચેતનવંતા સમાજમાં જઈને રહ્યાં છે એટલે એમને ચિઠ્ઠીની કે વ્યારસની શી પડી છે!

## કોને ઘર બહાર મૂકયા, નિર્દોષને કે દોષિતને ?

કુટુંબના આગેવાનો સાચે જ એ પ્રસંગને ગુનો માનતા હોય તો એમણે કોને કુટુંબ બહાર મૂકવા જોઈએ? છેલ્લી ઘડી સુધી વિરોધ કરનાર, હજુ પણ એ પૌત્રી સાથે સબંધ ન રાખનાર શ્રી જયાબહેનનાં દાદીમાને કે એ લગ્નમાં મુખ્ય ભાગ ભજવનાર, એ ન હોત તો આ લગ્ન બન્યું ન હોત તેવો સક્રિય રસ લેનાર, લગ્ન વખતે હાજરી આપનાર શ્રી રણછોડભાઈ જેઠાભાઈ દેસાઈને? ખૂબી તો જુઓ. આ આગેવાનોની મેલી રમતની કે શ્રી જયાબહેનના કાકા શ્રી રામભાઈ, જે સમાજની બીકે હૃદયની લાગણી હોવા છતાં આખા કિસ્સામાં તટસ્થ રહ્યા છે તે કુટુંબ બહાર! તમાસો તો જુઓ, જેમણે ખિચારાંએ રડી રડીને, ઝેર પીવાની ધમકી આપીને પણ પૌત્રીને એ પગલું ન ભરવા થાય તેટલું કર્યું તેમને કુટુંબ બહાર! જો સાચે જ આ ગુનો આગેવાનો ગણતા હોય તો એમણે શ્રી રણછોડભાઈ જેઠાભાઈ દેસાઈને કુટુંબ બહાર મૂકવા જોઈતા હતા. એવી હિંમત બતાવનાર શ્રી રણછોડભાઈ એથી ડરવાના પણ નહતા. ત્યારે એવા પ્રથમ કક્ષાના ગુનેગારને કેમ કંઈ શિક્ષા ન થઈ? આગેવાનોની બંધાઈ તે આનું નામ. એમને મૂકવાનો પ્રશ્ન આવે તો આખી વાત જ તૂટી પડે. પટલાઈ કરનારાઓના પગ તળે જ રેલો આવે; એટલે અંધેરી નગરીના રાજકારભારમાં જેવા નગ્નને શૂળીએ ચઢાવે તેમ શ્રી જયાબહેનનાં દાદીમાને અને કાકાને શૂળીએ ચઢાવી

દીધાં. પાતળા શ્રી રણછોડભાઈને છોડી દીધા! છતાં આ મુદ્દા ઉપર યુવક વર્ગ એટલીય ટક્કર ન લઈ શક્યો કે, જો તમારે કુટુંબ બહાર એમને મૂકવા હોય તો પહેલા શ્રી રણછોડભાઈને મૂકો!

## નાત બહાર મૂકવાનું મુહૂર્ત જોઈએ, એ નવું જાણ્યું!

એક જોશીના ઘરમાં રાતના બાર વાગે ચોરી થઈ. જોશી જાગી ગયા પણ એમણે બૂમ ન પાડી. ટીપણું લેઈ મૂરત જોવા લાગ્યા. સવારના ૭ વાગે મૂરત આવ્યું એટલે એમણે તે ઘડીએ બૂમો પાડવા માંડી—ધાજો, ધાજો, ચોર આવ્યા છે. લોક ભેગા થઈ ગયા. અને આ ગાંડપણ શું માંડ્યું કે તેમ જોશીને ઠપકો આપવા લાગ્યા. જોશીએ કહ્યું — ખોટી વાત નથી. રાતે બાર વાગે ચોર આવેલા. પણ બૂમ પાડવાનું મૂરત ૭ વાગે હતું એટલે હમણાં બૂમ પાડું છું! આ વાત ઘણા હસી કાઢે છે, પણ એવા જોશીઓ આજેય છે! શ્રી જયાબહેનના પ્રશ્નને લીધે આગેવાનો આગળ કુટુંબની આબરૂ જાય તેવા દોઢ વરસ પર બનેલો બીજો એક પ્રસંગ પણ રજૂ થયો. આવા વિચક્ષણ નાત આગેવાનોને શ્રી જયાબહેનનું પગલું તરત ખૂચ્યું તો એ કેમ તરત નહિ ખૂચ્યું હોય? પેલા જોશીની પેઠે આપણે એમ માની લેવું રહ્યું કે એ ભાઈને કુટુંબ બહાર મૂકવાનું મૂરત અત્યાર સુધી નહિ આવ્યું હોય! એટલે જ રહી રહીને એમને આજે કુટુંબ બહાર મૂક્યા! આમ વિચારતાં શ્રી રણછોડભાઈ જેઠાભાઈ દેસાઈને કદાચ મૂરત નહિ આવ્યું હોય તે માટે બહાર ન મૂક્યા હોય, અને કોઈ શુભ મૂરતની મુદત ઉપર એ કામ મુલતવી રાખ્યું હોય તોય કોને ખબર? નાત આગેવાનોને કોણ કહે કે નાત 'ખડવા બેઠી છે તે આવી મેલી રમતોથી જ, બાકી તમે જેમને નાત બહાર મૂક્યા એ તત્ત્વો તો ઊલટ સમાજને તારનાર છે.

## નાકરોબીમાં જમણવાર

પૂ. ગાંધીજીના અવસાનના સોળમા દિવસે (તા. ૧૪-૨-૪૭) પટેલ અંબરહુડમાં મોટો જમણવાર થયો. એ કરનાર ત્રીસ વર્ષથી ત્યાં રહે છે, અને પ્રત્યેક પ્રસંગે ત્યાંના સમાજને ઓથપાદ આપતા આવ્યા છે, અને એથી એ 'સાક્ષર'ના નામે ત્યાંની પ્રજામાં ઓળખાય છે. છતાં આવા શોકના દિવસોમાં પણ એમના પુત્રના લગ્ન નિમિત્તે જમણવાર ગયા વગર ન રહી શક્યો! એ અટકાવવા પાટીદાર પડકાર કાર્યાલયે પત્રિકા બહાર પાડી. વાયરલેસ સ્ટેશનથી બોયકોટ કરવામાં આવ્યું. છતાં અરણ્ય રુદનની માફક જમણવાર બે ટંક થયો. બાજુથી વરઘોડો પણ થયો. એમાં મોટા વર્ગે ભાગ લીધો. થઈ કાલે

પટેલ બ્રધરહુડમાં બાપુની શોકસભા મળી હતી ત્યાં એ જ નાગરિકો પકવાનની મહેફિલો ઉડાવવા લાગ્યા! અને બાપુજીની શોકસભા પ્રસંગે પૂર્વ આફ્રિકા નેશનલ કોંગ્રેસના પ્રમુખે આજીવન બ્રહ્મચર્ય પાળવાની અને નાતજાતના બંધનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી, તે માનનીય સજ્જને પણ એ જમણવારમાં ભાગ લીધો!

## આવી વાતો કરીને હવે એને મહત્ત્વ ન આપવું જોઈએ

છેલ્લાં પચ્ચીસ વર્ષથી આપણે આવા પ્રસંગોને ને લોકોને બહુ વખોડી કાઢ્યા. એ નિમિત્તે ઘણી ચર્ચા કરી. હવે હિંદના નવા યુગમાં આ પ્રસંગોને દુર્ગંધ માની જ્યાં અને ત્યાં દાટી દઈએ એમાં એનો આવરદા ટૂંકો થશે. આવા રિવાજો ખોટા છે તે પ્રચાર કરવા પચ્ચીસ વર્ષ આપણે એની બહુ ચર્ચા કરી. હવે જે લોકો આવા પ્રસંગો કરે છે અને એમાં રાચે છે તે ય કબૂલે છે કે એ ખોટું છે. છતાં એ કરે છે તેનું કારણ સમાજમાં એની વાહ વાહ થાય છે અને જમનાર વર્ગ જીવતો છે. હવે નવા યુગમાં જે કરવાનું છે તે પેલા વર્ગને બોધ આપવાનું નહિ. બોધ તો જેને જ્ઞાન ન હોય તેને આપવાનો હોય. પરંતુ આ વર્ગ કંઈ અજ્ઞાનને લીધે કરતો નથી, સાક્ષર જ કરે છે! એટલે આ જ્ઞાની વર્ગની નિર્બળતા દૂર કરવાનો ઉપાય જે નાનો પણ વખત આવ્યે આચરી બતાવે તેવો વર્ગ છે, તેણે પહેલ કરવી અને પોતાના પક્ષમાં કાર્યદ્વારા સંખ્યા વધારવી. આ જમણમાં બહુ બહુ તો પાંચ ટકાએ ભાગ નહિ લીધો હોય. એ નાનો વર્ગ સંખ્યાની દૃષ્ટિએ પોતાને નિર્બળ માને છે તે ગ્રંથિ એણે કાઢી નાખી આચરણ કરવાની કમર કસવી જોઈએ. ઉપરનો પ્રસંગ એટલું જ બતાવે છે કે, સાક્ષરો અને દેશના રાજકીય આગેવાનો, જ્ઞાનમાં કે કાયદામાં ભલે નિષ્ણાત હોય, પણ સામાજિક ક્ષેત્રે એટલા જ નિર્બળ છે. એવા નિર્બળોને સામાજિક પ્રવૃત્તિના સારથિ ન બનાવતાં એ ક્ષેત્રે જેણે આચરણ કર્યું હોય તેવા વર્ગને એ લગામ સોંપવી જોઈએ. અને એવો વર્ગ પણ છે એ નાઈરોબીમાં થયેલું સાદું લગ્ન બતાવે છે.

## નાઈરોબીમાં સાદું લગ્ન

કરમસદના શ્રી. જશભાઈ ગોરધનભાઈ પટેલનું લગ્ન એ જ પટેલ બ્રધરહુડમાં એ અરસામાં જ તારાપુરના શ્રી. ચુનીભાઈ ભાઈલાલભાઈ અમીનનાં પુત્રી શ્રી. વિમળાબહેન સાથે થયું. શ્રી જશભાઈ ૩૨ વર્ષની ઉંમરના છે. યુગાન્ડામાં ડૉક્ટર છે. શ્રી વિમળાબહેન ૨૦ વર્ષનાં છે અને

ગ્રીઝીમીનરી સુધીનો અભ્યાસ કર્યો છે. આ લગ્નમાં જાન, પગરણ કે ચાંલ્લાની લેવડદેવડને સ્થાન ન હતું. આમ સાદાઈથી લગ્ન પતાવવાનો બધો યશ શ્રી જશભાઈને ફાળે જાય છે. બાકી કન્યાપક્ષે તો આ અગાઉના લગ્નપ્રસંગે મોટી ધામધૂમ કરેલી છે. એટલે શ્રી જશભાઈની જગાએ કોઈ બીજો ધામધૂમીઓ વર હોત તો એ તો આ વખતે પ ઉપર પ્રસંગ ઉજવાયો તેવો ઉજવત. આમ કોઈ જાતની લેવડદેવડ ન સ્વીકારનાર શ્રી. જશભાઈ તરફથી ગામની દીકરીઓને વરસલામી વહેંચાઈ! એ કરતાં કોઈ બહેનોના મંડળને મદદરૂપે એ રકમ અપાઈ હોત તો એ દ્વારા જે સુવાસ ફેલાત તે જ નવી સલામી તરીકે શોભારૂપ ગણાત. આવા યુવકો હજુ આફ્રિકામાં છે ત્યાં સુધી જુવાન વર્ગે હિંમત હારવાનું કારણ નથી. હવે જે કામ કરવાનું છે તે આવા નાના વર્ગને સંગઠીત કરી સ્વતંત્ર હિંદી તરીકે પરદેશમાં પોતાનો ગાભો વધારવાનું.

## જમણવાર પરનો અંકુશ રદ નહિ થાય

અનાજની તંગીને કારણે સામુદાયિક જમણવાર પર સરકારે લડાઈના સમયે પ્રતિબંધ મૂક્યો. અનાજની માપબંધી નીકળી જવાથી એ પ્રતિબંધ વડોદરા ગવર્મેં દૂર કર્યો. મુંબઈ પ્રાંતમાં પણ તે કાઢી નાખવા એક ધારાસભ્ય ધારાસભામાં દરખાસ્ત લાવ્યા હતા. પરંતુ પૂરવઠા ખાતાના પ્રધાન શ્રી દીનકરરાવ દેસાઈએ જણાવ્યું કે, અનાજ મેળવવામાં મુશ્કેલી છે અને કંટ્રોલ ઉઠાવ્યા પછી ચોખાના ભાવોમાં જે વધારો થયો છે તે જોતાં જમણવારો પરનો અંકુશ ઊઠાવી લેવાશે તો હજી પણ ભાવો ઊંચા જશે, એટલે ઠરાવ પાછો ખેંચી લેવાયો હતો. અનાજની પ્રધાન સાહેબની મુશ્કેલી સાચી છે. પરંતુ માપબંધી ઊઠાવી લીધી તે બતાવે છે કે અનાજની સ્થિતિ કંઈક અંશે તો સુધરી છે. એ પ્રમાણે જમણવારનો પ્રતિબંધ સંપૂર્ણ કાઢી નાખવામાં ન આવે તો પણ સંખ્યાની હાલની ૨૫ની વસ્તીમાં વધારો થવાની જરૂર હતી. આજે તો એ કાયદો ઉપહાસપાત્ર જ બન્યો છે. જમણવાર થાય છે પણ એ અંગે કડક પગલાં લેવાતાં હોય તેવું નજરે પડતું નથી.

## નવી વ્યાખ્યા — પત્ની એટલે પલંગિયું!

હિંદની પાર્લામેન્ટમાં સને ૧૯૪૭-૪૮ના રજૂ કરેલા બજેટ ઉપર જે ટીકાઓ થઈ હતી તેના જવાબ આપતાં નાણાંપ્રધાન શ્રી ષણમુખમ ચેટીએ કહ્યું કે, 'એક સભ્યે જણાવ્યું હતું કે આ બજેટ નવી સાડીમાં જૂની પત્ની જેવું છે.

આમાં મને મોટામાં મોટી અંજલિ મળી છે એમ હું માનું છું. મનુષ્ય જ્યારે મોટો થતો જાય છે ત્યારે જૂની પત્નીની કિંમતનું એને ભાન થાય છે. ને મારા જીવનમાં હું એવી ઉમરે હવે આવી પહોંચ્યો છું જે વખતે નવાં પતંગિયાં કરતાં હું જૂની પત્નીને વધારે પસંદ કરું છું!' તે સમયે પાર્લામેન્ટમાં હસાહસ થઈ. આ જ પ્રધાન સાહેબ જો કોઈ સ્ત્રીઓની સભામાં બોલવાનો પ્રસંગ હોત તો સ્ત્રીને માનવીને સ્થાનેથી દેવીના આસને બેસાડી દેત. પરંતુ આમ કટાક્ષ કરવા જતાં એમના અંતરમાં સ્ત્રી માટે જે ભાવ છે તે ઉઘાડો પડી ગયો છે! એ જ પુરુષ માનસનો બીજા સભ્યોએ હસીને પડઘો પાડયો છે. સ્ત્રી વિષે ભલે સરખાપણાની વાતો થાય, પણ પુરુષના અંતરમાં સ્ત્રી રમકડું, કટાક્ષની વસ્તુ, બે ઘડી મોજની વસ્તુ રહી છે. આ પુરુષનું માનસ ત્યારે જ બદલાશે કે સ્ત્રી એવી બનવાનો ઈન્કાર કરશે.

## જ્ઞાતિની હાઉસીંગ સોસાયટીઓ હવે નહિ સ્થપાય

શહેરોમાં આજે વસવાટ માટે સહકારી ધોરણે નવી નવી સોસાયટીઓ બંધાતી જાય છે. પાટીદાર હાઉસીંગ સોસાયટી જેવી જ્ઞાતિઓની જુદી જુદી સોસાયટીઓ હાલ છે. હવે જ્ઞાતિના ધોરણે કોઈ સોસાયટી સરકાર માન્ય નહિ કરે. આ એક શુભ શરૂઆત છે. પરંતુ એથી આગળ વધી ધાર્મિક કે પ્રાંતિક ધોરણે જે બંધાય છે તેને પણ સરકારે માન્ય ન કરવી જોઈએ. જેવી કે જૈન સોસાયટી, મહારાષ્ટ્રીય સોસાયટી વગેરે. કારણ કે જ્ઞાતિવાદ જેવા આ વાદો પણ પોષવા જેવા નથી.

## નાઈરોબીમાં પાટીદાર પરિષદ

પૂર્વ આફ્રિકા પાટીદાર પરિષદનું પહેલું અધિવેશન મોમ્બાસામાં સન ૧૯૪૬ના માર્ચ માસમાં ભરાયું હતું. તે પછી બે વર્ષે આ બીજું અધિવેશન ચાલુ માસની ૨૬-૨૭-૨૮ તારીખોએ નાઈરોબીમાં ભરાવાનું છે. પહેલા અધિવેશનના ઠરાવોમાં મોટે ભાગે આર્થિક સ્થિતિ અંગે ઠરાવ થયા હતા. પરંતુ એના અમલ રૂપે કંઈ પરિણામ આવ્યું કે નહિ તે જાણમાં નથી. આ પરિષદ ભરાઈને શું કરે છે તે જોવું રહ્યું. આશા રાખીએ કે તે પહેલી પરિષદના અનુભવમાંથી પરિસ્થિતિ પામી કંઈ આગળ વધશે

*

સુધારો: ગયા અંકમાં ડૉ. કમુબહેન ડબ્લીનથી નર્સિંગનો અભ્યાસ કરીને આવ્યાં છે એમ સમાચાર છે, તેને બદલે સ્ત્રીઓ અને બાળકોના ખાસ રોગોનો અભ્યાસ કરીને આવ્યાં છે તેમ વાંચવું.

## ઇશ્વર પેટલીકરનાં પુસ્તકો

નવલકથાઓ

| | | |
|---|---|---|
| ૧. | જનમટીપ (બીજી આવૃત્તિ) | ૩-૦-૦ |
| ૨. | લખ્યાલેખ ( „ ) | ૩-૧૨-૦ |
| ૩. | ધરતીનો અવતાર | ૨-૮-૦ |
| ૪. | પંખીનો મેળો | ૨-૮-૦ |
| ૫. | પાતાળ કૂવો | ૩-૦-૦ |
| ૬. | કળિયુગ ભા. ૧ | ૩-૦-૦ |
| ૭. | કળિયુગ ભા. ૨ | ૩-૦-૦ |

નવલિકા

| | | |
|---|---|---|
| ૮. | તાણાવાણા | ૩-૦-૦ |
| ૯. | માનતા | ૨-૮-૦ |
| ૧૦. | પટલાઇના પેચ ભા. ૧ | ૦-૧૦-૦ |
| ૧૧. | પટલાઈના પેચ ભા. ૨ | ૦-૧૦-૦ |

રેખાચિત્રો

| | | |
|---|---|---|
| ૧૨. | ગ્રામચિત્રો | ૨-૮-૦ |

# કર્મયોગી રાજેશ્વર

શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ કૃત આ નવલકથા માટે શ્રી વિજયરાય વૈદ્ય માનસી પત્રમાં લખેલો અભિપ્રાય.

ઇતિહાસની પાતળી શી પોથી હાથ, એ નાનાં હાટકાં ત્રીશેક વર્ષ પર માસ્તરે રજૂ કરેલાં યાદ આવે છે. તૈલંગણના રાજાના સેનાપતિ બારપે મૂળરાજ સોલંકીને કાળો હાથી ભેટ મોકલી તેનું અપમાન કરવાથી મૂળરાજ અને એના કુંવર ચામુંડે લાટ પર ચડાઈ લઈ જઈ બારપને હરાવ્યો અને માર્યો હતો; આજના અવદીચ બ્રાહ્મણો એટલે મૂળરાજે ઉત્તરમાંથી બોલાવીને ગુજરાતમાં વસાવેલા સેંકડો બ્રાહ્મણોના વંશજ... આજે પ્રાગૈતિહાસિક લાગતા એ રાગાડ્જવનના અવશેષોમાં આ રસવંતી નવલનું વાચન માંસરુધિર પૂરી એને ચેતનવંતું ચર્મ મઢે છે–બારપની હાર અને વધ પછી તુર્ત શરૂ થતી 'કર્મયોગી રાજેશ્વર' ઉત્તરાપથની સહસ્રાધિક સંસ્કાર-મૂર્તિઓ ગુજરાતમાં પગ-ધારવા સાથે ઔચિત્યપૂર્વક સંકેલન પામતી જાય છે. એ બે છેડાની વચ્ચે તથા ઔદિચ્યાગમન પછીના દશ પ્રકરણમાં શું શું છે એનો સારાંશ પણ અહીં આપવો નથી; કેમકે નવલ તમે વાંચી હશે તો સારની જરૂર નથી; નહિ વાંચી હોય, તો તમારી પાસે એ વંચાવવી છે માટે, ને વાંચો ત્યારે એની લિજ્જત પૂરેપૂરી માણો માટે એ સાર નથી આપ્યો.

સાર-બાર ને સાટે આટલું જ: વાર્તા પૂરી કર્યા પછીના દિવસો ને દિવસો લગી એનાં પાત્રોએ મારો કેડો મૂક્યો નહોતો. આસપાસ આકાશમાં અંતરમાં આભાસ જ થયા કરતો હતો. એ ચામુંડ-પલ્લવી અને હલ્લ-કેતકીનાં યુગલોનો, એ પરમાર્થપંથી મૂળરાજ અને સ્થિતપ્રજ્ઞ [illegible]નો, એ વિચક્ષણ જમ્બકદેવ અને અદ્ભુત વિલાસીયોગી વલ્લભદેવનો, એ લઘુ ચાણક્ય વિષ્ણુપદ્મનો, એ તેજસ્વિની છતાં પતિપરાયણા ચૌલાદેવી અને રમતિયાળ વાવિણીનો. વાચકની ચિત્તભૂમિમાં આમ જીવતાં બની જતાં સંખ્યાબંધ પાત્રો; પ્રસંગાનુકૂળ ઘટતા રસને—આસક્તિ હોય ત્યાં અનુર્મિલ છે. શૃંગાર હોય ત્યાં પણ મર્યાદિત છે—અણધારી સચોટ કલાથી જમાવાતી ઘટનાઓ, નાટ્યબાજી રહીને, એમાં શસ્ત્રાં વિના આગાયલા ખટપટો અને કાવતરાંનો વાસ્તવિક ચિતાર, મધ્યકાલીન ગુર્જરાતને ખડું કરી દેતાં નકશીદાર વર્ણનો; સ્થળો, સમારંભો, વગેરેનાં. ચાતુર્યમય છતાં વાક્ચાપલ રહિત, ધૃતિમય છતાં અંધશ્રદ્ધા રહિત સંભાષણો; અસામાન્ય મર્મગ્રાહી મર્મતત્ત્વચર્ચા; ખોટી ચમકદમક વિનાની અને તેથી સમતોલપણે વહેતી રસાળ લેખનશૈલી; આવાં મુખ્ય મુખ્ય લક્ષણોવાળી આ ખરી ઐતિહાસિક (એનાં બાવીસ મુખ્ય પાત્રોમાંનાં સોળ ચાર તો શુદ્ધ ઐતિહાસિક અને ઇતિહાસને વફાદાર રહીને સર્જેલાં છે) નવલકથા દરેક સામાન્ય તેમ જ અસામાન્ય નવલવાચકનું પ્રીતિભાજન થવાને યોગ્ય છે.

# પાટીદાર

સ્થાપક: સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

૨૦૦૪ ] એપ્રિલ–'૪૮ [ વૈશાખ

જીવનની મૂળભૂત વસ્તુ સુખ પણ નથી, તેમજ દુઃખ પણ નથી; પરંતુ એ બંનેની હાજરીથી ઊભી થતી ખેંચાતાણનું ભાન છે. બંનેમાંથી માત્ર એકવાળું જીવન કલ્પી શકાતું જ નથી. જેમ પાણીની ઉત્પત્તિ માટે ઑક્સિજન અને હાઇડ્રોજનની મેળવણી જરૂરી છે, તેમ જીવનના ઘડતર માટે સુખ અને દુઃખની મેળવણી આવશ્યક છે.

—એલ. પી. જેક્સ

તંત્રી

ઈશ્વર પેટલીકર

# આ અંકની સામગ્રી


| | | |
|---|---|---|
| એક યુવકનાં મનોમંથન | ... ... ... | ૧ |
| સ્ત્રીઓ અને અર્થજીવન | મણિભાઈ શનાભાઈ પટેલ | ૩ |
| વિધવાવિવાહનો ઉકેલ શો? | ગટુભાઈ ધ્રુ | ૭ |
| ગ્રંથસ્વીકાર | ... ... ... | ૧૧ |
| નારણની બિમારી | ઇશ્વર પેટલીકર | ૧૨ |
| પરિષદ ક્યારે સફળ થાય? | પીતાંબર પટેલ | ૧૬ |
| મુંબઈ પાટીદાર સંમેલન | મંત્રી, સ. પા. પ. સં. સમિતિ | ૧૯ |
| ભણેલી સ્ત્રીઓ ને બહારનું કામ | પુષ્પ | ૨૧ |
| ગોપબ્બી ને ચટ વાત | અરવિંદ પટેલ | ૨૪ |
| આપણું મતદારો | નિરીક્ષક | ૨૮ |
| સમાચાર | ... ... ... | ૩૨ |
| પ્રસંગકથા | ... ... ... | ૩૩ |



**વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩ : પરદેશમાં શિલિંગ ૬**

છૂટક નકલ પાંચ આના.

**'પાટીદાર' કાર્યાલય—આણંદ**

+ દર મહિનાની ૨૫મી તારીખે માસિક નિયમિત પ્રગટ થાય છે.
+ અંક ન મળ્યાની ફરિયાદ આખર તારીખ સુધીમાં જણાવી દેવી. તે પહેલાં પોસ્ટમાં તપાસ કરવી.
+ કાર્તિક અને વૈશાખ, એમ બે દાતે વાર્ષિક ગ્રાહક નોંધાય છે. વચ્ચે ગ્રાહક થનારને શિલક હોય ત્યાં સુધી પાછલા અંક મોકલાય છે.
+ નવા ગ્રાહક થનારને વૈશાખના અંકથી માસિક ગણાશે. પાછલા અંકો ખલાસ થયા છે.
+ નનામા પત્રો કે લેખ ઉપર ધ્યાન આપવામાં નથી આવતું. ન સ્વીકારેલ લેખ પોસ્ટની ટિકિટો બીડી હશે તો જ પરત કરાશે.

આ માસિક આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં શ્રી. આશાભાઈ ગોરધનભાઈ પટેલે મોહનભાઈ મોતીભાઈ પટેલ માટે છાપ્યું. તા. ૨૫-૪-'૪૮

આમ જનતાના માનીતા આ રાષ્ટ્રીય સાપ્તાહિક "ખેડા વર્તમાન"ના વાર્ષિક ગ્રાહક થઈ તેનો એકેએક અંક નિયમીત વાંચો. જેથી તમોને "ખેડા જિલ્લા" ઉપરાંત ગુજરાતના છેલ્લામાં છેલ્લા સમાચારો મલી રહેશે. ઉપરાંત, અઠવાડિક ભવિષ્ય, રાષ્ટ્રીય પ્રવાહો ઉપર ચર્ચા કરતી "આઝાદીની આગેકુચ, નિયમીત રસમય ટુંકી વાર્તા, ખેડા જિલ્લાના કલેકટર સાહેબ તરફથી તથા સિવિલ સપ્લાઈઝ ડીપાર્ટમેન્ટ મુંબઈ તરફથી બહાર પડતા તમામ હુકમો, પ્રેસનોટો વિગેરે નિયમીત પ્રસિદ્ધ થાય છે. આફ્રિકા ખાતે એજન્સી આપવાની છે



# ખેડા વર્તમાન

તદુપરાંત વાર્ષિક ગ્રાહક થનારને સ્પેશીયલ અંકો

**ભેટ અપાય છે.**

તદુપરાંત જાહેર ખબર માટે આ પત્ર ઉત્તમ સાધન છે.

☞ વધુ વિગત માટે આજેજ લખો ☜

મેનેજર, "ખેડા વર્તમાન"

ખેડા. ઈન્ડીયા, ગુજરાત.

# કર્મયોગી રાજેશ્વર

**શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ કૃત આ નવલકથા માટે શ્રી વિજયરાય વૈદ્ય માનસી પત્રમાં લખેલો અભિપ્રાય.**

ઇતિહાસની ખાતરી શી પોથી દ્વારા, બે નાનાં હાડકાં ત્રીશેક વર્ષ પર માસ્તરે મત્ કરેલાં યાદ આવે છે. તૈલંગણના રાજાના સેનાપતિ બારપે મૂળરાજ સોલંકીને કાણો હાથી ભેટ મોકલી તેનું અપમાન કર્યાથી મૂળરાજ અને એના કુંવર ચામુંડે લાટ પર ચઢાઈ લઈ જઈ બારપને હરાવ્યો અને માર્યો હતો; આજના અવદીચ્ય બ્રાહ્મણો એટલે મૂળરાજે ઉત્તરમાંથી બોલાવીને ગુજરાતમાં વસાવેલા સેંકડો બ્રાહ્મણોના વંશજ... આજે પ્રાગૈતિહાસિક લાગતા એ રાજજીવનના અવશેષોમાં આ રસવંતી નવલનું વાચન માંસરુધિર પૂરી એને ચેતનવર્ણો ચર્મ મઢે છે-બારપની હાર અને વધ પછી તુર્ત શરૂ થતી 'કર્મયોગી રાજેશ્વર' ઉત્તરાપથની સહસ્રાધિક સંસ્કાર-મૂર્તિઓ ગુજરાતમાં પદ્-ધારવા સાથે ઔચિત્યપૂર્વક સંકેલન પામતી જાય છે. એ બે છેડાની વચ્ચે તથા ઔદિચ્યાગમન પછીનાં દશ પ્રકરણમાં શું શું છે એનો સારાંશ પણ અહીં આપવો નથી; કેમકે નવલ તમે વાંચી હશે તો સારની જરૂર નથી; નહિ વાંચી હોય, તો તમારી પાસે એ વંચાવવી છે માટે. ને વાંચો ત્યારે એની લિજ્જત પૂરેપૂરી માણો માટે એ સાર નથી આપ્યો.

સાર-બાર ને સાટે આટલું જ: વાર્તા પૂરી કર્યા પછીના દિવસો ને દિવસો લગી એનાં પાત્રોએ મારો કેડો મૂક્યો નહોતો. આસપાસ આકાશમાં અંતરમાં આભાસ જ થયા કરતો હતો. એ ચામુંડ-પલ્લવી અને હલ્લ-કેતકીનાં ઘુમલોનો, એ પરમાર્થપથી મૂળરાજ અને સ્થિતપ્રજ્ઞ કંથડીનો, એ વિચક્ષણ જબકદેવ અને અદ્ભુત વિલાસીયોગી વયજલ્લદેવનો, એ લઘુ ચાલુક્ય વિષ્ણુપદમૂનો, એ તેજ-સ્વિની છતાં પતિપરાયણા ચૌલાદેવી અને રમતિયાળ વાચિણીનો. વાચકની ચિત્ત-ભૂમિમાં આમ જીવતાં બની જતાં સંખ્યાબંધ પાત્રો; પ્રસંગાનુકૂળ ઘટના રસને -ભક્તિ હોય ત્યાં અનુમિલ છે, શૃંગાર હોય ત્યાં પણ મર્યાદિત છે—અણકલ્પી સચોટ કરાણી જમાવતી ઘટનાઓ, તટસ્થતાની શૈલીએ, એમાં ગપ્પાં વિના અપાયેલો ખટપટો અને કાવતરાંનો વાસ્તવિક ચિતાર, મધ્યકાલીન ગુજરાતને ખડું કરી દેતાં નકશીદાર વર્ણનો; સ્થળો, સમારંભો, વગેરેનાં, ચાતુર્યમય છતાં વાક્ચાપલ રહિત. રતિમય છતાં અંજનમણી રહિત સંભાષણો; યથાસ્થાન મર્મગ્રાહી ધર્મતત્ત્વચર્ચા; ખોટી ચમકધમક વિનાની અને તેથી સમતાપણે વહેતી રસાળ લેખનશૈલી: આવાં મુખ્ય મુખ્ય લક્ષણોવાળી આ ખરી ઐતિહાસિક (એનાં વીસબાવીસ મુખ્ય પાત્રોમાંનાં સોળ પાત્ર તો શુદ્ધ ઐતિહાસિક અને ઇતિહાસને વફાદાર રહીને સર્જાયલાં છે) નવલકથા દરેક સામાન્ય તેમ જ અસામાન્ય નવલવાચકનું પ્રીતિભાજન બનવાને યોગ્ય છે.

આ નવલકથાની સુધારેલી, ગુજરાતના તે જમાનાના નકશાવાળી નવી આવૃત્તિ (કિંમત રૂ. ૪॥) સુરતના "ગાંડીવ સાહિત્ય મંદિર"માંથી અગર કોઈપણ ચોપડીવાળાને ત્યાંથી મળશે.

# વલ્લભ વિદ્યાનગરના પ્લોટની વહેંચણી

વલ્લભ વિદ્યાનગરના નકશાને સરકારની મંજૂરી થોડા વખતમાં મળી જશે અને લૉટ નાખીને પ્લોટોની વહેંચણી તા. ૧-૬-૪૮ના રોજ મંડળની ઑફિસ આગળ બપોર પછી બે વાગે થશે. મંડળને કરમસદ અને આણંદની હદની જમીન આપનાર અને તે સ્થળોના વિદ્યાનગરના પ્લોટ ખરીદનાર સર્વ ભાઈબહેનોને આ વખતે હાજર રહેવા વિનંતિ છે. બાકરોલની હદના પ્લોટની વહેંચણીની તારીખ પછી જાહેર કરવામાં આવશે. પ્લોટની વહેંચણી નીચેના ધોરણે થશે.

૧. મંડળને એક વીઘુ જમીન આપનારને ૫૦૦ ચો. વા. ના બે પ્લોટ મળી કુલ ૧૦૦૦ ચો. વા. પ્લોટના રૂપમાં પાછા આપવામાં આવશે. પ્લોટ નાના મોટા હશે વા જમીન વધારે ઓછી હશે તો એક ગુંઠા જમીન બદલ ૪૨½ ચો. વા. ને હિસાબે કુલ ક્ષેત્રફળના પ્રમાણમાં પ્લોટ આપવામાં આવશે અને તે હિસાબે વધતાં ઓછાં નાણાં આપવા લેવામાં આવશે.

૨. પાણીના નળ, મેલાપાણીની ગટરો, રસ્તા, વગેરે પ્રાથમિક ખર્ચ માટે પ્લોટના ક્ષેત્રફળના વાર દીઠ રૂ. ૧। લેખે સુધારણા ખર્ચ પેટે જમીન-માલિકે તા. ૧૫-૫-૪૮ પહેલાં મંડળની ઑફિસમાં નાણાં ભરી દેવાં જોઈએ.

૩. જમીન આપનાર પાસે સુધારણા માટે આપવાનાં રોકડાં નાણાં નહિ હોય તો તેમની પાસેથી મંડળ નાણાં માટે જરૂર પ્લોટ વેચાતા લેશે અને સુધારણા માટે નાણાં ભરવાની સગવડ કરી આપશે.

૪. જે જમીનમાલિકો સુધારણાનાં નાણાં તા. ૧૫-૫-૪૮ પહેલાં ભર્યાં નહિ હોય તેમના પ્લોટ એક બાજુએ કાઢી આપવામાં આવશે અને તેમાં પાણીના નળ, ગટર, રસ્તા, વગેરેની વ્યવસ્થા મંડળ કરશે નહિ.

૫. મંડળ પાસેથી સીધા પ્લોટ ન લેનાર, પણ બીજા કોઈ પાસેથી પ્લોટ લેનાર માણસે ઉપર મુજબ સુધારણા માટે નાણાં ભરી દેવાં જોઈએ.

૬. જેમણે મંડળમાં પૂરેપૂરાં નાણાં ભરી પ્લોટ રીઝર્વ કરાવ્યા છે તેમને જે ગામની હદમાં પ્લોટ રીઝર્વ કરાવ્યા હશે તે હદમાંના પ્લોટ આપવામાં આવશે.

૭. પ્લોટ રાખવા ઇચ્છનારને બનતી અનુકૂળતા આપવામાં આવશે.

૮. પ્લોટની વહેંચણી તા. ૧-૬-૪૮ના રોજ થનાર છે. તે પહેલાં ૫૦૦ ચો. વા. ના પ્લોટની બધી મળી કિંમત રૂ. ૨૨૫। છે તે ભાવથી પ્લોટ મળી શકશે. વહેંચણી થયા પછી પ્લોટના ભાવ ઉપર કોઈ પણ પ્રકારનો અંકુશ રહેશે નહિ.

વલ્લભ વિદ્યાનગર,
આણંદ, તા. ૧૫-૪-૪૮

ભીખાભાઈ કુ. પટેલ
મંત્રી

ઉપનિષદોનો સામાન્ય અભ્યાસ પણ કર્યો, છતાં હજી મારી ભૂખ શમતી નથી. શ્રી અરવિંદ સાહિત્ય ખરીદું એ તો આપને યાદ હશે. એ સાહિત્ય લેઈ હું મુંબઈ આવ્યો. ઉત્તરપાડા વ્યાખ્યાન આખે વંચાવેલું અને એની મોટી અસર થયેલી. જ્યાં હું ઊભો છું ત્યાંથી હવે ઉર્ધ્વ પ્રયાણ કરવાનો વિચાર મને યોગ્ય લાગે છે. પરંતુ નાના ભાઈઓને છોડીને આગળ જવામાં આત્મ છેતરપિંડી કરતો હોઉં તેવું લાગે છે.

બીજું, બહુજન કલ્યાણ એ જ આત્મસાક્ષાત્કાર છે એમ સમજાયું છે. એક બાજુ વાસ્તવિકતા પકડી રાખે છે, બીજી બાજુ ધ્યેય ખેંચે છે, મનમાં થાય છે કે જો દલદલમાં ખૂંપી ગયો તો પાછો તરવા વારો નહિ આવે. તો કહે છે કે અનાસક્તિભાવ કેળવતો જજે. ઠીક ભાઈ, ઠીક!

ઘણી વખત થાય છે કે શ્રી વિનોબા ભાવે પાસે દોડી જાઉં. અને એમનો શિષ્ય થઈ રહું અને મારો વિકાસ સાધું. પણ માબાપે જે નાના ભાઈઓના વાલીપણાનો વારસો મને સોંપ્યો છે, તે એમને ધંધે વળગાડ્યા વગર છોડી શી રીતે શકાય? મા જાણે મને મોટા સાદે કહી રહી હોય કે, તારે ભરોસે મેં એમને મૂક્યા હતા અને એમને રખડતા મૂકી તું ક્યાં ચાલ્યો જાય છે? અને તરત પાછો પડું છું. સાચે જ સમાજમાં જે સ્થાન અમારું છે તે જોતાં માગ જતાં એ બંને નાના ભાઈ રખડી જાય. ન ધંધે વળગી શકે કે ન પરણી શકે. અને આજીવન એ અપરણિત રહે તો કેવું પાપમય જીવન એમનું થાય એ દૃશ્ય મારી આંખ આગળ ખડું થતાં ત્રાસી ઊઠું છું.

સમન્વય છે કે મારી આસક્તિ છૂટતી નથી. મારું મનોબળ એટલી હદે કેળવાયું નથી. એટલે ધડાકા મારથી થઈ શકતો નથી. બુદ્ધદેવ યશોધરા ગભ્રુનિને મૂકી જતા સાત સાત વખત ઉંબરા બહાર ગયા અને પાછા આવ્યા એનું કારણ મારી દૃષ્ટિએ માપું છું તો લાગણી નહિ પણ આસક્તિ જ હશે. છતાં એટલા પ્રયત્ને એમનું મનોબળ કેળવાયું અને છેલ્લી વખતે એ ત્યાગી 'બહુજન કલ્યાણ' કરવા ચાલ્યા ગયા.

આપના લખવા પ્રમાણે 'પંચો સાથે બળવો' પુસ્તક ખરીદીને વાંચી નાખ્યું. વિચારો મૌલિક છે. એનો મુખ્ય મુદ્દો, જીવન સ્વભાવતઃ પરિવર્તનશીલ છે — એ સાથે જ મૌલિકતાની પરાકાષ્ઠા છે. કુશળ હશો. આપની કુશળતા ચાહું છું

........ના પ્ર. પ્રણામ

# સ્ત્રીઓ અને અર્થજીવન

મણિભાઈ શનાભાઈ પટેલ

માનવજીવનમાં લગ્ન અનિવાર્ય મનાયું છે. જુદા જુદા દેશોએ અને જુદી જુદી પ્રજાઓએ કાળના બદલાયેલા પ્રવાહો છતાં લગ્નનું બંધન જુદે જુદે સ્વરૂપે સ્વીકારેલું છે. એટલે માનવની જાતને માટે પુરુષનું અને સ્ત્રીજાતિનું સહજીવન આવશ્યક છે એ નિર્વિવાદ વાત છે.

જીવનમાં ચાર પુરુષાર્થ મનાયા છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. આ પુરુષાર્થ સાધતાં સાધતાં સ્ત્રીઓએ અને પુરુષોએ જીવવાનું છે. અર્થનો પુરુષાર્થ તાત્ત્વિક દૃષ્ટિએ ઘણી વખત હલકા પ્રકારનો લાગવાનો સંભવ છે. પણ પ્રકૃતિએ હમેશાં દરેક રચનામાં દ્રવ્ય પદાર્થોને આવશ્યક માન્યા છે. માનવના આત્માને પ્રગટ થવા માટે માનવદેહની આવશ્યકતા છે. જો દેહ સ્વરૂપ ન સ્વીકારવામાં આવે તો આત્મ તત્ત્વને માત્ર તત્ત્વ તરીકે જ રહેવું પડે. એ તત્ત્વને પ્રગટ થવા માટે દ્રવ્ય પદાર્થ અનિવાર્ય છે. અર્થજીવન એ માનવજીવન જીવવા માટે અનિવાર્ય છે. સાહિત્ય અને કલા, શિક્ષણ અને સંસ્કાર, તત્ત્વજ્ઞાન અને ધર્મશાસ્ત્રી એવાં એવાં જીવનનાં જુદાં જુદાં ઉચ્ચ પ્રકારનાં અંગો ખીલવવાને માટે, એવાં અંગો દ્વારા માનવ આત્માને પૂર્ણપણે પ્રગટ થવાનો અવકાશ આપવા માટે પણ અર્થજીવનની જરૂર છે. એટલે માનવજીવનમાં અર્થજીવન વિના જીવનું જ, જીવવાની કલ્પના કરવી અશક્ય છે.

માનવીઓના સમુદાયમાં લગભગ ૭૦ થી ૮૦ ટકા માનવીઓ એવા હશે કે જેમને સવારથી સાંજ સુધી પોતાના અર્થજીવનને સુમેળમાં બેસાડવા માટે મહેનત કરવી પડશે. તેના મનને ઘણા સમય દરમિયાન અર્થપ્રાપ્તિના વ્યવસાયમાં ગૂંથાવવું પડશે. તેનું અર્થજીવન કંઈક અંશે સમતુલા પ્રાપ્ત કરે છે, તે પછી સહજ રીતે તે પોતાના માનસિક અને આત્મિક વિકાસ પાછળ ધ્યાન આપે છે અથવા આપી શકે છે. પોતાના અર્થજીવનને માટે ઉદાસીન રહીને માનસિક અને આત્મિક જીવનની શક્યતાઓ પાછળ મંડી જનારો વર્ગ બહુ ઓછો હશે. પાંચ ટકા જેટલો પણ નહિ નીકળે. સામાન્ય મજૂરી કરનારાને સવારથી સાંજ સુધી પોતાની રોટી કમાવા પાછળ મંડી રહેવું પડે છે.

આવા એક જરૂરી અને મહત્ત્વના અર્થજીવનમાં માનવજાતિનું અર્ધું અંગ — નારીજાતિને એ જીવનમાં ભાગ ભજવવાનો હોય એમાં કશી નવાઈ

નથી. સામાન્ય રીતે નારીજાતિને પોતાનું ઘર ચલાવવાનું અને પોતાનાં પ્રજાનો ઉછેર કરવા ઉપરાંત પોતાના કુટુંબનો આર્થિક વ્યવસાય હોય તેમાં તેને ભાગે મદદ કરવાનું આવે, અથવા તો એવાં કુટુંબો કે ધંધાદારી વર્ગોમાં નારીજાતિ પોતાનો ફાજલ સમય આપીને અર્થજીવનમાં એક પૂરક અંગ બની જતી હતી. ખેતીવાડી, દરજી, સુથાર, મોચી અને બીજા કારીગરોની જૂની પદ્ધતિમાં નારીજાતિ પોતે અર્થપ્રાપ્તિમાં પુરુષજાતિની સાથે સાથે એક પૂરક અંગ તરીકે કામ કરતી હતી. અને કેટલીક ભાગોમાં તો નારીજાતિને પુરુષની પેઠે જ સવારથી સાંજ સુધી પુરુષજાતિની સાથે ને સાથે જ રહીને ખેતરોમાં કે બીજી જગાએ કામ કરીને કુટુંબના પુરુષવર્ગના જેટલો જ સ્વતંત્ર ફાળો આપવાનો રહેતો હતો.

આપણા દેશમાં અર્થોપાર્જનનાં સાધનો બદલાવા લાગ્યાં અને યુગની સાથે સાથે કેટલાક નવીન પ્રકારના ધંધાઓ પણ અસ્તિત્વમાં આવ્યા. આ ધંધાઓ આવતાં નારીજાતિમાંથી કેટલીક નારીઓએ આ ધંધાઓને પોતાના હાથમાં લેવા માંડ્યા એટલે સમાજની નજર તે પ્રત્યે ગઈ અને કેટલીક જાત તેની સામે વાંધાઓ પણ ઊઠ્યા. ઉજળિયાત ગણાતી કોમમાં કેટલુંક એકાખાઉપણું આવી પહોંચ્યું હતું. ઘરમાં પુરુષવર્ગ અર્થોપાર્જન કરે અને સ્ત્રીવર્ગને અર્થોપાર્જનમાં મુખ્ય અંગ કે સહાયક અંગ તરીકે કશું જ કરવાનું નહિ એ સમાજને લાગેલો પક્ષપાત ગણવો જોઈએ. પણ એ પક્ષપાત એમ જ ચાલ્યો અને હજુયે ચાલે છે. પણ સમાજના રિવાજ મુજબ જ્યારે ઉજળિયાત વર્ગની વિધવાઓને પોતાના ભરણપોષણ માટે કશું જ સાધન ન રહ્યું ત્યારે શિક્ષિકાઓ, નર્સો કે એવા કેટલાક વ્યવસાય સ્વીકાર્યા. પણ આવા વ્યવસાયો સમાજે આદરપૂર્વક અને આવશ્યક માનીને સ્વીકારેલા ન હતા. જરૂરિયાતના કારણે ફરજિયાત રીતે તે સ્વીકારેલા હતા.

પણ તે સિવાય કેટલીક સ્ત્રીઓએ દાક્તરી અને એવા બીજા ધંધાઓ સ્વીકાર્યાં હતા અને એ જીવન જીવવા માટે સ્વીકારેલા હતા

છોકરીઓને ભણાવવાની વૃત્તિ વધતી ચાલી અને પરિણામે છોકરાઓની પેઠે સંખ્યાબંધ પાસ થઈને બહાર પડવા લાગી. અલબત્ત આ તો મુંબઈ અને કલકત્તા જેવાં શહેરની વાત છે. પણ એક શહેરમાં યા તો સમાજના સ્ત્રીવર્ગમાં એક વૃત્તિ આજે ઉદ્‌ભવેલી દેખાય છે તે કાલે બીજા કોઈ શહેરમાં યા તો દેશના બીજા ભાગમાં જાગેલી દેખાશે. અને શરૂએ જ તેની ખાતરી રાખવી. આજે દેશ સ્વતંત્ર થયો છે. દેશની રાષ્ટ્રીય સરકાર આપણા દેશને ઉદ્યોગ પ્રત્યે લઈ જવાની છે. કેટલાક ઉદ્યોગોનું તે રાષ્ટ્રીયકરણ કરવાની છે. ઉપરાંત પરદેશી સરકાર હોવાને કારણે સ્ત્રીજાતિને સ્વતંત્ર કાર્યક્ષેત્ર મળતું ન હતું, તેને બદલે હવે સ્વતંત્ર કાર્યક્ષેત્ર મળશે. સરકારે પોતે સરોજિની-દેવીને ગવર્નર નીમીને અને વિજયાલક્ષ્મી પંડિતને એલચી બનાવીને જાહેર કર્યું છે કે નવીન સરકાર સ્ત્રીઓને પડદામાં પૂરી રાખવા માગતી નથી પણ તેમની શક્તિનો અને વૃત્તિનો દેશના ઉત્કર્ષમાં, દેશની નવીન રચનામાં પૂરેપૂરો સાથ લેવા માગે છે. એટલે હજીએ અક્ષરજ્ઞાન વધશે અને અક્ષરજ્ઞાન સાથે સ્ત્રીવર્ગ જાગૃત બનશે અને પોતાને માટે કાર્યક્ષેત્ર પણ શોધશે.

છેલ્લી લડાઈ, રેશનીંગ અને કન્ટ્રોલ ખાતાંનો ઉદ્‌ભવ અને સરકારી જુદી જુદી ઓફિસોમાં વધેલી કામગીરીએ મુંબઈ અને કલકત્તા જેવાં શહેરોમાં સેંકડો સ્ત્રીઓને માટે એક કાર્યક્ષેત્ર પૂરું પાડ્યું છે. આ સર્વ જગાએ એ સ્ત્રીઓ મહત્ત્વની ફરજો બજાવે છે. આ ઉપરાંત સેંકડો વેપારી પેઢીઓમાં પણ કામ કરે છે. આ વૃત્તિને આવકારદાયક લેખવી જોઈએ. સ્ત્રીજાતિમાં જાગેલી આ વૃત્તિને કેટલાક શંકાની નજરે અને કેટલાક ઘૃણાની નજરે પણ જોનારા હશે ખરા.

સૌથી પ્રથમ મોટી દલીલ એ કરવામાં આવે કે સ્ત્રીઓ જો આવી રીતે કામ કરવા જવાની હોય તો તેમના કુટુંબજીવનનું શું ? તેમનાં બાળબચ્ચાંની માવજતનું શું ? આ સવાલો સાચા છે. અલબત્ત ખેતરોમાં કામ કરવા જતી સ્ત્રીઓ પોતાનાં બાળકોને સાથે લેઈ જતી અને ઝાડની ડાળે ઘોડિયું બાંધીને હીંચતી અને રમાડતી.

અત્યારની મિલોમાં ફેક્ટરી એક્ટ સુધારીને બાળકોને માટે ફરજિયાત રીતે સર્વ પ્રકારની જોગવાઈ કરવામાં આવી છે અને નવી ઢબના સુધારેલા ફેક્ટરી એક્ટ પ્રમાણે દરેક મિલ પ્રામાણિકપણે બાળકોનું ખાતું ચલાવે તો પદ્ધતિસર બાળઉછેર ત્યાં થઈ શકે તેમ છે.

પણ આ સગવડોથી મિલોમાં અને કારખાનાંમાં કામ કરતી સ્ત્રીઓના બાળઉછેરના પ્રશ્નનો કંઈક ઉકેલ આવી જાય છે. પણ વેપારી પેઢીઓ અને સરકારી ઓફિસોમાં જે સ્ત્રીઓ કામ કરતી હોય છે તેમનાં બાળકોના ઉછેરનો અને ખાસ કરીને બે કે ત્રણ કલાકને આંતરે ધવરાવવાનો પ્રશ્ન એમ જ રહી જાય છે. તેનો કોઈ નિકાલ આમાં થતો નથી. અમેરિકા જેવા દેશમાં જ્યાં સ્ત્રીઓ ઘણા મોટા પ્રમાણમાં વેપારી પેઢીઓ અને સરકારી ઓફિસોમાં કામ કરે છે ત્યાં પણ બાળકોને થોડા થોડા કલાકે ધવરાવવાના પ્રશ્નનો ઉકેલ નથી. માતાના દૂધ સિવાય બીજાં પ્રાણીઓના દૂધ ઉપર અગર તો કૃત્રિમ દૂધ આપીને બાળકોને ઉછેરવાનો ઉકેલ છે ખરો.

હિંદુસ્તાન દેશની વસ્તીનો મોટો ભાગ હજી કસબાઓ અને નાનાં નાનાં ગામડાંઓમાં છે. જ્યાં હજી ખેતીબંધા લોકો વસે છે, ત્યાં ખેતીની સાથે સાથે ઢોરઉછેરનો ધંધો એક સહાયક ધંધા તરીકે ચાલે છે અને સ્ત્રીઓનો કેટલોક સમય તેની પાછળ જાય છે; પણ કેટલાંક નાનાં શહેરોમાં સ્ત્રીઓનો ઘણો સમય આળસમાં જ જાય છે. ત્યાં એવાં મંડળો દ્વારા કે બીજી રીતે કુટુંબના આર્થિક ઉપાર્જનમાં સીધે સીધો વધારો થાય એવી રીતના વ્યવસાયો શોધવા જોઈએ અને શોભાના ખોટા ખ્યાલોને દૂર કરી અર્થોપાર્જનના પ્રયાસોને આગળ વધારવા જોઈએ. અત્યારે રાષ્ટ્રમાં ઉત્પાદનની ભારે કટોકટી ઊભી થઈ છે. તેવા સંજોગોમાં રાષ્ટ્રનું અર્ધું અંગ પક્ષાઘાતથી પીડાતું ન રહેવું જોઈએ. નવીન નાના ગૃહઉદ્યોગો યા તો કારખાનાનું નાનું નાનું કામ ઓમમુજબ ઉપાડી લે એવા પ્રયાસો થવા જોઈએ.

આફ્રિકાના જે ગ્રાહકભાઈઓએ પોતાનાં લવાજમ ન ભર્યાં હોય તે હવે ભરી દે તેવી વિનંતિ છે. નિયમિત લવાજમ ન આવવાથી માસિકને આર્થિક મુશ્કેલીમાં મૂકાવું પડે છે. તેથી વર્ષ આખરે જેમનાં લવાજમ બાકી પડે છે તેમને માસિક બંધ કરવાં પડે છે, અને માસિકને આર્થિક ખોટ ખમવી પડે છે. એટલે આળસ ન કરતાં દરેક પોતાનું લવાજમ વખતસર ભરી દઈ આ મુશ્કેલી ટાળશે તેવી આશા છે.

# વિધવાવિવાહનો ઉકેલ શો?

ગટુભાઈ ધ્રુ

બેત્રણ વિધવાબહેનોના પુનર્લગ્ન અંગેના પ્રશ્નમાંથી એમનું જે માનસ જાણવા મળ્યું તેથી એ પ્રશ્ન કેટલો વિકટ છે તેનો જાતઅનુભવ થયો. એ વિકટતામાંથી હાલ પૂરતો વ્યાવહારિક ઉકેલ શો કાઢી શકાય તે અંગે માર્ગદર્શન મેળવવા મુ. ગટુભાઈને મેં પત્ર લખ્યો. એમણે જવાબ આપ્યો કે, 'આપે પૂછાવેલા પ્રશ્નની ચર્ચા—ઉત્તર તો ન કહેવાય, પણ થોડી ચર્ચાનો લેખ 'ભારતી' માટે મેં મોકલી આપ્યો છે. આપે પૂછેલા પ્રશ્નોના વ્યવહારુ ઉકેલ તો એ લેખમાં નહિ જડે પણ એ પ્રશ્ન વિષે વિશેષ વિચારવાનું સાધન મળશે, એવી ઉમેદ છે. બીજા વિચારકો પણ એ પ્રશ્ન અંગે પોતાના વિચારો દર્શાવશે એવી ઉમેદ સાથે એ લેખ અહીં ઉતાર્યો છે. —તંત્રી



એક મિત્ર લખે છે "વિધવાબહેનોનો લગ્નનો પ્રશ્ન આજે જ વિકટ છે. એ મનપસંદ પુરુષ શોધે એ બરાબર છે. પરંતુ સામે પક્ષે પણ એવી સ્થિતિ થાય છે. મોટે ભાગે યુવકો તેમ પરણવા તૈયાર થતા નથી, અને કોઈ તૈયાર થાય છે ત્યારે ઉમરને લીધે, બાળકને લીધે, વિધવાબહેન એમને પસંદ કરતી નથી. ઉમરનું વધુ પડતું પ્રમાણ એ કોઈ પસંદ ન કરે એ બરાબર છે. પરંતુ સમાજમાં આવા યુવકો ભાગ્યે મળે છે એટલે થોડું અંતર હાલ પૂરતું સહી લેવું રહ્યું. વિધુર હોય એટલે એવા થોડા પ્રસંગ હોય કે એમને બાળક ન હોય. પરિણામ એ આવે છે કે કોઈ યુવક તૈયાર થાય છે ત્યારે એને એવી કોઈ બહેન મળી શકતી નથી. આ સ્થિતિમાં જે કોઈ વિધવાબહેનો પુનર્લગ્ન કરવા તૈયાર હોય, તેમણે પસંદગીમાં કંઈ વિચારસરણી રાખવી જોઈએ?",

આ પ્રશ્નનો ઉકેલ સહેલો નથી. આપણા સમાજની અત્યારની સ્થિતિમાં વિધવાબહેનો પોતાની સ્વેચ્છાથી પરણવાની જાતે માગણી ભાગ્યે જ કરે. વિધવા સાથે લગ્ન કરવા ઇચ્છનારા પુરુષોની સંખ્યા હવે વધતી જાય છે એ હકીકત છે. વસ્તુતઃ જેટલા પુરુષો—ઘણે ભાગે મોટી ઉમરના પુરુષો—વિધવા સાથે લગ્ન કરવા તૈયાર હોય છે તેના દશમા ભાગની પણ વિધવાઓ લગ્ન કરવા તૈયાર હોતી નથી, અને હોય તો તે બાબતની માહિતી મળવી મુશ્કેલ છે. મારી પાસે આશરે પચાસેક પુરુષોની અરજીઓ વિધવા સાથે લગ્ન કરવા માટેની પડેલી છે. પરંતુ ભાગ્યે જ બે ત્રણ વિધવાઓએ પરણવાની

ઇચ્છા મને જણાવેલી છે.[1] જે પુરુષો વિધવા સાથે લગ્ન કરવા ખુશી હોય છે તેમાંના મોટા ભાગના પોતે ગમે તેટલી મોટી ઉમરના હોય, તો પણ ચાળીસ; પચીસ અને વધારેમાં વધારે અઠ્ઠાવીસ વર્ષથી ઉપરની ઉમરની વિધવા સાથે લગ્ન કરવા ખુશી હોતા નથી. એમનું એવું માનવું લાગે છે કે સ્ત્રી વિધવા થઇ એટલે એણે ફરી લગ્ન માટે ઉમરના અંતરનો વિચાર કરવાની જરૂર નથી. વળી પોતાનાં બાળકોની સંભાળનું અને ઉછેરની મુશ્કેલીનું કારણ એ પુરુષો ફરી લગ્ન કરવા માટે રજૂ કરે છે. પરંતુ વિધવાને પહેલા ઘરનું બાળક હોય તેને ઉછેરવાની, ભણાવવાગણાવવાની અને ખર્ચ નિભાવવાની પુરુષો કરતાં ઘણી વધારે મુશ્કેલી હોય એ સમજવા છતાં તેના બાળકની જવાબદારી પોતે લેવાને ભાગ્યે જ કોઇ પુરુષ તૈયાર હોય છે. પુરુષોમાં જે સાધનસંપન્ન હોય છે અગર શ્રીમંત હોય છે તે તો એમ જ સમજે છે કે એની આર્થિક સ્થિતિ એ વિધવાને લગ્ન કરવા માટે પૂરતું આકર્ષણ હોવું જોઇએ. પરણવા ઇચ્છનાર વિધવાને પોતે ખાધેપીધે સુખી રાખશે, ઘરબાર સોંપશે અને લૂગડાંઘરેણાંની ખોટ નહિ રહે એટલું એ વિધવા માટે શું ઓછું છે! વિધવાને પરણવામાં પોતે જાણે કે તેના ઉપર એક પ્રકારનો ઉપકાર કરતા હોય એવી વૃત્તિ પુરુષોની જોવામાં આવે છે. બધા જ પુરુષોને તંદુરસ્ત, દેખાવડી, પચીસથી વધારે ઉમરની નહિ, સારી સંસ્કારી અને જરાય આળસ સ્વભાવની, ટૂંકમાં "ગૃહસ્થના ઘરમાં શોભે એવી," વિધવા સાથે જ લગ્ન કરવાની ઇચ્છા હોય છે — પોતાનામાં આમાંના એક પણ ગુણ ન હોય તો પણ — કારણ કે પોતે પૈસેટકે સુખી છે અને તે ઉપરાન્ત પેલી વિધવા છે!

ઉપર જે મિત્રના પ્રશ્ન જણાવ્યો છે તેના સંબંધમાં આટલું સંભારણી પૂર્વપદ તરીકે મેં એટલા માટે જણાવ્યું કે એમણે રજૂ કરેલા ચિત્રની આ બીજી બાજુ છે. એમના લખવાની મતલબ-ગર્ભિત રીતે કાંઈક એવી જણાય છે કે અત્યારના જમાનામાં કોઇ વિધવા લગ્ન કરવા ઇચ્છતી હોય તો તેણે પોતાની પસંદગીનું ધોરણ બહુ કડક ન રાખવું, કારણ કે એને પરણવા કોઇ તૈયાર થાય એ જ ઓછું છે! મેં ઉપર જણાવ્યું તેમ હવે એવો જમાનો

૧ આ સ્થિતિની બીજી બાજુ એ છે કે, જે પચ્ચાસ પુરુષોએ ઇચ્છા બતાવી છે તેમાંથી કોઇક જ ભાગ્યે એવા નીકળશે કે જો તેમને કુંવારી કન્યા જ્ઞાતિમાંથી મળતી હોય તો એ વિધવા સાથે લગ્ન કરે! જ્યારે લગ્નની ઇચ્છા છતાં સમાજના બંધનને લીધે ફરી લગ્ન ન કરી શકતી વિધવાની સંખ્યા ઘણી વધારે અનેકગણી છે. — તંત્રી

આવ્યો છે કે વિધવાને પરણનારની ખોટ નથી રહી પણ પરણવા ઇચ્છનાર વિધવાની ખોટ છે. એટલે જો કોઈએ પણ પસંદગીનું ધોરણ નરમ કરવાની જરૂર હોય તો તે પુરુષોને છે,[2] સ્ત્રીઓને નહિ. પરંતુ આ તો જુદી વાત થઈ. મારા ઉપર આવેલા પત્ર વિષે વિચાર કરીએ.

યુવકો—તે ગમે તેટલી ઉમરના હોય ૨૮, ૩૦ કે ૩૨ વર્ષના હોય અને નાતિમાં કન્યા સત્તર, અઢાર કે વધારેમાં વધારે વીસ વર્ષથી મોટી ન જ મળી શકતી હોય છતાં તેવડી કન્યાને જ પરણવાનું પસંદ કરે અને પચીસ વર્ષની વિધવાને પરણવાનું પસંદ ન કરે એનો બચાવ થઈ શકે તેમ નથી. મોટી ઉમરની કન્યા અગર વિધવાએ તે બહુ મોટી ઉમરની ન હોય તો પણ બીજવર મેળવવાની જ આશા રાખવી જોઈએ એવો નિયમ નક્કી કરવો એ બરાબર નથી.[3] પ્રથમ પત્નીનું બાળક અગર બાળકો હોય એ હકીકત પરણનાર પુરુષની બીજી બધી લાયકાત ખરેખર સારી હોય તો તેની વિરુદ્ધમાં ન જવી જોઈએ એ હું સ્વીકારું છું. પરંતુ સાવકા સંબંધોમાં જે ઝઘડા, વેરભાવ, કુસંપ અને ઊંચાં મન થઈ દંપતીજીવનના ઘણા ભાગના સુખનો નાશ થાય છે અને એનું વધારે દુઃખ નવી સ્ત્રીને જ ભોગવવાનું હોય છે, એવાં આપણા સમાજમાં ઠેર ઠેર નજરે પડતાં દૃષ્ટાંતો જોયા છતાં બાળકોવાળો પુરુષ વિધવાઓ પસંદ ન કરે એમાં એમનો દોષ છે?[4] અને મેં ઉપર જણાવ્યું તેમ, પરણવા ઇચ્છનાર વિધવાના બાળકને માટે પોતાનું મન વિશાળ અને ઉદારવૃત્તિ રાખવાની તૈયારી પુરુષોની હોવાની બાબત

---

૨. જે પુરુષો આજે વિધવાને પરણવાની ઇચ્છા છતાં પરણી શકતા નથી, તેનું કારણ એમની પસંદગી ઊંચી છે—દેખાવડી, સારી સંસ્કારી, ગૃહસ્થના ઘરમાં શોભે એવી—માટે નહિ. પરંતુ કોઈ પણ વિધવા એને પસંદ કરવા તૈયાર નથી માટે! —તંત્રી

૩ એવો નિયમ નક્કી કરવાની વાત જ નથી. પરંતુ આજે સમાજમાં પચ્ચીસ વર્ષથી મોટી ઉમરના પુરુષો (જેમને કન્યા મળી શકે તેમ છે તેવા) ભાગ્યે કુંવારા હોય છે. એટલે સ્વાભાવિક પરિણામ એ આવે છે કે મોટી ઉમરની કુંવારી કન્યાને કે વિધવાને વિધુર સાથે લગ્ન કરવાની સ્થિતિ ઊભી થાય છે.—તંત્રી

૪ દોષનો સવાલ નથી. સામાન્ય રીતે ૨૫–૩૦ વર્ષના વિધુરને એકાદ બે બાળક હોવાનાં. એ સ્થિતિમાં આજે મોટી ઉમરની કુંવારી કન્યાઓ વ્યાવહારિક બીજો રસ્તો નથી એમ માની પરણવા તૈયાર થાય છે તેમ વિધવાએ થવું એ જ કહેવાનો મુદ્દો છે. —તંત્રી

અને ઉપેક્ષા રાખવી એ યોગ્ય છે?

હવે ઉમરનો પ્રશ્ન લઈએ. વિધવાએ અત્યારના સંજોગોમાં "થોડું અંતર હાલ પૂરતું સહી લેવું રહ્યું" એમ શા માટે? વિધવા પોતાની પસંદગીના ધોરણ મુજબનો પુરુષ ન મળે તો એ લગ્ન ના કરે. પુરુષો લગ્ન કરવા તૈયાર હોય—ઉમરના અંતરનો બાધ ન ગણીને—તેટલા માટે એણે શા માટે એ બાધ ન ગણવો? પુરુષોની સગવડ સાચવવા માટે એ પરણે છે કે પોતાના સુખ માટે? હું ફરી જણાવું છું કે ભગ તો વિધવા છે, સમાજની પ્રચલિત રૂઢિ વિરુદ્ધ થઈને એને પરણવું છે, કોઈ પુરુષ 'હિંમત કરીને' એને પરણવા તૈયાર થયો છે, તો પછી એણે 'નાનો મોટો શોક કરવો,' એવી વિચારસરણી મને તો આમાં જણાય છે, જે ગેરવાજબી છે એટલું જ નહિ પણ વસ્તુસ્થિતિની ખોટી માહિતી જણાવે છે. સમાજમાં વિધવાઓ કરતાં વિધવાઓને પરણવા ઇચ્છનાર માણસોની સંખ્યા ઘણી વધારે છે. એટલે હવે તો પસંદગી કરવાનું વિધવાઓને છે, પુરુષોને નહિ. તો પછી તે પોતાની પસંદગીનું ધોરણ નરમ શા માટે કરે[5]? મારો વિચાર કદાચ વિચિત્ર લાગશે છતાં હું જણાવું છું કે પોતાનાથી બે વર્ષ મોટી ઉમરની વિધવા સાથે પરણવા પુરુષ કેમ તૈયારી બતાવતો નથી! મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે ૨૮ વર્ષનો પુરુષ ૩૦ વર્ષની વિધવા સાથે, અગર ૩૨નો ૩૪–૩૫ વર્ષની વિધવા સાથે લગ્ન કરે એમાં કાંઈ જ અયોગ્ય નથી.

આ બધી મુશ્કેલીઓ રહી છે અને રહેશે—જ્યાં સુધી સમાજમાં સ્ત્રીપુરુષ, યુવકયુવતીઓ છૂટથી હળતાંમળતા નથી અને પોતપોતાની જ્ઞાતિ કે વાડામાંથી જ પસંદગી કરવાની પ્રથા પકડી રહ્યાં છે ત્યાં સુધી. વિધવાઓએ, કુમારિકાઓએ, પરણવેચ્છુઓ કે વિધુરોએ પોતપોતાના વાડાઓમાં જ શોધ ન ચલાવતાં ત્યાંથી—એ તે ગામ કે એ તે જ્ઞાતિમાંથી—પોતાને યોગ્ય અને

---

૫. પુરુષો કરતાં વિધવાઓ થોડી છે એમ છતાં એટલી વિધવાઓ પણ પરણી શકે તેટલા પુરુષો એમાંથી મળી નથી રહેતા એ હકીકત છે. એમ ન હોત તો કોઈ વિધવા માટે પુરુષ શોધવાનો પ્રયત્ન કરવાનો રહેત જ નહિ. હું અહીં જે ઉમરનું અંતર કહું છું તે દાખલાનું છે. અને તે એવા દાખલામાં કે એ પુરુષને કુંવારી કન્યા, જે એનું ઘર ચલાવી શકે તેવી પુખ્ત ઉમરની, મળી શકે તેમ છે. ઉપર ઉપરથી તેનાં આમાં આવે છે, છતાં વિધવાને પરણવામાં તે સામાજિક ફરજ સમજે છે. તો એવી વખતે વિધવા પસંદગીનું ધોરણ નરમ કરે એમાં અયોગ્યતા છે – એના પોતાના સુખની રીતે જોતાં પણ.
—તંત્રી

અનુકૂળ જીવનસોબતી મેળવવાનો નિશ્ચય કરવો જોઈએ. સમાજે સ્ત્રીપુરુષોને હળવામળવાના પ્રસંગો વધારે પ્રમાણમાં ઉપસ્થિત કરવા જોઈએ. સ્ત્રીપુરુષોએ પોતાની મન ઉપર સંયમ રાખી ગૃહસ્થાઇ અને નિર્વિકાર ચિત્તથી મિશ્રસમાજમાં હળવુંમળવું જોઈએ અને પરિચય કરી પોતાનો જીવનસોબતી શોધી લેવા જોઈએ. એ જ આ જાતની મુશ્કેલીઓનો ઉકેલ છે. પોતાની અનુકૂળતાનું ધોરણ પોતાની જાતની લાયકાત વિચારીને બાંધવાનું છે એ લક્ષમાં રહેવું જોઈએ. સહુને સહુની અનુકૂળતા અને લાયકાત મુજબના સોબતી મળી રહેવાનો સંભવ એ વ્યવસ્થામાં સૌથી વધારે છે. આવી સ્થિતિ જ્યાં સુધી નહિ થઈ હોય ત્યાં સુધી ઉપસ્થિત પ્રશ્નનો ઉકેલ કરવાની જરૂર રહેશે.[૧]

---

૧. જે આદર્શ સ્થિતિ કલ્પી છે તે આજે ને આજે આવવાની નથી. દરેક વિચારક લગ્નજીવન સુખી થાય તેવી સ્થિતિ ઊભી થાય તેમ ઇચ્છે છે. પરંતુ વાસ્તવિકતા આજે તેથી જુદી છે. એટલે કુંવારાં સ્ત્રીપુરુષોને પણ એ ભૂમિકા ઉપર રહીને લગ્ન માટે પસંદગીનું ધોરણ નીચું કરવું પડે છે, તે અનુભવ છે. તે સ્થિતિમાં, આદર્શ સ્થિતિ ન આવે ત્યાં સુધી, આજનું ફરજિયાત વૈધવ્ય જીવન કરતાં પુનર્લગ્ન જીવન, પસંદગીનું ધોરણ થોડું નીચું ઊતારવું પડે તો તેમ કરીને પણ, જીવવું તે વિધવાને માટે સુખદ હશે એમ માનું છું. બાકી વિધવા એને મનપસંદ પુરુષ સાથે પરણી શકે, એની પસંદગીનું ધોરણ સહેજ પણ નીચું ઊતારવું ન પડે, તેવું ઇચ્છનારાઓમાંનો હું પણ એક છું.—તંત્રી

---

## ગ્રંથસ્વીકાર

**(૧) ખાદી વિદ્યા પ્રવેશિકા:** પ્રકાશક—નવજીવન કાર્યાલય, અમદાવાદ, સવા રૂપિયો.

પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ છે. ખાદીની વિદ્યા તરીકે ઉપાસના કરવા ઇચ્છનારને આ પુસ્તક એના નામ પ્રમાણે એમાં પ્રવેશ કરાવે છે

**(૨) સંસ્થાનવાસી પાટીદાર:** તંત્રી—રણછોડભાઇ મો. દેસાઇ, પ્રકાશક—જશભાઈ મ. પટેલ, પો. બો. ૨૮૦, મોમ્બાસા. વાર્ષિક લવાજમ પૂર્વ આફ્રિકામાં શિ. ૫ અને અન્યત્ર રૂ. ૪ અગર શિ. ૬.

પાટીદાર અને સામાન્યતઃ બહદ્ ગુજરાતી જનતાને સ્પર્શતા, સાંસ્કૃતિક, સામાજિક અને આર્થિક અંગોદ્વારા યુવક વર્ગમાં વિચાર, વાણી અને વર્તનનું સ્વાતંત્ર્ય અને સામ્ય કેળવાય અને જાગૃતિ આવે એ આ ત્રૈમાસિક પત્રનો ઉદ્દેશ છે.

# નારણની બિમારી

ઈશ્વર પેટલીકર

હું દિવાળીની રજાઓમાં ઘેર ગયો ત્યારે નારણની તબિયત સાવ લથડી ગઈ છે તેવા સમાચાર જાણ્યા. શું દર્દ છે તે જાણવા મેં બાને પૂછ્યું.

બાએ એના તત્ત્વજ્ઞાન પ્રમાણે જવાબ આપ્યો: 'શું થવાનું છે! બે વરસથી વહુને તેડતા નથી તે નિસાસો લાગ્યા વગર રહેતો હશે? લોકો જાત બોલે છે તે કંઈ અમસ્તા? એ ઘરની કન્યા એમના મોંને તો લાયક નહિ. પણ જમાનો ફર્યો એટલે....ને તોય શું સુખ કાઢ્યું લલિતાના બાપે છોડી આપીને?'

મેં કહ્યું: 'ન તેડવાનું કંઈ કારણ હશે ને?'

'કારણ વળી બીજું શું હોવાનું હતું? સહેજ ઓછુંવત્તું પડે એટલે વહુને ના તેડે.'

નારણના પિતા કેશવલાલ આમ સાવ આવી વાતમાં દીકરાની વહુને ન તેડે તેવા હોય તેમ હું નહોતો માનતો. બપોરે હું નારણની તબિયત જોવા એમના ઘેર ગયો ત્યારે મેં એ વાત ઉપાડી: 'કાકા! તમારા જેવા સહેજ લેવડદેવડ સારુ વહુને ન તેડે એ સારું કહેવાતું હશે?'

કેશવલાલે સામો પ્રશ્ન કર્યો: 'તું મને શું માને છે! હું એવો સાવ પાજી હોઉં તેમ તને લાગે છે?'

'મને તો નથી લાગતું. પણ વહુને તેડતા નથી....'

એ બધી વાતો હું તને ક્યાં કહેવા બેસું? એટલે એ એવો મોટો આપકર્માદ દરકાર હોય તો ભલો એને ઘેર. એના કણબી ગયને મારે એની જોડી શું કરવી છે?'

ધારી હતી તેના કરતાં જુદી જ વાત નીકળતાં મેં પૂછ્યું: 'નારણને દરદ શું છે?'

કેશવલાલ: 'એ જ સમજ કોઈ ડૉક્ટરને પડતી નથી.'

મેં પૂછ્યું: 'પણ નારણ શું કહે છે?'

'કહ્યું એનું કપાળ. અમને તો એ દુશ્મન દેખતો હોય તેમ કંઈ પૂછતાં જ દાંતિયાં કરે છે. પહેલેથી જ એ મીંઢો છે—એ તારું ક્યાં અજાણ્યું છે? બહુ કહીએ ત્યારે કહે છે, હું કંઈ ડૉક્ટર છું તે જાણું, મને શું દર્દ છે?'

નારણ તે ઘડીએ ઊંઘતો હતો એટલે મેં કહ્યું: 'હમણાં એ જાગશે એટલે હું એને પૂછીશ. મને એ એના મનની વાત જરૂર કહેશે.'

અમે બીજી સામાજિક વાતો કરીએ છીએ ત્યાં નારણના સસરા મગનભાઈ અને એક બીજા એમના સ્નેહી આવી પહોંચ્યા. આ અગાઉ પણ એ એક વખત ખબર જોવા આવી ગયા હતા. નારણ જાગ્યો હતો. આડીઅવળી વાતો થયા પછી એમના પેટમાં શું છે તે જાણવા હું તેમને ચા-પીવાના નિમિત્તે મારે ઘેર તેડી ગયો. કેશવલાલ મારો આશય સમજી ગયા હોય તેમ સાથે ન આવ્યા.

મેં જ વાતની શરૂઆત કરી: 'મગનભાઈ! તમારા જેવા કેળવાયેલા થઈને આવા ઝઘડા લંબાવો તે સારું કહેવાય! અને તેમાંય જમાઈ બિમાર હોય ત્યારે દીકરીને મોકલવી એ તમારી ફરજ નથી?'

મગનભાઈ: 'જયંતિભાઈ! હું કંઈ એવો છું કે તમારે મને કહેવું પડે! દીકરીને એમણે તેડવા મોકલ્યું હોય અને મેં પાછું કાઢ્યું હોય તો જુદી વાત. વળી એમને તેડવા મોકલવાની મુશ્કેલી હોય તો હું વગર તેડ્યે પણ મોકલી દઉં. પાટીદારિયા ખોટી મોટાઈ મારામાં છે નહિ. અને હોત તો એ ઘેર મેં દીકરી આપી ન હોત. પરંતુ એ મારી દીકરીને તેડવા નથી ઇચ્છતા એમ જાણ્યા પછી હું કયી રીતે વગર તેડ્યે એને મોકલું?'

મેં કહ્યું: 'પણ નહિ તેડવાનું કંઈ કારણ હશે ને?'

'એ તો એમને પૂછી જુઓ ને?'

'મારે તમારી પાસેથી જાણવું છે.'

'હું જાણું છું ત્યાં સુધી તો લલિતાને મેં એની કાકીસાસુના પિયરમાં લગ્ન વખતે ન મોકલી ત્યારથી એમણે એને તેડી નથી.'

'તમારે ન મોકલવી જોઈએ?'

'મારે ને એ લોકોને વ્યવહાર નથી. હું વ્યવહાર રાખવા માગતો નથી. એમની સગાઈની રીતે મોકલવી હોય તો મેં કહ્યું કે તમે એને તમારે ત્યાં તેડી જાવ અને પછી મોકલો. પણ એમનો ખોટો આગ્રહ હતો કે, બસ, મારે ઘેરથી જ એને મોકલવી!' સહેજ ઉતાવળા સાદે મગનભાઈ બોલ્યા: 'મેં કન્યા આપી એથી હું કંઈ એની એમની લાતો ખાવા બંધાયો નથી.'

મેં બીજો સીધો સવાલ કર્યો: 'તમે એમને તુચ્છ ગણો છો, એ સાચું!'

'તદ્દન ખોટું. ફક્ત એમને મારે માથે બેસવું છે, ને હું બેસવા દેતો નથી એની જ આ બધી પંચાત છે.'

'એમ શા ઉપરથી કહો છો?'

'મારા બે મોટા જમાઈ પાછળ હું જેટલું ઘસાયો, એમની જેટલી ઊઠવેઠ કરી તેટલી એમની નથી કરતો એ એમને ખટકે છે. અને હું નથી કરતો એ સાચું છે. બે જમાઈની કરી કરીને એવો કંટાળી ગયો છું, કે ત્રીજી વખત મેં ગુલામી ન કરવી પડે માટે કુળવાન જમાઈ ન શોધ્યો. એનો અર્થ એવો નહિ કે હું એમને હલકા ગણું છું. હું સરખા દરજ્જે ગણું છું. એ એમાં પોતાનું અપમાન સમજે તેમાં હું શું કરું! કન્યા આપવી એટલે જ ગુલામી એમ જો અર્થ થતો હોય તો પછી મોટાની ગુલામી કરવી શું ખોટી!' મગનભાઈ એ પ્રશ્નનો જવાબ માગતા હોય તેમ મારા સામે તાકી રહ્યા.

મેં પૂછવા ખાતર પૂછ્યું: 'એ તેડવા મોકલે તો તમે તરત મોકલશો ખરા ને?'

મગનભાઈ: 'આ તમે શું બોલો છો! મારા મનમાં શું થતું હશે તે મારું મન જાણે છે. એ તો છોકરાના બાપ છે એટલે એમને ચિંતા નહિ, મારે તો હજાર ચિંતા. જુવાન છોકરાં, કંઈ ભૂલ કરી બેઠાં તો મારે સમાજમાં શું મોઢું બતાવવાનું રહે! મને લાગણી ન હોય તો ખબર જોવા શું કામ આવું! પૂછી જોજો એમને, જો એમણે સાજામાંદાની ખબર મોકલી હોય તો.

હું તો હમણાં જમાઇને તેડી જઇને દવા કરાવું, પણ આવી સ્થિતિમાં કહું તે છૂટી પડે માની મૌન રહું એ જ સારું.'

એમના વિદાય થયા પછી નારણને હું એકાંતમાં મળ્યો. હું એને સવાલ પૂછું તે પહેલાં એણે રડી દીધું. નારણ આમ તો મારાથી દસેક નાનો. પરંતુ મારા સ્વભાવની નિખાલસતાને લીધે હું મારાથી નાની ઉંમરના યુવકોનો અને મોટી ઉંમરના આધેડોનો મિત્ર બની શકું છું, અને પોતાની ઉંમરના મિત્રો તો દરેકને હોય જ. એમ ત્રણ પેઢીના મિત્રમંડળવાળા મારી આગળ ઘણા ખુલ્લા દિલે ઊંડી વાત કહેતા. એમને ખાત્રી રહેતી કે હું એમાંથી કંઇ રસ્તો કાઢીશ.

મેં નારણને આશ્વાસન આપતાં કહ્યું: 'પેટછૂટી જે વાત હોય તે મને કહી દે. માબાપ ઉપર તું ચિડાય છે તે ઉપરથી હું સમજી ગયો છું કે તારા પેટમાં કંઇ ના કહેવાય તેવી વાત છે—જેમાંથી આ દર્દ ઊભું થયું છે.'

નારણ નીચું જોઇ ગયો. બોલ્યો: 'શું કહું? તમારા આગળ કહેતાં મને શરમ આવે છે.'

મેં નારણના મોં ઉપરની લજ્જા જોઇ. વચલો રસ્તો કાઢતાં કહ્યું: 'એમ કર તો, કાગળ ઉપર લખી નાખ. તું બોલવાની લજ્જામાંથી ઉગરી જઇશ. અને હું જાણીશ તો એનો ઉપાય કરી શકીશ.'

નારણને એ વાત ગમી. એણે ટૂંકમાં મનની વાત લખીને મને આપી એ મોં ફેરવી ગયો. થોડું જ લખ્યું હતું

'લલિતાને ન તેડવામાંથી જ મારું આ દર્દ ઊભું થયું છે. લગ્નજીવનનું સુખ ભોગવ્યા પછી માંડ એક વરસ પરાણે મન ઉપર કાબૂ રાખી શક્યો. પછી હસ્તદોષની કુટેવ ઉપર ચડી ગયો. વીર્યદોષનો ભોગ થઇ પડ્યો છું. એ વગર બીજું કંઇ દરદ નથી!'

---

વિના-ઓછા-લવાજમ ફંડમાં મદદ

મોમ્બાસાથી શ્રી. ખેચરભાઇ છ. પટેલ શિ. ૧૦, શ્રી. મોટાભાઇ ઈ. પટેલ શિ. ૪, શ્રી. પુરુષોત્તમ જે. પટેલ શિ ૪, શ્રી. ભાઇલાલભાઈ લ. પટેલ શિ. ૪ અને સોલાપુરથી શ્રી. અંબાલાલ એમ. પટેલ રૂ. ૫ મળ્યા છે. જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

# પરિષદ ક્યારે સફળ થાય?

પીતાંબર પટેલ

'પાટીદાર'ના ફાગણના અંકમાં મોખાસાવાળા શ્રી. ભાઈલાલભાઈ પટેલે સમસ્ત પાટીદાર પરિષદ વિષે લખતાં આંતરગોળ લગ્નની વાત કરી છે: અને એવાં સુધારક લગ્ન પરિષદના અધિવેશન વખતે ગોઠવાય તો સુધારાની પ્રવૃત્તિને વેગ મળે અને સમાનતાની દિશામાં આપણે એક ડગલું ભર્યું કહેવાય. તેમના આ વિચારો સાથે હું સંમત થાઉં છું. પાટીદાર કોમ એક ગણાય ત્યારે જ કહેવાય કે જ્યારે આજના ગોળ કે વાડા કે ઊંચનીચના ભેદ ન હોય. અને ભેદ નાબૂદ કરવા માટે આંતરગોળ લગ્નોને વધુ ને વધુ ઉત્તેજન આપવું જોઈએ. આવા આંતરગોળ લગ્નની હિમાયત કરનાર લેખક પણ છૂપે તેવી બિનસુધારક વાત કરે છે. તેઓ લખે છે: 'આવાં યુગલો નક્કી કરવામાં એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. આજ સુધી ઉપલા ગોળના કે કહેવાતા કુળવાનો પોતાનાથી નીચલા ગોળની અને કાનમ, વાકળ કે દશક્રોઈની કન્યાઓ લાવી પોતાના જ ગોળમાં અવિવાહિત કન્યાઓની કફોડી સ્થિતિ કરવાનું પાપ વહોરવા છતાં સુધારક લગ્ન કર્યાનો વટ મારી ગયા છે. અને 'પાટીદારે' પણ પોતાનાં પાનાં ઉપર તેવી પ્રસંગકથાઓ આજ સુધી અનેક વાર છાપી તેવાઓને પ્રોત્સાહન આપ્યા કર્યું છે.' આ વિચારો વાંચી આશ્ચર્ય સાથે દુઃખ થાય છે. જે માણસ આંતરગોળ લગ્નની વાત કરે છે તે પાછો આવું સંકુચિત માનસ ધરાવે છે! તે જુવાનોને જૂનાપુરાણા વાડામાં જ જકડી રાખવા માગે છે! આ બે વિરોધી વિચારો એકી સાથે કઈ રીતે ઊભા રહી શકે! એક બાજુ વાડા તોડી આંતરગોળ લગ્નની વાત કરવી અને બીજી ક્ષણે વાડાનું બંધન સ્વીકારવાની વાત કરવી .... કેવું હાસ્યાસ્પદ અને બાલિશ લાગે છે. જો લેખકે સ્વસ્થતા અને તટસ્થતાથી વિચાર કર્યો હોત તો તે પોતે જ તેમના તર્કદોષ ઉપર હસી પડત!

ખરી વાત તો એ છે કે આજના વાડાને અને ગોળને ભણેલા માણસો જ મજબૂત બનાવી રહ્યા છે. ગોળ ખરાબ છે, ઊંચનીચનો ભેદ રાખવો તે ખરાબ છે એવું માનનારા, તે વિષે લેખ લખનારા અને તક મળે ભાષણ કરનારા જ ગોળને મજબૂત કર્યે જાય છે. સમસ્ત પાટીદાર પરિષદ જ લગાવ તો, તે કંઈ પહેલી વાર ભરાની નથી. અગાઉ પણ એનાં અધિવેશન

ભરાઈ ચૂક્યાં છે. એ વખતે જેઓ સુધારાની વાતો કરનારા નવજુવાનો હતા તેઓ અત્યારે બાળકોના પિતાઓ બની ચૂક્યા છે. તેમાંના ઘણા ડૉક્ટરો છે, વકીલો છે, અમલદારો છે, વેપારીઓ છે. એવા શિક્ષિત અને સમજુ પાટીદારોએ પણ વાડાના અને ગોળના બંધનને તોડવાને બદલે મજબૂત કર્યું છે. આંતરગોળ લગ્નની વાત તો બાજુએ રહી, પરંતુ કે લેવડદેવડ વગર, સાદા વિધિથી લગ્ન કરવા કેટલા તૈયાર થાય છે? જેઓ સુધારાનાં ભાષણો કરે છે, રાજદ્વારમાં પણ નામના મેળવી ચૂક્યા છે એવા પાટીદારો તેમનાં પુત્રપુત્રીઓનાં લગ્નોમાં કયો સુધારો આચરી બતાવે છે? સૌને ગોળ ટકાવી રાખવા છે. ઊંચનીચના ભેદ ટકાવી પોતે ઊંચા છે એવું અહમ્ પણ ટકાવી રાખવું છે. પોતાના ઘરના લગ્નના અવસરોમાં જરાયે નમતું મૂકવું નથી. એવા શિક્ષિત, દેખાયેલા અને સદ્ધર થયેલા પાટીદારો ઘણા છે.

ઠરાવો કર્યે, ભાષણો કર્યે કે લેખો લખ્યે કદી સુધારો થવાનો નથી; આચરણથી જ સુધારો થઈ શકે. અને એ કામ આજનાં યુવકયુવતીઓનું છે. જેઓ અવિવાહિત છે તેઓ પાણી મૂકે કે પોતાના ગોળમાં નહિ પરણે. પાટીદાર માત્ર એક છે, સમાન છે એમ ગણી યોગ્ય જીવનસાથી શોધી પરણી લેશે તો જ પાટીદાર કોમના વાડાઓ તૂટશે. અને એવા છૂટાછવાયા પ્રસંગો બને પણ છે. તેને શ્રી. ભાઈલાલભાઈ જાણે રોકવા માગે છે. મોટા ગોળનો નવજુવાન તેનાથી નાના ગોળમાં, ગોળ શા માટે, ગમે તે પાટીદાર યુવતીને પસંદ કરે, પરણે એ શું આવકાર્ય નથી? તેને શા માટે એમ કહેવું કે ના, તું તો તારા ગોળમાં જ પરણજે! તેને વાડો તોડવો હોય, ગોળનું બંધન ફગાવી દેવું હોય તોય તેને પકડી રાખવો ને એને એ જૂના વાડામાં પૂરી રાખવો? જો એમ કરવામાં આવે તો પછી સુધારો ક્યારે થાય? આ સ્થિતિમાં ગોળ ક્યારે તૂટે?

શ્રી. ભાઈલાલભાઈની દલીલ પાછળનો મર્મ હું સમજું છું. મોટા ગોળવાળા તેમની કન્યાઓ બહાર આપતા નથી. અને ગોળના જુવાનો જો બહાર પરણે તો ગોળની કન્યાઓ રખડી પડે. આજે છ ગામવાળાઓની આ મોટામાં મોટી મૂંઝવણ છે; પણ ખરું જોતાં તો એ ઉપજાવી કાઢેલી મૂંઝવણ છે. ગોળ બહાર કન્યા આપતાં તેમને કોણ રોકી રાખે છે? ગોળનો મોહ છોડવો નહિ ને પછી અકળાયા કરવું તે બંને કેમ બને? એક બાજુ ભણેલા અને શિક્ષિત પાટીદાર જુવાનોને યોગ્ય કન્યાઓ મળતી નથી. બીજી બાજુ ભણેલી કન્યાઓને યોગ્ય વર મળતા નથી. આ મુશ્કેલીનો અંત ગોળનાં બંધન

કરાવી દઇએ તો જ આવે. એટલા માટે જ ગોળ બહાર પરણનારને 'પાટીદાર' જેવું માસિક અભિનંદન આપે છે. હું તો ભારપૂર્વક માનું છું કે જો મોટા ગોળના જુવાનો વધુમાં વધુ સંખ્યામાં બહાર પરણે તો એ ગોળની કન્યાઓને પણ ફરજિયાત રીતે બહાર આપવી પડશે. અને એ રીતે ગોળનાં બંધન શિથિલ થશે.

આજના જુવાનો ક્રાન્તિની મોટી મોટી વાતો કરે છે. '૪૨ ની લડતમાં ગોમ્બ બનાવવા પણ બેસી ગયા હતા. રાજકારણમાં પણ આગળ પડતો ભાગ લે છે. વિચારોમાં તો હંમેશાં આગળ જ હોય છે. એવા જુવાનો લગ્ન વખતે ગોળમાં પરણવાનું કેમ પસંદ કરતા હશે, એ જ સમજાતું નથી. સમાજવાદીઓ વર્ગભેદ મિટાવવા માટે ખૂબ લાંબી લાંબી વાત કરશે. અને પરણવાનો સમય આવે ત્યારે તે વર્ગને, ગોળને, વાડાને તોડવાનો કદી વિચાર જ કરતા નથી. રાજકારણમાં પડેલા કોમી ઐક્યની વાતો કરે. ધારાસભામાં ને લોકલબોર્ડમાં ચર્ચાઓ કરે, ભાષણો કરે... લગ્ન વખતે નાતના ઐક્યનો, નાતની સમાનતાનો કદીય વિચાર કરતા નથી. અસ્પૃશ્યતાનિવારણ માટે મુંબેશ ઊઠાવનારા પાટીદારો હવે શોધવા જવા નહિ પડે. તેઓ હરિજનોને મંદિરપ્રવેશ કરાવવા માટે આગેવાની લેશે, પણ પાટીદાર કોમમાં રહેલા ઊંચનીચના ભેદને નાબૂદ કરવા માટે કંઈ જ નહિ કરે. તેમનાં છોકરાંના લગ્ન વખતે તો ઊંચનીચના ભેદને વધુ મજબૂત કરશે. જ્યાં આવી સ્થિતિ પ્રવર્તતી હોય ત્યાં ગોળ તોડનાર યુવક કે યુવતી માનને પાત્ર નથી? તેને 'પાટીદાર' અભિનંદન કે મુબારકબાદી ન આપે તો બીજું શું આપે!

પાટીદાર પરિષદનું ધ્યેય ઊંચું છે. તેના ઠરાવો પાટીદાર કોમને એક કરી સામાજિક ક્ષેત્રમાં પ્રગતિ કરાવનારા છે. એ ઠરાવો વાંચવામાં સારા લાગે છે. પરિષદ ભરાશે ત્યારે તેના પર ભાષણો થશે, તે વળી તેનાથીય સારાં લાગશે. ભાષણ વખતે તાળીઓના ગડગડાટ થશે. ઉત્સાહના વાતાવરણ વચ્ચે એ ઠરાવો પસાર થશે. પણ પછી શું? એ ઠરાવો પસાર કર્યે પાટીદાર કોમનો ઉદ્ધાર થઈ જશે? એ ઠરાવોનું પાલન ન થયું તો? પરિષદ પાસે એવી તે કઈ સત્તા છે કે તે ઠરાવોનું પાલન કરાવશે? અને આજની વિષમ પરિસ્થિતિ જોતાં એમ લાગે છે કે ઠરાવોનો અમલ ઘણો મુશ્કેલ છે. ગુલામીનું બંધન તૂટ્યું છે. અસ્પૃશ્યતાનું પણ નિવારણ થઈ જાય છે. કોમી ઐક્ય પણ કેળવાતું જાય છે; છતાં ગોળનું બંધન તૂટતું નથી. ઊંચનીચના ભેદનું નિવારણ થતું નથી. નાતનું ઐક્ય સધાતું નથી. આ વાસ્તવિક પરિસ્થિતિનો ખ્યાલ

કરીને પરિષદ ભરાતી હોય તો ભલે ભરાય. હું પરિષદનો વિરોધી નથી. હું તો એટલું જ ઇચ્છું છું કે પરિષદનું કામ માત્ર ઠરાવ કરવાનું ન હોવું જોઇએ. બીજા કાંઇ નહિ તો પરિષદમાં ભાગ લેનારા, તેની કારોબારીમાં ચૂંટાનારા, પરિષદ બોલાવનારા . . . . આટલાં તો ચુસ્ત રીતે ઠરાવોનું પાલન કરે જ. બીજા સુધારકોનો તેમને જરૂર સાથ મળશે. અને બીજાનો સાથ મળે કે ન મળે, તેની પણ અપેક્ષા ગણ્યા વિના તેઓ જો ઠરાવનો અમલ કરશે તો એટલી વ્યક્તિઓની અસર પણ મોટી પડશે અને સુધારાની દિશામાં ધ્યાન ખેંચે તેવું કાર્ય થશે. આ વગર તો કદી પણ ગોળનાં બંધન તૂટવાનાં નથી. અને પરિષદ એ વગર સફળ પણ થવાની નથી.

પરિષદ વખતે આંતરગોળ લગ્ન થાય તો સારું છે. પણ એ વખતે એવાં લગ્ન થાય કે ન થાય, તો પણ જો તેમાં ભાગ લેનારા પછીથી આંતરગોળ લગ્નો કરશે, કરાવશે તો થોડાંક વર્ષમાં જ ગોળનાં બંધન તૂટી જશે. આજના નવજુવાનો ધારે તો આ કાર્ય ધાર્યા કરતાં પણ વહેલું પાર પાડી શકે. જો સમસ્ત પાટીદાર પરિષદને સફળ બનાવવી હોય તો આ કામ કર્યે જ છુટકો છે.

---

# મુંબઈ પાટીદાર સંમેલન

સમસ્ત પાટીદાર પરિષદ સંયોજક સમિતિ તરફથી **તા. ૧લી** અને **૨જી મે એ** મુંબઇમાં વસતા પાટીદારભાઇઓનું મફતલાલ બાગમાં સંમેલન યોજવામાં આવ્યું છે. આગામી પાટીદાર પરિષદના ભાગરૂપી આ સંમેલન થશે. તે દિવસે જ્ઞાતિનાં નીકળતાં માસિકોના તંત્રીઓ હાજર રહેશે એટલું જ નહિ, પણ સમાજમાં સેવા કરતા કેટલાક ભાઇઓને પણ આમંત્રવામાં આવ્યા છે. આમ પહેલી વખત પ્રગતિની દિશામાં કામ કરતાં તત્ત્વો એક મંચ ઉપર મુંબઇમાં ભેગાં થશે.

સંમેલનનું ધ્યેય — મુંબઇમાં પાટીદાર જ્ઞાતિમાં કામ કરતાં લગભગ ૧૦ મંડળો છે તેમનું એકીકરણ કરી એક સ્થાયી સંસ્થા ઊભી કરવી તથા દરેક મંડળને તેની દિશામાં કામ કરવા દેવું. આમ સમવાયતંત્રના સિદ્ધાંત ઉપર મંડળોનું જોડાણ કરવું.

તેની કામગિરી — ૧. મુંબઇમાં રહેતા ભાઇઓનું સંગઠન કરવું. ૨. નાતિ માટે દવાખાનું તથા મફત દાક્તરી મદદ મળે તેવી વ્યવસ્થા કરવી. ૩. વિદ્યાર્થી સહાયક ફંડ ઊભું કરી, વિદ્યાર્થીઓને સ્કોલરશીપ, પાઠ્યપુસ્તકો વગેરે આપવું. ૪. મુંબઇમાં એક સેવાદળ ઊભું કરવું. ૫. મુંબઇમાં એક લાયબ્રેરી શરૂ કરી નાતિમાં સુધારો થઇ શકે તેવાં પુસ્તકોનું વાચન પૂરૂં પાડવું. ૬. મફતલાલ છાત્રાલયને વિકસાવી વધારે વિદ્યાર્થીઓ રહી શકે તેની ગોઠવણ કરવી. ૭. ધી પાટીદાર કન્ઝ્યુમર્સ કો-ઓપરેટીવ સોસાયટી લિ.ના પ્રચાર કરી તેને વધુ લોકપ્રિય બનાવવી. બને તો ચરોતર અને કાઠિયાવાડ બાજુ તેની શાખાઓ ખોલવી. ૮. દેશપરદેશ જતા ભાઇઓને મદદ મળે તે માટે મકાન તથા યોગ્ય સલાહ આપનાર માણસ રાખવા. રહેવા તથા જમવાની સગવડ કરી આપવી. ૯. સામાજિક કુરિવાજો જેવા કે બાળલગ્ન. ખારમાં, પરઠણ, મંગળફેરાની લેવડદેવડ વગેરેને નાબુદ કરવાં. ૧૦. યુવકોમાં અને યુવતીઓમાં સમાજસુધારા માટેનું આંદોલન જગાવી, તેમને સુધારા કરવા માટે હિંમત મળે તેવી ઝુંબેશ જગાવવી.

શ્રી. પ્રમુખલાલ મણિલાલ પટેલના પ્રમુખપદે યોજાયેલ ઉપરની સમિતિને સ્વાગત સમિતિમાં ફેરવી નાખવામાં આવી છે અને તેથી સ્વાગત સમિતિના પ્રમુખ પણ તેઓ જ છે. નાણાં ઉઘરાવવાની વ્યવસ્થા તેમણે રાખેલ છે. ડેલીગેટો, પુરુષવર્ગ માટે રૂ. ૧૦) અને બહેનો માટે રૂ. ૫) ફી રાખવામાં આવી છે. પ્રેક્ષકો માટે મફત છે, છતાં તેમને ચાર આનાના સભ્ય થવા વિનંતિ કરવામાં આવેલ છે. તા. ૧લીએ વિચારણીય સમિતિ મળશે તથા ૨૯મીએ ખુલ્લી બેઠક રહેશે.

મુંબઇમાં રહી પોતાની જાતને આગળ પડતા કહેવડાવવાનો દાવો જે કરવામાં આવે છે તે પૂરવાર કરવાની આ કસોટી છે. મુંબઇના પાટીદાર નાગરિકો, મોટપણ ભૂલી જઇ તે દિવસે, તા. ૨૯ મેના દિવસે, મફતલાલ બાગ, ફ્રેંચ બ્રીજ, મુંબઇ નં. ૭ના સ્થળે હાજર રહી, સંમેલનને સફળ બનાવે એવી આશા છે.

મંત્રી. સમસ્ત પાટીદાર પરિષદ સંયોજક સમિતિ

# ભણેલી સ્ત્રીઓ ને બહારનું કામ

પુરુષ

ભણેલી સ્ત્રીઓને ઘરકામ કેમ પસંદ નથી, અને તે બહારનું કામ શાથી પસંદ કરે છે; એ બે મુદ્દા તરફ ધ્યાન ખેંચવા આ નાનો લેખ હું મારા પુરુષ માનસ પ્રમાણે લખું છું. કોઇ બહેનને એમાં ગેરસમજ કે અગવડતા કરવાની જરૂર લાગે તો જરૂર ચર્ચા કરે.

સ્ત્રીના પક્ષે ઘરકામ અંગે એ મુદ્દો રજૂ કરવામાં આવે છે કે, સ્ત્રીને કુદરતે માતા બનાવી છે એટલે એ પુરુષની જેમ બહારનું કામ કાયમ, નિયમિત અને અડતલપણે કરી ન શકે. એમાં એનો કોમળ બાંધો આડે આવે, પ્રસૂતિ આડે આવે અને બાળઉછેર આડે આવે. વળી એની પાસે જે કામ છે, તે પણ કુટુંબ લઈને માણસ બેઠેલ છે એટલે એ નહિ કરે તો પુરુષને કરવું પડશે. એથી એટલો વખત પુરુષ બહારનું કામ ઓછું કરી શકશે. એટલે સરવાળે કુટુંબને ફાયદો નહિ થાય. એ કરતાં સ્ત્રીને જ કુદરતી રીતે અનુકૂળ છે તે ઘરકામ એ સંભાળે તેમાં જ કુટુંબની આબાદી છે.

ભણેલી સ્ત્રીના આ પ્રશ્નનો વિચાર કરતાં મને સાથે સાથે ગામડાંના વિચાર આવે છે. ઘરકામ કુટુંબને ઉપયોગી હોવા છતાં જેમ ભણેલી સ્ત્રી એમાં પૂરાઇ રહેવા માગતી નથી, તેમ ખેતી દેશને ઉપયોગી હોવા છતાં ગામડાનો માણસ, વર્ષોથી એનું કુટુંબ ખેતી કરતું આવ્યું છે છતાં, જો-શક્ય હોય તો શહેરમાં આવે છે—નથી આવી શકતા એ આવવા ઝંખે છે. અને જે ઝંખતા નથી તે પણ શહેરી જીવન પોતાના કરતાં સારું એમ કબૂલતા હોય છે! આમ માનસ બદલાવાથી દિવસે દિવસે ગામડાં ભાગી શહેર વધતાં જાય છે. સ્ત્રીને જેમ કુદરતી રીતે ઘરકામ ફાયદાકારક છે, તેમ ગ્રામજીવન માણસ માટે ફાયદાકારક છે. ચોખ્ખી હવા મળે છે, શુદ્ધ ખોરાક અને શુદ્ધ પાણી મળે છે. છતાં આ બંને વર્ગ — સ્ત્રી અને ગ્રામજન બળવો કેમ કરવા તૈયાર થયાં છે? હજારો વર્ષોથી જે વ્યવસ્થા ચાલતી આવે છે તેમાં આજે એવું તે શું તત્ત્વ આવીને ભરાયું છે કે બંને વર્ગ એના પક્ષે જે લાભ છે તે જતા કરીને પણ નવા ક્ષેત્રમાં કૂદી પડવા ઝંખે છે?

દિવસે દિવસે માણસની શારીરિક ભૂખની સાથે માનસિક ભૂખ પણ વધતી જાય છે. અને અમુક વર્ગમાં તો એવી સ્થિતિ ઊભી થઈ છે કે માનસિક ભૂખ તેની સંતોષાય નહિ તો એને પોતાનું જીવન દુઃખી લાગે છે. અને તે સંતોષવા એ શારીરિક જરૂરિયાતોનો ભોગ આપવો પડે તો

આપે છે. એટલે હવા અને પાણી કુદરત તરફથી મફત મળી રહે છે તે બાદ કરતાં, અન્નની અને વસ્ત્રની મુખ્ય જરૂરિયાત માનવજીવનમાં પહેલાં ગણાતી; એટલીજ માગણી આજના માનવીને રહી હોત તો ખેડૂત ગામડું ન છોડત, સ્ત્રી ઘરકામ ન છોડત. પરંતુ આજે ઉપર કહ્યું તેમ એક નવી ભૂખ – માનસિક ભૂખ – પ્રબળ વધતી જાય છે. વિજ્ઞાન જેમ વધુ પ્રગતિ કરતું જાય છે તેમ તેમ એ વધતી જવાની છે, અને એ આજે અમુક નાના વર્ગમાં જાગી છે તે દિવસે દિવસે ગામડાની પ્રજામાં અને સ્ત્રીમાં જાગવાની છે.

એ સંતોષાય તેવી વ્યવસ્થા જો ગામડાંમાં થાય તો ગામડાં ભાગતાં બચે. ખેડૂત શહેરમાં આવતો અટકે. એ કેમ થાય એ આ લેખનો વિષય નથી. આપણે અહીં સ્ત્રીની જ વાત કરવાની છે. ભણેલી સ્ત્રીની એ માનસિક ભૂખ હવે રોકાવાની નથી. અને જ્યાં સુધી એ ઘર સંભાળીને બેસી રહે ત્યાં સુધી એ ભૂખ એની સંતોષાવાની નથી. એટલે કુદરતી રીતે ઘરકામ એને અનુકૂળ હશે, અને બહારનું કામ પ્રતિકૂળ હશે તો પણ એ પ્રતિકૂળતા વેઠીને ય એની માનસિક ભૂખ સંતોષવા બહારનું કામ કરવા તૈયાર થયા વગર સ્ત્રી રહેવાની નથી.

વળી ખેતીનું કામ શિષ્ટ સમાજે હલકું માન્યું છે, તેમ ઘરનું કામ પુરુષવર્ગે હલકું ગણ્યું છે. અને જે કામ હલકું ગણાય તે કરનાર પણ આપોઆપ હલકા દરજ્જે આવી બેસે! એટલે એ દૃષ્ટિએ પણ ભણેલી સ્ત્રીને ઘરનું કામ પસંદ ન પડે, ખેતીનું કામ ખેડૂત પસંદ ન કરે, તો એમાં દોષ એ કામને હલકું માનનારનો છે. એટલે ભણેલી સ્ત્રી પુરુષ પાસે ઘરકામ હલકું નથી એવો દૃષ્ટિફેર માગે છે. અને એ દૃષ્ટિફેર સ્ત્રી માગે તેથી મળવાનો નથી, પુરુષ મોંએ એમ કહી બતાવે તેથી વર્તનમાં એ દેખાવાનો નથી. એ ત્યારે જ આવે કે સ્ત્રી પુરુષના જેટલો માનસિક વિકાસ સાધે, એના કાર્યોમાં સહકાર્યકર્તા બને.

એટલે લેખની શરૂઆતમાં મૂકેલા ભણેલી સ્ત્રીના મુદ્દાનો જવાબ આ પ્રમાણે છે. ભણેલી સ્ત્રીને ઘરકામ પસંદ નથી તેનું કારણ, એ કામથી એનો પુરુષ જેટલો માનસિક વિકાસ થઇ શકતો નથી. અને એ કામ પુરુષ હલકું માને છે એટલે એ દૃષ્ટિ જ્યાં સુધી હોય ત્યાં સુધી સ્ત્રી પુરુષની સમાન થઇ ન શકે. એટલે એવું કામ એને પસંદ ન હોય તો એમાં એનો દોષ શી રીતે કહાય?

બીજા મુદ્દાનો જવાબ પહેલામાં આવી જાય છે. સ્ત્રીને જે માનસિક ભૂખ લાગી છે તે બહારનું ક્ષેત્ર પસંદ કર્યા વગર સંતોષાય તેમ નથી.

અને આ અતિ સ્વાભાવિક છે. એમાં ભણેલી સ્ત્રીઓને વગોવવાનો કે એથી સમાજનું સત્યાનાશ વળી જશે એમ માનવાની કંઈ જરૂર નથી. એક પછી એક એમ એના પરિણામ રૂપે આ પગલાં ભરાતાં જાય છે. સ્ત્રીની કેળવણીનો સ્વીકાર કરવાનો સવાલ આવ્યો ત્યારે પણ સમાજ ભડકતો હતો કે એને ભણાવવાથી સત્યાનાશ વળી જશે. એમ બન્યું કે નહિ, બનશે કે કેમ, એ ચર્ચામાં નથી પડવું, પણ જે પરિણામ આવશે તે સહીને પણ આજે સ્ત્રીને કેળવણી આપતો સમાજ થયો છે.

હવે એ કેળવણી વધતી જાય છે એટલે બીજું પગલું આવીને ઊભું રહ્યું છે—સ્ત્રી ઘરકામમાં જ શા માટે બંધાઈ રહે? એના વિકાસનું શું? સમાજ તો કોઈ નવી વાત આવે એટલે હંમેશ ભય બતાવતો આવ્યો છે. પણ એ ભયને લીધે સ્ત્રી કંઈ અટકવાની નથી. કુદરતને નામે, કુટુંબને નામે, કે ધર્મને નામે એ ઘરમાં જ ભરાઈ રહે એ સ્થિતિ એ હવે નહિ સ્વીકારે. એમાં એનો દોષ નથી. આ યુગની જે માનસિક ભૂખ છે, એ એને પણ પુરુષ જેમ પીડે છે.

એટલે હવે જે નિર્ણય સમાજે કરવાનો છે તે એ કે સ્ત્રીના બહારના કામનો અધિકાર સ્વીકારી લઈને પુરુષે પોતાના કામમાં જગા કરી આપવી કે જેથી એ એનું વ્યક્તિત્વ દર્શાવી શકે.

વળી હિંદમાં આપણે જે નવો યુગ લાવવા માગીએ છીએ — સમાજવાદી યુગ. તે યુગમાં મૂડીવાદી વર્ગ નહિ હોય કે ગરીબ વર્ગ નહિ હોય, હશે મધ્યમ વર્ગ—સમાજવાદી વર્ગ. એ વર્ગ પણ ત્યારે જ આવી શકે કે સ્ત્રીવર્ગ ઉત્પાદક કાર્યમાં પુરુષને મદદ કરતો થાય. કારણ કે જો કુટુંબનું ઉત્પાદન વધે નહિ તો આજે મધ્યમ વર્ગીય સમાજનું જીવનધોરણ ઊંચું શી રીતે આવે? આજે તો એક કુટુંબમાં એક જણ કમાનાર અને સરેરાશ ચાર–પાંચ માણસ ખાનાર છે. આ સ્થિતિ મૂડીદાર વર્ગમાં ચાલે કે ભૂખ્યે મરતા ગરીબ વર્ગમાં ચાલે પરંતુ જે દેશ એ બેઉ વર્ગ નાબૂદ કરી, સમાનવર્ગીય ઊંચા જીવનધોરણવાળો સમાજ ઊભો કરવા માગતો હોય તે દેશમાં સ્ત્રીવર્ગની શક્તિ કાટ ખાય એ ન ચાલે એટલે એ રીતે પણ નવા યુગમાં આપણે સ્ત્રીને બહારનું કામ કરવા દેવું પડશે.

# ચોખ્ખી ને ચટ વાત

અરવિંદ પટેલ

ટેબલ ઉપર નીચું મોં રાખીને હું મારા કામમાં એવો ગૂંથાયેલો હતો કે સામી ખુરશી ઉપર આવીને કોણ બેઠું તેનો પણ મને ખ્યાલ ન હતો. એટલે મને ખ્યાલ આપવા એ ભાઈએ બનાવટી ઉધરસ ખાધી. મેં ઊંચું જોયું. જોઇતાભાઈ હતા.

મારો ગુનો થયો હોય તેમ જોઇતાભાઇ બોલ્યા: 'તું તો ભઇ જબરો કામગરો થઈ ગયો છે. છાતી ઉપર આવીને ઊભા રહીએ છીએ_પણ ઊંચું ય જોતો નથી.'

મેં પૂછ્યું: 'કેમ કઈ બાજુથી?'

'ઘેરથી જ આ મોટરમાં આવ્યો. વડોદરા જવું છે, પણ ગાડી દોઢ કલાક લેટ છે, એટલે થયું લાવને સ્ટેશને બગાસાં ખાવાં તે કરતાં અરવિંદને મળતો જાઉં!'

આ જોઇતાભાઇને મે તરત કહી દીધું: 'તમારે સ્ટેશને દોઢ કલાક બગાસાં ખાવાં પડે એમાં મારો શો ગુનો? તમે જુઓ છો કે હું કામમાં હતો—તમારી જેમ બગાસાં તો નહોતો ખાતો.'

જોઇતાભાઇએ આવા જવાબની આશા જ નહોતી રાખી. એમણે ઘેર જઇને આખા ગામમાં મારું વગોણું કર્યું.

એ પછી હું ઘેર ગયો ત્યારે ગઇ પેઢીમાં કોઈ બાપનું બારમું ન કરે ને એને જેમ બધા તોડી ખાય તેમ મને તોડી ખાવા લાગ્યા—સાચું! અરવિંદ! તેં જોઇતાભાઇને મોઢે જ એવું કહ્યું!

મેં સામો સવાલ કર્યો: 'એમાં ખોટું શું કર્યું!'

'તને ગામનો જાણી મળવા આવ્યા ત્યારે....'

'મને મળવાનું તો ખાલી બહાનું હતું. ગાડી દોઢ કલાક મોડી થઇ એટલે એમને મળેલી ફુરસદનો ઉપયોગ મારા કામનો ભોગ લેવામાં એ કરવા માગતા હતા અને મેં ના કરવા દીધો એટલો જ મારો ગુનો!'

મારા આ જવાબથી સાંભળનારને જોઇતાભાઇની જેમ અંતરમાં ખીજ ચડતી, પરંતુ મારા મોં સામે એ વ્યક્ત ન કરતાં, જે તે એક જ વાત કરતું: 'એ બધું ગોરા લોકોના દેશમાં ચાલે. આપણે તો દેશ એવો વેશ કરવો પડે. આંગણે આવેલાને વખત નથી કહીને ઓછો પાછો કઢાય છે?'

હું સામું પૂછતો : 'એમાં ખોટું શું છે? કોઈનું કામ કરવું એ બરાબર છે. એ માટે આપણું કામ મોડી કરવું પડે એ પણ સ્વીકારવાની મારી ના નથી. પરંતુ કોઈને બગાસાં ખાવાનાં થાય તે માટે મારે બગાસાં ખાવાં, એ કુટેવ મને કબૂલ નથી.'

મારા મિત્ર ગોરધને મને કહ્યું: 'તારી એ વાત બરાબર છે. પરંતુ સામકાના લોકો એમાં તને અભિમાન આવ્યું છે એમ માને.'

મેં કહ્યું: 'એ જેમ માને એમ વર્તે આપણને કેમ પાલવે! સામાજિક કુરિવાજો જેમ આપણે કાઢવા પ્રયત્ન કરીએ છીએ, તેમ આપણા જીવનમાં ડગલે ને પગલે પડેલી કુટેવો કાઢવા પ્રયત્ન કરવો રહ્યો. આપણે ના કાઢી શકીએ તો ઠીક, પણ કોઈ એવી કુટેવ ઇચ્છતો ન હોય તો એને વગોવવો એ આઝાદ હિંદમાં કેમ શોભશે? પોતાને ફુરસદ હોય માટે કોઈને મળવા જવું એ કુટેવ છે. લોકોની ચિંતા ન કરતાં, યોગ્યાયોગ્યનો વિચાર કરી વર્તવું એ જ જીવવાનો સાચો રસ્તો છે.'

*

ગાડીને હજુ વાર હતી એટલે બાંકડા ઉપર બેસીને હું આજનું છાપું વાંચવામાં તલ્લીન થઈ ગયો હતો, ત્યાં મારી બાજુમાં બેઠેલા ભાઈએ એક પાન ખેંચ્યું. મારું ધ્યાન વાંચવામાંથી ભંગ ન થાય તેમ મેં એક પાન સરકી જવા દીધું.

આઝાદ હિંદનું પહેલું અંદાજપત્રક બહાર પડ્યું હતું—તે વાંચવામાં હું મશગુલ હતો. પેલા ભાઈએ થોડીક વાર થઈને મારા હાથમાં બીજું પાન હતું તે ખેંચવા માંડ્યું. પેલા પાનમાં એમને કંઈ રસ ન હોય તેમ લાગ્યું. નવા અંદાજપત્રકની અસર બજાર ઉપર શી થઈ છે તે જોવા એમને ભાવનું પાનું જોઈતું હતું. જે મારી પાસે હતું.

એમની ખેંચતાણ એટલી વધી કે મારાથી બોલ્યા વગર ન રહેવાયું. એમના તરફ જોઈ મેં પૂછ્યું : 'શું છે!'

'એક મિનિટ, જરા ભાવ જોઈ લેવા દો ને.'

મેં કટાક્ષભર્યા સાદે કહ્યું: 'તમારી એક મિનિટ શું પાંચ મિનિટની મને ના નથી. પરંતુ પહેલી એક મિનિટ કોની? મારી કે તમારી? સામાની વસ્તુનો બીજા ઉપયોગ કરે તેની ના નથી, પરંતુ એનો ઉપયોગ કરવાનો પ્રથમ હક ધણીને છે એટલો વિવેક શું શીખવાની જરૂર નથી?' અને આગળ ચર્ચામાં ન પડતાં હું અંદાજપત્રકની બાકીની વિગત વાંચવા લાગ્યો.

પેલા સજ્જનને હું વાંચી રહું તેટલી ધીરજ રહે તેમ ન હતી. એટલે દૂર ઊભા ઊભા એક ભાઈ છાપું વાંચતા હતા, તેમાં માથું મારવા એ ચાલ્યા ગયા. મારામાં એવી વેવલાશભરી ઉદારતા ન હતી કે હું મારો હક જતો કરી એમની ઈંતેજારી સંતોષી શકું.

*

'તારાચંદભાઈ છે કે?' મેં બૂમ પાડી.

રસોડામાંથી બહાર નીકળી બહેને પૂછ્યું : 'કેમ? ક્યાંથી આવો છો!'

મેં જવાબ આપ્યો એટલે મને ઓળખ્યો હોય તેમ મોં ઉપર મલકાટ પથરાયો. ખાત્રી કરતો સવાલ કર્યો : 'તમારું નામ અરવિંદભાઈને?'

'તમે મને ભલો ઓળખી કાઢયો!'

'નજરે તો તમને આજે જોઉં છું, પણ 'એમણે' તમારી ઘણી વાતો કરી છે.'

'ક્યારે ઘેર આવશે?'

'આજે રવિવાર છે એટલે કંઈ કહેવાય નહિ. એક દોઢ તો થવાનો જ તમે આવવાના છો એમ એ જાણે છે?'

'ના, એમણે શનિવારે લખેલ, પણ હું બહારગામ હતો એટલે ગઈ કાલે આવી શક્યો. આજે આવીશ એવી એમને ગણતરી પણ ક્યાંથી હોય?'

આટલી વાત થાય છે પણ બહેન કહેતાં નથી કે, અંદર આવો, બેસો. બહેન અને હું પ્રથમ વખત મળીએ છીએ એ ખરું, પણ તારાચંદભાઈ સાથેનો મારો સબંધ એ જાણે છે. એ પોતે જ ગામનું નામ દેતાં મને ઓળખી કાઢે છે. શહેરમાં ઘણી 'લપો' વળગે છે તેમાંનો હું નથી, એટલું ન સમજે તેવાં એ મૂરખ નથી. એમના પતિના બોલાવ્યાથી જ આવ્યો છું, છતાં આ કેળવાયેલ યુવતી મને ઘરમાં બેસાડવા જેટલો વિવેક કરતાં નથી. એમને કાંડે બાંધેલ ઘડિયાળના કાંટા સામે જોતાં સાડા અગિયાર વાગ્યા હતા. અહીં જ જમીશ એમ ગોઠવીને જ સ્ટેશનેથી સીધો આખું શહેર વીંધી એલિસબ્રિજ આવ્યો હતો. હાથમા થેલી પકડીને મારે હવે શું કરવું તે વિચારમાં બારણામાં સ્થિર ઊભો રહ્યો. બહેનને પણ વાત કરવાની ન રહી એટલે મૌન ઊભાં રહ્યાં.

એક ક્ષણ તો વિચાર આવ્યો કે, ચાલ જીવ શહેરમાં. જમીને એક વાગ્યા બાદ આવીશ. ત્યાં સુધીમાં તારાચંદભાઈ પણ આવી જશે.

પણ બીજી ક્ષણે મારો ચોખ્ખી ને ચટ વાત કહી નાખનાર સ્વભાવ કૂદી પડ્યો. 'તારાચંદભાઈને ઘેર એવો ખોટો સંકોચ રાખવાનું શું કારણ છે!

બહેનની પ્રથમ ઓળખ છે. એટલે સ્ત્રીસુલભ સ્વભાવને લીધે 'ભલે વિવેક ન કરે, તું તારે ચોખ્ખી વાત કહી દે ને.'

અને તરત જ મેં બારણાથી આગળ પગ મૂકતાં કહ્યું: 'તમે તમારે, બહેન, એક વખત મને પાણીનો લોટોપ્યાલો આપી, જે કામ કરતાં હો તે કરો. હું અહીં જમવાનો છું. નિરાંતે બેઠકખાનામાં બેસી બેઠો વાંચું છું!'

એ બહેન બિચારાં અવિવેક મનમાં વસ્યો હોય તેમ ઝાંખીલાં પડી ગયાં. એમના મનનો એ ભાવ હું કળી ગયો હતો એટલે લોટોપ્યાલો એમના હાથમાંથી લેતાં મેં એમના સામે નજર ન માંડી.

તારાચંદભાઈ આવતાં, હું કંઈ ફરિયાદ કરું તે પહેલાં, એ બહેનના મનમાં જે વિચારમાળા ચાલી હશે તેનો પડઘો પાડતાં એમણે પતિને કહ્યું: 'અરવિંદભાઈએ આજે મને વિવેકનો એવો પદાર્થપાઠ શીખવ્યો કે મરતાં સુધી હું નહિ ભૂલું!'

*

કાલબાદેવી રોડ ઉપર અંબુ અચાનક ભેગો થઈ જતાં મનની વરાળ કાઢવા મંડી પડ્યો: 'જો અરવિંદ! તું ભાઈલાલના અમે તેટલા ગુણ ગાય, પણ હું એને ઓળખું તેટલો તને એનો અનુભવ નથી. આપણે સાથે હૉસ્ટેલમાં રહેતા અને તે વખતે એ ભાઈલાલ જે હતો એ હવે નથી રહ્યો.'

મેં પૂછ્યું: 'એણે તારું શું બગાડ્યું? ઊલટું તને મુંબઈ લાવી નોકરી અપાવનાર એ જ કે બીજો?'

'મુંબઈ બોલાવીને એણે મને ઊલટો ગધેડે બેસાડ્યો!'

'શા રીતે?'

'શેઠ આગળ મારી બદનામી કરી મને કોડીની કિંમતનો કરી નાખ્યો.'

એ બદનામી સાચી છે કે જૂઠી એની ચર્ચામાં પડ્યા વગર મેં કહ્યું: 'માની લઉં છું કે, ભાઈલાલે તને ગધેડે બેસાડ્યો. પણ હવે તું એમ કહેતો જાય ને ગધેડા ઉપર બેસી રહે, એમાં તો એનો દોષ નથી ને?'

'એટલે?'

'નોકરી છોડી દઈને ગધેડા ઉપરથી ઊતરી જાને.'

'એવી નોકરી બીજી મળવી જોઈએ ને?'

'તો ગધેડા ઉપર કોઈએ બેસાડ્યાનો દોષ કાઢ્યા કરતાં, પોતે ભણેલા છતાં ગધેડા ઉપર બેસી રહ્યો છે માટે જાતનો દોષ કાઢવો હોય તો કાઢ.'

# આપણે મતદારો

નિરીક્ષક

આજે દેશના રાજકારણ અંગે લોકો અંદરઅંદર જે ચર્ચાઓ કરે છે તેનો અર્થ તારવીએ તો અંગ્રેજ સરકારને કાઢવા જેમ આપણે તળેઉપર થઈ ગયા હતા, તેમ કોંગ્રેસને સત્તા ઉપર આવ્યાં (મધ્યમાં) એક વરસ પણ થયું નથી ત્યાં કોંગ્રેસ સરકાર જાય તો સારું એમ લાગણી ઊભી થતી લાગે છે.

કારણ કે, સ્વરાજ્ય આવતાં લોકોએ આકાશનો ચાંદો હથેળીમાં લેઈ શકાશે માની લીધેલું, તે ચાંદો આજે પણ એટલો જ દૂર રહ્યો છે! અંગ્રેજ સરકારના વખતમાં જે તંત્ર ચાલતું હતું તેવું જ, બલ્કે કોઈ કોઈ ચક્ર તો એથીય ઊલટાં બગડ્યાં છે

જે સેવકો ગઈ કાલે સત્તા ઉપર ન હતા ત્યારે જે સેવાભાવ બતાવતા હતા તેમાંના ઘણા આજે સત્તા ઉપર બેસતાં અમલમાં મદ થઈ ગયા હોય તેમ લોકોને દેખાય છે. જે સેવકો નિઃસ્વાર્થભાવની વાતો કરતા હતા તે આજે એ જ સેવાની મૂડીનો વેપાર કરી સ્વાર્થ સાધતા દેખાય છે. જે સેવકો ગઈ કાલે બાપુની અહિંસાની અને સત્યની વાતો પ્રજાને સુણાવતા હતા, તે આજે વેરવૃત્તિથી પ્રેરાઈને બીજાનું અહિત કરતા અને સેવાને નામે જૂઠ આચરતા દેખાય છે. રચનાત્મક કાર્યક્રમ અને ખાદી એ તો હવે જગત મિથ્યા અને બ્રહ્મ સત્ય, એ સૂત્રની જેમ ફક્ત ચર્ચાના વિષય જ રહ્યા છે. આચરણ તો મિથ્યા જગતને સત્ય માનીને જ થતાં હોય છે. ખાદી હજુ દેખાડવા પૂરતી ટકી રહી છે, બાકી ખાદી પાછળ બાપુએ ઇચ્છેલા ગુણો તો ક્યાંય દૂર ગયા છે!

જનતા કોંગ્રેસને ચોખ્ખું દૂધ માનીને અત્યાર સુધી પોતાની ગોરસીમાં સંઘરી રહી હતી. પરંતુ કોંગ્રેસ-દૂધ જ્યાં સત્તા રૂપી સંચામાં પીલવા મૂક્યું ત્યાં એની મલાઈ સાવ ઓછી ઊતરી. દસ ફેટનો આંક પોતાના દૂધનો ઊતરશે એવી શ્રદ્ધા સાથે એક માણસ પોતાનું દૂધ સંચે રેડવા જાય, અને આંક ઊતરે પાંચ જેટલો, ત્યારે એ જેટલો ખિજાઈ ઊઠે-તેટલી જનતા આજે ખિજાઈ ઊઠી છે.

પરંતુ કોઈ માણસ પોતાના દૂધનું ફેટ ઓછું ઊતરવા માટે સંચા ઉપર ખિજાય, તો એને આપણે શું કહીશું! દૂધ ઉપર ખિજાય તો શું કહીશું! એને ફેટ પૂરતું ઊતારવું હોય તો ઘરની બૈરી છાનું પાણી અંદર ન રેડી દે

તે જોવું જોઈએ, ભેંસને સત્ત્વહીન ખોરાક અપાતો હોય તે સુધારવો જોઈએ. અને તો જ દૂધની જાત સુધરે કે ખાલી ખિજાવાથી?

એવું જ આપણા કોંગ્રેસ-દૂધનું છે. કોંગ્રેસના કાર્યકર્તાઓ રૂપી જે દૂધ ભેગું થયું છે તે ક્યાંથી આવ્યું છે? એ દૂધમાંથી જે ફેટ કાઢ્યું, રાજ્યતંત્ર ચલાવવા, તે આપણે ધાર્યા કરતાં ઓછું ઊતર્યું, એટલે આજે આપણે ખિજાઈએ છીએ એ ફેટ ઉપર, દૂધ ઉપર, પણ એ ઉત્પન્ન કરનાર આપણે બધા—જનતા—નહિ સુધરીએ ત્યાં સુધી એ દૂધ ચોખ્ખું નહિ આવે, ફેટ પૂરતું નહિ ઊતરે, પછી સત્તા કોંગ્રેસના હાથમાંથી લઈને સમાજવાદીઓને આપો, કે સામ્યવાદીઓને આપો.

આપણે પહેલાં આપણી જાતને પૂછો — કોંગ્રેસીઓ ભલે બગડી ગયા, આપણે ચોખ્ખા છીએ? આપણે સ્વાર્થ આવે છે ત્યારે એમનું ઓળખાણ હોય છે તો ઉપયોગ કરીએ છીએ? આપણે નિ:સ્વાર્થી છીએ? આપણે જનતાના કાર્યમાં કંઈ કરીએ છીએ? વેરઝેરથી ભરેલા છીએ? આના જવાબો જો શુભ નહિ હોય તો આગેવાનો રૂપી દૂધ ચોખ્ખું ક્યાંથી હોવાનું? કારણ કે આગેવાનો જનતા જ ઉત્પન્ન કરે છે કે બહારનું કોઈ તત્ત્વ?

હવે જનતાનું પોતાનું રાજ્ય છે. કોંગ્રેસ જો ટ્રસ્ટી તરીકે સત્તાનો ઉપયોગ ન કરતી હોય તો જશે, એને રાખવા ઈચ્છનારનું કંઈ નહિ ચાલે. પરંતુ જો જનતા ફક્ત એમ જ માનતી હોય કે અમારે સુધરવાની કંઈ જરૂર નથી, રાજ્ય ચલાવનાર વર્ગે જ સુધરવું જોઈએ, તો એવી મનોદશા સાથે એ રામરાજ્યના સુખનાં સ્વપ્ન સેવતી હોય તો આકાશનો ચાંદો ચૂંટીને હાથમાં ઝાલવા જેવી એ આકાશકુસુમવત્ વાત છે.

શું કોંગ્રેસમાં કે શું સમાજવાદી પક્ષમાં કે સામ્યવાદી પક્ષમાં સારા માણસો છે જ. અરે, અપવાદ તરીકે વેશ્યાઓમાં કે ચોરડાકુની સૃષ્ટિમાં, નીતિ જેવાં તત્ત્વો શોધ્યાં જડે છે તો ઉપરના પક્ષમાં સારાં તત્ત્વો હોય એમાં નવાઈ જેવું શું છે? પરંતુ એ શુભ તત્ત્વો થોડા પ્રમાણમાં હોય ત્યાં સુધી સ્વરાજ્યના તંત્રનાં મીઠાં ફળ જનતાને ચાખવા ન મળે. એ માટે સમગ્ર તંત્ર સારું થવું જોઈએ. અને સમગ્ર તંત્ર તો ત્યારે સારું થાય કે જનતાનો મોટો વર્ગ સારો.

એટલે આજે આપણે જો કોઈની ઉપર ખિજાવાનો હક હોય તો પોતાની જાત ઉપર છે. પંદરમી ઓગસ્ટ પછી પરદેશી સરકારને બદલે પ્રજાનું રાજ્ય બન્યું. આપણે ગુલામ હતા તેને બદલે સ્વતંત્ર થયા. પરંતુ સ્વતંત્ર માણસને શોભે એવું આપણું વર્તન થયું છે? આ તંત્રમાં હું પણ એક નાનું અંગ છું.

બીજા ચક્રની વાત બીજા પાસે છે, પણ મારે મારું ચક્ર વ્યવસ્થિત ગતિમાં રાખવું જોઈએ, એમ માની ફરજ અદા કરી છે? જો આપણે આપણી ફરજ અદા ન કરતા હોઈએ તો બીજો ફરજ અદા નથી કરતો એનો રોષ કરવાથી જ તંત્ર સુધરી જશે?

આજે આપણી પાસે મત રૂપી રાજ્યતંત્ર બદલવાનું અમોઘ શસ્ત્ર હાથ આવ્યું છે. એટલે નવી ચૂંટણી વખતે કયા પક્ષને ચૂંટવો એ આપણા હાથમાં છે. માનો કે, આપણે કોંગ્રેસના તંત્રથી કંટાળી ગયા છીએ અને તેથી સમાજવાદી પક્ષને ચૂંટી કાઢીએ. પરંતુ કોંગ્રેસ પાસે જે માનવધન રૂપી આજે ઊંચી મૂડી છે, એટલી તો શું પણ અર્ધી ય મૂડી આજે સમાજવાદી પક્ષ પાસે છે? અને જે છે તે, આજે ભલે સત્તા ઉપર નથી એટલે સેવાની મોટી વાતો કરે, પણ સત્તા ઉપર આવતાં એમને પણ કોંગ્રેસના માણસોની માફક મદ નહિ ચડે એની ખાત્રી છે?

રાજકારણનો તખ્તો એ ચડતાઊતરની ઢાળવાળો છે. સત્તા ઉપર હોય તેણે પ્રત્યક્ષ કામ કરવાનું હોઇ ચડતા ઢાળે મજલ કાપવાની છે. અને ચડતા ઢાળની મજલ હંમેશ ધીમી હોય છે, પડવાઆખડવાનું પણ ગમે તેટલી સાવચેતી રાખે છતાં બને છે અને સત્તા ઉપર આવવા માગતા વિરોધ પક્ષને પોતે સત્તા ઉપર આવે તો શું શું પ્રજા માટે કરી નાખશે તેનાં વચન આપવાની ઊતરતા ઢાળની દોટ હોય છે.

આપણને પ્રેક્ષક તરીકે સ્વાભાવિક રીતે ઊતરતા ઢાળની ઝડપી ગતિ માણવી વધુ ગમે છે. પરંતુ આપણે નાટકશાળામાં બેઠેલા નિષ્ક્રિય અને બેઘડી મન બહેલાવવા આવેલા પ્રેક્ષકો નથી. આપણે સક્રિય અને જવાબદારીવાળા પ્રેક્ષકો છીએ. ઊતરતા ઢાળની દોટ આપણે માટે કંઇ કામની નથી. ચડતા ઢાળે એ કેટલી દોટ મૂકી શકશે, એ તુલના કરીને જ આપણે આપણો મત આપી શકીએ.

આજે આપણે જોઇએ છીએ કે સમાજવાદને સારો સહકાર મળતો જાય છે. મુંબઈમાં એવી ભારે હડતાલ પાડી કે કોઇ પણ ક્ષેત્રનો કામદાર એક દિવસ કામે ન ગયો. કેવો અજબ સહકાર! સમાજવાદીઓ કોંગ્રેસને હરાવી જશે એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે એમ બનશે કે નહિ, એ કરતાં આપણે એમ ઇચ્છીએ છીએ અને તેનો જ પડઘો પાડીએ છીએ, એમ સમજવું રહ્યું.

પરંતુ કોઈ પક્ષનો સહકાર, એ પછી કોંગ્રેસનો હોય, સમાજવાદનો હોય કે સામ્યવાદનો હોય, પરંતુ જ્યાં સુધી એ સહકાર કરનારાઓની સંકલ્પ શક્તિ કોઈ ઉચ્ચ ધ્યેય ઉપર કેંદ્રિત ન થઇ હોય ત્યાં સુધી એ સહકાર

જોખમકારક વસ્તુ છે. એમાંથી ફળ એ આવે કે દગાબાજો કાવતરાં રચે, કાયરો બંધાનાં શોધી છટકી જાય અને મૂર્ખા અને અણઘડ ભયંકર ભૂલો કર્યા કરે.

આજે સધાઇ રહેલો સહકાર કોઇ ઉચ્ચ ધ્યેયને બદલે ઊતરતા કાળની કોટની જેમ સ્વાર્થ માટેનો છે. જે કામદાર સંઘ પગાર વધારા નિમિત્તે હડતાલ પડાવી શકી પોતાનો સહકાર બતાવે છે, એ સંઘ દેશના વધુ ઉત્પાદન માટે એવો સહકાર મજૂરોમાં સાધ્યાનો દાખલો આપણી પાસે નથી. કિસાન વર્ગને જમીનદારોના ચૂસણમાંથી બચાવવાની લાલચે જે સહકાર સામ્યવાદીઓ સાધેલો બતાવે છે, તે વધુ અનાજ ઉગાડો એ ક્ષેત્રમાં કિસાનો સહકાર બતાવી શક્યા નથી.

એટલે આવા એકતરફી સહકારને નામે ઊભા થયેલા રાજકીય પક્ષો, આપણને ગમે તેવાં વચનો આપે છતાં એ સત્તા ગળતા પાળી બતાવશે એમ માનવાનું કારણ નથી.

વળી આજે સમાજમાં અને રાજતંત્રમાં કીચણ સમો જે કિચડ જામી ગયો છે તે ગમે તે પક્ષ સત્તા ઉપર આવે તો પણ એક ગતમાં સાફ ન કરી શકે. એ કિચડથી આપણા પગ રગદોળાય છે એટલે આપણે ખિન્નદીએ છીએ, પણ જે મહા દારુણ યુદ્ધ આપણે અનુભવ્યું તેમાંથી કાદવની ઉત્પત્તિ વગર બીજું શું પેદા થાય? મહાભારતના યુદ્ધ પછી પ્રજાનું કેટલું નૈતિકપતન થયું હતું? અઢાર દિવસના એ ટૂંકા અને આર્યાવર્ત પૂરતા મર્યાદિત યુદ્ધનું ભયંકર પરિણામ વાંચતાં જો આપણને કમકમાં આવે છે, તો એ હિસાબે જગતવ્યાપી આ વિશ્વયુદ્ધ સાતસાત વર્ષ ચાલે, છતાં સમાજમાં નૈતિકપતનનો કાદવ ન જામે એમ આપણે ઇચ્છીએ. ભલે, પણ એ ઇચ્છા પૂર્ણ શી રીતે થાય? યુદ્ધને કારણે પ્રજાને જો મોટામાં મોટો ફટકો પડતો હોય તો નૈતિકપતનનો.

દોઢ સૈકાની ગુલામી પછી નિર્ધન, અભણ અને અર્ધભૂખી પ્રજાને સ્વરાજ્ય મળ્યું છે: પરંતુ એ સ્વરાજ્યનું મીઠું ફળ યુદ્ધના પરિણામે આજે નૈતિકપતનના કાદવમાં અટવાઈ ગયું છે. એને કાઢવા માગનાર કોઇ પણ પક્ષના હાથ કાદવવાળા થયા વગર પછી શી રીતે રહે! એ પક્ષ આજે કોંગ્રેસ છે એટલે એના હાથ ખરડાયેલા લાગે છે, સમાજવાદી પક્ષ હોત કે કોઇ બીજો સ્વર્ગીય પક્ષ હોત તો એના પણ એટલા જ ખરડાત.

આમ રાજકારણના ચડતોઊતરતાં ઢાળવાળા તખ્તા ઉપર ઊભેલા ક્યા પક્ષને મત આપવો, એ અધિકાર આપણને મળ્યો છે. પરંતુ એ અધિકાર આપણને ત્યારે જ ઉપયોગી થશે કે જ્યારે પ્રથમ આપણે એ અધિકારને લાયક થઇશું.

# સ * મા * ચા * ર

⊛ મુંબઈ પાટીદાર યુવક સંઘના ઉપપ્રમુખ શ્રી રતિભાઈ વી. પટેલ, બી. કૉમ., એલએલ. બી. તા. ૧૨-૩-૪૮ના રોજ સંઘનાં મંત્રી શ્રી રમાબહેન એન. પટેલ, બી. એ. સાથે લગ્નગ્રંથિથી જોડાયા છે. લગ્ન શીવમાં સાદાઈથી થયાં હતાં.

⊛ ઉપરોક્ત સંઘના માજી મંત્રી અને 'પાટીદાર મિત્ર'ના માજી તંત્રી શ્રી જશભાઈ સોમાભાઈ પટેલ, વકીલાતના પોતાના જીવનક્ષેત્રમાં કામ કરવા આફ્રિકા ગયા છે.

⊛ નારપુરના અને નાઈરોબી રહેતા શ્રી ગોરધનભાઈ જે. અમીન રેવન્યુ ખાતામાં નોકરી કરતાં ઘેર અભ્યાસ કરીને બી. એન્ડ સી. ની લંડનની પરીક્ષા પાસ કર્યા પછી એક વરસ લંડન જઈ બેરિસ્ટરની પરીક્ષા પાસ કરી આવ્યા છે.

⊛ ચાંગામાં હાઈ સ્કૂલ બંધાવવા માટે શ્રી બાઈલાલભાઈ અમથાભાઈ પટેલના પુત્રોએ રૂ. ૨૫૦૦૦ અને તેના નિભાવ માટે રૂ. ૩૫૦૦૦નું દાન જાહેર કર્યું છે.

⊛ નવાગામ તા. માતરમાં રૂ ૧૦૦૦૦ શ્રી સારાભાઈ નારણભાઈ પટેલે બાલમંદિર માટે સખાવત આપી છે.

⊛ સારસામાં હાઈ સ્કૂલ અંગે રૂપિયા વીસ હજાર શ્રી મોતીભાઈ વેણીભાઈ પટેલે આપ્યા હતા અને તા. ૨૭-૩-૪૮ના રોજ એ મકાનનો શિલારોપણ વિધિ થતાં બીજા વીસ હજાર આપવાની જાહેરાત કરી હતી.

⊛ ચાંગાના અને મોમ્બાસાના જાણીતા વેપારી શ્રી બેચરભાઈ ગોવિંદભાઈ પટેલ લંડનમાં ઈસ્ટ આફ્રિકન ટ્રેડ કોરપોરેશનની નવી કંપની શરૂ કરતાં તેના મેનેજિંગ ડાયરેક્ટર તરીકે કુટુંબ સાથે લંડન રહેવા ઉપડી ગયા છે.

⊛ વડોદરામાં ટાઉન હોલ બાંધવા માટે અમુક શરતોએ રૂપિયા ૭૫૦૦૦ હજાર આપવાનું શ્રી મગનભાઈ શંકરભાઈ પટેલે જાહેર કર્યું છે.

⊛ આણંદમા રોમન કેથોલિક ખ્રિસ્તિ સંસ્થા તરફથી આણંદ-બોચાસણ લાઈન બાજુ જૂનથી નવી હાઈ સ્કૂલ—સંત ઝેવિયર'સ હાઈ સ્કૂલ—શરૂ થવાની છે. જેમાં ધર્મ કે કોમના ભેદભાવ વગર દરેકને દાખલ થવાની છૂટ રહેશે.-આ વર્ષે પાંચ ધોરણ શરૂ થશે. આવતી સાલે સાત ધોરણ પૂરાં થશે.

⊛ નડિયાદના જાણીતા અને વયોવૃદ્ધ નાગરિક શ્રી મગનભાઈ શામળભાઈ દેસાઈ તા. ૩-૪-૪૮ને રોજ ૮૭ વર્ષની ઉમરે દેવલોક પામ્યા છે.

# પ્ર * સં * ગ * ક * થા

## લગ્ન કર્યાની ભૂલ

નડિયાદનાં અને મુંબઈ રહેતાં શ્રી જશુમતિબહેન પટેલ આગળ '૪૪માં તેમના લગ્નનો પ્રશ્ન આવીને ઊભો રહ્યો. તે વખતે એ બહેન કોલેજના પહેલા વર્ષમાં હતાં. એ બહેનનો વિચાર આગળ ભણવાનો હતો અને લગ્નજીવનમાં પડવાની તે વખતે ઈચ્છા ન હતી. ન પરણવાની પોતાની એ ઈચ્છા માબાપને જણાવી. માબાપે વ્યવહારિક મુશ્કેલી બતાવતાં કહ્યું કે, મોટી ઉમરે પાછળથી વર શોધવાનું કામ મુશ્કેલ બને છે, માટે લગ્ન કર્યાં છતાં અભ્યાસ ચાલુ રાખવા એ રસ્તો સારો છે. શ્રી જશુમતિબહેન સહમત થયાં. ભાદરણના શ્રી જયંતિભાઈ પટેલ સાથે એમની મુલાકાત ગોઠવી. બન્નેની ઈચ્છા પછી લગ્ન થયુ.

## પરણ્યા છતાં કુંવારાં

લગ્ન વખતે બન્ને અભ્યાસ કરતાં હતાં અને તે દરમ્યાન લગ્નજીવન ન ભોગવવું માની બન્ને જણે સહજીવન દૂર કેર્યું. વખત વહેતાં શ્રી જશુમતિબહેનને લાગવા માંડ્યુ કે પોતે લગ્ન કર્યું એ ભૂલ કરી છે. 'જો દૈવાગાં લગ્નજીવન જીવવાની ઈચ્છા નથી લાગતી તો લગ્ન ચાલુ રાખવાનો કંઈ ઉપયોગ નથી. પોતાની એ સ્થિતિ એમણે સામા પક્ષને કહી. બી. એ. થઈ એ એમ. એ. નો અભ્યાસ કરતાં હતાં અને વધુ અભ્યાસ માટે પરદેશ જવા માગતાં હતાં, સામી બાજુ શ્રી જયંતિભાઈએ અભ્યાસ છોડી દીધો હતો આ સ્થિતિમાં બન્ને જણ લગ્નમાંથી છૂટાં થાય તે બન્નેને માટે હિતાવહ છે એમ સ્વીકારી ચાર વર્ષ પછી બન્નેએ છૂટાછેડા કરી નાખ્યા. 'પરણ્યાં છતાં કુંવારાં અને તેમાંથી છૂટાછેડા એમ આ લગ્નનો અંત આવ્યા પછી થોડા વખત પર શ્રી જશુમતિબહેન એમ. એ. ના ચાલુ અભ્યાસમાંથી પત્રકારત્વનો અભ્યાસ કરવા અમેરિકા વિમાન મારફત ઉપડી ગયાં છે.

## સમાજમાં છૂટાછેડાનો રિવાજ શરૂ થાય છે

આ માસે અમદાવાદ–મુંબઈના બીજા સમાજોમાં છૂટાછેડાના પ્રસંગો બન્યાના સમાચાર વર્તમાનપત્રોમાં આવ્યા છે. આપણા સમાજમાં પણ આમ એની શરૂઆત થાય છે. છૂટાછેડા 'અનિવાર્ય અનિષ્ટ' તરીકે સમાજમાં શરૂ થાય તે હિતાવહ છે. પરંતુ માનવસ્વભાવ સ્વાભાવિક સ્વાર્થ તરફ જ ઢળતો હોઈ, આવા એક વખત 'અનિવાર્ય અનિષ્ટ' તરીકે સ્વીકારેલા રિવાજો કેવળ 'અનિષ્ટ' જ બની રહે છે. પશ્ચિમ આ રિવાજમાં એનું દૃષ્ટાંત પૂરું પાડે છે.

જો કે હિંદમાં જે સમાજોમાં આ રિવાજ ચાલુ છે તેમાં પશ્ચિમના જેવી સ્થિતિ ઊભી નથી થઈ. થોડા દાખલા જ એવા બને છે. એટલે જે સમાજમાં આ રિવાજ નથી તેણે સ્વીકારવો જોઈએ એમ કહેનાર વિચારક વર્ગ એ માટે એવી પણ દલીલ કરે છે કે, પશ્ચિમ તરફ જોઈ આ અંગે ભડક રાખવી ખોટી છે. કારણ કે, હિંદમાં આજે જે સમાજમાં આ રિવાજ છે ત્યાં મર્યાદિત દાખલા બને છે. મતલબ કે, પશ્ચિમ અને પૂર્વનું માનસ, સંસ્કાર જુદા છે. આ દલીલમાં સત્ય જરૂર છે, પરંતુ જે મર્યાદિત દાખલા બને છે તેનું કારણ સ્ત્રીવર્ગની ઓછી કેળવણી, બહારનું જીવન નહિ જેવું, અને થોડા વારસામાં મળેલા સંસ્કારો. આજે જગત વિજ્ઞાનને લીધે એક થઈ ગયું છે. કોઈ દેશ પ્રાદેશિક રીતે, સંસ્કાર રીતે, કે ધર્મ રીતે પોતાનો જુદો વાડો કરવા માગતો હશે તે બનવાનું નથી. જગતના જુદા જુદા દેશોની અસર એકબીજા ઉપર પડવાની છે. અને એ રીતે સ્વતંત્ર હિંદનું ઉદ્યોગપ્રધાન, વૈજ્ઞાનિક દેશમાં રૂપાંતર થતાં પશ્ચિમની રહેણીકરણીની અસર આપણા ઉપર પડવાની છે. સંસ્કાર કે ધર્મના જુદાપણાનો આપણે ગમે તેટલો દાવો કરીએ પણ સમાજનું માનસ એ સર્વ સ્થળે એકસરખું હોય છે. જે ફેર હોય છે તે જુદી જુદી પરિસ્થિતિને જ આભારી છે. એટલે આજે છૂટાછેડાને અનિવાર્ય અનિષ્ટ તરીકે સ્વીકારતી વખતે એ રિવાજ અનિષ્ટ જ નહિ બની રહે તેની ખાત્રી કોઈ આપી ન શકે. પરંતુ એ સાથે ભવિષ્યમાં એ અનિષ્ટ બની જશે માટે હાલ તેનો અનિવાર્ય અનિષ્ટ તરીકે સ્વીકાર ન કરવો એ પણ એટલું જ અનિષ્ટ છે.

### આપણે કેટલા બદલાઈ રહ્યા છીએ?

સામાન્ય રીતે આપણે સામાજિક ક્ષેત્રે બદલાતા નથી એવી છાપ લેઈને આપણે ફરીએ છીએ. પરંતુ એ છાપ સિક્કાની એક બાજુ જેવી છે સમગ્ર સમાજ એક સાથે બદલાતો નથી એટલે એવી છાપ ઊભી થાય છે. જ્યારે બીજી બાજુ સમાજ બદલાયાનાં ચિહ્ન સમા દાખલાઓ બનતા હોય છે. અને આજે જણાતાં એ ચિહ્નો સમાજ આવતી કાલે બદલાવાનો છે તેની નિશાની, ભવિષ્યવાણી છે. વિધવાવિવાહના ક્ષેત્રે આપણને એક ઉમદા દૃષ્ટાંત શ્રી જશભાઈ–જયાબહેનના પ્રસંગે પૂરું પાડયું. એ જ વર્ષમાં છૂટાછેડાનો પણ એવો ઉમદા પ્રસંગ ઉપરના દાખલાથી પૂરો પડે છે. અનિવાર્ય અનિષ્ટ તરીકે આ રિવાજને સ્વીકારીને તે દૃષ્ટિએ જોતાં જરૂર આ ઉમદા પ્રસંગ છે. અને તે એક બાજુથી નહિ પણ સમગ્ર બાજુથી.

## એની સમક્ષ બાજુઓ

આજે જ્યાં આપણાં યુવકયુવતીઓ વિકાસ તરફ જઈ રહ્યાં છે એમ આપણે જે સમય માટે ફરિયાદ કરીએ છીએ, તે સમયમાં લગ્નસંબંધથી જોડાયા છતાં અભ્યાસને વરેલાં એ યુવકયુવતી પુખ્ત ઉમરનાં હોવા છતાં કૌમાર્ય જીવન જીવે એ એક ઉમદા તત્ત્વ છે. આજની આપણી યુવતીઓની કેળવણી કેવળ શણગારરૂપ છે એવી ફરિયાદ છે, ત્યારે મુંબઈમાં રહેતી ધનવાનની દીકરી, રેંટિયો ફેરવે, સાદાઈથી રહે, ને અભ્યાસી જીવન ગાળે એ ઉમદા તત્ત્વ કે બીજું? લગ્નમાંથી છૂટા થવાની દરખાસ્ત મૂકે તે પણ પતિ સામેની કાંઈ ફરિયાદ છે એવા કારણે નહિ, પરંતુ પોતાને લગ્નસુખ ભોગવવાની હજુ રુચિ જાગી નથી અને લગ્નજીવનથી છૂટાં થઈ પોતાનો વિકાસ સાધવો છે માટે. પતિપત્નીનો મનમેળ ન બેસવાને લીધે જુદાં થાય તે કરતાં આ કારણ સાચે જ ઉમદા છે. સામે પક્ષે યુવકની ખાનદાની પણ જેવી તેવી નથી. છૂટાછેડા એ જ જ્યાં સમાજની આજની સ્થિતિમાં બેઆબરૂ કરે તેવો પ્રસંગ ગણાય તે કાળે, અને તે પણ પોતાની કાંઈ પણ ગેરલાયકી, અવગુણ કે અયોગ્ય વર્તણૂક વગર પત્ની છૂટાછેડા ઇચ્છે તે છતાં પુરુષમાનસના અહમને દૂર કરી, કાયદો અને સમાજ બેઉ પોતાના તરફે હોવા છતાં, આબરૂની ખોટી ચિંતા કર્યા વગર, યુવક પોતાની પત્નીને લગ્નજીવનમાંથી છૂટી કરે, એ શું ઓછી ખાનદાની છે! આપણે કેટલા બદલાઈ રહ્યા છીએ એનાં આ બધાં ચિહ્નો છે. ગઈ કાલની આપણી છોકરીઓ પુરુષાર્થ તરફ, પોતાના વિકાસ તરફ જવાની છે એની આ નિશાની છે. ગઈ કાલનો યુવક હોત તો વહુનું નાક કાપવા તૈયાર થયો હોત. એવા પુત્રને પિતા ગઈ કાલે શું કહેત? આજે એ જ વરપિતા લગ્નજીવનમાંથી છૂટી થયેલી, ગઈ કાલની પોતાની પુત્રવધૂને, અમેરિકા જતી વખતે એની સફળતા ઇચ્છે છે, સગાઈ તરીકેનો સંબંધ ભલે ન રહ્યો, પણ સ્નેહીઓ તરીકેનો સંબંધ ચાલુ રહેશે તો પોતાને આનંદ થશે એવી ઇચ્છા વ્યક્ત કરે છે! પોતાની સામાજિક આબરૂ બગડે એવી સ્થિતિ ઊભી થાય તો દીકરીને સળગાવી દેવામાં કે ઝેર આપવામાં જે પિતા અચકાતો નહિ; એ જ પિતા આજે કેટલો બદલાયો છે? ગઈ કાલનો પિતા હોત તો દીકરીને સંભળાવી દેત—દીકા દેવ ને પહેલાંની જાત્રા. ભણાવી એનું જ આ પરિણામ. મારે તને આગળ ભણાવવી જ નથી પણ આજનો પિતા એવી કોઈ વૃત્તિને તાબે થયા વગર દીકરીને અમેરિકા ભણવા મોકલે છે! આમ ચોમેર ઉમદા તત્ત્વોનાં ચિહ્ન નજરે પડે પછી સમાજ નથી બદલાઈ રહ્યો એમ શા ઉપરથી આપણે કહી શકીએ?

## આફ્રિકાની પરિષદ પડી ભાંગી કે મુલતવી રહી?

માર્ચની તા. ૨૬-૨૭-૨૮મીએ નાઈરોબીમાં પૂર્વ આફ્રિકા પાટીદાર પરિષદનું બીજું અધિવેશન ભરાવાનું હતું. છેલ્લી ઘડીએ તે પરિષદ મુલતવી રહી એવા સમાચાર છે. પરંતુ ચાર દિવસ અગાઉ પ્રમુખની મારામારીમાં એ મુલતવી રહી એટલે પડી ભાંગી કહેવી એ જ યથાર્થ છે. અને પ્રમુખ થવાની આ હૂંસાતૂંસી જે હદે પરિષદને લેઈ ગઈ તે બતાવે છે કે કોઈને પરિષદની લાગણી, કે કામ સાથે કામ નથી પણ મોટાઈનો મોહ છે. એવી બને કોઈ મોટાઈની મારામારી ન હોત તો સામાજિક કામ બગડી જાય એ બીક. બાળકના કટકા કરવાની વાત આવતાં જેમ સાચી માએ પોતાનો હક ઉઠાવી લેઈ બાળક જીવતો રહે એ જ ઈચ્છા વ્યક્ત કરી હતી તેમ, સાચા પ્રમુખપણાની લાગણીવાળાએ હૂંસાતૂંસી કરી ન હોત. ખેર ! જે થાય છે તે આપણી મનોદશા જ વ્યક્ત કરે છે. અને બીજી રીતે જોઈએ તો આવી માંદલી મનોદશા સાથે પરિષદો ભરવી એ અનેક સામાજિક કુરિવાજોમાં એકનો વધારો કરવા બરાબર છે.

## સામુદાયિક લગ્નો

માસિકના પોષના અંકમાં શ્રી નાનુભાઈ દવેનો 'સામુદાયિક લગ્નો' એ લેખ છપાયો હતો, જે સૌએ વાંચ્યો હશે આપણા બીજા ઉત્સવો—વસંતોત્સવ, કૃષ્ણજયંતિ, દીપોત્સવી—જેમ એક દિવસે સામુદાયિક ઉજવાય છે તેમ લગ્નોત્સવ એવો એક લગ્ન અંગેનો ઉત્સવ એક દિવસે સમાજ ઉજવે ને આમ સામુદાયિક લગ્નો થાય તો ઘણા ઘણા ફાયદા થાય એમ એમણે ઈચ્છા વ્યક્ત કરેલી. એવાં સામુદાયિક નવ લગ્નો મોમ્બાસામાં ઓશવાળ વણિક જ્ઞાતિએ સામુદાયિક ખર્ચે ઉજવ્યાં. પાટીદારોને શ્રી દવેની એ ઈચ્છા સ્વપ્ન સમી લાગી હશે, પરંતુ ડાહ્યા વણિકોએ એને વ્યવહારુ કરી બતાવી અને મોમ્બાસાના પાટીદારોએ એ નજરોનજર જોયું. પરિષદોના લાંબાચોડા દાવા કર્યા કરતાં આટલું થઈ શકે તોય બસ છે !

## નવા મનુ મહારાજે સૂચવેલો મનુસ્મૃતિમાં સુધારો !

હિંદુ સમાજની ધારાપોથી રચી જનાર મનુ મહારાજ હતા. મનુસ્મૃતિ એ હિંદુ કાયદો. આજે એ કાયદા ઘડવાનું મનુ મહારાજનું કામ આપણે ડૉ. આંબેડકરને સોંપ્યું છે. એક કાળે બ્રાહ્મણે મનુસ્મૃતિ રચી, આજે એક હરિજન એ મનુસ્મૃતિમાં સુધારો સૂચવે છે ! છતાં આપણે શી રીતે કહી શકીએ કે સમાજ નથી બદલાઈ રહ્યો ? હિંદની પાર્લામેન્ટમાં ડૉ. આંબેડકરે હિન્દુ કાયદો સુધારવાને લગતો ખરડો રજૂ કર્યો છે અને તેમાં નીચેના મુદ્દા ઉપર

ધ્યાન દોર્યું છે. (૧) જન્મહક્ક નાબૂદી અને વારસા દ્વારા મિલકત હકની નાબૂદી. (૨) પિતાની મિલકતમાંથી પુત્રીને અર્ધો હિસ્સો મળે. અને તે પ્રમાણે પુત્રને પણ માતાની મિલકતમાંથી અર્ધો હિસ્સો મળે. (૩) સ્ત્રીની મર્યાદિત મિલકતને સંપૂર્ણતઃ સ્ત્રીની મિલકત બનાવવી. (૪) લગ્નની અને દત્તકની બાબતમાં જ્ઞાતિની નાબૂદી. (૫) એક પત્નીવ્રતનો સિદ્ધાંત. (૬) છૂટાછેડાનો સિદ્ધાંત.

### પુત્રપુત્રીની સમાનતાનો સ્વીકાર

મિલકતમાં પુત્રની જેમ પુત્રીને પણ હિસ્સો આપવા એથી ખરડો પુત્રપુત્રીની સમાનતાનો સ્વીકાર કરે છે. પરંતુ ખરડામાં સરખી મિલકતને બદલે અડધી મિલકતનો એમ અધૂરો સ્વીકાર કેમ કરવામાં આવ્યો હશે? એકદમ સુધારો ન કરતાં ધીમે ધીમે કરવો એ દૃષ્ટિએ હમણાં અર્ધી મિલકત પુત્રીને આપવી એમ વચલો રસ્તો કાઢ્યો હશે? અમે તેમ પણ પ્રજામાનસ ઘડવા આવા વચલા રસ્તા લેવાય તો પણ સુધારકોએ ઉતાવળ કરવાની જરૂર નથી. સ્ત્રીને આજે મર્યાદિત મિલકત ઉપર જે હક છે તેને બદલે અમે તેટલી મિલકત હોય તો પણ એને સંપૂર્ણ હક મળે છે. આમ સ્ત્રીના આર્થિક ક્ષેત્રે સમાનતાના હકનો સ્વીકાર થાય છે. કાયદો આમ સ્ત્રીને પોતાના હક આપે એ જરૂરનું છે. પરંતુ એ હક ભોગવવા માટે જ્યાં સુધી સ્ત્રી પુરુષના દરજ્જે કેળવાઈને જાગ્રત નહિ હોય ત્યાં સુધી એના એ બધા હક પુરુષવર્ગ જ ભોગવ્યા કરશે. પુત્રીને માબાપની મિલકતમાંથી ભાગ મળશે તો પણ એનો ભોગવટો એનો પતિ કરશે. વળી આર્થિક હક સ્ત્રીએ સાચે જ પુરુષની જેમ ભોગવવો હોય તો, ફક્ત મિલકત દ્વારા અર્થ મળે એટલાથી એ સંતોષ માને તો એ હક પૂરો ભોગવી શકશે નહિ. અર્થોત્પાદનના ક્ષેત્રમાં એણે પણ ભાગ ભજવવો જોઈએ. અને એ રીતે એ અર્થ મેળવવામાં પુરુષની ભાગીદાર બનશે એટલે આપોઆપ એને આર્થિક ક્ષેત્રે પણ હક મળશે.

### લગ્ન પૂરતી ટકી રહેલી જ્ઞાતિનો કાયદો અંત લાવે છે

હિંદુ સમાજમાં આજે જ્ઞાતિઓના વાડા જે યુગકાળની વિરુદ્ધ એમનું અસ્તિત્વ લગ્ન પૂરતું હાલ ટકાવી રહ્યા છે તેનો નવો કાયદો અંત લાવે છે. આજે હિંદુ કાયદા પ્રમાણે કોઈ હિંદુ પોતાની જ્ઞાતિ બહારની બીજી જ્ઞાતિની કન્યા સાથે પરણી શકે નહિ. એ મુશ્કેલીને લીધે જ્ઞાતિઓમાં ન માનતા આર્યસમાજે આંતરજ્ઞાતીય લગ્નો માટે આર્યન મેરેજ એક્ટ દાખલ કરાવ્યો હતો. અને એ આધારે જ આજ સુધી એવાં લગ્ન કાયદેસર મનાતાં. નવા

કાયદો અમલમાં આવતાં હિંદુ કાયદાની એ મુશ્કેલી દૂર થશે. દત્તકમાં પણ જ્ઞાતિની મર્યાદા રદ કરવામાં આવી છે. એટલે હવે જ્ઞાતિઓ રૂઢિ પૂરતી ટકેલી ગણાશે. કાયદાનું રક્ષણ ચાલ્યું જશે.

### ડૉ. આંબેડકરનાં લગ્ન

આ પ્રસંગકથા લખાય છે ત્યાં જ નવા મનુ મહારાજ ડૉ. આંબેડકરનાં લગ્ન મુંબઈનાં ડૉક્ટર કુ. લક્ષ્મી કબીર સાથે થયાં એવા સમાચાર વર્તમાનપત્રે આપ્યા! અને એ સાથે બે ચિત્રો બહાર પડ્યાં. ત્રીસ વર્ષ પહેલાં ડૉ. આંબેડકર વડોદરા રાજ્યમાં અમલદાર નીમાયા ત્યારે એ હરિજન હોવાના કારણે એમના ટેબલને અડીને કાગળિયાં મૂકવા એમનો પટાવાળો પણ તૈયાર ન થયો! સવર્ણોની હરિજન પ્રત્યેની આ અસ્પૃશ્યતાની ચુગે ડૉ. આંબેડકર વડોદરા રાજ્યની નોકરી છોડીને ચાલ્યા ગયા. અને પેટનો બાળ્યો ગામ બાળે તેમ ગઈ કાલ સુધી અંગ્રેજ સરકારના ખાંધિયા બની એમણે હરિજનોના નેતા તરીકે કોંગ્રેસ વિરુદ્ધ, સવર્ણો વિરુદ્ધ પોતાની બુદ્ધિનો ઉપયોગ કર્યા કર્યો. ઘણીવાર હરિજનો મુસલમાન થઈ જશે એવી ધમકી આપ્યા કરી. કોંગ્રેસ અને વિચારક સવર્ણો હરિજનને થઈ રહેલો અન્યાય દૂર કરવા પ્રજામાનસ ઘડી રહ્યા હતા. પૂજ્ય બાપુજીનું તો એ મુખ્ય રચનાત્મક કાર્ય હતું. આઝાદી હાંસલ થતાં કોંગ્રેસે વિરોધ પક્ષમાં કામ કરનાર એ જ ડૉ. આંબેડકરને પોતાના પ્રધાનમંડળમાં લીધા એટલું જ નહિ, પણ કાયદા ઘડવાનું બ્રાહ્મણનું કામ—મનુ મહારાજનું કામ—એમને સોંપી બતાવી આપ્યું કે આઝાદ હિંદમાં સવર્ણ હરિજન એવો કોઈ ભેદ સરકાર રાખવાની નથી. ત્રીસ વર્ષ ઉપર જે સવર્ણ પટાવાળો એમને અડવા ના પાડતો હતો એ જ ડૉ. આંબેડકરને ૫૬ વર્ષની ઉંમરે સવર્ણ જાતિની સ્ત્રી સ્નેહલગ્નથી પરણે છે!

### દૂધનો ઈજારો

પરદેશી સરકારના અમલમાં ગામડાંના ભોગે મુંબઈને દૂધ પૂરું પાડવાની યોજના તરીકે આણંદ અને તેની આજુબાજુનાં ગામોમાં દૂધનું ભાવનિયમન અને નિકાસબંધી કરવામાં આવી હતી. અને તેનો ઇજારો આણંદની પોલસન ડેરીને આપેલો હતો. આ રીતે ગામડાંને ભોગે મુંબઈને ઇજારા પદ્ધતિથી દૂધ પૂરું પડાય તે સામે કોંગ્રેસી આગેવાનોએ વિરોધ નોંધાવેલો. છતાં એ જ કોંગ્રેસના રાજ્યમાં ઈજારા પદ્ધતિ ચાલુ રહે એ દુઃખદ છે.

### સહકારી સંઘથી સ્થિતિ સુધરતી નથી

અત્યાર સુધી પોલસન ડેરી અને બીજી ખાનગી કંપનીઓ દૂધ લેતી હતી; આ જાતનો ખેડૂતોને અન્યાય ન થાય તે માટે ખેડા જિલ્લા દૂધ

ઉત્પાદક સહકારી સંઘ આણંદમાં સ્થપાયો છે. સંઘની ઉદ્ઘાટન ક્રિયા ગયા મહિને મુંબઈના વડા પ્રધાન શ્રી બાળાસાહેબ ખેરે કરી. આ સંઘ બીજી દૂધ લેનાર કંપનીઓની જેમ ગામડાંમાંથી દૂધ લઈને પૂરું પાડશે. બીજી કંપનીઓનો વહીવટ ખાનગી છે ત્યારે આનો વહીવટ અને નફો સહકારી ધોરણે થશે, એટલું તત્ત્વ બાદ મૂકતાં જે દૂધ ઉત્પન્ન કરે છે, તેને કંઈ લાભ થયો નથી. પ્રજાનો જે વાંધો હતો તે ખાનગી કે સહકારી ધોરણે કામ થાય તે બાબતનો નહિ, પણ ઇજારા પદ્ધતિ જેવી જોઈએ તે સામે. જ્યારે એ ઇજારા પદ્ધતિ ચાલુ છે અને હાલ જે સત્તર ગામોમાં મર્યાદિત છે તે એથી વધીને ૪૩ ગામ જેટલી વિસ્તૃત થવાની વાત સંભળાય છે! આમ જ્યારે પરદેશી સરકારના વખતની ઇજારા પદ્ધતિ કાયમ રહે, ગેરવાજબી બાંધેલા ભાવ કાયમ રહે, અને દૂધ અને દૂધની બનાવટો ઉપર નિકાસબંધી ચાલુ રહે, તે સ્થિતિમાં પ્રજા ખાનગી વ્યક્તિથી લૂંટાય કે સહકારી ધોરણે લૂંટાય તેમાં જેનું શોષણ થાય છે તેને તો સર્વ સરખું છે!

**ઇજારા પદ્ધતિનો હડહડતો અન્યાય**

આણંદમાં જ્યારે ચાર આને રતલ દૂધ વેચાય છે અને તે જ ભાવ આજુબાજુ છે ત્યારે સરકારે દૂધનો ભાવ અઢી આના બાંધ્યો છે. આમ સવા છ રૂપિયે મણ ઉઘરાવેલ દૂધ ઇજારો રાખનાર કંપનીઓ સરકારને મુંબઈ સ્ટેશને અગિયાર રૂપિયે વેચે છે. એ દૂધ મુંબઈની પ્રજાને સરકાર સાડા સત્તરના ભાવે વેચે છે. આમ દૂધ ઉત્પન્ન કરનાર અને લેનાર વચ્ચે ત્રણ ઘણો ભાવમાં ફેર પડે અને એ વહીવટ સરકાર માન્ય કરે અને ઉત્પન્ન કરનારને ઓછા ભાવથી ખોટ જાય એ વસ્તુ ન સ્વીકારે, એ બતાવે છે કે કૉંગ્રેસના સરકારી તંત્રમાં પણ આમપ્રજાને—ખેડૂતોને—છેવાડવાના પ્રયત્ન કરતાં, વેપારી અને શહેરી વર્ગને માતબર કરવાની જૂની પદ્ધતિ ચાલુ છે. આ ચૂસણનીતિ સરકાર દૂર કરવા માગતી હોય તો સહકારી સંઘ એનો ઇજારો લે તેથી એણે સંતોષ માનવો ન જોઈએ. પરંતુ ઇજારા પદ્ધતિ કાઢી નાખી દૂધ બજારભાવે લેવાનો સર્વનો હક ખુલ્લો કરવો જોઈએ.

**• ધર્માદા ફંડમાં રોકાયેલાં નાણાં**

મુંબઈ સરકારે હિંદુ ધાર્મિક અને ધર્માદા ટ્રસ્ટ માટે તપાસ સમિતિ નીમી છે. એના અધ્યક્ષ ન્યાયમૂર્તિ શ્રી તેન્ડુલકરે એક અખબારી પરિષદમાં જાહેર કર્યું હતું કે, 'મુંબઈ શહેરમાં જ આશરે ૩૦ કરોડ રૂપિયાની થાપણ અને એક કરોડ રૂપિયાની વાર્ષિક આવકવાળાં ૬૫૦ હિંદુ ટ્રસ્ટો છે. આખા મુંબઈ પ્રાંતમાં એવું ધારી શકાય કે હિંદુ ટ્રસ્ટોમાં અને ધર્માદા ફંડોમાં રોકાયેલી

થાપણ આશરે ૧૦૦ કરોડ રૂપિયા જેટલી હશે. આ ધનનો કેટલોક ભાગ તો વહીવટનારાઓએ પોતે રોકયો હોય છે, કેમ કે એ ધન ધાર્મિક છે અને સંપૂર્ણપણે વપરાયા વગર પડી રહે છે. એવો એક મત પ્રવર્તે છે કે, આ રાષ્ટ્રીય ધન કે જે બિનજરૂરી રીતે પડી રહે છે તે જાહેર હિતો માટે અને રાષ્ટ્રઘડતરની પ્રવૃત્તિઓ માટે છૂટું કરવું જોઇએ. મુંબઇ શહેરમાં જ આશરે ૧૦૦ સદાવ્રતો અને અન્નક્ષેત્રો ચાલે છે અને મને આશ્ચર્ય થાય છે કે રેશનનાં વર્ષો દરમ્યાન આ બધું કેવી રીતે ચાલુ રહ્યું હશે! કૂતરાને રોટલી આપવી, 'કીડીઓને ખાંડ આપવી અને આપણા વડવાઓના વાંદરાઓને ખવડાવવા માટેનાં પણ ટ્રસ્ટો છે! હાલના સમયમાં આવા હેતુઓ યોગ્ય છે કે કેમ અને તેમના માટે અલગ કાઢવામાં આવેલું જંગી ફંડ દેશના વધુ કલ્યાણ માટે વાપરી શકાય તેમ છે કે કેમ એ પ્રશ્ન સમિતિ તપાસશે. અને ટ્રસ્ટ ફંડોનો હાલમાં થયેલો દુરુપયોગ અને બદીઓ દૂર કરવા જાહેર પ્રજા પાસેથી સૂચનો માગવામાં આવ્યાં છે.'

### બાપના કૂવામાં ડૂબી ન મરાય

ધાર્મિક ટ્રસ્ટો અને ફંડો જુદી જુદી પરિસ્થિતિમાં જુદા જુદા ધ્યેય માટે ને તે કામના માણસો મૂકી ગયા, પરંતુ તેનો જમાનાને અનુરૂપ ઉપયોગ થવો જોઇએ. એ બધાં પાછળ એક દૃષ્ટિ છે અને તે લોકકલ્યાણની. એટલે એ જનતના કોઇ કાર્યમાં આજની રીતે ઉપયોગ થાય એ જ હિતાવહ છે. બાકી બિનજરૂરી જૂના ચીલાને ચાલવા દેવા એ તો બાપના કૂવામાં ડૂબી મરવા જેવી મનોદશા કહેવાય

### મહર્ષિ કર્વે ઘણું જીવો

હિંદના સામાજિક ઘડતરમાં અને તેમાંય સ્ત્રીજાતિના ઉત્કર્ષમાં જેમનો ફાળો અમૂલ્ય છે તે મહર્ષિ ધોંડો કેશવ કર્વેને આ માસની ૧૮મી તારીખે નેવું વર્ષ પૂરાં થઇ એકાણુમું વર્ષ બેઠું છે. અર્ધી સદી પૂર્વે સામાજિક ક્ષેત્રમાં જાતે પુનર્લગ્ન કરી એ વખતનો સમાજનો બહિષ્કાર વેઠીને વિચારને વર્તનમાં આચરી બતાવનાર મહર્ષિનું આખું જીવન રચનાત્મક કાર્ય સાથે ગૂંથાયેલું છે. વિધવા આશ્રમમાંથી એ ત્યકતાના પ્રશ્નમાં પડ્યા, ત્યકતાના પ્રશ્નમાંથી સ્ત્રીની કેળવણીમાં પ્રવેશ્યા. આમ સ્ત્રીજાતિના ઉત્કર્ષમાં એક ક્ષેત્રે કામ કરતા કરતા એ નવાં નવાં ક્ષેત્રે પ્રવેશતા ગયા. સ્ત્રીકેળવણી માટે કર્વે વિદ્યાપીઠ એ એમના જીવનનું મોટું કાર્ય છે. એવા કર્મશીલ આ યુગના મહર્ષિ ઘણું જીવો એ જ અંતરેચ્છા

# [illegible]

સ્થાપક સ્વ. જયસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ

૨૦૦૪ ] મે-'૪૮ [ જેઠ


'સિદ્ધાંત પ્રમાણે તો આ બધી સાચી વાત છે પણ વ્યવહારમાં એનું કેમ થાય?' વખતોવખત આ શબ્દો સાંભળીને અચરજ થાય છે, જાણે સિદ્ધાંત એટલે વાતો કરવાના સુંદર શબ્દો, કોઈ દિવસ એનો અમલ કરવાનો જ નહિ! અમુક વસ્તુ અમુક રીતે કરવી જોઈએ એમ સિદ્ધાંત તરીકે સ્વીકાર્યો પછી આચરણ એથી ઊલટું શું કામ હોવું જોઈએ? એ રોટી બનાવવાનો સિદ્ધાંત એવો હોય કે પહેલી કણક બાંધવી અને પછી તેને આથો ચડવા દેવો તો પછી આ સિદ્ધાંત જાણનારામાંથી કોઈ મૂરખ હોય તે જ એથી ઊલટું કરે!

— ટોલ્સ્ટોય

તંત્રી

ઈશ્વર પેટલીકર

કોઇ પણ જાતની દવા ખરીદવા માટે
આણંદમાં વિશ્વાસપાત્ર સ્થાન

# એન. અંબાલાલની કંપની

ડીસ્ટ્રીબ્યુટર : બરોડા કેમીકલ ઈન્ડસ્ટ્રીઝ લિ.

સ્ટેશન રોડ : આણંદ.

---

[ આણંદની બે ભવ્ય દુકાનો ]

# પુરુષોત્તમ, સોમાભાઇ એન્ડ કંપની

[૧] તારનુ શિરનામું "હાર્ડવેર" [૨]

| [૧] | [૨] |
| --- | --- |
| ફેન્સી કાપડની દુકાન<br>ગરમ — બનારસી,<br>રેશમી અને ફેન્સી<br>સુતરાઉ કાપડ,<br>ગંજીફરાક — મોજાં<br>ચાદર — દુવાલ — શેત્રંજી,<br>બુશ કોટનું ફેન્સી કાપડ,<br>અવરનવર છેલ્લી ડીઝાઇનના<br>માલ આવતા જ રહે છે.<br>સ્થળ : ગોપાલ ટોકીઝ સામે | હાર્ડવેર અને મશીનરી,<br>એન્જીનને લગતો સામાન<br>પુલી, પટ્ટા, શાફટીંગ, બોલ્ટ,<br>નટ, બોલબેરીંગ, બારાં વગેરે.<br>હલર, ઘંટી તથા તેનો સામાન,<br>મકાન બાંધકામ સામાન,<br>રંગ, જાળી, સ્ક્રૂ, વગેરે.<br>સ્થળ : નાવલીવાળા દવાખાના સામે |

આણંદ

આ અને એને લગતી નાની મોટી તમામ ચીજો
ખરીદવા માટે અમારી બંને દુકાનોની મુલાકાત
લેવાથી ફાયદો થશે.

# "અખંડ આનંદ"

તંત્રી : સોપાન

'અખંડ આનંદ' નીચેના લેખકોનો સહકાર મેળવવા સદ્ભાગી થયું છે

| | | |
|---|---|---|
| કાકા કાલેલકર | દિલીપ કોઠારી | રમણલાલ એન્જિનીઅર |
| મનુ સુબેદાર | મધુકર રાંદેરિયા | વજુભાઈ શાહ |
| રવિશંકર મહારાજ | જયંતિલાલ મહેતા | છોટુભાઈ સુથાર |
| જ્યોતીન્દ્ર દવે | પીતાંબર પટેલ | રતિલાલ અદાણી |
| ઉમાશંકર જોશી | વૈદ પ્રાગજી રાઠોડ | ચંદુલાલ પટેલ |
| ડૉ. હરિપ્રસાદ દેસાઈ | સ્વામી માધવતીર્થજી | રમણીક કિ. મહેતા |
| કરસનદાસ માણેક | વાલજી ગોવિંદજી દેસાઈ | લાભુબેન મહેતા |
| ઈશ્વર પેટલીકર | હરભાઈ ત્રિવેદી | 'પ્રશાંત' |
| ચુનીલાલ મડીઆ | રામનારાયણ ના. પાઠક | સોપાન |
| ધનસુખલાલ મહેતા | સાને ગુરુજી | શાન્તિલાલ ઠાકર |

લેખો, વાર્તાઓ, નાટકો, ધર્મકથાઓ, જીવનચરિત્રો ઈત્યાદિ સામગ્રીથી ગુજરાતનું સસ્તામાં સસ્તું છતાં સમૃદ્ધ-માસિક

## લવાજમ : માત્ર રૂ. ૬—૮

આફ્રિકા તેમજ પરદેશો માટે રૂ. ૧૦) અથવા શિ. ૧૫)

'સસ્તું સાહિત્ય' તરફથી પ્રસિદ્ધ થતા આ માસિકમાં વરસે દિવસે ૬॥।×૧૦ના કદનાં લગભગ ૧૬૦૦ પાનાનું વાચન અપાશે.

પ્રથમના ચાર અંકો ખલાસ થઈ ગયા છે. એટલે માર્ચ માસથી નવા ગ્રાહકો બાર માસ માટે નોંધવામાં આવે છે.

માર્ચ માસનો 'બાપુજીનો સ્મારક અંક' ખાસ દળદાર અંક નીકળ્યો છે. તમારી નકલ મેળવવા લવાજમ મોકલી આજેજ ગ્રાહક થઈ જવા વિનંતિ છે.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર, અમદાવાદ :: કાલબાદેવી રોડ, મુંબઈ.

જનસમાજને વિચારપ્રેરક વાચન પીરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

જેઠ સં. ૨૦૦૪ | મે–'૪૮ | વર્ષ • ૨૫ અંક • ૮

# પૃથ્વી

પરમ સુખની ઇચ્છાવાળો એક પુરુષ કૈલાશ ઉપર ગયો. એણે પોતાની મનોકામના પૂર્ણ કરવા તપ કરવા માંડ્યું. શંકર એના તપથી પ્રસન્ન થયા. એને દર્શન દીધું અને વરદાન માગવા કહ્યું.

પેલા પુરુષે તો તપ શરૂ કરતા પહેલાં જ શું શું માગવું તે વિચારી રાખ્યું હતું. શંકરના દર્શનને બદલે વરદાન માગવામાં જ એનું ચિત્ત એકાગ્ર હતું.

વર્ષોની મનોકામના ફળશે એના આનંદમાં એ પુરુષે પોતે જેમાં સુખ માન્યું હતું તે માગવા માંડ્યું: 'મને એક સમૃદ્ધ રાજ્ય મળે, અને એ પ્રજા મને દેવ ગણીને પૂજે. ઇન્દ્રના મહેલ જેવો એક રાજમહેલ હોય, અને તેની ચોમેર સુંદર અને ફળફૂલથી ભરપૂર એવો બગીચો હોય કે જે ફળની ઇચ્છા થાય તે એમાંથી મળી રહે. મેનકા જેવી રૂપરૂપનો અંબાર પત્ની મળે અને એ મારા સિવાય કોઈને ચાહે નહિ. મારા પુત્રો મારાથી સવાયા પાકે અને મારા પછી એ પણ મારું ઐશ્વર્ય નિર્વિઘ્ન ભોગવે. મારું આયુષ્ય આરોગ્યદાયી અને હું ઇચ્છું એટલું દીર્ઘ નીવડે.'

એ પુરુષની એ મનોકામના સાંભળી શિવ ખડખડ હસ્યા, બોલ્યા: 'હે પુરુષ! એટલું બધું સુખ જો પૃથ્વી ઉપર હોત તો હું પોતે જ કૈલાસ ત્યજી પૃથ્વી ઉપર એ ભોગવવા ગયો હોત! અને એ સુખ બીજા કોઈને આપ્યા વગર હું જ ભોગવત!'

—नारायण

# જ્ઞાતિવિહોણો સમાજ

ડાહ્યાભાઈ મનોરભાઈ પટેલ

'પ્રજાબંધુ' સાપ્તાહિકમાં હિંદુ ધર્મ, જ્ઞાતિઓ, લગ્ન વગેરે અંગેની ચર્ચા જુદા જુદા લેખકોએ ઉપાડી હતી. તેમાં એક ભાઈ, શ્રી. પી. કે. શાહે જ્ઞાતિઓ નાબૂદ કરી એના બદલે આપણે બીજું શું મૂકવું, તેમ સવાલ કર્યો હતો. એના જવાબ તરીકે આ લેખ શ્રી. ડાહ્યાભાઈએ લખ્યો છે. જે 'પ્રજાબંધુ'માંથી અહીં ઉતાર્યો છે.



ભાઈ પી. કે. શાહ પૂછે છે, "નાતના સંકુચિત વાડાઓ જાય એ જરૂરી છે પણ એના બદલે આપણી પાસે બીજું શું મૂકવાનું છે?"

લગ્ન વગેરે સામાજિક વ્યવહાર માટે જ્ઞાતિ કે એવું બીજું સામાજિક માધ્યમ અનિવાર્ય છે, એમ આ પ્રશ્નમાં માની લેવાયું છે. જ્ઞાતિની દિવાલો તોડીને લગ્નવ્યવહારનું ક્ષેત્ર વિશાળ બનાવીએ તો તે વ્યવહાર સામાજિક મટી જશે, સમાજ તૂટી જશે એવો ભય પણ આ પ્રશ્નમાં રહેલો છે. જ્ઞાતિવિહોણા સમાજની જો કલ્પના કરી શકીએ તો આખો સમાજ (આ ચર્ચામાં હિંદુસમાજ) સામાજિક વ્યવહારનું માધ્યમ બની રહે. વસ્તુતઃ લગ્નવ્યવહાર પૂરતીજ જ્ઞાતિઓ રહી છે; બાકી ધંધાની દૃષ્ટિએ સમાજ જ્ઞાતિવિહોણો જ થવા લાગ્યો છે.

જ્ઞાતિ એટલે શું? સુથાર, લુહાર, કુંભાર એ શબ્દો જે તે જ્ઞાતિની ઓળખ માટે પૂરા અર્થવાહી છે. વાળંદ હજામત કરે, કણબી જમીન ખેડે, વાણિયો વેપાર કરે. આમ જ્ઞાતિ એ વિશાળ સમાજમાંનાં ધંધાસૂચક નાનાં વર્તુળો ગણાય. યંત્રયુગ પહેલાં જ્ઞાતિઓનું આ ધંધાસૂચક સ્વરૂપ કાયમ હતું અને તેથી લગ્નવ્યવહારનું પણ તે સ્વાભાવિક અને વાજબી માધ્યમ બની રહેતી. માટી ગુંદવાનું જ્ઞાન ધરાવતી કુંભારની દીકરી કણબીના દીકરાને ખેતીના કામમાં શી રીતે મદદગાર થાય? અને એમજ બધી જ્ઞાતિઓનું અને તેના ધંધાઓનું સમજવું. એમાં સ્ત્રી માત્ર ઘરની લક્ષ્મી કે શોભા નથી પણ ધંધામાં મદદરૂપ છે, પૂરક છે. શ્રમજીવીઓમાં હજુયે એમજ છે.

પણ ક્રમશઃ ધંધાની મર્યાદા પૂરતીજ લગ્નક્ષેત્રની મર્યાદા કાયમ ન રહેતાં એથીયે ટૂંકી થતી ચાલી. નાતોમાં પણ ઝઘડા થયા અને એવાં બીજાં કારણોથી પેટાજ્ઞાતિઓ થઈ! નાનાં નાનાં વર્તુળોમાં પણ અસંખ્ય શ્રેણીઓ

ધ્યાનીમાં આવી. એક બાજુ આ સ્થિતિ આવી ત્યારે બીજી બાજુ યંત્રયુગના આક્રમણ સાથે જ્ઞાતિનું ધંધાસૂચક લક્ષણ તૂટતું ચાલ્યું. વળી ખ્રિસ્તી મિશનોએ આવી સમાજના નીચા ગણાતા વર્ગને હાથમાં લઈ શિક્ષણ આપ્યું. બાપદાદાના વર્તુળમાંથી—જ્ઞાતિમાંથી તેઓ બહાર નીકળ્યા અને બધા ધંધાનાં ક્ષેત્ર પહેલી જ વાર તેમને માટે ખુલ્લાં થયાં. ઉપલા ગણાતા વર્ગમાં પણ એમ જ બન્યું. કણબી વેપાર, નોકરી, શરાફી કે બીજી કારીગરી કરતો થયો. બ્રાહ્મણ પણ ખેતી કે વેપાર કરતો થયો. આમ ધંધાની સેળભેળ થઈ અને જ્ઞાતિ માત્ર જન્મના અકસ્માત્ રૂપે જ કપાળે ચોંટી રહી. એકજ ઑફિસમાં અને એક જ ઓરડામાં બ્રાહ્મણનો દીકરો નોકરી કરે, હરિજનનો પણ કરે. આમ જ્ઞાતિઓ માત્ર લગ્નવ્યવહાર પૂરતી જ રહી. એ લગ્નવ્યવહાર સરળ શી રીતે હોઈ શકે? એકજ ઑફિસમાં કામ કરતા અથવા એકજ ધંધામાં પડેલા પણ જન્મથી જુદી જુદી જ્ઞાતિના માણસો મિત્રો હોય, એમનાં છોકરાં એકજ શાળામાં કે કૉલેજમાં ભણતાં હોય, એકબીજાને સારી રીતે ઓળખતાં હોય. એમનાં લગ્ન થાય એજ સ્વાભાવિક અને સરળ સામાજિક વ્યવહાર ગણાય. પરંતુ અફસોસ, બંનેને પોતાની જ્ઞાતિનાં વર્તુળોમાં જઈ દીવો લઈને વેવિશાળ શોધવા નીકળવું પડે છે! છેવટે ગમે તેમ લગ્ન કરી નાખવાં પડે છે! અને એવાં લગ્નની સફળતા લોટરીની દશામાં રહે તેમાં શી નવાઈ? એકજ જ્ઞાતિના હોવા છતાં પેટાજ્ઞાતિના કે શ્રેણીના તફાવતે પણ આવાં લગ્ન સારાં નથી બનતાં. આમાં નાત કાયમ રહે છે તેથી ગાળી શું થવાનું છે? લગ્નવ્યવહારનો પ્રશ્ન કેટલો બધો મુશ્કેલ બની જાય છે તે જોવાનું છે.

વર્તુળોવિહોણા, જ્ઞાતિવિહોણા સમાજની કલ્પના આપણે નથી કરી શકતા તેનાં ઘણાં કારણો છે. લગ્નપ્રસંગ કહેતાં જે ચિત્ર આપણી સામે ખડું થાય છે તેનું સ્થાન આ જ્ઞાતિવિહોણા સમાજમાં ક્યાં હશે? કેટકેટલી તૈયારીઓ, ભાંજગડો, જ્ઞાતિભોજનો અને બીજા અનેક કરંગા રિવાજો—એટલે લગ્નપ્રસંગ. માનો કે આમાં સુધારો થાય તો પણ લગ્નની સાક્ષીરૂપે ભેળું રહેતું મેળું વર્તુળ ન હોય તો કેમ ચાલે? વળી લગ્નની ફરજોમાંથી ચસકવા ન દેવું; વિધવા, ત્યક્તા, છૂટાછેડા, વારસો અને એવા બીજા લગ્નજીવનમાંથી ઊભા થતા સવાલો માટે નિયમો ઘડી તેનું પાલન કરાવનાર, નિયમભંગ કરનારને દંડ, બહિષ્કાર વગેરે ફરમાવી વ્યક્તિને કબજામાં રાખનાર પછી કોણ રહેશે? જ્ઞાતિવિહોણા સમાજમાં કોણ કોનું!

સામાન્ય જ્ઞાતિજનને આવી મૂંઝવણ થાય એ સ્વાભાવિક છે. આવા ભાઈઓએ જાણવું જોઈએ કે નાતના હાથમાંથી હવે ઘણીખરી સત્તા રાજ્યના હાથમાં જવા લાગી છે અને તે યોગ્ય જ થયું છે. કાયદો અને વ્યવસ્થામાં સામાજિક નીતિનિયમો અને વ્યવસ્થાનો પણ સમાવેશ થવો જોઈએ. વારસો, લગ્ન કે છૂટાછેડા જેવો પ્રશ્ન લો. જુદી જુદી નાતોના જુદા જુદા રિવાજ રાજ્ય કેવી રીતે નભાવી લે? એમાં તો સર્વને લાગુ પડે તેવા વ્યવહારુ નિયમો રાજ્યે જ ઘડવા રહ્યા. નાત પાસેથી આ મહત્ત્વનો કારભાર જતો રહેતાં બાકી રહે છે લગ્નવ્યવહારની સામાન્ય ભાંજગડો—વેવિશાળ, ચાંલ્લો, દાપાં, પરઠણ વગેરે નિયમો ઘડવાનું. લગ્નસંસ્થામાં આ બધું અનિવાર્ય નથી. વર્તુળોના નાશ સાથે જ્ઞાતિવિહોણા સમાજમાં એનો નાશ થાય તો, તેથી અફસોસ કરવાની જરૂર નથી.

સાંકડાં વર્તુળો, શ્રેણીઓ, એકડા, ગોળ, જૂથ, પેટાજ્ઞાતિઓ વગેરેનો નાશ કરીને બનેલો જ્ઞાતિવિહોણો સમાજ વિશાળ અર્થમાં સમાજ ગણાશે. આખો સમાજ સામાજિક માધ્યમ બની રહેશે નોખા સામાજિક માધ્યમની કોઈ જરૂર નહિ રહે. મિત્રતા અને ઓળખાણપિછાનનાં વર્તુળ તો હોવાજ પણ તેની દીવાલો ન રચાય, ન બંધારણ ઘડાય લગ્નવ્યવહાર માટે પસંદગીનાં ક્ષેત્ર વિશાળ બનશે. જન્મના અકસ્માતને હિસાબે મળેલી જ્ઞાતિ નહિ પણ મિત્રમંડળના હિસાબે, પરિચય અને રુચિના હિસાબે લગ્નસંબંધો યોજાશે. એમાં ઉછીના વ્યવહાર, દાપાં, પરઠણ, મોટા ભોજન કે કપડાંદાગીનાનું બંધન નહિ હોય. જાતે કમાણી કરીને શોખ પ્રમાણે ભવિષ્યમાં કપડાંદાગીના લેવાનું બને. કન્યાપિતાને માથે એ બોજો ન હોય. લગ્નજીવનનાં પરિણામો માટે રાજ્યના કાયદાને વફાદાર રહેશે જેમ પહેલાં જ્ઞાતિના કાયદા માટે હતું તેમ.

નાતના કે એવા બીજા માધ્યમની કશી જરૂર નથી. અત્યારે પેલાં અસંખ્ય વર્તુળોના હાથમાં સત્તા પણ શી છે? સંસારશાસ્ત્રીએ વાણિયાની કોઈ જ્ઞાતિનો—એમાંની એક પેટાજ્ઞાતિનો દાખલો લીધો અને ભાઈ પી. કે. શાહની દૃષ્ટિ એની બહાર ન જઈ શકી માટે જ તેઓ જ્ઞાતિમાં 'સમયાનુકૂળ બંધારણ'ની અને 'વ્યક્તિને સંપૂર્ણ છૂટ'ની વાતો કરે છે. અપવાદ હશે પણ અસંખ્ય વર્તુળો માટે તો એવી આશા ભ્રામક છે. એક જ દાખલો આપીને આ ચર્ચા પૂરી કરીશ.

ગુજરાતના પાટીદારો મૂળે કણબી છે. હાલ અમુક વર્ગને જ કણબી કહેવામાં આવે છે. કણબીઓમાં પણ અનેક વર્તુળો છે. બાકીના પાટીદાર પટેલોમાં કડવા અને લેઉઆ એમ બે ભાગ છે. પણ લગ્નવ્યવહાર માટે બન્નેમાં અનેક વર્તુળો છે. એ વર્તુળોને પેટાજ્ઞાતિઓ જેવાં નામ નથી. એને ગોળ, એકડા કે જૂથ કહે છે. એવા ગોળમાં પણ અનેક શ્રેણીઓ છે. વળી એકડાથી બંધાયેલાં ગામો કરતાં છૂટા ગામો હજારોને હિસાબે છે. એકડાનું બંધારણ કન્યા આપવાની મર્યાદા પૂરતું જ છે. કન્યા લાવવામાં કશું બંધન નથી, ગમે ત્યાંથી—વધુ પરઠણ મળે ત્યાંથી—લાવી શકાય. બાંધેલાં અને છૂટાં ગામોમાં કુળવાન અને કુળહીણની ચઢતીઊતરતી શ્રેણીઓની પરંપરા છે. ઉપલી શ્રેણીઓમાં વરના ભાવ ઉપજે છે. નીચેની શ્રેણીઓમાં વાંઢા કુંવારા મરે છે! કારણ કે પૈસાના તોલે કન્યા લાવવાની હોય છે અને પૈસા તો બેન પરણાવવામાં ખરચી નાખવામાં આવે છે. ભાઈ પી. કે શાહ જેને સ્વાભાવિક ગણે છે અને નવો વાડો નથી ગણતા તે જ અહીં બની રહ્યું છે. સૌ પોતાની ઉપલી શ્રેણીમાં કન્યા આપવા મથે છે. હવે એમાંથી નીપજતું કરુણ ચિત્ર જુઓ.

આખી જ્ઞાતિના ટોચે છે ૭ ગામ. નડિયાદ, વસો, કરમસદ, સોજીત્રા, ભાદરણ અને ધર્મજ. આ ૭ ગામને વીરસદ અને તારાપુરની પણ બધી કન્યાઓ લેવી પડે છે, અલબત્ત પરઠણ સાથે. ઉપરાંત ગામડાંમાંથી કન્યાઓ આવે તે જુદી. ગામડાંમાંથી આવતી કન્યાઓ એક ગામ જેટલી જ ગણીએ તો ઉપરના ૭ ગામને પોતાની બધી કન્યાઓ બધારણની રૂએ પોતામાં સમાવવાની, ઉપરાંત વીરસદ, તારાપુર, અને એક ગામ જેટલી બીજી. આમ ૭ ગામના વર માટે નવ ગામની કન્યાઓ થઈ છોકરાછોકરીની સરખી સંખ્યા ગણીએ તો ત્રણ કન્યાએ બે વર થયા. આ ફેર દૂધ પીતી કરીને તેમ જ પુરુષ વિધુર થતાં ફરી પરણે તેથી અને બહુપત્નીત્વથી ભાગતો. પણ બે દશકાથી દૂધ પીતી થવાનું લગભગ બંધ છે ત્યારે હવે કન્યાઓ માટે વર નથી મળતા. પુત્રી માટે ગોળમાંથી કોઈનો દીકરો જોઈએ છે પણ દીકરો ગોળ બહાર પરઠણ લઈને પરણાવવો છે. ફેશનવાળા તેમ જ કોંગ્રેસવાદીઓએ પણ આમ જ કર્યું છે અને ત્યારે વર્તુળમાં સરખે સરખામાં કન્યા આપવા માટે પરઠણ અને પરઠણ નહિ તો દાપાં, કપડાં, દાગીના દ્વારા મોટી રકમ ખરચે તો જ મુરતીઓ મળે છે. આથી કન્યાનો ઉછેર ન કલ્પી શકાય એટલો મુશ્કેલ બની ગયો છે. આ સ્થિતિમાં ચુસ્ત જ્ઞાતિવાદીઓ પણ કબૂલ કરે છે કે સમયસર કન્યાઓને દૂધ પીતી નહિ કરવામાં આવે તો કન્યાઓ બળશે

કરીને જ્ઞાતિને તોડશે. આવી સ્થિતિ બીજા ગોળ કે ચોકડામાં પણ છે. છતાં ગામોમાં વાંઢાઓની હાય પેલી ઉમરલાયક કન્યાઓના જેવી જ છે.

કોઈ કહેશે પાટીદાર જેવી ભણેલીગણેલી આગળ વધેલી જ્ઞાતિ આનો ઉકેલ કેમ નથી લાવી શકતી? ના, ઉકેલ નથી લાવી શકતી. દાપાં, પગરણ અને આપવાલેવાના બીજા બંધારણમાં ઘડેલા નિયમો તૂટી ગયા છે. ગોળમાં જ કન્યા આપવા પૂરતી મર્યાદા રહી છે. બીજું બધું ગરજ અને અછતના હિસાબે બજારભાવે. સૌ સૌના ઘરના પટેલ થઈને બધા બેઠા છે અને તેથી જ્ઞાતિનું પંચ ભરાય અને વિચાર કરી મુશ્કેલીઓનો ઉકેલ લાવવામાં આવે એવી શક્યતા જ નથી. કોઈને કંઈ પડી જ નથી. બીજી બાજુ ઉમરે પહોંચી જવા છતાં એ કન્યાઓમાં એવી બહુ થોડી છે જે બળવો કરી નાતની બહાર જાય. માની લીધેલી કુટુંબની આબરૂ તેમને બળવો કરતાં રોકે છે. ભણેલી બહેનો પણ વર્તુળ બહાર લગ્ન કરી શકતી નથી. વળી ભણતર તો લગ્નના શણગારરૂપ છે. મુરતીઓ માગે છે માટે તે રીતે તેટલું જ ભણાવવાનું. ઉપલા ઘરની કન્યાઓને વર નથી મળતા, નીચલા ઘરના વાંઢાઓને કન્યા નથી મળતી! કેવી જ્ઞાતિ! કેવો લગ્નવ્યવહાર! અહીં તો લગ્નસંસ્થા ફાંસારૂપ થઈ પડી છે અને વર્તુળો જ તેનાં ફાંસિયાં બન્યાં છે!

બીજી જ્ઞાતિઓમાં બીજે સ્વરૂપે આવા સવાલો હશે.

જ્ઞાતિવિહોણા સમાજમાં વ્યક્તિગત લાયકાત અને પરિચય પ્રમાણે લગ્નસંબંધો યોજાય. આખો સમાજ એનું માધ્યમ બને. લગ્નજીવનની જવાબદારીઓ રાજ્યના કાયદા ધ્યાનમાં રાખી પૂરી થાય. સમાજને વ્યવસ્થિત અને જીવતો રાખવા માટે નાગરિકત્વ અને રાષ્ટ્રીયત્વની જરૂર છે સામાજિક માધ્યમની નહિ. જ્ઞાતિવિહોણા સમાજની વાત આજે જરા વિચિત્ર લાગશે પણ તે અનિવાર્ય છે. આપણને ખબર પણ ન પડે તેવી રીતે જ્ઞાતિઓ તૂટી રહી છે.



સ્મૃતિકારોએ કોઈ કાળે ધંધાઓ અને વર્ણોની ઉચ્ચનીચતા કલ્પી, તે પ્રમાણે વિવાહ, વારસા, સ્પૃશ્યાસ્પૃશ્યતા, સંકરશુદ્ધતા, સજા-ક્ષમા વગેરેના કાયદાઓ ઘડ્યા, અને જાતિભેદોનો પાયો નાખ્યો. તે કાળે કદાચ એ જ થઈ શકે એવું હશે. પણ એ આપણે માટે સનાતન સિદ્ધાંતો થઈ પડ્યા. એ શાસ્ત્રો હવે અપ્રમાણ બન્યાં છે એમ કહેવાની કોણ હિંમત કરે?

કિ. ઘ. મશરૂવાળા

# નાગરિકતાની ખામી

શંકરભાઇ સો. પટેલ

આપણાં જીવનમાં નાગરિકતાની ખામી ડગલે ને પગલે જોવામાં આવે છે.

આપણા ઘરનો કચરો આપણે પાડોશીના આંગણામાં, મહેલ્લામાં કે રસ્તામાં નાખતાં અચકાતાં નથી. પેસાબ પણ આપણે ગમે ત્યાં કરીએ છીએ. નાનાં છોકરાંને ઝાડે પણ ગમે ત્યાં બેસાડીએ છીએ.

કૂવા ઉપર પણ આપણું વર્તન તેવું જ હોય છે. કપડાં ધોયેલા પાણીના છાંટા કૂવામાં ન પડે તેની આપણે કાળજી રાખતાં નથી. ઉટેલાં વાસણ પીવાના પાણીમાં ધોવામાં આપણને અરેરાટી થતી નથી.

શાળાઓમાં આપણાં બાળકો પણ આપણી માફક જ વર્તે છે. એ શાળાની આજુબાજુ ગમે ત્યાં પેસાબ કરે છે; ઘણી વાર તો ઊભાં ઊભા પણ પેસાબ કરે છે.

આપણે સભામાં, સિનેમામાં કે આગગાડીમાં ક્યાં ઓછો ઘોંઘાટ કરીએ છીએ ? આપણા પાડોશમાં કોઇ માંદુ હોય તો પણ આપણે લગનમરણ પ્રસંગોએ ધમાલ કરવામાં ક્યાં બાકી રાખીએ છીએ ! શહેરમાં વસનાર આપણામાંના ઘણા પાડોશમાં કોઇની પરીક્ષાને અંગે તૈયારી ચાલતી હોય કે કોઇ માંદું હોય તો પણ ગ્રામોફોન કે રેડિયો મૂકવાનું જવા દેતા નથી. કેટલાક તો મધરાત કે પરોઢિયાનો વિચાર કર્યા વગર નજરમાં આવે ત્યારે ગ્રામોફોન વગાડે છે.

આપણી જાનો એટલે નાગરિકતાની આપણી ખામીઓનું પ્રદર્શન. ઉતારામાં બધાંને પહોંચે તેટલાં ગોદડાં હોય તો પણ આપણામાંના કેટલાક જણે ત્રણ ત્રણ ગોદડાં પચાવી પાડી ગોદડાં ખૂટાડવાના જ. ગોદડાંમાં પાનના ડાઘા પણ આપણે પાડવાના. બીડીઓ કે હુક્કા વડે ગોદડાં થોડાંઘણાં બાળવાના પણ ખરા. પીવાના પાણીમાં પાધિયું વાસણ કે અસ્વચ્છ વાસણ બોળી પાણી બગાડતાં આપણને સંકોચ થતો નથી. જાનમાં આપણામાંના ઘણાખરા લોટા લઇ જવાના નહિ; અને ઝાડે જતી વખતે કે જમતી વખતે ગમે તેનો લોટો તફડાવવાના.

ગામપરગામ જતાં આગગાડીનાં સ્ટેશનોએ ટિકિટબારી આગળ હારબંધ ઊભાં રહેવાને બદલે આપણે વચ્ચે ઘૂસવાનો પ્રયત્ન કરી બીજાં વહેલાં આવેલાંના હકની અવગણના કરીએ છીએ. ત્રીજા વર્ગની ટિકિટ લઇ ઘણી વાર બીજા કે પહેલા વર્ગમાં ઘૂસી જઈએ છીએ. કેટલીક વાર તો બિલકુલ ટિકિટ લેતા નથી. ગાડીમાં આપણે બેસી ગયા હોઇએ અને પછી જગા

હોય તો પણ બીજા ઉતારૂઓને ઘણી વાર આપણે અંદર આવવા દેતા નથી. બીજા ઉતારૂઓને સંકડાશ પડતી હોય તો પણ આપણે આપણી પથારી પાથરી આડા પડીએ છીએ. આપણો સરસામાન ઊંચે પાટિયા ઉપર કે બેઠકની નીચે મૂકવાને બદલે બેઠક ઉપર કે બારણાં આગળ કે જવાઆવવાના રસ્તામાં આપણે મૂકીએ છીએ. ગાડીમાં બેઠાં બેઠાં આપણે બીડીઓના ધુમાડાના ગોટા કાઢ્યા કરીએ છીએ. પાસે બેઠેલાં સ્ત્રીબાળકોને કે બીડી ન પીનારને એની ધુમાડી ન જાય તેની આપણે કાળજી રાખતા નથી. ચવાણું ગમે ત્યાં વેરાય નહિ તેની આપણે ચીવટ રાખતા નથી. કેળાં ખાઇ તેની છાલ કે બોર, જાંબુ ખાઇ તેના ઠળિયા આપણે ડબ્બામાં જ ફેંકીએ છીએ.

સાર્વજનિક સ્થળોને નુકસાન ન કરવાની કાળજી રાખવાને બદલે તેને નુકસાન કરવાની જ આપણે દાનત રાખતા હોઇએ એમ દેખાય છે. આગગાડીનાં કે શહેરનાં જાજરૂમાં આપણે ગમે તેવા લીટા કરીએ છીએ તથા ગલીચ લખાણ લખીએ છીએ; રસ્તા ઉપરની વીજળીની બત્તીઓના ગોળા આપણે કેટલીક વાર તોડી નાખીએ છીએ; સડકની ધાર ઉપર લોખંડની પાઇપોના કઠેરા કરેલા હોય છે તે પાઇપોને વાળી દઇએ છીએ કે કાઢી લઇએ છીએ; કૂવા ઉપરની લોખંડની ગરગડીઓ કે ઝૂલતા પૂલ ઉપરનાં પાટિયા તોડીફોડી નાખવામાં આપણે ગૌરવ માનીએ છીએ. આ બધામા આપણી નાગરિકતાની ખામી જ જણાઈ આવે છે.

ઘર આગળ સાર્વજનિક જગામાં કાચી ઓટલી કરી પાછળથી પાકી ઓટલી કરી લેવાનો લોભ આપણામાંનાં ઘણાંખરાંમાં હોય છે. પાડોશીની જગા ઘરમાં, દોરના ખીલામાં, કે ખેતરમાં દબાવવાની તક આપણે ભાગ્યે જ જતી કરીએ છીએ. આપણું ખેતર રસ્તા ઉપર હોય તો વાડ દર વખતે આપણે આગળ ને આગળ ધપાવતા જઈ રસ્તો સાંકડો કરતા જઇએ છીએ. આપણે હદનાં નિશાન રહેવા દેતા નથી; બીજાના ખેતરમાં ચાર, પોંક, પાપડી કે કેરી હોય તો તે પણ ઉઠાવી લેવામાં આપણે સંકોચ અનુભવતા નથી; કોઇના ઝાડનાં ડાળાં કાપી લેવામાં કે કોઇ કોઇ વાર બીજાનું આખું ઝાડ કાપી લેવામાં આપણા દિલને કંઇ જ ક્ષોભ થતો નથી. કોઇના ખેતરમાં આપણો હક્ક ન હોય તેમ છતાં તેમાં ગાડાવાટ પાડવામાં આપણે અચકાતા નથી. બીજાને આપણા ખેતરમાં થઇ આપણે પાણીનો ઢાળિયો લઇ જવા દેતા નથી; પણ બીજાના ખેતરમાં થઈ આપણે આપણો ઢાળિયો લઇ જવા મમત કરીએ છીએ. આમ આપણામાં નાગરિકતાની ખામી જ્યાંત્યાં દેખાય છે. આ ખામી કેવી રીતે દૂર થાય તે એક મોટો પ્રશ્ન છે.

# જોઈએ છે — જાગતા ચોકીદારો

નાનુભાઈ દવે

વિક્રય અને લેવડદેવડની પ્રથા લગ્નસંબંધમાં અનિષ્ટ છે અને એ નાબૂદ થવી જોઈએ, એ અંગે અહીં થોડો વિચાર કરવા ધાર્યો છે. એના ગુણદોષની ચર્ચા અપ્રસ્તુત છે. જ્ઞાતિએ અને વ્યક્તિએ આ પ્રથા નાબૂદ કરવા ક્યા ઉપાય અજમાવવા રહ્યા એટલું જ જોવાનું છે.

આપણી તો ઘણીયે ઈચ્છા હોય પરન્તુ આવી પ્રથા નાબૂદ થઈ શકશે કે નહિ એ પહેલો પ્રશ્ન છે. વર્ષોથી સમાજમાં પ્રચલિત થયેલી રૂઢિઓ કાઢી શકાય ખરી? નવી પ્રથાઓ જે સરજી શકે તેજ ઉચ્છેદી શકે એમ માનવું ખોટું છે? અને લગ્ન એક વ્યવહાર મનાયો છે એમાં આદર્શ સ્થાપવો એ સ્વાભાવિક છે? અનિષ્ટ પ્રથા નાબૂદ કરતી વેળા એટલી સાવચેતી રાખવી જરૂરી છે કે લોકહિત સચવાઈ રહે, અને લગ્નની સંસ્થાને આંચ આવે નહિ.

વિક્રય અને લેવડદેવડની શરૂઆત કરનારે કયું પ્રયોજન જોયું હશે અને શાથી એ પ્રથા બની ગઈ હશે? સંભવ છે કે ટૂંકું ક્ષેત્ર હોય, સારા વરની અછત હોય, પોતાની સુખી સ્થિતિ હોવાથી કન્યાને દુઃખ ન પડે તે જોવાની કાળજી હોય, વરપક્ષની સાહ્યબી, જ્ઞાન કે ચારિત્ર્યનું આકર્ષણ હોય. પરન્તુ, આવી લાયકાતો વારસામાં ઊતરે અને માન્ય રહે એ આચરજ થવા જેવું લાગે છે, પણ એમ તો રાજગાદીનો કે મંદિરોના મહારાજનો વારસાહક હતો જ ને—છે જ ને. એટલે જેનું ચાલ્યું તેણે વંશપરંપરાની દૃષ્ટિએ ગોળા ગબડાવ્યા અને ભોળા લોકોને ભરમાવ્યા.

પછી વારસાહકનો સિદ્ધાંત ઉઘાડો પડતો ગયો. રજવાડાંનાં મૂળ ઉખડવા લાગ્યાં. સંપ્રદાયોના મહારાજોની પોલ કચેરીઓમાં ગવાતી થઈ. પછી વિક્રયથી વસૂલાત કરનારના વારસાહક શી રીતે નભી રહે? એમાં ય મૂલ્યાંકન બદલાતું ગયું. લોકોએ ફરીથી વિચાર કરી જોયો: કોણ વધારે લાયક છે?

આ લાયકાત જમાને જમાને બદલાતી રહી. પહેલાં કર્મકાંડ કે બ્રહ્મનિષ્ઠા ઉપર લોકશ્રદ્ધા હતી. તે પછી પ્રતિષ્ઠા, જીવનશક્તિ અને ઔદાર્ય ઉપર ધ્યાન ગયું હશે. અંધેરના વરસોમાં વારસહક ઉપર નભ્યું. અને હવે નોકરીની લાયકાત આગળ આવવા માંડી છે. કન્યાને લગ્ન પછી શહેરમાં લઈ જશે એમાં મોટી નિરાંત વસી છે. મોટા કુટુંબનો ભાર, પાણીનું સાધન નહિ અને સાસુનણંદના કજિયા—એનાથી કોણ ના ત્રાસે? પરગામ લઈ જાય એટલે પતિપત્નીનો પ્રેમ તો વધે ને! ભણ્યા વિના નોકરી યે ક્યાંથી મળે? આ નવી લાયકાત જામતી ગઈ. પરન્તુ, એણે જૂની લાયકાતને ય

ટકાવી રાખી. બન્ને લાભ મળતા હોય તો કેમ જવા દેવાય! વારસાહક અને નોકરીની સગવડ એ બંન્ને હોય તો શા માટે રકમ ના વધે? એમાં બીજા લાભ ઉમેરાતા ગયા અને રકમ વધતી ગઈ. વગર મહેનતની કમાણી કોણ જતી કરે?

આવી લાલચ સિવાય બીજું એ એક કારણ છે તે દેખાડો કરવાનું. સમાજમાં ગણાય તો સૌ સરખા, પણ બીજાની તોલે કે ઊંચે આવવા માટે પ્રસંગની રાહ જોવાતી હોય, ટાણું દીપાવીને વાહ વાહ મેળવવા જીવ તલસતો હોય, કે કોઈને સંતોષવાનો બાલિશ ઉમંગ સિદ્ધ કરવો હોય. જિંદગીમાં કમાણી કરેલી છે અને કુટુંબનો ભાર ઉપાડવાની લાયકાત રહેલી છે એની જાણે સમાજમાં ખાતરી કરાવવાની હોય. એકલા જમણથી ભવિષ્ય બંધાય નહિ એટલે જાણે કરારનામા મારફતે આબરૂ વધારવાની હોય. એમાં યે લેખીત, મૌખિક ને પ્રચલિત—એમ સંદિગ્ધ પ્રકારો રાખી વધારે ગૂંચવણો રાખી અને છેવટે મદ સર કર્યાનો વધારે લ્હાવો લીધો. જેમ કપરો એમ વિજયનું મૂલ્ય વધારે.

અનિષ્ટ નાબૂદ કરતી વેળા આવાં કારણો ને સંજોગો ધ્યાનમાં લેવાનાં છે. માનવની તરકટી બુદ્ધિએ ઊંડા પાયા નાખ્યા છે. જેથી ઇમારતનાં ખંડેર થઈ જાય તોયે દૂર કરીને ત્યાં જ રહેવાનું મન થાય—છોડાય નહિ.

તેમ છતાં આ પ્રથાને ધુત્કારનારા નીકળ્યા છે. એમણે સમાધાનની વાતો કાન ઉપર ધરી નથી. નવો ધારો મંજૂર કરાવ્યાથીયે ભવિષ્યમાં એ નહિ વધી જાય એવું કોણ કહી શકે? અને સમાજમાં સમાનતા સ્વીકાર્યા પછી મુલવવાનું શું? એટલે આ પ્રથા તોડનારાઓએ વૈશ્યવૃત્તિ કાઢી નાખી. પણ એવું કેટલા કરે? અને એમના ચીંધેલા માર્ગે કોઈ વીરલા વટેમાર્ગુ જ જઈ શકતા હોય તો આપણે બીજો ધોરી રસ્તો ખોળવો જ રહ્યો.

સંભવ છે કે પહેલાં કન્યાઓમાંની પસંદગી કરવાની કોઈ તસ્દી લેતું નહિ હોય. તે દિવસોમાં કાશી ને ઉજમ, મહાકોર ને મંછા, દિવાળી ને રેવા એ બધાંય સરખાં જ મનાતાં હશે. હજી યે શું એવું જ છે? ના, વર જાતે જોવા જાય છે, નાસ્તો અને મીઠી વાતચીત પણ કરે છે. એને જોઈએ છે રૂપ, ભણતર, ટાપટીપ, છટા. હવે પસંદગીનું ધોરણ દાખલ થયું છે ને છતાં યે ભાવ તો ચૂકવવો જ પડે છે.

એટલે એક વાત સ્પષ્ટ થાય છે કે આ તો માનસિક બગાડ છે લેનારની વૃત્તિઓ હલકી થતી જાય છે અને આપનાર તે પોષે છે. નિર્બળોનો સમાજ જેમ ગુંડાઓને નોતરે છે તેમ આ અનિષ્ટ પ્રથાનું પોષણ કરનારાઓ એની

ભૂખ વધારતા જાય છે. કનડગત વેઠીને કંટાળી ગયેલી વહુ સાસુપદે આવે ત્યારે વધારે ત્રાસ વર્તાવે એના જેવું જ આ ગૂંચણુ છે. આપનારને ય વખત આવ્યે લેનારની પદવી મળવાથી વિષચક્ર વધતું જ જાય છે.

આ ચક્રાવામાંથી ઉગરી જવા માટે એનો મહિમા તોડવો જોઈશે. આપલેથી મોટાઈ મળતી તે બંધ કરી બદલામાં બદનામી મળે એવી ગોઠવણ કરવી જોઈશે. એના કારસ્થાનમાં સહાયભૂત થનારાઓની ફજેતી ગોઠવવી પડશે. સમાજમાં આવું અનિષ્ટ આચરનારને ડર લાગવો જોઈશે. જેમ ચોરી, દેશદ્રોહ, ખૂનની હીણપત લાગે છે તેમ વિક્રયની અને લેવડદેવડની શરમ લાગવી જોઈશે.

આવી કાલિમા કેવી રીતે ચોડી શકાય? સ્પષ્ટ છે કે દયાભાવ રાખીને કૈં જ ના થઈ શકે. આપણને આ અનિષ્ટ જો ખરેખર સાલતું હોય તો એના ભોગ થયેલાઓને પ્રકાશમાં લાવી બીજાઓની સાવધાની માટે ચોંધામણાં કરવાં પડે. એમના મળતિયાઓ, ટેક્ષ આપનાર, સાજનિયાની પણ એ જ વલે થવી ઘટે.

આમાં કાયદો થશે તો યે ઘોળીને પીનારા પી જશે. એકલા કાયદાની ગુંજાશ નથી. આમાં તો સમાજના જાગતા ચોકીદારોની જરૂર છે, જેઓ ખોળી તપાસીને પ્લેગના ઉંદર જેમ લેવડદેવડિયાઓને ચોતરે ચડાવી દે. પછી કોઈની દેન નથી કે એ રસ્તે જાય. પછી તો ઢંકુ ને કન્યાની વાદ વાદ માતા સહુ થઈ જશે.

આવા ચોકીદારોનું કાર્ય સરળ બને એ માટે એક નુસખો છે—તે સામુદાયિક લગ્નોનો. એક જ મુહૂર્ત ને બેડો પાર. સહુનો સરખો આનન્દ, સહુનો સરખો ખરચ, સહુની સરખી શોભા. એ મુહૂર્તે કોઈનો ગ્રહ માનતો ના હોય તો થોડા જપ કરાવી લએ! સાજનિયાં ને સુખ—એક ફેરામાં ઘણા રાજી રહે. કોઈને કનડવાની તક મળે જ નહિ. આવા સાર્વજનિક લગ્નોત્સવથી આખા સમાજમાં આનન્દ પ્રસરી રહે, ક્લેશ-કંકાસનું નામ ના રહે.

ઊંચો માર્ગ છે સ્નેહલગ્નનો, પણ એમ થશે ત્યારે ન્યાતનાં બંધન ક્યાં હશે! આદર્શને આપણે પહોંચી ના શકીએ તો ભલે, પરન્તુ આપણી દૃષ્ટિ એથી વિમુખ ના થવી જોઈએ. જેઓ અનિષ્ટથી દૂર જાય છે તેમના કૃત્યને આપણે કેમ ના વધાવી લઈએ? એથી ઊલટું, એમાં જ ગરકી બેસનાર હોય તેમના ઉપર 'ભવ'નાં પાટિયાં કેમ ના ઠોકી બેસાડીએ? સત્ત્વનો પ્રેમ અને તામસનો દ્વેષ બન્ને જરૂરી છે.

# મુંબઈ પાટીદાર સંમેલન — એક દષ્ટિપાત

ડાહ્યાભાઈ મનોરભાઈ પટેલ

મુંબઈમાં પાટીદારોની નાની મોટી દશેક સંસ્થાઓ છે. 'પાટીદાર યુવક સંઘ' એમાંની એક છે. ગયે વરસે એના યુવક કાર્યકર્તાઓએ અતિ ઉત્સાહમાં આવી જઈ મુંબઈને આંગણે બૃહદ ગુજરાતના સમસ્ત પાટીદારોની પરિષદ ભરવાના વિચારને વહેતો મૂક્યો. 'પાટીદાર' માસિકના અંકે અંકે એ આગામી પરિષદ માટે યોજનાઓ પ્રગટ થઈ. એને માટે સૂચનાઓ અને ઠરાવો મોકલવા વિજ્ઞપ્તિ થઈ. તે પછી જાતજાતની સૂચનાઓ અને ઠરાવોથી 'પાટીદાર'નાં પૃષ્ઠ શોભાવા લાગ્યાં. ૧૯૪૭ના નાતાલના તહેવારોને ચાર માસ બાકી હતા પણ તે યે નજીક આવીને ઊભા એટલે નાતાલને બદલે ઈસ્ટરના તહેવારોમાં પરિષદ ભરવાનું નક્કી થયું. દરમ્યાન વધુ સૂચનાઓ અને ઠરાવોના ખરડા 'પાટીદાર'નાં પૃષ્ઠો પર ખડકાવા લાગ્યા. ઈસ્ટર પણ આવી અને ગઈ. અજાણ્યા ભાઈઓ પૂછવા લાગ્યા કે પરિષદ ભરાઈ ગઈ કે કેમ? ત્યાં તો 'પાટીદાર'ના એક અંકમાં વાંચવા મળ્યું કે એના એક પ્રયોજક અને ઉત્સાહી કાર્યકર્તા આફ્રિકા સીધાવ્યા. એમના સાથીદારોએ વ્યવહારુ માર્ગ લીધો. માત્ર મુંબઈમાં વસતા સમસ્ત પાટીદારોની પરિષદ બોલાવી સંતોષ માનવો. આમ લાંબી બાથ ભરવાને બદલે ટૂંકી બાથ ભરવાને માટે મેની ૧લી અને ૨જી તારીખો મુકરર થઈ.

ચોપાટી નજીક ઓપેરા હાઉસ સામે શેઠ મફતલાલ ગગલભાઈએ વિશાળ ચોગાનવાળું એક મકાન મુંબઈ પાટીદાર સમાજને, દાનમાં આપ્યું છે એમાં સમાજ ઉપરાંત પાટીદાર છાત્રાલય, પુસ્તકાલય, યુવકસંઘ અને કન્ઝ્યુમર્સ કો-ઓપરેટિવ સ્ટોર એમ ચાર જ્ઞાતિસંસ્થાઓ છે. આ સ્થળ 'મફતલાલ બાગ' નામથી ઓળખાય છે. એના ચોગાનમાં સુશોભિત મંડપ નીચે મુંબઈ પાટીદાર પરિષદનું અધિવેશન થયું.

મુંબઈમાં સમસ્ત પાટીદારોની વસ્તી કેટલી છે તે કહેવું મુશ્કેલ છે, છતાં અંદાજ પંદર હજારનો મનાય છે. એમાં પુખ્ત વયનાં સ્ત્રીપુરુષોની સંખ્યા પાંચ હજારની ગણીએ તો પણ પરિષદમાં એકાદ બે હજારની હાજરીની આશા સહેજે રાખી શકાય. મંડપ પણ વિશાળ હતો. પરિષદ માટે પ્રચાર પણ ઠીક ઠીક કરવામાં આવેલો. આમ છતાં પહેલે દિવસે સોથી બસો માણસની જ હાજરી હતી. એમાં કાર્યકર્તાઓનો દોષ નથી. 'એમાં શું!'

'પરિષદો ભર્યે શું વળે ?' એવી ઉપેક્ષાવૃત્તિ જ એમાં મુખ્ય ભાગ ભજવે છે. શહેરમાં વ્યક્તિ જીવનનો વિકાસ થયેલો હોય છે એટલે એવા માણસો સમૂહથી દૂર ભાગે છે. વળી કેળવણીની અને ધનની દૃષ્ટિએ પોતાને ઉપલી શ્રેણીમાં ગણતા ભાઈઓ પણ આવી પરિષદોમાં ભાગ લેતા નથી; સિવાય કે પ્રમુખ કે એવું કાંઈ પદ શોભાવવાનું ભારણ એમને માથે લદાયું હોય.

પ્રમુખ ડૉ. ભાસ્કર પટેલે પોતાની, પડછંદ કાયાને રજપૂતી ધોયાકથી વધુ પડછંદ બનાવી હતી. તેઓ માઈક ઉપર બોલતા હતા ત્યારે સામેના અલ્પ શ્રોતાઓને જોઈને મારી જરૂર નથી એમ કહેતું માઈક જાણે લઘુતા અનુભવતું હતું ! પ્રમુખનું ભાષણ જ્ઞાતિપરિષદને અનુરૂપ ન હતું. બંન્ને દિવસ તેઓ ખાદી પર જ વિશેષ બોલ્યા. એમના ગુણગાન ગાનારે પણ એ જ રીતે એમની પ્રશંસા કરેલી. સમાજને કોરી ખાતા પ્રશ્નોનું પૃથક્કરણ અને માર્ગદર્શન જેવું એમાં કંઈ જ ન હતું.

પરિષદનું બન્ને દિવસનું કામકાજ અતિશય સરળતાથી પૂરું થયું. બધા જ ઠરાવો એના પર આવેલા સુધારા સહિત વિના ચર્ચા, વિના વિરોધે સર્વાનુમતે પસાર થયા.

ઠરાવોમાં રાષ્ટ્રપિતા ગાંધીજી અને શેઠ મફતલાલના અવસાન માટે ખેદ વ્યક્ત કરતા બે ઠરાવો પ્રથમ પસાર થયા. તે પછી સરદાર પટેલ અને દરબાર સાહેબને તેમની મહાન રાષ્ટ્રસેવા માટે અભિનંદન આપી દીર્ઘાયુ પ્રાર્થવામાં આવ્યું. પૂજ્ય સરદાર સાહેબ સમસ્ત દેશનું ગૌરવ છે એ નિર્વિવાદ વાત છે છતાં એમને માટે ઠરાવમાં 'જ્ઞાતિગૌરવ' જેવો શબ્દપ્રયોગ કરવો એ આપણી જ્ઞાતિ પ્રત્યેનું અહમ્ અને મૂઢ મમતા જ બતાવે છે.

તે પછીના સામાજિક ઠરાવો અલબત્ત આકર્ષક હતા. શ્રી. જશભાઈ સાથે જયાબહેનનાં થયેલાં પુનર્લગ્ન માટે અભિનંદન વ્યક્ત કરતો ઠરાવ પ્રશંસાપાત્ર છે. આટલા એક ઠરાવમાં પણ અમને પરિષદની સાર્થકતા જણાય છે. પરિષદનો મોટો ભાગ સુરત, અમદાવાદ, કચ્છ અને કાઠિયાવાડના પાટીદારોનો હતો અને તેમને માટે તો પુનર્લગ્નની નવાઈ ન હતી. પરંતુ ચરોતર અને એની આસપાસના કહેવાતા કુળવાન પાટીદારોમાં વૈધવ્ય ફરજિયાત છે. અને એ જ જ્ઞાતિપ્રતિષ્ઠાનું ધોરણ છે. સામાન્ય જ્ઞાતિજન એ-પ્રથા-પર્તનાની હિંમત જ ન કરી શકે. તેમાં ય વળી ઊંચાં ગણાતાં ૭ ગામનો દુર્ગ તોડવા એક ભાવનાશાળી કુંવારો યુવક અતિજ્ઞાબદ્ધ થઈને એ જ ૭ ગામની વિધવા યુવતી સાથે લગ્નથી જોડાય એ નાનીસૂની વાત નથી.

ભાઇ જશભાઇ પરિષદમાં હાજર હતા. તેઓ તો પ્રશંસાથી પર હતા, શાંત અને સૌમ્યભાવે તેઓ બેઠા હતા. પરિષદની પૂર્ણાહુતિ વખતે પણ આગ્રહ છતાં તેઓ કંઇ ન બોલ્યા. પણ એમને બોલવાની જરૂરજ ક્યાં હતી? તેઓ કાર્યમાં માનતા હતા અને કરી બતાવ્યું.

રાષ્ટ્રવાદની આડે જ્ઞાતિવાદ ન આવવો જોઇએ તે અને સમસ્ત પાટીદાર જ્ઞાતિમાં બધા પાટીદારોની સમાનતાનો ઠરાવ અગત્યનો હતો. એમાં અસ્પૃસ્યતાનિવારણનો વિશાળ અર્થ હતો. કારણ ગાંધીજીએ તો ઊંચનીચના ભેદ અને કુળાકુળને પણ આભડછેટમાં ગણાવી છે. એના પર અમલી સુધારો આવ્યો. મુંબઇના સમસ્ત પાટીદારોનું જે મધ્યસ્થ મંડળ બને તેની કાર્યવાહીનો દરેક સભ્ય આ સમાનતાના ઠરાવને અનુસરતો હોવો જોઇએ. આ સુધારા સાથે ઠરાવ સર્વાનુમતે પસાર થયો ત્યારે બે વર્ષ પહેલાંનો કરૂણ પ્રસંગ યાદ આવ્યા વિના રહેતો નથી. પૂર્વ આફ્રિકામાં પાટીદાર સંસ્થાઓ છે પણ તેની મર્યાદા ચરોતર, કાનમ, વાકળ અને દશક્રોસીના લેઉઆ પાટીદારની હોય છે. આ મર્યાદાવાળા પાટીદારોની આખા પૂર્વ આફ્રિકાની પરિષદ ૧૯૪૬ના ઇસ્ટરના તહેવારોમાં મોમ્બાસામાં મળી હતી. એમાં આથી છેક જ હળવો—માત્ર સિદ્ધાન્ત તરીકે જ્ઞાતિજનને જ્ઞાતિજન તરીકે સમાન ગણવાનો ઠરાવ આ લેખકે રજૂ કરેલો. એના પર અતિશય ઉગ્ર ચર્ચા થઇ હતી અને ઠરાવ પાછો ખેંચી લેવાનો આગ્રહ થયો હતો. મક્કમતા છતાં ભડકો થવાની અણી પર પરિષદનાં બીજાં કાર્યો રખડી ન પડે તે હેતુથી મૂળ ઠરાવને કેવા પીંખી નાખેલા સ્વરૂપમાં સ્વીકારી પસાર કર્યો હતો તે પ્રસંગ 'પાટીદાર'ના વાચકોને યાદ હશે. સમાનતાનો એ ઠરાવ તે વખતે કેટલાકને પચાસ વર્ષ વહેલો લાગતો હતો. જ્યારે અહીં મુંબઇમાં તો મર્યાદિતજ નહિ પણ કચ્છી, કાઠિયાવાડી, અમદાવાદી અને સુરતી સહિત કડવા લેઉઆ તમામ પાટીદારબંધુને સમાન ગણવાનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો, એ આનંદની વાત છે.

ત્રીજો સામાજિક ઠરાવ બધા કુરિવાજોને માટે સામટો હતો. અત્રે એ યાદ રાખવું જોઇએ કે પરિષદો અને દંડ કરવાની તાકાતવાળાં જ્ઞાતિપંચોમાં ફેર છે. વળી આપણે ત્યાં હવે ખાસ સત્તાવાળાં જ્ઞાતિપંચો પણ ક્યાં રહ્યાં છે! પરિષદો તો લોકમત કેળવવા ઠરાવ કરે એજ. ઠરાવના અમલ માટે એની પાસે કશી સત્તા નથી. એટલે આ ઠરાવ પર ઝાઝું કહેવાનું રહેતું નથી.

બાકીના ઠરાવો સ્થાનિક હતા. મુંબઇના સમસ્ત પાટીદારોનું એક મધ્યસ્થ મંડળ સ્થાપવાનો, પાટીદાર કન્ઝ્યુમર્સ કો-ઓપરેટિવ સ્ટોરને ઉત્તેજન

આપતો, સ્થાનિક પાટીદાર સ્ત્રીસંસ્થાને ઉત્તેજન આપવાનો અને છેલ્લો અનાજ સંબંધી હતો.

પરિષદને દોરવણી આપવા જ્ઞાતિમાસિકોના તંત્રીઓને અને બીજા કેટલાકને ખાસ બોલાવ્યા હતા. આ ભાઈઓના મનમાં એમ હતું કે પ્રસ્તુત પરિષદ અંહુ ભરાયેલી-બૃહદ ગુજરાતના સમસ્ત પાટીદારોની આગામી પરિષદ ભરવાને માટે યોજનાઓ ઘડવા અને મુશ્કેલીઓનો તોડ કાઢવા મળે છે. પરંતુ આશ્ચર્ય તો એ કે બાબતનો અહીં વિચાર સરખો ન થયો! સ્થાનિક પરિષદ ભરી મુંબઈએ સંતોષ માન્યો. માથેથી જાણે મોટો બોજો ઊતર્યો હોય એમ બીજા દિવસના કાર્યને અંતે કાર્યકર્તાઓએ 'હાશ' અનુભવી. બહારથી આવેલા ભાઈઓને પરિસ્થિતિ પ્રત્યક્ષ થઈ. બૃહદ ગુજરાતની સમસ્ત પરિષદ માટે મુંબઈ યોગ્ય સ્થળ નથી અને તેને માટે ઉત્સાહ પણ નથી એટલે એ વાત જ ન ચાંધી. એને માટે લાયક સ્થળ-કેન્દ્ર અમદાવાદ ગણાય; કચ્છ, કાઠિયાવાડ અને ચરોતર, કાનમ, સૂરતની વચ્ચે એ આવેલું છે માટે. પણ આ તો અમદાવાદના પાટીદારોના ઉત્સાહની વાત છે. એટલે અહીં જ વિરમીશું.

# રોજનો કકળાટ

**અરવિંદ પટેલ**

હું જમીને આખા દિવસનો થાકોપાક્યો પલંગમાં આડો પડી આંખો મીંચીને રેડિયો સાંભળી રહ્યો હતો ત્યાં કનુભાઈ એમની હૈયાબળતરા મારા આગળ ઠાલવવા મારા ખંડમાં ધસી આવ્યા. બોલ્યા: 'અરવિંદભાઈ! આ મુંબઈથી હવે તોબા થઈ ગયા! શું સાળી હાડમારી છે! નવની લોકલમાં આજે ઘેર આવ્યો તોય એટલી ભીડ! ઠેઠ ઊભો ને ઊભો જ આવ્યો.'

મેં રેડિયાની સ્વીચ ધીમી કરતાં કહ્યું: 'કનુભાઈ! આ રોજનો કકળાટ હવે આપણે બંધ કરીએ તો સારું.'

કનુભાઈ: 'કકળાટની આમાં કઈ વાત છે? રાતની નવની ગાડીમાંય બેસવાનું ન મળે અને દોઢ કલાક સવારસાંજ ઊભા રહીને આવવું પડે એ શું ઓછું દુઃખ છે? લડાઈ હતી ત્યાં સુધી તો એમ માનતા કે, ભાઈ, આવા વખતમાં સુખેદુઃખે નભાવી લેવું. પણ લડાઈ પત્યાંય ત્રણ વરસ પૂરાં થઈ ચોથું બેઠું. ગુલામ આપણે સ્વતંત્ર થયા. રામરાજ્યની વાતો કરનાર કોંગ્રેસ હવે સરકાર થઈ, તોય હાડમારી વધે છે...'

મેં એમને બોલતાં અટકાવી કહ્યું: 'કનુભાઇ! જે દુઃખ અનિવાર્ય છે તેને ધીરજપૂર્વક સહેવું એ જ સુખી થવાનો સીધો રસ્તો છે. બાકી ન ફીટનાર દુઃખનાં રોજ ને રોજ રોદણાં રડવાં એ કકળાટ જ કહેવાય.'

'પણ આ હાડમારીઓ ન કેમ ફીટે? મુંબઇમાં રહેનાર માટે જો આ ત્રાસ અનિવાર્ય હોય તો પછી આપણી પ્રજાકીય સરકારનો અર્થ શો?'

હું કંઇ બોલ્યાચાલ્યા વગર ફક્ત હસ્યો જ.

કનુભાઇએ પૂછ્યું: 'કેમ હસ્યા?'

'બાલિશ વાત ઉપર હસવું ન આવે તો શું રડવું આવે?'

મારા સ્વભાવથી કનુભાઇ ટેવાયેલા હતા એટલે ખિજાયા વગર એમણે કહ્યું: 'શું મારી વાત બાલિશ છે?'

મેં પ્રત્યુત્તર વાળ્યો: 'એનો નિર્ણય તમે કરો એ જ ઠીક રહેશે. એક દાખલો આપું. આજે તમારી બે ખંડની રૂમમાં તમે બે બાળકો સહિત અગવડેસગવડે રહી શકો છો. હવે એ રૂમમાં તમારાં બે સ્નેહીઓ કુટુંબ સાથે મહેમાની કરવા આવે તો કેટલી અગવડ ઊભી થાય? તમે સમજો છો એટલે એ અગવડ મૂગે મોઢે સહી લો અને તમારો બાળક ન સમજે એટલે કજિયો માંડે—મારું રમકડું ભાગી ગયું. મારી સાયકલ ઉપર બેબી બેસી ગઈ! તો એ બાલિશ કકળાટનો તમે શો જવાબ આપશો? વધારે બાળકો ભેગાં થાય ત્યારે એમ જ થાય એમ સ્વીકારી તમે ચાલો છો, જ્યારે એ બાળક એ અનિવાર્ય સ્થિતિ સમજતું નથી અને કકળાટ કરે કે, તમે બાપુજી થઈને કેમ કંઇ રસ્તો ન કાઢો? તો તમે ખડખડ હસશો કે બીજું! બાપુજી બિચારા શું કરે, એ તો બાપુજી જ જાણતા હોય છે!'

મારા કટાક્ષને લીધે કનુભાઇ હસી પડ્યા.

મેં આગળ કહ્યું: 'એવી સ્થિતિ આજે મુંબઇની છે. સરકારે, મ્યુનિસિપાલિટીએ મુંબઈ શહેરની જે રચના યોજેલી, પાણીની વ્યવસ્થા કરેલી, ટ્રામ, બસ અને રેલ્વેનાં વાહનો પ્રયોજેલાં તે પંદર લાખની વસ્તી વિચારીને જ કરેલાં. એ પંદર લાખની વસ્તીને બદલે આજે પાંત્રીસ લાખની મુંબઇની વસ્તી થઇ છે અને રોજ રોજ વધતી જાય છે. નહિ કલ્પેલો નિર્વાસીતોનો પ્રશ્ન પણ ઓચિંતો આવી પડ્યો. એ સ્થિતિમાં મુંબઇમાં દરેક ક્ષેત્રે ભિરદીઃ ન હોય તો શું હોય? બાળક કંઇ નિકાલ ન આવતાં—તમે બાપુજી શાના? એવો સામો બાલિશ સવાલ કરે તેમ આજે આપણી અગવડો દૂર ન થાય ત્યારે સરકાર સામે આપણે સવાલ કરીએ છીએ—ત્યારે સરકાર પ્રજાકીય શાની!'

કનુભાઇએ પોતાની બાલિશતા કબૂલ્યા બદલ મોં મલકાવ્યું.

મેં ઉમેર્યું : 'કનુભાઇ! એટલે આપણે ઘેરથી ઑફિસે જવા નીકળીએ ત્યારે એમ માનીજ નીકળવું કે ટ્રેનમાં બેસવાની જગા મળવાની નથી પણ લટકીને જવાનું છે. અને જે દિવસે ઊભા રહેવાનું મળે ત્યારે સંતોષ માનવો. બેસવાનું મળે ત્યારે સુખ માનવું. આમ જો આપણે અનિવાર્ય દુઃખને સમજીને એની સાથે કામ પાડીશું તો જ સુખી થઇશું. બાકી રોજ એનો કકળાટ કરવાથી કલેશ જ થવાનો છે.'

*

કાઠિયાવાડ એક્સપ્રેસ સેન્ટ્રલ સ્ટેશનેથી સવારમાં સાત ને ત્રીસે ઉપડી ત્યારે બહાર લટકવાની જગા પણ ન મળવાને લીધે અમે લગભગ સોદોઢસો મુસાફરો રહી ગયા. અમારે માટે હવે બાર ને વીસે ઉપડતી લોકલમાં જ જવાનું નીરમ્યું એટલે પાંચ કલાકનો લાંબો ગાળો કેમ ટૂંકો કરવો એ માટે વાતોનું જ શસ્ત્ર અમારી પાસે મુખ્ય હતું. અને એ વાતોનો મોટો સૂર રોજનો કકળાટ. તેમાંય આજે ગાડીમાં જગા ન મળી એટલે વિષય શોધવા જવાનો જ કયાં હતો ?

એક ભાઇ કહે, આ રેલ્વેવાળા બે ડબ્બા વધારે જોડતા હોય તો કશી ગિરદી ના થાય. આપણે બધા રહી ગયા તે રહી ન જાત.

બીજા ભાઇઓએ પણ એ વાતને ઉપરાઉપરી ટેકો આપ્યો. આટલા ટેકાથી હજુ સંતોષ ન વળ્યો હોય તેમ પેલા મૂળ દરખાસ્ત મૂકનાર ભાઇએ મારા સામે જોઇ કહ્યું: 'કેમ તમે શું માનો છો ? આપણી સરકાર પણ એ ય કયાં કંઇ જૂએ છે!'

મારે બોલવા ઇચ્છા ન હતી, પણ જ્યારે એ પૂછે ત્યારે મૂગો પણ શી રીતે રહું ? મેં કહ્યું : 'તમે કયાં રહો છો — અહીં મુંબઇમાં કે બહાર?'

એ ભાઇએ કહ્યું: 'મુંબઇમાં.' ને સામો સવાલ કર્યો: 'કેમ એમ પૂછવું પડ્યું ?'

મેં પ્રત્યુત્તર આપ્યો : 'તમે પૂછ્યો એનો જવાબ આપવા.'

'કેમ મારું કહેવું ખોટું છે?' એમને શંકા આવતાં સવાલ કર્યો.

'ખોટું છે એટલું જ નહિ, બાલિશ પણ છે.'

બધા કરતાં મેં જુદો સૂર કાઢ્યો એટલે સૌ મારા સામે તાકયા.. મેં પેલા ભાઇને સંબોધી વાત શરૂ કરી: 'તમે રહો છો એ જગા કેવડી છે? તમારા કુટુંબની પૂરી સગવડ સચવાય એવડી કે નાની ?'

પેલા ભાઈ બોલ્યા: 'મકાનની વાત જ ના કરશો ને. આજે અમે દેશ રહીએ છીએ એ તો અમારું જ મન જાણે છે. મોટા છોકરાને, બિચારાને, કોલેજમાં ભણે છે પણ ઘરમાં શાન્તિથી વાંચવાની જગા મળતી નથી.'

મેં કહ્યું : 'એ છોકરો તમને એમ કહે કે આ મકાન સાંકડું પડે છે માટે બે રૂમ વધારે ભાડે લ્યો તો?'

પેલા ભાઈ : 'એ બે શું બાર રૂમ લેવાની વાત કહે, પણ એક રૂમેય મળે એવો સમય આજે કયાં છે? નહિ તો હું લીધા વગર જ શું કામ રહું?'

મેં કહ્યુ: 'બસ, એના જેવી જ આ તમારી, ગાડીને બે ડબ્બા વધારવાની, વાત છે! એવા ડબ્બા ફાજલ હોય તો તમે કહો એ પહેલાં જ રેલ્વે જોડી દે, પણ ડબ્બા હોવા જોઈએ ને?'

*

મારા પરિચિતોને મારા અંગે એવી એક છાપ છે કે હું સરકારનો પક્ષ કર્યા કરું છું. એટલે સરકારનો દોષ કાઢવાની વાત હોય ત્યારે એ પરિચિતો વાતની એવી રીતે મારા આગળ શરૂઆત કરે છે કે, જુઓ આ તમારી સરકાર શેકેલો પાપડેય ભાંગી શકતી હોય તો!

હમણાં કાપડના ભાવ જે આસમાને ચડી ગયા હતા તે અંગે કકળાટ કરતાં મારા એક પરિચિત ભાઈએ મને કહ્યું : 'જોઇ આ તમારી કૉંગ્રેસ સરકાર! આટલા કાપડના ભાવ વધી ગયા પણ કંઇ યોગ્ય વહેંચણી કે ભાવને કાબૂમાં લેવાની આવડત બતાવી શકે છે?'

મેં સામો જવાબ આપ્યો : 'તમે લોકો પ્રજાની સરકાર થઇ એટલે એને બોડી બામણીનું ખેતર માનતા લાગો છો.'

'કેમ એમ કહ્યું?'

'તમે કાપડના ભાવ વધી ગયા તેનો કેમ કકળાટ કરો છો તેનું કારણ હું જાણું છુ'

'શું જાણો છો, લ્યો કહો જોઇ?'

'તમે કાપડના વેપારી નથી અને તેથી મોઘું કાપડ લેવાનું થયું તેનો એ કકળાટ છે. બાકી ખોટા ભાવ સામે તમને વાંધો હોત તો તમારા સ્ટોર્સમાં જે ચીજો વેચાય છે તેનો કાળો ભાવ લેવાય છે તે ન લેવાતો હોત.'

પેલા ભાઈ ડઘાઇ ગયા હોય તેમ મારા સામે તાકી રહ્યા.

મેં મારો અનુભવ કહ્યો : 'અડવાડિયા ઉપરની જ વાત છે મેં તમારા માણસને પૂછ્યું : ૫૦૧ સાબુ છે? મારી પાસેથી કાળો ભાવ નહિ

વેચાય એ ખાંડ એણે ના પાડી અને માગ પાડોસી તમારા જ સ્ટોર્સમાંથી તે દિવસે સાણુ લાવ્યા!'

પેલા ભાઈ સ્વસ્થ થતાં હસીને બોલ્યા: 'અમે કાળુ બજાર કરતા હોઈએ તો સરકાર અમને પણ પકડે, ક્યાં ના પાડીએ છીએ!'

મેં કહ્યું: 'પકડે ના પકડેની હું વાત નથી કરતો. પણ થોડી જામણીના ખેતર જેમ આપણી સરકાર ઉપર, ચોર કોટવાળને દંડે તેમ આપણે બધા આક્ષેપો કરવા નીકળી પડીએ છીએ એ સામે મારો વાંધો છે.'

'તો શું સરકારની કોઈ જવાબદારી નથી?'

'પ્રજાનો ૯૯ ટકા વર્ગ જો ગુનો કરવા માંડે તો સરકાર જવાબદારી શી રીતે અદા કરી શકે? એટલે સરકારની જવાબદારી છે એવો રોજ કકળાટ કરવાથી કંઈ વળશે નહિ, પણ આપણી પણ જવાબદારી છે અને તે અદા કરવી જોઈએ એમ માની વર્તીએ તો જ, સરકાર પ્રજાનો નાનો વર્ગ એ જવાબદારી અદા ન કરતો હોય તો એને કાયદા દ્વારા પહોંચી વળે.'

પેલા ભાઈ હસીને બોલ્યા: 'આપણે પોતે સુધરવું જોઈએ એવો તો તમે રોજ કકળાટ કર્યા કરો છો. પણ એથી કંઈ કોઈ ઓછું સુધરવાનું છે?'

મેં કહ્યું: 'આપણને એમ સુધરવું નથી ગમતું માટે જ એ કકળાટ લાગે છે. બાકી એ જ રસ્તો સમસ્ત પ્રજાને સુખી થવાનો છે. જે દેશ પોતાનું પ્રજાકીય જીવન વ્યવસ્થિત કરવા માગતો હોય તે દેશના લોકોએ પ્રથમ પોતાનું કુટુંબજીવન વ્યવસ્થિત કરવું જોઈશે. અને જે પોતાનું કૌટુંબિક જીવન વ્યવસ્થિત કરવા માગતો હશે તેણે પ્રથમ પોતાનું વ્યક્તિગત જીવન સુધારવું પડશે. અને જે પોતાનું વ્યક્તિગત જીવન સુધારવા ઈચ્છતો હશે તેણે પ્રથમ પોતાનું હૃદય શુદ્ધ કરવું પડશે. અને જે પોતાનું હૃદય શુદ્ધ કરવા માગતો હશે તેણે પોતાની મનોકામનાં શુભ સેવવી જોઈશે. શુભ મનોકામના જીવનની ઊંડી સમજશક્તિમાંથી આવે છે. અને એ સમજશક્તિ જ્ઞાનમાંથી આવે છે. પ્રજાકીય વિકાસનાં આ ક્રમિક પગથિયાં ભલે આપણને લાંબો પંથ હોવાને લીધે નિરર્થક અને કકળાટ સમાં લાગે, પણ એ જ આપણો રોજનો કકળાટ ટાળવા માટે એક માત્ર રસ્તો છે.'

# મુંબઈ પાટીદાર છાત્રાલય

પીતાંબર પટેલ

મુંબઈ પાટીદાર સમાજના હસ્તક મફતલાલ બાગમાં એક પાટીદાર છાત્રાલય ચાલે છે. તેમાં કૉલેજની ઉચ્ચ કેળવણી લેતા હોય તેવા વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે. જગ્યા મર્યાદિત હોઈ અમુક જ વિદ્યાર્થીઓનો સમાવેશ થઈ શકે છે. વિદ્યાર્થીઓને દાખલ કરવાનું કેવું ધારાધોરણ છે એ હું જાણતો નથી. પણ આજે જે વિદ્યાર્થીઓ રહે છે તેમની વિગત જાણ્યા પછી તો એમ લાગે છે કે વિદ્યાર્થીઓની પસંદગીનું ધોરણ નવેસરથી વિચારવા જેવું છે. એમાં એવા ય વિદ્યાર્થીઓ છે કે તેઓ જેમાં અભ્યાસ કરે છે તેવી કૉલેજો મુંબઈ બહાર પણ છે. એવા પણ વિદ્યાર્થીઓ છે કે જેમની આર્થિક સ્થિતિ સદ્ધર છે અને તેઓ બીજે પૈસા ખર્ચીને પણ વ્યવસ્થા કરી શક્યા હોત. આવું કેમ બનતું હશે તેનો ખુલાસો તો તેના વ્યવસ્થાપકો જ કરી શકે. પણ મને એમ લાગે છે કે જો વિદ્યાર્થીઓને દાખલ કરવાનું ધારાધોરણ નવું ન થાય તો જાણેઅજાણે પણ લાયક અને મદદની જરૂરવાળા વિદ્યાર્થીઓને અન્યાય થવાનો સંભવ છે. એ વસ્તુ પર વિચાર કરતાં એમ લાગે છે કે પસંદગીનું ધોરણ આ પ્રમાણે રાખવામાં આવે તો ઓછામાં ઓછો અન્યાય થવાનો સંભવ છે.

૧. એવા જ વિદ્યાર્થીઓને પહેલી પસંદગી આપવી કે જેમને મુંબઈ સિવાય બીજે ક્યાંય અભ્યાસ કરવાની કૉલેજની જોગવાઈ ન હોય.

૨. એમાંય એવા વિદ્યાર્થીઓની પહેલી પસંદગી કરવી કે જેમની આર્થિક સ્થિતિ નરમ હોય.

૩. આ બે ઉપરાંત ત્રીજી વસ્તુ પણ પસંદગી વખતે લક્ષમાં રાખવા જેવી છે. મુંબઈ પાટીદાર સમેલને હમણાં જ ઠરાવ કર્યો છે કે પાટીદાર માત્ર સમાન છે. એટલે સમાનતાનું ધોરણ બરાબર જળવાય તે માટે જે પ્રદેશમાં કેળવણીનું પ્રમાણ ઓછું હોય એવા પ્રદેશના વિદ્યાર્થીઓની પસંદગી સૌથી પહેલી કરવી. અને એ રીતે એ પ્રદેશના લોકોને પ્રોત્સાહન આપી ઊંચે લાવવાનો સભાન પ્રયત્ન કરવો.

જો આ ધોરણ પ્રમાણે વિદ્યાર્થીઓની પસંદગી કરવામાં આવે તો મુંબઈમાં રહેવાની જગાના અભાવે જ જેમનો અભ્યાસ અટકી પડે છે તેમને તક મળશે; અને છાત્રાલયની સ્થાપનાનો સાચો ઉદ્દેશ બર આવશે

# દૂધનો પ્રશ્ન

ભાઈલાલ પટેલ

ખેડા જિલ્લામાં દૂધના પ્રશ્નને અંગે ઠીક ઠીક સવાલો ઊભા થતા જાય છે. જાણેઅજાણે એ ચર્ચામાં આણંદમાં નવીન સ્થપાયેલ 'ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘ' અંગે ખોટો પ્રચાર થાય છે. તે ગેરસમજ દૂર કરવાનો આ લેખનો આશય છે.

ખેડા જિલ્લામાં અને તેમાંય આણંદ તાલુકામાં દૂધનું ઉત્પાદન સારા પ્રમાણમાં થાય છે. એટલે એ તાલુકામાં દૂધ અને તેની બનાવટોનો ઉદ્યોગ ઠીક ઠીક પ્રમાણમાં વિકસ્યો છે. વળી એના તરફ સરકાર પૂરેપૂરું લક્ષ આપી એ ઉદ્યોગ વિકસાવવામાં મદદ કરે તો આ જિલ્લો હિંદનું ડેન્માર્ક બને. આ બધુંય હોવા છતાં આ ઉદ્યોગ તરફ લોકોને એક જાતની સૂગ હતી એનું કારણ એ હતું કે ખાનગી કંપનીઓ અને માલિકો મનફાવતા ભાવ આપી ગરીબ દૂધઉત્પાદકોને ગામના બેચાર અગ્રગણ્ય આગેવાનોને કાબૂમાં રાખી ચૂસી શકાય તેવી અને તેટલી રીતે ચૂસતા જ્યારે '૪૨ની લોકક્રાન્તિ શરૂ થઈ, કોંગ્રેસે જનતાને આદેશ આપ્યો કે બ્રિટિશ સરકાર જે આપણું લોહી ચૂસે છે તેને મદદ ન કરીએ, ત્યારે જિલ્લાના કાર્યકરોએ અનાજ, દૂધ, માખણ કે એવી કોઈ ચીજ સરકારને ન મળે તે માટે લોકોને અપીલ કરી. પરદેશી લશ્કરો આપણું ખાઈ આપણને ગુલામ રાખે, પછી જનતા તેને દૂધ શી રીતે આપી શકે? આણંદની એક જાણીતી કંપનીએ સરકારને માટે માખણ, ચીઝ વગેરે બનાવી આપવા કરાર કર્યો હતો. આ સામે જનતાએ વિરોધ ઉઠાવ્યો અને એમાં થોડો સમય તો ઠીક ઠીક સફળતા મળી. પરંતુ દૂધ આપનાર મોટો વર્ગ ખેડૂતોનો હતો અને તેમાંય ખાસ કરીને ગરીબ ખેડૂત વર્ગ હતો; જે વર્ગ ઘણુંખરું જીવનનિર્વાહની દૈનિક ચીજો દૂધ વેચીને ખરીદી શકે. આથી આ લડત જનતાને સાચી લાગવા છતાં થોડા સમયમાં ભાંગી પડી.

મૂડીવાદી માનસ ધરાવતી ખાનગી કંપનીઓ દૂધ અને દૂધની બનાવટોના મનમાન્યા ભાવ લેતી હતી ત્યારે તે દૂધ ખેડૂતો પાસેથી ત્રણ પૈસે શેર સુધી લેવાયું હતું. આ શોષણથી જનતા ત્રાસી ઊઠી હતી, આર્થિક સંકડામણને લીધે દૂધ વેચ્યા સિવાય છૂટકો નહોતો. આનો શો ઉપાય કરવો? તેની બધા કાર્યકર્તા વિચારણા કરી રહ્યા હતા.

તેવામાં મુંબઇ સરકારે મુંબઇમાં દૂધની અસહ્ય તંગીને લીધે આણંદમાંથી દૂધ મળવાની શક્યતા જોઇ. આમ તો ઘણા વહેપારીઓ હતા, પણ મુંબઇ દૂધ લઇ જવું હોય તો દૂધને 'પેસ્ટ્યુરાઇઝ' કરવું પડે. આ પેસ્ટ્યુરાઇઝીંગ મશીન એકલી પોલસન મૉડલ ડેરી પાસે હતું તેથી તેની સાથે સરકારે કરાર કરી દૂધ લેવાનું શરૂ કર્યું. આથી પેસ્ટ્યુરાયઝીંગ માટે જ દૂધ જાય તે હેતુથી સરકારે આણંદની આજુબાજુનાં ગામો પર પ્રતિબંધ મૂક્યો કે દૂધ અને દૂધની બનાવટ પરમીટ સિવાય કોઇ પણ વ્યક્તિ બહાર મોકલાવી શકે નહિ. જૂના વહેપારીઓને દૂધ અને તેની બનાવટ માટે પરમીટો આપવામાં આવેલી. આ સ્થિતિમાં ખેડૂતોને ઓછામાં ઓછા અમુક ભાવ તો વહેપારીએ આપવા જ એવું નક્કી કર્યું. આ ભાવ તે અગાઉ વહેપારીઓએ જે પ્રમાણે દૂધ લીધેલું તેના કરતાં ઊંચા બાંધવામાં આવ્યા હતા. આ ભાવ ફક્ત દૂધના-વજન પર નહિ પરંતુ તેમાં રહેલ ચરબી (ફેટ)ના પ્રમાણમાં આપવાના નક્કી કરેલા હતા. આ સાલ નીચે મુજબ ભાવ બાંધવામાં આવેલા છે:

| | | | | |
|---|---|---|---|---|
| ૬ ટકાની | ચરબીવાળા | કાચા | એક શેર દૂધના | રૂા. ૦–૩–૬ |
| ૭ ,, | ,, | ,, | ,, | રૂા. ૦–૪–૧ |
| ૮ ,, | ,, | ,, | ,, | રૂા. ૦–૪–૮ |
| ૯ ,, | ,, | ,, | ,, | રૂા. ૦–૫–૩ |

પરંતુ સવાલ એ છે કે ઉપરના ભાવ મુજબ પૈસા અપાય છે? સ્થાપિત અને લાગતાવળગતા હિતોવાળાએ તો એવો પ્રચાર કર્યો છે અને જનતાની આંખે અવળા પાટા બાંધ્યા છે કે ચોખ્ખા દૂધનો ભાવ રૂા. ૦–૨–૯ સરકારે નક્કી કરેલ છે. અને તેથી જે ચોખ્ખું દૂધ નજરોનજર દોહી આપે તેને ખાનગી હિતો પર રચાયેલ માલિકો રૂા ૦–૨–૯ પ્રમાણે પૈસા ખેડૂતને ચૂકવે છે. સાધારણ રીતે સારો ખોરાક આપેલી ભેંસનું દૂધ ૮ થી ૯ ટકાની ચરબીવાળું હોય છે. એટલે ખેડૂતને જો પૈસા આપવામાં આવે તો સરકારે બાંધેલ ભાવ પ્રમાણે ઉપરના દૂધના આશરે ૦–૪–૮ થી રૂા. ૦–૫–૩ મળે.

આ વ્યાજબી ભાવો છેતરામણી વગર ખેડૂતને ત્યારે જ મળે જ્યારે સહકારી ધોરણ પર ખેડૂતોની રચાયેલ સંસ્થાઓ સ્થાપી તે વહીવટ કરે. જનતાના કાર્યકરોએ આ માર્ગ શોધ્યો ને સામરખા ગામે આજથી દોઢ વર્ષ પર શ્રી મોરારજી દેસાઇના પ્રમુખપણા નીચે આણંદ તાલુકાના ખેડૂતોની સભા મળી. સભામાં શ્રી. મોરારજીભાઇએ મુંબઇની 'મિલ્ક સ્કીમ' સમજાવેલી અને આગ્રહ પણ કરેલો કે હું એમ નથી કહેવા માગતો કે તમે

તમારું દૂધ પોલસનને ન આપશો; પરંતુ જરૂર પૂરતું ગણીને આપણા માલનાં પૂરતાં નાણાં મળે તો જ આપવું જોઈએ. તે સભામાં 'ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘ' સ્થાપવાનો ઠરાવ બધાએ આનંદસાથે વધાવી લીધો હતો.

એ ઠરાવ મુજબ 'ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘ'ના કાયદાકાનૂનો ઘડી તેને રજિસ્ટર્ડ કરાવી આ સંઘે તેનું કામ શરૂ કર્યું છે. અનેક મુશ્કેલીઓમાંથી આ સંઘ પસાર થઈ રહ્યો છે. એક બાજુથી જમાનાને ખાધજાદેલ વહેપારીઓનો સામનો કરવાનો છે. જ્યાં જ્યાં દૂધઉત્પાદક કો-ઓપરેટિવ સોસાયટી ખોલવામાં આવે છે ત્યાં હરીફાઈમાં ભારેમાં ભારે ભાવ મૂકી સોસાયટીને ખોટમાં લાવી બંધ કરાવવાની તેમની ચાલબાજી છે. બીજી બાજુએથી સંઘને આ કાર્યક્ષેત્રનો નવીન અનુભવ છે. મશીનરી ખરીદવા જેટલાં નાણાં સહકારી સંઘ પાસે નથી. લોકો શેર લેતાં ગભરાય છે. કદાચ ખોટમાં જાય અને નાણાં જાય તો! સરકારની આણંદમાં 'રીસર્ચ ડેરી' હતી તે ડેરીનાં મકાનો, મશીનરી વગેરે સરકારે સંઘને જનતાના હિતને ધ્યાનમાં લઈ આપી છે. આમ સરકાર તરફથી ઠીક ઠીક મદદ મળી છે.

ઉપરાંત દરેકે દરેક ગામે સહકારી ધોરણ પર રચાયેલ ખેડૂત સહકારી સંઘો રચાય અને તે બધી જ મંડળીઓ સંગઠિત બને તો દૂધના યોગ્ય ભાવો હંમેશાં ખેડૂતોને—દૂધઉત્પાદકોને—મળે અને વેપારીઓ જે દૂધ મનફાવ્યા ભાવે લેતા હતા તે અટકી જાય. ખેડૂતોને જો લાગે કે હાલના ભાવ પણ યોગ્ય નથી તો તે માટે તે લડી શકે. આમ દરેકે દરેક જગ્યાએ દૂધ ઉત્પાદક સંઘો શરૂ કરવા જોઈએ. પરંતુ બધું કંઈ એક દિવસમાં ન થાય. એ માટે સમય, કાર્યકરો અને શક્તિ જોઈએ. નીચેનાં ગામોમાં એ ખેડૂત મંડળીઓ છે: (૧) ગોપાળપુરા, (૨) હાડગુડ, (૩) અજરપુરા, (૪) સામરખા, (૫) રાવળાપુરા, (૬) વડોદ, (૭) લાંભવેલ.

સહકારી સંઘો જ્યાં જ્યાં સંગઠિત થતા જાય છે ત્યાં ત્યાં તેનો લાભ ચોખ્ખો દેખાય છે. વડોદમાં ખાનગી વહેપારીઓ ચોખ્ખું દૂધ ૭ થી ૮ આને ચાર શેર લેતા હતા. સંઘ ત્યાં ટૂંક સમયમાં જ ઊભો કરવામાં આવ્યો છે. મંડળે કામ કરવાનું શરૂ કર્યું તે જ દિવસથી દૂધના ફેટના ધોરણ પર બાંધેલા ભાવ મુજબ એટલે ચોખ્ખા દૂધના રૂા. ૦-૧૪-૦ થી ૦-૧૫-૦ આપવા શરૂ કર્યા. વહેપારીઓએ પણ એટલા જ ભાવ કર્યા અને હવે તો તેની સાથે હરીફાઈ કરી સહકારી મંડળીને કેમ તોડી નાખવી તે પ્રયાસો કરવા માંડ્યા છે. મંડળી આર્થિક રીતે ખોટમાં જાય તે જ ઘડી

પડે. મંડળી પૂરાં જ ઓછાં નાણાંથી સંકલિત થઇ છે, જ્યારે સામે વર્ષોથી માલેતુજાર બનેલ વહેપારીઓ છે. એટલે થોડા સમય પૂરતું વધુ ભાવ આપી મંડળીને કામ કરતી ભાગી પાડવા હાલ તુરત પૂરતા તો વહેપારીઓએ ચાર શેર દૂધનો એક રૂપિયાથી સવા રૂપિયો આપવો શરૂ કરી દીધો છે. આથી સહકારી મંડળી પાસે બે વિકલ્પો રહે છે.

કાં તો સ્પર્ધા કરી વધુ ભાવ આપવા. આમ બને તો મંડળીઓ ટૂંક સમયમાં જ વેરણછેરણ બની જાય. મંડળી જતાં જ વહેપારીઓ મનફાવતી કિંમતે દૂધ લઇ ચક્રવૃદ્ધિ વ્યાજ સહિત ખોટ મેળવી લે. અજરપુરા, સામરખા વગેરે ગામોમાં પણ વડોદ જેવી જ સ્થિતિ હતી અને ત્યાં પણ વહેપારીઓએ ભાવ ઉછાળ્યા છે. છતાંય મંડળીએ ત્યાં નક્કી કર્યા મુજબના ભાવ આપવા ચાલુ રાખ્યા છે કારણ સ્પર્ધા કરે તો તો એનું તંત્ર તરત જ તૂટવાનો સંભવ રહે છે અને આથી બીજી પરિસ્થિતિ ઊભી થઇ છે. વહેપારીઓ થોડા સમય પૂરતું વધારે નાણાં આપે છે. તેથી સાધારણ રીતે જ લોકો તેમને દૂધ આપવા જાય છે. આથી મંડળીઓને દૂધ એટલું બધું ઓછું મળે છે કે જેથી તેનો રોજિંદો ખર્ચ નિભાવવો પણ મુશ્કેલ થઇ પડ્યો છે.

આ સ્થિતિમાં જો દૂધના ધંધાને ખેડૂતોના હિતમાં મજબૂત પાયા પર મૂકવો હોય તો સરકારે સહકારી મંડળીઓને પ્રોત્સાહન આપી વહેપારીઓની મૂડીવાદી અને શોષણ પદ્ધતિની નાગચૂડમાંથી બચાવવા તેને રક્ષણ આપવું જોઇએ. એ ત્યારે જ બને જ્યારે સહકારી મંડળીઓની સામે કામ કરતાં વહેપારી હિતોને કાયદાથી અટકાવવામાં આવે. અને આ રીતે કેટલાંક ગામોમાં જ્યાં જ્યાં સહકારી ધોરણે મંડળીઓ શરૂ થાય છે ત્યાં ત્યાં તેને રક્ષણ આપવાના હેતુથી બીજાઓ દૂધ નિકાસ ન કરી શકે એવો પ્રતિબંધ મૂકાયો છે. હાલ ત્રણ ગામમાં પ્રયોગ પૂરતો જ પ્રતિબંધ મૂકાયો છે. વિરોધ કરનારાઓએ આ પદ્ધતિને ઇજારા પદ્ધતિ કહી વિરોધ કર્યો છે. વહેપારીઓને આપેલ ઇજારો અને સહકારી મંડળીને રક્ષણ આપવામાં મૂકવામાં આવેલ પ્રતિબંધમાં કંઇ તફાવત નથી? સંઘ નફો કરે તો તે કોની પાસે જવાનો? આ મંડળી ખેડૂતોની છે અને નફો દૂધઉત્પાદકોને જ તેમણે જે પ્રમાણમાં દૂધ આપ્યું હોય તે પ્રમાણે વહેંચવાનો છે. કોણ કેટલું દૂધ આપે છે તેનો હિસાબ રાખવામાં આવે છે. જો કે આ મંડળીનો મુખ્ય ઉદ્દેશ નફો કરવાનો નહિ, પરંતુ ખેડૂતોના ઉત્પન્નના તેને યોગ્ય ભાવ મળે અને શોષણમાંથી મુક્ત થાય તે હેતુથી જ કામ કરવાનો છે. છતાં નફોનુકસાન થાય તે તો

સંભવિત છે. શેર હોલ્ડરોને કોઇ જાતનો નફો આપવાનો નથી. બધો જ નફો દૂધ આપનાર ખેડૂતોને જ દૂધના પ્રમાણસરના હિસ્સે વહેંચી આપવાનો છે. ગોપાળપુરામાં આ રીતે જ બન્યું છે. દરેકને વર્ષ પૂરું થતાં પૈસા સરખા હિસ્સે વહેંચી આપવામાં આવ્યા છે. એમાં કોઈ એક વ્યક્તિને કાંઇ લેવાદેવા નથી અને આથી જ પ્રતિબંધ મૂકવામાં આવે, મંડળીઓ સદ્ધર પાયા પર મૂકાય, તો દૂધનો આખો ધંધો મજબૂત બને અને લોકોના હિતમાં હંમેશના માટે સદ્ધર થાય. એટલે ઇજારાપદ્ધતિને નામે તેનો વિરોધ થાય તે વ્યાજબી નથી.

દૂધના ભાવો ચરબીની ટકાવારી પર આપવામાં આવે છે. તાલુકામાં ચરખાનગી ખાવા માટે ચોખ્ખા દૂધનો ભાવ રૂા. ૦-૪-૦ આઠનવ ટકાની ચરબીનો હોય છે. આણંદમાં રૂા. ૦-૫-૦ના ભાવે અપાય છે. સરકારે પણ એવા દૂધના ભાવ રૂા. ૦-૪-૬ થી ૦-૫-૬ આપવા ઠરાવેલ છે. એટલે અહીંના બજારભાવ કરતાં ખેડૂતોને ઓછા ભાવ આપવા સરકારે ઠરાવ્યું નથી.

બીજી એક હકીકત જનતા સમક્ષ વહેતી મૂકવામાં આવી છે. સરકાર આ દૂધમાંથી નફો કરે છે. હકીકત તદ્દન સત્ય છે. બાંધેલા ભાવ મુજબ ખાનગી વહેપારીઓ તો ભાવ આપતા નથી. આ સ્થિતિમાં સરકાર છે તેથી પણ ભાવ વધારી આપે પણ તે નાણાં વહેપારીઓના ખિસ્સામાં જ જવાનાં અને તેથી વહેપારીઓ માલેતુજાર બને. એના કરતાં વધતો નફો સરકાર પાસે રહે તેમાં સરકારને શા માટે વગોવવામાં આવે છે, તે સમજાતું નથી. છતાં ય આ નફો સરકાર પાસે ન રહે અને ખેડૂતોને પાછો મળે એ માટે 'ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘ' દરેક ગામેગામ સહકારી મંડળીઓ ખોલી તે નફો ભાવ વધારાથી અથવા બીજી કોઇ રીતે દૂધ આપનાર ખેડૂતોના જ હિતમાં વપરાય તે માટે પ્રયાસ ચલાવી રહી છે. પણ મુખ્ય સવાલ તો એ છે કે એ નફો પાછો આપવો કોને? એ નફો હાલના ધોરણે તો દૂધના પ્રમાણમાં જે જે કંપનીઓએ સરકારને દૂધ આપ્યું હોય તેને આપવો પડે. ફક્ત સહકારી મંડળીઓને આપે તો બીજી કંપનીઓ દૂધ આપવું બંધ કરે. વહેંચાતો નફો તેના દૂધના પ્રમાણમાં સરકાર પાછો આપે. તો તે ખાનગી મૂડીવાદી લોકોના હાથમાં જ જાય, ને તે નફાનો ઉપયોગ લોકોનું વધુ શોષણ કરવાના ઉપયોગમાં થાય, આ સ્થિતિ છે. એ બધો જ નફો દૂધ આપનાર ખેડૂતને જ આપવો હોય તો સહકારી મંડળીઓને મજબૂત બનાવી બીજાં બધાં તત્ત્વોને ફગાવી દૂર ફેંકી દેવાં જોઇએ.

પરંતુ તેમ છતાં સમય લાગશે. હજુ એ સોનેરી દિવસો દૂર છે. પણ તે દરમિયાન શું? એ નફાનાં નાણાં દૂધ આપનાર ખેડુતોમાં જ વપરાવાં જોઈએ એવી માગણી સરકાર પાસે મૂકવામાં આવી છે. જે ગામોમાં કૂવો કે હવાડો ન હોય ત્યાં તે કરવાં, ઢોરને ઉનાળામાં લીલું ઘાસ મળે તે માટે આથાના કોઠા કરાવી આપવા, બેંસની ગમાણો તથા તબેલા માટે સિમેન્ટ કે જોઈતાં સાધનો પૂરાં પાડવાં વગેરે માગણીઓ કરવામાં આવી છે. શ્રી. દિનકરરાય દેસાઈએ એસેમ્બ્લીમાં જણાવ્યું છે કે ખેડા જિલ્લાના દૂધમાંથી થતો નફો ખેડા જિલ્લાના ખેડુતોના હિતાર્થે જ વાપરવામાં આવશે.

સત્ય શું છે તે તો આ હકીકતો ઉપરથી જનતા વિચારે. છતાં કોઈને શંકા હોય તો આ બધી હકીકત જનતાના અને ખાસ કરીને ખેડુતોના જ હિતચિંતક પૂ. રવિશંકર મહારાજ કે કોઈ પણ તટસ્થ વ્યક્તિ સમક્ષ મૂકી તેમની પાસેથી સાચો અભિપ્રાય લેવા ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘ હંમેશ તૈયાર છે.

# ‘સમૂળી ક્રાન્તિ’

[ પુસ્તક પરિચય ]

પ્રિય ભાઈ,

થોડા વખત ઉપર પ્રિ. જેક્સનું ‘પત્રો સાગે બળવો’ વાંચવાની મેં તને ભલામણ કરી હતી. આજે વળી એવું જ બીજું પુસ્તક ‘સમૂળી ક્રાન્તિ’ વાંચી જવા – મનન કરવા – આ પત્ર લખું છું. અને સાથે સાથે હું એનાથી એટલો મુગ્ધ થયો છુ કે તને આ પત્રમાં એની થોડી વાચનસામગ્રી પિરસવાની લાલચ જતી કરી શકતો નથી.

એના લેખક છે, ગુજરાતના જાણીતા વિચારક શ્રી કિશોરલાલ ઘ. મશરૂવાળા. હવે તો એ આપણી ગુજરાતની જ મૂડી નથી રહ્યા હરિજન પત્રોના તંત્રી થવાથી એ આખા હિંદને હવે નિયમિત પોતાની વિચારસમૃદ્ધિ પિરસવાના. એટલે આવતી કાલે જો આપણે ફક્ત એમને ગુજરાતના જ વિચારક કહીશુ તો બીજા પ્રાંતો એ સામે કજિયો કરશે. મહાત્માજી જેમ દેશ સમસ્તના હતા તેમ એમને પણ દેશ સમસ્તના જ આપણે ગણવાની ટેવ પાડી હોી એ જ ‘સમૂળી ક્રાન્તિ’ને સમજ્યાનું એક ચિહ્ન ગણાશે.

મારું છે કે એક વિચારક તરીકે એ ઘણા જ પ્રતિષ્ઠિત પુરુષ છે. બાકી કોઈ ઓછી ખ્યાતિવાળાએ આ જ પુસ્તક લખ્યું હોત તો — સારે બુદ્ધિ નાહી — એ જ શિરપાવ એના લેખકને મળ્યો હોત!

ક્રાન્તિની વાતથી એ ન સંતોષાયા હોઈ એમણે આ પુસ્તકમાં સમૂળી ક્રાન્તિનો જ ઝંડો ફરકાવ્યો છે. હિંદુ ધર્મમાંથી નાતજાત, ઊંચનીચ કે સ્પર્શાસ્પર્શ કાઢવાની વાત કરી હોત ત્યાં સુધી તો ઠીક, પણ એમણે તો હિંદુ ધર્મ નિષ્પ્રાણ છે તેમ કહ્યું છે! જે આજે કેટલાને ગળે ઊતરશે? પણ લોકોને એ ગળે ઊતરે કે ન ઊતરે, એમને ખાત્રી થઈ ગઈ છે કે આપણો રોગ હવે મરામતના મલમપટ્ટાથી મટે એવો નથી—મૂળગામી ઓપરેશનની જરૂર છે. અને એ કડવું સત્ય લોકોને નહિ ગમે તે માટે જ, નવું સત્ય લોકો આગળ મૂકવાથી એનું શું પરિણામ આવે તે પણ ખલિલ જિબ્રાનના શબ્દો ટાંકી એમણે પ્રસ્તાવનામાં આગળથી કહી નાખ્યું છે.

'જો તમે અને હું નવું સત્ય અને કેવળ સત્ય જ પાંચ મિનિટ સુધી કહીશું તો આપણા સઘળા મિત્રો આપણને છોડી જશે; જો દસ મિનિટ સુધી, તો આપણને દેશમાંથી હાંકી કાઢવામાં આવશે; જો પંદર મિનિટ સુધી, તો આપણને ફાંસીએ ચડાવશે.'

આમ, સત્ય કેટલું કઠોર છે એમ પ્રથમ જ કહી નાખી એમણે સમૂળી ક્રાન્તિના નામે કઠોર સત્યના ગણેશ માંડ્યા છે, જાતિસંસ્થા નાબૂદ કરવી જોઈએ ત્યાંથી: 'આપણા લોકોમાંથી જાતિભાવનાનો સંસ્કાર અને સમાજમાંથી જાતિસંસ્થા નાબૂદ કરવાની; અને સમગ્ર હિંદી જનતા પોતાને એક અને સમાન માનવજાતિ માનતી થાય અને તેવી રીતે વ્યવહાર કરતી થાય એવી ક્રાન્તિ નિર્માણ કરવાની.'

અને જો આપણે આ ક્રાન્તિ કરવા માગતા હોઈએ તો એ ક્યારે બને તે પણ એ પછીના પ્રકરણમાં એમણે દર્શાવ્યું છે: 'હું માનું છું કે મનુષ્યના કે સમાજના જીવન અને સંસ્થામાં સમૂળી ક્રાન્તિ આણવી હોય તો તેની ધાર્મિક માન્યતાઓમાં સૌથી પહેલું પરિવર્તન થવાની જરૂર રહે છે ....જૂના સનાતન ધર્મ વિષે જેટલી આપણી પોતાની અશ્રદ્ધા થઈ છે, તેટલા જ પ્રમાણમાં આપણે એ અસ્પૃશ્યતાનિવારણ, સહભોજન, આંતરજાતિય કે પ્રાંતિય કે ધાર્મિક વિવાહ વગેરે માટે તૈયાર થઈ શક્યા છીએ. અને જેટલે અંશે તે જ ઘરેડમાં આપણી માન્યતાઓ ચાલે છે, તેટલે અંશે આપણે કોમીએકતા ઉત્પન્ન કરવા વગેરેની બાબતમાં તથા બીજા ઘણા

સામાજિક તથા આર્થિક ફેરફારો કરવા બાબતમાં બળવાન પગલાં લઇ શકતા નથી.'

રોગનું આ નિદાન કર્યા પછી ધર્મમાં ક્રાન્તિ કરવી હોય તો આપણે કેવી માન્યતાવાળા થઇએ તો એ શક્ય છે, એ અંગે એ નીચેનાં સૂચન કરે છે.

"જો આપણે હિંદુ સમાજને અને જનતાને ઊંચે ચડાવવી હોય તો નીચેના સિદ્ધાંતો સ્વીકારવાની આપણે હિંમત કરવી જ જોઇએ.

"૧. એક સર્વવ્યાપક, સર્વનિયંતા પરમેશ્વર સિવાય બીજાં સર્વ...નો નિષેધ.

"૨. કોઇ પણ શાસ્ત્ર....ઇશ્વરપ્રણીત કે ઇશ્વરવાણી નથી. વિવેકબુદ્ધિ પર જેના વચનોની કસોટી કરી શકાય નહિ, એવું કોઇનું પ્રામાણ્ય સ્વીકારવું કે બતાવવું નહિ.

"૩. કોઇ મનુષ્યને પરમેશ્વર કે પેગંબરની કોટિમાં મૂકવો નહિ.

"૪. છેવટ તે જ સમાજ અને તે જ કુટુંબો પેઢી દર પેઢી ઉત્કર્ષ અને સુખ પામે છે, જે નિરલસ અને કંચનકામિનીની બાબતમાં સંયમ—નિયતાચારને સેવે છે અને આહાર તથા શૌચના નિયમો પાળે છે. એ ગુણોને પોષક નિયમો, સંસ્થાઓ અને સંજોગો નિર્માણ કરવા, એને લગતાં સત્યોને ખોળવાં એ જ સર્વ પ્રવૃત્તિઓનુ ધ્યેય હોવું જોઇએ.

"૫. ... એક પરમેશ્વરનો આશ્રય (વિશ્વાસ) રાખવો, ધર્મનો આશ્રય (સેવન) કરવો, અને અન્ય મનુષ્યોના સદાચાર — ધર્મયુક્ત કર્મો — નો આશ્રય (આધાર–પ્રમાણ) લેવો."

આ વસ્તુ દેખાય છે તેટલી આચરવી સહેલી નથી. 'પોતાને હાથે પોતાની ચામડી ઉતરડી કાઢવા જવી આ કઠણ વસ્તુ છે.' પરંતુ, 'જ્યારે માણસની ધર્માન્તરમાં શ્રદ્ધા થાય છે, ત્યારે તેમ કરવાની તેનામાં શક્તિ આવી જાય છે.'

પોતાની આ સમુળી ક્રાન્તિથી હિંદુ ધર્મના આજના સ્વરૂપનું શું થશે તેવો કોઇ વિચાર લેખક કરતા નથી. હિંદુ ધર્મનો કે બીજા કોઇ ધર્મનો, એમને ધર્મ ખાતર કોઇ મોહ — મમત્વ નથી. એમણે તો આ વિચારના પાયામાં નીચેનું માપ રાખ્યું છે. એ માપના આધારે જેટલો ભાગ હિંદુ ધર્મનો રાખવા જેવો હોય તે ભલે રહે, નાશ કરવા જેવો હોય તે ભલે નાશ પામે.

'સદાચાર કહો, શિષ્ટાચાર કહો, નીતિ કહો, કે માનવધર્મ કહો, સમાજ અને વ્યક્તિનાં ધારણ–પોષણ અને સત્વશુદ્ધિ માટે નિયમો અથવા શરતો છે.'

અને આ માપથી માપતાં કોઇ પણ ધર્મ સંપૂર્ણ રીતે સ્વીકારતાં એ પરિણામ લાવી શકે તેમ રહ્યો નથી એમ એમનું માનવું છે.

"ઘણાં વર્ષોથી હું કહેતો આવ્યો છું, અને મારી માન્યતા વધારે ને વધારે દૃઢ થતી જાય છે કે આજનો એક પણ ધર્મ — હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, શીખ, બૌદ્ધ, જૈન વગેરે—માનવસમાજના વર્તમાન કોયડાઓનો ઉકેલ લાવી શકવાને લાયક રહ્યો નથી. બધા નિષ્પ્રાણ થયેલા છે, અને કદાચનોયે તેના મૂળ રૂપમાં ફરીથી જીર્ણોદ્ધાર કરવામાં આવે તોયે આજના પ્રશ્નોને તે ઉકેલી શકે એમ નથી. અને, આ બાબતમાં હિંદુ ધર્મ સૌથી વધારે નિષ્પ્રાણ છે અને બંનેનો ઉચ્છેદ કરવા માટે અયોગ્ય છે."

અને એ કારણે જ ઉપર સૂચવ્યા પ્રમાણે એમણે પાંચ સિદ્ધાંતો હિંદુ સમાજને ક્રાન્તિ માટે સૂચવ્યાં છે. અને પાંચ સિદ્ધાંતોની પુસ્તકમાં એમણે વિગતથી જુદાં જુદાં પ્રકરણોમાં ચર્ચા કરી છે.

આ પત્ર લંબાઈ ન જાય માટે મેં ફક્ત એ પુસ્તકમાંથી આપણી ધાર્મિક અને સામાજિક દૃષ્ટિનાં જ અવતરણો ટાંક્યાં છે. બાકી, એવી જ રીતે આર્થિક, રાજકીય અને કેળવણી એમ બીજાં ક્ષેત્રોમાં પણ એમણે એવા સમૂળી ક્રાન્તિના વિચારો રજૂ કર્યા છે.

એ બધા વિષયમાંથી હું અહીં અવતરણો ટાંકું તો મને ખાત્રી છે કે તને કંટાળો નજ આવે. કેલટ તારું વાચવાનું કામ હું કરી દઉં એટલે તું આભાર પણ માને.

પરંતુ એમ કરી મારે તને અપંગ કરી દેવો નથી, કે પુસ્તકની વિચારસમૃદ્ધિ ખુલ્લી કરી નાખી એ વાંચવાની જિજ્ઞાસા ઘટી જાય તેમ પણ કરવું નથી.

આ પુસ્તક અમુક એક જ વિષયના અભ્યાસીઓને જ મનન કરવા જેવું છે એમ રખે તું માની લેતો. હિંદમાં આજે આપણે કોઈ હિંદી નથી — હિંદુ છીએ, મુસલમાન છીએ, પાટીદાર છીએ, બ્રાહ્મણ છીએ, ગુજરાતી છીએ, બંગાળી છીએ, કુળવાન છીએ, અકુળવાન છીએ, સ્પર્શ છીએ અસ્પર્શ છીએ — એ કૂવામાંના દેડકામાંથી નીકળી હિંદી સાગરના સ્વતંત્ર અને મુક્ત પ્રજાજન થવા માગતા દરેકને એ પુસ્તક મનન કરવા યોગ્ય છે. તું એ વહેલી તકે મેળવી તારા પુસ્તકાલયમાં વસાવી લેજે.

લિ., તારો નમ્ર ભાઈ,

ઇશ્વર પેટલીકર

---

સમૂળી ક્રાન્તિ : લેખક – કિશોરલાલ ઘ. મશરૂવાળા, પ્રકાશક – નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, રૂ. ૧।।

# ગ્રંથસ્વીકાર

[૧] **કર્મયોગી રાજેશ્વર:** લેખક – ચુનીલાલ વર્ધમાન શાહ. પ્રાપ્તિસ્થાન – ગાંડીવ સાહિત્ય મંદિર, સૂરત, રૂા. ૪ાા, બીજી આવૃત્તિ.

શ્રી ચુ. વ. શાહ એ ગુજરાતના પ્રતિષ્ઠિત નવલકથાકાર છે, અને તેમની આ નવલકથાનો પહેલી આવૃત્તિ વખતે પ્રતિષ્ઠિત વિવેચક શ્રી વિજયરાય વૈદ્યે મુક્તકંઠે 'માનસી' પત્રમાં વખાણ કર્યાં છે. એથી વિશેષ આ લોકપ્રિય નવલકથા માટે વાચકોને શું કહેવાનું હોય?

[૨] **મહાવીરસ્વામીનો આચારધર્મ:** સંપાદક – ગોપાલદાસ જીવાભાઈ પટેલ, પ્રાપ્તિસ્થાન – નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, રૂા. ૧ાા, આવૃત્તિ બીજી.

'શ્રી આચારાંગસૂત્ર'નો છાયાનુવાદ છે. જૈન સાહિત્યનો અને ધર્મનો અભ્યાસ કરનારને ખાસ ઉપયોગી છે. બીજા વાચકને પણ એનું જ્ઞાન જરૂર વિચારદૃષ્ટિ આપશે.

[૩] **દિલ્હી ડાયરી:** લેખક – મોહનદાસ કરમચંદ ગાંધી, પ્રકાશક – નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, રૂા. ૩.

મહાત્માજીના તા. ૧૦–૯–'૪૭ થી ૩૦–૧–'૪૮ સુધીના દિલ્હીના વસવાટ સમયનાં પ્રાર્થના પછીનાં પ્રવચનો આ ડાયરીમાં સંઘર્યાં છે. એ પ્રવચનોની રેકર્ડ પણ દરરોજ એ દિવસોમાં દિલ્હી રેડિયો સ્ટેશનેથી રીલે કરવામાં આવતી હતી.

[૪] **પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો:** લેખક – જુગતરામ દવે, પ્રકાશક ઉપર પ્રમાણે, રૂા. ૦–૧૦–૦, બીજી આવૃત્તિ

વેડછી સ્વરાજ્ય આશ્રમનાં બાળકોને નાટક ભજવવાનું મન થયું તેથી લેખકે ૨૦ વર્ષ પહેલાં બાળકોની એ વૃત્તિ સંતોષવા આ નાટક લખ્યું હતું. બીજા વિદ્યાર્થીઓની એ વૃત્તિ પણ સારા પ્રમાણમાં સંતોષાઈ છે અને વધુ માગણીને લીધે એની આ બીજી આવૃત્તિ થઈ છે.

[૫] **અર્થશાસ્ત્રની પરિભાષા:** સંયોજક – વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી, પ્રકાશક – નવજીવન કાર્યાલય, અમદાવાદ, રૂા ૦–૧૪–૦

માતૃભાષામાં અર્થશાસ્ત્રનું શિક્ષણ આપવાના પ્રશ્ન વખતે એની પરિભાષા આગળથી તૈયાર હોય તે ઠીક માની એ શિક્ષણ આપવાના અનુભવમાંથી આ પરિભાષા તૈયાર કરી છે.

# સ * મા * ચા * ર

⊛ નરસંડાના જાણીતા સમાજસુધારક શ્રી વેણીભાઈ પ્રભુદાસ પટેલના નાના પુત્ર શ્રી બાબુભાઈએ તા. ૨૮–૪–'૪૮નો રોજ વાઘોડિયાના શ્રી ફુલાભાઈ આર્યનાં પુત્રી શ્રી શારદાબહેન સાથે વૈદિકવિધિથી લગ્ન કર્યાં છે. લગ્નપ્રસંગે શ્રી બાબુભાઈ અને એમના એક મિત્ર એમ બે જણ ગયા હતા. શ્રી ફુલાભાઈ શેખ પાટીદાર એટલે પીરાણાપંથી હતા, તેમણે એ પંથ છોડી હિન્દુ ધર્મનો સન ૧૯૨૯માં અંગિકાર કર્યો હતો. સમસ્ત પાટીદાર સરખા છે એ ભાવના મુંબઈ સંમેલને ઠરાવ કરી સ્વીકારી છે. એનો અમલ સભ્યો કરે ત્યારે ખરો પણ શ્રી બાબુભાઈએ કરી બતાવ્યો છે. અને એ બદલ એ અભિનંદનના અધિકારી છે.

⊛ કલકત્તા બોમ્બે ફેરો સ્ટોર્સના માલિક શ્રી જશભાઈ છોટાભાઈ પટેલ લંડનમાં પોતાની ઑફિસ ખોલવા માટે કુટુંબ સાથે વિમાનદ્વારા ઉપડી ગયા છે.

⊛ અસારવાનાં શ્રી શશીબહેન પટેલે વિરમગામ હરિજન આશ્રમમાં કામ કરતા શ્રી જયશંકર જોષી સાથે આંતરજ્ઞાતિય લગ્ન કર્યું છે.

⊛ સાવલીના શ્રી ગોવિંદભાઈ પટેલ અમેરિકામાં કેલિફોર્નિયાની યુનિવર્સિટીમાં અભ્યાસ કરે છે. તે યુનિ. તરફથી તેમને સને ૧૯૪૮–૪૯ની ૧૨૦૦ ડૉલર (ચાર હજાર રૂપિયા)ની ફેલોશીપ મળી છે. તે ઉપરાંત ૩૦૦ ડૉલરની ફીશીપ મળી છે. એમ. એસસી.નો અભ્યાસ પૂરો કરી પી. એચડી.નો અભ્યાસ હાલમાં કરે છે.

⊛ મુંબઈ પાટીદાર યુવક સંઘ (મફતલાલ બાગ, ફ્રેન્ચ પુલ, મુંબઈ–૭) તરફથી મુંબઈની કોલેજમાં ભણતાં વિદ્યાર્થી ભાઈબહેનોને વાર્ષિક રૂ. ૧૨૦ની બીસેક સ્કોલરશીપો આપવાની છે. ચાર આનાની પોસ્ટની ટિકિટ મોકલનારને અરજીપત્ર મોકલી આપવામાં આવશે.

⊛ વડોદરા રાજ્યનાં ગામોનો આધુનિક ઢબે વિકાસ સાધવા તથા તેના રહેવાસીઓને રહેવાનાં આધુનિક ઢબનાં મકાનો મેળવી આપવાના ઉદ્દેશથી 'વડોદરા સહકારી વસાહત મંડળ લિ.'ની સંસ્થા સ્થાપવામાં આવી છે. એના પ્રમુખ શ્રી મગનભાઈ શંકરભાઈ પટેલ, મંત્રી શ્રી ચુનીભાઈ છગનભાઈ પટેલ. જેઓ આ બાબતમાં રસ ધરાવતા હોય તેમણે મંડળને શિરનામે, સીતારામ બુવાનો વાડો, રાવપુરા, વડોદરા, પત્રવ્યવહાર કરવો.

# પ્ર * સં * ગ * ક * થા

## મુંબઇ પાટીદાર સંમેલનની ઉત્પત્તિ

આઠ માસ પહેલાં, ગયા જુલાઇ માસમાં, મુંબઇ યુવકસંઘના મંત્રી શ્રી જશભાઇ મોમાભાઇ પટેલે મુંબઇમાં સમસ્ત પાટીદાર પરિષદ સંઘના આશ્રયે ભરવાનો વિચાર સમાજ આગળ મૂક્યો. એને ઘણાંએ વધાવી લીધો. એ અંગેના પોતપોતાના વિચારો ઘણાંએ વિવિધ જ્ઞાતિમાસિકોમાં છૂટથી ચર્ચ્યા. પરંતુ પરિષદ ડિસેમ્બરમાં ભરવાની હતી. તે સમય સુધી એને જે જાતનો સક્રિય સહકાર બહારથી મળવો જોઇએ તે મળ્યો નહિ. એટલે કાર્યકરોએ તેને આગળ ઠેલી. પછી શ્રી જશભાઇ પોતે આફ્રિકા વિદાય થયા એટલે સ્થિતિ સાવ બેસી ગઇ આ સ્થિતિમાં હવે શું કરવું? સાચી વાત તો એ હતી કે સંમેલન પ્રત્યે સમાજને સક્રિય રસ નથી એમ ખાત્રી થતાં એ પરિષદ બંધ રાખવી જોઇતી હતી. પરંતુ હજુ આપણામાં વ્યક્તિગત કે સમૂહગત એવી ઝીંદાદિલી આવી નથી. કામ ઉપાડયા પછી મૂકી દેવાથી લોકોમાં હાંસી થશે એ બીકે મોટે ભાગે આપણે સૌ એ હાંસીની પંજાને નિષ્ફળતાની મોટી હાંસી થાય ત્યાં સુધી લંબાવીએ છીએ! એવું કંઇક આમાં પણ થયું. સમસ્ત પરિષદ નહિ તો છેવટ એની પારાશીશી જેમ મુંબઇ પૂરતું સંમેલન એના કાર્યકરોએ તા. ૧-૨ મેના રોજ મફતલાલ બાગમાં રાખ્યું.

## મુંબઇ સંમેલન મારી દૃષ્ટિએ

એ સંમેલન વખતે તેમાં હાજરી આપવા જ્ઞાતિમાસિકોના તંત્રીઓ અને બીજા કાર્યકરોને આમંત્રણ આપવામાં આવ્યું હતું. તા ૩૦-૪-'૪૮ના રોજ, સંમેલનના બે દિવસ અગાઉ, હું મફતલાલ બાગમાં ગયો ત્યારે મંડપ બંધાતો હતો. સ્થૂલ દૃષ્ટિએ જે કામ, ઠેકઠીક માટે થવું જોઇએ તે, ભાડૂતી માણસો પાસેથી દામના બદલામાં લેવાનું હતું એટલે વખતસર થશે એમ જોતાં ખાત્રી થઇ. પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિનું કામ, સંમેલન સમાજને ઉપયોગી થાય તે, કંગાલ હતું. એ દિવસોમાં, કાર્યકરો રોજ સાંજે ભેગા થતા હતા. એટલે એ દિવસે, તા. ૩૦-૪-'૪૮ના રોજ; જે સભા થઇ તેમાં આવેલા ઠરાવો ઉપર વિચાર કરવાનો હતો. એમાં ભાગ લેનાર પંદરેક ભાઇઓ અને એક બહેન હતાં. ઠરાવો ઉપર જે ચર્ચા થઇ એ જોતાં લાગ્યું કે સંમેલન બોલાવનાર સભ્યોમાંથી મોટા ભાગના કોઇ ચોક્કસ વિચારસરણી ધરાવતા ન હતા. દાખલા તરીકે, કુરિવાજોના ઠરાવ અંગે ચર્ચામાં એક આધેડ અને ઠરેલ સભ્ય, ગંભીરતાથી અને એને એ સુરિવાજ માનતા

હોય તેમ શ્રદ્ધાથી પહેરામણીનો બચાવ કરતા હતા—પરંતુ લેવી એ ખરાબ છે, પણ પહેરામણી લેવી ખરાબ નથી, કારણ કે રામે પણ એ લીધેલી!

## એવો જ વિચારનો ગૂંચવાડો સંમેલન વખતે

સંમેલન વખતે બે દિવસનો જે કાર્યક્રમ રાખ્યો હતો તેમાં પણ સરખાપણું ન હતું. તા. ૨૯મીએ ખુલ્લી સભા ન હતી. મુંબઈના જે સભ્યો સ્વાગત સભ્યો થયા હોય તેમાંથી વિષયવિચારિણી સમિતિની ચૂંટણી કરવાનું કાર્ય તે દિવસે હતું. એ કાર્ય ખુલ્લા સંમેલનનું નહિ, પણ સંયોજક સમિતિ પૂરતું મર્યાદિત હતું. પછી તેમાં સંયોજક સમિતિના પ્રમુખનું ભાષણ અને વરાયલા પ્રમુખનું ભાષણ, જે ખુલ્લા અધિવેશનનો કાર્યક્રમ ગણાય, તે પણ રાખી ગૂંચવાડો ઊભો કર્યો હતો. પરિણામ એ આવ્યું કે બંને પ્રમુખોએ બંને દિવસે એક જ વાત ફરી ફરીને કરી!

## ખુલ્લા અધિવેશનને દિવસે

પહેલા દિવસે મોઢોડસોની સંખ્યા હતી. રાત્રે રંજન કાર્યક્રમમાં પાંચસો પ્રેક્ષકો હતા. અને બીજે દિવસે ખુલ્લા અધિવેશન વખતે બસોઅઢીસોની સંખ્યા હતી. સંખ્યા થોડી વધતીની વાત બાજુએ મૂકીએ, પણ જે અલ્પ સંખ્યા હતી તે પણ, કોઈ સક્રિય કાર્ય કરવાની ગંભીરતાવાળી ન હતી, તેમ જ વિચારોની કોઈ ચોક્કસ શ્રેણી એના મંચ ઉપર બોલનારમાં હોય તેવું પણ ન હતું! સંયોજક સમિતિના પ્રમુખ શ્રી. પ્રમુખલાલ પટેલને તો કંઈ કહેવાનું હોય તેવું એમનું વ્યાખ્યાન સાંભળતાં જણાયું જ નહિ.

## શ્રી. કુંવરજીભાઈનું જોરદાર પણ સાર વગરનું ભાષણ

સુરત જિલ્લાના જાણીતા કાર્યકર શ્રી. કુંવરજીભાઈ પ્રમુખનો પરિચય આપવા ઊભા થયા એ નિમિત્તે એમણે મનનો ઉભરો સારો ઠાલવ્યો. શબ્દને પકડ્યા વગર એના ભાવને પકડીએ તો જ્ઞાતિસુધારણા માટે એમના દિલમાં ધગશ છે એમ લાગે, એથી જ એ જુસ્સાથી બોલતા હતા એમ પણ ચોખ્ખું વરતાઈ આવતું હતું. પરંતુ એમની વિચારસરણી કોઈ એક ધ્યેય તરફ હોય તેમ એ ભાષણ સાંભળનારને નહિ લાગે. મંડપમાં હાજરી ઘણી થોડી હતી, અને તેમાંય મુંબઈનો જાણીતો ઉપલો વર્ગ બિલકુલ ગેરહાજર હતો, એ બે વાતે એમને ઘણું દુઃખ થયું હતું. એમાં પ્રમુખનું અપમાન થયું હોય, અને એ ઇરાદાપૂર્વક ઉપલા વર્ગે અસહકાર કર્યો હોય તેમ માની લેઈને એમણે ગેરહાજર રહેલા એ ઉપલા વર્ગને કડવાં વેણ સંભળાવ્યાં: 'વિલાયતની ડિગ્રીથી મોટા માનતા હો તો એ ખુમારી કાઢી નાખો. નાતમાં

જો તમે ન માનતા હો, અને તેથી તમને આવાં સંમેલનોમાં રસ ન હોય તો, તમે કેટલા બહારથી કન્યા લાવ્યા ? યાદ રાખજો કે તમારો નાત વગર કંઇ છૂટકો નથી. વાણિયો એ વાણિયો રહેવાનો છે, પાટીદાર એ પાટીદાર રહેવાનો છે અને નાગર એ નાગર રહેવાનો છે. જ્ઞાતિને કોમી વાડો માની એથી અળગા રહેતા હો તો, કોંગ્રેસ પણ એક મંડળ છે—વાડો છે. એ જ પ્રમાણે અમુક સ્થિતિ ન આવે ત્યાં સુધી જ્ઞાતિનો વાડો રહેવાનો. ઉપલા વર્ગની સ્થિતિ નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં થવાની છે. જે માણસ કામ કે જ્ઞાતિની સેવા નથી કરતો તેનો દેશની સેવા કરવાનો ઘમંડ છે.' આમ ઉપલા વર્ગ માટે શબ્દો ઉચ્ચારવાની સાથે મનમાં જે બળતરા છે તે પણ એ વ્યક્ત કરે છે : 'બીજા કશા ખાતર નહિ તો ડૉ. ભાસ્કર-પ્રમુખ છે તો એમની પ્રતિષ્ઠા ખાતર તો આવો !' છેવટ પોતે કોઇ કાર્યમાં પડતા નથી તેનો ખુલાસો કરતાં કહે છે, 'હું જાહેર જીવનમાં પડતો નથી તેનું કારણ એવી પ્રેરણા મને થતી નથી. અને પ્રેરણા વગર તેમાં પડીને દંભ કરવા માગતો નથી.'

### આ શબ્દોમાં છે કોઇ સ્પષ્ટ વિચારસરણી ?

શ્રી કુંવરજીભાઇએ ઉપલા વર્ગ ઉપર બળાપો કાઢ્યો તે એકતરફી નથી ? સંમેલનમાં ૨૫૦ની સંખ્યા હતી તેનું કારણ ઉપલો વર્ગ ગેરહાજર હતો એટલું જ નહિ પણ મધ્યમ વર્ગ પણ ગેરહાજર હતો. અને બંને વર્ગની ગેરહાજરીનાં કારણો પણ છે. ઉપલા વર્ગને જ્ઞાતિ જેવું કંઇ છે જ નહિ. એની તો એક જુદી જ, ઉપલા વર્ગની જ્ઞાતિ બની ગઇ છે. છતાં એ ઉપલો વર્ગ, બીકનો માર્યો દીકરાદીકરીને નાતમાં પરણાવે છે. અને તે પ બનતા સુધી પોતાના જેવા જ્ઞાતિના ઉપલા વર્ગ સાથે. એ માટે એને જે આર્થિક રીતે સહન કરવું પડે તે તેટલો વખત સહન કરી એ બીજો બધો સમય જ્ઞાતિની કંઇ ચિંતા કરતો નથી. આ વર્ગને જ્ઞાતિમાં લાવવા બળાપો કરવો નિરર્થક છે. જ્ઞાતિ તોડવાની એની બીક નહિ જાય ત્યાં સુધી એ લગ્ન પૂરતો પાટીદાર છે, બાકી એ બીક જતાં પાટીદારનું એટલું વળગણ પણ એ ફગાવી દેવાનો છે. મધ્યમ વર્ગ જ્ઞાતિમાં માને છે, પરંતુ પરિષદો અને સંમેલનો, જ્ઞાતિનાં જે દુઃખ છે તે ફેડી શકવાનાં નથી, એનો એને ભૂતકાળમાં અનુભવ થઇ ગયો છે. એટલે પોતાના રોગની દવા મળવાની નથી તેવા વૈદ્યને ઘેર જઇ ખાલી ફેરો ખાવાની એને ઇચ્છા નથી. એટલે પરિષદો, સંમેલનો કે

મંડળો, જ્યાં સુધી સક્રિય કામ ન કરી બતાવે ત્યાં સુધી એ વર્ગ ઉપેક્ષા બતાવે એમાં એનો દોષ છે? એ વર્ગ પૂછે કે આ સંમેલને શું કાર્ય કર્યું, તો આપણી પાસે શો જવાબ છે? વળી પાટીદાર એ કાયમ પાટીદાર રહેવાનો છે એમ કહેવું અને તરત પાછળ અમુક સ્થિતિ ન આવે ત્યાં સુધી નાતિનો વાડો રહેવાનો, એમ એથી વિરુદ્ધ બોલવું, એ બતાવે છે કે વ્યાખ્યાનમાં ચોક્કસ વિચારસરણી નથી. વળી કોંગ્રેસને પણ એક પક્ષ – વાડા – સાથે સરખાવી જ્ઞાતિના વાડાનો બચાવ કરવો, એ વિચારસરણી માટે તો કહેવું જ શું? એવી જ રીતે, જે માણસ કામ કે જ્ઞાતિની સેવા નથી કરતો તેનો દેશની સેવા કરવાનો ઘમંડ છે, એ વાત પણ એટલી જ બેહૂદી છે. અને આ બધા કરતાં ઉપલા વર્ગને કોઇ કાર્ય ખાતર નહિ, પણ ઉત્વટ ડૉ. ભાસ્કર પ્રમુખ છે, તો તેમની શોભામાં અભિવૃદ્ધિ કરવા સંમેલનમાં આવો, એમ કહેવાથી લગનમાં વાદવાદ કરાવવાનો પાટીદારિયા સ્વભાવ જ વ્યક્ત થાય છે. અને ઉત્વટના એમના શબ્દો એમની જ વિરુદ્ધ જાય છે. એ કહે છે, મને પ્રેરણા થતી નથી માટે જાહેર જીવનમાં પડીને દંભ કરવા માગતો નથી. તો ઉપલો વર્ગ એ જ કુંવરજીભાઈને સામે પૂછે કે, અમને પ્રેરણા ન થતી હોય તો અમને ગેરહાજર રહેવાનો અધિકાર નહિ? તો એમની પાસે શો જવાબ છે?

### પ્રમુખ ડૉ. ભાસ્કર પટેલ

સંમેલનના પ્રમુખ ડૉ ભાસ્કર પટેલ જાહેર જીવનમાં એક જાણીતી વ્યક્તિ છે. ભૂતકાળમાં જ્યારે પરિષદો જાહોજલાલીથી ભરાતી ત્યારે ઇટોલા પરિષદના પ્રમુખ તરીકે એ ચૂંટાયેલા. એ રીતે મુંબઇ પૂરતા નાના સંમેલન માટે, એ પ્રમુખસ્થાન સ્વીકારે ત્યારે આપણને આશા બધાય કે એ જરૂર સારી દોરવણી આપશે. પરંતુ એમના ભાષણમાંથી એવી કોઇ દોરવણી ન મળી. અને એનું કારણ, કદાચ એમણે ભાષણની શરૂઆતમાં કહેલ શબ્દો હશે એમ માની લેવાનું દિલ થાય છે—મને પ્રમુખ તરીકે ઠોકી બેસાડવામાં આવ્યો છે. ઠોકી બેસાડવાનો અર્થ જ એ કે એમની પોતાની ઇચ્છા નહોતી, પરંતુ અત્યાગ્રહને લીધે ના પાડી શકાઇ નહિ. અને એમ અનિચ્છાએ સ્વીકારેલા કામને લીધે એમની પાસેથી રાખેલી ઇચ્છા સફળ ન થઇ એમ માનવું રહ્યું. એ રીતે મન મનાવીએ એ ઠીક છે, પરંતુ ડૉક્ટર ભાસ્કર જેવા ગીદ માણસ પોતાની જાતને અનિચ્છાએ ઠોકી બેસાડવા દે એમાં ભલે સજ્જનતા હોય, પરંતુ એ સજ્જનતા બતાવ્યા પછી એમાં જોઇએ તેટલો

ઉત્સાહ ન બતાવે, એ સજ્જનતાને શરમાવા જેવું કહેવાય. એમ પણ બન્યું હોય કે હઠીલા પરિષદનો મહેરામણ મહાલેલા એ પ્રમુખને આ ખાબોચિયું જોતાં રસ જ ઊડી ગયો હોય, અને એથી એમની વાણી જે સહજ ખીલવી જોઈએ તે ન ખીલી હોય, બોલવા ખાતર જ એ શબ્દો બોલ્યા હોય. એ ભાષણમાંની, ખાદી અને બીજી ચર્ચા કાઢી નાખી, જ્ઞાતિસંમેલનને સીધા સ્પર્શતા વિચારો લઈએ તો એમાં ય વિચારની સમૃદ્ધિ ઓછી છે એમ સ્વીકારવું પડે છે.

## પ્રમુખનું ભાષણ

"સામાજિક સુધારો એ ગહન વિષય છે. ૧૯૧૨માં જે વિચારો કરેલા તે વિચારો ને વિચારો જ રહ્યા. કશો ફેર ન પડયો. કેમ ઉકલે? જવાબદારી યુવકો ઉપર છે. એમની નિર્બળતા છે. જ્યાં સુધી જુવાન માણસ વિચાર ન કરે ત્યાં સુધી કંઈ ઉકેલ ન આવે. વરવિક્રય અને ફરજિયાત વૈધવ્ય ચાલુ છે. છતાં સમાજમાં આજે શ્રી જશભાઈ જેવા માણસનાં દર્શન થતાં આનંદ થયો. સામે પક્ષે છોકરીના બાપનાં પણ એવાં દર્શન થયાં. મોતીભાઈ સાહેબે વિધુરના કન્યા સાથેના લગ્નમાં ભાગ લેવાનું બંધ કરેલું. આવાં લગ્નોમાં બહેનોએ ખાસ અટકી જવું જોઈએ. એવાં લગ્નમાં બિલકુલ ભાગ ન લેવો જોઈએ. બાળલગ્ન ગયાં—ગયાં છે. લગ્નમાં કનડગત થતી હોય તો આપણે તેનો સામનો કરવો. હજુ હું માનું છું—પોતે જ્યાં કન્યા આપતા ન હોઈએ ત્યાંથી કન્યા લાવવી ન જોઈએ. એ સંકુચિત દૃષ્ટિ છે, પણ એ એક મર્યાદા છે. વિશાળ દૃષ્ટિએ જોતાં એ ખોટું નથી. સમસ્ત સમાજમાં કન્યા આપવાલેવાની છૂટ થાય તો સારું. પણ જ્યાં સુધી છૂટ ન થાય ત્યાં સુધી એવાં લગ્નોમાં ભાગ ન લેવો."

## સર્વાનુમતે પસાર થયેલા સુધારાવધારા સાથેના બાર ઠરાવો

(૧) પૂજ્ય ગાંધીજીના કરુણ અવસાનનો ખેદ વ્યક્ત કરતો, (૨) સદ્‌ગત શેઠશ્રી મફતલાલ ગગલભાઈની જ્ઞાતિની લાગણી અને સેવાની નોંધ લેતો, (૩) જ્ઞાતિગૌરવ સરદારશ્રી વલ્લભભાઈ પટેલની મહાન સેવાઓ માટે અભિનંદન આપતો, (૪) દરબારશ્રી ગોપાળદાસ દેસાઈને અભિનંદન આપતો, (૫) વૈધવ્યની કુરૂઢિ તોડી લગ્ન કરનાર શ્રી જશભાઈ – જયાબહેન અને તેમાં પૂરતી વીરતા બતાવનાર શ્રી રણછોડભાઈ મો. દેસાઈને અભિનંદન આપતો, (૬) જ્ઞાતિના ઊંચનીચના ભેદ અને કડવા – લેઉવાના વર્ગ ન રાખતાં સૌ જ્ઞાતિજનોની સમાનતાનો સ્વીકાર કરતો (૭) મુંબઈની જ્ઞાતિની જુદી જુદી

સંસ્થાનું એકીકરણ કરવાને લગતો, (૮) જ્ઞાતિનું સાર્વજનિક મકાન લેવું કરવાને લગતો, (૯) કુરિવાજોને વખોડી કાઢતો, (૧૦) મુંબઈ પાટીદાર કન્ઝ્યુમર્સ કો. ઓ. સોસાયટી લિ.ને ઉત્તેજન આપવાને લગતો, (૧૧) મુંબઈ પાટીદાર સ્ત્રીસમાજના કાર્યને વેગ આપવામાં મદદ કરવાને લગતો, અને (૧૨) વધુ અનાજ ઊગાડવાની વાત. આ બધા ઠરાવ વિના વિરોધે અને જ્યાં જ્યાં સુધારા સૂચવાયા ત્યાં તે સ્વીકારીને પસાર થયા. ઠરાવ ૬ ઉપર શ્રી. છોટાભાઈ ઉમેદભાઈ પટેલે એવો સુધારો મૂક્યો કે ઠરાવમાં ભલામણ કે વિનંતિ કરવાનો અર્થ નથી, નિદાન તેના સભ્યોએ તે પાળવા પ્રતિજ્ઞા લેવી એમ ઉમેરવું જોઈએ. અને તે ઉમેરીને ઠરાવ પસાર થયો. જાણે 'વિનંતિ' અને 'પ્રતિજ્ઞા' ફક્ત એક સરખા નિર્જીવ શબ્દ જ હોય અને તેથી કોઈની કંઈ જવાબદારી વધતી જ ન હોય! આમ વિના વિરોધે ઠરાવો પસાર થાય છે તેના મૂળમાં છે, ઠરાવ કોને પાળવા છે એ મનોવૃત્તિ.

### સંમેલનનો બોધપાઠ

ગણ્યાચાર હજારના ખર્ચે સંમેલને બધાંને જે બોધપાઠ આપ્યો તે એ કે હવે જૂની રીતે સંમેલનો ભરવાનો સમય પૂરો થયો છે. તા. ૧લીના રોજ સંમેલન શરૂ થતા અગાઉ આગામી સમસ્ત પાટીદાર પરિષદ ભરવાના અંગે વિચાર કરવા તંત્રીઓની નાની સભા થઈ હતી. તેણે પ્રથમ એમ વિચાર્યું હતું કે, એવી પરિષદ ભરતા અગાઉ મુંબઈના સંમેલનને પાછાશીશા ન ગણતાં, પ્રથમ ગુજરાતના કાર્યકર્તાઓની એક સભા કરવી. વળી એ અંગે છેવટનો નિર્ણય સંમેલન પૂરું થયે જે છાપ પડે તે ઉપરથી કરવો એમ વિચાર્યું હતું. પરંતુ જે છાપ પડી તે એવી કરુણ હતી કે ન કોઈ પરિષદની વાત કરવા ફરી ભેગું થયું! આશા છે કે, આટલે ખર્ચે જે અનુભવ મળ્યો તેનો બોધપાઠ લેઈ ફરી કોઈ પરિષદ યકી પુરાણી રીતે ભરવાની વાત નહિ કરે તો પણ એટલે અંશે આ સંમેલન સફળ ગણાશે

### શ્રી સંસારશાસ્ત્રી સાચા પડ્યા, હું ખોટો પડ્યો!

ગયા જુલાઈમાં પરિષદ ભરવાની દરખાસ્ત આવી ત્યારે મેં 'પ્રસંગકથા'માં પરિષદ ભરવાનો પક્ષ કરતાં લખ્યું હતું કે, 'શક્તિશાળી અને ધગશવાળા સેવકો દરેક ક્ષેત્રને ઓછાવત્તા પ્રમાણમાં મળી રહ્યા છે. ફક્ત એનો બિલકુલ અભાવ હોય તો જ્ઞાતિના ક્ષેત્રમાં. પછી જ્ઞાતિમાં સડો દિવસે દિવસે ન વધે તો શું થાય? એટલે જ્ઞાતિઓ ન હોવી જોઈએ એ સિદ્ધાંતમાં આપણે માનતા હોઈએ, છતાં એ પ્રમાણે આચરણ કરવાની આપણી તૈયારી ન હોય

ત્યાં સુધી જ્ઞાતિઓને, એ ધ્યેય તરફ પ્રગતિ કરે એ દૃષ્ટિએ પણ સુધારવાની જરૂર છે. જ્ઞાતિને સિદ્ધાંત તરીકે ન માનવી, એની પ્રગતિ તરફ સાવ બેદરકાર રહેવું અને આચરણ જ્ઞાતિની રૂઢિઓ પ્રમાણે કરવું, એવી વ્યક્તિઓ કરતાં જ્ઞાતિની સુધારણા માટે ધગશપૂર્વક કામ કરનાર કોઈ રીતે સંકુચિત વૃત્તિઓને પોષે છે એમ માનવાનું નથી. ફક્ત જ્ઞાતિઓમાં કામ કરનારનો ફલક વિશાળ હોવો જોઈએ; અને એણે એ રીતે કામ કરવાનું છે કે ભવિષ્યની નાતજાતની દિવાલો દૂર કરવામાં જ એના કાર્યની કૃત્ય જઈ પહોંચે. એ વિશાળ ધ્યેયને લક્ષમાં રાખી જ્ઞાતિની પરિષદો ભરાય તેમાં કંઈ અયોગ્ય નથી." મારી વિચારસરણીના જવાબમાં 'પ્રજાબંધુ'માં શ્રી સંસારશાસ્ત્રીએ નીચેનો જવાબ વાળ્યો હતો. "જે પ્રસ્તુત છે તે આ છે કે કામ કરવા માગતો માણસ 'વિશાળ ફલક' રાખે, એટલે એ સમાજહિતની વ્યાપક ભાવનાથી પ્રવૃત્ત થાય તો જ્ઞાતિને કાર્યક્ષેત્ર તરીકે એ પસંદ કરી શકે જ શી રીતે? એ ગામ પસંદ કરે, ગામનો લત્તો પસંદ કરે, અત્રતત્ર વેરાયેલી જ્ઞાતિને શી રીતે પસંદ કરી શકે? અને એમાં એને કરવાનું શું? જો કામ કરવું હોય તો પોતે પસંદ કરેલા ક્ષેત્રની વ્યક્તિએ વ્યક્તિને પહોંચે એવું જ એ કામ હોય ને! જ્ઞાતિમાં એવા કામને મુદ્દલ અવકાશ નથી. બીજાં બધાં ક્ષેત્રોને શક્તિશાળી અને ધગશવાળા કાર્યકરો મળે છે અને જ્ઞાતિને જ નથી મળતા એમ જે ફરિયાદ 'પાટીદાર'ના તંત્રીએ કરી છે તેનું પણ કારણ એમણે વિચારવું ઘટતું હતું. સમાજ વિષેની કલ્પના વિશાળ બનતાં જ્ઞાતિ જેવા સંકુચિત અને હવે કૃત્રિમ લાગતા ક્ષેત્ર પ્રત્યેની ઉદાસીનતા વધ્યાનું એ પરિણામ છે. લોકો ટેવથી જ્ઞાતિને વળગી રહ્યા છે પણ એ વળગવામાં કોઈ જીવનાદર્શની ભૂમિકા રહી નથી." અને શ્રી સંસારશાસ્ત્રીના એ શબ્દો મુંબઈ સંમેલન પ્રત્યે ઉપલા, મધ્યમ અને નીચલા થરે જે બિલકુલ ઉપેક્ષા બતાવી છે તેણે સાચા પાડયા છે. અને જ્ઞાતિસુધારણા માટે પરિષદો ભરાય તે મારી વિચારસરણી આ સંમેલને ખોટી પાડી છે!

# ચારુતર વિદ્યામંડળ

## વલ્લભ વિદ્યાનગરના

# પ્લૉટની વહેંચણી

વલ્લભ વિદ્યાનગરના નકશાને સરકારની મંજૂરી મળી ગઈ છે અને પ્લૉટ પાડીને પ્લૉટોની વહેંચણી તા. ૧-૬-'૪૮ના રોજ મંડળની ઑફિસ આગળ બપોર પછી બે વાગે થશે. મંડળને કરમસદ અને આણંદની હદની જમીન આપનાર અને તે સ્થળોના વિદ્યાનગરના પ્લૉટ ખરીદનાર સર્વ ભાઈબહેનોને આ વખતે હાજર રહેવા વિનંતિ છે. બાકરોલની હદના પ્લૉટની વહેંચણીની તારીખ હવે પછી જાહેર કરવામાં આવશે.

### જમીન આપનારને પ્લૉટ

૧. મંડળને એક વીઘુ જમીન આપનારને ૫૦૦ ચો. વા.ના બે પ્લૉટ મળી કુલ ૧૦૦૦ ચો. વા. પ્લૉટના રૂપમાં પાછા આપવામાં આવશે. પ્લૉટ નાનામોટા હશે યા જમીન વધારેઓછી હશે તો એક ગુંઠા જમીન બદલ ૪૨.૬ ચો. વા.ને હિસાબે કુલ ક્ષેત્રફળના પ્રમાણમાં પ્લૉટ આપવામાં આવશે અને તે હિસાબે વધતાંઓછાં નાણાં આપવાલેવામાં આવશે

૨. પાણીના નળ, મેલા પાણીની ગટરો, રસ્તા, વગેરે પ્રાથમિક ખર્ચ માટે પ્લૉટના ક્ષેત્રફળના વાર દીઠ રૂ. ૧) લેખે સુધારણા ખર્ચ પેટે જમીનમાલિકે વહેલામાં વહેલા મંડળની ઑફિસમાં નાણાં ભરી દેવાં જોઈશે.

૩. જમીન આપનાર પાસે સુધારણા માટે આપવાનાં રોકડાં નાણાં નહિ હોય તો તેમની પાસેથી મંડળ નાણાં માટે જરૂર પ્લૉટ વેચાતા લેશે અને સુધારણા માટે નાણાં ભરવાની સગવડ કરી આપશે.

૪. જે જમીનમાલિકોએ સુધારણાનાં નાણાં ભર્યાં નહિ હોય તેમના પ્લૉટ એક બાજુએ કહાડી આપવામાં આવશે અને તેમાં પાણીના નળ, ગટર, રસ્તા વગેરેની વ્યવસ્થા મંડળ કરશે નહિ. (પાછળ)

'પાટીદાર'ના વાચકો માટે

# આ માસનાં અમારાં નવાં પ્રકાશનો

# પાટીદાર

સ્થાપક: સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

૨૦૦૪ ] જૂન–'૪૮ [ અષાઢ


હું ચોક્કસ માનું છું કે વિવાહ નહિ કરીને મેં મારા જીવનને અને પ્રવૃત્તિને પૂર્ણપણે વિકસવા દીધાં નથી. પિતૃત્વનું પવિત્ર ગૌરવ જિંદગીભર મારાથી સમજી શકાશે નહિ અને એ ખોટ જેવી તેવી નથી. અવિવાહિત સ્ત્રીપુરુષો સ્વાભાવિક અને સામાન્ય જીવન જીવવાને બદલે અકુદરતી અને અસામાન્ય જીવન જીવવાને વળગ્યાં રહે છે.

—દીનબંધુ એન્ડ્રૂઝ

# આ અંકની સામગ્રી


| | | |
|---|---|---|
| નસીબ | નારાયણ | ૧ |
| સળગતી મીણબત્તી | શ્રી માતાજી | ૨ |
| લગ્નપ્રસંગની ઉજવણી | નાનુભાઇ દવે | ૭ |
| જય હિંદ | મણિભાઈ પટેલ | ૧૦ |
| ગ્રામ વિદ્યાપીઠ | ગોરધનભાઇ પટેલ | ૧૫ |
| વરપક્ષ વિચારે | ચિમનભાઇ મૂ. અમીન | ૨૦ |
| અનેકરંગી દુનિયા | અરવિંદ પટેલ | ૨૨ |
| વીરસદ સર્વોદય સમાજ | સુમનભાઇ અમીન | ૨૭ |
| નવાં પુસ્તકો | ... ... | ૨૮ |
| શેઠ ભીખાભાઇ શિષ્યવૃત્તિઓ | મનુભાઇ પટેલ | ૩૨ |
| સમાચાર | ... ... | ૩૩ |
| પ્રસંગકથા | .. ... | ૩૪ |



**વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૩ : પરદેશમાં શિલિંગ ૬**

છૂટક નકલ પાંચ આના.

**'પાટીદાર' કાર્યાલય–આણંદ**


+ દર મહિનાની ૨૫મી તારીખે માસિક નિયમિત પ્રગટ થાય છે.

+ અંક ન મળ્યાની ફરિયાદ આખર તારીખ સુધીમાં જણાવી દેવી. તે પહેલાં પોસ્ટમાં તપાસ કરવી.

+ કાર્તક અને વૈશાખ, એમ બે હપ્તે વાર્ષિક ગ્રાહક નોંધાય છે. વચ્ચે ગ્રાહક થનારને શિલક હોય ત્યાં સુધી પાછલા અંક મોકલાય છે.

+ નવા ગ્રાહક થનારને વૈશાખના અંકથી માસિક મળશે. પાછલા અંકો ખલાસ થયા છે

+ નનામા પત્રો કે લેખ ઉપર ધ્યાન આપવામાં નથી આવતું. ન સ્વીકારાયેલ લેખ પોસ્ટની ટિકિટો બીડી હશે તો જ પરત કરાશે.


આ માસિક આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં શ્રી. આશાભાઈ ગોરધનભાઈ પટેલે ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ માટે છાપ્યું. તા. ૨૫–૬–'૪૮

પાટીદારના વાચકો માટે

# આ માસનાં અમારાં નવાં પ્રકાશનો

૧. **પારકા જણ્યાં** ઉમાશંકર જોષી ૩-૦-૦

૨. **નિશીથ** " ૩-૦-૦

૩. **રૂપકલા** [ સીને જગતની નવલકથા ] અધિકારી ૧-૪-૦

૪. **અપંગ માનવતા** ઈન્દુલાલ ગાંધી ૩-૦-૦

૫. **યુવતી સાથે : દાંપત્ય જીવન** સોપાન ૦-૬-૦
( સંસારચક્ર ગ્રંથાવલિનું આઠમું પુસ્તક )

૬. **કૃષ્ણલાલનું વીલ** બંકીમબાબુ ૨-૪-૦

૭. **કલાને ચરણે** ડૉ. હરિપ્રસાદ દેસાઈ ૨-૮-૦

૮. **માતાનું હૃદય** નવલકથા ૨-૧૨-૦

૯. **અથડાતા વાયરા** " ૩-૪-૦

૧૦. **પથ્થરનાં પારેવાં** ઈન્દુલાલ ગાંધી ૨-૧૨-૦

ટ. ખ. જુદું : વી. પી. માટે પુસ્તક દીઠ ૦-૭-૦ આના
સામટા ઑર્ડરમાં પુસ્તક દીઠ વી. પી.ના ૦-૩-૦ ઓછા ગણવા.

## જીવન સાહિત્ય મંદિર

કાલબાદેવી રોડ, મુંબઈ ૨ : ગાંધી રોડ, અમદાવાદ

અમારું વિસ્તૃત સૂચિપત્ર મંગાવો:
અમો તમામ ગુજરાતી પ્રકાશનો ખાસ રાખીએ

પારીજાત

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

અષાઢ સં. ૨૦૦૪ | જૂન–'૪૮ | વર્ષ • ૨૫ અંક • ૯

# નસીબ

રેવાભાઈનાં પત્નીને ૭ ૭ દીકરીઓના જન્મ અને મરણ પછી, મોટી ઉંમરે દીકરો જન્મ્યો. પાડોશી કાશીભાઈ કહે. 'તમે બહુ નસીબદાર, રેવાભાઇ.'

એ દીકરો મોટો થતાં દારૂડિયો નીકળ્યો. ઘરે ઘડપણ રેવાભાઈના ધોળામાં ધૂળ ભરી એમ સૌની જેમ કાશીભાઇ પણ માનવા લાગ્યા: 'આવા દીકરા કરતાં વાંઝિયા મરી જવું સારું બિચારા રેવાભાઇનું કમનસીબ બીજું શું!'

લડાઈ આવતાં કાળુબજાર ઊભું થયું. દારૂની લતને લીધે દારૂડિયા અમલદારોની જે ઓળખાણ થયેલી એનો લાભ લેઇને દીકરાએ ગામમાંથી અનાજ લેઈ કાળાબજારમાં વેચવા માંડ્યું. દીકરો સારા પૈસા કમાયો. કાશીભાઈ પાછા કહેવા લાગ્યા: 'રેવાભાઇ નસીબદાર તો પૂરા. દારૂડિયો છોકરો બધી મિલકત ભેલાડી દેશે એમ માનતા હતા તેને બદલે એ તો માલદાર થઈ ગયો! દારૂ તો આ જમાનામાં કોણ નથી પીતું?'

એક અમલદારની ઓળખાણને લીધે દીકરો અમદાવાદ ગયો. ત્યાં વેપાર સારો જમાવ્યો. પરંતુ હિંદુમુસલમાનનું હુલ્લડ ફાટી નીકળતાં એક ગુંડાની છરીનો ભોગ થઈ પડ્યો. કાશીભાઇએ સૌના વિચારનો પડઘો પાડ્યો: 'રેવાભાઇનું કમનસીબ તે આનું નામ. પૈસો તો મળ્યો, પણ ઘરડે ઘડપણ સાજેમાંદે પાણી પાનાર દીકરો ગયો તે ઓછું કમનસીબ કહેવાય?'

બીજે મહિને કાશીભાઈના ઘર ઉપર ધાડ આવી. તેમના એકના એક દીકરાને ધાડપાડુએ ગોળીથી વીંધી નાખ્યો. કાશીભાઈને થયું: 'ગમે તેમ પણ રેવાભાઇ મોટા નસીબદાર. છોકરો ગયો પણ છોકરાનો છોકરો નાનો છે તે કાલે મોટો થશે. પૈસા છે એટલે સાજેમાંદે ચાકરી કરનાર ગમે તે મળી રહેશે. પણ મારો તો વંશ જ કપાઈ ગયો!' બિચારું નસીબ!

નારાયણ

# સળગતી મીણબત્તી

શ્રી માતાજી

અનુ—નટવરલાલ દવે

શ્રી માતાજી માના સહજ પ્રેમથી ગંભીર વિષયને વાર્તારૂપે, દૃષ્ટાંત સાથે એવો પ્રવાહી બનાવી દે છે કે, કડવી ક્વીનાઇન ઉપર ખાંડ હોવાને લીધે બાળક હોંસે ગળી જાય, તેમ એમના ગંભીર લેખો પણ વાચક મઝાથી વાંચે છે અને સાથે સાથે જ્ઞાન મેળવે છે. કાર્તિકના અંકમાં શ્રી નટવરલાલે એક લેખનો અનુવાદ કરીને આપણને રસાસ્વાદ ચખાડ્યો હતો. આ બીજો લેખ પણ એ પિરસે છે. શ્રી નટવરલાલ બહુશ્રુત અને પાંચ છ ભાષાના જાણકાર હોઇ એમના વિશાળ વાચનમાંથી વિવિધ રસસામગ્રી આપણને અવારનવાર આપે એમ મારી જેમ આપ સૌ પણ ઇચ્છશો એમ માનું છું. **તંત્રી**



તમે સૂઈ રહ્યા હતા અને ઓચિંતા 'આગ' 'આગ'ના અવાજોએ તમને ચોંકાવી દીધા. તમે પથારીમાંથી કૂદી પડો છો; અને તમારી સામે તમને લાલ ઝાળ દેખાય છે. તમે એવા આતંક ભયથી ત્રાસ પામતા નથી. ધુમાડો, તણખા અને ઝાળોની વચ્ચેથી તમે ભાગી નીકળો છો અને પોતાની જાતને બચાવો છો. આ સાહસનું કામ છે.

તમે શાને બચાવવાને સારુ આગની ઝાળોમાં થઈને પસાર થયા હતા? પોતાની જાતને બચાવવાને સારુ. પોતાના જીવનનું રક્ષણ કરવું અને તેને બચાવવાને સારુ વીરતા હોવી એ સર્વથા ઉચિત છે.



હું તમને માધવની એ વાત સંભળાવું છું કે જે ભવભૂતિએ લખી હતી.

માધવ, મંદિરની બહાર ઘૂંટણ ટેકવીને બેઠો હતો એટલામાં તેણે દુઃખભરી ચીસ સાંભળી.

અંદર ઘૂસવાને માટે એણે રસ્તો મેળવી લીધો—અને ચામુંડા દેવીની પાસે પડતું મૂક્યું.

એ ભયાનક દેવીને બલિ ચઢાવવાને માટે એક યુવતીને ત્યાં આગળ તૈયાર રાખવામાં આવી હતી. એનું નામ માલતી હતું. એ યુવતીને સૂતેલી અવસ્થામાં જ ત્યાં લાવવામાં આવી હતી. પૂજારી અને પૂજારણ પાસે તે તદ્દન એકલી જ હતી. પૂજારીએ જે વખતે પોતાનો છરો ઉગામ્યો, બસ તે જ ઘડીએ તે પોતાના પ્રિય માધવનું ધ્યાન ધરી રહી હતી—"માધવ,

મારા હૃદયેશ્વર, મારી એ પ્રાર્થના છે કે મારા મૃત્યુ પછી પણ હું તમારી યાદમાં રહી શકું. જેને પ્રેમ પોતાની લાંબી અને મધુરી યાદમાં સુરક્ષિત રાખે છે, તેનું મૃત્યુ થતું નથી."

એક ચીસની સાથે વીર માધવ બલિ–ગૃહમાં કૂદી પડ્યો. પૂજારીની સાથે એને ઘોર યુદ્ધ જામ્યું. માલતીને બચાવી લીધી.

માધવે આ સાહસનો પ્રયોગ કોને સારુ કર્યો હતો? શું એ પોતાને માટે લડ્યો હતો? હા, પણ એના સાહસનું ફક્ત એટલું જ કારણ ન હતું. એણે બીજાના રક્ષણને સારુ ય લડાઇ કરી હતી. એણે એક દુઃખીનો દયાજનક અવાજ સાંભળ્યો હતો કે જે અવાજે તેના વીર-હૃદયને સીધો સ્પર્શ કર્યો હતો.

*

હું તમને વીર વિભીષણની વાત કહું છું. એણે એક એવા જોખમનો સામનો કર્યો હતો કે જે મૃત્યુના જોખમ કરતાં પણ અધિક ભયાનક હતું. એ રાવણના ક્રોધની સામે ખડો થયો હતો અને તેણે તે રાજાને એક એવી સલાહ આપી કે જે આપવાનું સાહસ બીજા કોઇથી થઇ શક્યું નહિ.

વિભીષણ મોટા ભાઇને ઘૂંટણીએ પડી, તેના પગને વંદન કરી લીધા પછી સિંહાસનની ડાબી બાજુએ બેસી ગયા અને બોલ્યા, "મારા ભાઇ, જો તમે સુખે જીવવા ઇચ્છતા હો અથવા લંકા જેવા સુંદર દ્વિપના સિંહાસનની રક્ષા કરવા ચાહતા હો તો સીતાજીને પાછાં સોંપી દો, કારણ કે એ બીજાની પત્ની છે. રામની પાસે જાઓ અને તેમની ક્ષમા માગો. એ તમને નિરાશ નહિ કરે. આટલા દુઃસાહસી અને અભિમાની ન થશો."

બીજા એક બુદ્ધિમાન પુરુષ મલયાવનને એ વાત સાંભળી અને તેથી સંતોષ થયો. એણે રાક્ષસ–રાજને આગ્રહપૂર્વક કહ્યું, "આપના ભાઈની વાત ઉપર વિચાર કરો, કારણ કે એમણે સત્ય કહ્યું છે."

"તમે બન્ને દુષ્ટ આશયવાળા છો," રાજાએ જવાબ આપ્યો, "કારણ કે, તમે મારા શત્રુઓનો પક્ષ લ્યો છો."

એ દશ માથાની આંખોમાંથી ક્રોધના એવા તણખા ઊડવા લાગ્યા કે મલયાવન તો ડરનો માર્યો ઓરડામાંથી ભાગી ગયો. પણ વિભીષણ તો પોતાના આત્મબળથી ત્યાં જ ઊભો રહ્યો અને કહ્યું, "સ્વામી, દરેક માણસના હૃદયમાં વિવેક અને અવિવેક બન્નેનો નિવાસ છે. જેના હૃદયમાં વિવેક હોય છે એને માટે જીવન સુખદાયક બને છે; અને જ્યાં અવિવેકનાં રાજ્ય જામે છે

[illegible]

હૃદયમાં અવિવેક અડ્ડો જમાવ્યો લાગે છે. કારણ કે જે તમને ખરી સલાહ આપે છે તેની વાત તમે કાન ઉપર લ્યો છો, એ તમારા સાચા મિત્ર નથી."

એટલું કહીને તે ચૂપ થઈ ગયા અને પોતાની સલાહ સ્વીકારવાની વિનંતિ કરતાં ફરી રાજાને પગે પડ્યા.

રાવણે ત્રાડ પાડી: "દુષ્ટ! તું પણ મારા શત્રુઓમાંનો જ એક છે! બસ, આવા મૂર્ખતાભર્યા શબ્દ બોલીશ નહિ. આવા શબ્દો તું એવા સાધુસંન્યાસીઓને સંભળાવજે કે જે જંગલોમાં રહેતા હોય. મારા જેવાને કે જેણે શત્રુઓની સાથે યુદ્ધ કર્યું હોય અને એ સહુની ઉપર વિજય પ્રાપ્ત કર્યો હોય, એને ના કહીશ." એમ કહેતાં કહેતાં એણે પોતાના વીર ભાઈ વિભીષણને એક લાત મારી.

મનમાં દુઃખી થઈને વિભીષણ બેઠા થયા અને રાજાનું ઘર છોડીને ચાલી નીકળ્યા.

મનમાં સહેજ પણ બીક રાખ્યા સિવાય એણે સર્વ કંઈ રાવણને સાફ સાફ શબ્દોમાં સંભળાવી દીધું હતું અને જ્યારે એ દશ માથાવાળાએ એની વાત સાંભળવાની ઇચ્છા ન બતાવી ત્યારે એ ચાલી નીકળ્યા સિવાય કરે પણ શું?

વિભીષણનું આ કામ એ શારીરિક સાહસનું કામ હતું, કારણ કે એણે એના ભાઈની ઠોકરોની બીક ન રાખી, પણ સાથેસાથ એક આત્મનિર્ભયતાનું પણ કામ હતું એણે રાજાને કહેવામાં જરાય સંકોચ ન રાખ્યો. એ મનનું સાહસ છે કે જેને આપણે નૈતિકબળ કહીએ છીએ.

આપણે હમણાં સાહસની ત્રણ શ્રેણીઓ અને ત્રણ માત્રાઓનું નિરૂપણ કર્યું છે.

શારીરિક સાહસ કે જે પોતાની રક્ષાને માટે કામમાં આવે છે.

એવું સાહસ કે જે મિત્ર, પડોશી કે કષ્ટમાં આવી પડેલી માણસને સારુ બતાવવામાં આવે છે.

છેવટે પેલું નૈતિક સાહસ આવે છે કે જે અન્યાયી માણસોનો સામનો કરવાનું શીખવે છે — પછી એ ગમે તેવો બળવાન હોય — સચ્ચાઈ અને ન્યાયનો અવાજ એના કાન સુધી પહોંચાડે છે.

સન ૧૯૧૦ના માર્ચ મહિનાના અન્તમાં સ્કૉટલેન્ડનું એક વહાણ ઑસ્ટ્રેલિયાના જાત્રાળુઓને ભરીને આવતું હતું. આ દરિયામાં વહાણનાં નામનિશાન હતું સમુદ્ર નીચેથી અને શાન્ત હતો

અચાનક ઑસ્ટ્રેલિયાના પશ્ચિમ કિનારેથી ૭ માઇલ દૂર એ વહાણ એક મોટી પત્થરની છાટ સાથે જોરથી અફળાયું.

વહાણના બધા કામદારો એકદમ અહીંતહીં નાસવા લાગ્યા. સહુ કોઇ પોતપોતાના કામમાં મશગુલ હતા. સીટી ઉપર સીટીનો અવાજ સંભળાવા લાગ્યો. પરંતુ આ હલચલનું કારણ કોઇ ગેરવ્યવસ્થા કે ભય ન હતું.

એક હુકમ ગુંજી ઊઠ્યો—

"બચાવની હોડીઓ ઉપર ચઢી જાવ."

નનાવાળુઓએ બચાવની પેટી ચઢાવી લીધી.

એક અંધ માણસ પોતાના નોકરનો હાથ પકડીને ડેક ઉપર આવ્યો. સહુએ એને રસ્તો આપ્યો. એ દુર્બળ હતો. સહુ ઇચ્છતા હતા કે સૌથી પહેલાં એને મદદ મળે.

થોડી ક્ષણો પછીથીજ વહાણ ખાલી થઇ ગયુ, અને પછી તરતજ તે નીચે બેસી ગયું.

પેલી બચાવની હોડીમાંથી એક સ્ત્રીએ ગાવાનુ શરૂ કર્યું. મોજાંના અવાજમાં વચ્ચે વચ્ચે ગાવાનો અવાજ દબાઇ જતો હતો પણ વળી પાછી એકાદ કડી માછીમારોના કાને અથડાતી કે જેથી એમના હાથને બળ મળી રહેતું હતું.

"किनारेकी ओर बढो, नाविको,
किनारेकी ओर बढो।"

એક પણ નનાવાળુનો પ્રાણ ગયો નહિ આ રીતે ચારસો પચાસ માણસોએ પોતાના શાન્ત અને સંયમી સ્વભાવ વડે પોતાનું રક્ષણ કરી લીધું.

*

ગૌતમ બુદ્ધે પોતાના શિષ્યોને કહ્યું હતું કે તમે તમારી જાતે પૂરો પ્રયત્ન કરો, અને પછીથી એના ઉપર વિશ્વાસ રાખો કે એ પ્રયત્નોનુ ફળ તમને મળશેજ મળશે.

એમણે એમને કહ્યું, ગરધી જે પ્રમાણે ઇંડાં મૂકીને એને સેવે છે પણ એ તે વાતની જરાય ચિન્તા નથી કરતી કે એને એનાં બચ્ચાં પોતાની ચાંચો વડે ઇંડાં ફોડીને દિવસના પ્રકાશમાં આવવાને સમર્થ થશે કે નહિ. તમને હવે વધુ ડર રહેવો ના જોઇએ. જો તમે સત્ય માર્ગ ઉપર દૃઢ રહેશો તો તમે પ્રકાશ સુધી જરૂર પહોંચશો.

ઠીક રસ્તા ઉપર ચાલવું, આવેગો, મૂઢ વિચારો અને કષ્ટોનો સામનો કરવો, સદાય આગળ, પ્રકાશની તરફ વધવાના પ્રયત્નમાં લાગ્યા રહેવું એજ

સાચું સાહસ છે.

*

આબૂ સૈયદ એક વાર તાવથી પીડાતા હતા. મિત્રો એમની તબિયતના સમાચાર જાણવા એમને ઘેર ગયા. કવિના પુત્રે તે સહુનું આંગણામાં સ્વાગત કર્યું. એમના હોઠો ઉપર હાસ્ય હતું કારણ કે દરદી પહેલાના કરતાં સારો હતો. એ લોકો દરદીના ઓરડામાં પહોંચ્યા અને બેસી ગયા. તેમના હંમેશના હસમુખા સ્વભાવ પ્રમાણે એમને બોલતા સાંભળીને સહુને ખૂબ આશ્ચર્ય થયું. ગરમી વધતી જતી હતી એટલે તેમને ઊંઘ આવી ગઇ. અને લોક પણ બધા ઊંઘી ગયા.

સાંજ સુધીમાં બધા ઊઠ્યા. આબૂ સૈયદે સહુનું પાણીથી સ્વાગત કર્યું અને ઓરડાને સુવાસિત કરવાને માટે ધૂપ કર્યો.

પછી આબૂ સૈયદે પ્રાર્થના કરી, પછી એમણે પોતે રચેલી કવિતા વાંચવા શરૂ કરી—

"દુઃખની વેળાએ નિરાશ ના થઇશ, કારણ કે પ્રસન્નતા એક ઘડી તારાં બધાં દુઃખદર્દને ભગાડી કાઢશે.

"મરુભૂમિની તેજ ગરમ હવા વહી રહી છે, પણ એને ઠંડા સમીરમાં બદલી શકાય છે.

"કાળાં વાદળ ઊભરાવા લાગ્યાં છે, પણ તે જળપ્રલય કરતા પહેલાં પણ હટાવી શકાય છે.

"આગ લાગી શકે છે, પરંતુ તમારા અસબાબને અડ્યાસિવાય ઓલવાઇ જશે.

"શોક આવે છે, પણ ચાલ્યો જાય છે. એટલા માટે જ્યારે વિપત્તિ તૂટી પડે ત્યારે ધૈર્યવાન બનો.

"સહુ ચમત્કારો કરતાં સમય એ મોટો ચમત્કાર છે. ઈશ્વરની કૃપાથી તમારે સદાય પોતાના કલ્યાણની આશા કરવી જોઇએ."

આવી આશાભરી સુંદર કવિતા સાંભળીને સહુ પ્રસન્નતા અને બળનો અનુભવ કરતા કરતા પોતપોતાને ઘેર પાછા ફર્યા. આ પ્રમાણે એક રોગી મિત્રે પોતાના તંદુરસ્ત મિત્રોને મદદ કરી.

એ નિશ્ચય જાણવું કે જે લોક જાતે સાહસી હોય છે તે જ બીજાને સાહસ આપી શકે છે, જેવી રીતે એક સળગતી મીણબત્તી પોતાની શગથી બીજી મીણબત્તીને ચેતાવી શકે છે

# લગ્નપ્રસંગની ઉજવણી

નાનુભાઈ દવે

ચન્દ્રકાન્તના લગ્નની વાત હતી. જયંતિલાલ સમજીને જે કાંઇ તૈયારી કરવી જોઇએ એ કરાવતા હતા. પણ ચન્દ્રકાન્ત કોઇની જોડે કહેવડાવતો કે 'એવી ખટપટની કંઈ જરૂર નથી. રહેવા દો.' લગ્ન એની પસંદગીનું જ હતું એટલે આમ ના પાડવામાં રીસનું કારણ મનાય એવું નહોતું. બે ચાર વખત આમ બની ગયું એટલે જયંતિલાલે ચન્દ્રકાન્ત સાથે વાત ઉપાડી. એમને છોકરાના મનની વાત સમજવી હતી.

પરન્તુ, ચન્દ્રકાન્ત આવા સવાલ માટે તૈયાર ન હતો. એણે તો એટલું જ ધારેલું કે કેટલીક બાબતો કલેશકજિયાનું કારણ બની રહે છે માટે એ ના થવી જોઇએ. કેટલાક રિવાજોમાં પ્રદર્શન જેવું થતું હતું તે પણ એને રુચતું ન હતું. એટલે એણે જે વાત ના રુચે તેની ના પાડવા માંડી હતી. પરન્તુ, શું શું થવું જોઇએ એ વિષે સવાલ થતાં એનું મન ચગડોળે ચઢયું.

'એમાં કશી તૈયારી કરવાનો સવાલ જ નથી,' એણે કહેતાં કહી નાખ્યું.

'કેમ નથી? હજાર ચીજો જોઇએ, એ બધી એક રાતમાં જાદુ કરવાથી આવી જશે? સગાંઓને, ન્યાતીલાઓને, ઓળખાણવાળાઓને, મિત્રોને—એ બધાંને સંભારી બોલાવવાં, એમની ખાતરબરદાસ કરવી, લગ્ન જેવા મોટા પ્રસંગને અનુરૂપ ખુશીઆનન્દ માણવો એ બધા માટે પહેલેથી તૈયારી ના કરીએ તો છેવટે ગોટાળો જ થાય ને?'

'પણ આટલું બધું કરવાની જરૂર જ હું જોતો નથી.' ચન્દ્રકાન્તે ફરીથી 'ના'ની દિશામાં જ પગલાં માંડયાં.

'આમાં એકલી તારી રુચિ જોવાની નથી. કુટુંબનો ગોબો સાચવવાનો છે ઘેર ટાણું આવ્યું છે — કાંઈ શોક નથી આવ્યો.' જયંતિલાલે કહ્યું.

'એ ગોબો તો જળવાશે—આપણે જેવાં કામ કરીશું તેનાથી. આ ટાણું એ ખરું, ખુશી પણ ખરી — પણ શોભાની વાત એમાં ભેળવવી નથી. ઓળખાણ, લાગવગ, પ્રતિષ્ઠા, ખાનદાની એ બધું જ્યાંથી મળ્યું હોય તેના મૂળ તપાસવાનું કામ કોઇ કરે તો લગ્ન જેવા પવિત્ર પ્રસંગને એની સાથે કોઈ નહિ ભેળવે.'

'પૂર્વજોની પ્રતિષ્ઠા, કુટુંબનો ગોબો, વડીલનું માન—એની તુલના જ નથી કે શું?'

'મેં જે કહ્યું તે તુલના કર્યાથી જ કહ્યું હતું.' ચન્દ્રકાન્ત સ્વસ્થ થવા ઇચ્છતો હતો. 'આપણે માનમરતબાના બોજમાં જીવીએ એવું તો તમે નથી ઇચ્છતા ને! એકના માનમાં બીજા હિસ્સો માગતા આવે એ પણ તમે શેના

પસંદ કરો? માનમોભો એ અંગત રહે તેજ સારું.'

'ભલે એમ માનો, પણ તારું લગ્ન એ જેમ તારે માટે મોટો પ્રસંગ તેમ અમારે માટે—કુટુંબનો અવસર ખરો કે નહિ?' જ્યન્તિલાલ ચર્ચામાં ઉતર્યા.

'અવસર તો ખરો—પણ કુટુંબનો. તમારા જાહેર જીવન સાથે આ પ્રસંગને કશી નિસ્બત ના હોવી જોઈએ. તમે ઘણા આગેવાનો સાથે કામ કરો અને એમની સાથે તમારે મીઠો સંબંધ પણ બંધાય પણ એથી મારા લગ્નને તમે એ બધાને સામેલ કરી જાહેર પ્રસંગ ના બનાવી શકો. એ સહુને જણાવવા હું કોની સાથે અને ક્યારે પરણું એનાં ઢોલ વગાડવાની મને જરૂર નથી લાગતી.'

'આમંત્રણ પણ નહિ? કંકોતરી સુદ્ધાં બંધ!'

'એમાં નવાઈ શેની? નહિ આવે એમ માનીને નિમંત્રણો મોકલવાં, એમાં પાછો આગ્રહ કરવો, ભેટ–ચાંલ્લાઓની આશા રાખવી, આશીર્વાદો માગવા–એમાં વિવેક જરૂર હશે, સભ્યતા તો નથી દેખાતી. પરસ્પરના સંબંધોનું જીવનમાં જે પ્રમાણ જાળવવું જોઈએ તેના તો ભૂકાજ ઊડી જાય છે. લગ્ન જેવા અંગત પ્રસંગને મોટા વર્તુળમાં ઘસડી જઈ એક જાહેર ઉત્સવ મનાવવા જેવી ધૃષ્ટતા કરી બેસીએ એ આપણી રોગી મનોદશાનું સૂચન છે. અને એથી જ તો થોકબંધ છાપેલાં આમંત્રણો, બુલંદ પડછંદા રેલાવતું બેન્ડ, હાથીઘોડા, મ્યાનાં, મોટરમાં સવારી, મોટું સાજન, મોટા રંગમંડપો, મોટી મિજબાનીઓ, કપડાંઘરેણાંના ઢગ, જુદા જુદા પ્રકારની લેવડદેવડ વગેરે આપણે નિભાવી રહ્યા છીએ.'

જયંતિલાલે સ્મિત કરી કબૂલાત બતાવી : 'હું તો પહેલેથી એ પૂછું છું કે શું ના કરવું અને કેમ ના કરવું એ વાત પડતી મૂકી, કેટલું અને કેમ કરવું છે એનો જ વિચાર કરીએ.'

'હા, તે પણ કહું.' ચન્દ્રકાન્ત એની ખુરશીમાં જરાક આગળ વધ્યો, જરીક થોભ્યો અને ઝડપથી વિચારોને ગોઠવી એણે અવાજ ધીરો પણ મક્કમ બનાવી કહેવા માંડ્યું : 'હું જે કહું છું તે મારા તેમજ બીજાનાં લગ્નને સરખી રીતે લાગુ પડે છે. એટલે તમે એને સામાન્ય રૂપમાંજ સમજજો–માત્ર મારા સંબંધમાંજ કહું છું એમ ના માનશો.

'મુહૂર્ત જોવડાવીએ અને સમય નકકી કરાવીએ ભલે. પણ નકકી કર્યા પછી એ સમય જાળવવાનો, બીજાં કારણે મુલતવી નહિ રાખવાનું, કંકોતરી લખવાની, પણ તે મારા કે વડીલનાં હાથે. શણગારેલા હેન્ડબીલ જેવી છાપેલી પત્રિકાથી નહિ. ખાસ માણસોને બોલાવવાનાં, તે સિવાય ભરતી કરવાની નહિ.

'લગ્નને કારણે ઘર રંગાવીએ નહિ કે આંગણે માંડવો રોપાવીએ નહિ. ઘરની મરામત કે શોભા લગ્ન કારણે ઠેલાવી ના જોઈએ. આંગણાની શોભાને હું જાહેરાત ગણું છું. 'આજે અહીં લગ્ન છે' એવો દેખાવ કરવાની છૂટ માગવી તે ઘટિત નથી.

'એ તો તમે સમજ્યા જ હશો કે લગ્નમાં પરસ્પરની ઇચ્છા અને સંમતિ હોય જ અને લેવડદેવડના કોઈ કરાર ના જ હોય.

'લગ્નના જુદા પોશાક બનાવવાના ના હોય, ખાસ આભૂષણો ઘડાવવાનાં ના હોય, પીઠી ચઢાવવાની ના હોય, કે કાજળ આંજવાનું ના હોય. રોજિંદા વ્યવહારમાં નવીનતા લાવવાના કૃત્રિમ ઉપાયો ના જોઈએ.

'મંત્રોચ્ચાર અને એને લગતી વિધિ ભલે થાય, જો કે તે બહુ જરૂરી નથી. મંત્રોચ્ચાર માટે કોઈ સ્વજન, કોઈ ગુરુ કે કોઈ મિત્ર હોય તો વધારે સારું. જે મંત્રોનો ઉપયોગ થવાનો હોય તેના અર્થ પહેલેથી અમારે બન્નેએ સમજી લેવા જોઈએ અને જે ક્રિયાઓમાં સાક્ષી થઈએ તેનો મર્મ અમે ગ્રહણ કરેલો હોવો જોઈએ. સાંસારિક રમતો જેવી ગૌણ-વિધિઓ ઊંચી મૂકવી જોઈએ. સમજણ ના પડે અથવા સ્પષ્ટ ના ઉચ્ચારી શકાય ત્યાં મંત્રો ગુજરાતીમાં પણ બોલી શકાય. મંત્રોનું ગૂઢ નીકળી જવું જોઈએ અને એનો મહિમા એના ભાવને લીધે અંકાવો જોઈએ.

'પરણ્યા પહેલાં કે પછી સાજન માજન સાથેના વરઘોડાની જરૂર નથી, વાજાંના શોરની કે ફટાકડાની ધામધૂમની જરૂર નથી. સંગીતનો કે ભોજનનો આસ્વાદ જેટલો કોઈ સારા તહેવારને દિવસે લઈ શકાતો હોય તેટલા પ્રમાણમાં તે દિવસે લઈ શકાય.

'લગ્નનું સ્થળ બનતાં સુધી બંને પક્ષમાંથી કોઈને ઘેર ના રાખવું. કોઈ જાહેર સંસ્થાનું, મંદિરનું કે બગીચાનું સ્થળ નિર્માણ કરવું. લગ્નની પવિત્રતા અને અખંડિતતાનું પૂરું ભાન થાય એવી રીતે લગ્નનું સ્થળ ગોઠવેલું હોવું જોઈએ: આકર્ષક નહિ પણ ભાવદ્યોતક.

'આવા લગ્નમાં નિકટના કુટુંબીઓની હાજરી હોય, વૈધવ્ય પાળતી સ્ત્રીઓ પણ હાજર હોય. ઘરના નોકરોને પણ સમાનભાવે નોતરવા; આ નિમિત્તે જાહેર સંસ્થાઓને સહાય કરવી.'

જાણે વિશેષ વાત કરવી ના હોય તેમ આટલું કહી ચન્દ્રકાન્ત ઊભો થઈ ગયો. જયન્તિલાલ પણ બધું કબૂલ હોય એમ નિરાંતે ઊઠ્યા.

મણિભાઇ પટેલ

પરદેશી સરકાર હતી ત્યારે તો રાજ્યવહીવટમાં આપણો કંઇ હિસ્સો ન હતો. પરંતુ સ્વરાજ્ય આવતાં દેશના જુદા જુદા પક્ષો પ્રજાના હિતને નામે સત્તા કબજે કરવા આપણને જુદું જુદું કહેશે. એમાં કોણ 'સ્વાર્થ'ની વાત કરે છે અને કોણ નિ:સ્વાર્થની વાત કરે છે, તે જો આપણને પક્ષોની માહિતી નહિ હોય તો ખબર નહિ પડે. એટલે સ્વતંત્ર હિંદના નાગરિક તરીકે આપણે રાજકારણના માહિતગાર રહેવાની ફરજ છે. વીસ વર્ષના કેળવણીના અને રાજકારણના સ્વાનુભવી શ્રી મણિભાઇ એ વિષય અંગે આ લેખમાં શરૂઆત કરી, હવે પછીના અંકોમાં એ ક્ષેત્રે વધુ પ્રકાશ પાડશે. તંત્રી



બ્રિટિશરોએ હિંદી પ્રજાને પરાધીનતાની પકડમાં લાંબા સમયથી જકડેલી હતી. એ સખત પકડમાંથી છૂટવાને માટે સ્વરાજ્ય પ્રાપ્તિના માર્ગે આરંભાયેલી કૂચનો અંત ઇ. સ. ૧૯૪૭ના ઓગસ્ટની ૧૫મીએ આવ્યો. સ્વરાજ્ય પ્રાપ્તિની સિદ્ધિ અર્થે અનેક વિધવિધ કાર્યક્રમો સ્વીકારાયા અને અજમાવાયા, પણ એ લાંબી મજલમાં રાષ્ટ્રીય પોકારો હમેશાં પ્રજાજનોને સ્પર્શતા રહ્યા છે. કૂચના આરંભથી તે અંત સુધી જુદા જુદા પોકારો એટલા જ મહત્ત્વના, લોકપ્રિય અને પ્રાણવાન રહ્યા છે. वंदे मातरम्, એ પોકાર યા તો મંત્ર એ પરાધીનતાનો પ્રથમ પોકાર ગણીએ તો. जय हिंदને સ્વાધીનતાનો પ્રથમ પોકાર કહી શકાય. इन्किलाब झिंदाबाद અને करेंगे या मरेंगे એ બે પોકારો પણ એટલા જ રાષ્ટ્રજીવન સાથે ઓતપ્રોત થયેલા હતા. રાષ્ટ્રના સ્વરાજ્ય પ્રાપ્તિના લાંબા પથ પર 'અવસ્થાસૂચક સ્તંભો' તરીકે એ પોકારોએ અમરત્વ પ્રાપ્ત કર્યું છે.

હિંદ દેશ એક 'વિશાળ ખંડ' છે, જુદા જુદા પ્રાન્તો અને ભાષા બોલનારાઓ વચ્ચે વહેંચાયેલો હતો. બ્રિટિશ રાજ અને દેશી રાજ્યના સીમાડાઓ આવેલા હતા. ભૌગોલિક સરહદો પણ હતી અને હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી અને અન્ય નાના સંપ્રદાયોથી પ્રજા વિભક્ત સ્વરૂપે હતી. સમગ્ર રાષ્ટ્રમાં એક ખૂણેથી બીજા ખૂણા સુધી એકજ પ્રકારનો પોકાર સંભળાયો, ત્યારે તેને પહેલવહેલું 'રાષ્ટ્રની એકતા'નું ભાન થયું. રાષ્ટ્રની એકતાને સર્જવામાં અને ઘડવામાં આ પોકારોએ ઘણો ભાગ ભજવ્યો છે. આ પોકારો સપાટાબંધ હિંદને એક ખૂણેથી બીજે ખૂણે વીજળીવેગે ફરી વળ્યા. નાના બાળકથી માંડીને વૃદ્ધત્વને કિનારે પહોંચેલ જર્જરિત ડોશીમા સુદ્ધાં સહેલાઇથી આ પોકારો કરી શકતાં હતાં. ભણેલાં અને અભણ, ગરીબ અને ભિખારી-

જોવાને પણ એ સ્પર્શતા હતા. લોકજનને હૈયે એ પોકારો જડાઈ ગયા હતા. અને આથી જ હિંદની એકતા, રાષ્ટ્રીય એકતા અને રાજકીય ભૂમિકા પેદા કરવામાં અને ઘડવામાં આ પોકારોએ મહત્ત્વનો ફાળો નોંધાવ્યો છે.

ગગનભેદી પોકારો પ્રાણની પ્રચંડ છોળો ઉછાળતા હતા અને એ પ્રચંડતાની પ્રવાહિતા આખા રાષ્ટ્ર પર ફરી વળતી હતી. એ પ્રાણનાં અદૃશ્ય મોજાં હિંદની ચારે બાજુની ધરતીને સ્પર્શીને પાછાં આવતાં હતાં. પ્રજામાં રાજકીય જીવનની ઓટ આવવા છતાંય ગગનભેદી પોકારોને કદી આંચ આવી નથી. લોકનાં ટોળેટોળાં પ્રોત્સાહથી પોકારો પાડતાં હતાં અને ફરી એક વખત રાજકીય ક્ષેત્રમાં પ્રાણની ભરતી ચઢતી હતી. પોકારોમાંથી અખૂટ પ્રાણ વહેતો હતો. આ પોકારોએ પ્રજાજીવનને હમેશાં પ્રફુલ્લ, તાજગીભર્યું અને સુવાસિત રાખેલું હતું. આખા રાષ્ટ્રને, જનસમુદાયને આ પોકારો બળની પ્રેરણા આપતા હતા, તેવી જ રીતે રાષ્ટ્રના સંગ્રામમાં ઉતરેલી વ્યક્તિને એ પોકાર બળ આપતા હતા.

માનવીઓ પર આવી પડતાં ભૌતિક અને આધિભૌતિક દુઃખો દૂર કરવા માટે હજીયે બ્રાહ્મણો જાપ જપવાની સલાહ આપે છે. રાજયોગમાં જપસિદ્ધિનો પણ એક પ્રયોગ છે. મન્ત્રનું રટણ, મંત્રનો વારંવાર પુનરુચ્ચાર કરીને મેળવેલી સિદ્ધિ—આ બધું સહેજે સમજી શકાય એમ છે. પ્રજામાનસ ઉપર આવી જાતના પોકારોથી કેવી અગમ્ય અસર થાય છે, તેનો દાખલો છેલ્લું મહાયુદ્ધ છે. 'V' for 'Victory' એ જ્યારે ચર્ચિલે કહ્યું અને ઠેર ઠેર તેનો ઉલ્લેખ થયો, પ્રચાર થયો અને પરિણામે 'V' for 'Victory' સિદ્ધ થયેલી આપણે જોઈ. મંત્રોમાં એવું અપાર બળ રહ્યું છે, અશક્ય અને અસંભવિત લાગતાને શક્ય અને સિદ્ધ બનાવે છે અને તેથી જ તેને અગમ્ય કહેવામાં આવે છે. જો આમ જ હોય, અને ખરેખર છે જ, તો આપણા રાષ્ટ્રે મેળવેલી સિદ્ધિમાં આપણા આ પોકારોનું, આપણા આ રાષ્ટ્રના મંત્રોનું કેટલું બળ છે તેની કલ્પના આવી શકશે.

રાષ્ટ્રે યોજેલા વિધવિધ કાર્યક્રમો અંગે મતભેદો ઊભા થયા હશે, કાર્યક્રમોને સ્વીકારાયા હશે અને પ્રયોગ પછી ફેંકી દેવાયા હશે, વળી નવા કાર્યક્રમોને અજમાવ્યા હશે, એ કાર્યક્રમોને કેટલાક વળગી રહેતા હશે, અને કેટલાકે છોડી દીધા હશે. સૌ લોકોને એ સમજાતા હશે એમ પણ નહિ. એ સૌની સરખામણીમાં આ પોકારોને તમે બરાબર કસી જુઓ. બરાબર કસોટીએ ચઢાવી જુઓ અને એ પોકારો મોટચંનું સોનું સિદ્ધ થયાં છે.

પ્રજાએ એ પોકારો માટે કશા વાદવિવાદ કે ચર્ચા કર્યા વિના પોતાના હૈયા સાથે જડી દીધા છે. ગમે તેવા વિષમ પ્રસંગો ઊભા થતાં આ પોકારોએ તો ઊલટું બળ આપ્યું છે, પ્રાણની ભરતી રેલાવી છે. અને સૌએ સૌ ટાણે એને હરખભેર વધાવ્યા જ છે પોકારો કરતાં કરતાં - જનહૈયું હમેશાં હેલે ચડ્યું છે.

હિંદની રાજ્યદ્વારી મુકિત પછી દેશમાં રચાતા જતા જુદા જુદા રાજકીય પક્ષોને હજીયે એ પોકારો પહેલાના જેટલી જ સર્વમાન્યતાથી સ્વીકારવા પડે તેટલા એ વિશાળ છે. એ પોકારો કોઇ એક પક્ષ કે કોઇ વ્યકિતના સૂચક નથી, પણ આખા રાષ્ટ્રને આવરી લેવા જેટલી વિશાળતા તેમાં રહેલી છે અને તેથી જ તેનું અમરત્વ અબાધિત રહ્યું છે.

વન્દે માતરમ્: 'હું મારી માતૃભૂમિને નમન કરું છું.' આવા સાદા અર્થનો પોકાર છે. આ માત્ર પોકાર નથી પણ એક પ્રકારનો મંત્ર છે. રાષ્ટ્રનો પ્રાણ જાગ્યો અને જાગેલા પ્રાણે સૌથી પ્રથમ આ મંત્રનું રટણ શરૂ કર્યું. નવજન્મ પામેલા બાળકનો સૌથી પ્રથમ ઉચ્ચાર 'મા' હોય છે, અને જગતમાં તેને મન મા એ સર્વ કંઇક છે. તેવી જ રીતે દેશમાં જન્મ પામેલી રાષ્ટ્રીય ભાવનાને મન આ મંત્ર સર્વ કંઇક હતો. દેશના તમામ લોકોની ભાવના, ભક્તિ દેશ પ્રત્યે વાળવાને માટે દેશને 'મા'નું સ્વરૂપ અર્પવામાં આવ્યું અને વખતોવખત 'ભારત માતા' 'ભારત ભૂમિ' એ શબ્દોનો પ્રયોગ થતો હતો લોકોની કલ્પનાને, ભાવનાને વધારે ઉત્તેજિત કરવા માટે તાદૃશ્ય ચિતાર આપવાની વૃત્તિમાંથી જ હિંદ દેશના નકશામાં 'ભારત માતા'નું ચિત્ર હાથેપગે બેડીઓ સાથે મૂકવામાં આવતું હતું. પરાધીનતામાં સપડાયેલી ભારત માતા, બેડીઓમાં જકડાયેલી ભારત માતા, એમ એક પ્રકારની લાગણીવિવશતા આવા ચિત્રોથી પેદા થતી હતી. લોકલાગણીના વહેણને માતા પ્રત્યે વાળવાના કાર્યનો આરંભ આ મંત્રથી કરવામાં આવતો હતો. સૌનો હૈયાપ્રવાહ દુઃખમાં પડેલી માતા પ્રત્યે વહેતો કરવાનું કાર્ય આ મંત્રે ખૂબ ખૂબ કર્યું.

આ મંત્ર એક તરફ હિંદી પ્રજાજનોને ભારત માતાની બેડી તોડવાને ઉશ્કેરતો હતો. બીજી તરફ આ મંત્ર બ્રિટિશ સલ્તનતના મૃત્યુ ઘંટના પ્રથમ ટકોરા સમો હતો આવો સાદો અર્થ ધરાવતા મંત્રમાં સરકારને 'રાજ્યદ્રોહ'ની ગંધ આવતી હતી, કારણ કે એ મંત્રની સાથે જોડાયેલી રાજકીય ભૂમિકાથી બ્રિટિશરો અજાણ ન હતા

ઇન્કિલાબ ઝિંદાબાદ: 'ક્રાન્તિ ઘણું જીવો'. જવાહરલાલ નહેરૂ લાહોર કૉંગ્રેસના પ્રમુખ હતા. એ કૉંગ્રેસના પ્રમુખ તરીકેના પોતાના ભાષણના અંતે ઇન્કિલાબ ઝિંદાબાદ નો પોકાર કર્યો. એ જ કૉંગ્રેસમાં બ્રિટિશ સલ્તનતને એક વર્ષનું અલ્ટીમેટમ્ (મહેતલ) અપાયું. એ અલ્ટીમેટમને બ્રિટિશ સરકારે ગણકાર્યું નહિ એટલે ઈ. સ. ૧૯૩૦ ની કાયદા ભંગની ચળવળ શરૂ થઈ. આ અલ્ટીમેટમ અને લડતના સૂચકરૂપે જવાહરનો ઇન્કિલાબ ઝિંદાબાદ નો પોકાર હતો. એ પોકારમાં જુસ્સો હતો, આવેશ હતો અને લડત લડી લેવાનો નિશ્ચય હતો. આખી યે મહાસભાના જુસ્સાનું પ્રતીક જવાહર હતો, ધગશનું પ્રતીક જવાહર હતો, આ પોકાર એ જુસ્સો અને ધગશનું પ્રતીક છે.

જવાહરે આપેલા આ નવા પોકાર સામે કહેવાતા ગાંધીવાદી અહિંસકો ખાનગીમાં થોડો થોડો ગણગણાટ શરૂઆતમાં કરતા હતા. ક્રાન્તિ એ શબ્દ રશિયાની લોહીભીની ક્રાન્તિ સાથે સંકળાયેલો હતો અને જેના વંશમાં આવું આગળપાછળ 'લોહી' સંકળાયેલું હોય એવો પોકાર 'અહિંસક' પોકારની–બ્રાહ્મણની–નાતમાં બેસીને કદાચ બધું અભડાવી મારશે એવી કંઈક બીક હશે. પણ લોકનાં ટોળાંમાં આ નવપોકાર એટલી પ્રચંડતાથી પ્રસરી ગયો કે એવા ચોખલિયા ગાંધીવાદીઓ પોતાની ધરપકડ વખતે એ પ્રચંડ પોકારોના પૂરમાં સ્નાન કરતાં કરતાં હર્ષ અનુભવતા હતા.

બ્રિટિશ સલ્તનતના વર્ષોના રાજ્યકારોબારની સામે હિંદી પ્રજાએ ઉપાડેલી સક્રિય લડતનો એ પ્રથમ પોકાર હતો. એ એક પ્રકારનો શંખનાદ હતો. યુદ્ધ શરૂ કરતાં પહેલાંની ઘોષણા હતી.

વંદે માતરમ્‌ના પોકારે દેશ પ્રત્યે ભક્તિ પેદા કરાવી, તો ઇન્કિલાબ ઝિંદાબાદે એ પેદા થયેલી ભક્તિને સક્રિય લડતને રસ્તે વાળી. વંદે માતરમ્ જો બ્રિટિશ સલ્તનતના મૃત્યુ ઘંટનો પ્રથમ ટકોરો હોય, તો ઇન્કિલાબ ઝિંદાબાદ એ મૃત્યુ ઘંટનો બીજો ટકોરો હતો અને એ ટકોરામાંથી એટલો બધો ઘણુઘણાટ પ્રકટ્યો હતો કે એ ઘણુઘણાટે બ્રિટિશ સામ્રાજ્યના પાયાઓ સૌથી પહેલાં ડગમગી ઉઠ્યા.

करेंगे या मरेंगे રાષ્ટ્રપિતા મહાત્માજીએ ૧૯૪૨ની છેવટની ધરપકડ પહેલાં આ આખરી મંત્ર પ્રજાને આપી દીધો. એક બ્રહ્માસ્ત્ર છૂટી ગયા પછી પાછું વાળી શકાતું નથી, તેમ આ મંત્ર તેમની પાસેથી છૂટી ગયો. યુદ્ધની ઘોષણાનો મંત્ર જવાહરે આપ્યો તો આ મંત્ર રાષ્ટ્રના પિતા ગાંધીજીએ

આપ્યો અને પિતાપુત્રે મળીને આ આપેલા મંત્રોથી રાષ્ટ્રની આઝાદીની સિદ્ધિ ફળી.

આ મંત્રની પાછળ રહેલું મરણિયાપણું હિંદની પ્રજાએ જોઇ લીધું અને પોતાની નાડીના ધબકારાઓ તેની સાથે મિલાવ્યા. લોકોને જાહેર થઇ ગયું કે આઝાદીને સિદ્ધ કરી બનાવો, નહિ તો લડતાં લડતાં ખતમ થઇ જાઓ. રાષ્ટ્રની લડતનો આ આખરી અંજામ છે. કાં રાષ્ટ્ર જીવે કાં સલ્તનત જીવે.

ઘણીક વસ્તુઓમાં એક બે અને ત્રણ આવે છે. અને ત્રણ આવતાં એ પૂરું થઇ જાય છે. બ્રિટિશ સલ્તનતના મૃત્યુ ઘંટના બે ટકોરા તો પડી ચૂકયા હતા. આ ટકોરો આખરી હતો અને આખરી ટકોરાએ બ્રિટિશ સલ્તનતને હિન્દુસ્તાનમાંથી ભૂંસી નાખી.

વંદે માતરમ્ અને ઇન્કિલાબ ઝિંદાબાદ એ બન્ને પોકારો યુદ્ધે ચઢેલી પ્રજાઅવસ્થાના સૂચક છે.

જય હિંદ: વંદે માતરમ્ જેવોજ સાદો અને સીધો—હિંદનો જય થાઓ. દેશ આઝાદ થયો છે અને હવે તેનો જય થાઓ. હિંદમાં પ્રસરેલા જુદા જુદા સંપ્રદાયોમાં પણ આવું જ સંબોધન હોય છે. જય શ્રી કૃષ્ણ, જય સ્વામીનારાયણ, રામકબીર, સતશ્રી અકાલ એ દરેકે દરેક સંપ્રદાયના લોકો પોતાના ઇષ્ટ દેવનું સ્મરણ એકબીજાને કરાવે છે.

'વંદે માતરમ્' પરાધીન અવસ્થાનો પ્રથમ પોકાર હતો. તેમ 'જય હિંદ' સ્વાધીન અવસ્થાનો પ્રથમ પોકાર છે. સ્વાધીન થયેલા રાષ્ટ્રને નવેસરથી રચવાનું છે. એ રચના માટે ખંત, મહેનત, ધીરજ, સ્થિરતા અને શાંતિ જરૂરનાં છે. એને સ્થાપિત કરવાનાં છે. એ સ્થાપિત થયા પછીથી જ રાષ્ટ્રનું ચણતર નવેસરથી કરીને તેને વિજયી બનાવવાનું છે. 'જય હિંદ' એ સર્વનો સૂચક છે.

વ્યક્તિગત પોકારો અને સંસ્થાગત પોકારો આજે પહેલાં હતા અને હજીયે ચાલે છે. કૉંગ્રેસ ઝિંદાબાદ, સરદારકી જય, પાકીસ્તાન ઝિંદાબાદ,

# વરપક્ષ વિચાર

ચિમનભાઈ મુ. અમીન

આજકાલ આપણી જ્ઞાતિમાં ઉજવાતા લગ્નપ્રસંગો બાબત ઝીણવટથી વિચાર કરીશું તો આપણને ભારે નિરાશા થશે. નરી આંખે તરી આવતી કેટલીક બાબતો આપણે વિચારીએ.

લગ્નમાં બે પક્ષ છે. વરપક્ષ અને કન્યાપક્ષ. ખરી રીતે વિચારીએ તો વરપક્ષ તથા કન્યાપક્ષ—બંને પક્ષને આ લગ્નનો પ્રસંગ આનંદથી ઉજવવાનો હક્ક છે. પરંતુ આજે તો વરપક્ષને જ લગ્નનો આનંદ માણવાની સત્તા હોય અને કન્યાપક્ષને તો વરપક્ષની વેઠ જ કરવાની ફરજ હોય એ રીતે વ્યવહાર અને વર્તન થાય છે. આમાં બંને પક્ષનો દોષ છે. વરપક્ષ એમ માને છે કે લગ્નપ્રસંગે વર તથા તેની સાથેની જાનની બધી જાતની સુખસવડ સાચવવી એ કન્યાપક્ષની ફરજ છે. પરંતુ એ ભૂલી જાય છે કે સામે ઘેર પણ કન્યાનું લગ્ન છે અને એ લગ્નનો આનંદ માણવાનો કન્યાપક્ષને પણ અધિકાર છે. એટલે લગ્નપ્રસંગે અનેક જાતની સુખસવડની માગણી અધિકારપૂર્વક કરે છે. બીજી તરફ કન્યાપક્ષ એમ માને છે કે પોતાની દીકરી સાથે પરણવા આવનાર વર તથા તેની સાથે આવતા જાનૈયા તેની ઉપર ભારે ઉપકાર કરે છે. એટલે અનેક રીતે એની ખુશામત કરી રાજી કરવા પ્રયત્ન કરે છે. પરિણામે એક પક્ષ લગ્ન પૂરું થતાં પૈસે, શરીરે અને મનથી થાકી જાય છે. અને કન્યાનું લગ્ન આવતાં લોકો ધ્રુજી ઉઠે છે. કન્યાના બાપ થવાનું અકારું લાગે છે. સ્ત્રીપુરુષ સમાનતાની વાતોના આ જમાનામાં આ બને તે વ્યાજબી નથી. ખાસ કરીને સ્ત્રીસન્માનમાં માનનાર યુવકવર્ગે આ દશા ટાળવા શું કરવું જોઈએ તે ખાસ વિચારવા જેવું છે. આમ કરવામાં દરેક યુવક પોતાની બહેનનેજ માન આપે છે. ઉપલક દૃષ્ટિએ વિચારતાં કેટલીક બાબતો ખાસ વિચારવા જેવી છે. દાખલા તરીકે:—

૧. જાનમાં બને એટલા ઓછા માણસો લઈ જવા અને કન્યાપક્ષને બને એટલી સરળતા આપવી.

૨. લગ્ન નિમિત્તે કન્યાનાં માબાપ વગર કારણે લૂગડાં અને દાગીના કરાવી ભારે મોંઘવારીમાં ભારે ખર્ચના બોજામાં આવી જાય છે. એના કરતાં તે પોતાની દીકરીને ખપ પૂરતાંજ કપડાંદાગીના કરાવે ને બાકીની રકમ પોતાની દીકરીને જરૂર પડે તે વખતે વાપરવા આપે એવો આગ્રહ રાખવો.

૩. જાનને તેડવા સ્ટેશન ઉપર વાહન મોકલવાની પદ્ધતિ પડી છે તે વધુ પડતી છે. વર અને સરસામાન માટે એકાદ વાહન રહે તો બસ ગણાય,

૪. સવારે હાજરીમાં હદ ઉપરાંતનો વ્યય થાય છે. એને બદલે દાળભાતનું જમણ રાખી રાત્રે એકજ વખત જમવાનું રાખવું જોઈએ.

૫. બે વખત ચા સિવાય—આઇસક્રીમ-સોડા, લેમન કે સિગારેટ વગેરે પૂરું પાડવાનું શરૂ થયું છે તે બિનજરૂરી છે.

૬. લગ્નપ્રસંગે વરના મિત્રો મંડપ પાસે બેસવાનો મોહ રાખે છે તે બિનજરૂરી છે. કંઇક અસભ્ય પણ લાગે છે. કારણ કે લગ્નના વિધિનો અભ્યાસ કરવા આવી રીતે કોઈ બેસતું જણાતું નથી. કન્યાપક્ષને માટે આ માગણી અકળામણકર્તા જણાઇ છે.

૭. કન્યાને વળાવતી વખતે વડી, પાપડ અને ખાવું મોકલવામાં આવે છે. એ બંધ થાય તે ઇષ્ટ છે. બહુ તો થોડી મીઠાઇ મોકલે તે બસ છે. બાકીનો સામાજિક વ્યય જ છે.

૮. કન્યાપક્ષે પણ વરપક્ષની બધી માગણીઓ ગુલામીભાવે પૂરી પાડવી એ અયોગ્ય છે. કન્યાપક્ષની ગુલામી મનોદશાને લીધે જ જાત જાતની સવડો આપવાની ખુશામત જ્ઞાતિમાં વધી ગઈ છે. અને એને લીધે કન્યાપક્ષના કામ કરનાર માણસો લગ્ન પૂરું થતાં થાકીને લોથ થઈ જાય છે. અને કન્યાપક્ષને લગ્નનો આનંદ મળતો નથી.

૯. જમવાના તથા બીજા કાર્યક્રમો મોડા ગોઠવાય છે. રોજ ઘેર જમવા વગેરેના ટાઇમ પ્રમાણે બધા કાર્યક્રમો ગોઠવાય તે જરૂરી છે.

આપણે આજના યુવકો સ્ત્રીસન્માનની ખૂબ વાતો કરીએ છીએ. પરંતુ આપણે પરણવાના અગર કોઇની જાનમાં જવાના પ્રસંગે ભૂલી જઇએ છીએ કે લગ્નના પ્રસંગે વર તથા કન્યા—બંને પક્ષને આનંદ માણવાનો અધિકાર છે. અને તેથી કન્યાપક્ષ કન્યાના લગ્નથી કંટાળી જાય—એવું વર્તન કરીએ છીએ.

સ્ત્રીસન્માનમાં માનનાર યુવક ભાઇઓએ એ બાબત વિચારી યોગ્ય વર્તન કરવા જેવું છે. આમ કરવામાં આપણે આપણી બહેનોને જ માન આપ્યું ગણાશે.

---

દેશના જે ભાઇબહેનોનાં આ વરસનાં લવાજમ બાકી છે તેમને આવતો અંક વી. પી. થશે. તો વી. પી. ન ઇચ્છતાં ભાઈબહેન તે પહેલાં મ. ઓ. થી લવાજમ મોકલે. અને જે ગ્રાહક રહેતા ન ઇચ્છતાં હોય તે કાર્ડ લખી જણાવે. જેથી વી. પીના નાહક ખર્ચમાં ઉતરવું ન પડે. કોઈ કોઇ આવી ખબર આપતાં નથી, તેમજ વી. પી. સ્વીકારતાં નથી, તો એ ઠીક ન કહેવાય.

# ગ્રામ વિદ્યાપીઠ

ગોરધનભાઇ પટેલ

ગુજરાતને પોતાની જુદી વિદ્યાપીઠ હોવી જોઇએ એ જૂની માગણીને ઠેકાણે હવે તો ગુજરાતમાં એક કરતાં વિશેષ વિદ્યાપીઠ હોવી જોઇએ, એ માગણી જોર પકડે છે. અમદાવાદ ગુજરાત વિદ્યાપીઠ કરે છે. વડોદરા રાજ્ય પણ પોતાની વિદ્યાપીઠ કરે છે. સૌરાષ્ટ્રનો પણ દાવો છે કે અમારી પણ જુદી વિદ્યાપીઠ હોવી જોઇએ. એ પ્રમાણે આણંદમાં પણ ગ્રામજીવનના વિકાસ માટે વલ્લભવિદ્યાનગરના સંચાલકો ગ્રામ વિદ્યાપીઠ કરવાનાં પગલાં લેઈ રહ્યા છે. મુંબઈ યુનિવર્સિટીની સેનેટ અને સિન્ડિકેટના સભ્ય શ્રી ગોરધનભાઇ ગ્રામ વિદ્યાપીઠની જરૂરિયાત અને તેના કોડ સેવનાર વિદ્યાનગરની પ્રગતિનો આ લેખમાં ખ્યાલ આપે છે.—તંત્રી.



મહાત્મા ગાંધીજીએ આપેલી પ્રેરણા અને માર્ગદર્શનને પરિણામે ગુજરાતી જનતામાં એક એવો ગણનાપાત્ર વર્ગ ઊભો થયો છે, જેને ઉચ્ચ કેળવણીના પ્રવાહોને ગામડાંની જનતાની સેવાના માર્ગ તરફ વાળવાની જરૂર સમજાઇ ગઇ છે. ખરી રીતે તો ગુજરાતમાં ગ્રામ વિદ્યાપીઠની સ્થાપના કરવી એ મહાત્મા ગાંધીજીની એક અણપૂરાયેલી આકાંક્ષા છે. ઉદ્યોગની દૃષ્ટિએ પણ શહેર અને ગામડાંનાં હિત જુદાં છે. શહેરોને મોટા રાક્ષસી ઉદ્યોગોમાં રસ છે. અને ગામડાં નાના નાના ગૃહઉદ્યોગોમાં રસ ધરાવે છે. ગામડાંની જરૂરિયાતો યથાર્થ રીતે સમજવા માટે તથા ગામડાંના પ્રદેશોમાં જે સાધનો મળે છે તેને વિકસાવવા માટે સાહિત્ય અને વિજ્ઞાન તરફનાં આપણાં દૃષ્ટિબિન્દુ પણ ફેરવવાં પડશે. આપણા વિદ્વાનો અને વૈજ્ઞાનિકો ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રમાં જે સિદ્ધાન્તો અને માન્યતાઓ પરંપરાથી સ્વીકારાઈને ચાલ્યા આવે છે તેમાં પૂરેપૂરો પલટો લાવી શકશે તો તેઓ દેશની સાચી સેવા બજાવી શકશે એ નિઃશંક છે.

આ દિશામાં ગુજરાતની સ્થિતિ સદ્ભાગ્યે સારી છે. મહાત્મા ગાંધીજીએ જેની યોજના વિચારી હતી એવું એક ગ્રામજનતાનું વિદ્યાપીઠનું બીજ આણંદમાં વલ્લભવિદ્યાનગરમાં રોપાઈ ગયું છે. આજે સારા સિંચનનો લાભ મળતાં એ બીજમાંથી વૃક્ષ થવાનો વિકાસ શરૂ થઇ ગયો છે. સરદાર વલ્લભભાઇ પટેલના પ્રમુખપદે ચારુતર વિદ્યામંડળે ગામડાંના પુનરુદ્ધારની અને પુનર્ઘટનાની વિશાળ યોજના હાથ ધરી છે. એ યોજના સિદ્ધ થતાં ગામડાંની જનતાના સાંસ્કૃતિક અને આર્થિક જીવનમાં અજબ ક્રાન્તિ પ્રગટ થતી દેખાશે. એ વિદ્યામંડળની પાસે આજે ૭૦૦ એકર જમીન છે. તેમના અનેક આશયોમાં

એક આશય વિદ્યાર્થીઓને ત્યાં વસાવી તેમને ઉચ્ચ શિક્ષણ આપનારું વિદ્યાપીઠ સ્થાપવાનો છે; અને સંસ્કારવિકાસની બધી સગવડો પૂરી પાડતું ઑક્સફર્ડ અને કેમ્બ્રીજ જેવું એક વિદ્યાપીઠનગર ત્યાં ઊભું કરવું એ ધ્યેય તેમણે પહેલેથીજ રાખ્યું છે. બે વરસના ટૂંકા ગાળામાં તેમણે મોટું કારખાનું, લાકડાં વહેરવાની મિલ, સુતારકામનું ખાતું, ઈંટ બનાવવાના ભઠ્ઠા, સિમેન્ટની પાઈપો બનાવવાનું કારખાનું વગેરે અનેક પ્રવૃત્તિઓ પુષ્કળ ખર્ચ કરીને ઊભી કરી દીધી છે. પોતાના કાર્ય માટે જોઈતી બધી જ વસ્તુઓ બને ત્યાં સુધી ત્યાંજ ઉત્પન્ન કરવી તથા તે બધી વસ્તુઓ ગામડાંની જનતાને સહકારી ધોરણે પૂરી પાડવી એ તેમનો શુભ આશય છે. તેઓ ગામડાંની જનતાને એ દર્શાવવા માગે છે કે વિજ્ઞાનની આધુનિક શોધોની મદદ અને સહકારથી ગામડાંના જીવનને પૂરેપૂરું સ્વાધીન અને સ્વસંપૂર્ણ કેમ બનાવી શકાય છે તથા તે સાથે જ સંસ્કારી અને સંતોષી જીવન બનાવવા માટે જે આધુનિક વિચારો પ્રવર્તે છે તે અનુસાર ગામડાંના જીવનની પુનર્ઘટના કેવી રીતે કરી શકાય છે. બેશક આ એક વિરાટ કાર્ય છે. પરંતુ જે રીતે તેમણે ગામડાંની પુનર્ઘટનાના પ્રશ્નોનું નિરાકરણ કર્યું છે, જે પ્રગતિશીલ અને નવીન દૃષ્ટિબિન્દુ સ્વીકાર્યું છે તથા આ દિશામાં આટલા થોડા સમયમાં જે સિદ્ધિઓ મેળવી છે તે જોતાં ગુજરાતની ગ્રામજનતાનું ભાવિ ચોક્કસ ઉજ્જવળ અને ઉત્સાહપ્રેરક દેખાય છે. શહેરીજીવનથી ભિન્ન એવા ગ્રામજીવનમાં પ્રાણ પૂરનારી જે વિવિધ પ્રવૃત્તિઓ છે તે બધીના આત્મા તરીકે મંડળે શિક્ષણનો સ્વીકાર કર્યો છે. શિક્ષણ દ્વારા જ લોકોમાં એક નવું વાતાવરણ પેદા કરવાનો તેમનો આશય છે કે જેને પરિણામે ગામડાંની જનતા સ્વતંત્ર રીતે અને બુદ્ધિપૂર્વક વિચાર કરતી થાય, તેમનામાં સુખસગવડની આશાઓ અને આત્મવિશ્વાસની તાકાત પ્રગટે.

મંડળે મેળવેલી વિશાળ જમીન આજે અનેક માનવપ્રવૃત્તિથી ગાજતી થઈ છે અને એ દરેક પ્રવૃત્તિનો હેતુ મંડળના અંતિમ ધ્યેયને પહોંચવાનો છે. જેને સ્થપાયાને હજી માત્ર એક વર્ષ થયું છે તે વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજ (આર્ટ્સ અને સાયન્સ) ત્યાં ખડી થઈ ગઈ છે, જેમાં શરૂઆતને પહેલે જ વરસે ૬૦૦ વિદ્યાર્થીઓ દાખલ થયા હતા અને તેમાંના ૪૫૦ તો કૉલેજના છાત્રાલયોમાં વસવાટ કરનારા જ હતા. એક વખત ભૂલાઈ ગયેલી ગુજરાતની ગામડાંની જનતાની ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રની વિવિધ જરૂરિયાતો પૂરી પાડવા માટે સર્જનાર બીજી અનેક મહાન શિક્ષણસંસ્થાઓનું આ કૉલેજ તો માત્ર

મંગળાચરણ છે. અત્યારના મુંબઈની હાઈકોર્ટના વડા ન્યાયમૂર્તિ અને તે વખતના મુંબઈની વિદ્યાપીઠના વાઇસ ચાન્સેલર શ્રી. એમ. સી. ચાગલાએ ઇ. સ. ૧૯૪૭માં વિઠ્ઠલભાઇ પટેલ કૉલેજમાં માંગલિક પ્રવચન કરતાં કહ્યું હતું કે શિક્ષણના ક્ષેત્રમાં હું આજે એક મૂંગી ક્રાન્તિનું પ્રત્યક્ષ દર્શન કરી રહ્યો છું. આ પ્રયાસને એમણે ક્રાન્તિનું દર્શન એટલા માટે કહ્યું કે આજ સુધી ગામડાંઓનો ઉચ્છેદ કરીને ગ્રામજનતાને ઉચ્ચ શિક્ષણ માટે શહેરોમાં ઘસડી લાવવામાં આવતી, ત્યારે આજે અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ચારુતર વિદ્યામંડળે ઉચ્ચ શિક્ષણની ગંગાનું ગ્રામજનતાને બારણે અવતરણ કર્યું છે. મુંબઇના અત્યારના ગવર્નર સર મહારાજસિંહે પણ કહ્યું છે કે આની શિક્ષણસંસ્થાઓ મેં પૂર્વે કદી જોઇ નથી. મુંબઇના માજી ગવર્નર સર જ્હોન કોલવીલે મંડળનો ઝડપભેર થયેલો વિકાસ જોઇને કહ્યું હતું કે આ મંડળના સંચાલકો અમેરિકનો કરતા પણ વધારે ઝડપથી કાર્ય કરનારા છે.

આ વરસે મુશ્કેલ ગણાતી એક સિદ્ધિ પણ મંડળે મેળવી અને તે બિરલા એંજીનિયરિંગ કૉલેજની સ્થાપના. આ માસમાં આ સંસ્થા મૂર્ત સ્વરૂપે કાર્ય કરતી થઇ ગઇ છે. કૉલેજભવન, છાત્રાલયો અને અધ્યાપકોનાં નિવાસસ્થાનો એટલી ઝડપથી બંધાઈ રહ્યાં છે કે જોનારને તો આજે પણ એમ લાગે કે જેનું નામ વલ્લભવિદ્યાનગર પાડવામાં આવ્યું છે તે ભવિષ્યનું વિદ્યાપીઠનગર જાણે કે ત્યાં ખડું થઇ રહ્યું છે. દાક્તરી શિક્ષણની, વેપારી શિક્ષણની અને શિક્ષકો તૈયાર કરનારી કોલેજો તો ધારે તે સમયે ઊભી કરી શકાય તેવી છે. આ બધી સિદ્ધિઓ મેળવવા માટે મંડળના સંસ્થાપકો અને સંચાલકોએ પાંચ વરસનો ગાળો નક્કી કર્યો છે. અને આ કાંઇ આળસુ માણસોનાં સ્વપ્નો નથી, પણ સિદ્ધિ તરફ પગલાં માંડતા ક્રિયાશીલ માણસોના મનોરથો છે. તેમની આકાંક્ષા ઉચ્ચ કેળવણી અને સંશોધનનું કાર્ય કરતી બધી જાતની શિક્ષણસંસ્થાઓ સ્થાપવાની છે અને તે પણ પરંપરા પ્રાપ્ત દૃષ્ટિબિન્દુથી નહિ પણ ગામડાંની જનતાની જરૂરિયાતો અને સંસ્કારસમૃદ્ધિ લક્ષમાં રાખીને. તેમણે અંતિમ ધ્યેય એવું રાખ્યું છે કે વિદ્યાર્થીઓને ત્યાં જ વસાવીને શિક્ષણ આપનારું વિદ્યાપીઠ વલ્લભવિદ્યાનગરમાં સ્થાપવું અને એ વિદ્યાપીઠનગરનું તંત્ર એક કુશળ અને સંસ્કારી કુલપતિને હસ્તક સોંપવું.

કોંગ્રેસે સ્વીકારેલા આ સિદ્ધાન્તોનો લાભ તો આજ સુધી ગામડાંની જનતાને ભાગ્યે જ મળ્યો છે. આજે સુધી તો થોડાક શહેરીઓના કલ્પિત લાભ માટે જ એ પ્રવૃત્તિઓ હાથ ધરાઈ છે. મંડળનાં સંચાલકો

અને કાર્યકરોએ અત્યારના સમયમાં કે જ્યારે ડગલે ને પગલે માલની અછત, સરકારી નિયમનો ને માપબંધીઓ તથા તુમારોને અંગે થતી ઢીલ વગેરે મુશ્કેલીઓ નડે છે ત્યારે બહુ ટૂંકા સમયમાં આવી અજબ સિદ્ધિ ને સફળતા મેળવી છે એ તેમના ઉત્સાહ અને શક્તિનો અચૂક પુરાવો છે. આખા મુંબઈ ઇલાકાના સમજદાર અને પ્રગતિશીલ સમાજસેવકોમાં મંડળની આ સિદ્ધિઓએ માન અને પ્રશંસાની લાગણી જન્માવી છે. દેશની ગ્રામજનતાની સેવાની દીક્ષાને લઈને તથા નિ:સ્વાર્થ કાર્ય કરીને મંડળના સંચાલકોએ આજે એવું સ્થાન પ્રાપ્ત કર્યું છે કે માત્ર સરકારને જ નહિ પણ બીજી શિક્ષણસંસ્થાઓને પણ એમનું કહેવું સાંભળવા થોભવું પડે. એ પ્રદેશની જનતા તો મંડળના આદર્શોથી મુગ્ધ બની છે ને મંડળના સંચાલકોની કાર્યદક્ષતા તથા શક્તિથી પ્રેરાયેલી સાચી અને અખૂટ શ્રદ્ધાને આધારે તેણે રૂપિયા વીસ (૨૦) લાખથી વધારેની કિંમતની પોતાની જમીન (જેના ઉપર તેઓ નભતા અને જીવતા) તથા બીજું રોકડ નાણું મંડળને હસ્તક મૂક્યું છે: કારણ કે મંડળની ગ્રામોદ્ધારની પ્રવૃત્તિઓની સદ્ધરતા અને કિંમતની તેમને ખાતરી થઈ ચૂકી છે. અને આ બધું સમર્પણ કરનારા આ લોકો કાંઈ આળસુ કે બેદરકાર નથી. ઊલટું પોતે હૃદયથી કરેલા નિશ્ચયને આંખ મીંચીને દૃઢતાથી વળગી રહેવાની તથા એ નિશ્ચયની સિદ્ધિ આડે આવતાં વિઘ્નોને ઉખેડીને ફેંકી દેવાની એમની ખાસિયત જાણીતી છે.

વિદ્યાર્થીઓને ત્યાં જ વસાવીને શિક્ષણ આપનારું વિદ્યાપીઠ સ્થાપવાના મંડળના આશયને મુંબઈ વિદ્યાપીઠના આશીર્વાદ પણ મળ્યા છે. તા. ૩–૪–૧૯૪૮ની મુંબઈ વિદ્યાપીઠની સેનેટની સભાએ એ બાબતમાં નીચે પ્રમાણેનો ભલામણનો ઠરાવ સરકાર તરફ રવાના કર્યો છે :—

"મુંબઈ પ્રાન્તના જુદા જુદા પ્રદેશોમાં અલગ વિદ્યાપીઠ સ્થાપવાની મુંબઈ સરકારની નીતિની નોંધ લેવાની સાથે સેનેટ એવો અભિપ્રાય દર્શાવે છે કે ઉચ્ચ *શિક્ષણના હિતમાં વિદ્યાર્થીઓ માટેનાં* વસતિગૃહયુક્ત *શિક્ષણ* આપનારાં સ્વાયત્ત વિદ્યાપીઠો એક કે વધારે એક સમયે જ સ્થાપવામાં આવે તો તેને ઉત્તેજન આપવું ઇચ્છનીય છે.

"વળી ચારુતર વિદ્યામંડળ એવી બાંહેધરી આપે છે કે આ જાતનું વિદ્યાપીઠ એમનાં પોતાનાં સાધનોમાંથી જ તેઓ પાંચ વરસના ગાળામાં ઊભું કરશે અને નભાવશે તથા ત્યાં ઓછામાં ઓછા એક હજાર વિદ્યાર્થીઓ તથા તેમના અધ્યાપકોને વસાવી શિક્ષણ તથા સંશોધનની બધી સગવડો પૂરી પાડશે

અને તે વિદ્યાપીઠને કાયદેસરની સંસ્થા બનાવવા ધારો ઘડી કાઢવા તેઓ સરકારને વિનંતિ કરશે. તેથી સેનેટ એવી ભલામણ કરે છે કે ઉપર દર્શાવેલું નિવાસગૃહવાળું, સ્વતંત્ર અને શિક્ષણકાર્ય કરનારું વિદ્યાપીઠ આણંદમાં સ્થપાય તે સમય દરમ્યાન, ગુજરાતમાં અલગ વિદ્યાપીઠ સ્થાપવામાં આવે તો પણ મંડળની બધી કોલેજોનું જોડાણ મુંબઈ વિદ્યાપીઠ સાથે ચાલુ રાખવાની સંમતિ આપવી."

ગુજરાતમાં નજીકના ભવિષ્યમાં જ ગ્રામજનતાનું વિદ્યાપીઠ સ્થાપવાના વિચારની સિદ્ધિને હસી કાઢનારાઓના તથા શંકાકુશંકા કરનારાઓની પ્રવૃત્તિઓને દબાવી દેવા સેનેટ જેવી પ્રતિષ્ઠિત સંસ્થાએ આ અભિપ્રાય દર્શાવ્યો છે તે બસ થવો જોઈએ. આ પ્રમાણે યોગ્ય દષ્ટિબિંદુથી વિચાર કરતાં ચારુતર વિદ્યામંડળે સ્થાપેલી શિક્ષણસંસ્થાઓનું ગુજરાત પ્રદેશ માટે સ્થપાનારાં અલગ વિદ્યાપીઠ સાથે બળજબરીથી જોડાણ કરવું એ પ્રશ્નને અવકાશ કે સ્થાન જ રહેતું નથી. આ સંસ્થાઓ જે દષ્ટિબિન્દુથી સ્વતંત્ર વિકાસ સાધી રહી છે તેનાથી જુદા જ હેતુ ખાતર એ સંસ્થાઓને વિમાર્ગે દોરવી કે તેમના વિકાસને અટકાવવા એ તો ગુજરાતના ભાવિને ગૂંગળાવી નાખવા જેવું જ થશે. આ સંસ્થાઓ તો ગામડાંની ધરતીમાંથી જન્મી છે ને એ ધરતીના ધાવણથી જ એ પોષણ પામશે. અને જેઓએ આ સંસ્થાઓના વિચાર અને યોજના ઘડ્યાં છે તેઓ જ એ નિર્ણય કરી શકશે કે આરોગ્યમય અને સંપૂર્ણ વિકસિત જીવન પ્રગટાવવા માટે તેમને માટે કયી સ્થિતિ ઉત્તમ છે. અધિકારીઓનાં કે કાયદાનાં ફરમાનો આ સંસ્થાઓમાં પ્રાણ નહિ પ્રગટાવી શકે. એથી તો ઊલટું તેમનો જુસ્સો અને ઉત્સાહ મરી પરવારશે અને સંચાલકોએ નજર સામે રાખેલું અંતિમ ધ્યેય છિન્નભિન્ન થઈ જશે. સરકાર અને સમજદાર જનતા કેવળ કપોળકલ્પિત અને ક્ષુલ્લક લાભ ખાતર ગુજરાતની આ ધનસમૃદ્ધિને વેડરી મારવાનું કાર્ય કરશે? કે પછી જે શિક્ષણના માટે બધાએ આટલી વિચારણા અને ચિન્તા દર્શાવી છે તે શિક્ષણના ક્ષેત્રની સેવા ખાતર આ બધાં બળોને ઉત્તેજી વધારે મજબૂત બનાવશે? મુંબઈની સરકાર અને જનતાનો પ્રગતિશીલ તથા સમજદાર વર્ગ આ સંસ્થાઓને મરી જવા કે અકાળે કરમાઈ જવા દેશે? કે પછી આ બધી ગ્રામસંસ્થાઓના સંસ્થાપકો અને સંચાલકોને ઉત્સાહ આપી ગ્રામજનતાનું વિદ્યાપીઠ સ્થાપવાના મહાત્મા ગાંધીજીના સ્વપ્નને મૂર્તિમંત કરવામાં મદદ કરશે? આ પ્રશ્નનો એક જ જવાબ હોઈ શકે અને તે સાહુ સમજી શકે એવો છે.

# અનેકરંગી દુનિયા

અરવિંદ પટેલ

રસ્તામાં ત્રણે દિવસે છોટાભાઇ મળી ગયા. મેં પૂછ્યું: 'કેમ કંઇ બહુ ધમાલમાં પડી ગયા લાગો છો!'

છોટાભાઇ ઊભા રહેતાં બોલ્યા: 'પાટીદારને દીકરી ઉમરલાયક થઇ એટલે એના વિવાહની કેટલી ધમાલ હોય છે તે, તમે એ પાંજરામાં ઊભા રહેશો ત્યારે સમજ પડશે.'

મેં નવાઇ પામતાં કહ્યું: 'સવિતાને અત્યારથી પરણાવવાની વાત કરો છો! પંદર વર્ષે એ છોકરી મેટ્રિક થશે. સારી હોશિયાર છે, પછી એને આગળ ભણાવવાની મૂકી પરણાવવાની તમારા જેવા સમજુ બાપ વિચાર કરે એ કહેવું કહેવાય!'

છોટાભાઇ: 'એ બધું હું ક્યાં નથી સમજતો? પરંતુ અમારાં નાનાં ગામોનો ગોળ કેળવણીમાં ઘણો પછાત છે. જ્યાં છોકરાઓ જ ભાગ્યે કોલેજમાં જતા હોય, અને તેય કુંવારા તો હોય પણ નહિ, ત્યાં સવિતાને ઊંધું ઘાલીને ભણાવવી એ ગળે ફાંસો લાવવા જેવી વાત થાય. એટલે જો કોઇ ભણેલો છોકરો મળે તો એક વખત લગ્ન પતાવી દેવું પછી એની ઇચ્છા હોય તો દીકરીને આગળ ભણાવવી.'

મનમાં દુઃખ થયું જે સમાજમાં આવી કરુણ સ્થિતિ હોય ત્યાં છોકરીઓનો વિકાસ શી રીતે થાય! એનો અભ્યાસ પણ એના વરની રુચિ ઉપર અવલંબે, એ સમાજવ્યવસ્થા ક્યારે નાશ પામશે! પરંતુ એ આદર્શભૂમિની વાત ન કરતા, વ્યવહારભૂમિ ઉપર પગ માંડતાં મેં કહ્યું: 'તમારા ગોળમાં કેળવણી ઓછી છે એટલે કોઇ ભણેલો છોકરો મળી જાય તો એ સવિતાને રાજી થઇને સ્વીકારી લે. એને આવી ભણેલી છોકરી ગોળમાંથી ક્યાં મળવાની હતી!'

છોટાભાઇએ તાજો અનુભવ એ અંગેનો કહ્યો: 'આખા ગોળમાં, કુંવારો એક જ છોકરો સિનિયર બી. એ.માં છે. એ જેને હોય તેને ના પાડે છે. મેં માન્યું કે મને એ હા પાડશે સવિતા જેવી ભણેલી છોકરી એને બીજે ક્યાં મળવાની હતી!'

મેં અધિરાઇ બતાવતાં વચ્ચે પૂછ્યું: 'તે એણે શું કહ્યું?'

'પરમ દિવસે જ એને મળી આવ્યો. એની વાત સાંભળીને હું તો ચમકી ગયો.'

'કેમ, ના કહ્યું એણે?'

'ના તો શું કામ કરે? પણ એણે જે મનોદશા બતાવી તે જાણી હું ડઘાઇ ગયો.' સહેજ અટકીને એમણે કહ્યું: 'ભણેલા છોકરા પાસે આપણે સુધારાની આશા રાખીએ તે સ્થિતિ તો જાણે જવા દઇએ, પણ નાતમાં કોઇએ જેટલું નહિ માગ્યું હોય તેટલું એણે લાંબું ગણાવ્યું.'

'કારણ?' મેં સામું પૂછ્યું.

છોટાભાઈ મોં કટાણું કરીને બોલ્યા: 'મેં નાતમાં કોઇ ન ભણાવે તેટલું છોકરીને ભણાવી તે ગુના બદલ!'

મને કંઈ સમજ ન પડી એટલે હું મોં કાઢીને તાકી રહ્યો.

એમણે સ્પષ્ટતા કરતાં કહ્યું: 'એ છોકરાએ એની નિર્લજ્જ મનોદશા ખુલ્લી રીતે સ્પષ્ટ શબ્દોમાં કહી સમજાવી ત્યારે મને ધરતીનો છેડો આવી ગયેલો લાગ્યો. એણે કહ્યું: 'તમને આમાં મારી માગણી વધારે લાગે છે, પરંતુ બીજી રીતે જો જોશો તો તમને મારી માગણી સાવ ઓછી લાગશે. નાતમાં આજે કોઈ ગ્રેજ્યુએટ છોકરો કુંવારો નથી તે તો તમે દીકરીના બાપ છો. એટલે જાણતા હશો. તમારી દીકરી મેટ્રિક છે એટલે ઓછામાં ઓછો એને ગ્રેજ્યુએટ વર તો જોઇશે. એથી ઓછો તો દીકરી જ ના પાડશે. પરિણામે હું ના પાડું તો તમારે ગોળ બહાર જવું પડશે. બહાર તો દરેક મારા કરતાં વધારે માગશે એ તો ચોખ્ખી વાત છે. પછી હું માગું છું એ કયી રીતે વધારે છે!'



જનાર્દન અને હું એકબીજાના કુટુંબ અંગેના સાજસમાચાર પૂછવાના વ્યવહારિક ધર્મમાં પડી ગયા, તેમાંથી મેં પૂછ્યું: 'તમારા નાનાભાઈ, પ્રભાકર, હાલ શું કરે છે?'

જનાર્દને કહ્યું: 'કંઈ નહિ. માબાપ જોડે ઘેર વતનમાં જ રહે છે.'

'પણ વતનમાંય કંઈ ધંધો તો કરતા હશે ને?'

'કશોય નહિ.'

મને કંઇ યાદ આવતાં હું બોલ્યો: 'અરે! હું તો ભૂલી જ ગયો હતો. એને તો સાસરીની કંઇ લાખ-દોઢ લાખની મિલકત મળવાની છે, પછી એ શું કામ ધંધો કરે?'

'એની એ પત્ની તો ગુજરી ગઇ. એણે તો ફરી લગ્ન કર્યું છે. પહેલી પત્નીની ફક્ત બે દીકરીઓ છે.'

'એ ખરું. પણ એથી મિલકત મળવામાં શું વાંધો આવવાનો છે?'

'એ મિલકતમાંથી એક પાઈ પણ એ લેવાનો નથી. કહે છે એ મિલકત તો એ દીકરીઓની ગણાય. હું તો એનો ટ્રસ્ટી છું.'

'શું કહે છે, તું જનું! પ્રભાકર એટલો બધો નિર્લોભી છે? પાટીદાર યુવકો મોટેભાગે સાસરીને ફોલી ખાનારા કીડાઓ છે એ સ્થિતિમાં પ્રભાકર જેવો યુવક પણ એ જ જ્ઞાતિમાં છે એ ઉમદા દૃષ્ટાંત કહેવાય.' મેં મારી ખુશાલી વ્યક્ત કરતાં કહ્યું.

જનાર્દને એનો સ્વીકાર કરતાં કહ્યું: 'અરવિંદ! એ બાબતમાં તો પ્રભાકર આગળ મારું માથું નમે છે. એ પત્નીનાં કપડાં, જણશો વગેરે આ મોંઘા ભાવમાં વેચી એણે ટ્રસ્ટી તરીકે એ મિલકતને સહિસલામત સ્થળે મૂકી છે. મિત્રોએ એને ઘણું કહ્યું કે, ભલે તું એનો ટ્રસ્ટી તરીકે વહીવટ કરે, પરંતુ આ લડાઈના વખતમાં એ રકમને કોઈ ધંધામાં રોકી તું વેપાર કરે તો સારું કમાઈ શકે, એમ હોય તો તું એ રકમનું વ્યાજ મજરે આપજે. પ્રભાકરે એક જ કારણસર એ વ્યવહારિક દલીલ સ્વીકારી ન હતી– એમ કરવા જતાં જો ખોટ જાય તો પોતે આજે દૃઢ મનોબળવાળો પોતાને માનતો હોય, તો પણ એવે પ્રસંગે એ ઢીલો પડી ન જાય તેની શી ખાત્રી? એટલે એવો ખતરાભર્યો અખતરો પોતે ટ્રસ્ટી તરીકે ન જ કરે એ ધર્મ કહેવાય'

એ શબ્દો જનાર્દન બોલી ગયો ત્યારે મારી દૃષ્ટિ સન્મુખ પ્રભાકરની ઉજ્જવળ મૂર્તિ આકાર લેઇ રહી હતી.



ભગવાનદાસ કુળવાન ઘરનો વર મેળવી શકતા ન હતા એટલે દીકરી ખાસ્સી મોટી થઈ હતી. અને સામાન્ય રીતે એના જેટલી ઉમરનો એવો વર મેળવવો વરસે વરસે મુશ્કેલ બનતો હતો. એટલે સ્વાભાવિક કોઈની સાથે લગ્નની વાત થતી ત્યારે એ વરની જે ઉમર હોય તેથી એકાદ બે વરસ દીકરીનાં ઓછાં કહેતા બીજી બાજુ દીકરીનો દેખાવ એવો હતો કે ઉમર ઢાંકી રહે તેમ ન હતું. એટલે એવું ઉઘાડું જૂઠાણું બોલતાં મન પાછું પડતું એટલે એ સવાલના જવાબમાં સહેજ ખમચીને એ બોલતા.

એવા એક છોકરા અંગે એમણે દરખાસ્ત મૂકી ત્યારે સામા વડીલે પ્રશ્ન પહેલો કર્યો: 'કન્યાની ઉમર કેટલી છે?'

ભગવાનદાસ જાણતા હતા કે છોકરો ચોત્રીસ વર્ષનો છે, એટલે દીકરીની ઉમર છત્રીસ વર્ષની હતી છતાં એમણે સહેજ અટકીને કહ્યું: 'લગભગ બત્રીસ થયાં હશે.'

છોકરાના પિતાએ એ ખખડાટને પારખી જતાં કહ્યું: 'તમારા જેવા પરદેશ ફરેલા, આગળ પડતા વિચારો દર્શાવતા કન્યાપિતા દીકરીની ઉમર ચોક્કસ ન જાણે, અને લગભગથી વાત કરે એ નવાઈ કહેવાય '.

આ જવાબથી ભગવાનદાસને નવાઈ લાગી હોય તેમ એમણે કહ્યું: 'આપણે ત્યાં ઉમરને આટલું બધું મહત્ત્વ અપાય છે, એ જોઈ મને આશ્ચર્ય થાય છે. વર-કન્યામાં કંઈ જોવા જેવું હોય તો એમનો અભ્યાસ, સ્વભાવ, રુચિ અને પરણનાર પોતે રૂપરંગ જુએ. લગ્નની સફળતામાં એકાદ બે વર્ષે નાનુંમોટું હોય તેનું કંઈ મહત્ત્વ નથી.'

સામી વ્યક્તિએ હસતાં હસતાં આ કથન સાંભળી લીધું એટલે ભગવાનદાસ આગળ બોલ્યા: 'તમારા જેવા પરદેશ રહેલા પણ અહીંના લોકની જેમ કન્યાની ઉમરને મહત્ત્વ આપે એ નવાઈ જેવું કહેવાય. પશ્ચિમમાં તો કન્યા ઘણા પ્રસંગમાં પાંચ પાંચ વર્ષ મોટી હોય છે. એ લોકો જીવનને સમજ્યા છે. લગ્નની એમની રીત આપણે નહિ સ્વીકારીએ ત્યાં સુધી આપણે સુખી થવાના નથી.'

'ખરું છે, તમારું કહેવું. આપણે લગ્નક્ષેત્રે મૂળભૂત સુધારો કરવાની જરૂર છે. સમજીએ છીએ તો બધું, પણ જૂના સંસ્કાર પડેલા એટલે જૂની આંખે નવો તમાસો નથી ગમતો. બાકી વર કરતા કન્યા મોટી હોય તો વાંધો ન જ હોવો જોઈએ.' આટલી ભગવાનદાસની રૂબરૂ વાત કર્યા પછી એમની ગેરહાજરીમાં છોકરાના વડીલ બોલ્યા તે તો જુદું જ: 'શું મારો બેટ આપણને જતિ કરવા ફરે છે! પોતે કુળના મોહને લીધે કન્યાને આટલી મોટી કરી ત્યાં સુધી પરણાવી નથી, પશ્ચિમ પેઠે યોગ્ય છોકરો મળતાં ગમે તેને કન્યા આપતા નથી. અને કુળવાન છોકરો નાનો હોય ત્યારે પશ્ચિમની વાતો કરીને ફસાવવા ફરે છે! પણ આ તળશીભાઈ એમ કંઈ પશ્ચિમની વાતોથી છેતરાય એવા નથી!'



'અરવિંદ! તું ભણેલી વહુઓનાં ગુણગાન ગાય છે, પણ જો આ અમારી સુધાનાં કારસ્તાન!' આમ કહેતાંને સૂરજકાકીએ મારા સામે એક પરબીડિયું ધર્યું.

મેં એને હાથમાં લીધા વગર પૂછ્યું: 'શું છે એમાં?'

'તું તારી મેળે જોને. હું વગર બતાવ્યે કહું તો ફળિયાની બાયડીઓ વાતો કરે કે ખાલી ખાલી વહુનું વગોણું કરે છે.'

સૂરજકાકીએ એટલો આગ્રહ કર્યો કે મારે એ પરબીડિયાની અંદર નજર નાખવી જ પડી. અંદર કાગળ જોતાં, અને ઉપર એના પતિનું શિરનામું જોતાં મેં કહ્યું : 'સુમન ઉપરનો અંગત પત્ર માગથી શા રીતે વંચાય ?'

'વાંચીશ નહિ, પણ બહાર તો કાઢ'

મેં બહાર કાઢ્યો એટલે અંદર ચોખાના બે દાણા પડી રહ્યા હતા. સૂરજકાકી બોલ્યાં : 'સમજ પડે છે એ શું છે ?'

'ચોખાના દાણા છે.'

'પણ એ શું કામ મૂક્યા હશે ?'

'એ તો બેઉ પતિપત્ની જાણે એમની મશ્કરી કરવાની એ રીત હોય, કે બીજી કોઇ વાતની સંજ્ઞા હોય તેની આપણને શી ખબર પડે ? વળી ખરું પૂછો તો એવી વાતમાં તમારે મુરબ્બી થઇને માથું ય ન મારવું જોઇએ'

'હવે તને ત્યારે એ ઊંડારથની ખબર નથી.'

'શી ?'

'એ ચોખા કંકુવાળા છે તે તો તેં જોયું ને ?'

'હા.'

'છતા તું અરથ ના સમજ્યો ?'

'ના'

'એમાં તમારું અંગ્રેજી ભણતર કામ ન આવે એમાં તો અમારું જૈશંસાસ્તર જોઇએ. એ ચોખા મતરેલા છે.'

'એટલે ?'

'ધણીને વશ કરવાનું વહુનું એ કારસ્તાન છે.'

હું હસ્યો.

સૂરજકાકી બોલ્યાં : 'તમે અંગ્રેજી ભણેલા બધી અમારી વાત હસ્યામાં કાઢી નાખો છો, પણ એના ગોદા ખાવ ત્યારે સમજ પડે.'

ઘરમાં સાસુવહુ વચ્ચે ખટરાગ ચાલતો હતો. વાંક સૂરજકાકીનો હતો એમ બધા માનતા, છતાં સુમન માનો પક્ષ કરતો. એટલે આ સ્થિતિમાં સૂરજકાકીએ ચોખાનો આ અર્થ કર્યો હતો.

અઠવાડિયા પછી હું સુધાના પિયરમાં ગયો ત્યારે એણે જે ખુલાસો કર્યો તે આ હતો-: 'ઘરમાં લગ્નપ્રસંગે કંકુઅક્ષત ગોખલામાં હતા, તેમાં પોસ્ટથી પરબીડિયું લાવીને એ ગોખલામાં નાખેલું એટલે કદાચ એવા બેકાક ચોખા અંદર ઘૂસી ગયા હશે !'

# વીરસદ સર્વોદય સમાજ

- સુમનભાઇ અમીન

સામાન્ય રીતે શહેરનાં ગામોમાં મિત્રમંડળ, પ્રગતિ મંડળ, સંસ્કાર મંડળ એમ જુદા જુદા નામે પ્રગતિશીલ પ્રવૃત્તિઓ ચલાવનાં યુવક મંડળો છે. વીરસદમાં પણ આવું એક યુવક મંડળ હતું, જે સમયાનુકૂળ સર્વ કાર્યો કરતું. પરંતુ આગળ પડી કામ કરનાર યુવાનો વય વધ્યે વ્યવહારિક ગડમથલોમાં ગૂંથાતા ગયા તેમ તેમ એ કાર્ય પાછળનાઓને સોંપાતું ગયું. કોઇ એક વર્ષ તો કોઇ બે-ત્રણ વર્ષ આવી પ્રવૃત્તિઓમાં રોકાયેલા રહેતા. એમ આ મંડળમાં અનેક લહેરો આવતી અને સમી જતી.

ગામના વડીલ આગેવાનો પાસે કેળવણી છે, બુદ્ધિ છે, સૂઝ છે, સાહસ છે, શક્તિ છે, વ્યવસ્થા છે.–એમ વિવિધ જાતની અનેક શક્તિઓ હોવા છતાં એ વ્યક્તિગત સ્વાર્થ પૂરતી જ વિકસી છે ને ખીલી છે. સમાન દૃષ્ટિથી સામુદાયિક હિત માટે કામ કરવાને સંપ અને સહનશીલતા પૂરતા પ્રમાણમાં નથી. વીરસદની આધુનિક પરિસ્થિતિ તેનો પ્રત્યક્ષ પુરાવો છે. યુવાનો આ કુટેવથી પર રહી પોતાનું હિત બીજી રીતે વિચારતા થાય એ જરૂરી છે.

આધુનિક પરિસ્થિતિ વિચારતાં કેટલાક યુવાનોને લાગ્યું કે અત્યારે યુવાનોને જાગતા થવાનો સમય છે. નવાજૂની અને સુખદુઃખની આ ઘડી છે. કાળના કપરા પ્રહારોથી ટીપાઇને ઢીલી થયેલી આ સમાજની કડીઓ જેટલી સરળતાથી અત્યારે સંધાશે તેટલી સરળતા ભવિષ્યમાં સાંપડવાની નથી. માટે અત્યારે વડીલોના વળ, મિથ્યા દંભ, અને જૂનાં વેરઝેર ભૂલી, સમાન દૃષ્ટિથી ગામનું હિત વિચારી કામ કરવા તૈયાર થવું જોઇએ. વર્તમાન પરિસ્થિતિને કળી લઇ યુવાનોએ પોતપોતાની રુચિ અનુકૂળ કામ કરવાની તૈયારી બતાવી અને એ રીતે લગભગ માસ પહેલાં 'શ્રી વીરસદ સર્વોદય સમાજ' નામનું સદાચાર, સંસ્કૃતિ અને સામાજિક પ્રવૃત્તિઓનો સુમેળ સાધતું યુવક મંડળ સ્થપાયું.

વીરસદની જનતા સદાચાર, સાહિત્ય અને સંસ્કૃતિમાં પ્રગતિશીલ પ્રજાઓથી પાછળ ન રહે એવી આ મંડળની જિજ્ઞાસા છે.

સામાજિક જીવનમાં સ્વધર્મનું પાલન સરળ અને અનાસક્ત બુદ્ધિથી થાય એવા આદર્શ અને ધ્યેય વિષે આ મંડળ અત્યંત ઉત્સુક છે.

અત્યારની આર્થિક અને સામાજિક પરિસ્થિતિ તપાસતાં જીવન સહકારથી સંકળાયેલી કોઇ આદર્શ પ્રવૃત્તિ નથી તો એવી યોજના માટે આ સંસ્થાનો

તટસ્થભાવે આવાં ચિંતનપ્રધાન લખાણોની તુલના કરું છું ત્યારે મને નિઃશંકપણે એમ લાગે છે કે આટલો અને આવો ક્રાન્તિકારી, સચોટ અને મૌલિક વિચાર કરનાર કદાચ ભારતમાં વિરલ છે.'



'પાટીદારોના ઉદ્ધારક વીર વસનદાસનું વીરસદ' પુસ્તકમાં અશુદ્ધિઓ આંખને કઠે એટલી છે. બીજું વીરસદનો ઇતિહાસ સંઘરવાનો દાવો કરી આ પુસ્તક બહાર પાડ્યું છે, ત્યારે વીર વસનદાસ, જે ઐતિહાસિક પુરુષ છે, તેનું કાલ્પનિક ચિત્ર દોરી, તેના ઉપર જન્મ અને મૃત્યુની સાલ લખી, જાણે સાચેજ એ વીર વસનદાસનો ફોટો હોય તેમ કર્યું છે તે ઇષ્ટ ગણાય ? આજે જે જાણીતી હકીકત છે તે અંગે પણ ચોકસાઈ જાળવી નથી. એલેમ્બિક કેમિકલ વર્કર્સના આદ્યસ્થાપક પ્રો. ગજ્જર હતા. એ તાજો ઇતિહાસ છે છતાં પુસ્તકમાં આદ્યસ્થાપક તરીકે શ્રી બી. ડી. અમીનને એમના ફોટાનો પરિચય આપતાં ગણાવ્યા છે. શ્રી ભક્તિબા માટે વાપરેલ શબ્દ 'મહારાણી' અને 'વિદુષી' અસ્થાને છે. વીરસદના અમીનોની વંશાવળી, જે એમના વારસોને કોઇ પ્રસંગે ઉપયોગી થઈ પડે, તે પણ ચોક્કસ હોવાની સંપાદક ખાત્રી આપી શકતા નથી. મિલકત વહેંચણી જેવાં કામો અંગે આ વંશવૃક્ષને પ્રમાણભૂત ગણવું નહિ એમ જણાવાયું છે તો પછી આનો ઉપયોગ શો ? આમ ઇતિહાસની દૃષ્ટિએ એમાં ભૂલો જોવા જતાં એ સહેજે લાગે છે, પરંતુ બીજી આવૃત્તિ વખતે એ સુધારી લેવાય તેમ છે એટલે સંપાદક એ જરૂર કરે એમ ઇચ્છીએ.



'મારું ગ્રામસ્વરાજ' પણ એક કાચું પ્રકાશન છે. લેખક પોતે નિવેદનમાં જણાવે છે કે, 'ગામડામાં જન્મી, ગામડામાં રહી, તેમાં વેઠવી પડતી મુશ્કેલીઓ . . ઉપરથી . . ગામડાંની પ્રજા પોતાની રીતે પોતે સગવડભરી રીતે રહી શકે તેવી જાતની ગામડાંની વ્યવસ્થા કેમ ગોઠવી શકાય તે માટેના વિચારો વારંવાર આવ્યા કરતા.' તેમાંથી લેખકે ગામડાંની રચના, વ્યવસ્થા, બંધારણ કેવું હોવું જોઇએ તે અંગે આ પુસ્તક લખ્યું છે. લેખકને એટલું જ કહેવાનું કે નર્યા અનુભવથી જ બંધારણ નથી ઘડાતું. એમ તો વર્ષોનો દર્દી હોય તે દાકતર જ બની જાય, એવી એ વાત થઈ! લેખક લખે છે કે, 'આ પુસ્તક ગ્રામસ્વરાજ્યની દૃષ્ટિવાળા કાર્યકરોએ તપાસી આપ્યું. છપાવવાની કેટલાકે સલાહ આપી, કેટલાકે સારું છે એમ સંતોષ બતાવ્યો.' જો કોઇએ એને ન છપાવવાની સલાહ ન આપી હોય-તો એ

કાર્યકરો કાં તો આમદૃષ્ટિવાળા નથી એમ માનવું રહ્યું, કે કાં તો અપ્રિય સત્ય બોલવા કરતાં પ્રિય અસત્ય બોલીને એમણે લેખકની કુસેવા કરી છે.



રાજકોટથી શ્રી અંબાલાલ પટેલે સૌરાષ્ટ્ર ખેડૂત ગ્રંથમાળા શરૂ કરી છે. પુસ્તકનું નામ નથી. **'સૌરાષ્ટ્ર ખેડૂત ગ્રંથમાળા'** એ મથાળું છે અને વર્ષ પહેલું, પુસ્તક બીજું, એમ ઓળખ આપી છે. લેખકમાં સૌરાષ્ટ્રના ખેડૂતને ઉપયોગી થવાની ધગશ છે, પ્રેમ પણ દેખાય છે. પરંતુ અજ્ઞાન મા જેમ બાળક પ્રત્યેના પ્રેમને લીધે એની જીભને ગમતું, પરંતુ હોજરીને અપથ્ય ખાનપાન આપીને નુકસાન કરે છે, તેવું જ કંઇક લેખકે કાઠિયાવાડ રાજકીય પરિષદ ઉપર ખેડૂતોના હિતને નામે ટીકાઓ કરીને પરિણામ આણ્યું છે. આજે ગુજરાતમાં કોંગ્રેસ ઉપર જે જાતની જવાબદારી વિનાની ટીકાઓ થાય છે તેવી ટીકાઓ, જે જનતાના બિનજવાબદાર વર્ગનાં પડઘા હશે, સો પાનના પુસ્તકના અર્ધા ભાગમાં કરી છે. સ્વરાજ્યમાં જરૂર કંઈ બધું સારું નથી, સંતોષ થાય તેટલો ય સુધારો નજરે પડતો નથી, પરંતુ એનાં મૂળને જાણ્યા વગર, સામાન્ય જનતાની જેમ લેખક વર્ગ પણ ટીકાઓ કરવા બેસી જાય તો સરવાળે એ જેના ભલા માટે કરવા જાય છે તે જનતાને જ નુકસાન થશે. એટલે લેખકને એટલું જ કહેવાનું કે આવી ગ્રંથમાળાની જનતાને જરૂર છે, પરંતુ તેમાં લાંબી અને નિર્મળ દૃષ્ટિ હોય તો જ.



એ દૃષ્ટિના દૃષ્ટાંત તરીકે **'ખેડૂતપોથી'** સૂચવી શકાય. ખેડૂતને પુસ્તક દ્વારા કેમ ઉપયોગી થઇ શકાય તે ધ્યાનમાં રાખી સંપાદકોએ પુસ્તકને ચાર ખંડમાં વહેંચી નાખ્યું છે—ખેતીવાડી, કાયદાઓ, ઢોરઉછેર અને ગૃહઉદ્યોગ. આપણી ખેતી વર્ષો થયાં એ જ જૂની રીતે, વિકાસ સાધ્યા વગર ચાલે છે, તેમાં ગરીબાઇ મોટો ભાગ ભજવે છે. પરંતુ દૃષ્ટિ મળતાં વગર ખર્ચે જે સુધારો થઇ શકે તેવો છે તે આવાં પુસ્તકોના વાચનથી જરૂર ખેડૂત કરી શકે. આવાં પુસ્તકોનાં પ્રકાશનો જુદા જુદા ભાગમાં થાય તો સારું. એક સ્થાયી ભાગ, અને બીજો જેમાં વારંવાર ફેરફાર થતા હોય છે તે કાયદાકાનૂન વિભાગ. ખેડૂતને ઉપયોગી કાયદાકાનૂન એણે જાણવા જોઇએ. એ બદલાતા રહેવાના એટલે એ પ્રકાશનશ્રેણીનો અલગ ભાગ હોય તો એ સસ્તુ, સુલભ અને ક્રમિક ગણાય.

# શેઠ ભીખાભાઈ જીવાભાઇ શિષ્યવૃત્તિઓ

ચરોતરના હોંશિયાર વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવાના આશયથી અને સાધનના અભાવે ઉચ્ચ કેળવણીથી વંચિત રહેતા ચરોતરના લાયક પાટીદાર વિદ્યાર્થીઓને મદદ કરવાના હેતુથી પ્રેરાઇ સને ૧૯૪૮–૪૯ ના શૈક્ષણિક વર્ષ માટે અનુક્રમે (અ) ને (બ) પ્રકારની કુલ સોળ શિષ્યવૃત્તિઓ શેઠ **ભીખાભાઈ જીવાભાઇ** તરફથી આપવાનું ચાલુ સાલે કર્યું છે. તો લાગતા વળગતા વિદ્યાર્થીઓએ નીચેના શિરનામેથી અરજીપત્ર મંગાવી તે અરજીપત્ર તેજ શિરનામે માંગેલી પૂરી હકીકત સાથે તા. ૧૫ મી જુલાઇ ૧૯૪૮ પહેલાં મોકલી આપવાં.

(અ) ચરોતર ( ખેડા જિલ્લો, પેટલાદ તથા ભાદરણ મહાલ ) ના વતની એવા વિદ્યાર્થીમાંથી સને ૧૯૪૮ ની મેટ્રિકની પરીક્ષામાં સૌથી વધુ ગુણ મેળવનાર પહેલાં બે વિદ્યાર્થીઓ માટે નાતજાતના ભેદ સિવાય અનુક્રમે રૂા. ૧૫) અને રૂા. ૧૦) માસિક શિષ્યવૃત્તિઓ.

(બ) સાધન વિનાના લાયક ચરોતરના પાટીદાર વિદ્યાર્થીઓ માટે નીચેની વિગતે ચૌદ માસિક શિષ્યવૃત્તિઓઃ—

| કોમર્સ | સાયન્સ | એન્જિનીયરીંગ | એમ. બી. બી. એસ. |
|---|---|---|---|
| રૂા. ૧૫) | રૂા. ૧૫) | રૂા. ૧૫) | રૂા. ૧૫) |
| રૂા. ૧૦) | રૂા. ૧૦) | રૂા. ૧૦) | રૂા. ૧૦) |
| રૂા. ૧૦) | રૂા. ૧૦) | રૂા. ૧૦) | |

| એગ્રીકલ્ચર | ટેકનીકલ ( કલા ભવન વગેરે ) | આયુર્વેદ |
|---|---|---|
| રૂા. ૧૦) | રૂા. ૧૦) | રૂા. ૧૦) |

લખો : **મનુભાઈ ભીખાભાઇ પટેલ,** ધી ન્યુ રાજપુર મીલ્સ કાં. લી.
ગોમતીપુર રોડ,—અમદાવાદ

**વિના-ઓછા-લવાજમ ફંડ ખાતે મદદ**

દારેસલામથી ડૉ. એમ. એસ. પટેલ રૂા. ૭, ઉત્તરસંડાના કિટાલે રહેતા શ્રી પુરુષોત્તમ ઝવેરભાઇ તરફથી શિ. ૬, ચિસમ્યાથી મેસર્સ પટેલ એન્ડ કો. તરફથી શિ. ૬, અને મ્બોટેચી શ્રી શાન્તિલાલ એસ પટેલ તરફથી શિ. ૫, મળ્યા છે. જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

# સમાચાર

(★) ડભાણના વતની અને આણંદ ચરોતર એજ્યુકેશન સોસાયટીની દા. ન. હાઇ સ્કૂલમાં ભણતા પંદર વર્ષના વિદ્યાર્થી શ્રી મહેન્દ્રકુમાર નરસિંહભાઇ પટેલ ચાલુ સાલે લેવાયેલ મેટ્રિકની પરીક્ષામાં આખી યુનિવર્સિટીમાં ૫૭૭ માર્ક્સ સાથે ત્રીજે નંબરે પાસ થયા છે. અને મેથેમેટિક્સના ૨૦૦ના વિષયમાં ૧૯૯ માર્ક્સ મેળવી એ વિષય પૂરતા પહેલા નંબરે આવ્યા છે. અભિનંદન !

(★) વસોનાં શ્રી વીણાબહેન આપાજી અમીન એમ એ.ની પરીક્ષામાં પાસ થયાં છે. વીરસદનાં શ્રી ઇન્દુબહેન અમીન, પહેલા વર્ગમાં બી. એસસી.ની પરીક્ષામાં પાસ થયાં છે. આણંદનાં શ્રીમતી વિદ્યાબહેન ભાઇલાલભાઇ પટેલ (બાંધણીના શ્રી છગનભાઇ બાપુજીભાઇ પટેલનાં દીકરી) અને ચાંગાનાં શ્રી શારદાબહેન સુરેન્દ્રભાઇ પટેલ (પીપળાવના શ્રી શંકરભાઇ સોમાભાઇ પટેલનાં દીકરી) બીજા વર્ગમાં બી. એ.ની પરીક્ષામાં પાસ થયાં છે. અભિનંદન !

(★) 'પાટીદાર'ના એપ્રિલ અંકમાં ચાંગામા હાઇસ્કૂલ બંધાવવા માટે શ્રી ભાઇલાલભાઇ અમથાભાઇ પટેલના પુત્રોએ રૂા. ૨૫૦૦૦ અને તેના નિભાવ માટે રૂા. ૩૫૦૦૦નું દાન જાહેર કર્યું છે, એમ સમાચાર છે. પરંતુ એમાં ભૂલ છે. મૂળ રૂા. ૨૫૦૦૦નું દાન જાહેર કરેલ, તેમાં રૂા. ૧૦૦૦૦ વધારી કુલ રૂા. ૩૫૦૦૦નું જાહેર કરેલું છે.

(★) તારાપુરમાં હાઇ સ્કૂલનું મકાન બંધાવાનું છે તેમાં શ્રી ચુનીભાઇ અમીને રૂા. ૪૩૦૦૦ આપવાનું જાહેર કર્યું છે. અને દવાખાનું બાંધવામાં શ્રી. ફુલાભાઇ અમીને રૂા. ૨૫૦૦૦ આપવાનું જાહેર કર્યું છે.

(★) આજની આપણી કોલેજોમાં કન્યાછાત્રાલય ભાગ્યે કોઇ કોલેજમાં હશે. વલ્લભવિદ્યાનગર આણંદમાં કન્યાછાત્રાલયની પહેલેથી વ્યવસ્થા રાખવામાં આવી છે. એ છાત્રાલયની ઉદ્ઘાટનવિધિ તા ૧૪-૬-'૪૮ના રોજ લેડી માઉન્ટબેટનના હસ્તે કરવામાં આવી છે.

(★) સરકારે નેશનલ સેવીંગ સર્ટિફિકેટસ વેચવા માટે પોસ્ટ ઑફિસ ઉપરાંત સત્તાધાર એજન્ટો નીમ્યા હતા. પરંતુ તા. ૧-૬-'૪૮થી એવા એજન્ટો રદ કરવામાં આવ્યા છે. એટલે જનતાએ હવેથી પોસ્ટ ઑફિસ સિવાય બીજી ખાનગી વ્યક્તિઓ પાસેથી એવાં સર્ટિફિકેટ ખરીદવાં નહિ.

(★) વિદ્યાનગરના પ્લોટની વહેંચણી જે તા. ૧-૬-'૪૮ના રોજ થવાની હતી, પણ પ્લોટને ખૂંટ નાખેલ નહિ હોવાથી એ તારીખે મળેલ સભામાં વહેંચણી મુલતવી રહી છે.

# પ્ર * સં * ગ * ક * થા

## અને કે કેમને સમાજની પકડ ઢીલી થાય છે

વિધવાવિવાહમાં અધર્મ નથી એમ સૌ સ્વીકારતા છતાં સમાજમાં એ રિવાજ શરૂ થતો નથી એનું કારણ લોકોને બીક છે કે એ પગલું ભરવાથી સાત પેઢીની આબરૂ જશે. આ આબરૂ એટલે અપકીર્તિ નહિ, પણ પોતાનાં દીકરાદીકરીને કોઇ સારા ઘરનું પરણશે નહિ, તે બીક. પરંતુ એ બીક ખોટી છે એમ શ્રી ઇન્દુભાઇ દેસાઇનાં તા. '૨૫-૫-'૪૮ ના રોજ ભાદરણનાં શ્રી જશુમતીબહેન પટેલ સાથે થયેલાં લગ્ન સાક્ષિની આપે છે. શ્રી જશભાઇ અને શ્રી જયાબહેનના લગ્નને હજુ પૂરું વરસ પણ થયું નથી, ત્યાં એ જ લગ્નમાં સક્રિય ભાગ ભજવનાર શ્રી જયાબહેનના ભાઇ શ્રી ઇન્દુભાઇને ભાદરણના શ્રી ડાહ્યાભાઇ શંકરભાઈ પટેલ કન્યા આપે છે. નડિયાદના એમના પિત્રાઇઓ જ્યારે પોતાની આબરૂ ગયાની માની એ ઘરને કુટુંબબહાર મૂકે છે ત્યારે બહારનો સમાજ એવી આબરૂની બીક રાખ્યા વગર કન્યા આપે છે. આ બતાવે છે કે આપણી પુનર્લગ્ન અંગેની આબરૂની બીક ખોટી છે, સમાજ બદલાયો છે.

## દાદીમાને બીક ગઇ તેમ પિત્રાઇઓને બીક જશે ?

જેમને શ્રી જયાબહેનના લગ્નની હકીકત ખ્યાલમાં હશે તેમને ખબર છે કે એ લગ્નમાં મોટામાં મોટો વિરોધ એમનાં દાદીમાએ કર્યો હતો. એ વૃદ્ધ દાદીમા કંઇ ધર્મ રસાતાળ જતો હતો એ માટે વિરોધ કરતાં ન હતાં. પરંતુ નાતમાં કોઇએ નથી કર્યું તેવું દીકરી કરે છે એટલે મારી સાત પેઢીની આબરૂ જશે દીકરા-દીકરીને કોઇ પરણશે નહિ એ બીક હતી. અને તેથી લગ્ન પછી પ શ્રી જયાબહેનને પોતાને ઘેર ન આવવા જણાવી દીધું હતું. પણ દીકરીએ આવું પગલું ભર્યું છતાં તરત નાતમાંથી, પોતે જેને સારાં ઘર માને છે ત્યાંથી પોતાના દીકરાને કન્યા આપનાર મળ્યો, ત્યાં એમની બીક દૂર થઇ ગઇ. એ જ જયાબહેનને પહેલાંની માફક ઘરમાં લીધાં. જે દીકરીને ગઇ કાલે તરછોડી હતી તેને પાછી સ્વીકારી. શ્રી જશભાઇને પણ અંતરના વહાલથી બોલાવ્યા, જમાડ્યા, પોતાના તરફથી જમાઇ તરીકે છેવટ એક વખત કંઇ રકમ લેવી જોઇએ તેવો ખાસ આગ્રહ કરીને પાંચ રૂપિયા આપ્યા! આ પ્રસંગથી દાદીમાની આબરૂની ખોટી બીક જેમ દૂર થઇ તેમ કુટુંબીઓની બીક પણ દૂર થઇ હશે. જે ઘરની આબરૂને લીધે કુટુંબીઓ પોતાને છાંટા ઊડ્યા તેમ માનતા હતા, એ ઘરને કન્યા મળતાં હવે ખાત્રી થઇ જ હશે કે એ છાંટા કાદવના નહિ પણ કુમકુમના હતા.

ફક્ત હવે એક જ જોવાનું રહે છે કે ઘરડાં દાદીમાએ બીક જતાં જે બુદ્ધિ બતાવી તે બુદ્ધિ, એ ઘરને કુટુંબબહાર મૂકવાનું પગલું રદ કરી, કુટુંબીઓ બતાવે છે કે નહિ? જો કે એ પગલું આ લગ્ન પહેલાં કુટુંબે ભરવું જોઈતું હતું. છતાં હવે ભરીને પોતોની યત્તી હાંસી બંધ કરે તો ઠીક. બાકી એથી એ ઘરને કંઈ ગુમાવવું પણું નથી એ તો આ પ્રસંગે બતાવી આપ્યું છે.

**૭ ગામના કિલ્લામાં ગાબડું પડે છે**

૭ ગામમાં કન્યાઓ બહારથી પરણવા લોભે આવતી હોઇ, વરને અભાવે ઘણી કન્યાઓ ૨૫-૨૫ વર્ષની કુંવારી છે. જો આ કિલ્લો તૂટે નહિ તો એનો બીજો કંઇ રસ્તો નથી. કોઇ કોઇ છોકરી પોતે બહાર પરણે છે, પણ અપવાદ જેવા દાખલા હોય છે. હવે મુશ્કેલીનો ઘડો ભરાઇ ગયો છે, લેવડદેવડની રકમ એટલે ઊંચે ગઇ છે કે સામાન્ય માણસનું એમાં ગજું નથી ચાલતું. આમ વરની તંગી, અને આર્થિક મુશ્કેલી, એમ બંને બાજુની ભીંસથી એ કિલ્લો બધા ગોળમાં પહેલો પડવાનો છે એ ગણિત જેવો ચોખ્ખો હિસાબ છે. એ કિલ્લો છોકરીઓ પોતે તોડવાની છે, એ એનું ભાવિ છે. એવા દાખલા બને છે પણ ખરા. પરંતુ આ વખતે જે નવું લગ્ન બહાર થયાં એની વિશિષ્ટતા એ છે કે એમાં માબાપની સંમતિ છે. અને જાતે બહાર વિવાહ કરે છે. તા. ૨૨-૫-૪૮ના રોજ ધર્મજનાં શ્રી શાન્તાબહેન પટેલ આણંદ આર્ય સમાજમાં તારાપુરના શ્રી વિનોદભાઇ અમીન સાથે પરણ્યાં. આમાં કન્યાપિતા શ્રી શિવાભાઇ પટેલ પોતે વિવાહ કરે છે, પણ કુટુંબ અને પોતાના દીકરા શ્રી વિઠ્ઠલભાઇનો પણ વિરોધ એટલે લગ્ન આર્યસમાજ આણંદમાં કરવું પડે છે. કુટુંબીઓ હજુ નડિઆદના શ્રી રણછોડભાઇ મો દેસાઈના કુટુંબીઓના માનસના દેખાય છે. એમને જ્યારે આ લગ્નથી આબરૂ જતી લાગે છે ત્યારે એવા ગોળબહારના લગ્નમાં કરમસદ અને ભાદરણના કુટુંબીઓની આબરૂ જતી નથી, એ જાણી એમની ખોટી બીક નીકળી જવી જોઇએ. અને શ્રી વિઠ્ઠલભાઇ બહેનીના ભાઇ થઇને, જુવાનપેઢીના યુવાન હોવા છતાં બહેનીના આ લગ્નનો વિરોધ કરે છે. પિતા કહે છે કે શક્તિ હોય તો પૈસા ખર્ચીને બહેનને ગોળમાં પરણાવ ત્યારે એ શક્તિ વગરના ભાઇને એટલું જ કહેવાનું કે કરમસદના તમારા જેવા યુવક શ્રી ડાહ્યાભાઈ પટેલ તરફ જરા જુઓ. એ ભાઇ પોતાની બહેનને પૈસા ખર્ચીને ગોળમાં પરણાવી શકયા હોત, પરંતુ ગોળ તોડવાની ભાવના, અને લેવડદેવડ ન

કરવાની વૃત્તિને લીધે પોતાનાં બહેન શ્રી શાન્તાબહેનને તા. ૧–૬–૪૮ના રોજ તારાપુરના શ્રી નરેશભાઇ અમીન સાથે પરણાવે છે અને એ લગ્નમાં કુટુંબીઓનો વિરોધ નથી. અને તાઃ ૧–૬–૪૮ના રોજ ભાદરણનાં શ્રી શાન્તાબહેન તારાપુરના શ્રી ઇન્દુભાઈ અમીન સાથે પરણે છે.

## આવાં ગાબડાં કિલ્લો તૂટવાની નિશાની છે

આવાં એકલદોકલ ગાબડાં પડે તેથી સમાજને જે મુશ્કેલી છે તે દૂર થવાની નથી. એ મુશ્કેલી તો ગોળના વાડા ભૂંસાઇ જાય, અને લાયકીને ધોરણે લગ્નસંબંધ બંધાય ત્યારે જ બને. પરંતુ એવું એક જ રાતમાં બનતું નથી. આવાં નાનાં નાનાં ગાબડાંમાથી જ એક દિવસ કિલ્લો જમીનદોસ્ત થાય છે. અને આર્થિક મુશ્કેલીને લીધે જ આપણે મરણિયા થઇ કિલ્લા ઉપર હલ્લો લેઇ જઇશું એટલે નવાં ગાબડાં પડવાનાં છે. તારાપુરનો રોગ પણ બીજાં ગામ જેવો છે. પરંતુ આજે એને છ ગામની કન્યા મળે છે એટલે મોટાઇ મેળવવાના સ્વાર્થને લીધે ઘડીભર વાઘ વૈષ્ણવ થયો છે. બાકી જ્યાં છ ગામની કન્યા પંદર વીસ ત્યાં આવી કે હાલ દાબી ગયેલી લેવડદેવડની શિકારવૃત્તિ એનામાં જાગવાની છે. અને એટલે આર્થિક મુશ્કેલીવાળાને તારાપુરને બદલે બીજા ગામમાં જઇને નવું ગાબડું પાડવું પડશે. આમ આર્થિક મુશ્કેલી માબાપ પાસે નવાં ગાબડાં પડાવશે, અને કન્યાકેળવણી છોકરીઓ પાસે પરિચયમાંથી પસંદગી કરાવીને કિલ્લાને જમીનદોસ્ત કરશે. આ એનું ભવિષ્ય રાતોરાત સફળ થવાનું નથી, પરંતુ એ તરફ આપણી ગતિ થઈ રહે છે તેનું ઉપરના દાખલાઓ દષ્ટાંત છે.

## પારસી–હિંદુ લગ્ન

આવા અપવાદ જેવા થોડા દાખલા બને તેથી ગોળ કદી ન તૂટે એમ અંધશ્રદ્ધા રાખી રહેલા વર્ગને કહેવાનું કે ગોળ તૂટવાના છે એટલેથી વાત અટકવાની નથી, નાતો પણ તૂટશે, અને લગ્ન માટે ધર્મના પણ ભેદ રહેવાના નથી. થોડા મહિના ઉપર શેઠશ્રી અંબાલાલ સારાભાઈનાં પુત્રી શ્રી ભારતીબહેનનાં લગ્ન એક અંગ્રેજ સાથે થયાં હતાં એ બધાની જાણમાં છે. એવું આંતરધર્મી બીજું લગ્ન તા. ૧૩–૬–૪૮ના રોજ અમદાવાદમાં થયું છે. 'ગુજરાત સમાચાર' દૈનિકપત્ર અને 'પ્રજાબંધુ' અઠવાડિક પત્રના જાણીતા તંત્રી શ્રી ઇન્દ્રવદન ઠાકોરનાં લગ્ન એડવોકેટ પારસી બહેન શ્રી ખુરશીદ મેઉરા સાથે ઉપરની તારીખે થયાં છે. આમ ગુજરાત ખાતે દૃષ્ટિ દોડાવીએ તો, આંતરધર્મી–આંતરરાષ્ટ્રિય લગ્નના દાખલા બને છે. જ્ઞાતિ

તરીકે જોઇએ તો, ગોળની અંદરના કુટુંબની મર્યાદાના વાડા હતા તે તો ઝડપથી તૂટવા માંડયા છે, ગોળની બહારના પણ અપવાદ શરૂ થયા છે. આ બધા પ્રસંગો નવા ભાવિની આગાહી છે. એને સમજીને, એને અનુરૂપ થઇ જે ચાલશે તે જમાના સાથે કૂચ કરશે, ને નહિ ચાલે તે ફેંકાઇ જશે.

## ફેંકાઇ જનારા પણ પડ્યા છે

આમ જ્યાં નવાં ચક્રો કામ કરી રહ્યાં હોય ત્યાં ઘસાઇને તૂટી ગયેલાં ચક્રો પોતાની સ્થિતિ સમજ્યા વગર જૂનું સ્થાન ટકાવી રાખવા ફરે એ શા રીતે બને? આજે લગ્નના પ્રસંગમાં છોકરો કે છોકરી માબાપની સંમતિની વિરુદ્ધ જઇને લગ્ન કરે ને કાજે કાકા, મામા કે પિત્રાઇ પોતાનો હક ઝાલી રાખવા જાય એ હાંસીપાત્ર બનવાનાં લક્ષણ કે બીજું? સોજીત્રાના અને વડોદરા રહેતા શ્રી અરવિંદભાઇ પટેલનો વિવાહ ધર્મજનાં શ્રી લીલાવતીબહેન પટેલ સાથે થયો. એમાં વર ઉપરાંત પિતા શ્રી જેઠાભાઈ પટેલ અને મોટા ભાઈ શ્રી કનુભાઈ પટેલ સંમત, ત્યારે વરના કાકા શ્રી નગીનભાઇ પટેલ એ લગ્નનો વિરોધ કરે છે! ગોળની કન્યા છે, કુટુંબ પણ એ કુળવાનોની આબરૂ જાય તેવું ઉતરતું નથી! અને છતાં એ કાકાના વિરોધ સાથે કુટુંબીઓ પણ ભળ્યા હોય તેમ કોઈ લગ્નમાં જતું નથી! છતાં તા. ૩–૬–'૪૮ના રોજ લગ્ન તો થયાં. શ્રી જેઠાભાઇ પટેલ વડોદરાથી પોતાના પચ્ચીસ સ્નેહીઓને લેઇને દીકરાને પરણાવી આવ્યા. વિરોધ કરનાર પિત્રાઇઓને કહેવાનું કે, કોઈ કામનો વિરોધ કરવા માટે, નામંજૂરી આપવા માટે અને પોતાનું ધાર્યું કરાવવા માટે. ફક્ત પિત્રાઇ થવું બસ નથી, એના સ્નેહી થવું પડે છે. અને સ્નેહીઓને એ બધા હક સ્વયં મળી રહે છે. એક દિવસ કુટુંબીઓનો વિરોધ ચાલતો કારણ કે એ કુટુંબીઓ હતા તેટલા સ્નેહીઓ પણ હતા. આજે ધંધાની ભિન્નતાને લીધે, બહારના વસવાટને લીધે, રુચિની ભિન્નતાને લીધે પિત્રાઇઓના અને સ્નેહીઓના બે જુદા વર્ગ પડી ગયા છે. એટલે ગઈ કાલે જે માણસને પિત્રાઇ વગર નહોતું ચાલતું એને આજે ચાલે છે કારણ કે માણસ સામાજિક પ્રાણી છે એટલે સમાજ વગર ન ચાલે એ ખરું, પરંતુ સ્નેહીઓનો સમાજ એને મળી રહ્યો છે. એટલે ગોળ કે નાતનો કિલ્લો, અને માની લીધેલી આબરૂનો ભય નાબૂદ ન થાય ત્યાં સુધી પિત્રાઇઓને કંઇ જમવાનો, મહાલવાનો કે મોટાઇનો લાભ ભોગવાય તેટલો ભોગવી લ્યો. બાકી સ્નેહીઓ બીજા બન્યા પછી એનો હક ભોગવવાનો ખાલી આગ્રહ રાખશો તો ઉપરનો લાભ પણ ખોશો!

## વિદ્યાનગરને આંગણે ભવ્ય પ્રસંગ

ચરોતરમાં બે વર્ષ પહેલાં સમખાવા પૂરતીય કૉલેજ ન હતી, એને બદલે મુંબઇ પ્રાંતમાં ફક્ત એક જ કૉલેજ પૂનામાં હતી, તેવી એન્જીનિયરિંગ કૉલેજ આણંદમાં, આ સાલે શરૂ થાય એ ભવ્ય પ્રસંગ છે. દર સાલ ભાગ્યે જ ચરોતરના પાંચ વિદ્યાર્થીઓ પૂનાની કૉલેજમાં દાખલ થઇ શકતા, તેને બદલે વિદ્યાનગરમાં આ વર્ષે જ દોઢસો વિદ્યાર્થીઓને લાભ મળે તેવી વ્યવસ્થા થઇ છે. તેમાં પચાસેક ચરોતર બહારના ગણી લેઇએ તો પણ સો વિદ્યાર્થી ચરોતરના એ વિષયમાં નિષ્ણાત થશે.' એ હુન્નરઉદ્યોગના વિકાસની દૃષ્ટિએ આ પ્રદેશને માટે આ કૉલેજની શરૂઆત અગત્યનો પ્રસંગ છે. અને તેવા પ્રસંગે, ગવર્નર જનરલ લૉર્ડ માઉન્ટબૅટન તેનું ઉદ્ઘાટન કરવા પધારે એ પ્રસંગ પણ ઓછો ભવ્ય નથી. તા. ૧૪–૬–'૪૮ના રોજ હિંદના વિદાય થતા છેલ્લા ગવર્નર જનરલ લૉર્ડ માઉન્ટબૅટન અને લેડી માઉન્ટબૅટન, જેમના દાનને આભારી છે તે શેઠશ્રી ઘનશ્યામ બીરલા, શ્રી મણિબહેન પટેલ, શ્રી ડાહ્યાભાઇ પટેલ, વડોદરાના યુવરાજશ્રી ફત્તેહસિંહરાવ, ખંભાતના નવાબ સાહેબ, ગૃહપ્રધાન શ્રી મોરારજીભાઇ દેસાઈ વગેરે મહેમાનોએ પધારીને એ ભવ્ય પ્રસંગને શોભાવ્યો હતો.

## સરદારશ્રીનો સંદેશો

નાદુરસ્ત તબિયતને લીધે સરદાર શ્રી વલ્લભભાઇ પટેલ હાજર રહી શક્યા ન હતા એટલે સભાની શરૂઆતમાં તેમનો સંદેશો વંચાયો હતો: 'દેશમાં વિનાશાત્મક તત્ત્વો ઘણાં છે અને એ સૌની સામે સફળ થવાનો ઉત્તમ રસ્તો જનતાના અભણ વર્ગમાં રચનાત્મક કાર્યમાં લાગી જવું એ છે. અને એનો મોટો અખતરો વિદ્યાનગરમાં આજે થઇ રહ્યો છે. એ અખતરાનો સૂઝેલો ખ્યાલ, એ અંગે મહાત્માજીના મળેલા આશીર્વાદ અને એમાં થયેલી પ્રગતિ, એ સૌ માટે જરૂર શ્રી ભાઇલાલભાઇ અભિનંદનના અધિકારી છે. ગામડાંની ગરીબ, અજ્ઞાન અને ભોળી પ્રજાને કે નવયુવાન કાર્યકરોની પેઢીને બતાવવા અત્યારે હિન્દુસ્તાનની સામે પડેલો મોટી મોટામાં મોટો પ્રશ્ન ગામડાંઓના પુનરુદ્ધારનો છે. મુખ્યત્વે આ દૃષ્ટિબિંદુથી અમે સહકાર, સ્વાશ્રય અને સ્વયંપૂર્ણતાના સિદ્ધાંત ઉપર અને ગ્રામજનતાના હિત માટે રચાયેલી ગ્રામ વિદ્યાપીઠ ઊભી કરવાના કામ પાછળ લાગી ગયા છીએ.'

### શ્રી ભાઈલાલભાઈ પટેલ યોજનાનો ખ્યાલ આપે છે

શ્રી બીરલા વિશ્વકર્મા વિશ્વવિદ્યાલય ખુલ્લું મૂકવાની લૉર્ડ માઉન્ટબૅટનને વિનંતિ કરતાં, સંસ્થાના વિશ્વકર્મા શ્રી ભાઈલાલભાઈ પટેલ પોતાની યોજનાનો આછો ખ્યાલ આપતાં કહે છે: 'આ વિશ્વવિદ્યાલય એ તો વિશાળ ભાવિ યોજનાનો એક ભાગ છે. જે યોજનાનું ધ્યેય આ પ્રદેશના લોકોના આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક સવાલો ઉકેલવાનું છે. આથી શરૂઆત રૂપે ૭ ગામ અને કસ્બામાં વૉટર વર્કસ અને ગટર કરવાની યોજના તૈયાર થઈ છે અને જેને સરકારે મંજૂરી પણ આપી છે. મકાનના બાંધકામમાં જરૂરી એવો સામાનનો મોટો ભાગ અહીંના વર્કશોપમાં તૈયાર થાય છે. અને અમારી યોજના છે કે વીજળી મારફત ગામડાંના ઉદ્યોગો સજીવન કરવા માટેની જરૂરી મશીનરી અહીં બનાવવી. કેળવણીના ક્ષેત્રે આર્ટસ અને સાયન્સ કૉલેજ ગઈ સાલ શરૂ થઈ છે અને તેમાં પ્રથમ વર્ષે ૬૦૦ વિદ્યાર્થીઓએ લાભ લીધો હતો — આ સાલે ૧૦૦૦ વિદ્યાર્થીઓ લાભ લેશે તેવી ગણતરી છે. હોસ્ટેલ ઝપાટાબંધ તૈયાર થાય છે અને અમારું ધ્યેય સ્થાનિક વિદ્યાપીઠ ઊભી કરવાનું છે. ભવિષ્યમાં મેડીકલ, કોમર્સ અને બીજી કોલેજો ઉઘાડવાની યોજના વિચારેલી છે. આખી યોજના જનતાનો જે રીતે આજે સહકાર મળે છે તે ચાલુ રહેતાં દસ વર્ષમાં પૂર્ણ કરવાની અમારી મહેચ્છા છે.'

### લૉર્ડ માઉન્ટબૅટન પોતાની શુભેચ્છા વ્યક્ત કરે છે

શ્રી ભાઈલાલભાઈની વિનંતિ સ્વીકારીને વિશ્વવિદ્યાલય ખુલ્લું જાહેર કરતા અગાઉ લૉર્ડ માઉન્ટબૅટન પોતાની શુભેચ્છા વ્યક્ત કરે છે : 'સરદાર પટેલ પાસેથી સંસ્થા અંગે ઘણું ઘણું સાંભળ્યું હતું, એને નજરોનજર જોઈને મને ઘણો આનંદ થયો છે. મહાત્માજીની ઘણી ઇચ્છાઓમાંની એક, ગ્રામ વિદ્યાપીઠ સ્થાપવાની ઇચ્છા પણ હતી. ગામડાં અને શહેરની જરૂરિયાત, ભિન્નતા વગેરે જોતાં બંનેની વિદ્યાપીઠ જુદી હોય એ સ્વાભાવિક છે. સરદાર પટેલની આ અંગેની દૃષ્ટિ સર્જાતા હિન્દ માટે ઘણી અગત્યની છે. અને મને આશા છે કે અહીંનો પ્રયોગ સફળ થતાં હિન્દના બીજે ભાગોમાં પણ આ પદ્ધતિએ કાર્ય શરૂ થશે. કેળવણીનું મુખ્ય ધ્યેય ચારિત્ર્યઘડતર છે. વિદ્યાર્થીઓને એવી કેળવણી મળવી જોઈએ કે એથી એનામાં પ્રામાણિકતા, બુદ્ધિપૂર્વકની કાર્યશક્તિ અને દરેક વસ્તુની બંને બાજુને જોઈને તુલના કરી શકે એવી તોલનશક્તિ કે જેથી પૂર્વગ્રહનો ભોગ ન બને. હિન્દને જે

જાતના નાગરિકો જોઇએ છે તે જાતની કેળવણી નવી વિદ્યાપીઠોએ આપવી જોઇએ. એ રીતે ભવિષ્યની પ્રજા સરદારના આ કાર્યને આશીર્વાદસમ ગણશે. આજે જેનું ઉદ્‌ઘાટન હું કરું છું તેનો યશ મિ. બિરલાને ફાળે જાય છે કે જેમના મોટા દાનથી આ વિશ્વવિદ્યાલય ઊભું થયું છે.'

**ગ્રામ વિદ્યાપીઠ તરફ કૂચ.**

કોઇ પણ પ્રજાના વિકાસ માટે કેળવણી એ એકજ લાંબો પણ સાચો રસ્તો છે. એ માટે દરેક પ્રાંત પોતાની વિદ્યાપીઠ માગતો હતો. પરંતુ હવે એથી આગળ વધી એક પ્રાંતમાં જુદી જુદી વિદ્યાપીઠ સ્થાપવાના પ્રયત્ન ચાલે છે વિદ્યાનગર વિદ્યાપીઠ સ્થાપવા માગે છે તે અંગેની માહિતી આપતો લેખ શ્રી ગોરધનભાઈ પટેલનો આ અંકમાં જ પ્રસિદ્ધ થયો છે આવી જાતનાં વિદ્યાપીઠ આપણા દેશમાં નવીન છે, પરંતુ પશ્ચિમમાં તો શહેર શહેરનાં વિદ્યાપીઠ છે. એટલે એ દૃષ્ટિએ જુદી જુદી વિદ્યાપીઠ હોય તેમાં નવીન કંઇ નથી. પરંતુ થોડા સાશંક રહે છે એનું કારણ વિદ્યાપીઠના ધનરૂપી નિષ્ણાત અધ્યાપકો હાલમાં દરેકને મળી રહેશે કે કેમ ? એટલે એ વર્ગનું કહેવું એમ છે કે એવી મૂડી તૈયાર થાય ત્યાં સુધી ગુજરાતમાં એકજ વિદ્યાપીઠ હોય તો સમૃદ્ધ બને. અને સમૃદ્ધિ વિકસતાં જુદાં જુદાં વિદ્યાપીઠ થાય તો એ ય સમૃદ્ધ બને. બાકી મૂળ સમૃદ્ધિ વગર એ પ્રયોગ કરવા જતાં નિષ્ફળતા તો નહિ પણ વિદ્યાર્થીરૂપી ફાલ ઉત્તમ નહિ ઉતરે. વેપારીઓ અને વિચારકો ગણતરીબાજ હોય છે, સાહસિકો અને પ્રયોગકર્તાઓ સ્વપ્નદર્શીઓ હોય છે. કોઇ વખત પહેલો વર્ગ સાચો પડે છે, કોઇ વખત બીજો વર્ગ એ ગણતરી ઊંધી પાડીને સફળતા મેળવે છે. આશા રાખીએ કે ચરોતરને આંગણે કેળવણીની ભાગિરથિ ઉતારવાના કોડ સેવતા વિદ્યાનગરના ભગીરથ શ્રી ભાઈલાલભાઈ સફળ થાય અને પ્રજા વિદ્યામૃતનું પાન કરે

**વીર વસનદાસના ચિત્રનો અનાવરણવિધિ**

પીપળાવમાં થઇ ગયેલા વીર વસનદાસ પાટીદારો માટે એક ઐતિહાસિક પુરુષ છે. એમના જીવનની આછી રૂપરેખા આપતી એક પુસ્તિકા બે વર્ષ ઉપર શ્રી. શંકરભાઇ સો પટેલે લખી હતી. એ વીર વસનદાસની ટૂંકી રેખા અને તેમના વંશજો જે વીરસદના અમીનો છે તેમની વંશાવળી, વીરસદની હાલની સાર્વજનિક સંસ્થાઓ, ત્યાંના ડિગ્રીધારી પુરુષોની યાદી, થઇ ગયેલા અને ચાલુ થોડા પુરુષોની ટૂંકી રૂપરેખા; વગેરે વિષયને આવરી લેઇ એક પુસ્તક 'વીર વસનદાસનું વીરસદ' પીપળાવના શ્રી. યોગાનંદજીએ

સંપાદન કર્યું છે. અને વીર વસનદાસનું ચિત્ર દોરીને તૈયાર કરવામાં આવ્યુ છે. એ ચિત્રનો અનાવરણવિધિ, અને પુસ્તક જેમને અર્પણ કર્યું છે તે વીર વસનદાસના વંશજો, ને તેમાં ખાસ શ્રી બી. ડી. અમીન અને શ્રી શંકરભાઇ ભેરાભાઇ અમીનને એ પુસ્તક અર્પણ કરવાનો વિધિ તા. ૧૮-૬-'૪૮ના રોજ શ્રી વીરસદ સર્વોદય સમાજ તરફથી પીપળાવ મુકામે જાણીતા લોકસાહિત્યકાર શ્રી ગોકુળદાસ રાયચુરાના પ્રમુખપદે રાખવામાં આવ્યો હતો.

## નાનકડું સ્નેહસંમેલન

આ પ્રસંગે વીરસદ, પીપળાવ, સંજાયા અને ખાકરોલના વીર વસનદાસના વંશજોનું નાનકડું સ્નેહસંમેલન યોજાયું. નવાં મિલનો, પરિચય અને ઓળખાણપિછાનનો એ દ્વારા લાભ થાય એ એનું જમા પાસું સ્વીકારી લેઇએ. પરંતુ ઐતિહાસિક રીતે વીર વસનદાસના જે વંશજો ત્યાં મળ્યા તેમને એથી વિશેષ શો લાભ? આવાં સંમેલનથી ઉપર જે ફાયદા ગણાવ્યા તે તો કોઇ પણ નિમિત્તે સંમેલન ભરવામાં આવે તોય થાય. એક જ વંશના હોવા છતાં, જુદાં જુદાં ગામ, જુદી જુદી પરિસ્થિતિને લીધે જે ભિન્નતા બધાંમાં પડી ગઇ છે, તેમાંથી આપણે બધા એક છીએ, એવો એ સંમેલને કેટલાંના હૈયામાં પડઘો પાડ્યો? એ સંમેલન નિમિત્તે જેનો નવો પરિચય થયો તે જો દરેક તપાસશે તો એમાં વંશજ તરીકે એ પરિચય થયો એવું નહિ દેખાય, પણ બન્નેની સરખી રુચિને લીધે થયેલો દેખાશે. એટલે સંમેલનને ઐતિહાસિક રૂપ આપવાનો કંઇ અર્થ રહેતો નથી.

## ઐતિહાસિક પુરુષના કલ્પિત ચિત્રને ઐતિહાસિક કહેવાય?

વીર વસનદાસના ફોટાને અભાવે, એમના દોરેલા ચિત્રનો અનાવરણવિધિ કરવો, એને સંઘરવો, એમાં કયી દૃષ્ટિ છે? ઇતિહાસનું જો કંઇ કામ હોય તો એમાંથી ભાવિપ્રતી પ્રેરણા લેવી. વીર વસનદાસનો ઇતિહાસ પ્રેરણાજનક છે. જો પ્રજા પ્રેરણા ઝીલે એવી શક્તિશાળી હશે તો એ ઇતિહાસ પ્રેરણા આપશે. જો અશક્ત હશે તો બનાવટી ચિત્ર પણ કંઇ પ્રેરણા નહિ આપી શકે. જુદી જુદી રુચિની ભિન્ન ભિન્ન પ્રજા હોય છે એટલે દરેક પોતાની શ્રદ્ધા-અંધશ્રદ્ધા પ્રમાણેની માન્યતા અનુસાર વર્તન કરવાની. પરંતુ આ બધી વિધિ કોંગ્રેસના સર્વોદય સમાજ પ્રમાણે કામ કરવા માગતા વીરસદ સર્વોદય સમાજના આશરા નીચે થાય ત્યારે એ જુવાન મિત્રોને એટલું જ કહેવાનું કે જે કંઇ કાર્ય કરો તે તમારી બુદ્ધિએ કસીને કરજો.

૨૦૦૪ ]    જુલાઈ-'૪૮

સાચા મિત્રોની ફરજ છે કે જેમણે લોકસેવા કરી છે અને કરે છે તેમની દિલથી કદર કરવા છતાં તેમની ખુશામત ન કરે અને તેમનો મહિમા એવી રીતે ન વધારે કે જેથી તેમની અધોગતિ થાય. ખાસ કરીને જેઓ જુવાન છે અને હજી નીવડવાના છે તેમની હાજરીમાં વાહવાહ કરવામાં સંયમ રાખવો જરૂરી છે. તેઓ પોતે એવી વાહવાહ કરતા હોય તો કડક થઈને પણ તેમને રોકવા જોઈએ. એમાં જ મિત્રાચારી છે.

'હરિજન બંધુ'
તા. ૧૧-૭-'૪૮

કિશોરલાલ મશરૂવાળા

તંત્રી
ઈશ્વર પેટલીકર

## આ અંકની સામગ્રી


| | | |
|---|---|---|
| સુખ | નારાયણ | ૧ |
| નાતજાત નાબૂદ કેમ થાય | સ્વામી આનંદ | ૨ |
| ગ્રંથસ્વીકાર | ... ... | ૬ |
| આગબામણો વિષય | ઈશ્વર પેટલીકર | ૭ |
| કામે લાગી જાવ | ચિમનભાઈ મ. અમીન | ૧૨ |
| દેશના રાજકીય પક્ષો | મણિભાઈ પટેલ | ૧૪ |
| ગોરિયાં ગમૈયા | ઈશ્વર પેટલીકર | ૧૯ |
| નાને મોઢે મોટાંની વાતો | અલખ નિરંજન | ૨૩ |
| કાર્યાલયની ટપાલ | ... ... | ૨૯ |
| ખેડૂતના હિતનો કાયદો | ... ... | ૩૧ |
| પ્રસંગકથા | ... ... | ૩૨ |



**વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૩ : પરદેશમાં શિલિંગ ૬**

છૂટક નકલ પાંચ આના.

**'પાટીદાર' કાર્યાલય–આણંદ**

+ દર મહિનાની ૨૫મી તારીખે માસિક નિયમિત પ્રગટ થાય છે.
+ અંક ન મળ્યાની ફરિયાદ આખર તારીખ સુધીમાં જણાવી દેવી. તે પહેલાં પોસ્ટમાં તપાસ કરવી.
+ કાર્તક અને વૈશાખ, એમ બે હપ્તે વાર્ષિક ગ્રાહક નોંધાય છે. વચ્ચે ગ્રાહક થનારને શિલક હોય ત્યાં સુધી પાછલા અંક મોકલાય છે.
+ નવા ગ્રાહક થનારને વૈશાખના અંકથી માસિક મળશે. પાછલા અંકો ખલાસ થયા છે
+ નનામા પત્રો કે લેખ ઉપર ધ્યાન આપવામાં નથી આવતું. ન સ્વીકારાયેલ લેખો પોસ્ટની ટિકિટો બીડી હશે તો જ પરત કરાશે.

આ માસિક આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં શ્રી, આશાભાઈ ગોરધનભાઈ પટેલે ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ માટે છાપ્યું, તા. ૨૫-૭-૪૮

કૃપા કરી ઉજાગરો કરવાની સવડ હોય ત્યારે જ આ નવલો વાંચવી શરૂ કરજો— ન અન્યથા!

# ઇન્દ્રજાળ

તમે નવલકથાઓ ઘણી વાંચી હશે. તેમાંની અનેક તમને ઘણી રસાળ અને ખૂબ જ મનોરંજક લાગી હશે. પણ આ **ઇન્દ્રજાળ** વાંચ્યા પછી જ તમે આગલી બધીની રસાળતા વિષેનો આંક બાંધો એવી ખાસ ભલામણ છે. આ નવલકથા તમને હિન્દુસ્તાનમાંથી ઉપાડી વાયુવેગે તદ્દન નવા જ વાતાવરણમાં લઈ જશે ને એવાં એવાં અદ્ભુત સ્થાનોમાં ફેરવશે કે તમે ચકિત થઈ જશો. અને જ્યાં સુધી તેને પૂરેપૂરી વાચો ત્યાં સુધી ચેન નહિ પડે.

કિંમત રૂ. ૩-૦-૦ ટ. ખ. જુદું.

# શકારિ

(વિક્રમાદિત્ય)

વિક્રમ મહાન હતો, પરદુઃખભંજન હતો, પરાક્રમી હતો એવું તો બધા કહે છે પણ તેનો નક્કી ઇતિહાસ કેટલા જાણે છે? તમારાં બાળકો પૂછે તો તેને તમે શો જવાબ દેશો?

આ નવલકથા તમને ૨૦૦૦ વરસ પરનો તે ઇતિહાસ અતિ રસાળ રીતે શીખવી દેશે અને તમારા પરાક્રમી વડવા માટે ગૌરવ લેવાનો ખરેખરો હક પ્રાપ્ત કરાવશે

કિં. રૂ. ૨ાા ટ. ખ. જુદું.

બાળકોને ભેટ આપવા લાયક ગાંડીવનાં રૂપાળાં ઉમેદવાર પડીકાંને લગતી યાદી મંગાવો.

## ગાંડીવ સાહિત્ય મંદિર: સુરત

# પાટીદાર

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

શ્રાવણ સં. ૨૦૦૪ | જુલાઈ–'૪૮ | વર્ષ • ૨૫ અંક • ૧૦


## સુખ

ધનિકને આપણે કહેતા સાંભળીએ છીએ કે, મારે શું સુખ છે તે મારું મન જાણે છે. કશું કામ નહિ, અને કામનો પાર નહિ એટલી પંચાત.

ગરીબના દુઃખનો તો પાર જ નથી. એ તો કહે છે, ઠીક છે, કૂતગ–બિલાડાંની જેમ ગમે ત્યાંથી એંઠુંજૂઠું ખાઈને દહાડો કાઢીએ એના જેવું અમારું જીવન છે.

મધ્યમ માણસ વળી એનું દુઃખ રડતાં કહે છે, દુઃખ જોવા જાય તો વચલા વર્ગને જ છે. સુખ છે કાં તો નાગાને અને કાં તો જાગાને. દુઃખ છે બધું મધ્યમ વર્ગને.

ત્યારે સમાજમાં સુખી કોણ? તો શું સાચે જ કોઈ સુખી નથી? ના, સમાજમાં બધા દુઃખી હોય તેમ બને જ નહિ. સમાજમાં સુખી અને દુઃખી બંને વર્ગ છે. જેને લક્ષ્મીને લીધે જીવનમાં કંઈ પુરુષાર્થ કરવાનો નથી તે દુઃખી છે. જેની અતિ ગરીબાઈને લીધે પુરુષાર્થ કરવાની શક્તિ હણાઈ ગઈ છે, તે પણ દુઃખી છે. પણ જે ધનિક નથી, તેમજ ગરીબ પણ નથી, અને પુરુષાર્થ કરીને જીવનને ચોળે છે તે સુખી છે.

એટલે જે સુખી થવા માગતો હોય તેનો આદર્શ, ધનવાન થવાનો ન હોવો જોઈએ, તેમ જ સંતોષ માની કંગાલિયતમાં પડી રહેવાનો પણ ન હોવો જોઈએ, પરંતુ પુરુષાર્થને ખીલવે તેવી મધ્યમકક્ષાએ જીવવાનો હોવો જોઈએ.

નારાયણ

# નાતજાત નાબૂદ કેમ થાય

**સ્વામી આનંદ**

જન્મના પાયા ઉપર રચાયેલી નાતજાતો અને ઊંચનીચની ભાવનાએ હિંદુઓમાં ખાનપાન, રોટીબેટી, 'હળવુંભળવું', વગેરે વહેવારમાં જે વાડાબંદીઓ, અંતરાયો અને પ્રતિબંધો ઊભાં કર્યાં છે તેમણે હિંદુઓના સામાજિક જીવનને સદંતર ગૂંગળાવી નાખ્યું છે. ઊંચાહલકાની આ ભાવનાને પાપે બધા હિંદુઓમાં, અને વિશેષે કરી કહેવાતા ઊંચા વર્ણોમાં, માણસ જેવા માણસ પ્રત્યે જે સૂગ અને તિરસ્કારના સંસ્કાર ઘર કરી ગયા છે તે મનોદશા જ આજનાં આપણાં ઘણાંખરાં સામાજિક, રાજકીય, આર્થિક તેમ જ નૈતિક અનિષ્ટોના મૂળમાં રહેલી છે. એ બિનાની કારમી સાબિતીઓ છેલ્લા એકબે દાયકામાં અને ખાસ કરીને છેલ્લાં એકબે વરસોમાં આપણને મળી છે.

સેવાગ્રામ-વર્ધા ખાતે તાજેતરમાં મળેલા રચનાત્મક કાર્યકર્તાઓના સંમેલને નાતજાત અને શોષણ વિનાના લોકસમાજની આ દેશમાં સ્થાપના કરવાના ગાંધીજીના સ્વપ્નને સાચું કરવા પાછળ પોતાની તમામ શક્તિ કેંદ્રિત કરવાની હાકલ કરી છે.

એમ તો નાતજાતનાં બંધનોનું ઉલ્લંઘન રોજિંદા વહેવારોમાં આપણે પગલે ને પગલે કરીએ જ છીએ. શહેરોમાં કે મુસાફરીમાં સગવડને ખાતર, મેળાવડા કે સભાસમારંભો પ્રસંગે માનમોટાઈને ખાતર અને માંદગી વખતે જીવવા ખાતર આપણે હરરોજ પેરે પેરે નાતજાતના પ્રતિબંધોની અવગણના કરીએ છીએ. એ રીતે ગમે તે નાતજાત કે કોમવાળા જોડે ભેળા બેસી ખાતાંપીતાં ને અન્‌ખાજ ખાતાં પણ હવે ઘણાને સંકોચ રહ્યો નથી. બલકે, તબિયતને કારણે ઈંડાં, મદ્યમાંસ, લીવર એક્સ્ટ્રેક્ટ, મરઘીનો સેરવો વગેરેનું સેવન અને અભક્ષ્યભક્ષણ ઠેઠ સુધીના સનાતની વૈષ્ણવજૈનોમાં પણ આજે ક્યાં ઓછું થાય છે? પણ એમ સગવડ, માનમોટાઈ કે મરણભયના માર્યા કરેલા પ્રણાલિકાભંગ કે ઉલ્લંઘનોની નૈતિક કિંમત કશી જ નથી એ દેખીતું છે

શ્રી કિશોરલાલભાઈ એમની તાજી કૃતિ સમૂળી ક્રાન્તિમાં કહે છે તેમ નાતજાતનો સંસ્કાર હજારો વર્ષથી આપણા લોહીમાં પડેલો છે. આજે ભલભલા સુધારકો અને રાષ્ટ્રવાદીઓના વહેવારોને પણ જરાક બારીકાઈથી તપાસીશું તો તેમાં ઘણી વાર આ નાતજાતનું માનસ પેરે પેરે કામ કરી રહેલું માલૂમ પડશે. સારા વિચારશીલ સુશિક્ષિતોને પણ એ વાતની ભાળ

નથી હોતી કે ચાહે તેવા સૂક્ષ્મ કે સોહામણા રૂપમાં પણ નાતજાતની ભાવના રાષ્ટ્રભાવનાની અને રાષ્ટ્રીય સંગઠન કે એકીકરણની સંદતર વિરોધી અને ઘાતક છે. પણ આજે તો દુર્ભાગ્યે આપણી સામાજિક રીતભાત, આપણા લગ્નાદિ વહેવાર, આપણી સખાવતો, અરે, આપણી ચૂંટણીઓ પાછળ પણ એ જ નાતજાત, ગોળ, ફિરકા અને સંઘાડાઓનું તંગ માનસ જડશે. ભલભલા ભણેલા ને હમેશ સુધારાની વાત કરનારા લોકો પણ છોકરાછોકરીની લેવડદેવની વાત આવતાં જ રાંકડા બની જઈ વૃદ્ધ માબાપ, પત્ની કે કુટુંબીઓ તરફના વાંધા આગળ કરી નાતજાતનનાં ખાડાખાબોચિયાંમાં પોતાનાં ફરજંદોને ડુબાડી મારવાનું પસંદ કરે છે.

સખાવતના ક્ષેત્રમાં પણ એ જ સ્થિતિ દેખાશે. આપણા શ્રીમંતોની ૯૦ ટકા સખાવતો નાતજાત અને કોમી રૂપરંગવાળી અને કોમ, નાત કે પેટાનાતના લેબલ પર જ ચાલતી હોય છે અને એવી સખાવતોના પ્રમાણમાં રાષ્ટ્રીય રૂપરંગવાળી બિનકોમી સખાવતો જૂજ અને નજીવી માલૂમ પડશે. આપણા પ્રાંત કે જિલ્લાનાં મથક સમા શહેરોમા ચાલતા વિદ્યાર્થીગૃહો, છાત્રાલયો, કેળવણીની સંસ્થાઓ કે બીજી ધર્માદા સંસ્થાઓ જુઓ તો જુદી જુદી નાતજાતો ને પેટાન્યાતોનાં જ લેબલોથી ખદબદતી માલૂમ પડશે. આ વસ્તુ રાષ્ટ્રભાવનાની હાડોહાડ વિઘાતક છે એ તો ખુલ્લું છે. છતાં આપણે ત્યાં તો પોતાને હાડોહાડ રાષ્ટ્રવાદી કહેવડાવનારાં છાપાઓ પણ આવાં છાત્રાલયો વગેરે કાઢનારા અને આવી સખાવતો કરનારાઓની નિર્ભર્ત્સના કરવાને બદલે તેમને જાહેર જુસ્સાવાળા સેવાભાવી દાનશૂર આગેવાનો તરીકે ઓળખાવી પ્રજા સમક્ષ રજૂ કરે છે અને તેમના ફોટા અને રેખાચિત્રો છાપે છે! આમ પ્રજાને કેવી કેળવણી મળે?

સો ટકા રાષ્ટ્રીય માનસ ધરાવવાનો દાવો કરનારાઓના વહેવાર પણ આથી બહુ જુદા જોવામાં નહીં આવે. રાષ્ટ્રવાદી, કોંગ્રેસવાદી, અરે, સમાજવાદી કહેવડાવનારા પણ સત્તા અને ચૂંટણીઓની ઝુંબેશમાં અમુક નાત, પેટાન્યાત કે કોમના મતો એકસામટા મેળવી લેવાની ખાતર તે તે નાતજાતના આગેવાનોની મદદ નાતજાતની સગાઈ કાઢીને કે મોટપ આપીને સિફતથી માગવામાં કશું અજુગતું ગણશે નહીં. નિર્ભેળ રાષ્ટ્રીય ભૂમિકા પર ઊભા રહી જાહેર જીવનમાં અને જાહેર કામકાજોમાં પોતાનું સ્થાન મેળવવામાં નાસીપાસ થનારા કંઈક સુશિક્ષિત કાર્યકર્તાઓ કોમી વર્તુળમાં પોતાની શક્તિ જ પ્રયાસોને વાળી દઈ ત્યાંના મર્યાદિત ક્ષેત્રમાં સહેજે ભળતા।

આગેવાનીની પ્રતિષ્ઠાથી સંતોષ માનતા જોવામાં આવશે. આવા લોકો સામાન્યપણે એવો ખુલાસો આપતા હોય છે કે પોતે સંપૂર્ણ રાષ્ટ્રવાદી માનસવાળા છે પણ નાતજાતના ફિરકામાં રહી પોતાના પ્રગતિશીલ માનસ અને ધગશનો નાતવાળાઓને ચેપ લગાડી તેમની પાસે સુધારા કરાવવાનો રસ્તો કાઢી રહ્યા છે. આવા લોકો મોટે ભાગે પ્રામાણિકપણે પોતાની ને પોતાના મિત્રોની વંચના કરતા હોય છે.

આ બધી આળપંપાળ નિરર્થક જ નહીં, ખચ્ચસ ભુલાવો ખવડાવનારી છે. નાતજાતનાં મૂળ એમ આંગળાંથી ખોતર્યે ઊખડવાનાં નથી. એકેએક વહેવારમાં અને એકેએક રંગરૂપમાં તેનો ઇન્કાર કરવો અને બચાવનીતિ ન આચરતાં મહાત્માજીએ અસ્પૃશ્યતા સામે જેહાદ ચલાવી તેમ ઠેર ઠેર સામે ચાલીને તેને પડકાર આપવો એ એક જ એના મૃત્યુનો ઉપાય છે. 'અસ્પૃશ્યતા ટકે તો હિંદુ ધર્મનો નાશ છે' એ સૂત્ર પોકારી પોકારીને ગાંધીજીએ પ્રજાને ઉદ્યત કરી તેમ હવે 'કોઈ પણ રૂપમાં નાતજાતને સાંખવી એમાં હિંદુઓનો નિશ્ચિત નાશ છે,' એ સૂત્ર દરેક વિચારવાન હિંદુએ સ્વીકારવું રહ્યું છે.

અમેરિકામા રંગદ્વેષના પાયા પર ચાલતી ગોરાશાહીથી કકળી સુગાઈ ઊઠનારા થોડાક માનવતાપ્રેમી અમેરિકનો પોતાનાં ગોરાં કુળ-ગોત્રના શરમિંદા, બની સ્વેચ્છાપૂર્વક તેનો ત્યાગ કરવા લાગ્યા છે. હબસીઓ તેમ જ રંગીન જાતિઓ પ્રત્યે ગોરાઓનો હલકટ, અમાનુષ વર્તાવ તેમનાં માનવપ્રેમી અંતરને વલોવી મૂકે છે. આથી જેમ ગાંધીજીએ સ્વેચ્છાએ હરિજનનો અને ભંગીનો દરજ્જો સ્વીકાર્યો અને ભંગી તરીકે જ પોતાને ઓળખાવવામાં ઇજ્જત માની તેમ આ અમેરિકન વીરલાઓ પોતાને ગોરા તરીકે ઓળખાવવામાં અપમાન ગણી સરકારી રજિસ્ટ્રાર કચેરીઓમાં જઈ પોતાના ગૌરપદનો ઇન્કાર કરે છે અને ખરા કે માનેલા આધારો રજૂ કરી આગ્રહપૂર્વક પોતાને રંગીન જાતિના માનવી તરીકે નોંધાવવામાં ઇજ્જત સમજવા લાગ્યા છે.

હિંદુઓએ, ખાસ કરીને કહેવાતા ઊચ વર્ણનાં સ્ત્રીપુરુષોએ એ જ રીતે હિંદુ કોમમાં પ્રવર્તતા નાતજાતના તમામ ભેદોનો ઇન્કાર કરી પોતાને નર્યા હિંદુ કે હિંદી તરીકે જ ઓળખાવવાનો અને એવો જ વર્તાવ રાખવારખાવવાનો આગ્રહ ધરવાનો વખત આવી લાગ્યો છે.

આ રહી એ અંગેની થોડીક અમલી સૂચનાઓ :

૧. નાતજાતના ભેદો માનવાનો ઇન્કાર કરનારું પ્રતિજ્ઞાપત્ર લાગતાવળગતા સરકારી અમલદાર તથા પોતપોતાની ન્યાતના પંચ પર મોકલી આપવું.

૨. સ્પર્શાસ્પર્શ, ખાનપાન તેમ જ તમામ રોજિંદા વહેવારોમાં ઊંચનીચ, હિંદુમુસલમાન, પારસી, ખ્રિસ્તી, હરિજન, આદિવાસી, દેશીપરદેશી કોઇ વાતનો ભેદ ન માનતાં સૌ જોડે છડેચોક એક સમાન ભાઈચારાનો વર્તાવ રાખવો અને બીજાને તેમ કરવાનું ઔચિત્ય અને અગત્ય સમજાવવાં.

ખુલ્લી રીતે અને વગરસંકોચે કરેલો આવો વહેવાર પંચપટેલો કે લાગતાવળગતાંઓના ખાસ ધ્યાન પર લાવવા ખાસ પ્રસંગે રીતસરના કાગળો લખીને તેમને આ રીતે કરેલા વહેવારની જાણ કરવી અને પરન્યાતો અને પરકોમો સાથે સેળભેળ થઇને કરેલાં રાંધણુ તેમ જ ખાનપાનના ફોટા શક્ય હોય ત્યારે લઇને અગર છાપાંઓમાં છપાવીને પૂરાં નામઠામ સાથે ન્યાતપંચો તથા ન્યાતના આગેવાનો કે લાગતાવળગતાઓને મોકલવાં.

૩. ન્યાતોને માન્યતા સૂચવનારા કોઇ પણ લાગા, લવાજમ, લહાણાં, રીતદસ્તૂરી આપવાં, લેવાં કે માનવાં નહીં. ન્યાતના પંચપટેલો, ગોરપુરોહિત વગેરે ન્યાતને નાતે કશું લેવા, આપવા કે કહેવા આવે ત્યારે વિનયપૂર્વક પણ દૃઢપણે તેમને નકાર આપવો.

૪. મરણ, પરણ, જમણ વગેરે પ્રસંગે ન્યાતના દાયરાને જ પોતીકું કૂંડાળું ન ગણતાં પોતાના તમામ લાગતાવળગતા ઇષ્ટમિત્ર કે પાડોશીનો સહકાર દરેક જરૂરી કામ, ક્રિયા કે વિધિમાં જાતિ કે કોમના કશા જ ભેદભાવ માન્યા વગર લેવોદેવો અને રૂઢ લોકાચાર છોડી પોતાને માન્ય હોય તેવા ધાર્મિક વિધિ તેમ જ ક્રિયાઓ ગમે તે નાતના કે કોમના જાણકાર પાસે, જરૂર પડયે પુસ્તકોની મદદથી, વગર સંકોચે કરવાં કરાવવાં.

૫. મરણપ્રસંગે નનામીને ખાંધ આપવામાં કે મૃતદેહના અંત્ય સંસ્કાર કરવામાં પણ તેવો જ અભેદ વહેવાર રાખવો. શબને લઈ જવા હળવી હાથગાડીનો ઉપયોગ બધે સર્વસામાન્ય કરી દેવો.

૬. લગ્નવહેવાર કેવળ વરકન્યાના સમાન ગુણશીલ, રહેણીકરણી અને શ્રેયકલ્યાણને હિસાબે સદંતર આઝાદ માનસથી કરવા ટેવાવું અને આવો વર્તાવ સમાજમાં સાવ સ્વાભાવિક ન બની જાય ત્યાં સુધી, જૂના લોકોમાં જેમ સગોત્ર વિવાહ ન થાય એ સ્વીકૃત છે તેમ, આજકાલ વરકન્યાની પસંદગી કહેવાતી સ્વજ્ઞાતિમાંથી તો ન જ થાય એવો આગ્રહ રાખવોરખાવવો.

૭. કહેવાતા ઊંચ વર્ણના સ્થિતિપાત્ર લોકોએ—બ્રાહ્મણ, વૈષ્ણવ, ભાટિયા, લુહાણા, જૈન વગેરેએ—ઘરમાં રસોઇયા તરીકે બ્રાહ્મણને જ રખાય એ વહેમમાંથી છૂટવું અને નિર્વ્યસની તથા ચોખ્ખી ટેવોવાળા હરિજનોને જ

રાખવાનો આગ્રહ બીજી નીચ વરણ લેખાતી કોમોના તેવા માણસોને રસોઈયા તરીકે રોકવાનો આગ્રહ રાખવો.

૮. સરકારી દફતરે, કારટકચેરીઓમાં તેમજ તમામ જાહેર વહેવારમાં સાદા 'હિંદુ' કે 'હિંદી' ઉપરાંત કશી નાતજાત લખાવવાનો ઇન્કાર કરવો અને સરકારી દફતરો તથા પત્રકોમાં તેવી નાતજાત દર્શાવનારાં ખાનાંઓ રખાય છે તે સજ્જડ ઊહાપોહ કરી તાબડતોબ કાઢી નંખાવવાં.

૯. ન્યાતજાત અને કોમી ધોરણે ચાલતી સખાવતો, સંસ્થાઓ, છાત્રવૃત્તિઓ, વર્તમાનપત્રો, માનઅકરામ મત કે પદાધિકાર લેવાદેવાનો ઇન્કાર કરવો અને તેવે નાતે મળનારા તમામ લાભ જતા કરવા. આવી સંસ્થાઓ જોડે કોઈ જાતનો માનદ કે પગારી સંબંધ રાખવો નહીં.

૧૦. ન્યાતજાત કે કોમી ધોરણે કોઈ પણ જાતનું રાજદ્વારી, સામાજિક, ધાર્મિક કે આર્થિક સંગઠન કરવું, કરાવવું કે સાંખવું નહીં.

['હરિજન બંધુ']

# ગ્રંથસ્વીકાર

(૧) **સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ:** લેખક–મોહનદાસ કરમચંદ ગાંધી, પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, રૂ. ૧.

(૨) **પ્રેમ પન્થ – ૧:** યોજક–દેસાઈ વાલજી ગોવિન્દજી, પ્રકાશક ઉપર પ્રમાણે, ચાર આના.

(૩) **લગ્ન પ્રેમ:** લેખક–અંબાલાલ નૃ. શાહ, પ્રકાશક–નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ, રૂા. ૩ાા (નવલકથા).

(૪) **નવનીતા:** લેખક–ઇંદ્ર વસાવડા, પ્રકાશક ઉપર પ્રમાણે, રૂ. ૨ાા (નવલિકાઓ).

(૫) **પ્રાથમિક શિક્ષણ:** લેખક–પ્રકાશક – સોમાભાઈ કાશીભાઇ પટેલ, સુણાવ (વા. આણંદ), રૂા. ૧ાા (શિખવવાની પદ્ધતિ)

(૬) **ચારુતર વિદ્યામંડળ** – વલ્લભવિદ્યાનગર–સન ૧૯૪૬–૪૭–૪૮નો અહેવાલ.

(૭) **गुजरात प्रान्तीय राष्ट्रभाषा प्रचारसमिति कार्य-विवरण (१९४४–४७).**

(૮) **પ્રજાશક્તિ:** અઠવાડિક: તંત્રી–જશવંત ઠાકર, કાર્યાલય, ભાસ્કરભુવન, ખાડિયા, અમદાવાદ, વાર્ષિક લવાજમ રૂ. ૫.

# અળખામણો વિષય

ઈશ્વર પેટલીકર

સમાજસુધારો એ વિષય આજે એટલો બધો અળખામણો થઈ ગયો છે કે એની વાત નીકળતાં જ ઘણાખરા ચડભડી ઊઠે છે – સુધારાને બદલે કુધારો તો થઈ રહ્યો છે! આટલાં વરસથી 'પાટીદારે' લખ્ય લખ્ય કર્યું તોય શો સુધારો થયો?

આ ચડભડાટ ઉપર વિચાર કરીશું તો એ દિવસે દિવસે વધતો જતો દેખાય છે. ગઈ કાલ સુધી આ ચડભડાટ કરનાર અભણ અને રૂઢિઅંધ હતા. પરંતુ આજે એવો સૂર પૂરાવનાર વર્ગ ભણેલો અને રૂઢિમાંથી શ્રદ્ધા ઊઠી ગયેલ સમજુ છે.

વળી સ્થિતિ આટલેજ આવીને અટકી નથી ગઈ, પરંતુ કોઈ દર્દી રોગથી હતાશ થઈ જાય અને પછી દવા કે સારવાર મૂકી દેય, કરમ ઉપર પોતાની જાતને છોડી દે; તેના નિરાશાવાદી આપણે સુધારાની બાબતમાં થઈ ગયા છીએ. કોઈ એ અંગે વાત કરે કે તરત દરેક બોલી ઊઠે છે, અરે! એ બધું પહેલ કરી જોયું છે. કોઈ અમલમાં મૂકતું નથી અને ભાષણો અને ઠરાવો કરનાર જ એને પાળતા નથી એટલે સુધારાનુ નામ જ ના લેશો!

વાત પણ સાચી છે. જો એ ઠરાવોમાં માનનારાઓએ થોડોયે પણ અમલ કર્યો હોત તો કંઈ પરિણામ આવ્યું હોત. પરંતુ એ ન થઈ શક્યું એનું પરિણામ એ આવ્યું કે લોકોને એની સુધારાની વાતો કરનારમાં શ્રદ્ધા ઊઠી ગઈ. નવા કામ કરનારની પણ એ રીતે કામ કરવાની શ્રદ્ધા ઓસરી ગઈ. છેલ્લા દસકામાં કટોકટીભરી સ્થિતિ હોવા છતાં સમાજમાંની લેવડદેવડે અને કાળાં બજારમાંથી લાવીને છૂપા થતા જમણવારે આપણને ડરાવી નાખ્યા અને લાંબે કાળે અફીણિયાને અફીણનું ઝેર માફક આવી જાય, ઊલટ તેને એ ઝેર નિયમિત ન મળે તો નુકસાન થાય, તેમ આપણને પણ લેવડદેવડની ટોચે ચઢેલી રકમ, અને ચોરીછૂપીથી જમણવાર કરવાની અને જમવાની રૂઢિ માફક આવી ગઈ! આ સ્થિતિમાં કોઈ પણ મંડળ, પક્ષ કે સંઘ એ સામે ઝુંબેશ ઉઠાવવા ન નીકળ્યું તેનું મુખ્ય કારણ ભૂતકાળની સંસ્થાએ જન્માવેલી અશ્રદ્ધા છે.

બીજાં પણ નાનાંમોટાં કારણો છે. ધંધાને કારણે શહેરો અને પરદેશમાં એમ જુદે જુદે સ્થળે જ્ઞાતિનો જુવાન અને શક્તિશાળી વર્ગ બહાર ગયો છે

અને દરરોજ વિશેષ વેરાતો જાય છે. એટલે ગઇ પેઢીમાં જે જુવાનવર્ગ સમાજસુધારાની ઝુંબેશ ઊઠાવતો હતો એ સ્થાનિક વર્ગ, આ પેઢીનો મોટો વર્ગ બહાર જવાથી આપોઆપ ક્ષીણ થઇ ગયો છે. અને એ ક્ષીણ નાના વર્ગમાં એવી શકિત નથી રહી કે જે સમાજના રૂઢિવર્ગ સામે માથું ઊંચકે. અને બહાર રહેતા સમજુ શકિતશાળી વર્ગમાં ગઈ કાલ જેવી એને જ્ઞાતિ માટે શ્રદ્ધા નથી રહી. જ્ઞાતિનો નાશ થવો જોઇએ એમ એ માને છે. એ રસ્તે એટલા ડગ ભરવાની બીકને લીધે આજે એ વર્ગ જ્ઞાતિમાં દીકરાદીકરી પરણાવે છે એટલુંજ. આવો જ્ઞાતિમાં શ્રદ્ધા ઊડી ગયેલો વર્ગ એને સુધારવામાં રસ ન લે એ પણ સમજાય એવું છે.

એ સિવાય કોઇ કોઇ એ અંગે ધગશ ધરાવનાર અને કાર્ય ઉપાડવા તૈયાર થનાર નીકળે તો કયી રીતે કામ લેવું એ એને સમજાતું નથી. એટલે ગઇ પેઢીવાળા જે ચીલે ચાલીને નિષ્ફળ ગયા છે તે મંડળ રચવાની વાત, પરિષદ ભરવાની વાત અને ઠરાવો પસાર કરવાની ચઢી પુરાણી રીતની વાત કરતા જાય છે. અને એ રીતથી લોકો એવા નિરાશ થઇ ગયા છે કે એ રીતે કામ થાય એમાં શ્રદ્ધા રાખવા કે સહકાર આપવા તૈયાર થતા નથી.

આવી સ્થિતિમાં છેલ્લાં દસપંદર વર્ષથી સમાજસુધારા અંગે સામુદાયિક રીતે કંઇ કાર્ય થયું નથી. ફકત એ વાતો રોજ સાંભળવી ન ગમે તોય 'પાટીદાર' સંભળાવતું આવ્યું છે. અને હવે તેમાં આ ડ નવ પત્રોનો વધારો થયો છે, એ વિશેષ. એટલે સુધારો ઇચ્છે છે, પણ થતો નથી એનો રોષ કે અસંતોષ સ્વાભાવિક કોઇ કોઇ 'પાટીદાર' માસિક ઉપર કાઢે છે – આટલા વરસથી લખે છે પણ શો સુધારો થયો!

આ જાતના રોષ કે અસંતોષ પાછળની વૃત્તિ તપાસીશું તો એ તંદુરસ્તીની નિશાની છે. એમાં ક્રોધ કે કચવાટ છે, પણ એની પાછળનું માનસ સુધારો ઝંખે છે એ સ્પષ્ટ વાત છે. અને એ સુધારો નથી થતો એની હૈયાબળતરા જ એને એ શબ્દો બોલાવે છે. આ હૈયાબળતરા મોટો વર્ગ વ્યકત કરે છે. એ ખુશી થવા જેવી વાત. એજ સ્થિતિ બતાવે છે કે આપણે સુધારો ઈચ્છીએ છીએ. અને એ માર્ગે આપણને લેઇ જવામાં આવે તો આપણે જવા આતુર છીએ.

પરંતુ નવો સવાલ એ થશે કે જો આપણે આતુર છીએ તો એ સુધારાના રસ્તે જતા કેમ નથી? એ રસ્તાના આપણે અજાણ્યા પણ નથી. એ રસ્તો બતાવવા સુધારકો રોજ દાંડી પીટે છે!

એનો જવાબ એ હોઇ શકે કે, આપણે હજુ શેખચલ્લી જેવાં સુધારાનાં સ્વપ્ન સેવીએ છીએ. માથે ઘીનો ગાડવો લેતાં જેમ શેખચલ્લી સંસારી થવાનાં સુખદ્ સ્વપ્નાં સેવવા લાગી ગયો તેમ આપણા વિદ્વાનોએ, સુધારકોએ અને 'પારસીદાર' જેવાં માસિકોએ સુધારાની આપણે કાને વાત નાખી કે તરત સમાજસુધારાનાં સ્વપ્ન સેવવા લાગ્યા. અને અત્યાર સુધીનાં આપણાં સ્વપ્નાં પણ શેખચલ્લીનો ઘીનો ગાડવો ભાગી જતાં ધૂળ મળ્યાં હતાં તેમ ધૂળમાં મળ્યાં છે.

પરંતુ હું સ્વભાવે વાર્તાકાર હોવાથી શેખચલ્લીની વાર્તા સહેજ આગળ લંબાવીને વિચારું છું ત્યારે મને થાય છે કે, આપણે શેખચલ્લીનો ઉપહાસ કરીને જરૂર એને અન્યાય કર્યો છે. કોઇ પણ કાર્યનું માણસ પ્રથમ સ્વપ્ન ન સેવે તો એ કરવાની એને પ્રેરણા શી રીતે ઉદ્ભવે? કોઇ પણ કાર્ય અંગે પ્રથમ સ્વપ્ન સેવવું એ જ કામની રીત હશે એમ હું માનું છું. એ રીતે સંસારી બની સુખી થવાનું શેખચલ્લીએ સ્વપ્ન સેવ્યું. પરંતુ સ્વપ્નમાં એ એવો તલ્લીન થઇ ગયો હતો કે એણે માથે ગાડવો હતો છતાં માથું ધુણાવ્યું અને ગાડવો ભોંયે પડી ગયો, ઘી ઢોળાઇ ગયું અને તેનું સ્વપ્ન વેરાઇ ગયું.

પરંતુ આ ઉપરથી શેખચલ્લીએ બીજી વખત કોઇનો ગાડવો નહિ ઉપાડ્યો હોય એમ આપણે કેમ માની લઇએ? સ્વપ્ન સેવવાં, કાર્યમાં નિષ્ફળતા મળવી, ને છતાં એમાં મંડ્યા રહેવું એ સફળ થવાનાં ક્રમિક પગથિયાં નથી શું? એ રીતે શેખચલ્લીએ ફરી ગાડવા ઉપાડ્યો હશે; માથું ધુણાવવાની ભૂલ નહિ કરી હોય અને એ રીતે મહેનતના મેળવેલા પૈસામાંથી એ સંસારી નહિ થયો હોય એમ માનવાનું કંઇ કારણ નથી.

એ રીતે આપણે પણ શેખચલ્લીની જેમ સુધારા માટે સ્વપ્ન સેવ્યાં, એ સ્વપ્નાં ઇચ્છ્યાં એટલા ન ફળ્યાં એટલે આપણે પણ આપણો સુધારાનો ગાડવો ઢળી ગયો એથી હતાશ થયા છીએ – કચવાટ કરીએ છીએ.

પરંતુ હું તો માનું છું કે આપણે હતાશ થવાની કંઇ જરૂર નથી. સફળતાને માર્ગે જ આપણે ક્રમિક જઇ રહ્યા છીએ. પ્રથમ આપણે સ્વપ્ન સેવ્યાં. એ અંગે આપણે કામ કર્યું. નિષ્ફળતા મળી. અને નરી નિષ્ફળતા મળી એમ પણ આપણે શી રીતે કહી શકીએ? આપણને સફળતા પણ મળી છે. પરંતુ મનુષ્યસ્વભાવ એવો છે કે જે મળે એનો એને ખ્યાલ રહેતો નથી, એનું મહત્ત્વ ઓસરી જાય છે અને જે નથી પાર કરી શકાયું એની જ એ સતત ચિંતા કરે છે. આ મનુષ્યસ્વભાવ પણ પ્રગતિની નિશાની છે. જો

માણસ જે વસ્તુ મળે એટલાથી સંતોષાઈ જાય તો એ આગળ ન વધી શકે. એટલે જે આપણે મેળવ્યું તેથી આપણને સંતોષ નથી એ પણ આપણે આગળ જવા માગીએ છીએ એની જ નિશાની છે. એટલે સંતોષ ખાતર નહિ, પણ આપણે સાવ નિષ્ફળ નથી નીવડ્યા એની ખાત્રી માટે થોડા સુધારા અંગે ઉપલક ધ્યાન ખેંચું છું.

પ્રેતભોજન એ આપણી કુરૂઢિઓમાંની માનવતાને લાંછનરૂપ એક કુપ્રથા છે. પરંતુ એ આજે નાશ પામી રહી છે. એ ભલે હાલ હયાત હોય, પરંતુ એનું મહત્ત્વ બિલકુલ રહ્યું નથી. એક પ્રેતભોજન કરે અને બીજો ન ન કરે, તેથી હવે એકની પ્રતિષ્ઠામાં વધારો થતો નથી, બીજાનીમાં ઘટાડો થતો નથી. એટલે એ રૂઢિ જીવતી છે છતાં એનો તેજોવધ થઇ ગયો છે. પ્રતિષ્ઠિત વ્યક્તિ માટે તેજોવધ એ મોત કરતાં ભુંડી સ્થિતિ છે. પ્રતિષ્ઠા ગુમાવીને જીવનાર જીવતે મૂએલો છે. એવું જ રિવાજો વિષે. અને એવી પ્રેતભોજનની રૂઢિ ભલે આજે જીવતી દેખાય પણ એનું મોત નીમી ચૂક્યું છે.

રડવાકૂટવાના રિવાજનું પણ એવું થયું છે. બાળલગ્ન મોટેભાગે બંધ થઈ ગયાં છે. છોકરીને ક્યાં નોકરી કરવા જવું છે ! એમ કહી આજે કન્યાને કેળવણી ન આપવાની મનોદશા અલોપ થઇ છે. સામાન્ય રીતે જે સમાજમાં છોકરાઓ જેટલી કેળવણી લેઇ શકે છે, તેના પ્રમાણમાં થોડી ઓછી પણ દરેક કન્યાને કેળવણી મળતી થઈ છે. જમણવારો આજે અટક્યા નથી, છતાં જાનની સંખ્યામાં ઘટાડો થયો છે. ત્રણના બે દિવસ જાનના કરતાં જે લડાઈ ગઈ પેઢીમાં સુધારકોને આપવી પડી હતી, તેવી લડાઈ આપ્યા વગર ઘણી જાનો હવે એક દિવસ રહેતી થઈ ગઈ છે. ગોળ તૂટ્યા નથી એ વાત સાચી, પરંતુ અંદરોઅંદર જે ઊંચનીચના ભેદ કન્યા આપવાલેવામાં હતા, તે હવે તૂટતા જાય છે. ગઇ કાલે જે કુટુંબમાં કન્યા આપવા જતાં પિતાઇઓ બહિષ્કાર કરતા, બળજબરી કરતા એ બધું થતું જાય છે. એનો ફાંકો રાખનાર પણ હવે એવાં કુટુંબોમાં જવા જેટલું નમતું જોખે છે. કન્યા આપવામાં ખર્ચની મોટી મુશ્કેલી અને વરની તંગીની હાડમારી વેઠવા છતાં કન્યાને દૂધપીતી કરવાના પ્રસંગો નથી બનતા. છોકરીનો જન્મ ભલે ક્ષણિક માબાપને હ્રદયવારજનક લાગતો હોય, પરંતુ ઉછેરમાં છોકરાછોકરી વચ્ચેનો ભેદ ભૂંસાતો જાય છે. ઉમરને લીધે, વિચારની ભિન્નતાને અંગે સાસુવહુની અણબનાવ ચાલે છે, ચાલ્યા કરશે એમ દેખાય છે, છતાં સરખામણીમાં સાસુનો ત્રાસ ઘટ્યો છે. ગઈ કાલનો ઓળિયો પુરુષ, હવે એકતરફી નથી રહ્યો, પરંતુ સાનો

કચવાટ વહોરી પત્નીનો પક્ષ લેતો થયો છે. ગઈ કાલની વહુ, મુરબ્બીને દેખતાં, હિંસક પ્રાણીથી બચવા દોડે તેમ ઘૂમટો તાણીને કુળવતી તરીકે છુપાઈ જતી તે સ્થિતિ આજે રહી નથી. ઘૂમટો થોડા ક્ષેત્રમાંથી ગયો છે અને જ્યાં છે ત્યાં પણ પહેલાં જેટલી પકડ નથી રહી. આ અને બીજા નાનામોટા સુધારા બન્યા છે. એ સંપૂર્ણ છે કે સંતોષજનક છે એમ કહેવાનો મારો આશય નથી. પરંતુ આપણે સાવ નિષ્ફળ ગયા નથી એ બતાવવાનો જ મારો આશય છે.

પરંતુ હું જાણું છું કે આ સુધારાથી આપણને કોઈને સંતોષ નથી. જે જ્વાળાઓ આપણા હૈયામાં સળગી રહી છે તે આ અને બીજા એવા સુધારાથી હોલવાય તેવી નથી. જે સુધારો કરવા જેવો છે તેમાં દિવસે દિવસે બગાડો થતો જાય છે, એ ખૂબ સૌના મનમાં પ્રબળ ઊઠે છે. પરઠણના ભાવ ચડતા જાય છે, કન્યાને કેટલી જણશો કરશો એ સ્થિતિ વણસીને વરને મંગળમાં કેટલી જણશો આપશો ત્યાં સુધી પહોંચી છે. માટલીમાં ખાવું બે મણ સુધી પહોંચ્યું ને સોનાનો અછોડો દસ તોલા સુધી વધ્યો છતાં સંતોષ ન થયો એટલે લગ્ન (જોડે બીજી માટલી) માટલી શરૂ થઈ. ૨૦ વર્ષે છોકરી પરણે છતાં ગોયરાની માટલી ચાલુ છે. એ માટલીના વાસણમાં પાણીનો ખોબો લેવાઈ માગતાં શરમાતો નથી. એટલે માટલીનું મહત્ત્વ નથી રહ્યું, આ લેઉં કે તે લેઉં, એમ વરપક્ષ વરુપક્ષ બન્યો છે !

આમ, લગ્નની લેવડદેવડ દિવસે દિવસે વધતી જાય છે અને ક્યાં જઈને અટકશે તેનો કાપો નથી. આ વરુવૃત્તિમાંના જણાયો ભણેલો કે ના જણાયો સુધારક ! વિદ્યાપીઠનો સ્નાતક હોય કે સુધારાની પરિષદનો પ્રમુખ હોય, પૈસો જોઈ મુનિવર ચળે તેમ અપવાદરૂપ દાખલા જતા કરતાં સૌ ચળ્યા છે. તેમાંય ભણેલા યુવકો તો આજે પોતાના ભણતરના અને મોટી ઉંમર સુધી ના પરણ્યા તેના, એમ બંને રીતે વધુ દામ માગે છે !

આ સ્થિતિ સુધરે તો જ સમાજ સુધર્યો કહેવાય, બાકી બીજા નાના મોટા સુધારા થયા હોય કે થાય, એ તો આભને થીંગડાં મારવા જેવી વાત કહેવાય. એવાં થીંગડાં માર્યે આભ ફાટ્યું છે તે સંધાવાનું નથી. માટે સમાજસુધારો થયો તો ત્યારે જ કહેવાય કે, જ્યારે પરઠણની કે એવી લગ્નને નામે બીજી લેવડદેવડ બંધ થાય.

આ વિષય ઉપર આવતાં આપણને સહેજે બે સવાલો અનુક્રમે થાય છે. આ લેવડદેવડ બંધ થશે? અને એ કરવાનો સહેલો રસ્તો કયો ?

એ અંગે હવે પછી જોઈશું.

# કામે લાગી જાઓ

ચિમનભાઈ મૃ. અમીન

આપણા દેશમાંથી પરદેશી સત્તાનો અંત આવ્યો છે. અને દેશની ઉન્નતિ સાધવામાંનું મોટામાં મોટું વિઘ્ન દૂર થયું છે. આ તકનો લાભ લઈ હિંદની મધ્યસ્થ સરકારના પ્રધાનો ખૂબ ઝડપથી દેશની ઉન્નતિ સાધવાની યોજનાઓ હાથ ઉપર લઈ રહ્યા છે. અને મજૂરો, ખેડૂતોના લાભની અનેક યોજનાઓ વિચારી રહ્યા છે. પરંતુ મળેલી તકનો ઉપયોગ કરી આપણા પાછળ પડી ગયેલા અને કેટલીક દિશામાં ખોટી રીતે આગળ વધી ગયેલા દેશની સાચી ઉન્નતિ ઝડપી રીતે સાધવી હશે તો મધ્યસ્થ સરકારના પ્રયત્નો ઉપર આધાર રાખીને બેસી રહે ચાલવાનું નથી. પ્રાન્તિક તથા સ્થાનિક સરકારો તથા સરકારી તેમજ બિનસરકારી બીજી સંસ્થાઓએ પણ પ્રવૃત્તિમય થવું પડશે. જે યોજનાઓ વિચારવા મધ્યસ્થ સરકાર પાસે સમય નથી તેવી યોજનાઓ આ સંસ્થાઓએ વિચારવી જોઈશે. આમ કરવા માટે આપણા જીવનનું દર્શન—અભ્યાસ—કરવો પડશે. અને પ્રજામાં શી શક્તિઓ છે, તેનો દુરુપયોગ કેવી રીતે થઇ રહ્યો છે અને તેનો સદુપયોગ કરવા શું કરવું જોઈએ તે વિચારવું જોઈશે. દાખલા તરીકે—

૧. આજે ગામડાંના લોકોને પૂરતા ઉદ્યોગો નથી. એટલે તેમનો સમય સારી રીતે જતો નથી. ગામડાંનું જીવન જોઈએ તો નિર્માલ્ય લાગશે. મકાનોનું ઠેકાણું નથી, ધૂળ અને ગંદવાડનો પાર નથી, પાણીની કે બીજી સવડો નથી. અભ્યાસ કે તંદુરસ્તી સુધારવાનાં સાધનો નથી. બધાં ગામડાંમાં આ બધાં સાધનો ઊભાં કરવાનું અશક્ય છે. એટલે સૌથી પ્રથમ ગામડાં અને શહેરને જોડવા રસ્તા કરવા પડશે. ગામડાંના બધા લોકોને શહેરમાં કામ મળવાનું નથી. એટલે ગામડાંમાં ખેતીવાડી, હાથવણાટ તથા ડેરી વગેરે ઉદ્યોગો ચાલુ કરવા પડશે. ઉદ્યોગો તથા ખેતી માટે નાણાંની જરૂર પડશે. એટલે દરેક ગામદીઠ અથવા અમુક ગામડાંના જુથવાર ધીરધાર કરનાર તથા માલ ખરીદવેચાણની સહકારી મંડળીઓ કાઢવી પડશે.

૨. અમુક મોટાં શહેરોમાં જ બધા ઉદ્યોગો ઊભા થાય છે, એમાં નથી શહેરનું જીવન સુખી થતું, ઊલટું ગામડાં ભાગી જાય છે. એટલે ઉદ્યોગો જુદા જુદા સ્થળે ઊભા થાય તે માટે સરકારે ગોઠવણ કરવી પડશે. એ જ રીતે લાયબ્રેરી, દવાખાનાં અને શાળા; કૉલેજો અમુક સ્થળે જ વધુ પ્રમાણમાં

ઊભી થાય છે એટલે જે સ્થળે આવી સવડો થાય છે ત્યાં જરૂર કરતાં વૃદ્ધિ ભીડ થઇ જાય છે અને જ્યાં આવી સવડો નથી થતી ત્યાંની વસ્તી ભાગતી થાય છે. એટલે આ જાતની સવડો પણ જિલ્લામાં જુદાં જુદાં કેન્દ્રો ઉપર થવી જોઇએ.

૩. આજે કેળવણી માટે ઠેર ઠેર મોટી મોટી કૉલેજો નીકળે છે. દેશની ઉન્નતિ માટે આ જરૂરનું છે જ. પરંતુ કૉલેજોની પાછળ જ બધી શકિત સરકાર ખર્ચે તે કરતાં જાત જાતની મદદ આપી જુદે જુદે સ્થળે નાના ઉદ્યોગો કે હુન્નરો શીખવવાની સંસ્થાઓ ઊભી થાય તે માટે જરૂરી યોજનાઓ કરવી એ ખાસ આવશ્યક છે. કેળવણીની દિશામાં હાથ મૂકો અને કૉલેજો તરફ જ ધ્યાન અપાય છે. પરંતુ મેટ્રિક થતા અગાઉ અભ્યાસ છોડી દેનાર હજારો જુવાનોનાં જીવન નષ્ટ થઇ જાય છે. નૉન મેટ્રિક વિદ્યાર્થી નોકરીનો કામનો નથી રહેતો. મજૂરીનું કે કપડાંને ડાઘ પડે તેવું કામ કરતાં તે શરમાય છે. એટલે તે બેકાર રખડે છે. જુવાનીને લીધે તેનામાં શક્તિ અને ચંચળતા છે. પરંતુ તેને ગમતું કામ મળતું નથી એટલે તે આમતેમ રખડી પોતાનું અને ગામનું જીવન બગાડી રહ્યો છે. દેશનું ઘણું માનવધન આ રીતે બગડી જતું અટકાવવા તેમને નાના ઉદ્યોગો શીખવવાની સંસ્થાઓ ઠેર ઠેર સ્થાપવી જોઇશે.

૪. કેટલાક ધનિકોના છોકરાઓને પણ કંઇ જ કામ હોતું નથી. એટલે તે જુગાર, વ્યભિચાર અને બાજી જાતની કુટેવોમાં પોતાનો સમય વ્યતિત કરે છે. એમ કરીને તેઓ પોતાનું જીવન – ધનદોલત – વેડફી રહ્યા છે એટલું જ નહિ, પરંતુ સમાજમાં દુર્વ્યસનો અને કુટેવોનો રોગ ફેલાવનાર જંતુઓ બની તેઓ સમાજના ઘણા માણસોને બગાડે છે. એમને ફરજિયાત રીતે કામધંધે લગાડવા જોઇએ; તેમ જ સમાજસેવાની કોઇ પ્રવૃત્તિ કે સંસ્થામાં અમુક સમય કામ લેવું જોઇએ.

૫. સમાજમાં દારૂ, જુગાર વગેરે અનેક બદીઓ ચાલે છે. એનો નાશ થયા વગર પ્રજાની ઉન્નતિ નથી. એનો નાશ કરવા સરકાર તો શક્ય તે પ્રયાસ કરશે જ. પરંતુ પ્રજાના સહકાર વગર એમાં ઝાઝી સફળતા મળવી શક્ય નથી. પ્રજાજીવનની શુદ્ધિ માટે ઠેર ઠેર યુવકમંડળો કાઢવાં જોઇશે. આવાં મંડળોને સરકારે સક્રિય રીતે ઉત્તેજન આપવું જોઇશે.

સ્વતંત્રતાનો લાભ લઇ આપણા દેશને દુનિયાના મોખરાના દેશોની હરોળમાં આણવો હશે તો આપણે સરકારી પ્રયત્નો ઉપર જ આધાર રાખી બેસી રહે નહિ પાલવે: પ્રજાએ સ્વાશ્રયના માર્ગે આગળ વધવાની ઘણી પ્રવૃત્તિ આદરવી પડશે, અને સરકારે તેને સારી રીતે ઉત્તેજન આપવું પડશે.

# દેશના રાજકીય પક્ષો

મણિભાઇ પટેલ

પ્રજાતંત્રવાદ અને સ્વાતંત્ર્યવાદે હિંદના લોકોમાં ફેલાવેલી જાગૃતિને કારણે સ્વરાજ્યની ઘોષણા મહાસભાએ કરી. અને એ ઘોષણાના જન્મ સાથે હિંદની અંદર બ્રિટિશ સરકારની સામે એક સંસ્થાનો જન્મ થયો. દરેક રાજકીય પક્ષ પોતાનું બળ બે રીતે પ્રાપ્ત કરી શકે છે. પ્રજાનો સંપર્ક સાધીને, પ્રજાને જાગૃત કરીને, પોતાનો હેતુ અને કાર્યક્રમ ઠસાવીને પોતાનું બળ પ્રાપ્ત કરે એ એક રીત છે. આ રીતે બળ પ્રાપ્ત કરવાની પદ્ધતિ ઉત્તમોત્તમ છે. ઘણીક વખત બીજી રીત પણ અજમાવવામાં આવે છે. પક્ષ શરૂઆતમાં સ્થાપિત સરકારને આશ્રયે પોતાનું સંવર્ધન અને પોષણ મેળવે છે અને એમ જરા મોટા થતાં થતાં લોકોની પાસે પહોંચી જઇને પોતાનાં મૂળ નાખવા પ્રયત્ન કરે છે. મુસ્લીમ લીગે આવી જ જાતની પદ્ધતિ અજમાવેલી કહી શકાય. પક્ષ તરીકે તેને સ્થાપિત થયેલી અંગ્રેજ સરકારે પોષણ આપ્યું, બે પ્રજાના સિદ્ધાંત ઉપર ચૂંટણીઓમાં મુસલમાનો માટે અલગ મતદાર મંડળો આપ્યાં, ધારાસભામાં જુદી બેઠકો આપી. મુસ્લીમ લીગે ધીરે ધીરે પાકિસ્તાનની વાત મુસલમાનોના મગજમાં ઠસાવી દીધી. બ્રિટિશ સરકારનો ટેકો અને લીગનો ઝેરી પ્રચાર એ બે તત્ત્વોએ પાકિસ્તાનની સિદ્ધિ અર્પી દીધી.

મહાસભાનો દાવો હતો કે જે દેશમાં જે પ્રજા હોય તેનું રાજ્ય હોવું જોઈએ. એ દાવો જીતવા મહાસભાએ, વખતોવખત બ્રિટિશ સરકારને લડતો આપી અને પ્રજાને વધારે ને વધારે જાગૃત કરતી ગઈ.

મુસ્લીમ લીગે ઉપરના સિદ્ધાન્તને ખૂબ સંકુચિત સ્વરૂપે રજૂ કર્યો. અને કોમવાદનો પાયો પકડી લીધો. કોમવાદના પાયા ઉપર અખંડ હિંદુસ્તાનના બે ભાગલા, અને છેવટે પાકિસ્નાનની માગણી. આ કોમવાદ એક તરફ બ્રિટિશ સરકારની હૂંફના કારણે, બીજી બાજુ ઝેરીલા પ્રચારના કારણે અને ત્રીજી બાજુએ મહાસભા પોતે હિંદુમુસ્લીમ એકતાના સિદ્ધાંતને વરેલી હોવાથી તેનો પોતાના મોભાદાર સ્થાન પરથી નીચે નહિ ઉતરવાની નીતિને કારણે, મુસ્લીમ લીગ આગળ વધતી ચાલી. આમાંથી કોમવાદના પાયા ઉપર એક નવો પક્ષ સ્થપાયો અને તે હિંદુમહાસભાનો પક્ષ. મુસ્લીમ લીગ પક્ષ જેમ મુસલમાનોના હિતોની વાત કરવા લાગ્યો, તેવી જ રીતે હિંદુ મહાસભા

પક્ષ હિંદુઓના હિતોની વાત કરતા લાગ્યો. અને મુસ્લીમ લીગ અને હિંદુ મહાસભા એક દોરડાને બે છેડે ખેંચનારા જુદા જુદા પક્ષો બની ગયા. મુસ્લીમ લીગના આઘાતના પરિણામ રૂપે હિંદુ મહાસભાનો પક્ષ લોકોમાં સ્થાન પામવા લાગ્યો.

બ્રિટિશ સરકારે હિંદુસ્તાન ખાલી કરવાનું નક્કી કરી દીધું. ઘણા વખત અંગ્રેજોને કહેવામાં આવેલું કે તમે ખસી જાઓ અમે અંદરોઅંદર સમજી લઇશું. પણ કોમવાદના કાયમના ઉકેલ માટે પાકિસ્તાનને કોંગ્રેસે સ્વીકારી લીધું ત્યારે સૌના આશ્ચર્યનો પાર રહ્યો નહિ અને ઘણા માણસો વિચારમાં પડી ગયા. પાકિસ્તાન મુસ્લીમ લીગને આપ્યા પછી આજ સુધીમાં જે જે બનાવો બનતા ગયા છે, હજી બન્યે જાય છે તે જોતાં એમ કહી શકાય કે પાકિસ્તાન આપીને કોમવાદનો ઉકેલ થઇ ગયો એવી સ્વીકારેલી માન્યતા એ કેટલી બધી જોખમરૂપ નીવડી છે! ખરી રીતે કોમવાદની પડેલી ગાંઠનો ઉકેલ ન હતો, પણ કોમવાદના ઝાડને ઉચ્છેદવામાં આવ્યુ હતું. અને તરત જ બીજા નવા ફણગાઓ ફૂટી નીકળ્યા અને સ્વતંત્ર હિંદના પહેલી કક્ષાના નેતાઓ હજી તેમાંથી શ્વાસ ખાવા પણ નવરા પડયા નથી.

હિંદની નવી સરકાર જે હવે પછી નવા બંધારણ પ્રમાણે અસ્તિત્વમાં આવશે, તે સરકારમાં અલગ મતદાર મંડળો નથી, અલગ બેઠકો નથી એટલે કોમવાદનું ભાવિ પાંગળું છે. ઉપરાંત મુસલમાનોમાંથી કોમવાદને પોષણ ન મળે એવી જાતના સતત પ્રયાસો થયા કરે તો રાજકીય પક્ષ તરીકે મુસ્લીમ લીગ યા તો મુસલમાન પક્ષ આથમી ગયો છે એમ સમજવું જોઇએ. તેને માટે સરકારે પોતે અને લોકોએ પણ સજાગ રહેવું જોઇએ.

હિંદુ મહાસભાનો પક્ષ ૧૫ ઑગસ્ટ પછી દિવસે દિવસે વધારે જોર પકડતો હતો. રાષ્ટ્રીય સેવા સંઘ નામની તેમની અર્ધ લશ્કરી સંસ્થા લોકોમાં વધારે લોકપ્રિય થતી હતી. આનું કારણ તો એ જ હતું કે કોંગ્રેસે રાજ્યકારભાર હાથ ધર્યા પછી તેના તંત્રની ઢીલાશથી, લાંચરૂશ્વતથી પ્રજાનો અસંતોષ વધતો જતો હતો. હિંદુઓને પાકિસ્તાનમાં જે ભયંકર યાતનાઓ વેઠવી પડતી હતી, તેની પ્રત્યે સરકારની નિઃસહાયતા લોકોથી વેઠાતી ન હતી. એવા સંજોગોમાં હિંદુ મહાસભાની ભગવા ઝંડાની વાતો સામાન્ય લોકોને પસંદ પડતી હતી અને પોતાનો રોષ આ રીતે પ્રગટ થતો જોઇને આનંદ પામતા હતા. પણ આ રોષ એક વાંઝિયા ગુસ્સા સિવાય બીજું કશું જ ન હતું. હિંદુ રાજ્યની સ્થાપના એ એક મધ્યકાલીન અને પ્રત્યાઘાતી

વિચાર હતો અને છે. તેનો નશો પીને ઘણા ચકચૂર રહેતો અને એ નશો એટલી હદ સુધી આગળ વધ્યો કે અંતે મહાત્માજીના ખૂનમાં પરિણમ્યો.

આ ખૂન થવાથી જાહેર જનતાની જે કંઇ સહાનુભૂતિ હતી એ બધી ખતમ થઇ ગઈ છે. અને હિંદુ મહાસભાએ પોતાના ઉદ્દેશ વિષે ઠરાવ કરી દીધો છે તથા પોતાની રાજકીય મહત્વાકાંક્ષાને દાબી દીધી છે. જેવી રીતે મુસ્લીમ લીગ પ્રત્યે ચોક્કસ પ્રકારની વલણ સરકારને રાખવી પડશે, એવા જ પ્રકારની વલણ હિંદુ મહાસભા પ્રત્યે પણ રાખવી પડશે. લોકો પછી હિંદુ હોય કે મુસલમાન હોય તો પણ મુસ્લીમ લીગવાદી વિચારો અને હિંદુ મહાસભાવાદી વિચારો પ્રત્યે એકધારી વલણ રાખવી પડશે. બન્ને વિચારો, કોમવાદના પાયા પર છે, પ્રત્યાઘાતી છે અને દેશને ડુબાવનારા છે તેમજ જગતની પ્રજા આગળ હીણપત આપે તેવા છે. એટલે કોમવાદનાં બીજ સમૂળાં નીકળી જવાનો આધાર હિંદની સરકાર અને હિંદના લોકો રાજકીય રીતે જાગૃત થઇને જેટલા પ્રમાણમાં તંદુરસ્ત રીતે વિચાર કરતા થશે, તેના ઉપર રહેવાનો છે.

હિંદુસ્તાનમાં જ નહિ પણ આખાયે જગતના દેશોમાં એક પક્ષ છે તે કમ્યુનિસ્ટ પક્ષ—સામ્યવાદી પક્ષ.

હિંદની મહાસભા ઉગ્ર થઇ, ત્યારે ૧૯૦૫ પછી ક્રાન્તિકારક ચળવળ ફાટી નીકળી. તેને પરિણામે કેટલાક નવલોહિયા હિંદની બહાર જતા રહ્યા. હિંદમાં મહાત્માજી આવ્યા પછી મહાસભાને અહિંસાને રસ્તે વાળી. મહાસભા આ રસ્તે વળી તેમ છતાં કેટલાક સ્વાતંત્ર્યવાંચ્છુ સાચા દિલના જુવાનોને એ મહાસભામાં અને અહિંસામાં શ્રદ્ધા બેઠી નહિ અને તેનાથી સ્વરાજ્ય આવશે એમ પણ લાગ્યું નહિ. અને તેમને રશિયાની ક્રાન્તિએ આકર્ષી લીધા અને તેમના સંસર્ગને લીધે ઈ. સ. ૧૯૨૪ના અરસામાં હિંદુસ્તાનમાં પણ સામ્યવાદી પક્ષ સ્થપાયો. મહાસભાની ૧૯૩૦ની લડત ચાલી તે વેળાએ મીરત કાવતરા કેસ, લાહોર કાવતરા કેસ અને દિલ્હી કાવતરા કેસ સામ્યવાદીઓ ઉપર ચાલવા લાગ્યા. આ ખટલાઓને લીધે જાગેલો જુવાન વર્ગ તેમના તરફ વધારે આકર્ષાયો, અને પક્ષમાં ઘણી ભરતી થવા લાગી. છેક ૧૯૪૨ની આઝાદીની ચળવળ આવી પહોંચી ત્યાં સુધી આ સામ્યવાદીઓ પ્રત્યે હિંદી જનતાની અને હિંદી નેતાઓની સહાનુભૂતિ અને મીઠી નજર હતી અને એમ માનવામાં આવતું હતું કે હિંદની સ્વરાજ્યની લડત સુધી તો તે સર્વ સાથે જ પંથ કાપનારા હશે.

પણ ઈ. સ. ૧૯૪૨ની ચળવળ શરૂ થવાની હતી. એ આખરી મંઝિલ હતી. તે જ વખતે પક્ષના મંત્રીની સાથે વૉઇસરૉયે વાટાઘાટો કરીને બધા સામ્યવાદીઓને જેલમાંથી બહાર કાઢ્યા અને આઝાદીની આરંભાયેલી છેલ્લી લડતને તેમણે ફટકાઓ આપ્યા જ કર્યા અને દેશદ્રોહીઓની ગરજ સારી. પીઠ પાછળ ખંજરના ઘા કરે, તેવા ઘા સામ્યવાદી પક્ષે એ લડતને કર્યા. જ્યારથી આ બન્યું ત્યારથી તેમના દેશપ્રેમ વિષે કોઈને વિશ્વાસ રહ્યો નથી. અને રશિયાથી તૈયાર થઇ આવતી નીતિને એ અનુસરનારા છે એની ખાત્રી થઈ છે. દેશના ભોગે, દેશની સ્વતંત્રતાના ભોગે તેઓ એ પક્ષની નીતિને અમલમાં મૂકનારા છે.

આ પક્ષ ઉપર ઘણા પ્રાન્તોએ પ્રતિબંધ મૂક્યો છે. પણ માત્ર પ્રતિબંધથી આ પક્ષનો નાશ થવાનો નથી. કારણ કે એ પોતાની પ્રેરણા રશિયા પાસેથી મેળવે છે અને તેના બંધુ પક્ષો જગતના એકેએક દેશમાં પથરાયેલા છે એટલે જ્યાં સુધી રશિયાની પ્રેરણા અટકે નહિ અને બીજા બંધુ પક્ષો નિર્મૂળ ન થાય ત્યાં સુધી હિંદનો સામ્યવાદી પક્ષ નિર્મૂળ થઈ શકે નહિ. રશિયાની મહત્ત્વાકાંક્ષા જગત પર સામ્યવાદ પ્રસરાવવાની છે. એ રશિયા પોતાની પ્રેરણા શા માટે અટકાવે ? આ એક વિચારપ્રવાહ છે. એટલે વ્યવહારૂ - રીતે વિચારતાં એમ લાગે છે કે હિંદની સરકાર પાસે એક વ્યવસ્થિત યોજના અને નીતિ હોવી જોઇએ કે હિંદમાં એ જે બળ મેળવતા હોય એથી બળપ્રાપ્તિના પ્રવાહો ક્ષીણ તથા નષ્ટ. લોકોને રાજકીય રીતે કેળવવા જોઇએ કે પોતાનું હિત ક્યાં છે તે સમજે અને એ પક્ષને સહાય આપતાં અટકે. જો આ પ્રમાણે થાય તો આ પક્ષને હમેશાં નિર્બળ ને નિર્બળ રાખી શકાય. જે પક્ષનો સમૂળો વિનાશ ન થઇ શકે, તે પક્ષને નિર્બળ કરવો એ એક ઉત્તમ રાજકીય નીતિ ગણી શકાય.

મહાસભાની અંદર જન્મ્યો, તેની છત્રછાયા નીચે ઉછર્યો, તેની એકેએક લડતમાં સાથે રહ્યો અને અરસપરસ વિચારોનાં ઘર્ષણો સહ્યા કર્યાં એવો પક્ષ તે સમાજવાદી પક્ષ. આ પક્ષને અત્યારની હિંદી સરકાર (કોંગ્રેસ) સામે કેટલુંક કહેવાનું છે. આજના મહાસભાના કાર્યકર્તાઓ સામે કેટલીક ફરિયાદો કરવાની છે. અને એ બધો વિચાર કરીને તે પક્ષ મહાસભાથી છૂટો પડ્યો છે. આવતી નવી ચૂંટણીઓમાં તે પક્ષ તરીકે ઊભો રહેવાનો છે અને નવીન ધારાસભાઓમાં વિરોધ પક્ષ તરીકે મહાસભાની સામે પડવાનો છે અને લોકોના લાભમાં અસરકારક બનવાનાં સ્વપ્નાં સેવે છે.

મહાત્માજી છવ્યા ત્યાં સુધી આ પક્ષને મહાસભાની સાથે રાખી શક્યા. જેવાહરનું વિશાળ વ્યક્તિત્વ તેમને સમાવી શકતું નથી. આજની સરકારની આર્થિક નીતિથી તેમને સંતોષ નથી. આવતી ચૂંટણીઓમાં ઊભા રહીને ધારાસભામાં અસરકારક વિરોધ પક્ષ તરીકે સફળ થવાની તેમની ઉમેદ છે.

આજ સુધી મહાસભાની અંદર હોવાથી તેમના સ્વતંત્ર બળની આંકણી કદી થઇ નથી. આ ચૂંટણીઓથી તેમના બળનું માપ નીકળશે, રાજકીય સત્તા માટે લોકો અને તેમની વચ્ચેનો સંબંધ હજી સમગ્ર હિંદમાં સ્થપાયો નથી. કેટલાંક શહેરોમાં મજૂર મંડળો અને નોકરિયાત મંડળો દ્વારા કાર્ય શરૂ થયું છે.

પણ અત્યારના દેશના વાતાવરણમાં જુદા જુદા રાજકીય પક્ષોની તુલનામાં આ પક્ષ વધારે આરોગ્યદાયક અને પ્રામાણિક પક્ષ ગણી શકાય.

આ સિવાય હિંદની રાજકારણની ભૂમિમાં કેટલાક પક્ષો છે ખરા, પણ તેમાંના કેટલાક પ્રાદેશિક ધોરણો ઉપર છે, કેટલાક વ્યક્તિઓની આસપાસ ઊભા થયેલા છે અને સમગ્ર હિંદ ઉપર વ્યાપક નથી. એવા પક્ષો ઉલ્લેખનીય ગણી શકાય નહિ.



## વિના – ઓછા – લવાજમ ફંડમાં મદદ

આણંદના અને થોડા વખત ઉપર જ આફ્રિકા (યુગાન્ડા) ગયેલ ભાવનાશાળી યુવક શ્રી જશભાઈ ચતુરભાઇ પટેલે, દેશમાં એમનાં બ્હેન શ્રી લલિતાબ્હેનનાં લગ્ન થયાં એ શુભ પ્રસંગના નિમિત્તે, 'પાટીદાર'નું વાચન બ્હેનોને ઉપયોગી છે એમ વિચારી તે ફંડમાં શિ. ૧૦૧ તેમનાં માતુશ્રી શ્રી ડાહીબ્હેન તરફથી ભેટ તરીકે સ્વીકારવા મોકલી આપ્યા છે. બુલવાયોથી મેસર્સ એસ. જે. પટેલ એન્ડ કંપની તરફથી શિ. ૧૫, બાકરોલના કવાન્ડા રહેતા શ્રી મણિભાઈ શિવાભાઇ પટેલ તરફથી શિ. ૧૦ અને મોમ્બાસાથી એક ભાઇ તરફથી શિ. ૨, મળ્યા છે. તે સાભાર સ્વીકાર ફંડમાં જમા કર્યા છે.



ભાઇશ્રી જશભાઇની માફક જે ભાઇઓ 'પાટીદાર'નું વાચન બ્હેનોમાં જાગ્રતિ લાવવા ઉપયોગી છે તેમ માનતા હોય તે પોતાને ઘેર શુભ પ્રસંગ હોય ત્યારે મોટી નહિ તો નાની રકમ પણ આ ફંડમાં મોકલી આપે તો જરૂર એથી વધુ બ્હેનોને લાભ મળી શકે. આશા છે કે આ વિનંતિ ઉપર એ દૃષ્ટિવાળા ભાઇઓ વિચાર કરશે.

# ગોરૈયા રામૈયા

[સત્ય પ્રસંગ] ઈશ્વર પેટલીકર

તા. ૩–૧–'૪૮ના રોજ આણંદના એક બાબુ સોમાએ પોલીસમાં ફરિયાદ નોંધાવી કે મારાં ૭ ગધેડાં, કિંમત રૂપિયા સાતસોનાં હું ચારવા ગયેલ ત્યાંથી આ રજૂ કરેલ ઇસમ, જે નામ કહેતો નથી, ચોરી જવા હાંકી જતો હતો. આમ ફરિયાદીએ ચોરાયેલા મુદ્દા અને એક આધેડ ઉંમરના આરોપી સાથે પોલીસમાં કેસ રજૂ કર્યો.

બાબુ સોમા, જે જુવાન ઉંમરનો છોકરો હતો, તેનું કહેવું હતું કે એ તા. ૩–૧–'૪૮ના રોજ પોલસન ડેરીથી થોડે દૂર આવેલા ગોરંભા નામના સ્થળે પચ્ચાસ ગધેડાં લઈને ચારવા ગયો હતો. તેમાંનાં ત્રીસ એનાં હતાં, અને વીસ એના કાકાનાં હતાં. એ બધાં ચરામાં આડાંઅવળાં ચરતાં હતાં. એ વખતે જે આરોપીને અહીં રજૂ કર્યો છે તેને મેં થોડે દૂર ઝાડે ફરવા બેઠેલો જોયો હતો. તે વખતે મને એવો વહેમ પડેલો નહિ કે એ ગધેડાં હાંકી જવાનો લાગ શોધતો ત્યાં ફરતો હતો. સાંજે ઘેર ગધેડાં લઈ જવાનો વખત થયો ત્યારે મેં બધાં ગધેડાંને હાંકીને ભેગાં કર્યાં. તે વખતે ૭ ગધેડાં ઓછાં થયાં.

બાબુ સોમા-જો એ ખૂટતાં ગધેડાં શોધવા નીકળે તો બીજાં ગધેડાં પાછાં ભેગાં થયેલાં વિખરાઇ જાય. એટલે એણે પ્રથમ ખોવાયેલાં ગધેડાંને શોધવાનું કામ ન કરતાં, જે ચુંમાળીસ ગધેડાં હતાં તેને ઘેર હાંકી લાવ્યો. તે પછી બીજા બે જણ સાથે એ ગધેડાંની શોધમાં નીકળ્યો.

પછી એનું કહેવું એમ હતું કે, એ બધા પગનું કાઢતા ચારેબાજુ બાબી જતા હતા ત્યારે રજૂ કરેલ આરોપીને એમણે ગધેડાંને હાંકી જતો દૂરથી જોયો. અને જોતાંવેંત એ બધા આરોપીને પકડવા દોડ્યા. એમને દોડતા જોઇ આરોપી પણ નાસી છૂટવા ગધેડાંને પડતાં મૂકી દોડ્યો. પરંતુ એ દોડીને નાસી છૂટે તે પહેલાં એને પકડી લેવામાં આવ્યો. અને એ રીતે એ આરોપીને ચોરી જતાં ૭ ગધેડાંના મુદ્દા સાથે પોલીસને હવાલે કર્યો.

હવે જે આધેડ ઉંમરનો, ગરીબ જેવો આરોપી હતો, તેને પૂછતાં એ જે ભાષા બોલતો તે સમજાતું ન હતું. ફક્ત હું નિર્દોષ છું, હું ચોરી નહોતો જતો, એમ એના મોં ઉપરનો ભાવ, અને હાથની ઇશારતની ભાષા

તે સિવાય બીજી ભાષા એને આવડતી ન હતી — અગર આવડતી હોય અને જાણીને ન બોલતો હોય, એમ, તેમ પણ ફરિયાદી પક્ષ જે પૂરાવા અને સાક્ષી રજૂ કરતો હતો, એને જૂઠું ઠરાવે એવું કોઇ ચિહ્ન આરોપી તરફથી દેખાતું ન હતું. ફક્ત એ ગરીબ થઇને કરગરતો હતો કે, હું નિર્દોષ છું. ફક્ત એટલા જ કારણે પોલીસ એ નિર્દોષ છે એમ શી રીતે માને? ફરિયાદીએ પોતે એને ગધેડાં હાંકી જતાં જોયો હતો, એ ન જઇ ચડ્યા હોત તો હાંકી જાત એમાં એને શંકા ન હતી, એટલે એવા ગુનેગારને પોતાનો માલ હાથ આવ્યો છતાં જતો કરવાનું મન ન થાય, તો એમાં ફરિયાદીનો પણ દોષ શી રીતે કઢાય? વળી બંનેને કોઇ જાતનું ઓળખાણ નથી, પછી અદાવત તો હોય જ શાની, એવા પરદેશી માણસ ઉપર ખોટી ફરિયાદ કરવાનું કોઈ કારણ પણ જણાતું ન હતું. એ સ્થિતિમાં એ ગુનેગાર પરદેશી છે, રંક છે, એમ માની કોઈ શી રીતે જતો કરે? વળી ગુનેગારો ઢોંગ કરવા કેવા રંક અને ગરીબ બને છે, તે પોલીસખાતાનો રોજનો અનુભવ હોય છે. એટલે એ સ્થિતિમાં ગુનેગાર ન સમજાય એવી ભાષા બોલે એટલા કારણે એને છોડી મૂકવાનું પોલીસ પાસે કોઇ કારણ ન હતું.

પરિણામે આરોપીને આણંદની કાચી જેલમાં દાખલ કરી એના ઉપર પોલીસ કેસ રેસીડેન્ટની મેજિસ્ટ્રેટ કોર્ટમાં દાખલ કર્યો. પરંતુ એની ઉપર કોર્ટમાં મેજિસ્ટ્રેટ કેસ ચલાવે શી રીતે? એની ભાષા તો સમજાતી ન હતી. ફક્ત એ તેલુગુ ભાષા બોલે છે એટલું સમજાયું હતું. એટલે કોર્ટે કાયદાના નિયમ પ્રમાણે આરોપીની ભાષા જાણનાર દુભાષિયાની ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ પાસે માગણી કરી. અને દુભાષિયો સરકાર તરફથી ન આવે ત્યાં સુધી એ કેસની મુદત પડી. આરોપીને એટલા દિવસ જેલમાં રહેવું રહ્યું. એ પોતે સાવ અભણ હતો એટલે કોઇને એના પક્ષેથી બોલાવવું હોય તો એ જાતે પત્ર લખી શકે તેમ ન હતું. જેલમાં પૂરાયા વગર એનો બીજો ઉપાય ન હતો.

છેવટ તા. ૨૧-૪-'૪૮ના રોજ આણંદની રેસીડેન્ટ મેજિસ્ટ્રેટની કોર્ટમાં કેસ નીકળ્યો. ડી. એસ. પી.ની ઓફિસના કલાર્ક મિ. એમ. જી. દીનાલુ દુભાષિયા તરીકે સરકાર તરફથી આવ્યા હતા. આરોપી પોતે ગરીબ હતો, એ ગુનેગાર છે કે નિર્દોષ એની કોઇને ખબર ન હતી, પરંતુ એના પક્ષે કોઇ વકીલ નહિ હોય તો, વકીલોની બુદ્ધિથી ન્યાયાન્યાય તોળતી આજની કોર્ટમાં એ પરદેશી કદાચ નિર્દોષ હશે તો પણ માર્યો જશે એ બીકે, અગણ્યા ગરીબ તરફની સહાનુભૂતિ ખાતર મેજિસ્ટ્રેટે એક વકીલને ઊભા

રહેવા ભલામણુ કરી. વકીલ સેવાભાવે આરોપીના વકીલ તરીકે ઊભા રહ્યા.

કેસ શરૂ થયો. ફરિયાદીને શું કહેવાનું છે તે તો ઉપર આવી ગયું છે. ફક્ત આરોપી અંગે સાવ અંધારું હતું. એની હકીકત જાણ્યા વગર વકીલ કેસ શી રીતે ચલાવે? એટલે દુભાષિયાએ આરોપીને મળી તમામ હકીકત જાણી વકીલને વાકેફ કર્યા. વકીલ સવાલ કરે છે, દુભાષિયો એનું ભાષાન્તર તેલુગુમાં કરી આરોપીને કહે છે. આરોપી એનો જવાબ તેલુગુમાં આપે છે. દુભાષિયો એનું ભાષાંતર કરી કોર્ટને કહે છે.

'નામ શું?'

'ગોરૈયા રામૈયા.'

'જાતે?'

'કણબી.'

'ઉમર?'

'પચ્ચાસ વર્ષ.'

'ધંધો?'

'ખેતી.'

'ગામ?'

'મીતિયાલા.'

'તાલુકો?'

'નેલુગંડા.'

'કયો પ્રાંત?'

'નિઝામ રાજ્ય.'

મિ. દીનાનુએ આરોપીને એને પોતાને જે કહેવું હોય તે જણાવવા કહ્યું.

આરોપીએ પોતાની જે કેફિયત કહી તે આ પ્રમાણે હતી—હું મારા ગામથી અમદાવાદ જવા નીકળ્યો હતો. મારો દીકરો ત્યાં મિલમાં નોકરી કરે છે. હું આ અગાઉ અમદાવાદ ગયો ન હતો. વળી ભણેલો પણ નથી. એટલે અમદાવાદ આવે છતાં મને ખબર ન પડે અને હું આગળ ન જતો રહું તે માટે, ગાડી ઊભી રહે એટલે હું સ્ટેશને સ્ટેશને પૂછતો કે કયું સ્ટેશન આવ્યું.

આ સ્ટેશને ગાડી ઊભી રહી ત્યારે એણે એ પ્રમાણે જોડનાને પૂછ્યું: 'અમદાવાદ આવ્યું?'

પેલો ઉચ્ચાર ભેદને લીધે જુદું સમજ્યો કે આણંદ આવ્યું એમ પૂછે છે, એટલે એણે હા પાડી. આણંદને ગોરૈયા રામૈયા અમદાવાદ સમજીને ઉતરી પડ્યો. સ્ટેશનની બહાર આવીને એણે 'ગિરણી'ની તપાસ કરવા માંડી. ગિરણી એટલે મિલ. એને તો ખ્યાલ પણ નથી કે અમદાવાદમાં કેટલી ગિરણીઓ છે! સ્ટેશન ઉપર આઘાપાછા થતાં કોઇ વળી 'ગિરણી' એટલે મિલ સમજ્યું હશે, અને આણંદમાં મિલ તો છે નહિ, એટલે પોલસનમાં કોઇ નોકરી કરતું હશે તેની આ પરદેશી શોધમાં હશે માની એને પોલસન ડેરી તરફ કોઈએ ધકેલ્યો.

પણ એ ડેરી આગળ પૂછવા છતાં એનો કંઇ પત્તો ખાધો નહિ. બપોરે બારની લોકલમાં ઉતરેલો એ ખાધાપીધા વગર રખડ્યો હશે, છેવટ થાકીને થાક ખાવા 'ચૌટરી'ની પૂછપરછ કરવા માંડી. ચૌટરી એટલે ધર્મશાળા, મુસાફરને ઉતરવાનું સ્થળ. ચૌટરીનો અર્થ વળી કોઇએ ચોતરો કર્યો અને ગધેડાં સાથે એ પકડાયો તે તરફ કોઇએ એને ધકેલ્યો. ત્યાં ચોતરો જોઇ એ બિચારો નિરાંતે થાક ખાવા લાગ્યો નિરાંતે તો નજ કહેવાય, પણ ભૂખ્યોતરસ્યો લોચો થઇને પડ્યો હશે. એને હજુ એ તો ખબર નથી કે આ અમદાવાદ નહિ પણ આણંદ છે, એટલે થાક ખાઇને એ ઊઠ્યો. તે વખતે સાંજ પડી હતી.

એ ચોતરેથી ઉતરીને ચાલવાનો વિચાર કરે છે ત્યાં એની આગળથી જે ચોરાયેલાં ગધેડાં તરીકે રજૂ કર્યાં હતાં, તે ગધેડાં નીકળ્યાં. ગધેડાં આગળ અને એ પાછળ એમ દૃશ્ય જે ફરિયાદીએ જોયું એ બરાબર હતું. આરોપી અજાણ્યો, અને ભૂલો પડેલો હતો. ફરિયાદી પક્ષને એણે પોતાને જોઇ દોડતા દીઠા એટલે પ્રાણીમાત્રની સ્વાભાવિક ભયની બીકને વશ થઇ આરોપી પોતે પણ દોડ્યો, અને પકડાયો.

બરાબર ત્રણ માસ અને અઢાર દિવસે નિર્દોષ ગોરૈયા રામૈયા અમદાવાદ જતાં આણંદ ભૂલો પડ્યો તે જેલમાંથી છૂટ્યો!

આ તો કરુણ ઘટનાની એક બાજુ થઈ. પરંતુ આજના અશાંતિના વાતાવરણમાં એટલા વખત એ અલોપ થઇ ગયો તેથી અમદાવાદ અને ભાતિયાલા એનાં કુટુંબોનું શું થયું હશે? તોફાનમાં એ કંઈ માર્યો ગયેલો માની એમણે આશા છોડી દીધી હશે તેની પણ શી ખબર? એ ચિત્રની કરુણતા કલ્પતાં જ કંપારી આવે છે!

# નાને મોઢે મોટાંની વાતો

અલખ નિરંજન

ઝીણાભાઈ કહે, કેમ કંઈ હમણાંના અલખ જગાવતા નથી? મોટાંની વાતો હવે કરવા જેવી નથી હોતી કે શું?

મેં કહ્યું, અલખ ન જગાવવાનાં બે કારણ હોય. એક તમે કહ્યું તેમ, મોટાંની એવી વાતો જ ન હોય કે અલખ જગાવી શકાય. બીજું એ પણ હોઈ શકે કે, એટલી બધી વાતો હોય કે કહી કહીને થાકી ગયા પછી એની જ મોટી મુશ્કેલી ઊભી થાય અને અલખ જગાવવાનું મન ન થાય.

એમાં સાચું કયું કારણ હતું એ ઝીણાભાઈ તરત સમજી ગયા. મેં મલકાવ્યું અને કહ્યું: 'એમ મન ન થાય એટલે અલખ જગાવવાનું માંડી વાળો એ કેમ ચાલે! થોડી થોડી ધૂણી ધીકતી રાખતા રહો.'

અમે ધોરી રસ્તા ઉપર મળી જતાં, ઊભા રહીને વાત કરતા હતા. અમારી સામે જે તોતિંગ મકાન ચણાઈ રહ્યું હતું એ તરફ આંગળી ચીંધી મેં ત્યાં જ ધૂણી ધીકાવતાં કહ્યું:

'જ્યાં જ્યાં નજર મારી ઠરું ત્યાં ત્યાં યાદી ભરી એમની'.

કલાપિની કાવ્યપંક્તિમાં 'આપની'ને બદલે 'એમની' એટલો સુધારો સૂચવીને મેં ચલાવ્યું: 'આ રોડ ઉપર કેટલાં મકાન નવાં થયાં, અત્યારે કેટલાં ચાલુ થઈ રહ્યાં છે તે જુઓ. ચાર-માળનું આ તોતિંગ મકાન સિમેન્ટના બોકસિંગનું ચણાઈ રહ્યું છે તે હું ને તમે, બેઉ અત્યારે પ્રત્યક્ષ સગી આંખે જોઈએ છીએ. સિમેન્ટ ખેતીવાડીના કામ સિવાય મકાન બાંધવાના કામમાં જરૂર અપાતો હોય કે ના આપણે જાણીએ છીએ. તો આ બધાં મકાન બંધાય છે તે સિમેન્ટ ક્યાંથી આવ્યો? કાળા બજારની નાનીમોટી ચીજોની ખાનગી થતી લેવડદેવડ કદાચ સરકારની આંખે ન ચડે, પણ ધોરી રસ્તા ઉપર થતાં આવાં મકાન પણ સરકારની આંખે ન દેખાય, એટલી એ આંધળી છે એમ આપણે શું માનવું!'

ઝીણાભાઈ બોલ્યા: 'સરકારમાં કેમ સાવ આમ ચાલતું હશે?'

મેં કહ્યું: 'સરકારનું કામ તાળે કૂચા અને દરવાજા ખુલ્લા, એના જેવું છે. એણે એક કાયદો કર્યો કે, સિમેન્ટ ખેતીના કામ સિવાય બીજે વધુ ન આપવો. લોકોએ પછી ખેતીના કામે ન જરૂર હોય છતાં માગવા માંડ્યો. અને એવી માગણીઓને વ્યાજબી માની સિમેન્ટ ખેડૂતને અપાવા લાગ્યો. પરંતુ એથી

આગળ સરકારને કંઈ જોવાનું જ નહિ. એ માગણી પ્રમાણે ખેતીનું બાંધકામ થયું કે સિમેન્ટ બીજા કામે વપરાઈ ગયો ! કે પછી એનાં કાળાં બજાર થયાં ! આવાં બંધાતાં મકાનને પૂછવાની કોઈની ફરજ જ નહિ!'

એ વાત ઉપરથી સામે હાર્ડવેરની દુકાન હતી એ તરફ નજર જતાં હું બોલ્યો : 'લોખંડની સળી ઉપર કન્ટ્રોલ છે. ક્વોટા પ્રમાણે મળે છે. છતાં બજારમાં એ કાળા બજારમાં વેચાતી હોય છે. તો એવી ક્વોટા વિના આવી ક્યાંથી? એવું પૂછે એને ભગવાન પૂછે!'

આ હૈયાબળતરા મારી ચાલુ છે ત્યાં મોટરલોરી અમારી આગળ થઈને ગઈ એ ઉપરથી રેલ્વેનાં વેગન અને પેટ્રોલ એ બે અંગે મને વિચાર આવ્યો – કહ્યું : 'જેમ જેમ વરસ જાય છે તેમ તેમ માલ લાવવા લેઇ જવા માટે બુકિંગની હાડમારી વધતી જાય છે મહિનાઓના મહિના બુકિંગ બંધ રહે છે. સરકાર ઉપરથી દેખાવ કરે છે વ્યવસ્થા સુધારવાનો, પણ પરિણામે અવ્યવસ્થા જ થતી હોય છે. જરૂરિયાતની અગત્ય પ્રમાણે માલ ચડાવવા માટે પ્રાયોરિટી આપવાની પ્રથા જે છે, તે એક ફારસ છે કે બીજું? જ્યાં અચોક્કસ મુદત સુધી બુકિંગ બંધ હોય ત્યાં ચોક્કસ તારીખમાં માલ ચડાવી દેવો, ન ચડે તો પણ એ પ્રાયોરિટી તે પછીની મુદતમાં કામ ન લાગે એવી એ વાંઝણી પ્રાયોરિટીનો અર્થ પણ શો? મુદત જાય અને ફરી ફરી નવેસરથી પ્રાયોરિટીઓ મેળવવા માટેનો આ ક્રમ લોકોની સગવડ માટે છે કે એ ટેબલ ઉપર બેસનાર પાસે લોકોને જઈને હેરાન થવું પડે તે માટે છે?'

ઘણા વખત થાય છે કે આ બધા કચવાટમા સરકાર તરફે કંઈ જવાબ તો હશે. એટલે મુશ્કેલીને સહી લેતાં શીખવું જોઈએ. પણ વળી ન સંઘરાતાં બોલ્યા વગર પણ રહેવાતું નથી. એ રીતે પેટ્રોલનો વિચાર આવતાં હું બોલ્યો : 'પેટ્રોલનો ક્વોટા દેશને જે મળતો હતો એ કપાઇ ગયો. હૈદ્રાબાદ અને કાશ્મીરના પ્રશ્નોને લીધે મોટો જથ્થો સરકારને સંઘરવો પડે છે. એટલે પેટ્રોલનો કાપ સમજાય એવો છે. પરંતુ એ કાપ મૂકવામાં જે એક અસ્તરે બધાંને મૂકવામાં આવે છે તે નથી સમજાતું પ્રજા માટે ચાલતી વાહનવ્યવહાર અંગેની મોટરો ઉપર ઓછામાં ઓછો કાપ મૂકાવો જોઈએ, જ્યારે ખાનગી મોટરો ઉપર વધારે મૂકાવો જોઈએ. એક બંગલામાં ત્રણ મોટરો હોય તો શું એને ઓછી ન કરી શકાય? આવા કપરા કાળમાં

ખાનગી મોટરો રાખનારનો ધંધો શો છે, એ ધંધા અંગે એને મોટરની જરૂર છે કે કેમ, અને હોય તો કેટલી જરૂર છે એ જોઇને લાયસન્સ ઓછાં ન કરી શકાય? શેઠાણીઓને ફરવા માટે વપરાતી મોટરોને અને એક મોટરમાં સો સુધી પેસેન્જર લેઇને જતી ભાડુતી મોટરનું મહત્ત્વ પ્રજાકીય સરકાર આગળ સરખું છે! અનાજની અને ખાંડની તંગી વખતે સૌને સરખા ગણી એકસરખું રેશન રાખવામાં સરકારને ઊંચ-નીચ કે પૈસાદાર-ગરીબના ભેદની જરૂર નહોતી દેખાઇ, તો પેટ્રોલમાં એવા ભેદાભેદ શા માટે? એવો વખત હોય તો પૈસાદારોને પણ ભાડાની મોટરમાં, ટ્રામ કે ટ્રેનમાં જવાની સરકારે પેટ્રોલ બંધ કરીને ફરજ ન પાડવી જોઇએ? આમ થાય તો કાળા બજારમાં વેચાતું પેટ્રોલ આપોઆપ ઓછું થાય.'

સહેજ વાતમાંથી મેં કેટલું વગાડું કરી દીધું તેનો ખ્યાલ આવતાં, 'ચાલો સાહેબજી!' કરીને મેં વાત કાપી નાખી, અમે છૂટા પડ્યા. પણ એમ છૂટા પડવાથી વાત બંધ થઇ, પણ કંઇ મગજમાં શરૂ થયેલો વિચારપ્રવાહ ઓછો બંધ થાય છે?

એ વિચારનાં વમળ ચાલુ હતાં અને ઘેર જઇ મેં તાજુ આવેલું સરકારી માસિક 'ઇન્ડિયન ઇન્ફર્મેશન'નો જૂનનો અંક જોવા માંડ્યો. પાન ૬૬૭ ઉપર વડા પ્રધાન પંડિત જવાહરલાલે બર્માના માજી (ખૂનથી માર્યા ગયા તે) જનરલ ઑંગ સાનનાં પત્નીના આવકાર માટે ઇમ્પીરિયલ હોટલ, ન્યુ દિલ્હીમાં યોજેલ સત્કારસમારંભનો ફોટો જોયો. છેલ્લા પૂઠા ઉપર સરદાર પટેલે રાજાઓના માનમાં આપેલ પાર્ટીનાં જુદાં જુદાં દશ્યો જોયાં. અને મુંબઇ સરકારે જમણવારનો કાયદો કડક કર્યો તે યાદ આવ્યુ!

પાર્ટીઓ આપવી, સત્કારસમારંભ યોજવા એમાં કંઇ ખોટું નથી: રાજકીય કારણોસર એ જરૂરી પણ હોય છે. એટલે પંડિતજીના કે સરદારના પગલાને વખોડવાનો આશય નથી પણ જે દુઃખ થાય છે તે એટલું જ કે જો પાર્ટીઓ જરૂરી હોય તો, સામાન્ય માણસને એના દીકરાદીકરીના લગ્નપ્રસંગે જિંદગીમાં બેપાંચ વખત યોજાતી જમણવાર-પાર્ટી શું જરૂરી નથી? મોટા લોકો અનેકવાર પાર્ટીઓ આપતા હોય છે એટલે સંખ્યાનો ઢગલો આંકડો પાળીને જુદે જુદે વખતે જુદા જુદા ઓળખીતાપારખીતાઓને બોલાવીને એ લોકો દરેક સાથે વ્યવહાર સાચવી શકે છે. પરંતુ સામાન્ય માણસોને એવી વારંવાર પાર્ટીઓના રૂપે જમણવાર કરવાની સ્થિતિ નથી. એને તો લગ્ન એ જ ફરજિયાત પાર્ટી આપવાનો પ્રસંગ છે. એટલે એ

વખતે એ પોતાના બધા સ્નેહીસંબંધીઓને આમંત્રે એ સ્વાભાવિક છે. અને તેથી જમણવાર અંગેની ૨૫ની સંખ્યા પાળવી તેને માટે કોઇ રીતે શક્ય નથી. અને સિદ્ધાંત ખાતર હજારમાં કોઇ એકાદે પાળી હોય તો એથી સમાજને એ અનુકરણીય બની નથી.

એ સ્થિતિમાં બધાંએ મોટે ભાગે જમણવારનો કાયદો, જેમ આજે બીજા કાયદાઓનો ભંગ થાય છે, તેમ ભંગ કર્યો છે. કોઇએ લાગવગથી એ પતાવ્યું હશે, કોઈએ લાંચ આપીને કે કોઇએ ચોરીછૂપીથી. પણ જમણવારનો કાયદો અભેરાઇએ જ મૂક્યો છે.

તેમાંય આ વરસે તો કાયદો જાણે ન હોય તેમ જ પાછલાં વરસ કરતાં વધારે જમણવાર થયા છે. છતાં નથી પોલીસે પકડવા પ્રયત્ન કર્યો, નથી કાયદો ઘડનારની જમાતે એની માહિતી પૂરી પાડી એ અટકાવવાનો ધર્મ માન્યો. અરે, ખુદ પ્રધાનો અને ગવર્નરો આવે છે તે નિમિત્તે એનો ભંગ થાય એટલી રસોઇ થયાની વાતો કાને આવે છે. એ જવાબદાર લોકો એ સ્થળોએ જમ્યા નથી હોતા એ વસ્તુ સાચી છે, તો પણ એમના નિમિત્તે કાયદાનો થતો ભંગ, એ એમનો નૈતિક ગુનો નથી શું? છતાં એ જમણવારનો કારસ થઇ પડેલો કાયદો, કાઢી નાખવાની વાત તો ક્યાં ગઇ, સુધારવાની વાત ક્યાં ગઇ, પણ એમાં સરકારે કુધારો કર્યો. અત્યાર સુધી પચ્ચીસ કરતાં વધારે માણસો જમાડનાર ગુનેગાર ગણાતો. હવેથી એવા જમણવારમાં જમનાર પણ ગુનેગાર ગણાશે!

સુલેમાન આલ્લી હાંકયે રાખે તેમ આપણી સરકાર, એની કાયદાની આલ્લી હાંકયે જ રાખે છે! પાછળ મોં ફેરવી એ જોતી નથી કે એ કાયદા પોથીમાંને પોથીમાં રહે છે. નાહક, લોકોની નજરમાં કાયદાની કિંમત દિનસે દિવસે કોડીની થતી જાય છે, એ પરિણામ વધારામાં આવે છે.

સાથે જ, આ બધો વિચાર કરતાં એક વસ્તુ મને સમજાતી ન હતી કે શું પ્રધાનો, આપણા જવાબદાર આગેવાનો, કાયદાની થઇ રહેલી આ વિટંબણા નહિ સમજતા હોય? ન સમજે એવા એ મૂરખ માણસ હોય તેમ જો હું માની લઉં તો મારા જેવો કોઇ મૂરખનો સરદાર ન કહેવાય. શાક લેવા જાઉં છું ત્યાં પણ હું છેતરાઇને આવું છું, એવો વેદિયો હું પણ જો સરકારની આ ભૂલો કાઢી શકતો હોઉં, તો જે રાજ્યતંત્રનો રથ હાંકી રહ્યા છે તે આ બધું ન જાણતા હોય, ન સમજતા હોય, એમ બને જ કેમ?

તો પાછો બીજો વિચાર મને થતો,. શું ત્યારે એ બધું જાણીને ચાલવા

દે છે? અને જો એ જાણીને ચાલવા દેતા હોય તો એથી એમને ફાયદો શો? પ્રજાની દૃષ્ટિએ તો ઊલટું એથી એમની કિંમત ઘટે છે!

મને કોઈ રસ્તો જડતો ન હતો. સરકાર આ બધું નથી જાણતી એમ પણ મનાતું ન હતું અને જાણીને કેમ ચાલવા દે છે, એ પણ સમજાતું ન હતું!

કોઈ વિજ્ઞાની એની શોધમાં તલ્લીન થઈ જાય, કોઈ ગણિતી એના આંકડામાં મશગૂલ થઈ જાય, તેમ હું આ અગમ્ય કોયડો ઉકેલવા વિચારસાગરમાં ડૂબકીઓ મારવા લાગ્યો. છેવટ, ઘણી ઘણી વિચારડૂબકીઓ પછી, મોતી હાથ લાગ્યું ખરું.

હું સમજી ગયો કે સરકારના તંત્રચાલકો જ દીર્ઘ દૃષ્ટિવાળા છે, અને મારી જેમ બબડાટ કરનારાઓ સાવ ટૂંકી દૃષ્ટિના છે. મારા જેવા ટીકા કરનારાઓ સ્થળની પરિમિત સીમામાં વિચારે છે. સરકાર કાળની અપરિમિત સીમાથી વિચારે છે.

આ હાડમારી, આ કાયદાઓ અને આ બબડાટ ગમે તેટલો ચાલે તો પણ થોડા વખતમાં આ માયા અલોપ થવાની છે એમ આપણે સૌ ચોક્કસ જાણીએ છીએ. એટલે એવી ક્ષણિક કીર્તિનો લોભ ન રાખતાં, સરકાર કાયમની કીર્તિનો જશ મેળવવા માગે છે. ઇતિહાસના કાળબળ આગળ કોઈ ટકવાનું હશે તો લોકોનો બબડાટ કે દુઃખ નહિ, પણ કાયદાઓ. ભવિષ્યના લોકો કોંગ્રેસ સરકારમાં લોકો કેવા સુખી હતા, સરકાર કેવી જાગ્રત હતી, એનું માપ કાઢશે કાયદાઓના આધારે. એ વખતના લોકો જોશે તો એમને સરકાર દક્ષ દેખાશે.

અનાજની તંગીને લીધે સરકારે કાયદા દ્વારા એનો દુર્વ્યય થતો અટકાવ્યો હતો! સિમેન્ટ, લોખંડ, વગેરે વસ્તુઓ ખેડૂતને જ અર્પી ખેતીને પોષણ આપ્યું હતું! વાહનવ્યવહારની રેલ્વેમાં મુશ્કેલી હતી ત્યારે લોકોની મૂળભૂત જરૂરિયાતોને ધ્યાનમાં લઈ પ્રાયોરિટી આપવામાં આવી હતી!

આવાં આવાં કંઈ કંઈ વિધાનો ભવિષ્યની પ્રજા સરકાર માટે તારવશે. જેમ આજે આપણે મૌર્યયુગ અને ચંદ્રગુપ્તના સમયની વાતો કરતાં ચીનના બે પ્રવાસીઓ – હ્યુએનસંગ અને ફાહિયાને કરેલી નોંધો ઉપરથી કલ્પના કરીએ છીએ તેમ! આજે જેમ આપણી પાસે એ યુગને સુવર્ણયુગ ન કહેવા માટે બીજું સાધન નથી, તેમ ભવિષ્યના ઇતિહાસકારને માટે કાયદાઓનો અમલ કેટલો થયો તે જોવાનું કંઈ સાધન હશે તો એનો નાશ કરવાનું એક કામ સરકારે આજે કરવા જેવું કહેવાય ખરું.

એટલે પ્રજાએ સમજી લેવું જોઈએ કે કાયદાઓ કંઈ અમલ કરાવવા માટે કે વ્યવસ્થા જાળવવા માટે થતા નથી, પરંતુ ભવિષ્યમાં ઇતિહાસ લખનારને ઉપયોગી થાય તે માટે ઘડાય છે.

અને એમાં તો જેમ સરકારને કાગળની કીર્તિ મળવાની છે, તેમ આપણને પણ ગૌરવ મળવાનું છે. એ લોકો ગાંધીયુગમાં છવી ગયેલી પ્રજાની અદેખાઈ કરશે એ આપણે માટે ઓછી મહત્તા છે? જીવતાં ભલે પતિની પત્નીએ સેવાચાકરી ન કરી હોય, પણ એના મરતાં 'હાય રાજવી! હાય!' એમ જે પુરુષને રાજવી બનવાનું કાણુમોકાણ હયાત છે ત્યાં સુધી સદ્ભાગ્ય મળે છે, તેમ ગાંધીયુગની સ્વતંત્રતા પ્રાપ્ત કરનાર શક્તિશાળી અને સમૃદ્ધ સરકારની સમૃદ્ધ પ્રજા તરીકે આપણા મર્યા પછી ભવિષ્યનો ઇતિહાસકાર આપણાં છાજિયાં ( ખરી રીતે એ વખાણ છે પણ સુધારકોએ એ શબ્દને વગોડી કાઢ્યો છે) લેશે એ શું આપણા માટે ઓછા ગૌરવની બિના છે?

એ સાથે જે છેલ્લો વિચાર મને સૂઝ્યો તે આપ સૌ વધાવી લેશો માની અહીં રજૂ કરવાની લાલચ જતી કરી શકતો નથી :–જ્યાં સુધી પ્રજાની જીવતાં કંઇ કિંમત ન થાય ત્યાં સુધી કાણુમોકાણ કાઢી નાખવાની મૂર્ખાઈ ન કરવી જોઇએ. કારણ કે કાણુમોકાણથી એક મોટો લાભ તો થાય છે જ કે જેની જીવતાં કંઈ કિંમત નથી હોતી તે મરતાં 'રાજવી' કે 'લાડણી' એમ ગૌરવ પામે છે.

*એટલે જે દેશોની પ્રજાનું જીવતાં ગૌરવ જળવાતું હોય તે દેશો ભલે મરણ* પાછળ રડવાકૂટવામાં ગૌરવ ન માને, પરંતુ હિંદમાં, નિદાન, આ એક જ ગૌરવ પ્રજાના મોટા ભાગના કરમમાં છે તે કાણુમોકાણ કાઢી નાખી, કોઈનું મોત બગાડવું ન જોઇએ!

આફ્રિકાના જે ગ્રાહકભાઇઓએ પોતાનાં લવાજમ ન ભર્યાં હોય તે હવે ભરી દે તેવી વિનંતિ છે. નિયમિત લવાજમ ન આવવાથી માસિકને આર્થિક મુશ્કેલીમાં મૂકાવું પડે છે. તેથી વર્ષ આખરે જેમનાં લવાજમ બાકી પડે છે તેમને માસિક બંધ કરવાં પડે છે, અને માસિકને આર્થિક ખોટ ખમવી પડે છે. એટલે આળસ ન કરતાં દરેક પોતાનું લવાજમ વખતસર ભરી દેઇ આ મુશ્કેલી ટાળશે તેવી આશા છે. જેમનાં લવાજમ બાકી પડે છે તેમને માસિકમાં કાપલી મૂકી ઉઘરાણી કરવામાં આવે છે. તો દરેક જે ભાઇઓ લવાજમ વસૂલ કરે છે તેમને પોતાની રકમ ઝટ આપી દે અગર તેવી સગવડ ન હોય તો પો. ઓ. થી મોકલી આપે.

# કાર્યાલયની ટપાલ

## [૧] યુવકનો પત્ર

તા. ૧૮-૩-'૪૮

તંત્રી મહાશય,

આપનો નવેમ્બર માસનો અંક વાંચેલો. 'જે કોઇ જશભાઈ' ઉપર આજ આટલા માસ વિચાર કર્યા બાદ મનને વિધવા સાથે લગ્ન કરવાને તૈયાર કરી શક્યો. હું ૭ ગામનો (......) યુવાન છું. મારી ઉમર ૨૦મું વર્ષ હાલ બેસે છે. આપનાથી બની શકે તો હું, લગ્ન બાદ એક બે યા પાંચ વર્ષે વિધવા થયેલ સાથે લગ્ન કરવાને માગું છું. તેને માટે હું સમાજનો કોઇ પણ જાતનો ભય રાખતો નથી. તો આપ આને માટે યોગ્ય જવાબ આપશો. આમ 'પાટીદાર'માં આ પેરેગ્રાફ '......' ના નામથી આપશો. આ કાર્ય કરતાં કુટુંબ તથા સમાજ છોડવો પડે તેને માટે તૈયાર છું. તકલીફ માફ કરશો. લિ.,......

## [૨] તંત્રીનો જવાબ

તા. ૨૯-૩-'૪૮

ર. ભાઇશ્રી,

તમારો પત્ર મળ્યો. વિધવા બહેન સાથે લગ્ન કરવાની તમારી ઇચ્છા બદલ અભિનંદન. લગ્ન માટે સામાન્ય રીતે તમારી ઉમર પુખ્ત ન કહેવાય. આ કાળ હજુ તમારો વિદ્યાભ્યાસનો કહેવાય. છતાં સંજોગો પ્રમાણે તમે ધંધે વળગી ગયા છો. કમાતા પણ હશો. એટલે એ સ્થિતિમાં વીસ વર્ષે યુવક લગ્ન કરે તો એમાં ખોટું કંઇ નથી. પરંતુ આવી રીતે તમે જ્યારે કુટુંબની ઇચ્છા વિરુદ્ધ લગ્ન કરવા તૈયાર થયા હો ત્યારે નિર્ણય કરવાની તમારી બુદ્ધિ કાચી ગણાય. કુટુંબનો, સંજોગોનો, મનની મક્કમતાનો વગેરે બાબતોનો તમારે પુખ્ત વિચાર કરવો જોઇએ. આજે કદાચ તમને લાગે કે મેં પુખ્ત વિચાર કર્યો છે. પરંતુ કોઇ આવેગના માર્યા એ નિર્ણય થયો હોય અને પાછળથી એ નિર્ણય ખોટો હતો એમ લાગે તો દુઃખી જીવન નીવડે. એવું લગ્ન કરી તમે જે સુખી થવાની કલ્પના કરી હોય તેવું સુખ જીવનમાં ન મળે ત્યારે આવો નિર્ણય હું ક્યાં કરી બેઠો, એમ પસ્તાવો થાય. એટલે તમારો આ નિર્ણય પાકો હોય, એમાં સમાજનું હિત તો છે,

છતાં થોડો વખત થોભી જઈ તમે એ નિર્ણયને વધુ મજબૂત થવા દો તો એમાં ખોટું કંઇ નથી.

શું વિચારો છો તેનો જવાબ આપશો. પછી આગળ જે તપાસ કે પૂછપરછ કરવા જેવી હશે તે કરીશ. સમાજમાં આપના જેવા યુવકો આ પ્રશ્ન ઉપર આટલો વિચાર કરે છે એ પણ શુભચિહ્ન છે.

તંત્રીના વં. મા.

[ આ પત્રની નકલ નહિ હોવાથી સ્મૃતિને આધારે અહીં ઘડીને મૂક્યો છે. ]

## [ ૩ ] યુવકનું માનસ જણાવતો ત્રાહિતનો પત્ર

તા. ૨૧-૪-'૪૮

રા. રા. ભાઇશ્રી,

આપની ઉપર ..... થી ..... નો એક પત્ર તા. ૧૮-૩-'૪૮ના રોજનો આવેલો. તેનો જવાબ આપે તા. ૨૯ મીના રોજ આપેલો. ને તેમાં ભાઇ .... ને આપે કુટુંબનો, સંજોગોનો, મનની મક્કમતાનો વગેરે બાબતોનો પુખ્ત વિચાર કરીને જે પગલું ભરવું હોય તે ભરવાની સલાહ આપેલી, તે યોગ્ય જ છે.

આપે જે વિગત ...... પાસે પૂછાવી છે તેનો એમના તરફથી ગમે તે જવાબ આવે, એ આવેશમાં લખાયેલો ને ઉતાવળીઓ જ હોય.

ખરી વસ્તુસ્થિતિ એમ બની છે કે એમને સાધારણ કૌટુંબિક ઝઘડા દરમિયાન એમ કહેવામાં આવેલું કે કોઇ કન્યા પણ નહિ આપે. એટલે એને એ મહેણું સમજી બેઠા ને વડીલોને માનસિક હેરાનગતિ કરાવવા જ ગમે ત્યાં પરણીશ—છેવટે વિધવાને પરણીશ—વગેરે તૂત ઊભાં કરવા લાગ્યા છે. આપને વિચારણા માટે એટલું જ લખવાનું કે આ કોઇ આદર્શવાદીની ઇચ્છા નથી, પણ આવેશની ધૂનવાળા યુવકની પરપોટા જેવી અર્થહીન વાતો જ છે. એટલે એને કેટલું મહત્ત્વ આપવું એ તો આપ સમજી જ શકશો. જે કાર્ય બતાવી આપવાની વૃત્તિથી થાય છે તે આવકારદાયી પણ ન હોય ને ઉત્તેજવા લાયક પણ ન હોય, એમ હું માનું છું. છતાં તમે વધુ અનુભવી છો. જવાબ આપશો. એ જ,

લિ. ......

હજુ સુધી પેલા યુવક ભાઇએ કંઇ જવાબ નથી આપ્યો. માની લઈએ કે એમનો આવેશ ઉતરી ગયો હશે અને ઘરવાળાંને બતાવી આપવાની વૃત્તિ સગી ગઇ હશે!

# ખેડૂતોના હિતનો કાયદો

ખેતીવાડીના ઉત્પન્નની ખરીદી અને વેચાણમાં ખેડૂતને કંતરામણી ન થાય માટે સરકારે બજાર નિયમન કાયદો કર્યો છે. અને તે કાયદો ખેડા જિલ્લાનાં કપડવંજ, કઠલાલ, ઠાસરા અને ડાકોરનાં બજારને લાગુ પાડ્યો છે. સપ્ટેમ્બરથી નડિયાદ, ઉમરેઠ, આણંદ અને વાસદને લાગુ પાડવાનો છે. આ ગામોના બજારનાં કેન્દ્રોના પાંચ માઇલના વિસ્તારને બજાર તરીકે ગણવામાં આવશે. એટલે એટલા વિસ્તારમાં ઠરેલા પીઠા વગર બીજે સ્થળે કોઈ વેપારી માલનું ખરીદવેચાણ કરી શકે નહિ.

દરેક બજારમાં, ખેડૂતોને પોતાનો માલ વેચવા માટે લાવવા એક 'પીઠું' ઊભું કરવામાં આવશે. અને તે જગાએ વેચાણખરીદી થશે બહાર કરનાર ગુનેગાર ગણાશે. અને બજારમાં કામ કરનાર વેપારી, દલાલ, તોલાટ, મજૂર વગેરેને લાયસન્સ લેવાં પડશે.

આ પીઠાની જગામાં ખેડૂતને ગમે તે વખતે દાખલ કરવામાં આવશે. પરંતુ વેપારનો સમય સવારના ૮।। થી ૧૨।। અને બપોર પછી ૨ થી ૬ રહેશે. બજારનું કામ શરૂ થતા પહેલાં ખેડૂતોને મુંબઇના બજારભાવથી માહિતગાર કરવા માટે દરરોજ મુંબઇથી ભાવનો તાર મંગાવવામાં આવશે. અને તે ભાવ પાટિયા ઉપર લખવામાં આવશે. દરેક ગાડાનો માલ તપાસ્યા પછી ગાડા દીઠ હરાજી કરાશે. અને જે માણસ ઊંચામાં ઊંચો ભાવ આપશે તેણે તે ગાડું ખરીદ્યું ગણાશે. છતાં એ ભાવમાં ખેડૂત વેચવા નહિ માગતો હોય તો ના પાડી શકશે અને સારા ભાવ સુધી રાહ જોઇ શકશે.

આમ ખરીદી થયા પછી ખેડૂતનો માલ લાયસન્સવાળા તોલાટ મારફત જોખાશે. તોલની રસીદ ખેડૂતને અપાશે. અને એ પ્રમાણે વેચેલા ભાવે, વજન પ્રમાણે થતા હિસાબે, તોલાઇ, આડત, માર્કેટ ફી વગેરે કપાત કરી રોકડા પૈસા ખેડૂતને મળી જશે.

આ કાયદાથી ખેડૂતોને નીચેના ફાયદા થશે. (૧) દલાલીનો નક્કી દર, (૨) હિસાબ ચોખ્ખો, (૩) રોકડા પૈસા, (૪) યોગ્ય ભાવ, (૫) કડદો (છૂટછાટ) બંધ, (૬) સરકારની દેખરેખ, (૭) પાણી, ગાડાં જોડવાની વગેરે સગવડ (૮) બજાર કમિટીમાં ખેડૂતોનું પ્રતિનિધિત્વ, (૯) ફરિયાદનો યોગ્ય નિકાલ, (૧૦) ચાલીસો તોલ.

# પ્ર * સં * ગ * ક * થા

## વાઘરી – પાટીદારનું આંતરજ્ઞાતિય લગ્ન

તા. ૨૭–૬–'૪૮ ના રોજ અમદાવાદના કાંકરિયા રોડ આર્યસમાજમાં શ્રી. ચિનુલાલ સંપતરાય વાઘરી અને શ્રી. કપિલાબહેન અંબાલાલ પટેલ વૈદિક વિધિથી લગ્નદ્વારા જોડાયાં. શ્રી ચિનુલાલ ૨૬ વર્ષની ઉમરના છે. અભ્યાસ ગુજરાતી ૭ ધોરણનો છે. શાહપુરમાં ગૌતમ પોળની સામે વાઘરીવાડ છે ત્યાં રહે છે. શ્રી. કપિલાબહેન ૧૮ વર્ષની ઉમરનાં છે. અભ્યાસ ફાઇનલ પાસ કરી છે. મૂળ વતન મોટા વડોદરા, પણ હાલ શાહપુરમાં ગૌતમ પોળના નાકે રહે છે. લગ્નના સ્ટેટમેન્ટમાં એ બહેને પોતે કડવા પાટીદાર હોવાનું જણાવ્યું છે.

## આવાં લગ્નોમાં પૂરતો વિચાર કરવો જોઇએ

ઉપર જણાવેલી હકીકત સિવાય વિશેષ માહિતી જાણમાં નથી. પરંતુ માની લેવાનું સહેજે મન થાય છે કે એ બંનેનું રહેવાનું નજીકમાં છે એટલે એ રીતે બંને એકબીજાના પરિચયમાં આવ્યાં હશે અને એ પરિચય લગ્નમાં આમ પરિણમ્યો. આંતરજ્ઞાતિય લગ્ન થાય એમાં આ જમાનામાં હવે કોઇનો વાંધો હોવો ન જોઇએ. મહાત્માજીએ તો આગળ વધી હરિજન બાળાઓ સવર્ણને પરણે એ કરતાં, સવર્ણ બાળાઓ હરિજનને પરણે, એવી સ્થિતિ ઇચ્છી હતી. અને પોતે એવાં લગ્ન સિવાય બીજાં લગ્ન કરાવી આપવામાં હાજરી નહિ આપે એમ પણ જણાવ્યાનું ખ્યાલમાં છે. એટલે સિદ્ધાંત તરીકે સવર્ણ – હરિજન લગ્ન પણ થવાં જોઇએ એ સ્વીકારાયું છે. ત્યાં વાઘરી જેવી પછાત કોમ સાથે લગ્ન થાય એમાં વખોડવાનું કશું નથી. પરંતુ જ્યાં સુધી આવાં લગ્ન સમાજને માન્ય ન હોય, એથી જ્યારે ઝોકરીને પોતાનું કુટુંબ અને સમાજ છોડવો પડે એવી સ્થિતિ હોય, ત્યાં સુધી ખાસ કરીને જે જ્ઞાતિઓ વચ્ચે સંસ્કારનું મોટું અંતર છે તેવી પછાત જ્ઞાતિઓ સાથે લગ્ન સંબંધથી જોડાવામાં પૂરતો વિચાર કરીને પગલું ભરાવું જોઇએ.

## આવાં લગ્નોનાં ભયસ્થાનો

જ્ઞાતિઓનાં બંધન ન રાખતાં ગમે તે જ્ઞાતિમાં લગ્ન થવાં જોઇએ એ ખરું. પરંતુ જ્ઞાતિઓના લગ્નમાં સંસ્કાર, રહેણીકરણી, આચારવિચારનું જે સરખાપણું આપોઆપ મળી રહેતું – રહે છે – એ આંતરજ્ઞાતિના લગ્ન વખતે પણ

ગણી રહેતું હોય અને લગ્ન થાય તો વાંધો નથી. જ્ઞાતિઓ પ્રમાણે આજે ધંધા નથી રહ્યા, અને ધંધા પ્રમાણે અમુક લત્તામાં રહેઠાણ નથી રહ્યાં. વળી કેળવણી એ અમુક જ્ઞાતિ કે વર્ગનો ઇજારો નથી રહ્યો; એટલે આજની સ્થિતિમાં નાગર કન્યા અને પછાત જ્ઞાતિના યુવકના સંસ્કાર એક હોવાનો સંભવ છે. પરંતુ લગ્ન જેવા સંબંધમાં નર્યા યુવકના સંસ્કારથી પતી જતું નથી. યુવકના કુટુંબીઓના સંસ્કાર સાથે પણ લેવાદેવા છે. આ લગ્નનો જ દાખલો લઈએ. બંને બહુ સરખું ભણેલાં છે. જન્મથી શ્રી. ચિનુલાલ અમદાવાદ ઉછરીને મોટા થયા છે. એ ભણતરનો પાટીદાર યુવક જેવી નોકરી કે ધંધો કરે, તેવા એ કરતા હશે એમ માની લઈએ. એટલે એ બંનેને લાગેવળગે ત્યાં સુધી બંનેના સંસ્કાર સરખા હોઈ વાંધો ન આવે. પરંતુ એ ભાઈ રહે છે વાઘરીવાડમાં એટલે એ બહેનને ત્યાં જ રહેવા જવાનું ને? આજુબાજુના પાડોશીઓના સંસ્કાર, ઘરમાં સાસુસસરો હશે તેના સંસ્કાર નણંદભોજાઈ હોય તો તેના સંસ્કાર, આ બધાંના સ્વાભાવિક છે કે ઓછેવત્તે અંશે પછાત વર્ગ પ્રમાણે જ સંસ્કાર હોય. એટલે ઊંચનીચના ભેદને ન ગણીએ તો પણ સંસ્કારભેદને લીધે મન:દુ:ખ ઊભું થાય એ સ્વાભાવિક છે. અને એમાંથી અણબનાવ ઊભો થાય. પરિણામે માની લઈએ કે બંને એ લત્તો છોડી દેઈ જુદાં રહ્યાં પરંતુ એમનો અભ્યાસ, ધંધો એવાં ઊંચાં નથી કે, જે વર્ગ નાતજાતમાં નથી માનતો અને તેમને વગર સૂગે સ્વીકારી લે તેમના ભેગાં એ રહી શકે. એટલે બહુ તો એ ગૌતમ પોળ મૂકીને ગલા ગાંધીની પોળમાં રહેવા જાય. જો કે અમદાવાદની પોળો ય હજુ એવી છે કે એમને ઘર ભાડે આપતાં નવનેજા દરાવે. માની લઈએ કે આપે, છતાં એ પોળના લોકો એમને અપનાવી લેવાના નહિ. જો હમણાં એલિસબ્રીજની સોસાયટીઓમાં રહેવાનું હોય તો વાંધો ન આવે પરંતુ એટલો પૈસો ક્યાંથી લાવે? અને જ્ઞાતિના ઊંચનીચના ભેદ જેમ પોળોમાં છે તેમ એ ઊંચી સોસાયટીઓમાં કેળવણીના જબ્બર ભેદ છે. એટલે પૈસો હોય છતાં એમને એલિસબ્રીજના નાતજાત ન માનનાર વર્ગમાં પણ અભ્યાસને અભાવે આવકાર ન મળે, એમ બનવા સંભવ ગણાય. પરિણામે એ જુદાં રહે છતાં અટૂલાં બની જાય. જો લગ્ન મોહને લીધે થયું હોય તો એ મોહ ઊતરી જતાં બંને વચ્ચે અણરાગ ઊભો થાય તો તેની દુ:ખનો પાર ન રહે. તેમાંય પુરુષને તો એના કુટુંબમાં જવાનો રસ્તો ખુલ્લો છે, રવડી જાય એમાં સ્ત્રી!

## ગેરમાર્ગે દોરવાઈ જાય તેવી સ્થિતિ

ઉપર જણાવેલાં ભયસ્થાનો આ લગ્નમાં આવશે એવું ભવિષ્ય કંઈ અગે

જાણતા નથી. પરંતુ એ બધાં એમાં વ્યવસ્થાનો ખરાં. કુશળ નાવિક હોય તો એ બધા ખડકો વટાવી લગ્નનાવ સહીસલામત હંકારી જાય. પરંતુ આવા લગ્ન માટે શ્રી. કપિલાબહેનની ઉમર અને અભ્યાસ પુખ્ત ન કહેવાય. એમના સંજોગોમાં ગેરમાર્ગે દોરવાઈ જવાની શક્યતાઓ વિશેષ છે પરિચય પછી લગ્ન થાય એમ સ્વીકારીએ, પણ અઢાર વર્ષનાં એ બહેનનો પરિચય એત્રણ વર્ષનો હોય તો પણ એ ૧૫-૧૮ વર્ષની ઉમર એ મુગ્ધાવસ્થા છે. એમાં તટસ્થ વિવેકબુદ્ધિ કરતાં ઘસડાઈ જવાનો આવેશ-ચંચળતા-હોવાનોજ સંભવ છે. વળી એમનો એવો કોઈ અભ્યાસ પણ નથી કે નાની ઉમરમાં પણ એ ઊંચા જ્ઞાનથી નિર્ણય કરી શકે. એટલે આ પગલું એ ઉમરની ચંચળતા અને આવેગનું હોવાની વધુ શક્યતા છે. એવા આવેગનો એક દાખલો આ અંકની ' કાર્યાલયની ટપાલ ' એ લેખમાં જોવા મળશે.

### આવાં લગ્નો આવકારવા લાયક નથી

એટલે આંતરજ્ઞાતિય લગ્નમાં માનવા છતાં, ઊંચનીચના ભેદને ન માનવા છતાં, આવાં લગ્ન આવકારી શકાય નહિ. માબાપોની લગ્નમાં ડખલગીરી ન હોવી જોઈએ, છતાં લગ્નની જવાબદારી યુવકયુવતી સ્વતંત્ર રીતે લેવા માગતાં હોય ત્યારે એમની ઉમર, અભ્યાસ અને અનુભવ એ જવાબદારી ઉપાડી શકે એવાં હોવાં જોઈએ. તેમાં ય આવાં લગ્નોમાં સ્ત્રીની જવાબદારી અનેકગણી વધી જાય છે. એટલે સુધારાનો સુધારા ખાતર મોહ હોવો ન જોઈએ. ક્રાન્તિનો ક્રાન્તિ ખાતર મોહ હોવો ન જોઈએ સુધારો, ક્રાન્તિ, પ્રગતિ કે કોઈ નવો ચીલો એ સમાજ અને વ્યક્તિના ભલા માટે છે. અને એવું ભલું જો ન સધાતું હોય તો એ રસ્તો સુધારાનો, ક્રાન્તિનો હોય તો પણ એને આવકારાય નહિ. બલ્કે, એ રસ્તો સુધારાનો કે ક્રાન્તિનો નથી પણ માર્ગ-ભૂલ્યા અજ્ઞાનનો ઊંધો રસ્તો છે.

### બાકી એવાં લગ્નોથી કુટુંબની આબરૂને ધોકો નહિ આવે

આવાં લગ્ન થાય ત્યારે માબાપની આબરૂ જાય એવી આપણને બીક છે. અને તેથી બીજાં દીકરાદીકરીના લગ્નમાં મુશ્કેલી આવે એમ માનીએ છીએ. પરંતુ એ બીક કાલ સુધી હશે આજે નથી. બે વર્ષ ઉપર નારનાં શ્રી. સુશીલાબહેને હરિજન યુવક સાથે લગ્ન કરેલ એની નોંધ પ્રસંગકથામાં લેવાઈ હતી. એ લગ્નમાં પણ ઉપર જણાવ્યાં તેવાં ભયસ્થાનો કહેવાય. છતાં એ લગ્નમાં શ્રી સુશીલાબહેનની ઉમર ૨૫-૨૬ વર્ષ હતી. સારો અનુભવ હતો. એટલે એ ઉમરે એ પોતે દુઃખ થાય તેવું પગલું ભરતાં

હોય તો એમને ચેતવવા જેવાં ગણાય. પરંતુ એ ફરજ બજાવનાર એથી વિશેષ ન કરી શકે. તેમ છતાં એ પગલું ભરે તો એમાં કોઈને વાંધો ન હોવો જોઈએ. પુખ્ત ઉમરનાને દુઃખી થવાનો હક પણ મળે છે. એટલે શ્રી. કપિલાબહેનનો અને શ્રી. સુશીલાબહેનનો કેસ જુદો હતો. એ બહેનનું લગ્ન નાતિ માટે પ્રથમ પ્રસંગ હતો. બીજાંને તો ઠીક, પણ માબાપ માટે એ મોટી ચિંતા કહેવાય. પોતાનાં દીકરાદીકરીનું શું થશે? પરંતુ એ બીક પણ ખોટી છે એમ એમનાં નાનાં બહેન શ્રી લીલાવતીબહેન ગયે મહિને નાતિમાં-ગોળમાં-પીજના શ્રી. મનુભાઈ પટેલ સાથે પરણ્યાં તે પ્રસંગે સાબિત કરી આપ્યું. દસ પંદર વર્ષ પહેલાં આ પ્રસંગ બન્યો હોત તો વ્યવહારમાં આટલી સરળતા ન થઈ હોત. એટલે લેવડદેવડમાં આપણું માનસ બગડતું જાય છે, પરંતુ બીજી બાજુનાં વળગણ છૂટતાં જાય છે તે શ્રી. લીલાવતીબહેન પરણ્યાં તે બતાવે છે. એટલે આંતરજ્ઞાતિય લગ્નોથી કુટુંબની આબરૂ જશે એવી બીક રાખવાની કે એથી ડરવાની હવે જરૂર નથી.

### લીલા તોરણેથી પાછા

શ્રી. કપિલાબહેન જેવી અઢાર વર્ષની બહેન આવેશ કે આવેગમાં કંઈ કરી બેસે એ ખોટું હોય છતાં માફ કરવા લાયક ગણાય. પરંતુ જે માબાપ પોતાની ૧૬-૧૮ વર્ષની દીકરીઓને ૬૦-૬૫ વર્ષની ઉમરના વૃદ્ધો સાથે પરણાવવા જેટલી નીચતા બતાવે એમને શી રીતે માફ કરવા જોઈએ? તા. ૭ ના અરસામાં ધર્મજના બે વૃદ્ધ — લગભગ ૬૦ અને ૬૫ વર્ષની ઉમરના — વરરાજાઓ સોજીત્રા ૧૬ અને ૧૮ વર્ષની કિશોરીઓને પરણવા ગયા. પોતાની એવી કુમળી બે દીકરીઓનો ભવ બાળવા તૈયાર થયેલાં વડીલને તો કહેવું જ શું? પરંતુ ગામના યુવકોને આ લગ્નની ખબર પડતાં તેમણે ભારે વિરોધ ઉઠાવ્યો અને કોઈ પણ હિસાબે એ લગ્ન અટકાવવાનો મક્કમ નિર્ણય કર્યો. અને પરિણામે લીલે તોરણેથી એ મૂરતિયાઓ પરણ્યા વગર પાછા ગયા. આ કાર્ય માટે યુવકો જરૂર ધન્યવાદના અધિકારી છે.

### વહુનો આપઘાત, હાર્ટફેલ કે ખૂન?

ગયે મહિને ચિખોદરામાં એક કહેવાતા કુળવાન ઘરની વહુ મરી ગઈ. બળી ગઈ, અને જપાજપી થયું. પરંતુ તે પછી એ બહેનનાં પિયરિયાંએ પોલીસને ફરિયાદ આપ્યાનું કહેવાય છે અને એનું સાસરિયાંએ ખૂન કર્યું છે એમ જણાવ્યું છે. એ ઉપરથી પોલીસે ખૂનનો ગુનો દાખલ કરી એ મરનાર બહેનના ધણી, સાસુ, દીયર અને ભાભી વિરુદ્ધ ફરિયાદ કરી છે. જુદી

જુદી વાતો એ મરણની થાય છે. એક કારણ એ આપઘાત કરીને મરી ગઈ એમ પણ કહેવાય છે. પરંતુ એમ કહેતાં પોલીસ મદદને ચૂંથાચૂંથ કરે માટે હાર્ટફેલ થયું એમ જાહેર કર્યું છે એવી પણ વાતો કહેવાય છે. અને ફરિયાદ થઈ છે તેમાં સાસરિયાંએ ખૂન કર્યું એમ વળી કહેવાય છે. શું સાચું એ તો શું કહેવાય ? બધું મરી ટળી ગયું અને સાબિત કરવાનું સાધન પતી ગયા. પછી જે સાચું છે તે સાબિત થશે કે જેવું સાબિત કરવું હશે તે સાચું થશે, એ તો શું કહેવાય ? મોત ઘણાં થાય છે, પરંતુ જ્યારે આવું ચૂંથાય છે ત્યારે સત્ય ગમે તે હો પણ લોકોને શંકા જાય છે. શંકા જવામાં મોટાં ઘરની ચાલી આવતી આબરૂ પણ વધુ શંકા ઘણી વખત લાવે છે. ગો ઘેર, કહે છે કે, મરનારની એક ભાભી જે સાસરાની છે તેને તેડવામાં આવતી નથી. એટલે વહુઓને કુળવાન ઘરમાં જુદાં જુદાં દુઃખ હોય છે એટલે લોકો વહેમાય તેમાં કોઈનો દોષ નથી. એટલે શ્રી કપિલા જેવી છોકરીઓ પૂછતી હોય છે કે અમે બહાર જઈને દુઃખી થઈશું એ ભય સાચો હશે તો પણ અંદર રહીને સુખી થવાના કોડ સેવતી બહેનોને શું સુખ છે ?

### અનેક પત્ની પ્રતિબંધક કાયદો કાયદેસર છે

મુંબઈ સરકારે કરેલ આ કાયદો ખામીવાળો છે. પોલીસ કેસ કરી શકે એવો કોગ્નિઝેબલ ગુનો એ ન ગણાય. ફક્ત લગ્ન કરનારની પ્રથમ પત્ની ફરિયાદ કરી શકે વળી એવો મુદ્દો પણ રજૂ કરવામાં આવે છે કે પ્રાંતિક ધારાસભાને એવો કાયદો કરવાનો હક નથી. વકીલોની આવી જુદી જુદી કાયદાબાજીથી એ કાયદો પોલો છે એમ માની એ ન સુધરે ત્યાં સુધી એનો લાભ લેઈ લેવાની મનોદશા પણ સમાજમાં પ્રવર્તે છે. થાણા જિલ્લાના શ્રી આત્મારામ નારાયણ પટેલે પહેલી વારની પત્ની હયાત હોવા છતાં બીજી વાર લગ્ન કર્યું. પોલીસે એને કોગ્નિઝેબલ ગુનો ગણી થાણાના એડિશનલ રેસિડેન્ટ મેજિસ્ટ્રેટની કોર્ટમાં કેસ દાખલ કર્યો. ચુકાદામાં એક દિવસની સાદી કેદ અને દશ રૂપિયા દંડ થયો. શ્રી આત્મારામે હાઈકોર્ટમાં રિવિઝનની અરજી કરી અને એમાં એવો મુદ્દો આગળ કર્યો કે મુંબઈ પ્રાન્તનો હિંદુ અનેક પત્ની પ્રતિબંધક કાયદો પોતે જ કાયદેસર નથી. વરિષ્ઠ ન્યાયાધીશ શ્રી ચાગલાએ આ કેસનો ચુકાદો આપતાં જણાવ્યું કે ૧૯૩૫ના હિંદ શાસન ધારા અનુસાર લગ્ન અને છૂટાછેડાનો વિષય પ્રાંતોની હકૂમતનો ગણાયો હોવાથી પ્રાંતિક ધારાસભાઓ આ પ્રકારનો ધારો ઘડવાનો અધિકાર ધરાવે છે. એને તેથી

અખિલ હિંદ મહિલા પરિષદની માગણીનો કેસ રાજકુમારી અમૃતકૌરે સરકાર સમક્ષ મજબૂત રીતે રજૂ કર્યો હતો. અને તે કારણે સ્ત્રીઓ માટે વિશાળ નોકરીનું ક્ષેત્ર ખુલ્લું થયું છે.

## એ અંગેના વિવિધ કચવાટ

એક વર્ગ તો સ્ત્રી નોકરી કરે એ ઇચ્છતો જ નથી. એને તો સ્ત્રીઓ બહાર નોકરી કરવા જાય તેમાં અનાચાર વધ્યાની બીક રહે છે. આ વર્ગ તો જ્યારે જ્યારે કંઇ ચાલુ ચીલામાંથી નવે ચીલે જવાની વાત આવે છે કે અનાચારનો ભય સામો ધરે છે. બાળલગ્નો અટકાવી મોટી ઉમરે લગ્ન કરવાની વાતમાં પણ એ વર્ગ એ જ બીક બતાવતો હતો. કન્યાઓને ભણાવવાની વાત આવી ત્યારે પણ એ જ બબડાટ. પરંતુ એ બધાં પગલાં ભરાતા છતાં એ ભય દૂરનો દૂર રહ્યો છે એ જાણ્યા છતાં એ ભ્રમમાંથી એ વર્ગ મુક્ત થતો નથી. એટલે એમનો એ ભ્રમ તો દલીલ કર્યે નહિ ભાગે, પ્રત્યક્ષ જોશે ત્યારે ભાગશે. બીજો વર્ગ સ્ત્રી નોકરી કરે એમાં કંઇ વાંધો જોતો નથી, પરંતુ તેનું એ કહેવું છે કે એથી કુટુંબની વ્યવસ્થા હણાશે. એની એ ગણતરી બરાબર છે. જેટલો સમય સ્ત્રી નોકરી કરવા બહાર જાય તેટલો વખત એને ઘર અંગે ઓછો મળે બાળકો માટે પણ માનો એટલો સહવાસ ઓછો થાય. પણ એ વર્ગને એટલું જ કહેવાનું કે, કુટુંબના આ બધા લાભ સ્ત્રીના ભોગે પુરુષ લેતો આવ્યો છે. એનું પરિણામ એ આવ્યું કે સ્ત્રી ગુલામ બની ગઇ. એ ગુલામીમાંથી સ્ત્રીને મુક્ત કરવી હોય તો એ ત્યારે જ બને — સ્ત્રી બહારનું કામ કરતી થાય. આમ સ્ત્રી એનો સ્વતંત્ર દરજ્જો સાબિત કરે, પછી પુરુષ માનસ એનો સરખો દરજ્જો સ્વીકારતો થશે ત્યારે એ પોતે સ્વેચ્છાએ ઘરનું ક્ષેત્ર પસંદ કરે. એમ બનશે પરંતુ એના બહાર નીકળવાથી જે થોડો ગેરલાભ કુટુંબવ્યવસ્થાને પડશે, તેને બદલે સ્ત્રીને મોટો લાભ થશે એ પણ એના જમા પાસામાં જોવું જોઇએ. સ્ત્રીને કુદરતી રીતે ઘરનું કામ વધુ અનુકૂળ હોય અને તે એની પાસે લેવું હોય તો એ સ્વેચ્છાએ સ્વીકારે, આજની જેમ ફરજિયાત નહિ, તેવી પુરુષ વર્ગે પોતાની વર્તણૂક કરવાની જરૂર છે. ત્રીજો વર્ગ એમ વાત કરે છે કે, આજે ફક્ત પુરુષો એકલા છે છતાં નોકરીઓ મેળવવામાં હાડમારી પડે છે ત્યાં સ્ત્રીઓ ઉમેરાતાં પુરુષો માટે બેકારી વધશે. નોકરીઓ વધવાની નથી, એટલે સ્ત્રીઓનો એમાં ઉમેરો થતાં એટલા પુરુષો ઓછા પોષાશે એ ઉચારો

ગણિતનો દાખલો છે. પરંતુ એથી બેકારી વધશે એ ભય ખોટો છે. દેશ હવે સ્વતંત્ર થયો છે, એટલે નવા નવા ઉદ્યોગો, ધંધાઓ વધશે એટલે સરકારી નોકરી નહિ તો બીજી નોકરીઓનાં ક્ષેત્ર વધવાનાં છે. આજે દેશમાં એકેએક ધંધામાં, ખેતીથી માંડી એર સર્વિસ સુધી માણસો જોઈએ છે. પરદેશથી જે માલ આવે છે તે પ્રમાદ અટકાવવો હોય તો એ બધી ચીજો ઉત્પન્ન કરવા માણસો અસંખ્ય જોઈશે. આપણો દેશ ઉત્પન્નમાં જતવાળો નથી, પણ આછતવાળો છે એટલે બેકારી વધી પડવાનો ભય રાખવો અકારણ છે. હા, એવું બને કે ખુરશીમાં બેસવાનું કામ ન મળતાં, કારીગરનું કામ મળે, ખેતીનું મળે. એ કરવાની તૈયારી ન હોય અને બેકારી ભોગવે તો એમાં કોઈનો દોષ ન ગણાય. અને કદાચ એવું કોઈ કામ ન કરી શકે એવો લાયક પુરુષ ન હોય તો સ્ત્રીનું ઘરકામ કરશે તો એથી કંઈ આભ ફાટી નહિ પડે !

## કોઈ પણ કાર્યમાં કેવળ લાભ હોતો નથી

આમ સ્ત્રી ઘર છોડી બહાર નીકળે એનો પક્ષ કરતાં એમાં કંઈ નુકસાન નથી એવું માની લેવાનું કોઈ કારણ નથી. કોઈ પણ કાર્ય ભાગ્યે એવું દેખાશે કે એમાં કંઈ ને કંઈ ગેરલાભ ન હોય. જો એવા નાના નાના ગેરલાભો જોઈએ તો કશું થઈ શકે નહિ. એટલે લાભ અને ગેરલાભનો વિચાર કરી સરવાળે જોતાં હિત દેખાય તે કરવું રહે. આજે સ્ત્રી ઘર સંભાળે છે તેમાં જરૂર લાભ છે. પરંતુ એમાંથી ધીમે ધીમે એવા સ્ત્રી પક્ષે ગેરલાભ વધતો ગયો કે એ પાંજરામાં પુરાયેલ પક્ષી જેમ ગુલામ થઈ ગઈ. આજે એને બહાર કાઢો તો પણ એની પાંખો બંધાઈ ગઈ છે એટલે ઊડી શકતી નથી. પરિણામ આવ્યું છે આપઘાત, ખૂન, ગર્ભપાતો, રોગનો ભોગ થવો, પ્રાણીની જેમ નિર્દય અત્યાચાર સહેવા, ઘરડા જોડે કે રંગાત બનાવે તેવા શોકયઉપરના લગ્નનો ભોગ બનવો. સમાજમાં સ્ત્રીની જે સ્થિતિ છે એનો વિચાર કરતાં ઘરમાં ભરાઈ રહેવું એ એને માટે લાભકારક રહ્યું નથી. એટલે થોડા ટકા કુટુંબસંસ્થાને નુકસાન થતું હોય તો એ વેઠીને પણ એણે બહાર નીકળવું એ એના લાભની વાત છે. એ આજના દેખાતા લાભની સ્થિતિ કોઈ કાળે એવી પણ આવે કે સ્ત્રીને લાભ કરતાં ગેરલાભ વધુ થાય તો એ કાળે એણે નવી પરિસ્થિતિ પ્રમાણે પોતાનું કાર્યક્ષેત્ર નક્કી કરવું જોઈએ. એટલે સ્ત્રીઓ માટે નોકરીના ઉઘડેલા દરવાજા એમની ગુલામીદશાને કાઢવામાં મદદ કરશે એમ લાગે છે.

## જમણવારનો કડક બનેલો કાયદો

મુંબઈ પ્રાંતમાં સમારંભ કે મેળાવડામાં યજમાન કે યજમાનો સહિત

પચ્ચીસ અથવા તેથી વધુ માણસોના એક સાથે ભોજન લેવા સામે પ્રતિબંધ મૂકેલો છે. હવે તા. ૨૨મી જૂનથી એ કાયદો કડક બનાવી એવો કર્યો છે કે આ નવા હુકમ મુજબ ભોજન આપનારાઓ ઉપરાંત ભોજન લેનારાઓ પણ ગુનેગાર ગણાશે આ જ પ્રમાણે કોઈ પણ સમારંભ સંબંધમાં ૨૪થી વધુ માણસોની રસોઇ કરવી તે પણ ગુનો ગણાશે.

**પ્રજાકીય સરકાર પ્રજામાં વસે છે કે સ્વર્ગમાં?**

આજે સરકારનાં આસનો ઉપર બેઠેલા પ્રધાનો અને બીજા કાર્યકર્તાઓની અનેકવિધ મુશ્કેલીઓનો વિચાર કરતાં નાનીમોટી વહીવટી ફરિયાદ અંગે બૂમ ન પાડતાં સહી લેવું જોઇએ એમ કબૂલ કરવા છતાં કોઇ કોઇ પગલાં સરકાર એવાં ભરે છે કે ચૂપ રહેવું શકય બનતું નથી. રેશનિંગ કાઢી નાખ્યું ત્યારે આશા રાખેલી કે જમણવારનો ફારસરૂપ કાયદો પણ નીકળી જશે. પરંતુ સરકારે એ ન કાઢ્યો, તેમ જ સંખ્યાની મત્તા પણ ન વધારી. પરિણામે આ સાલે જમણવારો ચોરીછૂપીને બદલે ઉઘાડે છોગે થયા. દર સાલ તો થોડા પોલીસ કેસ થતા, આ સાલ એની સંખ્યા પણ હશે તો પણ એક આંગળીના વેઢા જેટલી તો તાલુકા દીઠ નહિ હોય. તો શું જમણવાર નથી થયા એમ? કોઇ કંઇ ન બોલ્યું ત્યારે એમ થયું કે એ કાયદો છીવતાં મર્યા જેવો છે. ત્યાં તો સરકારે એને વધુ કડક બનાવ્યો. સરકાર એનો આશય ગમે તે માનતી હોય, પ્રજા પાળી શકે તેવો એ વ્યવહારિક નથી. અને છતાં આવાં પગલાં ભરાય છે એ બતાવે છે કે પ્રજાકીય સરકાર હોવા છતાં કાયદા ઘડનાર પ્રજામાં વસતા નથી, પણ કોઇ બીજે – સ્વર્ગ કે સેક્રેટરિયેટમાં – વસે છે!

**આવ રે મેહુલિયા અષાઢના!**

આજે આ નોંધ લખાય છે તે તા. ૧૭મી સુધી વરસાદ આવશે એ હજુ આશા જ રહી છે. ઊંચે આકાશમાં સૌ નજર માંડી રહ્યા છે. વાદળાં આવે છે, વેરાય છે, ધામ થાય છે. આવશે આવશે એમ આશા બંધાય છે, પણ એ આશામાંથી ટીપું પડતું નથી. અન્નની મોંઘવારી, કાળાબજારની સ્થિતિ, નાણાંની અછત, રાજકારણે હૈદ્રાબાદ અને કાશ્મીરનું અચોક્કસ આદિ, નિરાશ્રિતોનો મુશ્કેલ પ્રશ્ન; આમ અનેકવિધ મુશ્કેલીમાં જો વરસાદ ન આવ્યો તો ••• વિચાર કરતાં કંપારી છૂટે છે. આટલી આફતોમાં પરાણે ટકી રહેલી પ્રજા દુકાળનો ફટકો પડે તો કેવી હાલહવાલ થઇ જાય? પરંતુ આશા રાખીએ કે પ્રભુ આપણને એ કપરી કસોટીમાં નહિ મૂકે. વર્ષાને નિર્તવીએ કે — આવ રે મેહુલિયા અષાઢના!

## આફ્રિકામાં 'પાટીદાર'નું લવાજમ ભરવાનાં સ્થળ

(૧) મોમ્બાસા—શ્રી. રણછોડભાઇ એમ. દેસાઇ, જનરલ પોસ્ટ ઑફિસ
(૨) નાઇરોબી—શ્રી. જયંતકુમાર કે. પટેલ, પો. બો. ૬૪૦
(૩) કંપાલા—શ્રી. સોમાભાઇ આર. પટેલ,
C/o એસ. એન્ડ એ. લિ., પો. બો. ૩૨૪
(૪) દારેસલામ—શ્રી. ડાહ્યાભાઇ એમ. પટેલ, કસ્ટમ્સ ઑફિસ
(૫) નકુરૂ—શ્રી. નારણભાઇ એમ. પટેલ,
C/o કોલોનિયલ સ્ટોર્સ, પો. બો. ૧૦૨
(૬) જિંજા—શ્રી. રાવજીભાઇ સી. પટેલ, પો. બો. ૧૪૩
(૭) ટાન્ગા—શ્રી. મહીજીભાઇ કે. પટેલ, પો. બો. ૧૩૨
(૮) કેરીચો—શ્રી. રણછોડભાઇ જી. પટેલ, પો બો. ૪૦
(૯) કિસુમુ—શ્રી. નારણભાઇ બી. પટેલ,
C/o સનસાઇન સ્ટુડિયો, પો. બો. ૧૭૦
(૧૦) મ્બાલે—શ્રી. ધનજીભાઇ એલ. પટેલ પો. બો. ૧૧૧
(૧૧) થીકા—શ્રી. અંબાલાલ એસ. પટેલ, પો બો. ૩૬
(૧૨) મસાકા—શ્રી. ઈશ્વરભાઇ એસ. પટેલ, પો. બો. ૩૩

# પાટીદાર

સ્થાપક: સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

૨૦૦૪ ] ઑગસ્ટ-'૪૮


આપણે આ સપરમા દિનને ઉજવવા જોઈએ એ રીતે ભલે ઉજવીએ, પરંતુ આપણો ઉત્સવ ખોટા આડંબર કે મિથ્યા ભાષણો-ભર્યો ન હોવો જોઈએ. એ આત્મ-નિરીક્ષણ અને આપણા ધ્યેય પ્રત્યેના નવેસરના સમર્પણનો બનેલો હોવો જોઈએ. આપણે શું કર્યું છે એનો ઝાઝો ખ્યાલ ન કરીએ. આપણે કેટલું કરવાનું બાકી રાખ્યું છે તથા કેટલું ખોટું કર્યું છે તે વિચારીએ. આપણી સ્વાધીનતાની આ સંવત્સરી પ્રસંગે આપણે આઝાદ હિંદ અને તેની જનતાને માટેના મહાન કાર્ય પ્રત્યે આપણી જાતને નવેસરથી સમર્પિએ, આપણે એ માટે સુપાત્ર નીવડીએ. જય હિંદ.

( સ્વાતંત્ર્ય દિનના સંદેશામાંથી ) —જવાહરલાલ નેહરુ


તંત્રી

ઈશ્વર પેટલીકર

## આ અંકની સામગ્રી


| | | |
|---|---|---|
| શ્રી | નારાયણ | ૧ |
| શ્યામની મા | સાને ગુરુજી | ૨ |
| સહેલો ગ્રહો | ઈશ્વર પેટલીકર | ૮ |
| અતિ ધન લાલસા | ચિમનભાઈ મ. અમીન | ૧૩ |
| ૧૫ મી ઑગસ્ટ | અરવિંદ પટેલ | ૧૫ |
| મઝાના પ્રસંગો | મહાદેવ દેસાઈ | ૨૧ |
| સમાજવાદી પક્ષ | મણિભાઈ પટેલ | ૨૫ |
| નવાં પુસ્તકો | ... ... | ૩૧ |
| સમાચાર | ... ... | ૩૪ |
| પ્રસંગકથા | ... ... | ૩૫ |



**વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૩ : પરદેશમાં શિલિંગ ૬**

છૂટક નકલ પાંચ આના.

**'પાટીદાર' કાર્યાલય–આણંદ**

+ દર મહિનાની ૨૫મી તારીખે માસિક નિયમિત પ્રગટ થાય છે.

+ અંક ન મળ્યાની ફરિયાદ આખર તારીખ સુધીમાં જણાવી દેવી. તે પહેલાં પોસ્ટમાં તપાસ કરવી.

+ કાર્તક અને વૈશાખ, એમ બે હપ્તે વાર્ષિક ગ્રાહક નોંધાય છે. વચ્ચે ગ્રાહક થનારને શિલક હોય ત્યાં સુધી પાછલા અંક મોકલાય છે.

+ નવા ગ્રાહક થનારને વૈશાખના અંકથી માસિક મળશે. પાછલા અંકો ખલાસ થયા છે.

+ નનામા પત્રો કે લેખ ઉપર ધ્યાન આપવામાં નથી આવતું. ન સ્વીકારાયેલ લેખ પોસ્ટની ટિકિટો બીડી હશે તો જ પરત કરાશે.

મુદ્રક : આશાભાઇ ગોરધનભાઇ પટેલ, ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ, આણંદ
પ્રકાશક : ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ, પાટીદાર કાર્યાલય, આણંદ

કૃપા કરી ઉજાગરો કરવાની સવડ હોય ત્યારેજ આ નવલો વાંચવી શરૂ કરજો— ન અન્યથા!

# ઇન્દ્રજાળ

તમે નવલકથાઓ ઘણી વાંચી હશે. તેમાંની અનેક તમને ઘણી રસાળ અને ખૂબજ મનોરંજક લાગી હશે. પણ આ **ઇન્દ્રજાળ** વાંચ્યા પછીજ તમે આગલી બધીની રસાળતા વિષેનો આંક બાંધો એવી ખાસ ભલામણ છે. આ નવલકથા તમને હિન્દુસ્તાનમાંથી ઉપાડી વાયુવેગે તદ્દન નવાજ વાતાવરણમાં લઈ જશે ને એવાં એવાં અદ્ભુત સ્થાનોમાં ફેરવશે કે તમે ચકિત થઈ જશો. અને જ્યાં સુધી તેને પૂરેપૂરી વાંચો ત્યાં સુધી ચેન નહિ પડે.

કિંમત રૂ. ૩-૦-૦ ટ. ખ. જુદું.

# શકારિ

(વિક્રમાદિત્ય)

વિક્રમ મહાન હતો, પરદુઃખભંજન હતો, પરાક્રમી હતો એવું તો બધા કહે છે પણ તેનો નક્કી ઇતિહાસ કેટલા જાણે છે? તમારાં બાળકો પૂછે તો તેને તમે શો જવાબ દેશો?

આ નવલકથા તમને ૨૦૦૦ વરસ પરનો તે ઇતિહાસ અતિ રસાળ રીતે શીખવી દેશે અને તમારા પરાક્રમી વડવા માટે ગૌરવ લેવાનો ખરેખરો હક પ્રાપ્ત કરાવશે

કિં. રૂ. ૨॥ ટ. ખ. જુદું.

બાળકોને ભેટ આપવા લાયક ગાંડીવનાં રૂપાળાં ઉમરવાર પડીકાંને લગતી યાદી મંગાવો.

ગાંડીવ સાહિત્ય મંદિર: સુરત

# પાટીદાર

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

ભાદરવો સં. ૨૦૦૪ | ઑગસ્ટ-'૪૮ | વર્ષ • ૨૫ અંક • ૧૧

## સ્ત્રી

બ્રહ્માએ સકળ સૃષ્ટિ સર્જ્યા પછી પુરુષ સર્જ્યો. છેવટ એના સાથીદાર તરીકે સ્ત્રી સર્જવાનું છેલ્લું કાર્ય લીધું. પોતે રચેલી સકળ સૃષ્ટિનાં સત્ત્વોનો સ્ત્રીમાં સુયોગ કરવા, પુષ્પોમાંથી સૌંદર્ય લીધું, પક્ષીઓમાંથી સંગીત લીધું, મેઘધનુષ્યમાંથી સપ્તરંગો લીધા, દરિયાની મીઠી લહેરોમાંથી ચુંબન લીધું, ઉછળતાં મોજાંમાંથી હાસ્ય લીધું, ઘેટાંમાંથી નમ્રતા લીધી, શિયાળમાંથી લુચ્ચાઈ લીધી, વાદળાંમાંથી સ્વચ્છંદતા લીધી વરસાદનાં ઝાપટાંમાંથી ચંચળતા લીધી અને બ્રહ્માએ એક કલાપૂર્ણ સ્ત્રી સર્જી પુરુષને સાથીદાર તરીકે આપી.

પુરુષ હરખાતો હરખાતો સ્ત્રી સાથે પૃથ્વી ઉપર ગયો. પરંતુ થોડા જ દિવસમાં એ સ્ત્રીથી કંટાળી ગયો. એને પાછી આપવા બ્રહ્મા પાસે ગયો. કહ્યું : 'હે દેવ, તમારી આ ભેટ પાછી. હું એનાથી તોબા પોકારી ગયો !'

એકલો રહેતાં ય પુરુષ પાછો થોડા વખતમાં કંટાળ્યો. બ્રહ્મા પાસે જઈ વિનંતિ કરી : 'દેવ! મને સ્ત્રી પાછી આપો. હું એના વગર નહિ રહી શકું.'

બ્રહ્મા હવે એને ઓળખી ગયા હતા. આ વખત એમણે વચન લીધું : 'તારે એની સાથે જ રહીને સુખમાં કે દુઃખમાં કાયમ પાનાં પાડવાં પડશે.'

આદિ પુરુષ આ વચન આપી સ્ત્રી પાછી લેઈ આવ્યો તે વચન આજે પણ પુરુષ પાળી સ્ત્રી સાથે પાનાં પાડી રહ્યો છે. વચનને લીધે બ્રહ્માજીને એ સ્ત્રી પાછી આપી આવ્યો નથી એટલું જ, બાકી આદિ પુરુષની જેમ આજે પણ પુરુષને સ્ત્રી સાથે રહેતાં વૈરાગ આવી જાય છે, અને વિયોગમાં જીવન અશક્ય બની જાય છે !

नारायण

# શ્યામની મા

**સાને ગુરુજી**

અનુ.–નટવરલાલ દવે

ગુજરાતમાં પવિત્ર પુરુષ અને મૂગા સેવક તરીકે પૂજ્ય રવિશંકર મહારાજનું જે સ્થાન છે, તેવું મહારાષ્ટ્રમાં શ્રી. સાને ગુરુજીનું સ્થાન છે. વળી એ ઉત્તમ લેખક છે. મહારાષ્ટ્ર એમનાં પુસ્તકો ઉપર ગાંડું છે. 'શ્યામની મા'માં એમણે પોતાની માના અનુભવો આલેખ્યા છે. મરાઠીમાં એ પુસ્તકની આઠ આવૃત્તિ થઇ, ઘેર ઘેર વંચાઇ ગયું છે. શ્રી નટવરલાલ દવેએ એને ગુજરાતીમાં ઉતારી આપણને ઉપકૃત કર્યા છે. મહારાષ્ટ્રની જેમ ગુજરાતીમાં પણ એની અનેક આવૃત્તિઓ થઇ ઘેર ઘેર વંચાય તેવી મહેચ્છા છે. એમાથી ત્રણ પ્રસંગો અહીં ઉતાર્યા છે.



મા સાવિત્રીનું વ્રત કરતી. દરેક વરસે જેઠી પુનેમ આવવાને બે દિવસ પહેલેથી તે ઉપવાસ શરૂ કરતી. લીધેલું વ્રત કદાપિ છોડવાનું નહિ. આ વ્રતમાં વડની પૂજા કરવાનું હોય છે. આકાશને બાથ ભીડીને જોનાર ચિરંજીવ અક્ષય વડની પૂજા કરીને અક્ષય સૌભાગ્ય મેળવવાનું. વડ પ્રમાણે કુળ વધો ને જગતને છાયા આપો, આધાર આપો; વડ ઊંચે ઉપર જઇને જાણે પોતાના શરીરથી દેવના ચરણને સ્પર્શ કરતો હોય, તે પ્રમાણે કુળને પણ સદૈવ ઊંચે જવાની, ઉન્નત બનવાની સદૈવ ઇચ્છા હજો; વડમાંથી અનેક મૂળીઓ ફૂટે છે, તેજ પ્રમાણે કુળનો વિસ્તાર થાય અને કુળને શક્તિ મળે, આ અને આવી સેંકડો ભાવનાઓ વડની પૂજા કરતાં, જાણે કે અજાણે સ્ત્રીઓના જીવનમાં જાગે છે.

વડસાવિત્રી–વ્રતના દિવસ જેમ જેમ પાસે આવતા જતા તેમ તેમ મારી મા ગંભીર બનતી જતી. તે સંબંધીનું એક સ્મરણ કહેનાર છું. અત્યાર સુધી તો આ પ્રસ્તાવના જ હતી. તે વખતે હું આઠ નવ વર્ષનો હોઇશ. સાવિત્રી–વ્રતની શરૂઆત થવાની હતી. મારી મા મંદિયા તાવથી બિમાર હતી. રાતિપો તાવ એની પાછળ જ પડેલો હતો. આ વ્રતમાં ત્રણ દિવસ વડને ૧૦૮ પ્રદક્ષિણા કરવાની હતી. મા જરા ચાલતી ત્યાં તો ચકરી આવતી હતી.

માએ 'શ્યામ' એમ કહીને મને હાંક મારી. હું માની પાસે ગયો અને પૂછ્યું, "શું છે મા? શું કહતું? પગ દબાવું?"

ઘોડા હાંકતા, ધર્મરાજના ઘરની છાંડ ઉપાડતા—કામ કરતા. પ્રદક્ષિણા કરતાં તને શરમ આવે છે એમ? તું નથી જવાનો તો હું જઇશ, જા. આવતાંજતાં શું થશે, હું ચકરી ખાઇને પડીશ. મરીશ તો છૂટીશ અહીંથી; તો ઇશ્વરની પાસે પહોંચીશ. પરંતુ શ્યામ? તમારે માટે જ જીવું છું—" એમ કહીને માએ પોતાની આંખે પાલવ ઢાંક્યો.

માના શબ્દો મારા મનમાં ઊંડા ઊતરી ગયા. મારું હૃદય પીગળ્યું. દ્રવીભૂત બન્યું. "ભગવાનનું કામ કરતાં શરમાઇશ નહિ, પાપ કરવામાં શરમાજે"—મહાન શબ્દો! આજ પણ તે શબ્દો મને સાંભરે છે. આજકાલ આ શબ્દોની કેટલી જરૂર છે? ઇશ્વરના કામની, દેશના કામની, ભારતમાતાના કામની અમને શરમ આવે છે, પરંતુ ખરાબ પુસ્તકો વાંચવાની, ખરાબ સિનેમા જોવાની, તમાકુ સૂંઘવાની, બીડીસિગારેટ પીવાની, સોપારી ખાવાની, ચેનબાજી ઉડાડવાની અમને શરમ આવતી નથી. પુણ્યકર્મ, સત્કર્મ કરવાની શરમ આવે છે અને અસત્કર્મ કરવામાં પ્રૌઢતા અને સંસ્કૃતિ સમાયેલી છે! આ સ્થિતિ તદ્દન ખરાબ છે.

હું માને પગે પડ્યો અને બોલ્યો, "મા, જઇશ હાં. ગમે તે મને હસો, જેને જે કહેવું હોય તે કહો. હુ જઇશ. પુંડલીક માતાપિતાની સેવા કરીને મોટો થયો, દેવને બાંધીને આણતો થયો. તારું કામ કરીને મને તારો અને દેવનો લાડકો થવા દે. નિશાળમાં માસ્તર ચીડાશે, તે મને મારશે તો તેપણ ચાલશે. મા! તને મારા ઉપર ક્રોધ આવ્યો છે? તને ખરાબ લાગ્યું?" મેં દયાપાત્ર થઇને પૂછ્યું.

મા બોલી, "ના બેટા, હું તારા ઉપર શા માટે ચીડાઉં? મને તમારા ઉપર ચીડાતાં આવડતું નથી હાં શ્યામ!"

૨

એક દિવસ હંમેશ પ્રમાણે હું રમીને ઘેર આવ્યો. પહેરણ કાઢ્યું, ચોટલીને તેલની આંગળી લગાડી અને નાવણિયા ઉપર જઇને બેઠો. નાવાને માટે એક મોટો પથરો હતો. નાવાનું પાણી ચિલેડીના ખામણામાં જતું હતું, સંધ્યાકાળનું સ્નાન; એને બહુ પાણી જોઇતું નથી. માએ ઘસીને શરીર ચોળી આપ્યું વધેલા પાણીને હું શરીર ઉપર રેડવા લાગ્યો. પાણી પૂરું થયું અને હું માને બૂમ મારવા લાગ્યો.

"મા! મારું શરીર લૂછી આપ; બધું પાણી થઇ રહ્યું. મને ટાઢ વાય છે. જલદી મારું શરીર લોછી આપ." હું બરાડા પાડવા લાગ્યો. મારા

નાનપણમાં ટૉવેલ, પંચિયાં વગેરે અમારા ગામમાં ખહુ આવ્યાં ન હતાં. ઘરના મોટા પુરુષો ધોતિયાને નીચોવીને તેના વડે જ શરીર લૂછતા. એકાદ જૂનો કકડો છોકરાંનાં શરીર લૂછવાને માટે હોય. સંધ્યાકાળે મા પોતાના સાલ્લાના છેડા વડે ક્યારેક ક્યારેક મારું શરીર લૂછતી.

મા આવી, તેણે મારું શરીર સાલ્લાના છેડા વતી લૂછ્યું અને કહ્યું, "જા દેવનાં ફૂલ ઉતારી નાખ."

મેં કહ્યું, "મારાં તળિયાં ભીનાં છે; એને માટી ચોંટશે, મારાં તળિયાં લૂછી નાખ."

"તળિયાં ભીનાં છે તેથી શું થયું ? શાના વડે લૂછું ?" માએ કહ્યું.

"તારો છેડો નાવણિયા ઉપર પાથર, એની ઉપર હું પગ મૂકીશ. તેના ઉપર પગ લૂછી નાખીશ અને પછી કૂદકો મારીશ. મને ભીના પગે માટી ચોંટે એ નથી ગમતું. પાથરને તારો છેડો." હું હઠ પકડીને બોલ્યો.

"તું તો તદ્દન હઠીલો છે, શ્યામ. એકેક મૂર્ખાઈ ક્યાંથી શીખી લાવે છે, કોને ખબર ? હાં, લે પગ મૂક." માએ પોતાનો છેડો નાવણિયા ઉપર પાથર્યો. મેં મારા પગ તેની ઉપર મૂક્યા, બરાબર ચોખ્ખા કર્યા અને કૂદકો માર્યો. માનો સાલ્લો ભીનો થયો, તેની મને પરવા ન હતી. તેને થોડો જ તે તે વખતે બદલવાનો હતો ? પણ બાળકના પગને માટી ચોંટે નહિ, તેની હોંશ પૂરી કરવા એટલા માટે તેણે પોતાનો સાલ્લો ભીનો કર્યો. તે બાળક માટે શું ન કરે, શું કષ્ટ સહન ન કરે, શું ન આપે ?

હું ઘરમાં ગયો ને દેવનાં ફૂલ ઉતારવા લાગ્યો મા આરતી લઈને આવી ને બોલી, "શ્યામ ! પગને માટી લાગે નહિ એટલા માટે ચીવટ રાખું છું તે જ પ્રમાણે મનને મેલ ન લાગે તેટલા માટે ચીવટ રાખજે. દેવને પ્રાર્થના કર કે શુદ્ધ બુદ્ધિ આપે."

૩

એક જમણવારમાંથી જમીને હું ઘેર આવ્યો. માએ પૂછ્યું, "શું જમવાનું હતું ? શાક શાનું હતું ?" મેં બધી હકીકત કહી. માએ પૂછ્યું, "શ્લોક બોલ્યો કે નહિ ?"

હવે જવાબ શો આપવો ? એક જૂઠું એટલે બીજું જૂઠું. એક ખોટું પગલું માંડ્યું તો તેને ઢાંકવાને બીજું ખોટું પગલું માંડવું પડે છે. પાપ પાપને વધારે છે, દઢમૂળ બનાવે છે. માને મેં ખોટું જ કહ્યું, "શ્લોક બોલ્યો."

માએ ફરીથી પૂછ્યું, "કયો બોલ્યો ? અને જે બોલ્યો તે બધાંને ગમ્યો કે ?"

ફરીથી મેં જૂઠું કહ્યું, "'नेत्रीं दोन हिरे प्रकाश प्रसरे'"

હું માને આમ સાચું ખોટું કહેતો હતો, એટલામાં પાડોશનાં છોકરાં આવ્યાં. એકબીજાની ખોડ બતાવવી, એકબીજાની ઊણપ જોવી, એકબીજાને માર ખવડાવવો આવો છોકરાંઓનો સ્વભાવ હોય છે. પાડોશનો કિશન, બલુ, વાસુ વગેરે આવ્યા અને માને કહ્યું, "યશોદા કાકી! તમારો શ્યામ આજ શ્લોક ન બોલ્યો. બધા તેને, બોલ બોલ એમ કહેતા હતા; પણ એ બોલ્યો જ નહિ."

"શ્યામે જ મને શીખવેલો 'ભરી ગગનતાટે શુદ્ધ નક્ષત્રરત્નો...' એ હું બોલ્યો અને મને શાબાશી મળી." એમ વાસુએ કહ્યું.

ગોવિંદ બોલ્યો, "'असा येतां देखें रथ निकट तो श्यामल हरि...' આ હું બોલ્યો અને નરસૂકાકાએ મને શાબાશી આપી."

માએ મને કહ્યું, "શ્યામ! મને છેતરી જૂઠું બોલ્યો. શ્લોક બોલ્યો એમ મને કહ્યું."

વાસુ બોલ્યો, "શ્યામ ક્યારે બોલ્યો?".

બલુએ કહ્યું, "અરે તે મનમાં બોલ્યો હશે, તે આપણાથી શી રીતે સંભળાય?"

કિસન બોલ્યો, "પણ ભગવાને તો સાંભળ્યો હશે." છોકરાંઓ મારી મશ્કરી કરીને જતાં રહ્યાં. છોકરાં એટલે ગામમાં ન્યાયાધીશ જ હોય છે. કોઈનું કંઈ છુપાવા દેવાનાં જ નહિ. ગામમાં બધાનાં છિદ્રોને ચૉરા ઉપર આણનારાં વર્તમાનપત્રો જ જોઈ લો.

માએ મને કહ્યું, "શ્યામ, તું શ્લોક ન બોલ્યો એ એક ભૂલ, અને જૂઠું બોલ્યો એ પાછી ખૂબ ભયંકર ભૂલ. દેવને પગે પડ અને કહે કે હું આવું જૂઠું ફરીથી બોલીશ નહિ." હું તો મૂંગો બનીને ઊભો રહ્યો. માએ ફરીથી કહ્યું, "જા દેવને પગે લાગ. નહિ તો એમને ઘેર આવવા દે, એમને કહીશ; પછી માર પડશે; બોલ સાંભળવા પડશે." હું ત્યાંથી હાલ્યો નહિ. મને લાગ્યું કે મા પિતાજીને કહેનાર નથી. તે ભૂલી જશે, આજનો તેનો ક્રોધ કાલે ઓછો થઈ જશે. માએ ફરીથી કહ્યું, "સાંભળતો નથી ને? ઠીક, હું હવે નથી બોલવાની."

પિતાજી રાત્રે પરગામથી આવ્યા હતા. રોજની માફક તે પરોઢિયે ઉઠાડવા આવ્યા. તેમણે ભૂપાળી કહી અને અમે બોલ્યા. પિતાએ મને પૂછ્યું, "કાલે કયો શ્લોક બોલ્યો હતો?"

મા વલોણું કરતી હતી. તેનો પડછાયો ભીંત ઉપર નાચતો હતો. ઊભા

રહીને છાશ કરવી પડતી. મોટી ગોળી હતી. એનું મોટું પણ મોટું હતું. માએ વલોવવાનું એકદમ બંધ કર્યું અને તે બોલી, "શ્યામ કાલે શ્લોક બોલ્યો નહિ અને આવીને મને માન ખોટું જ કહ્યું કે બોલ્યો. પાડોશીનાં છોકરાંએ બધી ખરી વાત કહી. હું તેને કહેતી હતી કે દેવને પગે લાગ અને ફરીથી જૂઠું બોલીશ નહિ, એમ કહે. પરંતુ કેટલું ય કહ્યું તો પણ સાંભળ્યું જ નહિ."

પિતાજીએ સાંભળ્યું અને રીસમાં બોલ્યા, "એમ કર્યું કે? ઊઠ, ઊભો થાય છે કે નહિ? પેલી ભીંત આગળ ઊભો રહે. શ્લોક બોલ્યો'તો કે કાલે?

પિતાજીનો ક્રોધ જોઈને હું ગભરાયો. હું રડતો રડતો બોલ્યો, "નથી બોલ્યો."

"ત્યારે જૂઠું કેમ બોલ્યો? સો વખત તને કહ્યું કે જૂઠું ના બોલીશ."

પિતાજીનો ક્રોધ અને અવાજ વધતા જતા હતા. હું ધ્રૂજતો ધ્રૂજતો બોલ્યો, "હવે હું ફરીથી જૂઠું નહિ બોલું."

"અને એ દેવને પગે પડવાનું કહેતી હતી તે સાંભળ્યું નહિ, બાબાપનું કહ્યું સાંભળવું એ તને ખબર નથી એમ જણાય છે, ફાટી ગયો લાગે છે?" પિતાજી હવે ઊઠીને મને મારશે એમ લાગ્યું.

હું રડતો રડતો મા પાસે ગયો અને માના પગ ઉપર માથું મૂક્યું. મારાં ઊનાં ઊનાં આંસુ તેના પગ ઉપર પડ્યાં. "મા! મારી ભૂલ થઈ, મને માફ કર." એમ મેં કહ્યું.

માથી બોલાય નહિ. તે વાત્સલ્યની મૂર્તિ હતી. ઓગળી ગયેલા દેહ પ્રમાણે મારી સ્થિતિ થયેલી જોઈને તેને ખરાબ લાગ્યું. પણ પોતાની ભાવના છુપાવીને તે બોલી, "દેવને પગે લાગ. ફરીથી જૂઠું બોલવાની બુદ્ધિ આપશો નહિ એવી તેમને પ્રાર્થના કર."



આ પુસ્તક વિષે શ્રી સાને ગુરુજી પોતે પ્રસ્તાવનામાં લખે છે—'શ્યામની મા,' એ પુસ્તક પવિત્ર છે એમ હું વિનયપૂર્વક કહી શકું છું. હૃદયનો બધો પ્રેમ અહીં ઠાલવેલો છે. આ વાત લખતાં સેંકડો વખત મારી આંખો આંસુથી ભરેલી બનેલી હતી. મારા હૃદયમાં માતાને માટે જેવો પ્રેમ, ભક્તિ ને કૃતજ્ઞતાની અપાર ભાવના આ પુસ્તક વાંચીને જો વાચકોના હૃદયમાં ઉત્પન્ન થશે તો આ પુસ્તક કૃતાર્થ થયું એમ કહેવાશે.

---

શ્યામની મા : લેખક–સાને ગુરુજી, અનુ.–નટવરલાલ દવે, પ્રકાશક–ચિત્રશાળા પ્રેસ, પૂના–૨, રૂ. ૨॥.

# સહેલો રસ્તો

ઇશ્વર પેટલીકર

લગ્નની લેવડદેવડના વિષય અંગે અહીં આપણે બે પ્રશ્ન વિચારીશું. આ લેવડદેવડ બંધ થશે? અને એ કરવાનો સહેલો રસ્તો કયો?

પહેલો સવાલ જો નકારમાં હોય તો પછી બીજો સવાલ વિચારવાનો રહેતો નથી. અને આપોઆપ બે પ્રશ્નમાંથી એક જ પ્રશ્ન વિચારવાનો રહે. પરંતુ મનુષ્યમાં જેને અખૂટ શ્રદ્ધા છે એવો કોઇ પણ વિચારક કે અદનો માણસ સમાજમાં ચાલી રહેલી કોઇ અનિષ્ટ પ્રથા નાબૂદ નહિ થાય એમ કદી કહી શકે નહિ. મનુષ્ય ઉપર અખૂટ શ્રદ્ધા મૂકવામાં અંધ શ્રદ્ધા જેવું પણ નથી. એ શ્રદ્ધા રાખવા માટે પૂરતાં કારણો છે. ભૂતકાળમાં જે અનિષ્ટ પ્રથા ગણાતી તે સમયના વહેણ સાથે મનુષ્ય નાબૂદ કરતો આગળ વધ્યો છે, એ આપણને શ્રદ્ધા મૂકવા પ્રેરે છે.

મનુષ્ય જેવા મનુષ્યને ગુલામ તરીકે વેચવાનો વેપાર ચાલતો, એનો વિચાર કરતાં લગ્ન અંગેની લેવડદેવડ કંઇ વિસાતમાં નથી. સ્ત્રી જેવી સ્ત્રીને પતિ મરી જતાં જીવતી સળગાવીને બાળી દેવામાં આવતી! આવા બીજા દાખલા ગણાવવા હોય તો ગણાવી શકાય તેવા ઘણા મળે. મતલબ કે, મનુષ્ય કોઇ કાળે એવો તો નથી જ રહ્યો કે એણે અનિષ્ટ પ્રથાને વહેલી મોડી ન છોડી હોય.

અહીં કોઈ એક પ્રશ્ન એમ કરશે કે, તમે આખા જગતના મનુષ્ય સમાજના દાખલા લ્યો છો, અને વિષય છે પાટીદાર સમાજને લગતો. પાટીદારિયા માનસ જ સાવ એવું છે કે, બીજા બધા સુધરશે પણ એ નહિ સુધરે! આવી જાતના પ્રશ્નો સામાન્ય ચર્ચામાં ઘણાંને કરતા મેં સાંભળ્યા છે એટલે એ અહીં મૂક્યા છે. સાચી રીતે, મનુષ્ય સ્વભાવ જગતમાં એક જ છે. એમાં દેશ જેવા પણ વિભાગ કૃત્રિમ છે. પછી પાટિદારિયો સ્વભાવ-માનસ-એમ વિચારવું એ, વિચારસરણીની ગેરરીત છે. મનુષ્ય સ્વભાવમાં જ્યાં દેશદેશના ભેદ નથી, તો પાટીદારિયા, બ્રાહ્મણિયા, હરિજનિયા, એવા કોમ કોમના જુદા સ્વભાવ સંભવે જ નહિ. આ થઇ મૂળભૂત વાત.

હવે એવા જે જુદા જુદા સ્વભાવ આપણને વર્તુળમાં દેખાય છે; તે વાસ્તવિક ભૂમિકાનો વિચાર કરીએ. માણસ એ સામાજિક પ્રાણી છે, એટલે સ્વાભાવિક રીતે એ જે સમાજમાં રહેતો હોય તેવો ઘડાય છે. તેથી મૂળભૂત એ એક જ

પ્રકૃતિનો હોવા છતાં, જુદા જુદા સમાજમાં વસવાટને લીધે એનું ઘડતર—માનસ—જુદું ઘડાય છે. અને તેથી આપણને હિંદી, અંગ્રેજ, અમેરિકન, જાપાની, ચીની, આરબ, વગેરેમાં ભિન્નતા દેખાય છે. એ જ રીતે બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર, હરિજનમાં ભેદ દેખાય છે.

એટલે તત્વતઃ આપણને જે પાટીદારિયા ગુણ ન બદલાય તેવો લાગે છે, તે વાસ્તવમાં સમગ્ર મનુષ્ય સમાજથી જુદો પડતો કોઈ વિશિષ્ટ ગુણ નથી, પરંતુ સમાજના અમુક વર્ગમાં રહેણીકરણી હોવાથી ઘડાયેલો ગુણ છે. અને એ ગુણ હવે પોતાના સમાજમાંથી રહેણાંક દરેકનાં અલગ થવાથી છિન્નભિન્ન થઇ રહ્યો છે.

પાટીદાર એટલે ખેડૂત, જાડું ખાતું, એક ઘા અને બે કટકા, ખડતલ, ભોળા, ઉદાર, આવા આવા કંઇક વિશિષ્ટ ગુણો એના માટે હતા. છતાં આજે, આપણે જોઇએ છીએ કે પાટીદાર દરેક ક્ષેત્રમાં પોતાની શક્તિ સાબિત કરી શક્યો છે, ધંધા અને કેળવણીને લીધે જાડા ખાતાની જગાએ સુઘડતા, શિષ્ટતા આવી છે, એક ઘા અને બે કટકાની જગાએ વાણિયાની નમ્રતા પણ દેખાય છે, ખડતલને બદલે નાજુકતા ય આવી છે, ઉદારતાની જગાએ ગણતરીબાજી પણ આવી છે!

એટલે પાટીદારિયા કોઇ વિશેષ ગુણ અમુક સમાજમાં કુદરતી અને કાયમ છે, એ માનવું ભૂલ ભરેલું છે. અને પરિસ્થિતિ બદલાતાં પાટીદાર એના અનિષ્ટ રિવાજમાંથી નહિ છૂટે એમ એના ઉપર અશ્રદ્ધા રાખવી, એ ખોટી ગણતરી છે. કહેવાનું કે લેવડદેવડની પ્રથા જશે જ.

હવે બીજા પ્રશ્ન ઉપર આવીએ. એ પ્રથા બંધ કરવાનો સહેલો રસ્તો કયો?

સહેલો રસ્તો તો એ કે, વરગાક્ષ પાત્ર બન્યો છે તે વૈષ્ણવ બની જાય! કોઇ કન્યાનો બાપ પરાણે ભક્ષ બની મોંમાં આવીને પડે તો ય એ ભક્ષક ન બનતાં અહિંસક બની, એની હિંસા કરવાનો ઇન્કાર કરે!

આ સહેલો રસ્તો ગઈ પેઢીએ અજમાવ્યો. ગઇ પચ્ચીસીના સુધારકોએ દિલ દ્રવી જાય તેવાં પરણાવની અનિષ્ટ પ્રથા ઉપર ભાષણો કર્યાં, લેખો લખ્યા, ઠરાવો કર્યા, પ્રચાર કર્યો, અને બન્યું હશે તો વિરોધી સામનો પણ કર્યો. પરિણામે, લોકોને એટલું વસી ગયું કે એ લેવડદેવડ ખરાબ છે, કંઇક સમજુઓએ સ્વેચ્છાએ એનો ત્યાગ પણ કર્યો, પરંતુ બીજી બાજુથી એ આખો સમુદ્ર એટલો જ ખારો રહ્યો — ઊલટ દિવસે દિવસે ખારાશ વધતી જાય છે. લગ્નની લેવડદેવડની રકમ, અને બીજી ધામધૂમનું ખર્ચ વધીને આસમાને ગયાનું આપણે નજરોનજર જોઇએ છીએ!

એનું કારણ? આપણી બદલાયેલી પરિસ્થિતિ.

પચ્ચીસ વર્ષ પહેલાંનો વિચાર કરીએ તો બધા ભાઈઓની આર્થિક સ્થિતિમાં આસમાનની – આજે દેખાતી અસમાનતા ન હતી. કોઈના ઘરમાં પાંચ મણ કોદરા વધારે હશે એટલું જ. ભાઉ સાહેબ, તાતા સાહેબ જેવાંની જુદી પડતી હવેલીઓ ગણી ગાંઠી હતી. એ પેઢીમાં અસમાનતા એક વિષયમાં હતી. આર્થિક સ્થિતિએ ઝાઝો ફેર ન હોવા છતાં કુળવાન અકુળવાનના ભેદ હતા. એ સામાજિક અસમાનતાએ આ પેઢીમાં લેવડદેવડના ભાવ વધારી દીધા. કારણ કે, ધંધાનાં ક્ષેત્ર સર્વને માટે ખુલ્લાં થયાં એટલે ગામેગામથી કંઈક માણસો ભણીગણીને, સાહસ કરીને, પરદેશ વેઠીને, કાળાં બજાર કરીને કમાયા. એમણે પોતાની સામાજિક સ્થિતિ ઊંચી લાવવા, મોટે ઘેર કન્યા આપવા હરીફાઈ આદરી. પૈસો તો હતો, પછી એ શું કામ મોટા થવા પ્રયત્ન ન કરે?

માણસમાં ઊંચે જવાની સ્વાભાવિક વૃત્તિ હોય છે. એ માટે એને અનુકૂળતા મળે એટલે પછી શી રીતે ઝાલ્યો રહે? એટલે જે લોકો જ્ઞાતિમાં સામાજિક દરજ્જે નીચા ગણાતા હતા તેમણે મેળવેલા પૈસાનો લેવડદેવડ વધારવામાં સદુપયોગ કર્યો!

આ સિવાય બીજો એક પક્ષ છે. એ કુળવાન છે, એને કંઈ એવું ખરચ મોટા થવા કરવાની જરૂર પણ નથી, છતાં એ રાજીખુશીથી મોટી લેવડદેવડ કરે છે. આ ઉનાળામાં જ, એવા એક લગ્નમાં કન્યાપક્ષે ૧૫૦ તોલા જણસો સ્વેચ્છાએ દીકરીને આપ્યાનો પ્રસંગ બન્યો છે. એવી જ રીતે બીજું ખર્ચ થયું છે. એ માનસના લોકો એમ કહે છે કે, અમારી પાસે પૈસો છે, અમે રોજ રહીએ છીએ પણ વૈભવમાં, અમારી બહેનદીકરીઓને આડે દહાડે પણ કોઈ ચીજની મનાઈ નથી, તો પછી અમારે ઘેર લગ્ન હોય તો અમે અમારી રહેણી પ્રમાણે ઠાઠમાઠથી કેમ લગ્ન ન ઉજવીએ? શું કરવા દીકરીને આપતાં પાછા પડીએ?

એમને કહીએ છીએ કે, તમારા પિત્રાઈનો તો વિચાર કરો. તમને મળે છે માટે આપો છો, પણ એથી તમારા પિત્રાઈને મળતું નથી, છતાં તણાઈને કરવું પડે છે.

એ કહે છે, પિત્રાઈ અમારો વાદ ખાલી શું કરવા કરે છે? રોજનો જીવનમાં એ અમારો વાદ નથી કરતો પછી લગ્નમાં વાદ કરવાનું શું કારણ છે? ગામમાં અમારા જેવો બંગલો એને છે? અમારા જેવાં છોકરાં એને

ભણેલાં-ગણેલાં-દેખાવડાં અને ધંધે વળગેલાં છે? અમારા જેવાં એને મુંબઈ-અમદાવાદ કે આફ્રિકામાં ધંધો છે? આવક છે? જો આ બધામાં એ અમારો સમોવડિયો નથી, તો એણે લગ્નમાં સમોવડિયો થવા માટે, લાંબા જોડે ટૂંકો જાય મરે નહિ અને માંદો થાય, એવો ધંધો શા માટે કરવો જોઈએ? અમને અમારા ધોરણથી નીચે ઉતરવાની અવળી વાત કરો છો, એને બદલે એને એના ધોરણથી ઊંચે ન ચડવાની, સીધી વાત કરો ને!

આપણે સામી દલીલ કરીએ છીએ કે, જો પ્રભુએ તમને પૈસા આપ્યા તો ખોટા ખર્ચ કર્યા કરતાં એનો સદુપયોગ થાય તેવા કોઈ જાહેર કાર્યમાં વાપરો તો કેવું સારું?

તો એ જવાબ આપે છે, આવો બોધ આપનારા પહેલાં પૈસા કમાય અને પછી વાત કરે તો સારું. શું પરદેશ વેઠી, વાંદરાંનું મૂતર પી; કેડે કાંકરા મૂકી અમે પરસેવો પાડતા હોઈશું તે એમ લોકોને આપી દેવા! તો પછી છાનામાના ઘેર નિરાંતે બેસી ન રહીએ! અમે સુખી થઈએ, અમારાં છોકરાં સુખી થાય, સમાજમાં આબરૂ મળી શકે, એ માટે પૈસો કમાઈએ છીએ. પછી એ પૈસો અમે લગ્ન જેવા પ્રસંગે હોય છતાં ન વાપરીએ અને ધર્માદા આપીએ, એવી મૃગજળ સમાન આશા સુધારકો રાખે છે એ જ એમની ભૂલ છે! બાકી, આબરૂ મળે એવી રીતે ધર્માદા પણ અમે નથી કરતા એવું ક્યાં છે?

આ જવાબો આપનારને આપણે તરત કહેવું હશે તો, નફ્ફટ કહી શકીશું, પિતાઈઓ માટે લાગણીહીન થઈ ગયા છે એમ કહી શકીશું. પણ એમ કહેવાથી ભલે આપણને સંતોષ વળે, પણ જે પ્રશ્ન ઉકેલવા માગીએ છીએ તે નહિ ઉકલે. એ પ્રશ્ન ઉકેલવો હશે તો પૈસાદારોનું ઉપર જે માનસ રજૂ કર્યું છે તે સમજીને ચાલવું પડશે. વાઘ સાથે કામ લેવું હોય તો એ વૈષ્ણવ બનશે એવી આશા રાખી ગાફેલ રહેવું એ મૂર્ખાઈ છે, પણ એ હિંસક પ્રાણી છે, ઝપાટામાં આવી ગયા તો એક જ પંજે પૂરા કરી નાખે, એ એની શક્તિ સ્વીકારીને ચાલવું જોઈએ. એ જ રીતે, પૈસાદારો પોતાની મોટાઈ પોષવાનું ભૂલી સાધુવૃત્તિ સેવે એવી રીતે આશા રાખી લેવડદેવડની પ્રથા બંધ કરવા રસ્તો શોધવો એ સહેલો હશે, પણ સફળતા ભાગ્યે જ નહિ લેઈ જાય. મનુષ્ય સ્વભાવને પારખી, માણસ પાસે પૈસા આવે એટલે અહમ્ પોષવાની એની વાઘવૃત્તિને સ્વીકારી લેઈને જ આપણે ચાલવું જોઈએ. ફક્ત આપણે

એમાંથી જે રસ્તો કાઢવાનો તે એ વાઘવૃત્તિનો ભોગ સમાજ કેમ ન થાય તે, નહિ કે વાઘમાંથી એ હિંસાવૃત્તિ કાઢવાનો.

આપણે અત્યાર સુધી જોયું કે, ખર્ચ ન કરવાની શિખામણ છેલ્લાં પચ્ચીસ વર્ષમાં અરણ્યરુદન સમાન નીવડી છે. અને એ શિખામણ પાછળ આપણી પાસે એક જ દલીલ મુખ્ય છે — મળે એ કરે એમાં વાંધો એ છે કે એથી પિત્રાઈઓને તણાવું પડે છે.

પરંતુ એ પિત્રાઈઓની લાગણી આજ સુધી કોઈએ બતાવવાની દરકાર કરી નથી. અને તેમાં મુખ્ય કારણ એ છે કે, આજે પિત્રાઈ ભલે રહ્યા હોય, પણ પિત્રાઈ પ્રત્યેની લાગણી નથી રહી. એનું કારણ એ છે કે, માણસના બહારના વસવાટથી એને વતનના ભાઈપિત્રાઈ સાથે રોજનો કોઈ સંબંધ નથી. પરિણામ એ આવ્યું કે, બહાર વસનારના સ્નેહીઓ અને પિત્રાઈઓ, એમ બે જુદા વર્ગ પડી ગયા. પહેલાં વતનમાં રહેનાર માટે પિત્રાઈ એ જ મોટે ભાગે સ્નેહી હોતા, અને એથી એને સ્વાભાવિક પિત્રાઈ પ્રત્યે લાગણી રહેતી. બહારના વસવાટને લીધે કુદરતી લાગણી મનુષ્યમાં જે છે તે પેલા સાથેના સ્નેહીઓ પ્રત્યે આજે જોવામાં આવે છે, દૂર પડેલા પિત્રાઈઓ સાથે ફક્ત એક લગ્ન જેવા પ્રસંગે જમવાજમાડવાનો તાંતણો રહ્યો છે. એ છિર્ણ થયેલા તાંતણામાં પિત્રાઈઓ પ્રત્યે લાગણી જન્મે અને એથી પૈસા મેળવેલ પરદેશી પૈસાદાર ઓછું ખર્ચ કરે એવી કોઈ શકિત નથી. અને એ શકિત આવે તેવો એ તાંતણો ભવિષ્યમાં મજબૂત બને તેવી કોઈ શક્યતા તૂટતા જતા સમાજજીવનને નીરખતાં દેખાતી નથી.

જો પૈસાદાર કન્યાપક્ષ પૈસા ન ખર્ચવાની વાત નથી સ્વીકારતો, તો પછી વરપક્ષ પૈસા ન લે એવી આશા તો રાખવાની જ ક્યાં રહી? મફતનું મળતું હોય તો કોઈ જતું ન કરે એ તો મનુષ્ય સ્વભાવ છે.

એટલે લેવડદેવડ બંધ કરવાનો સહેલો રસ્તો—પૈસાદારો પિત્રાઈને લીધે ખર્ચ ન કરે, વરપક્ષ વૈષ્ણવ બને—પડતો મૂકી દેવો જોઈએ. મતલબ કે, એની ઉપર મોટી મદાર બાંધ્યે નહિ પાલવે.

તો પછી કયો રસ્તો લેવો તે પ્રશ્ન આવીને ઊભો રહે છે. જવાબ એ છે કે, સહેલો રસ્તો નહિ, પણ અસરકારક રસ્તો લેવાવો જોઈએ. અસરકારક રસ્તો કયો તે હવે પછી.

❀

# અતિ ધન લાલસા

મિમનભાઈ મૃ. અમીન

આપણો દેશ સ્વતંત્ર થયો છે. જે સ્વતંત્રતા માટે દેશનાં લાખો જુવાન સ્ત્રીપુરુષોએ પોતાનાં જીવનનો ભોગ આપ્યો છે. તે સ્વતંત્રતા આપણને આજે પ્રાપ્ત થઈ છે. આ સિદ્ધિ માટે લોકો પાસે ભોગ માગતાં પૂજ્ય મહાત્માજી અને બીજા નેતાઓ આપણને કહેતા હતા કે હિંદ સ્વતંત્ર થશે ત્યારે તેની પ્રજાની ગરીબાઈ અને બેકારી નષ્ટ થશે. નાનામોટા સૌ સુખી હશે. પરંતુ સ્વતંત્રતા મળ્યે લગભગ એક વર્ષ થયા છતાં આપણે સુખી નથી થયા વધુ દુઃખી થયા છીએ. આ જોઈ કેટલાક લોકો પરદેશી રાજસત્તા સારી હતી એમ કહેતા સંભળાય છે.

પરંતુ આ વાત ખરેખર નથી. દેશ સ્વતંત્ર થયો એનો અર્થ એ કે આપણા દેશનું ભાવિ ઘડવાની આપણને સંપૂર્ણ સત્તા મળી. પરંતુ એ સત્તાનો ઉપયોગ યોગ્ય રીતે ન થઈ શકે તો પ્રજા સબળ થવાને બદલે નિર્બળ જ બને. એટલા માટે જ પૂજ્ય મહાત્માજી સ્વતંત્રતા મેળવવાના સંગ્રામ માટે પણ નીતિ અને ન્યાયનાં ઉચ્ચ ધોરણો પકડી રાખવાનો ખૂબ આગ્રહ રાખતા. અને શાન્તિથી આપણે વિચારશું તો આજે દેખાતાં આપણાં દુઃખ મળેલી સ્વતંત્રતાને લીધે નથી પરંતુ એ સ્વતંત્રતાનો ઉપયોગ સમગ્ર દેશના હિતની દષ્ટિએ થાય તેવી પ્રવૃત્તિઓ તરફ આપણી બેદરકારી અને વ્યક્તિગત લાભ–મોજશોખ–વૈભવ વગેરે ભોગવવાની લાલસાઓ પૂરી કરવા માટે જ થાય છે. એને લીધે જ આપણી આ મહાન સિદ્ધિ પણ આપણને અકારી થઈ પડી છે.

દાખલા તરીકે આજે દરેકની સૌથી મોટી આકાંક્ષા ધનવાન થવાની છે. ગમે તે રસ્તે ધન કમાવું એ જ જીવનનું ધ્યેય મોટા વર્ગના માણસોનું થઈ પડ્યું છે. અને ધનવાન થવા જેની પાસે પૈસા છે તે ધનનો ઉપયોગ કરી કાળાં બજાર કરી–લાંચરૂશ્વત આપી વધુ ને વધુ ધન પેદા કરવા મથી રહ્યા છે. જેની પાસે ઓછું ધન છે તે જુગાર, લૂંટ વગેરે રસ્તે ધન મેળવવા યત્ન કરી રહ્યા છે. પરિણામે પ્રામાણિકપણે જેને જીવનનિર્વાહ માટે કમાઈને જીવવું છે તેને જીવવાનું અતિ મુશ્કેલ બની ગયું છે. અને જીવનમાં સત્ય, ન્યાય, પ્રામાણિકતા વગેરે સિદ્ધાન્તો રાખવામાં જ સુખ છે એવી માન્યતામાંથી ઘણા ડગી જતા જોવામાં આવે છે.

આપણા સામાજિક ક્ષેત્રમાં જોઇશું તો પણ સામાજિક પ્રસંગોએ જે મોટા ખર્ચ કરે તેને જ મોભો અને આબરૂ મળે છે. પરિણામે દરેકને ગમે તે રીતે ધન કમાવું અને લોકોની વાહવાહ કહેવડાવવા સારા પ્રમાણમાં ભપકાભેર ખર્ચવું એ જ મોટા વર્ગના માણસોનું જીવનધ્યેય બની રહ્યું છે. આને લીધે પ્રજાનાં સંસ્કાર અને ચારિત્રનાં ધોરણ હલકાં પડતાં જાય છે. પરંતુ આજે તો દરેકને પોતપોતાની જ પડી છે.

દેશમાં આજે ચાલતા વહેપાર, ઉજવાતા સામાજિક પ્રસંગો અને રોજિંદા જીવનનો ઊંડો અભ્યાસ કરતાં આપણને એમ જ લાગે છે કે પ્રજાનું અધઃપતન કરનાર સમાજમાં ચાલતી અનેક પ્રવૃત્તિઓના મૂળમાં લોકોની ધન લાલસા અને અમુક સ્થળે એકઠો થતો વધુ પડતો પૈસો એ જ મુખ્ય કારણું છે.

મહાત્મા ગાંધીજીના દેશમાં આ સ્થિતિ ઝાઝો વખત ચાલશે નહિ. ગાંધીજીના સાથીદારો હતા તેવા દેશનેતાઓ આજે બીજા અગત્યના પ્રશ્નોમાં પરોવાઇ ગયા છે. પરંતુ તેમાંથી છૂટા થયે દેશને ખાડામાં લઈ જતા આ ધનલોભી માણસોની પ્રવૃત્તિઓ અટકાવવા જાત જાતની પ્રવૃત્તિઓ આદરશે જ. પરંતુ એમ લાગે છે કે ધનિક વર્ગ એ પ્રવૃત્તિઓ નિષ્ફળ બનાવવા જ પ્રયત્ન કરશે. પૈસાની ગરમી–અભિમાન–એવું છે કે પૈસાવાળાને કોઈની પડી નથી. કોઇ પૈસાદાર ભાઇ પોતાના ભાઈની સ્થિતિને માફક આવે તેવી રીતે સામાજિક પ્રસંગ ઉજવતો નથી. બહુ જ થોડા પૈસાદાર ભાઇઓ દેશના ગરીબોનો વિચાર કરી વહેપાર કે વર્તન કરે છે. એટલું જ નહિ પરંતુ આજે તો પૈસાપાત્ર વર્ગમાં જુગાર અને દારૂની ફેશન થતી જાય છે. સરકારના કાયદા કે નેતાઓના બોધને વેદિયાવેડા ગણવામાં આવે છે!

પૈસાદાર વર્ગે એક વાત વિચારી લેવી જોઇશે. તેમણે પ્રજાની ઉન્નતિ થાય તે રીતે જીવવું જ પડશે. પોતાના ધનનો ઉપયોગ પ્રજાના હિત માટે કરવો એમાંજ ડહાપણ અને લાંબો વખત ધનવાન રહેવાની શક્યતા છે એ વાત સમજવી પડશે. ગાંધીજીના શબ્દોમાં પૈસાનો ઉપયોગ–ટ્રસ્ટી તરીકે–કરવાનું શીખવું પડશે. ગાંધીજીનો રસ્તો નહિ લેવાય તો પ્રજા હિંસાને રસ્તે તેમનું ધન છીનવી લેશે. પ્રજાને સારે રસ્તે દોરવાનું કામ નેતાઓ કરી રહ્યા છે. ધનિકોએ નેતાઓને સહકાર આપી ધનનો સદુપયોગ કરતાં શીખવું પડશે. એમ નહિ થાય તો આ દેશમાં આંતરિક ક્રાન્તિ અનિવાર્ય બનશે. પ્રજામાં ફેલાની જતી ધન લાલસા સમજપૂર્વક સારા રસ્તા લેશે કે દેશમાં લોહીલુહાણ ક્રાન્તિનું મોજું લાવશે તે તો ભગવાન જાણે. ધનિકો કંઇક વિચારશો!

# ૧૫મી ઑગસ્ટ

અરવિંદ પટેલ

ગાંધીવાદીઓ ભેગા થઈને આઝાદી દિન કેમ ઉજવવો તેનો વિચાર કરે છે.

ખંડુભાઈ—આપણે અખંડ સમૂહ કાંતણ રાખીએ તો કેમ?

મોતીભાઈ—કેટલા કલાક રાખીશું?

ખંડુભાઈ—ચૌદમીની રાત્રે બાર પૂરા થાય, કે શરૂ કરીએ તે પંદરમી રાત્રે બાર પૂરા થાય, તેટલા ચોવીસ કલાક રાખીએ.

હાથીભાઈ—ના, ના, જો સમૂહ કાંતણ રાખવું હોય તો આઝાદી સપ્તાહ આખું રાખવું જોઈએ.

ખંડુભાઈ—સપ્તાહ રાખો તોય મને કોઈ વાંધો નથી. પણ લોકો એટલા દિવસ રસ નહિ લે. પહેલાંના અનુભવે આપણને સમજાયું છે કે પાછલા દિવસોમાં એક રેંટિયો ચાલુ રાખવા પણ માણસ શોધવાં પડે છે!

મોતીભાઈ—બરાબર છે. એવી મૂર્ખાઈ નથી કરવી. બહુ બહુ તો ચોવીસને બદલે અડતાલીસ કલાક રાખો.

નાથાભાઈ—ક્યાં રાખીશું?

ખંડુભાઈ—આઝાદ ચોકમાં જ રાખીએ. જાહેર સ્થળે રાખવાનું કારણ એ છે કે લોકોમાં તેનો પ્રચાર થાય.

હાથીભાઈ—પંદરમીએ ઉપવાસનું વ્રત રાખીએ તો?

ખંડુભાઈ (મોં બગાડીને)—એ દરેકનો વ્યક્તિગત સવાલ છે. એ અંગે કાર્યક્રમ ન ઘડી શકાય.

છેવટ અડતાલીસ કલાકનું સમૂહ કાંતણ આઝાદ ચોકમાં રાખી પંદરમી ઑગસ્ટ ઉજવવાનું ગાંધીવાદીઓની એ સભાએ નક્કી કર્યું.



ત્રિરંગી ઝંડો ચડાવવા શો કાર્યક્રમ રાખવો તે માટે જુદા જુદા હોદ્દેદારો ભેગા થયા છે.

મામલતદાર—તાલુકાની કચેરીનો ઝંડો સૌથી મોટો હોવો જોઈએ. તાલુકાની એ સૌથી મોટી કચેરી છે. એટલે ૯-૬ના માપનો મોટો ઝંડો ફક્ત તાલુકામાં અમારી કચેરીએ હોવો જોઈએ.

કોંગ્રેસ સમિતિના પ્રમુખ—તાલુકા સમિતિ ઉપર સૌથી મોટો ધ્વજ હોવો જોઇએ. મામલતદાર કચેરી એ ગમે તેમ, પણ પ્રજાનું પ્રતિનિધિત્વ રજૂ કરતી નથી. એ સરકારી કચેરી છે. તાલુકામાં સૌથી મોટું સ્થાન સમિતિનું છે. એટલે એનો ધ્વજ સૌથી મોટો હોવો જોઇએ.

મ્યુનિસિપાલિટીના પ્રમુખ—આજના બંધારણમાં મ્યુનિસિપાલિટીને વિશાળ હકો નથી એટલે એનું સ્થાન નાનું લાગે છે, બાકી દીર્ઘ દૃષ્ટિથી જોતાં કચેરી કે સમિતિ કરતાં, સૌથી મોટી પ્રજાકીય સંસ્થા હોય તો એ મ્યુનિસિપાલિટી છે.......

સમિતિના પ્રમુખ (વચ્ચે પડતાં)—સમિતિ કરતાં મ્યુનિસિપાલિટી મોટી શી રીતે?

મ્યુનિ. પ્રમુખ—કચેરી એ સરકારની છે. સરકાર એ પ્રજાકીય હોય તો પણ, અમુક વર્ગની હોય છે, જેમ કે આજે કોંગ્રેસ સરકાર છે એટલે તે મોટા પક્ષનું પ્રતિનિધિત્વ ધરાવે છે એમ કહેવાય. સમિતિ તો કોંગ્રેસની છે, એટલે એ આખી પ્રજાની ન કહેવાય—કોંગ્રેસવાદીઓની કહેવાય. જ્યારે મ્યુનિ. એ સમગ્ર પ્રજાની છે. પ્રજાના બધા વર્ગે એમાં સભ્યો ચૂંટીને મોકલ્યા છે. એટલે જો કોઈ સાચું પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી હોય તો એ કચેરી નહિ, સમિતિ નહિ, પણ મ્યુનિ. છે!

આ શાબ્દવિવાદને અંતે એવું ઠર્યું કે આ ત્રણે સંસ્થાએ ૧૫મી ઓગસ્ટે ૯—૬ નો ધ્વજ પોતપોતાનાં મકાનોએ ચડાવવો અને બીજી સંસ્થાઓએ અને વ્યક્તિગત લોકોએ એથી નાનો ધ્વજ ચડાવવો!



મહાજન ભેગું થઈ વિચાર કરે છે.

ઝમકુશા—બોલો ભાઇઓ, આપણે ૫ દરમીએ બજાર શી રીતે શણગારીશું!

મગનલાલ—ગઈ વખતે આપણે જે રીતે શણગાર્યું હતું તેમ કરીએ તો!

સ્વચ્છભાઇ—અરે ના મગન, તારી મતિ મારી ગઇ છે કે શું? ગઈવખત તો આઝાદીનો પહેલો દિવસ હતો એટલે મોટું ખર્ચ કરીને દરવાજા, રોશની, ચોઘડિયાં, જમણવાર વગેરે કર્યું. પણ હવે તો આ લપ દર વર્ષે આવવાની તે કંઇ કાયમ એવું ખર્ચ ન પોષાય.

ઝમકુશા—સ્વચ્છનું કહેવું સોળ વાલ અને એક રતિ છે. એવું ખર્ચ કરવાના લ્હાડા હવે ગયા. કાળા બજાર ઉપર લ્હારો ભાગે ને સરકાર અને લોકો છાજિયાં લે છે. હવે વેપારમાં કાળો કસ રહેવાનો નહિ. સરકાર હજુ

ભિન્નઅનુભવી છે ત્યાં સુધી એના ફાયદા આપણે ઘોળીને પી જઈએ છીએ. પણ એ દહાડે દહાડે ખાખી થતી જાય છે. આ કાપડનો કંટ્રોલ…

નથુ શેઠ—ખરું પૂછો તો વેપારીઓને આઝાદી આવી નથી, ગરીબ લોકને આવી છે. બસ, જેમાં હોય તેમાં પૈસાદારને લૂંટો, વેપારીઓને લૂંટો એ વાત છે. એટલે આપણને ૧૫મી ઑગસ્ટ ઉજવવાનો ઉમંગેય શો હોય?

શાંતિલાલ—નથુ શેઠની વાત સાવ સાચી છે.

ઝગડુશા—અલ્યા તમે બધા નવા નવા વેપારીઓ થયા, કાળા બજારમાં કમાયા પણ ખરા, પણ મહાજનની ગત સમજતા ન થયા. મિયાંના ભેગા રહેવાનું થાય તો એની સાથે હાઉસોય હાઉસોય કરવા મંડવું પડે! એમ જેવી સરકાર તેવો ઢંગ કરતાં મહાજનને આવડવું જોઈએ.

છેવટ ઝગડુશાની અનુભવી સલાહ સ્વીકારી, દરેક વેપારીએ પોતાની દુકાને, અને એને લગતો રસ્તો શણગારવાની જવાબદારી લેવી તેમ નક્કી કરી મહાજન વેરાયું.



મૂડીવાદીઓ ભેગા થયા છે.

શેઠ નવનીતલાલ—જો આપણે નાટક ભજવવું હોય તો આ સુઅવસર છે.

શેઠ પાઘડીવાળા—શી રીતે?

શેઠ નવનીતલાલ—કાપડનો નવો કંટ્રોલ મૂકી, વેપાર ખાતાના પ્રધાને આપણને નાલાયક ઠેરવ્યા છે. પ્રજા આપણને દેશદ્રોહી ગણે છે……

શેઠ બ્રિજકિશોર—સરકાર અને પ્રજા ગમે તેમ બબડે તેમાં આપણે શું? આપણે તો આપણું પેટ પૂરેપૂરું કરી લીધું છે.

શેઠ નવનીતલાલ—પેટ ભર્યું તેથી સંતોષ ન માનતા. હવે અંગ્રેજ સરકારની આપણને ઓથ નથી. આ સરકાર આપણું પેટ ચીરી ખાધેલું કાઢી લેશે.

શેઠ પાઘડીવાળા—હેં!

શેઠ બ્રિજકિશોર—સરકાર શું કડક થશે!

શેઠ નવનીતલાલ—થશે નહિ, થઈ રહી છે. બીરલા, તાતા, કસ્તુરભાઈ એન્ડ કો.ની લાગવગ ઓસરી રહી છે. ભાભાને પ્રધાનપદેથી જવું પડ્યું. નાણાં પ્રધાન ચેટી જાય તો આપણું આવી બન્યું.*

*શેઠ નવનીતલાલના મોંમાં લેખકે મૂકેલા આ શબ્દો ખરી એ વાતની આગાહી હોય તેમ ચેટીને રાજીનામું આપવું પડ્યું છે! તંત્રી.

શેઠ પાઘડીવાળા—તો હવે?

શેઠ નવનીતલાલ—૧૫મી ઑગસ્ટના દિવસે નાટક પૂરેપૂરું ભજવી લઈએ.

શેઠ કચ્છભૂજવાળા—શી રીતે?

શેઠ નવનીતલાલ—સરસ મોકો છે. મહાત્માજીના સ્મારક ફંડનો ફિયાસ્કો થઇ રહ્યો છે....

શેઠ બ્રિજકિશોર—એટલે?

શેઠ નવનીતલાલ—રાષ્ટ્રપતિએ દરેક હિંદીને એના દસ દિવસની આવક ફંડમાં આપવા હાકલ કરી હતી. કોંગ્રેસીઓ આપણા જેવા વેપારીઓ નહિ, એટલે એ ફંડ ભેગું કરવાની તક ચૂકી ગયા. બાપુના કરુણ અવસાન વખતે, એ બારતેર દહાડાની જો એમણે તક ઝડપી લીધી હોત તો ફંડમાં રૂપિયા, ચાંદી, સોનું અને ઝવેરાતનો વરસાદ વર્ષી ગયો હોત. પણ એ તક ગઈ—સદાની ગઈ. આજે હવે પ્રજાનો કોંગ્રેસ પ્રત્યે એટલો કચવાટ વધ્યો છે કે બાપુને નામે ફંડ લેવા જનતા પાસે જતાં કોઈ કાર્યકરની હિંમત ચાલતી નથી. ફંડની મુદત–ગાંધી જયંતી–નજીક આવી રહી છે. હવે શું કરવું તેની વિમાસણમાં કાર્યકરો પડ્યા છે. જો મોટું ફંડ ન થાય તો એમની આબરૂ જાય. એટલે એ તક આપણે ઝડપી લેવાની જરૂર છે.

શેઠ કચ્છભૂજવાળા—તમે કહો તેમ કરીએ.

શેઠ નવનીતલાલ—એ ફંડ આપણે સાળ–ત્રાક ઉપર અમુક રકમ નક્કી કરીને આપીએ તો ઝળકાઈ જાય.

શેઠ પાઘડીવાળા—એની ના નથી, પણ સાળ–ત્રાકના હિસાબે નહિ જે મિલે જેટલો નફો કર્યો હોય તે હિસાબે તે રકમ દરેક મિલ માટે ફાળવીએ.

છેવટે જે તક કોંગ્રેસીઓ ફંડ અંગે ન ઝડપી શક્યા, તે તક મૂડીવાદીઓએ ઝડપી લીધી. દેશદ્રોહના મોટા ગુનામાંથી બચી જવા, શેઠ નવનીતલાલ જે રસ્તો કહે તે સૌએ કબૂલ કરી ફંડમાં મોટી લાંચ ૧૫મી ઑગસ્ટે આપવી તેવા નિર્ણય ઉપર આવી એ સભા બરખાસ્ત થઇ!



'રાષ્ટ્ર' વર્તમાનપત્રના તંત્રીએ પોતાના હાથ-નીચેનાઓને ભેગા કરી ૧૫મી ઑગસ્ટના આઝાદી અંકની તૈયારી માટે સૂચનાઓ આપવા માંડી છે.

તંત્રી—જુઓ મુકુંદલાલ, તમે જાણીતા બધા લેખકોને તાબડતોબ આમંત્રણ આપી દો. લખો કે, આઝાદી અંકને અનુરૂપ લેખનસામગ્રી મોકલી આપે.

પોતાની નોંધમાં આ ચિત્ર વેધક અસરકારક બનશે એવી ઉત્સુકતાથી એ પ્રતિનિધિ એ સ્ત્રી પાસે ગયો. પૂછ્યું: 'બ્હેન, તમે કોણ છો? કેમ રડો છો?'

સ્ત્રીએ ઊંચું જોયું. એને કહ્યું: 'હું તને સારી રીતે ઓળખું છું.'

પ્રતિનિધિએ પૂછ્યું: 'હું કોણ છું, કહો જોઇ.'

સ્ત્રી: '૧૫ મી ઑગસ્ટની વાહ વાહ કરવાનું લખાણ વસ્તુ શોધવા નીકળેલો બારોટ!'

પ્રતિનિધિ: 'હું બારોટ છું એમ શા ઉપરથી?'

સ્ત્રી: 'તારી નોંધમાં શું લખ્યું છે તે જો.'

પ્રતિનિધિ: 'તમે જ કહોને, શું લખ્યું હશે?'

સ્ત્રી: 'એ કહેવા હું અહીં રડતી બેઠી નથી. હું પણ તારી જેમ બધે જોતી જોતી અહીં આવી છું. તું છાપાનો પ્રતિનિધિ છે એટલે તને કહું છું તે વાત બધાંને પહોંચાડજે.'

પ્રતિનિધિને એ જ જોઇતું હતું. ઉત્સુકતાથી બોલ્યો: 'શું?'

સ્ત્રી: 'ગાંધીવાદીઓને કહેજે કે અખંડ કાંતણની કથા મૂકી, ૧૫મી ઑગસ્ટથી સરકારી વહીવટમાં ડખલ ન કરવાની પ્રતિજ્ઞા લેઇ આઝાદી ઉજવી હોત તો એ લેખે લાગત. હોદ્દેદારોને કહેજે કે ધ્વજના નાના મોટા માટે લડાલડ કર્યા વગર જે ફરજ બજાવવા તમે હોદ્દા ઉપર આવ્યા છો તે બરાબર બજાવવાની પ્રતિજ્ઞા લેઇ આઝાદી ઉજવી હોત તો લેખે લાગત. મહાજનને કહેજે કે બજાર સળગાર્યા વગર કાળાંબજાર ન કરવાનું નક્કી કર્યું હોત તો આઝાદી ઉજવી લેખે લાગત. મૂડીવાદીઓને કહેજે કે ફંડમાં મોટી રકમ આપવાની લાંચ કરતાં મૂડીના ટ્રસ્ટી બનવાની ભાવના બતાવી હોત તો આઝાદી ઉજવી લેખે લાગત. છાપાંવાળાઓને કહેજે કે લોકોને ગમે તેવું, પણ તંદુરસ્તી માટે નુકસાનકારક લખાણ ન આપવાનો નિયમ કરી આઝાદી ઉજવી હોત તો લેખે લાગત. તને કહું છું કે ભભકભર્યા રિપોર્ટ લેવાને બદલે, સાચા રિપોર્ટ લેવાનું જો આજથી નક્કી કરીશ તો આઝાદી તારી ઉજવી લેખે લાગશે. અને છેલ્લો બોલ બધી પ્રજાને દેવાનો કે સાંકડા સ્વાર્થને બદલે વિશાળ નિઃસ્વાર્થની રીતે છવવાનો પ્રયત્ન કરશે તો આઝાદી ઉજવી ગણાશે–આવેલી આઝાદી ટકશે ને સુખી કરશે.'

પ્રતિનિધિએ સ્ત્રીને ઓળખી. એ કોઇ સામાન્ય સ્ત્રી ન હતી, પરંતુ હિંદમાતા હતી, અને સંતાનોના કાર્યો માટે આંસુ સારતી હતી. પ્રતિનિધિ એને પગે પડ્યો. બોલ્યો — મા! જરૂર તારો સંદેશો હું સર્વને સંભળાવીશ.

# મઝાના પ્રસંગો

મહાદેવ દેસાઈ

તા. ૧૫ મી ઑગસ્ટ એ આઝાદ દિન છે, તેમ સ્વ. મહાદેવભાઈની મૃત્યુતિથિ પણ છે. એ દિવસે 'મહાદેવભાઈની ડાયરી – પુસ્તક પહેલું' બહાર પડ્યું છે. તા. ૧૦-૩-'૩૨ થી ૪-૯-'૩૨ સુધી યરવડા જેલમાં એ, સરદારશ્રી અને બાપુ ત્રણ સાથીદારો હતા, એ વખતની એ ડાયરી છે. વિશેષ એ પુસ્તક અંગે 'નવાં પુસ્તકો' લેખમાં જણાવ્યું છે. અહીં ફક્ત મીઠી મજા જેવા વાનગી રૂપે થોડા વાર્તાલાપ ઉતાર્યા છે.



૧-૪-૩૨

બાપુ કહે: "મેં તો બીજે દિવસે શાસ્ત્રી, દેવધર, આપ્ટે બધાંને કહ્યું — હું તમને દુઃખ આપીશ એવી મને કલ્પના નહોતી. મેં માફી માગી એની એ લોકોના ઉપર સારી અસર થઈ. પછી તો અમને બની ગયું."

વલ્લભભાઈ: "તમને તો બધાની સાથે બની જ જાય ને. તમારે શું? વાણિયા મૂછ નીચી."

બાપુ કહે: "જુઓની એટલે જ કતરાવી નાખું છું ના?"

૬-૪-૩૨

આવતી કાલે સત્યાગ્રહ સપ્તાહ શરૂ થાય છે. એટલે પીંજવાનું શરૂ કરવાનું છે. બાપુને પૂછતો હતો કે "પીંજણની તાંત કેવી છે? તમારાથી કેટલી વાર તૂટની હતી?"

બાપુ કહે: "જતન કરતાં આવડે તો કોઈ દિ ન તૂટે. શંકરલાલ મારી પાસેથી લે કે તૂટે. કાકા મારી પાસેથી લે કે તૂટે. પણ મારી તો દહાડાના દહાડા સુધી ચાલતી. એ તો જતનનું કામ છે. જુઓની આ લંગોટ પહેરું છું. તે જાળવીને પહેર્યા કરું છું. બીજા પાસે તે હોય તો ક્યારનો ફાટી જાય."

વલ્લભભાઈ કહે: "એ તો પહેરતા જ ન હો, અને ખીંટી ઉપર સંભાળીને રાખી મૂકો હોય એવું લાગે છે."

બાપુ કહે: "એમ જ છે."

૯-૪-૩૨

મુંબઈમાં બેરિસ્ટર તરીકે ધંધો ચાલશે એવી ખાતરી નહીં. એટલે કોઈ શાળામાં ૭૫ રૂપિયાની શિક્ષક તરીકે નોકરી માટે અરજી કરેલી. એ શાળાનો

શિક્ષક પણ કેવો હશે કે એણે બાપુને મળવા બોલાવેલા અને વાતો કરીને એમને એ નોકરીને માટે નાલાયક માનેલા!

વલ્લભભાઈએ આ વાત સાંભળી ત્યારે પોતાની એક રમૂજી વાત કહી: "મારા મામા મ્યુનિસિપાલિટીમાં ઓવરસિયર હતા. તેમના મનમાં કે આ છોકરો શું ભણશે? લાવો ઠેકાણે પાડીએ. એટલે એ ઘણી વાર મને કહે કે અલ્યા, તું આવી જા, તને મુકરદમની જગા અપાવી દેઈશ. એટલે કાલથી જ કમાતો થઈ જઈશ!"

૧૩-૫-૩૨

બાપુ કેટલીક સામાન્ય બાબતો વિષે એટલે જેમાં વિચારની જરૂર છે એવી બાબતો વિષે અતિશય સૂક્ષ્મ જ્ઞાન ધરાવે, એની કાર્યપ્રણાલી સમજાવે, અને તેમાં સુધારાવધારા સૂચવી શકે. પણ કેટલીક સામાન્ય બાબતો વિષેનું બાપુનું અજ્ઞાન રમૂજી હતું. આજે પૂછે: "કોયલનું અંગ્રેજી શું? કાગડા અને કોયલની વચ્ચે શો ફેર? Sparrow (સ્પેરો) અને swallow (સ્વોલો) વચ્ચે? અને lark (લાર્ક) એ પક્ષી આપણે જેને સમડી કહીએ છીએ એ તો ન હોય?"

૨૫-૫-૩૨

વલ્લભભાઈને પાકીટો બનાવતા, અનેક વસ્તુઓ સંઘરતા અને બીજા અનેક કિસ્સાઓ કરતા જોઈને બાપુ કહે છે: "સ્વરાજ્યમાં તમને શેનું દફતર આપશું?"

વલ્લભભાઈ કહે: "સ્વરાજ્યમાં હું લઈશ ચીપિયો અને તૂમડી!"

બાપુ કહે: "દાસ અને મોતીલાલજી પોતાના હોદ્દા ગણતા અને મહમદઅલીએ અને શૌકતઅલીએ પોતાને કેળવણી મંત્રી અને સર સેનાપતિ તરીકે ગણાવ્યા હતા. લાજમાં રહ્યા લાજમા કે સ્વરાજ્ય ન આવ્યું અને કશું ન થયા."

૨૯-૫-૩૨

સરદારનું કેટલીક બાબતોનું અજ્ઞાન વિસ્મય પમાડે છે. 'લીડર'માં એક નોંધમાં સુભાષનો કાગળ આવ્યો હતો. તેમાં એણે પોતાના આદર્શ પુરુષ તરીકે વિવેકાનંદને વર્ણવ્યા હતા. એટલે સરદાર મને પૂછે કે વિવેકાનંદ કોણ હતા? અને ક્યાંના હતા? એ બંગાળી હતા એમ જાણ્યું ત્યારે આજે વિશેષ સ્પષ્ટીકરણ કર્યું કે રામકૃષ્ણ અને એ બંને બંગાળમાં જન્મેલા?

## ૩૧-૫-૩૨

આજે આવેલી ટપાલમાં કેટલાક નાદાન અને બાલિશ પ્રશ્નોમાં એક એ કે આપણું ત્રણ મણનું શરીર લેઇને આપણે ધરતી ઉપર ચાલીએ અનેક કીડીઓ ચગદાઈ જાય એ હિંસા શી રીતે અટકાવીએ?

વલ્લભભાઈએ તરત કહ્યું: "એને લખોની કે પગ માથા ઉપર રાખીને ચાલે."

## ૫-૬-૩૨

આજે બાપુની ડાબા હાથની કોણી ઉપર લાકડાનાં પાટિયાં બાંધવામાં આવ્યાં. (ડૉક્ટર કહેતા હતા કે કાંતવાને કારણે પ્રથમ અંગૂઠો અને હવે કોણી દુઃખતી હતી) ડૉક્ટર વાતૂડિયા છે. દેશના ભિખારીઓની વાત નીકળી. ડૉક્ટર કહે: "અશક્ત માણસોને ભીખ માગતા બંધ કરવા જોઇએ, એમ તમે પણ માનો છો ને ગાંધીજી?"

બાપુ કહે: "જરૂર."

ડૉક્ટર કહે: "કાયદો કરો ખરા?"

બાપુ કહે: "કાયદો જરૂર કરું, પણ મારા જેવાને ભીખ માગવાની છૂટ રાખવાની હોં કે!"

ડૉક્ટર કહે: "લૉર્ડ રેડિંગનો અંદાજ છે કે આપણે રોજના ૧૬ લાખ રૂપિયા આ ભિખારીઓ ઉપર ખર્ચીએ છીએ—એટલે દાનમાં આપીએ છીએ. એનો બીજો ઉપયોગ ન થાય?"

વલ્લભભાઇ: "હા, પણ એના કરતાંય વધારે ધાડપાડુઓ ઉપર ખર્ચીએ છીએ."

ડૉક્ટર કહે: "હું સમજ્યો નહીં."

વલ્લભભાઇ: "અરે શું! મારા સાહેબ, વિલાયતથી આ બધા ધાડપાડુ જ આવેલા છે ને!"

## ૧૧-૬-૩૨

વલ્લભભાઇ: "આ અંગૂઠા ઉપરથી કોણી સુધી પહોંચ્યું, એ કોણી ઉપરથી કાંધે ચડશે. હવે રહેવા દોની, બહુ કાંત્યું."

બાપુ: "કોક દિવસ તો કોકની કાંધે ચડવું પડશે જ ના?"

વલ્લભભાઇ: "ના રે, એમ ના થાય. દેશને અધવચ મૂકીને ન જવાય. એક વાર વહાણ કિનારે લાવો, પછી જવું હોય ત્યાં જજો. હું સાથે આવીશ."

૨૩-૬-૩૨

એક જાણીતી સ્ત્રી વિધવા હોઇ એક જાણીતા સજ્જનને પરણી હતી. તે સજ્જનના મરણ પછી, મેં સહેજે પૂછ્યું—એ પાછી પરણશે કે?

વલ્લભભાઇ કહે : 'હવે એ ઘોડો કોણ ઘેર બાંધે? એને તો સૌ કોઈ ઓળખે. અને એની ઉમર થઇ. હવે એ પરણવા ઇચ્છે પણ નહીં."

બાપુ: "એક ૬૪ વરસની બાઇએ ફરીથી લગ્ન કરેલું મને યાદ છે. મિસિસ ઓ. કરીને બાઇ હતી. હું એને જાણતો હતો. એણે લગ્ન કીધા પછી મને લખેલું: હું હવે મિસિસ ઓ. નથી પણ મિસિસ પી. છું. તું મારે ત્યાં આવીશ ત્યારે મારા પતિને ઓળખીશ. એ બાઇ કેવળ એક સાથી મેળવવાની ખાતર પરણેલી."

મેં કહ્યું: "ગેટે (જર્મન કવિ) એ ૭૩ વર્ષની ઉમરે એક ૧૮ વર્ષની છોકરી સાથે પરણવાની માગણી કરેલી. એનાં માબાપને આઘાત પહોંચ્યો અને ના પાડેલી."

વલ્લભભાઈ: "ગેટે (કવિ) થયો એટલે આઘાત પહોંચ્યો. હું હોઉં તો એને ડામ દઉં. એને કહું કે તારી બુદ્ધિ નાઠી છે, અને તે ડામ દીધે જ ઠેકાણે આવશે."

૨૩-૮-૩૨

રાત્રે કોક વાર વરસાદ આવે ત્યારે ખાટલો ઉપાડીને વરંડામાં લાવવો ભારે પડે છે, એટલે બાપુએ મેજર પાસે હલકો ખાટલો માગ્યો. એ કહે કે, "કાથાની દોરીની ચારપાઇ છે, ચાલશે?"

બાપુ કહે: "હા."

સાંજે ખાટલો આવ્યો. બાપુ કહે: "એ મને ગમ્યો, આના ઉપર પાટી ભરાવવાની કશી જરૂર નથી."

વલ્લભભાઇ કહે: "અરે શું? એના ઉપર તે સૂવાતું હશે? ગાદલામાં કાથાના વાળ ઓછા છે જે કાથાની દોરી ઉપર સૂવું છે?"

બાપુ: "હું તો એના ઉપર જ સૂઇશ. મારે ત્યાં બાળપણમાં આવા જ ખાટલા વપરાતા એ યાદ છે. મારી બા તો એના ઉપર આદુ ઘસતી."

હું: "એ શું? એ તો હું ન સમજ્યો."

બાપુ: "આદુનાં અથાણાં કરવાં હોય ત્યારે આદુને છરીએ સાફ ન કરતાં આના ઉપર ઘસે એટલે છોતરાં બધાં સાફ થઇ જાય."

વલ્લભભાઇ: "તેમ જ આ મૂઠી હાડકાં ઉપરની ચામડી ઊખડી જશે. એટલે જ કહું છું કે પાટી ભરાવો."

# સમાજવાદી પક્ષ

મણિભાઇ પટેલ

મહાસભાને વફાદારીપૂર્વક સેવા આપનાર, લડતમાં ભાગ લેનાર યુવાન બુદ્ધિશાળી એક વર્ગ હતો. એ વર્ગ પ્રામાણિક, સરળ અને સહૃદય હતો, સત્ય શોધનની ઝંખના પણ હતી. તેમની બુદ્ધિ પ્રશ્નો ઉઠાવતી હતી અને પ્રૌઢ મહાસભાવાદીઓ પાસેથી જવાબો માગતી હતી. સ્વરાજ્ય મળ્યાં પછી હિંદ ઉપર કેવા પ્રકારની સરકાર રાજ્ય ચલાવશે? મહાસભાનું ધ્યેય શુદ્ધ અને શાંતિમય માર્ગે સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનું હતું એટલે પ્રૌઢ મહાસભાવાદીઓએ શુદ્ધ અને શાંતિમય માર્ગે સ્વરાજ્ય પ્રાપ્તિનો જેટલો વિચાર કર્યો હતો, એટલો વિચાર તે પછીના પ્રશ્નો માટે કર્યો ન હતો. એટલે પ્રૌઢ મહાસભાવાદીઓના જવાબોથી સમાજવાદી વર્ગ સંતોષ પામતો નહિ.

રામરાજ્યની વાત તેમના કડક બુદ્ધિવાદ આગળ ટકી શકતી નહિ. રામરાજ્ય એટલે વ્યક્તિગત શાસન. પ્રજાશાસનના જમાનામાં વ્યક્તિગત શાસનનો વિચાર જ એને અસ્થાને જણાતો. એની બુદ્ધિને કાર્લ માર્ક્સના સમાજવાદના સિદ્ધાંતો ગળે ઉતરવા લાગ્યા. ઇ. સ. ૧૯૩૪ના ઑક્ટોબરમાં મુંબઇમાં પ્રથમ સમાજવાદી પરિષદ ભરાઈ અને એ રીતે 'મહાસભા સમાજવાદી પક્ષ' વિધિપૂર્વક અસ્તિત્વમાં આવ્યો.

તે વખતે મહાસભાનો તાજ જવાહરને શિરે પહેરાવાયો. તેમણે પ્રમુખ તરીકેના પોતાના સંબોધનમાં સમાજવાદનો ઉલ્લેખ કર્યો અને રાષ્ટ્રવાદ તથા સમાજવાદ એક જ છાવણીના સિપાઇઓ છે એમ જણાવ્યું. સમાજવાદ પોતાના જીવનના શ્વાસોચ્છ્વાસ છે એમ પણ કહ્યું. વર્ષ દરમિયાન પોતાના પ્રવાસોમાં સમાજવાદની વાત છેડતા રહ્યા. સમાજવાદી પક્ષને આ રીતે સારા પ્રમાણમાં ઉત્તેજન મળ્યું અને લોકોનું ધ્યાન તે તરફ ખેંચાયું. જવાહરે પોતાના મંત્રી મંડળમાં આચાર્ય નરેન્દ્રદેવ, જયપ્રકાશ, અને અચ્યુત પટવર્ધન જેવા સમાજવાદીઓને આમંત્ર્યા.

મહાસભાના ચાર આનાના સભ્ય થયેલા હોય તે જ સમાજવાદી પક્ષના સભ્ય થઇ શકે એવી એક કલમ પક્ષના બંધારણમાં હતી. એ કલમથી પક્ષે પોતાની વફાદારી પોતાની મહાસંસ્થા પ્રત્યે કાયમ કરેલી હતી. પક્ષે હિંદના જુદા જુદા પ્રાંતોમાં શાખાઓ સ્થાપીને પોતાનું કાર્ય આરંભ્યું હતું. પ્રચાર સભાઓ, સભ્યોની નોંધણી, અભ્યાસવર્ગો અને ઉનાળાની છાવણીઓ દ્વારા

પક્ષ પોતાનું સંગઠન વધાર્યે જતો હતો. પક્ષનાં મંતવ્યોની અસર મહાસમિતિ અને કારોબારી ઉપર પડતી હતી. એમ. એન. રૉય રશિયાથી પાછા ફર્યા બાદ તેમની લાગવગ નીચે આવેલા કેટલાક યુવાનો પણ આ પક્ષમાં જોડાયેલા હતા અને હિંદુસ્તાનના કમ્યુનિસ્ટો પણ હતા. કંઇક ભિન્ન પ્રકારનાં ત્રણ જુદાં જુદાં રાજકીય વહેણ આ પક્ષમાં એકઠાં થયાં હતાં. રૉયવાદીઓ મતભેદના કારણે રાજીનામાં આપી ખસી ગયા. કમ્યુનિસ્ટો તેમનો પગદંડો આગળ જમાવતા ગયા, કેટલાક પ્રાન્તોમાં જવાબદારી ભરેલાં સ્થાનોએ બેઠેલા હતા અને કોઇ કોઇ વખત પક્ષની નીતિથી અસંગત વર્તન દાખવતા હતા. વળી કમ્યુનિસ્ટો વધારે પ્રમાણમાં ઘૂસી જઇને આખાયે પક્ષને આખો ને આખો ગળી પણ જાય એવી ભીતિ પણ રહેલી હતી. આ સંજોગોમાં પક્ષનું અસ્તિત્વ ટકાવી રાખવાનો પ્રશ્ન લાહોરની બેઠકમાં ખૂબ ઉગ્ર અને ગંભીર બની ગયો. જયપ્રકાશના પ્રયાસો છતાં પક્ષમાં કમ્યુનિસ્ટો સામે ઊભો થયેલો વિરોધ શમ્યો નહિ અને મીનુ મસાણી અને અશોક મહેતા જેવાએ પક્ષની કારોબારીના સભ્યો તરીકે રાજીનામાં આપી પક્ષના સામાન્ય સભ્ય રહેવાનું પસંદ કર્યું. છેવટે પક્ષે પ્રાન્તની શાખાઓને વિખેરી નાખી અને પક્ષનું સંગઠન ચાલુ રહે એ હેતુથી પ્રાન્ત દીઠ એક એક વ્યવસ્થાપક નીમી દીધો. પક્ષનું અઠવાડિક છાપું 'કોંગ્રેસ સોશ્યાલિસ્ટ' પણ બંધ થયું. આ રીતે પક્ષને એક ધક્કો લાગ્યો અને તેની વિકાસગતિ થોડો સમય રુંધાઇ.

ઇ. સ. ૧૯૪૨ની આખરી લડતમાં ભાંગફોડના કાર્યક્રમની નેતાગીરીનો યશ સમાજવાદી પક્ષને મળ્યો છે. અને એથી કરીને પણ લોકોની સમભાવના તેણે મેળવી છે.

મહાસભાએ બ્રિટિશરો સાથે મંત્રણાઓ શરૂ કરી, પાકિસ્તાનનો સ્વીકાર કર્યો, કામચલાઉ મધ્યસ્થ સરકારની રચના થઈ, બંધારણ માટે લોકપ્રતિનિધિ સભા સ્થાઈ એ બધા પ્રત્યે સમાજવાદી પક્ષની એક પ્રકારના નકારાત્મક વલણથી મહાસભાના પ્રથમ કક્ષાના કોઈ કોઈ નેતા તેમના પ્રત્યે અકળાતા અને એ અકળાટમાંથી કડવાશ પણ નીકળતી. આ રીતે છેલ્લા દોઢ બે વર્ષના ગાળામાં સામા સામી ટીકાઓને કારણે એ કડવાશ વધતી ચાલી અને અરસપરસ સમભાવભરેલું વાતાવરણ તૂટતું ચાલ્યું. એટલે આ દુઃખદ સંજોગોમાં પક્ષે નિર્ણય લીધો તે પહેલાં મહાસભાવાદીઓ અને સમાજવાદીઓ અરસપરસ મનથી તો છૂટા પડી ગયા હતા, માત્ર વિધિપૂર્વક જાહેરાત કરવાની બાકી હતી. એ જાહેરાત નાશિકની પરિષદમાં કરવામાં આવી. દેશને માટે, કોંગ્રેસને

માટે અને પક્ષને પોતાને માટે આ નિર્ણય સૌએ વધાવી લેવા જેવો ખરો.

સમાજવાદીપક્ષ કોંગ્રેસમાં જન્મ્યો, કોંગ્રેસમાંજ રહીને પોષાયો, ઉછર્યો અને મોટો થયો. કોંગ્રેસના અન્ય નેતાઓને જેમ ગાંધીજીનું છત્ર અને મમતા મળતાં હતાં તેમ સમાજવાદી પક્ષના નેતાઓને પણ ગાંધીજીનું છત્ર અને મમતા મળતાં હતાં. આજે કોંગ્રેસથી છૂટા પડવા માટે એ પક્ષ પોતે પ્રામાણિક મતભેદો ધરાવે છે, તેમ છતાં કોંગ્રેસની વધારેમાં વધારે નજીક એ પક્ષ છે. ધાર્મિક મુદ્દાઓ પરત્વે બન્ને પક્ષોની વચ્ચે વધુ સામ્ય છે. એ પક્ષ કમ્યુનિસ્ટ જેટલો સંખ્યાબળમાં મોટો નથી, તેટલો સંગઠિત નથી, તેટલો જૂનો નથી, તેટલી વારસાથાયો તેની સાથે સંકળાયેલો નથી, છતાં સમાજવાદી વિચાર બીજને હિંદની ભૂમિમાં વાવીને અહીંનું જ પાણી, ખાતર અને પોતાની મહેનત વડે ઉગાડીને વૃક્ષને ફાલ્યું ફૂલ્યું જોવાની ખ્વાહેશ ધરાવે છે. ગુણદૃષ્ટિએ દેશમાં કોંગ્રેસ પછી એ પક્ષનું સ્થાન છે. આજ પહેલાં માતૃસંસ્થાની નીતિને અનુસરી બ્રિટિશરો સામેની લડાઈમાં એ હમેશાં સાથે રહ્યો હતો, પણ હવે પછી કોંગ્રેસ સામે અસરકારક વિરોધપક્ષ થવા માગે છે. હિંદમાં પ્રસરેલા કોમવાદ અને પરદેશથી આયાત થયેલ કોમ્યુનીઝમના ઉકેલમાં મહાસભા અને સરકારની સાથે તત્પરતાથી હાથ મિલાવવા તૈયાર છે. રાષ્ટ્રીય વિચારસરણીની દૃષ્ટિએ પ્રગતિદાયક ગણાય તેવો છે. બ્રિટિશ સરકારની વારસદાર કોંગ્રેસ સરકાર કરી, તેવી જ રીતે કોંગ્રેસ સરકારનો વારસો સમાજવાદીપક્ષને ભાગે આવે તો નવાઈ જેવું નહિ ગણાય. આવી લાક્ષણિકતાવાળો આ પક્ષ છે.

સમાજવાદી પક્ષની એક અભિલાષા છે. પોતાના પક્ષનો એક વિશેષ આદર્શ છે. દેશમાં સમાજવાદી ધોરણે સરકારની સ્થાપના કરવી એ તેમનો ઉદ્દેશ છે. 'સમાજવાદી રાજ્ય' એ એમના મનોરથ છે. સરકારી તંત્ર શિથિલ છે અને સામાન્ય જનતાની સ્થિતિ બ્રિટિશરાજ્યમાં હતી, તેથીયે બદતર થતી જાય છે. મહાસભાનો કાબૂ લોકો પરથી ઓસરતો જતો હોય એમ પણ દેખાય છે. મહાસભા ઉપર ધારાસભાવાદીઓનું વર્ચસ્વ વધતું જાય છે અને 'મહાસભાવાદી સરકાર' અને 'મહાસભા' એ બેમાં મહાસભા નિસ્તેજ પડતી જણાય છે અને મહાસભાને સરકાર તરફ દૃષ્ટિ કરવી પડે છે. આ એક ભેદી જ પરિસ્થિતિ સર્જાતી જાય છે. મહાસભાની અંદર એક એવો તદ્દન નિઃસ્પૃહી લોકોનો વર્ગ છે, એ વર્ગ માત્ર લોકોની સેવા જ કરે છે, એવા લોકો—ગાંધીવાદી સેવકો—પણ આજના સરકારી વલણથી સંતુષ્ટ નથી. એવા લોકોની સાથે હાથમાં હાથ મિલાવીને સમાજવાદી પક્ષ મહાસભાની

અંદર રહે તો પણ મહાસભા આજે જે ઊલટ માર્ગે ઘસડાતી જાય છે તેને અટકાવી શકાશે નહિ એની એમને ખાત્રી થઇ અને સાથે રહેવા જતાં પોતાના હેતુની સિદ્ધિનું કાર્ય બાજુએ રહી જવાનો ભય પણ લાગ્યો. એટલે પક્ષે છૂટા રહેવાનું યોગ્ય માન્યું.

સવાલ થાય ખરો કે સમાજવાદી સ્વપ્નદર્શી નહેરૂ આજે કોંગ્રેસ સરકારના વડાપ્રધાન છે, છતાં સમાજવાદીઓ શા માટે છૂટા પડે છે? 'સમાજવાદી સ્વપ્નદર્શી નહેરૂ' અને 'વડાપ્રધાન નહેરૂ' એ બન્ને જુદા જુદા છે એ યાદ રાખવાની જરૂર છે. નહેરૂ આજે કોંગ્રેસ સરકારના વડાપ્રધાન છે. કોંગ્રેસમાં જુદા જુદા લોકોનું પ્રતિનિધિત્વ છે. આજ પહેલાં નીચલા થર કરતાં મધ્યમ થર વધારે પ્રમાણમાં હતો અને તાજેતરમાં ઉપલો થર પોતાનાં હિત સાધવાની દૃષ્ટિએ ઠીક ઠીક પેસી ગયો છે. વળી સ્વપ્નદર્શી નહેરૂને વાસ્તવદર્શી થવું પડે છે. દેશનું અર્થતંત્ર સરળતાથી ચાલુ રહે, ઉત્પાદનમાં ઘટાડો ન થાય, દેશના નવા ઉદ્યોગો માટે મૂડી આવતી અટકી ન જાય એ બધા વિચારો વડાપ્રધાન નહેરૂને કરવા પડે છે. તેની નજર આગળ મૂડીવાળો વર્ગ અને મજૂર બન્ને આવીને ખડા રહે છે અને બન્નેને સાથે રાખીને દેશનું અર્થતંત્ર અને રાજ્યતંત્ર ચલાવવાની અને સ્થિર કરવાની યોજનાઓ ઘડવી પડે છે. આ કરવા જતાં સમાધાનના માર્ગો અખત્યાર કરવા પડે છે.

નહેરૂ સરકાર સમાજવાદના કેટલાક કાર્યક્રમો અપનાવશે. ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરશે, સહકારી ખેતી દાખલ કરશે, મૃત્યુ કર અને વારસાઇ કરો નાખીને એકઠી થએલી સંપત્તિનું સપ્રમાણ વહેંચણી કરવા પ્રયત્નો કરશે. આવા 'સમાજવાદી કાર્યક્રમો' અપનાવવા અને 'સમાજવાદી સરકાર' સ્થાપવી એ બન્ને એકબીજાથી જુદાં છે. કોંગ્રેસનો હેતુ 'સ્વરાજ્ય સરકાર'નો છે, સમાજવાદીઓનો હેતુ 'સમાજવાદી સરકાર'નો છે. એ બન્ને વચ્ચે ધરમૂળના ભેદ છે. આ ધરમૂળના ભેદ એક દાખલાથી સ્પષ્ટ થશે. દેશી રાજાઓના હાથમાંથી રાજ્યસત્તા લઇને તે ભાગની પ્રજાના હાથમાં સત્તા સોંપવાનું પગલું કોંગ્રેસની દૃષ્ટિએ મહાન છે પણ તેમને ભારે સાલિયાણાં બાંધી આપવાનો નિર્ણય સમાજવાદીઓને માન્ય નથી અને તેમની રાજ્યવ્યવસ્થામાં આવાં સાલિયાણાંને અવકાશ નથી. નહેરૂ સરકારના કોઈ કોઇ સભ્ય 'સમાજવાદી માનસ' ધરાવતા હોય પણ 'સમાજવાદ સરકાર'ની સ્થાપના કરવાનો તેમનો હેતુ નથી.

દેશમાં સમાજવાદી સરકાર સ્થાપવી તેનો બધો આધાર લોકો અને પક્ષના સંબંધ ઉપર છે. દરેક પક્ષ પોતાનું બળ લોકોમાંથીજ મેળવે છે. મહાસભાએ પોતાનું બળ—બ્રિટિશ સરકાર સામે લડવા જેટલું બળ—લોકોમાંથી પેદા કરેલું હતું. તે પ્રમાણે સમાજવાદી પક્ષે પોતાના કાર્યક્રમથી, પોતાની મહેનત અને તમન્નાથી, લોકોની સાથે જીવન્ત સંપર્ક સાધીને, લોકોમાં ઓતપ્રોત થઈને લોકોને જીતી લેવા પડશે. સમાજવાદી કાર્યક્રમ, સમાજવાદી સરકાર, સમાજવાદી-સમાજરચનામાં રોજબરોજ જીવવાનું જીવન—એ બધું લોકોમાં જીવન્ત કરીને, જાગૃત કરીને લોકોને પોતાને પક્ષે મેળવી લેશે, તે દિવસે પક્ષની સરકાર સ્થપાઇ હશે. ચૂંટણીજંગોમાં મત મેળવવાનો પાયો મજબૂત નાખ્યો હશે, તેટલા પ્રમાણમાં ચૂંટણીજંગમાં તેને વિજય મળશે જ.

સમાજવાદીઓએ પક્ષ સ્થાપીને પોતાને માથે એક મહાન જવાબદારી વહોરી લીધી છે. મહાસભા આજે ગમે તેટલી નબળી પડેલી દેખાતી હોય છતાં સમાજવાદી પક્ષ કરતાં તે ક્યાંય બળવાન છે. મહાસભાને પક્ષે મહાત્મા ગાંધીજીનું ધર્મબળ આજ સુધી હતું. હજી યે દ્રષ્ટા જવાહરલાલ નહેરુ, મહાન્ મુત્સદ્દી અને વહીવટી સરદાર પટેલનું બળ છે. મૌલાના આઝાદ જેવી સંસ્કાર પ્રતિભા તેને પક્ષે છે. મહાસભા સંસ્થારૂપે વધારે સંગઠિત છે. સરકાર—વ્યવસ્થિત રાજતંત્ર—આજે તેના હાથમાં છે. ગાંધી સેવાસંઘ, જે હવે અખિલ ભારત સેવાસંઘ રૂપે અવતરશે, તેના તમામ કાર્યકરો રાજકીય સત્તાની સ્પૃહા વિનાના છે, ધર્મ સમજીને કામ કરનારા છે. એ બધાનું ધર્મબળ એકઠું કરતાં ગાંધીજી જેટલું ધર્મબળ તો ન થાય, છતાં જેટલું ધર્મબળ થશે, તે બધું મહાસભાના પલ્લામાં પડશે. કારણ કે ગાંધીજી કહી ગયા છે કે 'મારો રાજકીય વારસદાર જવાહર છે.' મહાત્માજીના પરમશિષ્યોમાંના એક શ્રી. કિશોરલાલ મશરૂવાળા છે. જવાહર પ્રત્યેની તેમની નિષ્ઠા કેટલા ઉચ્ચ પ્રકારની છે તે સમૂળી ક્રાન્તિમાં પ્રગટ થયેલાં નીચેનાં વાક્યો પરથી સમજાશે અને એ ઉપરથી સૌને ખાત્રી થશે કે એ બધાનું ધર્મબળ જવાહરને પક્ષે જ જશે. જવાહર એટલે કોંગ્રેસ.

"ગાંધીજી પછી પં. જવાહરલાલ તરફ આખું જગત આદર અને આશાની નજરે જુએ છે તે કાંઈ નિષ્કારણ નથી. એમની દૃષ્ટિ સમગ્ર માનવકુળ પ્રત્યે આસ્થા અને સદ્ભાવથી ભરેલી છે અને તેજ એમની ઉચ્ચતમ આધ્યાત્મિકતા છે." ઉપરાંત સંભવ છે કે બે ત્રણ વર્ષમાં સરકાર પોતાના રાજ્યતંત્રની શિથિલતા દૂર કરી નોકરશાહીને પ્રજાના સાચા સેવક બનાવે,

વહીવટને કાંઈ સાધક બનાવી લોકોમાં પ્રસરેલો અસંતોષ દૂર કરે, મજૂર કોંગ્રેસ દ્વારા મજૂરો અને ઉત્પાદનના પ્રશ્નોનો સંતોષકારક ઉકેલ લાવી શકે, તો મહાસભાનું બળ ઓસરતું જાય છે તે ફરીથી પાછું ભરતીએ ચડે ખરું. અને જો એમ થયું તો તો સમાજવાદી પક્ષને ઘણી ઘણી મહેનતે સરસાઈ પ્રાપ્ત થાય.

સમાજવાદી પક્ષનો ઉદ્દેશ ઉન્નત છે, શાસ્ત્રીય પ્રગતિદાયક રાજકીય વિચારસરણી છે. ગાંધીજી અને જવાહર આશા રાખે એવી વ્યક્તિઓ પક્ષમાં છે. એ પક્ષમાં હજી તો બુદ્ધિશાળી વર્ગ છે—ચળવળખોર વિશેષ છે. તેમની ચળવળ હજી સપાટી ઉપર જ છે. પક્ષના સભ્યોમાં સત્તાપ્રાપ્તિનું માનસ છે ખરું, પણ તેને દાબમાં રાખવાની આવશ્યકતા પક્ષના નેતા સ્વીકારે છે અને સભ્યોને ચેતાવે છે. પક્ષમાં કાર્યકરોની હજી વિશેષ જરૂર છે. એ કાર્યકરો જ સમાજવાદને લોકોમાં ઊંડે સુધી પ્રસારશે. આવા કાર્યકરોનું જૂથ પક્ષે તૈયાર કરવાનું છે, આ એક અગત્યનું અને મહાન કાર્ય છે. આજે સપાટી પર રહેલો સમાજવાદ સમાજના છેક તળેના થર સુધી પહોંચશે અને સમાજ તેને આવકારશે, તે દિવસે પક્ષની મહાન આકાંક્ષા – સમાજવાદી સરકાર સ્થાપવાની – સિદ્ધ થશે.



## વિના – ઓછા – લવાજમ ફંડમાં મદદ

નકુરુથી શ્રી. મંગુભાઈ કે. પટેલ તરફથી શિ. ૪ અને અડાસના લિમુરુ રહેતા શ્રી મનુભાઈ લ. પટેલ તરફથી શિ. ૪, મળ્યા છે. જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

આફ્રિકાના જે ગ્રાહકભાઈઓએ પોતાનાં લવાજમ ન ભર્યાં હોય તે હવે ભરી દે તેવી વિનંતિ છે. નિયમિત લવાજમ ન આવવાથી માસિકને આર્થિક મુશ્કેલીમાં મૂકાવું પડે છે તેથી વર્ષ આખરે જેમનાં લવાજમ બાકી પડે છે તેમને માસિક બંધ કરવાં પડે છે, અને માસિકને આર્થિક ખોટ ખમવી પડે છે. એટલે આળસ ન કરતાં દરેક પોતાનું લવાજમ વખતસર ભરી દેશે આ મુશ્કેલી ટાળશે તેવી આશા છે. જેમનાં લવાજમ બાકી પડે છે તેમને માસિકમાં કાપલી મૂકી ઉઘરાણી કરવામાં આવે છે. તો જે ભાઈઓ લવાજમ વસૂલ કરે છે તેમને પોતાની રકમ દરેક ઝટ આપી દે અગર તેવી સગવડ ન હોય તે પો. ઓ. થી મોકલી આપે.

# નવાં પુસ્તકો

**મહાદેવભાઈની ડાયરી**—પુસ્તક પહેલું: સંપાદક—નરહરિ પરીખ, પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, રૂા. ૪ાા.

**ધૂમ્રસેર**: લેખકો—ગુલાબદાસ બ્રોકર, ધનસુખલાલ મહેતા, પ્રકાશક—ગતિ પ્રકાશન લિ., મુખ્ય વિક્રેતા—ભારતી સાહિત્ય સંઘ, લિ., અમદાવાદ, રૂ. ૧.

**મોતી**: લેખક—જોન સ્ટાઇનબેક, અનુ.—જયન્તી દલાલ, પ્રકાશક, વિક્રેતા ઉપર પ્રમાણે, રૂા. ૦ાા.

**ભગવાનની લીલા**: લેખક—ડોલરરાય માંકડ, વાણી પ્રકાશન, આણંદ, રૂા. ૧ા.

**ફૂલઝાડની વાડી**: લેખક—પ્રકાશક—સોમાભાઇ કીશાભાઇ પટેલ, મુખ્ય વિક્રેતા—ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, રૂા. ૨ાા.



'મહાદેવભાઇની ડાયરી' એ ગુજરાતી સાહિત્યનું કીમતી પુસ્તક છે—ઘણી ઘણી રીતે. ડાયરી સાહિત્યની શરૂઆત ગુજરાતમાં આ પુસ્તકથી થાય છે. બાપુને સાવ નજીક જઇને—અંગત જન બનીને—જોવાનું સદ્ભાગ્ય આ પુસ્તકથી મળે છે. વળી નિરાંતે જોવાનું મળે છે. તા. ૧૦-૩-'૩૨થી તા. ૪-૯-'૩૨ની આ ડાયરી છે. એ કાળ યરવડા જેલનો છે. ત્રણ સાથી છે—મહાદેવ, સરદાર અને બાપુ. એટલે એમાં નથી બહારના જેવી અનેક પ્રવૃત્તિઓ—જે રાજદ્વારી પ્રવૃત્તિઓથી આપણે એમને મોટે ભાગે જોયા છે. અને છતાં પ્રવૃત્તિઓ તો છે—કાંતવાનું, ચર્ચા કરવાની, મઝાક કરવાની, અખતરા કરવાની અને સૌથી મોટી પત્રોના જવાબો આપવાની. આ ડાયરી છે મહાદેવભાઇની એટલું જ, બાકી બધી પ્રવૃત્તિઓની નોંધ છે બાપુની. મહાદેવભાઇની અંગત હકીકત તો ૪૦૦ પાનમાં ચાર પાન આવતી હશે કે કેમ એ શંકા છે! એ બતાવે છે એમની બાપુ પ્રત્યેની ભક્તિ. એ બાપુમાં સમાઇ ગયા હતા. હનુમાનની જેમ એમના હૈયામાં બાપુ જ હતા. ડાયરી એ આત્મકથા કરતાં પણ વિશેષ મહત્ત્વનું સાહિત્ય છે. આત્મકથામાં અગત્યના પ્રસંગો હોય છે, ડાયરીમાં નાનામોટા બધા પ્રસંગો આવે છે. એથી માણસને સાવ નજીકથી જોઇ શકાય છે. આ ડાયરીનો મોટો ભાગ પત્રસાહિત્યમાં જાય તેવો છે. જેલમાંથી લખેલા પત્રોના ઉતારાઓએ મોટો ભાગ રોક્યો છે. વળી એ પત્રોમાં રાજકારણ ચર્ચાય નહિ, એટલે એમાં આવે છે

અંગત વસ્તુઓ, સામાજિક અને મોટે ભાગે ધાર્મિક. અહીં બાપુ સ્નેહીજન તરીકે, પિતા તરીકે, પતિ તરીકે, સસરા તરીકે, મિત્ર તરીકે, ઉપદેશક તરીકે, એમ વિવિધરૂપે વિલસે છે. વચ્ચે વચ્ચે સરદારશ્રીની મઝાકો આવે છે. જાણે એ ત્રણના નાટકમાં હાસ્યનટનો એ ભાગ ભજવતા ન હોય! થોડા નમૂના આ અંકમાં જુદા લેખ રૂપે મૂક્યા છે તે વાંચતાં એની ખાતરી થશે. મહાદેવભાઈ સન ૧૯૧૭ના આખરમાં બાપુ પાસે ગયા ત્યારથી તે ઠેઠ સન ૧૯૪૨ ના ઑગસ્ટમાં તે સ્વર્ગસ્થ થયા ત્યાં સુધીની એમણે ડાયરી લખી છે, એ સંપાદકના નિવેદનમાંના શબ્દો, આ ડાયરી વાંચ્યા પછી દરેકને ઉત્સુક કરશે કે, હવે બીજાં એનાં પુસ્તકો ક્યારે બહાર પાડો છો?



**'ધૂમ્રસેર'** એ સાત દશ્યોનું એક મઝાનું અને પ્રેરણાદાયી નાટક છે. મૂળ 'ધૂમ્રસેર' નીકળી ગુલાબદાસની ટૂંકી વાર્તારૂપે. વર્ષની એ ઉત્તમ વાર્તા ગણાઈ અને તેને મહિડાચંદ્રક મળ્યો. માનવાનું મન થાય છે કે એ નશાથી પ્રેરાઈને સરસ ટૂંકી વાર્તાને લંબાવીને એનું નાટક રચવાનું ગુલાબદાસને દિલ થયું હશે. અને એમાં ભળ્યા ધનસુખલાલ—નાટ્યકાર, વાર્તાકાર અને સ્મૃતિ સાચી હોય તો નટ પણ. પછી તો કહેવાનું શું? મૂળે નાગરની કન્યા અને એને શણગાર સજાવ્યા! સાત દશ્યોના આ ટૂંકા નાટકમાં વિવિધ રસનો સુયોગ પણ સધાયો છે. હસાવે છે, આંખ ભીની કરે છે, અને હૃદય થંભાવી પણ દે છે. અને દેશ માટે કુરબાનીની પ્રેરણા પાય છે. વાંચ્યે જો આવી છાપ પડી છે તો એ કુશળ નટોથી ભજવાતું જોવાનું મળે તો?



**'મોતી'** મેક્સિકાનો દંતકથા ઉપરથી લખેલ લઘુ નવલકથા છે અને એનો વળી લઘુ અનુવાદ દલાલે કર્યો છે. ભાઈ! એ લઘુ ન કરતાં વધુ કર્યો હોત તો? ગુજરાતી વાચકોને એ વિગતમાં રસ નહિ પડે એ બીક છે? બીક સાચી છે, પણ તમે હમણાં હમણાં જે અનુવાદો આપવા માંડ્યા છે— મિ. આદમ, પશુરાજ્ય—એ જોતાં લાગે છે કે તમે એ પ્રવૃત્તિ ચાલુ રાખશો તો જરૂર ગુજરાત શ્રેષ્ઠ સાહિત્યની ઊંચી કૃતિઓમાં રસ લેતું થશે. દંતકથાનું વસ્તુ એવું છે કે આજે ય એ જૂનું નથી થયું. લક્ષ્મી શું કરાવે છે તે એનું વસ્તુ છે. ગરીબાઈની કરુણતા પણ ઉપસાવી છે. એ લક્ષ્મીને બદલે સત્તા શું કરાવે છે તેમ ઘટાવીએ તો રાજકારણની રીતે પણ વાર્તા જોવાય. કદાચ કોઈ ધર્મદષ્ટિએ જુએ તો એને એ રીતે પણ દર્શન થાય! વાત મઝાની છે.

ઉપરની કૃતિની જેમ, 'ભગવાનની લીલા' લોકકથા નાનપણમાં સાંભળેલ તે ઉપરથી આચાર્ય માંકડે રચેલ અનુષ્ટુપની ૧૨૭૩ લીટીનું સુંદર કાવ્ય છે. કાવ્યમાં ત્રણ ખંડ છે, પહેલામાં અને ત્રીજામાં સ્થળ ગામડું હોઈ એને અનુરૂપ સાદી ભાષા છે, બીજામાં નગર અને રાજમહેલ હોઈ તેને અનુરૂપ આલંકારિક ઊંચી ભાષા છે. કોઈ રસપૂર્ણ વાર્તા વાંચતા હોઈએ તેમ એક બેઠકે કાવ્ય પૂરું કરી નંખાય છે. ભાષાનો પ્રવાહ, કૌતુકભર્યું વસ્તુ અને ઊંડો અર્થ, એમ ત્રણે રીતે કાવ્ય સુંદર છે. ગરીબાઈ–વૈભવ, હિંસા–અહિંસા માયા–જ્ઞાન વગેરે વિવિધ પાસાં બતાવી સુખ માટે, અનાસક્ત રહી પ્રાપ્ત, સ્વકર્મે મગ્ન રહેવાનું, કાવ્ય બોધે છે. સુદામાને કૃષ્ણે બતાવેલ લીલાની જેમ, એક ગરીબ બ્રાહ્મણને ભગવાનની લીલા બતાવવામાં આવે છે. બાળપણમાં સાંભળેલી લીલા, મોટપણમાં આપણને એવી લીલા શક્ય નથી એમ લાગવાથી, વાંચી રહ્યા પછી રસની આવેલી ભરતીમાં ઓટ લાવે છે એટલું એની વિરુદ્ધમાં જાય છે.



ફળઝાડની ખેતી કરનારને અને તે સંબંધી જાણવા ઇચ્છનારને માટે **'ફળઝાડની વાડી'** મહત્ત્વની માહિતી પૂરી પાડે છે. પુસ્તકના બે વિભાગ છે. પહેલા વિભાગમાં સામાન્ય ઉપયોગી હકીકતો છે. બીજા વિભાગમાં ૪૦ ફળઝાડ સંબંધી હકીકતો છે. જેઓ વાડીઓ કરે છે તથા જેમને જમીન છે તે સૌ આને વાંચી એમાંની એકાદ સૂચનાનો પણ અમલ કરશે તો જરૂર લાભ થશે.



## સાભાર સ્વીકાર

**કૃષિગોવિદ્યા** (ખેતી અંગેનું માસિક) તંત્રી–ડૉ. મગનભાઈ સી. પટેલ, સંચાલક–કૃષિગોવિદ્યા ભવન, આણંદ, વાર્ષિક લવાજમ રૂ. ૩, પરદેશમાં રૂ. ૫. **લોકજીવન** (જે ગ્રામ શિક્ષણ લેતા હોય તેમને માટેનું પાક્ષિક) તંત્રી–મણિભાઈ દેસાઈ, પ્રકાશક–નવજીવન મુદ્રણાલય, અમદાવાદ, વાર્ષિક લવાજમ રૂ. ૩, પરદેશમાં રૂ. ૫. **અજવાળાં** (બાળકોને ગમે તેવાં, સુધારા અંગેનાં કાવ્યો) યોજક–નારણભાઈ પટેલ, પ્રાપ્તિસ્થાન–ભારત વિદ્યાર્થી આશ્રમ, આમરેલી, રૂ. ૦॥. શ્રી વિઠ્ઠલ કન્યાવિદ્યાલય–નડિયાદનો **અભ્યાસક્રમ**. શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળનું **૪૭–૪૮ નું નિવેદન.**

# સ * મા * ચા * ર

(★) તા. ૧૫મી ઓગસ્ટના આઝાદ દિને, આણંદમાં તાલુકા કોંગ્રેસ સમિતિએ પ્રીતિભોજન ગોઠવ્યું હતું. જેમાં સર્વ કોમનાં—હિંદુઓ, હરિજનો, મુસલમાનો, ખ્રિસ્તિઓ—ખસો સ્ત્રી-પુરુષ-બાળકોએ ભાગ લીધો હતો. શ્રી અંબાલાલ કસનદાસ પટેલે ખર્ચ ઉપાડી લેઇને પ્રીતિભોજન યોજવાની સમિતિને તક આપી તે બદલ એ અભિનંદનના અધિકારી છે. સ્પર્શાસ્પર્શ અને ઊંચનીચના ભેદભાવ દૂર કરવામાં આવા સમારંભો જરૂર સમાજમાં અસર જન્માવશે.

(★) અષાઢના અંકની પ્રસંગકથામાં ધર્મજનાં શ્રી શાન્તાબેન તારાપુર પરણ્યાં તેમાં એમના ભાઇનો વિરોધ છે એમ હકીકત છે. એ અંગે ભીરજથી શ્રી વિઠ્ઠલભાઇ શિવાભાઇ પટેલ લખી જણાવે છે કે, ભાઇ તરીકે પોતાનો એમાં કોઇ વિરોધ ન હતો. પોતે ક્ષયથી પીડાતા હોઇ ડોકટરે એટલી લાંબી મુસાફરી કરવાની છૂટ ન આપી એટલે લગ્નમાં હાજર રહ્યા ન હતા. એ લગ્નમાં એમની સંમતિ હતી. અભિનંદન! છપાયેલ હકીકત દોષ બદલ દિલગીર.

(★) વડોદરા સમસ્ત પાટીદાર કે. મંડળની વાર્ષિક સભા તા. ૧૭–૭–'૪૮ના રોજ પાટીદાર છાત્રાલયમાં મળી હતી. જેમાં બાંધકામના દોઢ લાખનો વિગતવાર હિસાબ રજૂ થઇ મંજૂર થયો હતો. અને નવા વરસના હોદ્દેદારોની ચૂંટણી થતાં વારી પ્રમાણે નિવૃત્ત થતા શ્રી ભાઇલાલભાઇ દા. અમીન, શ્રી મગનભાઇ શ. પટેલ, શ્રી ચિમનભાઈ હ. અમીન તથા શ્રી ચિમનભાઇ મૂ. અમીન ફરીથી ત્રણ વર્ષ માટે ચૂંટાયા હતા. ખાલી પડેલી જગાએ શ્રી પ્રભુદાસ ખુ. પટેલ ચૂંટાયા હતા.

(★) વડોદરામાં પાટીદાર સમાજ સ્થાપવાની પ્રવૃત્તિ અંગે તા. ૧૩–૮–'૪૮ના રોજ શ્રી મગનભાઇ શંકરભાઇ પટેલના પ્રમુખપણા નીચે કોમર્સ-કૉલેજના હૉલમાં ત્રણસો જણની સભા મળી હતી. ચર્ચાને અંતે સમાજ સ્થાપવાનું નક્કી થયું હતું. અને બંધારણ ઘડવા સમિતિ રચાઈ હતી. તેના પ્રમુખ શ્રી મગનભાઇ શં. પટેલ, મંત્રીઓ શ્રી. ચિમનભાઇ હ. અમીન અને શ્રી રમણલાલ સો. પટેલ નીમાયા હતા.

(★) સુણાવના શ્રી ચંદુભાઇ ભીખાભાઇ પટેલ બી. એસસી. થઈ ભૂસ્તર વિજ્ઞાનના વધુ અભ્યાસ માટે તા. ૬–૮–'૪૮ના રોજ અમેરિકા ગયા છે.

(★) ઓડના શ્રી ઉપેન્દ્રકુમાર મગનભાઇ પટેલ બી. એસસી. થઇ વેપારી વહીવટનો અભ્યાસ કરવા તા. ૨૧–૮–'૪૮ના રોજ અમેરિકા ગયા છે.

# પ્ર * સં * ગ * ક * થા

**એક આંખ રડે છે!**

તા. ૧૫મી ઑગસ્ટે આઝાદીનું એક વર્ષ પૂરું થયું. એ વરસ સામે નજર કરીએ છીએ તો, જાણે હિંદમાતાની એક આંખ હસે છે, તો બીજી રડે છે! દેશ ખુવાર ન થાય તે માટે કકળતા હૈયે, વિષનો ઘૂંટડો પી જઈને, દેશના ભાગલા આગેવાનોએ સ્વીકાર્યા. આપણા સૌ કરતાં બાપુને તે વખતે કેટલું દુઃખ થયું હશે? એ ભાગલા પછી, બંગાળ, સિંધ, પંજાબમાં જે લોહી રેડાયું, બહેન-દીકરીઓનાં અપહરણ થયાં, જગતે કદી ન જોયેલ તેવી લાખોની સંખ્યામાં હિજરત થઈ! એ બધાનું વર્ણન કરવાની અહીં જરૂર નથી. રૂદન, વલોપાત, ધિક્કાર, વેર, એમ વિવિધ વિષ એ સમુદ્ર મંથનમાંથી નીકળ્યું. અને એથી હિંદમાતા એક આંખે રડી ઊઠી!

**બીજી આંખે હસે છે!**

આટઆટલું એક વરસમાં વીતી ગયું છતાં મા એક આંખે જ કેમ રડી? બીજી આંખે હસે છે કેમ? માએ વિચારીએ ધાર્યું હશે કે, ખલાસ! આટલી આફતમાં મારાં બાળકો અંદરોઅંદર બાદવોની પેઠે કપાઈ મરશે. હું સ્વાધીન થઈ, પણ બાળકોને પોતાને હાથે કપાઈ મરતાં જોવાને માટે! કલકત્તામાં શરૂઆત પણ થઈ ગઈ. પણ બાપુ તે દિવસે આપણા નસીબે હાજર હતા. ઉપવાસ કર્યા અને જાદુઈ મંત્રની જેમ હત્યાકાંડ અટકી ગયો. ત્યાં પંજાબમાં સળગ્યું. બાપુ દિલ્હી આવ્યા. લાખોની સંખ્યામાં હિજરતીઓ આવી રહ્યા હતા. દિલ્હી દીવાસળી ચાંપે ને ઊડી જાય તેવું દારૂગોળાની વખાર બની ગયું. બાપુએ શાંતિનું મિશન ત્યાં શરૂ કર્યું. એણે સરહદની અગ્નિજ્વાળાઓ દેશમાં ફેલાતી રોકી. દિલ્હીના બાપુના ઉપવાસ હેમખેમ પતી ગયા ત્યારે લાગ્યું કે હવે ઉગરી ગયા. પણ ત્યાં દેશ માટે મોટો આઘાત આવ્યો—બાપુની હત્યા થઈ. માએ કપાળ કૂટ્યું. એણે જાણ્યું કે દેશ ખલાસ થયો. જાદવાસ્થળી જામવાની. પણ આજે વરસ પૂરું થયું ત્યારે મા એક આંખે હસે છે!

**કેમ ન હસે?**

એનાં પંચ લાખ બાળકોએ દેશ માટે ઘરબાર, માલમિલકત, અને વતનનો ત્યાગ કર્યો. માને બીક હતી કે ફરજિયાત કરવા પડેલા ત્યાગથી આ બાળકો દેશમાં બળવો ફેલાવશે. પણ ના, એ બધાંએ ગમે તેવાં દુઃખ ભોગવ્યાં—

ભોગવે છે, પણ દેશમાં અશાંતિ ન જન્માવી. ત્યાગને એમણે દીપાવ્યો. એવો ત્યાગ રાજાઓએ બતાવ્યો. એ પરિસ્થિતિને આભારી ભલે હો, પરંતુ વર્ષોથી લોહીમાં રાજાશાહી હોવા છતાં લોકશાહીને તાબે થતાં કલ્પનામાં ન આવે તેટલી તત્પરતા બતાવી. બાપુના ઘાથી હતાશ થયા વગર નેતાઓએ દેશની ધોરી સાચવી લીધી. જગતના કોઇ પણ દેશને સ્વતંત્રતા મળતાંની સાથે જ જે ભય ઘેરી વળ્યો ન હતો, તેવા વિકટ સંજોગોમાં જવાહર અને સરદારનું પ્રધાનમંડળ સહીસલામત નાવ હંકારી રહ્યું. પછી મા કેમ ન હસે?

**પણ હવે?**

પણ ભૂતકાળની વાતો ફરી વખત બગાડવાનો આપણને હવે પાલવે તેમ નથી. ભૂતકાળનો બોધપાઠ લેઈ આપણે નવા વરસમાં કૂચ કરવાની છે. આઝાદીનું બીજું વર્ષ પૂરું થાય ત્યારે મા બેઉ આંખે હસતી હશે, કે રડતી હશે, એનો આધાર આપણી કૂચ ઉપર છે. એટલે આપણી કૂચ નવા વરસે કયે માર્ગે હોવી જોઇએ તે અંગે આપણે વિચાર કરીશું.

**સ્વરાજ્ય શી રીતે લીધું?**

પ્રજાકીય સરકાર આવતાં દેશમાં જે વિરોધનો સૂર સંભળાય છે, સમાજવાદીઓ જુદા પડયા તેમનો મુખ્ય વિરોધ જોઇએ તો, એમનું એ કહેવું છે કે કોંગ્રેસ સરકાર મૂડીવાદીઓને પોષી રહી છે, જમીનદારોને થાબડી રહી છે, અને રાજાઓને મોટાં વર્ષાસનો બાંધી આપી એને નાહક જીવાડી રહી છે. એમનું કહેવું છે કે સ્વરાજ્ય મળતાં ક્રાન્તિ થવી જોઇતી હતી. પ્રજા અને સરકારે સ્થાપિત હિતોને ઉખાડી નાખવાં જોઇતાં હતાં. રાજાઓનાં રાજ્ય ઝૂંટવી લેવાં જોઇએ, જમીનદારોની જમીન, મૂડીવાદીઓના ઉદ્યોગો, અને ફક્ત એ લોકો હાથેપગે જીવતા રહે એટલું જ, એમને માટે બસ. આપણે બધું લૂંટી લીધાં પછી, એમને જીવતા રાખીએ એ જ એમનું ધનભાગ્ય! આવી ક્રાન્તિ બીજા દેશોમાં નથી થઇ એવું નહિ. જ્યાં થઈ છે ત્યાં એના વર્ગને બાળી દેશમાં આવ્યો છે. રશિયાની ક્રાન્તિ એ મોટો દાખલો છે. પરંતુ એવી ક્રાન્તિ ઇચ્છનાર વર્ગ ભૂલી જાય છે કે આપણે સ્વરાજ્ય ક્રાન્તિ દ્વારા નથી મેળવ્યું, હિંદ-પાકિસ્તાનના ભાગલા પાડવાનું સમાધાન કરીને મેળવ્યું છે. એ સારું થયું છે કે ખોટું, એની અહીં ચર્ચા કરવાનો અર્થ નથી. પરંતુ કહેવાનું એટલું જ કે, નેતાઓએ જે સમાધાનનો માર્ગ સ્વાતંત્ર્ય મેળવવા લીધો, જેને દેશે સ્વીકારી લીધો, તેજ સમાધાનનો માર્ગ દેશમાં સુરાજ્ય સ્થાપવા સરકાર લઇ રહી છે.

### સર્વોદય એ બાપુનું ધ્યેય હતું

વળી બીજા દેશોની દષ્ટિમાં અને આપણી દષ્ટિમાં—એટલે સત્તાસ્થાને બેઠેલ બાપુના અનુયાયીઓની દષ્ટિમાં મોટો ફરક છે. પશ્ચિમમાં, જ્યાં બહુમતીના લોકશાસનનો જન્મ થયો, વિકાસ થયો તેનું ધ્યેય છે—લોકશાસન એટલે વધારેમાં વધારે લોકોનું રાજ્ય. બીજા અર્થમાં કહેવું હોય તો બળિયાના બે ભાગ કરતાંય વધીને બળિયાનો બધો ભાગ! લોકશાસનમાં જે બહુમતી મેળવે તે જે કરે તે કબૂલ! આપણે એ જ લોકશાસન સ્વીકાર્યું છે—બંધારણની રીતે. પણ બાપુની લોકશાસનની કલ્પના હતી સર્વોદય. વધારેમાં વધારેનું કલ્યાણ નહિ, પણ સર્વનું કલ્યાણ. અને એ રીતે ક્રાન્તિ કરતાં સમાધાનનો રસ્તો સર્વોદય માટે વધુ હિતાવહ છે એમ સ્વીકારી કોંગ્રેસ સરકાર એ રસ્તે જતી હોય તો ખોટું શું છે?

### સ્વરાજ્ય મળ્યું એટલે આપણી જવાબદારી વધે છે

સ્વરાજ્ય મળ્યું એટલે આપણું કામ પતી ગયું નથી. સ્વરાજ્યનાં મીઠાં ફળ દેશની શાંતિ અને આબાદી ઉપર આધાર રાખે છે. ચીન સ્વરાજ્ય ભોગવતું હોવા છતાં આંતરવિગ્રહને લીધે શાંતિ કે આબાદીનાં ફળ એને મળ્યાં નથી. આપણો પિત્રાઇ દેશ—થોડાં વર્ષો ઉપર આપણે એક જ હતા— તે બ્રહ્મદેશ આપણી સાથે આઝાદ થયો છે. પણ ક્રાન્તિને માર્ગે જઇને એ ભયમાં મુકાઈ ગયો છે. એટલે ક્રાન્તિની વાતો કરી, એ માટે લોકોને ઉશ્કેરી મૂકવા, અંદર અંદર વર્ગવિગ્રહ કરાવવો, એ સહેલું કામ છે, અમુક સંજોગોમાં કપરું પણ હશે; છતાં એક વરસનાં બાળક માટે એ દવા ખતરનાક છે. માટે સ્વરાજ્યને સુરાજ્યમાં સ્થાપવા માટે આપણી જવાબદારી વધે છે. એ જવાબદારી અદા કરવી એ આપણી સૌની ફરજ છે. એ ફરજ ન અદા કરીએ ત્યાં સુધી દેશ આપણને માફ કરે, પણ એમાં આપણાથી ખતરા કેમ નંખાય? એટલે આજે આપણી મોટી જવાબદારી એ છે કે સંપૂર્ણ ટેકો આપી સરકારના હાથપગ મજબૂત બનાવવા. રાજાજીએ, જવાહરે અને સરદારે એમના સંદેશાઓમાં આપણને આ જ વાત કરી છે.

### આપણે ભૂતકાળ ભૂલી જવો જોઇએ

સમાધાન સફળ બનાવવાની મુખ્ય ફરજ એ છે કે, તે પહેલાંની કડવાશ ભૂલવી જોઇએ. રાજાઓએ સ્વરાજ્યને બને તેટલું દૂર ઠેલવામાં જ પ્રયત્ન કર્યો છે, એ હવે આપણે યાદ ન કરીએ. એમણે સ્વતંત્ર થતાં સ્વદેશાભિમાન

બતાવ્યું છે તેની કદર કરીએ. એવો જ પ્રશ્ન મુસલમાનો માટે છે. પાકિસ્તાન મળ્યું એટલે હવે મુસલમાનોનું અહીં શું છે? એમને હવે હિંદે શું કરવા પંપાળવા જોઇએ? એવું આપણામાંના અમુકના દિલમાં થતું લાગે છે. પણ એ વાત બરાબર નથી. આપણે કદી સ્વરાજ્ય એટલે હિંદુઓનું રાજ્ય એમ ઇચ્છ્યું નથી. એટલે હિંદમાં કોઇ પણ કોમ, એને પોતાનો દેશ માની રહેવા–વર્તવા તૈયાર હોય તે સર્વનું હિંદ સરખું છે. અને એથી સર્વ કોમની જેમ મુસલમાનો સાથે આઝાદ હિંદના નાગરિક જેવો સરખાપણાનો વર્તાવ રાખવો એ આપણા સર્વનો નાગરિક ધર્મ છે. એમાં પંપાળવાપણું નથી, તેમ જ ચડાવવા જેવું નથી. એવું વર્તન ન રાખનાર નાગરિક ધર્મ ચૂકે છે. જે મુસલમાનો હિંદમાં રહ્યા છે અને પોતાનું વતન માને છે, તેને પાકિસ્તાનનું મહેણું મારી ભૂતકાળ યાદ કરાવવો એ નાગરિકપણું નથી. આપણે સમાધાન કર્યું છે, અને સમાધાનમાં ગઇ ગુજરી ભૂલી જવી જોઇએ.

### જે તત્ત્વો વિરુદ્ધ હોય તેની સામે લડીએ

આજે મોટે ભાગે બે તત્ત્વો પ્રજાના હિતમાં ન વર્તતાં, પોતાના સ્વાર્થ પ્રમાણે વર્તી રહ્યાં છે. એક જમીનદાર અને બીજો મૂડીદાર. સરકારે દેશનાં જુદાં જુદાં હિતો ધરાવતા વર્ગો વચ્ચે સમાધાનભર્યો માર્ગ કાઢ્યો છે. ક્રાન્તિનો રસ્તો લીધો નથી. છતાં જમીનદારો અને મૂડીદારો એ સમાધાનનો રસ્તો ન સ્વીકારતાં પોતાના જૂને ચીલે ચાલવા પ્રયત્ન કરે છે. ગણોતધારો અમલમાં આવ્યા છતાં અમુક જમીનદારો એ કાયદાને તાબે ન થતાં ચોરી કરે છે. મૂડીદારોએ તો પ્રજા ઉપર અત્યાચાર કરવામાં બાકી રાખ્યો નથી, એ ફરી મૂકવો પડેલો કાપડ કંટ્રોલ બતાવે છે. આ અને આવાં બીજાં જે તત્ત્વો સરકારનો સમાધાનભર્યો રસ્તો સ્વીકારવા તૈયાર ન હોય તેની સામે લડી લેવાની ફરજ ઊભી થાય છે. સરકારે કડક હાથે એ લોકો જોડે કામ લેવું જોઇએ, પ્રજાએ એમાં પૂરો સહકાર આપવો જોઇએ.

### પણ વાડ ચિભડાં ગળતી હોય તેનું શું?

આ બધા પ્રશ્નોમાં, આજે પ્રજામાં સરકાર અંગે જે વિરોધ છે તે દિવસે દિવસે જોર પકડતો જાય છે રાજાઓ, જમીનદારો અને મૂડીદારોને સીધા કરવા કરતાં સરકારીતંત્ર સીધું કરવાની જરૂર સૌ પહેલી છે એમ લોકોની મોટી બૂમ છે. આ બૂમ અમુક અંશે ખોટી પણ નથી. અનાજના ભાવ છતે અનાજે લોકો ભૂખે મરે તેટલા ઊંચા ચડ્યા છે, કાપડે હાટ વાળ્યો, સરકારી કચેરીઓએ એના એ જ ધક્કા ખાઇને નાહક હેરાન થવું

પડે છે, રેલ્વેની હાડમારીઓ પણ છે. સ્થાપિત હિતોને નાબૂદ કરી પ્રજાનું જીવનધોરણ ઊંચું લાવતાં ભલે વખત થોડો જાય, પણ લોકોને સૂકોપાકો જે રોટલો ટૂકે મળતો હોય તે નિરાંતે ખાવા જેટલું સરકારી તંત્ર તો વ્યવસ્થિત હોવું જોઈએ ને? એ તંત્ર જ, વાડ ચિભડાં ગળે તેમ, પ્રજાને ગળતું હોય તેનું શું?

**કરુણ સ્થિતિ**

આ એક કરુણ સ્થિતિ છે. એનો કોઈ બચાવ નથી. જૂનું તંત્ર વારસામાં મળ્યું છે, તે તરત આખું ને આખું બદલી ન શકાય એ પણ સાચું, પરંતુ એ તંત્રને આજે હજુ પણ એમને પ્રજાનો કોઈ બેલી પૂછનાર છે એવું વસ્યું નથી. ઊલટ, કાર્યશક્તિ ઘટીને વધુ અવ્યવસ્થા વ્યાપી હોય તેમ અમુક દાખલાઓ જોતાં લાગે છે. પ્રજાના સેવક તરીકે ન વર્તતા હોય તેવા અમલદારોને શિક્ષા કે સસ્પેન્ડ કરી, બીજાઓ ઉપર ધડો બેસે તેવા દાખલા બન્યા લાગતા નથી. અને સ્થિતિ એટલે આવીને અટકી છે કે અંગ્રેજ અમલ કરતાં આજનો અમલ વધુ રેઢિયાળ બન્યો છે!

**એનાં કારણો**

સરકારી તંત્ર જે અમલદારો ચલાવે છે તેઓ ક્યારે ય પ્રજાના સેવકો હતા નહિ. એમને એ હજુ પણ હૈયામાં વસ્યું હોય તેમ લાગતું નથી. અને કોંગ્રેસી જે સત્તાસ્થાને આવ્યા તે બધા સરકારી તંત્ર ચલાવવાની શક્તિ ધરાવે છે એમ પણ ન હોય. સરકારી વહીવટ કરવો એ કોંગ્રેસને માટે, કે બીજા પક્ષના આગેવાનો માટે નવીન છે. દેશ માટે જે જે આગેવાનોએ ભોગ આપ્યો હોય, સહન કર્યું હોય, જેલ વેઠી હોય, તેમનામાં વહીવટી કુશળતા હોય જ એમ માની લેવાનું નથી. એ બધા સ્વરાજ્યની લડતના સૈનિકો – નાયકો – હતા. એમાંથી જે વહીવટી કુશળતાવાળા હોય તેમની તંત્રસંચાલનમાં ભરતી થાય એ સામે કોઈનો વાંધો હોવો ન જોઈએ. પરંતુ જે એવી કુશળતા ન દેખાડી શકે, તેમને એવું સ્થાન મળ્યું હોય તો એનો પ્રજાને વિરોધ કરવાનો સંપૂર્ણ અધિકાર છે. આજે સત્તાસ્થાને બેઠેલા બધા કુશળ વહીવટી હોય તેમ માનવાનું કોઈ કારણ નથી. એટલે તંત્રમાં વ્યવસ્થાની ખામી જણાય છે. બીજું એ કહેવાય છે કે, દરેક લાગવગ ધરાવનાર કોંગ્રેસી, જાણે પોતાની કોઈ માલિકીની પેઢી હોય તેમ સરકારને માને છે, અને તેથી કાયદાની ઉપરવટ થઈ મનસ્વી વહીવટમાં દખલ કરે છે! વળી વગવસીલો પણ વધી જઈ મામા-માસીનાઓને લાભ મળી રહ્યો છે. ગઈ કાલ સુધી લડતમાં કુરબાની કરનાર, આજે સ્વાર્થી બની ગયા છે! આ સ્થિતિમાં જૂના

ગાનસના અમલદારો પ્રજાને સંતોષવાને બદલે, પોતાનું સ્થાન સલામત રાખવા, કોંગ્રેસીઓની ખુશામત કરતા થઇ ગયા છે. આવા વિવિધ સાચા–ખોટા સૂરો પ્રજામાંથી નીકળે છે. આવી ખામીઓ હોય તો વહીવટીતંત્ર શિથિલ બને એ સ્વાભાવિક છે.

## આ સ્થિતિમાં પ્રજાનો ધર્મ

આ કારણો અમુક અંશે સાચાં પણ હશે. સહજ પણ છે. ગઇ કાલ સુધીના, વર્ષો સુધી સેવા કરનાર, નિઃસ્વાર્થી કોંગ્રેસીઓ આવા કેમ બની ગયા? એમ પણ ઘણાંને સવાલ થાય છે. એમને કહેવાનું કે વિશ્વામિત્રનું ૬૦ હજાર વર્ષનું તપ મેનકા આગળ ચળી ગયું હતું, તો ૧૦, ૨૦ કે ૩૦ વર્ષની સેવા સત્તા કે લક્ષ્મી દેખતાં જો કોઇ કોંગ્રેસીની ચળી ગઇ હોય તો એમાં આશ્ચર્ય કંઇ નથી. ફક્ત પ્રજાએ એટલું જ કરવાનું કે એવા સેવકને વિનયપૂર્વક કહી દેવાનું કે તમે સત્તાસ્થાનેથી ખસી જાઓ. પણ એવા થોડા કોંગ્રેસીઓના તપભંગને કારણે પ્રજા જો કોંગ્રેસને ટેકો આપતી અટકી જશે, વિરોધીઓનો હાથો બની કોંગ્રેસને તરછોડશે તો, એકસામટાં સોનાનાં ઇંડાં લેવા જતાં મરઘી મારી નાખનારે હરરોજ મળતું એક ઈંડું ગુમાવ્યું હતું તેના જેવી આપણી દશા થશે.

## નવી ચૂંટણી આવે છે તેમાં સાવધ રહીએ

આપણે આઝાદીનું બીજું વર્ષ પૂરું કરીએ તે પહેલાં નવી ચૂંટણી આવવાની છે, એવી હાલ ગણતરી છે. આપણે હાલ સરકારી શિથિલ તંત્રને લીધે કોંગ્રેસથી કંટાળી ગયા હોઇએ તેવું દેખાય છે. પણ જો એમ આજે કોંગ્રેસથી કંટાળીને, એને પૂરતો વખત આપવાની ધીરજ બતાવ્યા વગર, બીજે પક્ષે દોડી જઇશું, તો એ પક્ષના કાર્યકરો સત્તા દેખતાં નહિ ચળી જાય તેની ખાત્રી છે? હિંદમાં આજે સમાજવાદી પક્ષ આશાજનક છે ખરો, પણ એની પાસે દેશનો વહીવટ સુવ્યવસ્થિત ચલાવે એવા પૂરતા માણસો છે? ભવ્ય આદર્શોથી દોરવાઈ જવાનું કંઇ કારણ નથી. કોંગ્રેસ પોતે દેશના કોઇ પણ ઉદ્દામ તત્ત્વોને ચડી જાય તેવા આદર્શો ધરાવે છે; પણ આજે જોઇએ છીએ કે એ આદર્શો ફળે ત્યારે ખરા, ફક્ત વહીવટીતંત્ર જ વ્યવસ્થિત રહ્યું નથી! એટલે નવા વરસે આપણે ટેકો કોંગ્રેસ સરકારને જ આપવાનો છે, ફક્ત એમાં જે તપભંગ થયા હોય, વહીવટી કુશળતા ન બતાવી શક્યા હોય તેમને સત્તાસ્થાને ન ચૂંટવા જોઇએ, ન ચૂંટાવા દેવા જોઇએ, એ આપણી ફરજ છે. કોંગ્રેસને કહી દેવું જોઇએ કે અમે તમારી પડખે છીએ,

પણ ગમે તેવાં હૂડાંને. મત આપના જેવા અંધ પણ નથી. અમારે સુરાજ્ય સ્થાપવું છે, અને તેનો વહીવટ કરે તેવા કોંગ્રેસીને ચૂંટવા છે.

### કોંગ્રેસ આપણું સાંભળશે?

આ રીતે કોંગ્રેસ આપણું સાંભળતી હોય તો શું જોઈએ છે? એ તો સત્તા મળી કે, એની બહુમતી પૂરતી છે, એટલે પ્રજાનું સાંભળવાની દરકાર કરતી નથી, એમ લોકોનું માનવું છે. એટલે કોંગ્રેસ સાથે ઊભા રહેવાની આ દલીલ કરતાં આજ સવાલ સૌ કોઈને કરવાનું મન થાય છે કે, કોંગ્રેસ આપણું સાંભળશે? આપણામાં શક્તિ હશે તો કોંગ્રેસને સાંભળ્યા વગર છૂટકો નથી. અને જો શક્તિ નહિ હોય તો, જેમ કોંગ્રેસ નહિ સાંભળે તેમ બીજો કોઈ પક્ષ, સત્તાસ્થાને આવ્યા પછી નહિ સાંભળે. એટલે એ પ્રશ્ન આપણે જો કોઈને પૂછવાનો હોય તો આપણી જાતને પૂછવાનો છે. આપણામાં એટલી શક્તિ કે? સ્વતંત્ર નાગરિક તરીકે આપણે ગત વર્ષ પૂરું થયું તેમાં ફરજ બજાવી છે?

### પ્રથમ આપણે જાત સુધારીએ

સરકારના વહીવટ પ્રત્યે આપણે ભલે ફરિયાદ કરવાની હોય, એ ફરિયાદ આપણે મક્કમ રીતે મૂકવા તૈયાર પણ છીએ. પરંતુ એ સાથે આપણી સામે સરકારને કંઈ ફરિયાદ કરવાની ન હોય, તેવું આપણું વર્તન પણ હોવું જોઈએ કે નહિ? સરકાર નવી છે, અને પ્રશ્નો પણ નવા નવા ઊભા થાય છે, એટલે એ અખતરા કરતી હોય છે. બીજું કરે પણ શું? કંટ્રોલ કાઢી નાખ્યા, આપણે માગણી કરી, બાપુએ ફરજ પાડી, એટલે. આજે ફરી કાપડનો કંટ્રોલ મૂકવો પડ્યો. સરકાર આપણને કહે છે કે, હમણાં કાપડ ન ખરીદશો—નવા કંટ્રોલમાં બધાંને ઓછી કિંમતે મળી રહેશે. પણ આપણે સરકાર ઉપર શ્રદ્ધા રાખ્યા વગર દોડ્યા – ઝીણું નહિ મળે એ બીકે. અને પછી વેપારીઓ કાળુંબજાર કરે છે એવી સાથે સાથે બૂમ પણ મારવા લાગ્યા! તો શું સરકારની ફરજને યાદ દેવડાવતા આપણે આપણી કોઈ ફરજ અદા કરવાની જ નહિ! અને આવી સ્થિતિમાં કોંગ્રેસ કે બીજી સરકાર આપણને શી રીતે સુખી કરી શકશે?

### જય હિંદ!

આઝાદીના આ શરૂ થયેલા બીજા વર્ષમાં આપણે સૌ નાગરિક તરીકેની ફરજ બજાવી, સરકારને તેની ફરજ અદા કરવામાં મદદ કરી, માની જો એક આંખ હજુ રડે છે તેને બીજું વર્ષ પૂરું થતાં આપણે હસતી કરીએ. જય હિંદ!

# પાટીદાર

સ્થાપક સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

૨૦૦૪ ] સપ્ટેમ્બર-’૪૮ [ આસો


જગતના એક મહાન ફિલસૂફ ઍરિસ્ટોટલે કહ્યું છે કે, સદ્‌ગુણ એ ગુણોનું મધ્યબિંદુ છે. અને એક તરફ ખસી પડવાથી તે દુર્ગુણ બની જવાનો ભય રહે છે. ઉદાહરણ તરીકે, હિંમતની એક બાજુ બીકણપણું વસે છે અને બીજી બાજુ અવિચારીપણું (rashness) વસે છે. તેમાં હિંમતને અવિચારીપણા સાથે બહુ ભાઈબંધી હોય એમાં ભળી જવાનો સંભવ છે. તેજ પ્રમાણે સ્વતંત્રતાથી ઊલટી પરતંત્રતા, પણ સ્વતંત્રતાનું દુષ્ટ રૂપ સ્વચ્છંદતા. આથી સ્વતંત્રતાનો પૂરેપૂરો અને ખરેખરો અર્થ સમજી લેવો જોઈએ.

— આનંદશંકર ધ્રુ


તંત્રી:
ઈશ્વર પેટલીકર

## આ અંકની સામગ્રી


| | | |
|---|---|---|
| સૌંદર્ય | નારાયણ | ૧ |
| જેલમાં મહારાજ | ગગલભાઈ મહેતા | ૨ |
| અસરકારક રસ્તો | ઈશ્વર પેટલીકર | ૮ |
| મૂગ કે દલીલ ? | અસારશાસ્ત્રી | ૧૩ |
| ભરત | ઈશ્વર પેટલીકર | ૧૮ |
| સમાજનાં પાત્રો | નાનુભાઈ દવે | ૨૩ |
| અંહેનો સાથે વાર્તાલાપ | ઈશ્વર પેટલીકર | ૨૫ |
| નવાં પુસ્તકો | ... ... | ૩૦ |
| પ્રસંગકથા | ... ... | ૩૩ |



**વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૩ : પરદેશમાં શિલિંગ ૬**

છૂટક નકલ પાંચ આના.

'પાટીદાર' કાર્યાલય—આણંદ


+ દર મહિનાની ૨૫મી તારીખે માસિક નિયમિત પ્રગટ થાય છે.

+ અંક ન મળ્યાની ફરિયાદ આખર તારીખ સુધીમાં જણાવી દેવી. તે પહેલાં પોસ્ટમાં તપાસ કરવી.

+ કાર્તક અને વૈશાખ, એમ બે હપ્તે વાર્ષિક ગ્રાહક નોંધાય છે. વચ્ચે ગ્રાહક થનારને શિલક હોય ત્યાં સુધી પાછલા અંક મોકલાય છે.

+ નનામા પત્રો કે લેખ ઉપર ધ્યાન આપવામાં નથી આવતું. ન સ્વીકારાયેલ લેખ પોસ્ટની ટિકિટો બીડી હશે તો જ પરત કરાશે.


મુદ્રક : આશાભાઈ ગોરધનભાઈ પટેલ, ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ, આણંદ
પ્રકાશક : ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ, પાટીદાર કાર્યાલય, આણંદ

# 'પાટીદાર'ના ગ્રાહકો જરૂર વાંચે

* આ અંક માસિકનું સામાન્ય વર્ષ પૂરું થાય છે. અને આવતો અંક નવા વરસનો પહેલો અંક હશે એટલે જે ભાઈબહેનોનું લવાજમ આ માસે પૂરું થતું હોય તે તા. ૨૫-૧૦-'૪૮ સુધીમાં લવાજમના રૂપિયા ત્રણ મ. ઓ.થી મોકલી આપે. **જેમનું લવાજમ એ તારીખ સુધીમાં કાર્યાલયને નહિ મળ્યું હોય તેમને કાર્તિકનો અંક વી. પી.થી રવાના કરવામાં આવશે.**

* જે ભાઈબહેન નવા વર્ષે ગ્રાહક તરીકે ચાલુ રહેવા ન ઇચ્છતાં હોય તે પોસ્ટ કાર્ડ લખી તેમની એ ઇચ્છા જરૂર કાર્યાલયને જણાવે. કોઈ કોઈ ભાઈબહેન આ પ્રમાણે જણાવતાં નથી અને વી. પી. કરેલ અંક પરત કરે છે, એ સારું ગણાય નહિ. બે પૈસાનું પોસ્ટ કાર્ડ લખવાની આળસમાં એથી કાર્યાલયને વી. પી. ટપાલના ચાર આના ખોટી રીતે ખર્ચવા પડે છે. વળી પોસ્ટ ઑફિસને અકારણ કામનો બોજો વધે છે. આશા છે કે 'પાટીદાર'ના ગ્રાહકોમાંથી એક પણ ભાઈબહેન આવી આળસ નહિ કરે.

* **નડિયાદના ગ્રાહકોને વિનંતિ કે,** દર સાલ ત્યાંનું લવાજમ શ્રી. ગોમાભાઈ દેસાઈભાઈ પટેલ ઉઘરાવતા હતા. પરંતુ એમની અશક્તિને લીધે હવેથી તે કામ કરી શકે તેમ નથી. એટલે નડિયાદનાં ગ્રાહક ભાઈબહેન પણ મ. ઓ.થી પોતાનું લવાજમ ઉપરની તારીખ સુધીમાં મોકલી આપે. અગર દેશની સામાન્ય વ્યવસ્થા પ્રમાણે તેમની ઉપર પણ અંક વી. પી.થી રવાના કરવામાં આવશે.

* પોસ્ટ ઑફિસ દરરોજ ૨૫-૩૦ની સંખ્યાથી વિશેષ વી. પી. લેતી નહિ હોવાથી વી. પી.થી અંક મેળવનારને ક્રમ પ્રમાણે વારો આવતાં વી. પી. થાય છે એટલે અંક મોડો મળવા સંભવ રહે છે. એવો મોડો અંક મેળવવાની જેમની ઇચ્છા ન હોય તે મ. ઓ. કરે એ જરૂરી છે. બાકી ક્રમ પ્રમાણે દરેકને વી. પી.થી અંક મળશે.

* **ઓછા લવાજમમાં બહેનોને, વિદ્યાર્થીઓને તથા ગુજરાતી શાળાના શિક્ષકોને રૂા. ૨)ના લવાજમે માસિક આપવાનું ચાલુ છે.**

* આફ્રિકાના ગ્રાહક ભાઈઓ પણ પોતાનું લવાજમ ત્યાં ભરી દે, અને તેવી સગવડ ન હોય તે પો. ઓ.થી અહીં મોકલી આપે.

# ભાવીતાર

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

આસો સં. ૨૦૦૪ | સપ્ટેમ્બર-૪૮ | વર્ષ ૨૫ અંક ૧૨


## સૌંદર્ય

મોર કળા કરીને પોતાના સૌંદર્ય ઉપર વારી જાય છે. પરંતુ બીજી ક્ષણે એની નજર પગ ઉપર પડે છે ત્યારે એને થાય છે—મારા પગ જો ભગવાને કદ્રુપા ન કર્યા હોત તો કેવું સારું?

એ મોર જેવી દશા મનુષ્યસમાજની પણ છે. પશ્ચિમની ગોરી પ્રજા—ગોરી લલના—ને પોતાના ઊંચા અને મજબૂત ગૌર વર્ણ પ્રત્યે સૌંદર્યનું અભિમાન છે, પણ માંજરી આંખો અને ભુખરા વાળ પ્રત્યે એટલો જ બળાપો છે. એને સ્યામ પ્રજાની સ્ત્રી જોઈને થાય છે કે મને એના જેવો કાળો કેશકલાપ અને નમણી કાળી ભમ્મર આંખો આપી હોત તો?

એશિયાની સ્યામ લલનાને ગોરી લલના એના જે અંગની ઈર્ષા કરે છે એથી સંતોષ નથી. એને જોઈએ છે ગોરી લલનાનો ગૌર વર્ણ અને ગુલાબી લાલી!

આ બંનેનો અસંતોષ સમજી ભગવાને મધ્યમ રસ્તો કાઢ્યો—વિશાળ એશિયાની એક પ્રજાને પીળી ઘડી. એનામાં પશ્ચિમનું ફિક્કું ગોરાપણું મૂક્યું અને સ્યામ પ્રજાનું નમણું કાળાપણું મૂક્યું. છતાં એને ય સંતોષ ન થયો. એને બૂચું નાક અને પીળાશપણું ડંખે છે.

હબસી લલના ભગવાનને શું કહેતી હશે એ તો એની ભાષા જાણનાર સમજે!

ભગવાન આ બધો તાલ જોઈ ખડખડ હસે છે. કહે છે—તમે મારી પાસે સૌંદર્ય માગો છો એમાં જ તમારી ભૂલ છે. સૌંદર્ય એ તમારી કલ્પનામાં છે. અને એ કલ્પનાને હું તો શું પણ મારા જેવા ગમે તેટલા ભગવાન પણ પહોંચી વળે તેમ નથી!

नारायण

# જેલમાં મહારાજ

**બબલભાઈ મહેતા**

પૂજ્ય રવિશંકર મહારાજ એ ગુજરાતની અમૂલ્ય ખાણ છે. એ ખાણમાંથી કોઈ કોઈ લેખક-ખાણિયાએ અમુક અમુક અનુભવરત્ન ગુજરાત આગળ મૂક્યાં છે. પણ શ્રી બબલભાઈ મહેતાએ 'રવિશંકર મહારાજ' એ પુસ્તક લખીને એ આખી ખાણ આપણા આગળ એકસામટી રજૂ કરી છે. જેલના અનુભવીઓ કહે છે કે, માણસની સાચી પરીક્ષા જેલમાં થાય છે લાખોની મિલકતનો ત્યાગ કરનાર જેલમાં સહેજ શાક માટે લડે છે. વિશાળ સૃષ્ટિની વાત કરનાર વિદ્વાન સૂવાની વેંત જગા માટે મારામારી કરે છે. માણસને એના નગ્ન સ્વભાવમાં રજૂ કરતા એવા જેલ જીવનમાંથી પૂ. મહારાજને પારખવા અહીં ત્રણ જેલ પ્રસંગો નમૂના તરીકે રજૂ કર્યા છે.

## [ ૧ ]

### પ્રથમ જેલ–૧૯૨૩ : નાગપુર ઝંડા-સત્યાગ્રહ

નાગપુર જેલમાં પૂરા સ્થિર થાય એ પહેલાં મહારાજ અને એમના સાથીઓની ત્યાંથી ઉપાડીને અકોલાની જેલમાં બદલી કરવામાં આવી.

નવી જેલમાં બદલી કરવા પાછળ અમલદારોનો હેતુ નાગપુર જેલ ઊભરાવા ન દેવી એ હશે, પણ સત્યાગ્રહીઓને ત્રાસ આપીને સત્યાગ્રહ કરવાનું ભૂલાવવાનો પણ હતો.

મહારાજ કહે છે કે, 'આ જેલની પદ્ધતિ જ એવી હતી કે નાની નાની બાબતમાં પણ એ માણસને કડે. પહેલેથી મનની તૈયારી ન કરી હોય એવાને બહુ આકરું લાગે. સદ્ભાગ્યે મને પણ ચક્કી માટે પસંદ કરવામાં આવ્યો હતો. અમને દરેકને એક એક અલગ ઓરડીમાં લઈ ગયા. ત્યાં ઘંટી મારી રાહ જોઈને બેઠી હતી. વૉર્ડરે મારાં કપડાં ઉતરાવ્યાં, કેડે રૂમાલ વીંટળાવ્યો અને સવા મણ જુવાર દળવાનું સોંપીને ઓરડી બહાર તાળું માર્યું. આમ મારું દળવાનું કામ શરૂ થયું

'પહેલે દિવસે મેં ૨૫ શેર દળ્યું. બપોરે મને ખાવા માટે બહાર કાઢ્યો. થાક ખૂબ લાગ્યો હતો. સાંજે મેં કામ ન કર્યું. પણ પહેલો દિવસ હોવાથી કોઈ કશું બોલ્યું નહિ રાત્રે સૂતાં પહેલાં મારો જીવ બળવા લાગ્યો કે ગાંધીજીએ તો જરા ય મન ચોર્યા વિના જેલમાં કામ કરવાનું કહ્યું છે, અને મેં તો પચ્ચીસ શેર જ દળ્યું. એ જ વખતે મનમાં નિશ્ચય કર્યો કે કાલથી આવી ગફલત નહિ કરવી.'

'બીજે દિવસે નાહીને સંધ્યા કરી. પછી દળવા જનારને સવારમાં નાસ્તા માટે એક રોટલો આપે છે એ રોટલો આવ્યો. એ ખાઈને હું કામ પર ચડી ગયો. દળવાની ઓરડીમાં જઈને મેં ખરા હૃદયથી પ્રાર્થના કરી. 'બાહુભ્યામ્ યશોબલં કરતલ-કરપૃષ્ઠે' વગેરે મંત્રો બોલ્યો, અને પ્રભુ પાસે માગણી કરી કે આ દળણું દળાઈ જાય એવું મારામાં બળ આપો. પા કલાકની પ્રાર્થના પછી મેં ઘંટીનો ખીલડો પકડ્યો. મન સાથે નિશ્ચય થઈ ગયો કે બધું કામ પૂરું થયા વિના કામ છોડવાનું નથી. હાથ થાકે કે તૂટે પણ કામ બંધ કરવાનું નથી. જમીન ઉપર પગ ગોઠવીને મેં દળવાનું શરૂ કર્યું. એ વખતે મારામાં કોણ જાણે ક્યાંથી એ નવું બળ આવ્યું એની સમજ મને આજે પણ પડતી નથી. સવારે ૭ વાગ્યે મેં કામ શરૂ કર્યું અને નવ પહેલાં ૧ાં મણ દળણું દળી નાખ્યું!

પરસેવો તો શરીરમાંથી એટલો નીકળ્યો કે એના રેલા ઓરડીના ઉંબરે પહોંચ્યા. લોટ ઉડવાથી શરીર બાવા જેવું થઈ ગયું હતું. કામ પૂરું થયું ત્યારે મારા શરીર સામે જોઈને હું ખડખડાટ હસી પડ્યો. થોડી વારે ઓરડીનું બારણું ઊઘડ્યું. જોવા આવેલો વૉર્ડર તો ઠક જ થઈ ગયો. જેમણે જેમણે સાંભળ્યું એ આશ્ચર્ય પામ્યા.

'બીજે દિવસે પણ એ જ પ્રમાણે મારું કામ પૂરું થઈ ગયું. વરધી પૂરી થઈ ગયા પછી કોઈ મારું નામ-સરખું લેતું નહિ. હાથ તો પાકી ગયા હોય એવા થઈ ગયા હતા. મારા હાથ દબાય અને થાક ઊતરી જાય એટલા માટે હું હાથ દબાય એ રીતે પથ્થર ઉપર સૂઈને આળોટતો. એથી મને ઠીક આરામ રહેતો.'

એક દિવસ મહારાજ ચક્કી ચલાવતા હતા એટલામાં સુપરિન્ટેન્ડેન્ટ રોન પર આવ્યા. પરસેવે રેબઝેબ થઈ ગયેલા મહારાજને જોઈને એમણે પૂછ્યું કે, કાંઈ કહેવાનું છે? મહારાજે કહ્યું કે બપોરે હું નવરો રહું છું એ વખતે મને વધારાનું સાદડી ગૂંથવાનું કામ આપશો તો ખુશીથી કરીશ. એ વખતે તો એમણે વધારાનું કામ આપવાની ના પાડી અને આગળ ચાલ્યા. પણ બીજા દિવસથી મહારાજના હાથમાંથી ચક્કી ખૂંચવી લેવામાં આવી અને એમને પણ બધા સાથે પથ્થર ફોડવા મોકલી આપવામાં આવ્યા.

પથ્થર ફોડવાની વરધી એવી હતી કે દરેક કેદીએ રોજ આઠ ઘનફૂટ પથ્થર ફોડીને બે ફર્લાંગ દૂર ઢગલો કરી આવવો. પથ્થર ફોડતી વખતે પથ્થરની કરચો એવી ઊડતી કે એ વડે રોજ બે ચાર જણા ઘવાતા. આંખ ફૂટી ન

જાય એ માટે દરેક કેદીને આંખે બાંધવા માટે પતરાંની જાળીનાં ચશ્માં (ડાબલા) આપવામાં આવ્યાં હતાં.

પહેલેજ દિવસે મહારાજે સાત ઘનફૂટ પથ્થર ફોડ્યા. વૉર્ડરે કહ્યું, વરધીમાં એક ઘનફૂટ ઓછા થયા.

મહારાજે કહ્યું, આન શા માટે ૭ ઘનફૂટજ લખને.

નિયમ એવો હતો કે નવા આવનારે ત્રણ દિવસ સુધીમાં પૂરી વરધી કરતા થઈ જવું જોઈએ. મહારાજે બીજા દિવસથીજ આઠ ઘનફૂટનો ઢગલો કરવા માંડ્યો. ત્યાં ઘાણીનું કામ પણ કેદી પાસે કરાવવામાં આવતું હતું. એકાદ મહિના પછી મહારાજે જેલર પાસે એ ઘાણીકામની માગણી કરી પણ જેલરે એવું સખત કામ આપવાની ના પાડી. થોડા વખત પછી એમને વણાટકામમાં મૂકવામાં આવ્યા. મહારાજ વણાટની ૧૩ વારની વરધી રોજ પૂરી કરી દેતા.

## [ ૨ ]

## બીજી વખત–૧૯૨૮ : બારડોલી સત્યાગ્રહ

સૂરત સબ જેલમાંથી મહારાજને સાબરમતી ખસેડ્યા ત્યારે એમના સાથીદાર તરીકે એમને ભાઈ ચિનાઈ મળી ગયા હતા.

આઠ દિવસ પછી મહારાજનો ચહેરો થયો. એટલે એમનું કામ નક્કી થયું. મહારાજને ચક્કી આપવામાં આવી અને છોટા ચક્કર નંબર ૩માં રાખવામાં આવ્યા.

મહારાજને એમની ખોલીમાં ૩૮ શેર અનાજ દળવા આપવામાં આવતું. પૂરાં પાંચ અઠવાડિયાં સુધી આ ક્રમ ચાલ્યો. ભાઈ ચિનાઈનું શરીર સુંવાળું હતું છતાં એમને ય એટલું જ દળણું આપવામાં આવતું. બંનેની ઓરડીઓ એક બૅરેકના બે છેડે અલગ અલગ રાખવામાં આવી હતી. એકજ વૉર્ડમાં અને એકજ હારમાં રહેવા છતાં એમને મળવા દેવામાં નહોતા આવતા.

ભાઈ ચિનાઈથી પૂરું દળાતું નહિ એટલે એમને રોજ સાહેબ પાસે રજૂ કરવામાં આવતા. રજૂ કરવા લઈ જાય એટલે વખત બગડે તેથી બીજે દિવસે પહેલા દિવસ કરતાં પણ ઓછું કામ થાય. સાહેબ રોજ રોજ ચેતવણી આપ્યા કરે.

મહારાજને આનું મનમાં બહુ દુઃખ રહ્યા કરતું. એમને દળી આપવાનું મન થઈ જતું, પણ ત્યાં જવા જ કોણ દે? એક દિવસ મહારાજ એમનું ૩૮ શેર દળણું દળીને છાનામાના ચિનાઈની ઓરડીમાં પેસી ગયા અને દળાવવા મંડી પડ્યા. પણ તાકડે તેજ દિવસે એવું બન્યું કે શ્રી ડાહ્યાભાઈ

દેરાસરી અમદાવાદ શહેરમાંથી જેલની મુલાકાતે આવ્યા હતા. એ જેલ કમિટીના મેમ્બર હતા અને અઠવાડિયે એક દિવસ કેદીઓને ધાર્મિક ઉપદેશ આપવા આવતા હતા. મહારાજ જેલમાં આવ્યા છે એ જાણીને એમને મહારાજને મળવાનું મન થયું. જમાદાર સાથે એ મહારાજની ખોલીએ ગયા પણ ત્યાં તો કોઈ હતુ નહિ. તપાસ કરતાં મહારાજ ચિનાઇની ઓરડીમાં દળાવતા મળી આવ્યા. એથી પોલીસ તો એમના ઉપર ખૂબ ચિડાઈ ગયો પણ મહેમાનની રૂબરૂમાં એ કશું બોલ્યો નહિ.

લંગોટીના પોષાકમાં મહારાજને જોઈને ભાઇ દેરાસરીને શુ થયું હશે એ તો પ્રભુ જાણે. પણ મહારાજે એમને જોયા એટલે તરત થોડા વખત પહેલાં એમના દીકરા જ્વલમભાઈ ગુજરી ગયા હતા એમને યાદ કરીને આશ્વાસનના બે શબ્દો કહેવા લાગ્યા. ભાઇ દેરાસરીને લાગણી થઇ આવી અને આંખમાંથી આંસુ નીકળી પડયાં. એમણે ભાઇ ચિનાઈને પણ ઓળખ્યા. ત્યાંથી છૂટા પડતાં પહેલાં એમણે કાંઇ તકલીફ તો નથી ને એવું પૂછ્યું. એના જવાબમાં મહારાજે કહ્યું કે બીજી તો કશી તકલીફ નથી પણ આ ભાઈ ચિનાઇથી દળાય એમ નથી. એમની દળવાની વરધી નીકળી જાય તો સારું. બીજે દિવસથી ભાઇ ચિનાઇની ચક્કી બંધ થઇ એથી મહારાજને બહુ આનંદ થયો. પણ એમની ચક્કી બંધ થઇ એની સાથે એમની બદલી બીજા ચક્કરમાં થઇ. એટલે એ મહારાજથી છૂટા પડયા.

મહારાજ તો રોજ એમની દળવાની વરધી પૂરી કરે છે અને સારી રીતે જેલના દિવસ પસાર કરે છે. દર અઠવાડિયે સુપરિન્ટેન્ડેન્ટ રોન ઉપર આવે એ વખતે પણ એ તો એમનું કામ કર્યા જ કરે. ન મળે કશી ફરિયાદ કે ન કરે બીજી કાંઈ વાતચીત. એક દિવસ સુપરિન્ટેન્ડેન્ટે એની મેળે મહારાજની હિસ્ટરી ટિકિટ માગી અને એમાં ઘંટીને બદલે નાડાપાટીનો શેરો કરાવ્યો. એ જાણીને ત્યાંનો વોર્ડર તો રાજી રાજી થઇ ગયો.

[ ૩ ]

## ત્રીજી વખત – ૧૯૩૦ : મીઠા સત્યાગ્રહ

બીજાં બધાં જેલખાનાંઓથી જુદું પડે એવું નાસીકનું જેલખાનું હતું. એ તાજેતરમાં જ નવી ઢબ પ્રમાણે બાંધવામાં આવ્યું હતું. આખી જેલમાં ગટર ગોઠવી હતી. પરદેશી ઢબનાં ફલશ જાજરૂઓ તથા મૂતરડીઓ ગોઠવ્યાં હતાં અને ત્યાંનાં હવાપાણી તો સારાં હતાં જ.

જેલની પાછળ જ મહારાજ વગેરેનો રેલવે ડબ્બો લાવવામાં આવ્યો. અને બધા કેદીઓને નવી જેલમાં દાખલ કરવામાં આવ્યા. જેલના સુપરિન્ટેન્ડેન્ટ મિ. ભંડારી તથા જેલર મિ. કરેલીએ અગાઉથી આ નવા આવનાર કેદીઓ માટે જેલની ઓરડીઓ વાળીચોળીને સ્વચ્છ કરાવી રાખી હતી. દરેક ઓરડીમાં ગાદલું, પાથરણું. પુસ્તકની ઘોડી, થાળી, વાટકો, પ્યાલો તથા લોટો આટલી ચીજો ગોઠવી રાખી હતી. એ યાર્ડમાં ૩૦ ઓરડીઓ હતી. એટલે આખો યાર્ડ આ નવા કેદીઓ માટે રોકવામાં આવ્યો.

મહારાજ કહે છે કે, 'આ નવી જેલનો ઠાઠ જોઇને મને તો એમજ લાગ્યું કે, આ વખતે સરકારે અમને મહેમાન તરીકે જ જેલમાં બોલાવ્યા છે. અહીં પણ અમે કાચો સામાન મેળવીને રસોઈ હાથે બનાવવાનું નક્કી કર્યું. શ્રી. છોટાલાલ વ્યાસ અમારા રસોડાના વ્યવસ્થાપક બન્યા. અમને દરેકને રોજ ૧ શેર દૂધ, ૫ તોલા ઘી, તેલ, શાક, ઘઉંનો લોટ વગેરે 'બી' કલાસનો ખોરાક આપવામાં આવતો અને એમાંથી ઘરના જેવીજ રસોઈ બનાવવામાં આવતી.'

મહારાજ ઉંમરે સાથીઓમાં સૌથી મોટા હતા અને પહેલાં જેલમાં આવી ગયા હતા એટલે કેદીઓ અંગેની જેલ સુપરિન્ટેન્ડેન્ટ સાથે કાંઈ પણ વાત કરવાની આવતી ત્યારે એમને આગળ ધરવામાં આવતા. શરૂ શરૂમાં સુપરિન્ટેન્ડેન્ટ સગવડ અગવડની પૂછપરછ કરતા હતા તે વખતે નીચેની વાતચીત થઈ.

સુપરિ.—તમારા બધા ભાઈઓની હજામત માટે શું કરીશું?

મહારાજ—કોઈ સારો હજામ નિયમિત આવે એવું ગોઠવજો.

સુપરિ.—સારું. પરંતુ એ હજામ ક્યારે આવે?

મહારાજ—દર રવિવારે મોકલજો.

સુપરિન્ટેન્ડેન્ટે કહ્યું, બહુ સારું. એમણે તરત જ જેલરને એ જાતનો બંદોબસ્ત કરવાની સૂચના કરી દીધી.

મહારાજે જેલઑફિસેથી આવીને સાથીઓ પાસે હજામતની વ્યવસ્થા થઈ ગઇ છે, એ બાતની વધાઇ ખાધી. પણ એમની વ્યવસ્થા વિષે સાંભળીને સાથીઓ રાજી થવાને બદલે ઊકળી ઊઠયા.

એક સાથી—તમે અઠવાડિયે એક વાર હજામતનું ગોઠવી આવ્યા એ શી રીતે ચાલે? અમારે તો રોજ હજામત કરવા જોઇશે.

આ સાંભળીને મહારાજને નવાઇ લાગી. શરૂમાં તો એમને એવું લાગ્યું કે આ બધા જુવાનિયા એમના ગામડિયાપણાની મશ્કરી કરે છે. પણ વેઠછી

આશ્રમવાળા શ્રી ચિમનભાઈ પણ આંતરે દહાડે તો હજામત કરાવવી જ જોઈએ એવું કહેવા લાગ્યા ત્યારે મહારાજને થયું કે સુપરિન્ટેન્ડેન્ટને ફરી મળવું જોઇએ. એ ફરી સુપરિન્ટેન્ડેન્ટ પાસે ગયા.

મહારાજ—અમારા ભાઇઓને અઠવાડિયે હજામત થાય એ તો બહુ લાંબું પડે છે.

સુપરિ.—તમે કહો ત્યારે હજામને બોલાવીએ.

મહારાજ—ત્યારે અઠવાડિયામાં બે વખત બોલાવજો.

સુપરિ.—સારું એમ ગોઠવીએ.

મહારાજે એમની આ નવી દરખાસ્ત સાથીઓ પાસે મૂકી, પણ એથી એમને શાનો સંતોષ થાય?

એક ભાઈ—મહારાજ, તમારે ગામડામાં અઠવાડિયે હજામત કરવાની હોય એટલે તમને અમારી મુશ્કેલી નહિ સમજાય.

બીજા ભાઈ—આવું બધું કર્યા કરતાં અમારા ખિસ્સામાં અમારો હજામતનો સામાન છે એ કઢાવી આપો તો બધી પંચાત મટી જાય.

મહારાજ—તમારી બધાની પાસે હજામતનો સામાન છે?

મહારાજને આશ્ચર્ય થયું પણ વારંવાર મુદત બદલવા કરતાં મહારાજને આ છેલ્લી સૂચના વધારે વાજબી લાગી અને એમણે એ વ્યવસ્થા કરાવી.

વાળ હોળવાના દાંતિયા વિષે પણ આવું જ રમૂજી પ્રકરણ બન્યું.

સુપરિન્ટેન્ડેન્ટ પાસે વાળ હોળવાની ફરિયાદ ગઈ એટલે તેમણે મહારાજને પૂછ્યું કે વાળ હોળવા માટે કેવી વ્યવસ્થા કરીશું?

મહારાજ—શહેરમાંથી સીસમના કાંસકા મગાવશો તો ચાલશે.

સુપરિન્ટેન્ડેન્ટે મહારાજના કહ્યા પ્રમાણે સીસમના કાંસકા મંગાવ્યા પણ જ્યારે મહારાજે એ કાંસકા એમના સાથીઓના હાથમાં મૂક્યા ત્યારે કેટલાકે તો ચિડાઈને એ ફેંકી જ દીધા. અને વધારામાં ફરિયાદ કરી કે આવા કાંસકાથી તે વાળ હોળાતા હશે?

મહારાજ—અમારે ત્યાંનાં ભૈંસોના લાંબા વાળ હોળાય પણ તમારા વાળ ટૂંકા રહ્યા એટલે શાના હોળાય?

છેવટે દાંતિયા પણ એમના ખિસ્સામાંથી કાઢવાનું નક્કી કર્યું.

દાંતિયા કાઢવા માટે એમને ખિસ્સા આપવામાં આવ્યા એટલે એમણે તો ખિસ્સામાંથી ચંપલો કાઢ્યાં, ચમચા કાઢ્યા, ટૂથબ્રશ અને પેઈસ્ટો કાઢી. મહારાજ તો આ બધું જોઈ જ રહ્યા!

# અસરકારક રસ્તો

ઈશ્વર પેટલીકર

લગ્ન અંગેની લેવડદેવડ બંધ કરવા માટે અસરકારક રસ્તો કયો, તે મુદ્દો રજૂ કરવાનું આ લેખમાં વિચાર્યું છે.

પ્રથમ તો આપણે એ લેવડદેવડ ઊભી થવાનું મૂળ કારણ શું તે વિચારવું જોઈએ. પરઠણ, પહેરામણી, દાયજો, વાંકડો વગેરે જુદા જુદા રૂપે હિન્દુ સમાજમાં કન્યાના લગ્નપ્રસંગે લેવડદેવડ જોવામાં આવે છે. રાજાઓ કુંવરીના લગ્ન વખતે જરજવાહર આપતા એટલું જ નહિ પણ પહેરામણી પેટે અમુક ગામો, હાથી, ઘોડા અને દાસદાસીઓ પણ આપતા.

એટલે આજે આપણે લેવડદેવડનો પ્રશ્ન વિચારીએ છીએ ત્યારે આ એક પાટીદાર જ્ઞાતિ જ એમાં ફસાયેલી છે, સૂરતના અનાવિલમાં કે બંગાળના અમુક સમાજમાં જ આ રૂઢિ છે એવું નથી. એનાં મૂળ હિંદુસમાજના દરેક વર્ગમાં મોજૂદ છે. ઉપરાંત નાને મોટે અંશે બીજા ધર્મોમાં પણ છે.

આજે આપણે જે જ્ઞાતિઓને પછાત માનીએ છીએ તે બારૈયા, પાટણવાડિયા, કુંભાર, દરજી કે અસ્પૃશ્ય હરિજન જાતિમાં પણ દીકરીને કંઈ ને કંઈ આપવાની પ્રથા છે. એ વર્ગ ભલે પરઠણ તરીકે વરને રોકડ નહિ આપતો હોય, પણ જમાઈ આવે ત્યારે થેપાડું ઓઢાડવાનો (આપવાનો) રિવાજ બારૈયા–પાટણવાડિયામાં ગરીબ ઘેર પણ જોવાનો મળશે. સોંઘવારીમાં જ્યારે થેપાડું રૂપિયે સવા રૂપિયે મળતું ત્યારે એટલી નજીવી રકમ માટે પણ એને મુશ્કેલીમાં મુકાવું પડતું. વેપારી ઉધાર ન આપે તો તે માટે એ કરગરતો. કોઈએ એને કહી જોયું હશે કે, 'નથી સવડ ત્યારે જવા દે ને. જમાઈ કંઈ નવો આવ્યો છે કે આપવું જ પડે. ફરી વખત આપજે,' ત્યારે એ અભણ અને ગરીબ માણસે એ જ જવાબ સંભળાવ્યો હશે—'કીધું, જમાઈ દીકરીને તેડવા આવ્યો ને થેપાડું ઓઢાડ્યા વગર ચાલે? મારું નાક કપાય!'

એટલે દીકરીને આપવું, જમાઈને આપવું, એ કેવળ પાટીદાર જ્ઞાતિમાં કે અનાવિલ જ્ઞાતિમાં જ છે એવું નહિ, પરંતુ સર્વ હિંદુ જ્ઞાતિમાં છે. અરે! જે વર્ગ કન્યાવિક્રય કરે છે, તે પણ મનમાં તો સમજે છે કે પોતે ખોટું કરે છે. દીકરીને આપવું એ ધર્મ છે, લેવું એ અધર્મ છે! જેમ ચોર ચોરી કરે છે છતાં એ શાહુકારી એ ધર્મ છે અને ચોરી એ અધર્મ છે એમ સમજે છે. એટલે ચોર કોઈ ને કોઈ કારણે ચોરીનો અધર્મ કરે છે,

તેમ ગરીબાઇ કે બીજા કોઈ કારણે અમુક વર્ગ કન્યાવિક્રય કરે છે. એટલે એ વર્ગ પણ કન્યાને આપવામાં સિદ્ધાંત તરીકે માને છે. સમાજમાં નાના મોટા દરેક અમુક અંશે ચોર તો છે, પરંતુ પાટણવાડિયા કે વાઘરી એની ઉઘાડી કક્ષાને લીધે ગુનેગાર-ચોર કોમ ગણાય, એ અર્થમાં વરપક્ષને આપવાનું સમાજના દરેક વર્ગમાં નાને મોટે અંશે છે, પણ એની માત્રા પાટીદાર કે અનાવિલ જ્ઞાતિએ મૂકી હોય, એ રોગ એ જ્ઞાતિમાં છે એમ આપણને લાગે છે.

વળી એ રોગ આ જ્ઞાતિઓમાં એટલો બધો વ્યાપ્યો છે કે દર્દીને શ્વાસ લેવો પણ ભારે થઇ પડયો છે! અને તેથી એની દવા માટે સૌ કરતાં પાટીદાર જ્ઞાતિ વધુ દોડાદોડ કરે છે. પરંતુ એમ કરવા છતાં દિવસે દિવસે પરિસ્થિતિ બગડતી જાય છે!

આ કારણે આપણને એમ વસી ગયું છે કે લેવડદેવડની પ્રથા ફક્ત પાટીદારમાં છે અને તે એનો એક માત્ર દુર્ગુણ છે!

જ્યારે આપણે એ વૃત્તિનાં મૂળ સુધી જઇશું તો આપણને નવાઇ લાગશે કે જે આપણને આજે દુર્ગુણ લાગે છે તે આવ્યો છે સદ્‌ગુણમાંથી-ધર્મમાંથી! કોઈ પણ સદ્‌ગુણ કે ધર્મ, એ સમાજને ધારણ કરવા વિકસાવેલો મનુષ્ય ગુણ છે. પરંતુ એ જ્યારે વિકૃત રૂપ લે છે ત્યારે એ ધર્મને બદલે અધર્મ બની રહે છે, સદ્‌ગુણને બદલે દુર્ગુણ બની રહે છે અને એનો મોજૂદ નમૂનો આપણી લેવડદેવડની પ્રથા છે.

આ વ્યાપક લેવડદેવડની પ્રથાનું મૂળ હિંદુ ધર્મમાં છે. આપણું હિંદુ લગ્ન એ કરાર નથી, સંસ્કાર છે — ધર્મ છે. માબાપ કન્યાને પરણાવતાં કન્યાનું દાન કરે છે. કન્યાદાન એ એક જ શબ્દના મૂળમાંથી લેવડદેવડની પ્રથા હિંદુ ધર્મમાં સર્વ વ્યાપક છે. અને જ્યાં દાન કરવાની વાત આવી ત્યાં દરેક પોતાની શ્રદ્ધા પ્રમાણે, શકિત પ્રમાણે આપવા પ્રયત્ન કરે, એ એટલું જ સ્વાભાવિક છે. આજે બીજા ક્ષેત્રે કોઇ પોતાની શકિત પ્રમાણે પુણ્યદાન કરે છે ત્યારે આપણે એની વાહ વાહ કરીએ છીએ. અને એવું કાર્ય જરૂર કદરને પાત્ર છે. એટલે એમાં દાન કરનાર અને કદર કરનાર કંઇ ખોટું કરતા નથી.

આજે પણ, લેવડદેવડ ન હોવી જોઇએ એ રિવાજમાં માનનાર સુધારક વર્ગને દલીલ કરતો સાંભળીશું તો એ સાંભળવા મળશે કે, દરેક પોતાની શ્રદ્ધા-સંપત્તિ પ્રમાણે સ્વેચ્છાએ દીકરીને જે કંઇ આપે તેમાં કંઇ વાંધો

નથી. પરંતુ આજે એ ફરજિયાત થઇ પડ્યું છે અને તેને લીધે ન મળતું હોય તેવા ભાઇપિતરાઇઓને પણ ખેંચાઇને — દેવું કરીને — તણાવું પડે છે, માટે એવી ફરજિયાત લેવડદેવડની પ્રથા ન હોવી જોઇએ.

એટલે આજનો સુધારક વર્ગ પણ સ્વેચ્છાની લેવડદેવડમાં કંઈ ખોટું જોતો નથી. બલ્કે, એ વર્ગ લગ્ન વખતે કન્યાપિતા સાથે કોઇ શરત કરતો નથી એટલું જ. બાકી સ્વેચ્છાએ કન્યાપિતા દીકરીને આપે તે સ્વીકારવામાં એને વાંધો આવતો નથી. એમાં એ ખોટું જોતો નથી. બીજા પણ એના સુધારકપણાને આંચ આવ્યાનું માનતા નથી!

આ વર્ગ આમ કરી દંભ કરે છે, એવો કોઇ આશય આ મુદ્દો રજૂ કરવામાં નથી. સુધારક વર્ગમાં પણ હિંદુ સમાજના એ રૂઢ સંસ્કાર–કન્યાદાન–એટલા ઊંડા છે કે સ્વેચ્છાએ અપાતી વસ્તુ પણ ન લેવાવી જોઇએ એ ખ્યાલ હજુ વસ્યો નથી. બાકી, અણહકનું કંઇ પણ ન લેવાય એમ કેમ ન લાગવું જોઇએ? વળી સ્વેચ્છાએ કોઇને કંઈપણ આપવાનું મન થાય છે? અને એવું જે કોઇ આપે છે તે દાન તરીકે જ આપે છે, એ પણ ચોખ્ખું છે. એટલે કન્યાપિતા સ્વેચ્છાએ આપતો દેખાતો હોય તો પણ એ કન્યાને આપવામાં ધર્મ છે એમ માનીને આપે છે. લેનાર સ્વેચ્છાએ થતા દાનમાં અધર્મ નથી એમ માની સ્વીકારે છે.

આ સ્વેચ્છામાંથી અનેચ્છાનો જન્મ થાય છે–કન્યાદાનમાં જ નહિ પણ દરેક ક્ષેત્રમાં. આપણે આજે જે દાન–ફંડો ઉઘરાવવા જઇએ છીએ તેમાં શું દરેક સ્વેચ્છાએ આપે છે? અને જો એ અનેચ્છા બતાવે તો આપણે આગ્રહ નથી કરતા? કામના સારાખોટા પ્રમાણે દાન નથી મળતું, પણ ઉઘરાવવા જનાર વ્યક્તિના વજન પ્રમાણે મળે છે, એ આપણો રોજનો અનુભવ છે. આપણે આમ દાન લેવા સ્વેચ્છા ઉપર દબાણ કરીએ છીએ. એનું છેલ્લું રૂપ કોઇ બાવો–ફકીર તાણું કરે છે તે! જાણે ઘેર જમા મૂકી ગયો હોય તેમ લહેણું વસૂલ કરવા જેટલી પઠાણની દાદાગીરી કરે છે અને ઉપરથી પોતાના શરીરમાં ચપ્પુકે છરાનો ઘા કરી સામાની લાગણી ઉપર ઘાતકીપણું આચરે છે!

સામાન્ય દાનના એ રૂપ જેવું કન્યાદાન વખતે ફરજિયાત પરઠણ ઓકાવવાની રીતને પણ કહી શકાય. બાવા–ફકીર જે દાદાગીરી–ઘાતકીપણું આચરે છે, તેવું વરપક્ષ પણ આજે આચરે છે. છતાં બંનેનાં મૂળ દાનવૃત્તિમાં છે.

એટલે લેવડદેવડનાં મૂળ એટલાં ઊંડાં છે કે એ નીકળવાં સાવ સહેલાં નથી. નીકળવાનાં તો છે જ, પણ એ વખત લેશે. સમાજમાં આખો

માનસપલટો થાય ત્યારે જ એ બને. કન્યા એ દાન આપવાની વસ્તુ નથી. કન્યાનું દાન થઈ શકે નહિ. અને એ પ્રસંગે સ્વેચ્છાએ આપવાનું પણ ન હોય. લગ્ન એ જરૂર આનંદનો પ્રસંગ છે એટલે જમણવાર થાય. સ્નેહીજનને આમંત્રણ અપાય. પણ એ આનંદ પ્રસંગે કોઈને કંઈ આપવાનું કે દાન કરવાનું ન હોય.

એટલે લેવડદેવડની રૂઢિ ઉપર આપણે જો ઘા કરવો હોય તો હિંદુ ધર્મના 'કન્યાદાન' એ સંસ્કાર ઉપર પણ ઘા કરવો જોઈએ. કોઈને થશે કે રૂઢિ ઉપર ઘા થાય ત્યાં સુધી ઠીક, પણ સંસ્કાર ઉપર ઘા થાય તો હિંદુ ધર્મ નાશ પામે એ તો સુધારાને બદલે કુધારો થાય.

દેખીતી રીતે આવી દલીલ વ્યાજબી લાગે. પણ ઊંડાણથી જોતાં એ ગેરસમજભરી છે. હિંદુ ધર્મનાં મંડાણ થયાં ત્યારે જે કંઈ ભાવનાઓ સ્વીકારી લીધેલી, તેમાંની અમુકનો આજે નાશ થયો છે. સૂર્ય ફરે છે માની એના સોળ ઘોડા અને સારથિની કાવ્યમય ભાવના હિંદુ ધર્મમાં છે. પણ વિજ્ઞાને સાબિત કર્યું કે પૃથ્વી ફરે છે એટલે એ ભાવના આપોઆપ લોપ થઈ.

તેમ સ્ત્રીને જે યુગમાં પુરુષની છત્રછાયા નીચે રહેવા સર્જાયેલી માની લીધી હતી, તે યુગમાં જે ભાવના–સંસ્કાર સ્ત્રી અંગે રચાયા તે આજે સ્ત્રીને પુરુષની સમાન ગણતાં શી રીતે ટકે? આજે આપણે સ્ત્રીને પુરુષના દરજ્જાની સ્વીકારવા તૈયાર થયા છીએ. એ રીતે જ હવે એને કેળવણી અપાય છે. બહારના ક્ષેત્રમાં એને પ્રવેશ મળે છે. પછી જો પુરુષદાન એ શબ્દ લગ્ન સંસ્કારમાં ન હોય, તો કન્યાદાન એ સંસ્કાર કેમ ટકે? આપણે એવું પણ માનતા કે કન્યા ઋતુકાળમાં આવે તે પહેલાં એનું લગ્ન કરવું જોઈએ; બાકી માબાપને કન્યાદાનનું પુણ્ય મળતું નથી! એ પણ આજે સ્વીકારતા નથી.

એટલે એ રીતે સ્વેચ્છાએ પણ કન્યાના લગ્નપ્રસંગે કંઈ આપવાનું હોય નહિ, એમ આપણા માનસમાં પલટો થાય, દીકરી પોતે પણ ગરીબ બ્રાહ્મણની જેમ દાન સ્વીકારવાની બુદ્ધિ છોડે, અને એના હકની રૂએ જે દરજ્જો કે મિલકત મળતી હોય તે પ્રાપ્ત કરવામાં જ પોતાનું સ્ત્રીપણું માને ત્યારે જ સાચી રીતે લેવડદેવડના મૂળમાં મોટામાં મોટો ઘા પડે. એ મૂળ કપાતાં રૂઢિને મળતું ઇચ્છા–અનિચ્છાનું જળસિંચન આપોઆપ બંધ થશે અને ત્યારે જ લેવડદેવડની પ્રથા જડમૂળથી બંધ પડશે. બાકી એ મૂળ કાપ્યા વગર ફક્ત રૂઢિનાં ડાળાંપાંખડાં આપણે કાટછાંટ કરીશું તો થોડા

વખત શહત લાગશે, પણ વળી થોડા વખતમાં એ ફૂટીને બમણાં ખીલવા માંડશે!

આ અસરકારક અને સંસ્કારના મુળને ઉખેડી નાખવાની રીત, કોઇને અગસ્ત્યના વાયદા જેવી કદી સિદ્ધ ન થાય તેવી લાગશે. જો કે એવું નથી, એ સિદ્ધ થશે, પણ એને વખત લાગશે. આપણે એ રસ્તે પગલાં માંડવાં જોઇએ, અને સાથે સાથે ધીરજ પણ રાખવી જોઇએ. આપણો સ્વભાવ સુધારાની બાબતમાં મોટે ભાગે દર્દી જેવો છે. જે વૈદ્ય-દાક્તર લાંબી દવા કરવી પડશે, રોગ ઝટ જાય તેવો નથી, એમ કહે છે તેની દવા કરાવવી દર્દીને ગમતી નથી. અને કોઇ ફટાકિયો વૈદ્ય કે ઊંટવૈદ્ય, ડંફાસ મારતાં કહે છે, જોત જોતામાં રોગ મટાડી દઉં, તો એ ઝટ ત્યાં દોડી જાય છે! સુધારાની બાબતમાં પણ કોઇ એક વરસમાં, બે વરસમાં, ત્રણ વરસમાં નાબૂદ કરી નાખવાની વાત કરે છે ત્યારે એ કાર્યક્રમ રીત આપણને ગમે છે. કોઇની લાંબી વાત કરે છે ત્યારે મોં ચડાવીએ છીએ– લાંબે ગાળે ફેરફાર થાય તેમાં શું વળ્યું? અમને તાત્કાલિક દુઃખ છે એમાં શો દહાડો વળ્યો?

એ વાત સાચી, પણ સમાજજીવન એ મનુષ્યજીવન જેવું ક્ષણિક નથી. અને એટલે એનો રોગ પણ મનુષ્યજીવનની ઝડપે ન મટે એ આપણે સમજવું જોઇએ. સમાજજીવન એ બ્રહ્માના દિવસ, વર્ષ, જેવું છે. પુરાણોમાં આવે છે કે બ્રહ્માનો એક દિવસ તે આપણા કેટલાય વર્ષ જેવડો છે, અને એનું એક વર્ષ આપણા કેટલાય સૈકા જેવડું છે. એ બ્રહ્માના દિવસ, વર્ષની પુરાણની વાત ભલે આપણે ન માનીએ, પણ આપણું સમાજજીવન એ બ્રહ્માના દિવસ, વર્ષ જેવું લાંબું છે. એમાં મનુષ્યજીવનનાં ૨૦-૨૫ વર્ષથી જે રોગ ન ગયો, જે રિવાજ ન તૂટ્યો તે ભવિષ્યમાં નહિ તૂટે એમ પણ નથી. આપણે સુધારવા માગીએ છીએ સમાજ, અને તે અંગે વખતનું માપ કાઢીએ છીએ મનુષ્યના આયુષ્ય સાથે. મનુષ્યને કેળવવા, સુધારવા, મનુષ્યનું આયુષ્ય વિચારવું જોઇએ, અને સમાજને સુધારવા—અમુક રિવાજને સુધારવા એનું બ્રહ્મા જેવું લાંબું આયુષ્ય વિચારી તે પ્રમાણે તેની ગણતરી કરવી જોઇએ. અને તે ગણતરીએ જોતાં સમાજ બદલાય છે તેમ જરૂર લાગશે.

હવે પછી અગત્સ્યના વાયદા જેવો લાગતો અસરકારક રસ્તો કેમ સફળ થવાનો છે તે વિષે વિચારીશું.

# સૂગ કે દલીલ?

સંસારશાસ્ત્રી

તા. ૨૭ જૂન ૧૯૪૮ને રોજ અમદાવાદમાં એક નોંધપાત્ર વર્ણાન્તર લગ્ન થયું. શ્રી. કપિલાબહેન અંબાલાલ પટેલ કરીને કડવા પાટીદારની નાતનાં એક બહેને શ્રી. ચિનુલાલ સંપતરાય કરીને વાઘરીની નાતના એક ભાઈ સાથે કાંકરિયા રોડ આર્યસમાજમાં વૈદિક વિધિથી લગ્ન કર્યું. કપિલાબહેનની ઉમર ૧૮ વર્ષની અને ચિનુલાલની ૨૧ વર્ષની છે. ચિનુલાલ શાહપુર ઓતમપોળની સામે વાઘરીવાડ છે ત્યાં રહેતા હતા અને કપિલાબહેન જે અસલ તો વડોદરાનાં છે તે છેલ્લાં છેલ્લાં ઓતમપોળને નાકે રહેતાં હતાં. એઉનું ભણતર લગભગ સરખું જ છે, એટલે કે ચિનુલાલ ગુજરાતી ૭ ધોરણ સુધી ભણ્યા છે, ત્યારે કપિલાબહેન વર્નાક્યુલર ફાઇનલ પાસ છે.

આ લગ્ન સંબંધી 'પાટીદાર' માસિકના જુલાઇ અંકમાં સંપાદકીય નોંધ લેવાઇ છે. તેમાંની અનુમાનપરંપરા અને દલીલપરંપરા ખાસ ધ્યાન ખેંચે છે. સંપાદકે એ સર્વને અન્તે નિર્ણય આ પ્રમાણે આપ્યો છે: "આંતરજ્ઞાતિય લગ્નમાં માનવા છતાં, ઉચ્ચનીચના ભેદને ન માનવા છતાં, આવાં લગ્ન આવકારી શકાય નહિ." ઉપર આપી છે તે કરતાં વિશેષ હકીકતો સંપાદક પાસે નથી એમ નોંધને આરંભે જ એમણે કહી દીધું છે, એટલે અનુમાનોથી એમણે કામ લીધું છે.

એમણે કહ્યું છે: આવાં લગ્નોમાં સ્ત્રીની જવાબદારી અનેકગણી વધી જાય છે. એટલે સુધારાનો સુધારા ખાતર મોહ હોવો ન જોઇએ. ક્રાન્તિનો ક્રાન્તિ ખાતર મોહ હોવો ન જોઇએ. સુધારો, ક્રાન્તિ, પ્રગતિ કે કોઇ નવો ચીલો એ સમાજ અને વ્યક્તિના ભલા માટે છે. અને એવું ભલું જો ન સધાતું હોય તો એ રસ્તો સુધારાનો, ક્રાન્તિનો હોય તો પણ એને આવકારાય નહિ, બલ્કે એ રસ્તો સુધારાનો કે ક્રાન્તિનો નથી પણ માર્ગ ભૂલ્યા અજાણ્યાનો ઊંધો રસ્તો છે." પ્રસ્તુત પ્રસંગ માટે આ વિધાન જો અપ્રસ્તુત ન હોય તો આપણે એમ જ માનવું પડે કે સુધારો કે ક્રાન્તિ કરવાના શોખથી કપિલાબહેન અને ચિનુલાલ પરણ્યાં છે. પણ હકીકત આ પ્રમાણે છે એમ તો સંપાદક કહી શકે એમ નથી એટલે એ પણ એક અનુમાન જ થયું, અને તે પણ એવું જે કેસની વિગતોમાંથી બરાબર ફલિત થાય નહીં. સંપાદકનું પોતાનું એક બીજું અનુમાન જેની સાભિપ્રાયતા સહેજે સ્વીકારાય એવી છે—એની જોડાજોડ મૂકતાં આ બરાબર સમજાઇ

રહેશે. સંપાદકે લખ્યું છે: "અઢાર વર્ષનાં એ બહેનનો પરિચય બેત્રણ વર્ષનો હોય તો પણ ૧૫-૧૮ વર્ષની ઉમર એ મુગ્ધાવસ્થા છે. એમાં તટસ્થ વિવેકબુદ્ધિ કરતાં ઘસડાઈ જવાનો આવેગ-ચંચળતા-હોવાનોજ સંભવ છે. વળી એમનો એવો કોઈ અભ્યાસ પણ નથી કે નાની ઉમરમાં પણ એ ઊંચા જ્ઞાનથી નિર્ણય કરી શકે. એટલે આ પગલું એ ઉમરની ચંચળતા અને આવેગનું હોવાની વધુ શકયતા છે." સુધારા કે કાન્તિના મોહસંબંધી તર્કનો આ તર્કથી ભેદ ઊડી જતો નથી?

આ લગ્નની અનિષ્ટતા ઘટાવવા બીજા પણ ઘણા સંભવો લેખકે કલ્પ્યા છે: સ્ત્રી કેવળ એના વરનેજ પરણતી નથી પણ ઘરનેય પરણતી હોય છે એટલે પરણીને કપિલાબહેનને રહેવા તો વાઘરીવાડમાંજ જવાનું ને? સંપાદકનેજ ટાંકું: "આજુબાજુના પાડોશીઓના સંસ્કાર, ઘરમાં સાસુસસરો હશે તેના સંસ્કાર, નણંદભોજાઈ હોય તો તેના સંસ્કાર, આ બધાના સ્વાભાવિક છે કે ઓછેવત્તે અંશે પછાત વર્ગ પ્રમાણેજ સંસ્કાર હોય, એટલે ઊંચનીચના ભેદને ન ગણીએ તો પણ સસ્કારભેદને લીધે મનદુઃખ ઊભું થાય એ સ્વાભાવિક છે. એમાંથી અથડામણ ઊભી થાય. પરિણામે માની લઈએ કે બંને એ લત્તો છોડી દઈ જુદાં રહ્યાં." અને પછી તો, પોળોવાળા એમને ઘર ભાડે નહિ આપે, સોસાયટીવાળા આપે તો એમનું ભણતર ઓછું હોવાથી એમની સાથે ભળે નહિ, પરિણામે એ લોકો એકલાં પડી જાય, મોહને લીધે લગ્ન થયું હોય તો (આની પણ સંપાદકને ખાતરી નથી) મોહ ઊતરી જતાં બેઉ વચ્ચે ખટરાગ થાય, દુઃખનો પાર ના રહે, પુરુષ તો એના કુટુંબમાં પાછો જાય પણ સ્ત્રી રવડી મરે, ત્યાં સુધી તર્કપરંપરા એમણે વિસ્તારી છે.

પણ પછી ચાવી ઊતરી ગઈ છે. લખે છે: "ઉપર જણાવેલાં ભયસ્થાનો આ લગ્નમાં આવશે એવું ભવિષ્ય કંઇ અમે ભાખતા નથી. પરંતુ એ બધાં એમાં ભયસ્થાનો ખરાં." આશ્ચર્યની વાત છે કે સૈદ્ધાન્તિક દૃષ્ટિએ જેઓને આ પ્રકારનાં લગ્નો સામે વિરોધ નથી તેઓ કેવળ ભયસ્થાનોની કલ્પના કરીને સમાજને બીવડાવે છે. જો કલ્પનાજ કરવી હોય તો એમ પણ ન કલ્પી શકાય કે એ બહેન વાઘરીવાડમાં રહેવા જતાં એમનાં સાસરિયાં એમનો સત્કાર કરશે, એમના સંસ્કારો ઝીલશે, અને આસપાસનું વાતાવરણ વિશેષ સંસ્કારી થશે? ગાંધીજીએ સવર્ણ પુરુષો હરિજન બાળાઓને પરણે તે કરતાં સવર્ણ બાળાઓ હરિજન પુરુષોને પરણે એને વધારે ઇષ્ટ શા કારણે ગણ્યું

હતું એનો વિચાર થવાની જરૂર છે. 'ઊંચી' વરણનો પુરુષ પછાત વર્ગની કન્યા લાવે તો એથી એક એ કન્યાનું જ જીવનધોરણ ઊંચું આવે; પણ 'ઊંચી' વરણની સ્ત્રી જો પછાત સમાજમાં જાય તો એક આખા સમાજનું જીવનધોરણ ઊંચું આવે. આવો ફેરફાર સાધવાની દૃષ્ટિ કે હેતુ ન હોય તો પણ અનાયાસે આટલો ફેરફાર સધાય. પ્રસ્તુત લગ્ન મોહજનિત હોવાનો પૂરતો સંભવ છે. એ વગર વિચાર્યે આંધળિયા કરીને થયું હોય તો એથી લગ્નનું ગૌરવ ઘટે એ પણ નક્કી છે. તેમ છતાં પાટીદાર કન્યા વાઘરી યુવકને પરણે એ અત્યારે તો એવી અસાધારણ ઘટના છે કે પોતાને ક્યાં ને કેવી પરિસ્થિતિમાં મુકાવાનું થશે તેનો પૂર્વવિચાર એ બહેનને આવ્યા વિના રહે જ નહિ, એ બહેનની ઉંમર 'પુખ્ત' નથી, તો ઠેઠ કાચી પણ નથી. એટલે આ લગ્ન છેક જ વિચારહીન રીતે થયું હોય એમ માનવાને ભાગ્યે જ કારણ છે. ઊલટું, મુશ્કેલીઓને પહોંચી વળવાનું પોતાનું ગજું વિચારીને જ એ બહેને લગ્ન કર્યું હોવું જોઈએ, એ અનુમાન વધારે સયુક્તિક છે.

એકલી પાટીદાર નાતની કન્યાના સુખની દૃષ્ટિથી જ સંપાદકે આખો પ્રશ્ન વિચાર્યો હોવાથી એમને સર્વત્ર ભયો જ દેખાવા કર્યા છે. પાછા ફરવાનો એ બહેનને માટે રસ્તો નથી એ એમની મુખ્ય ચિંતા છે. આ રહી એમની દલીલ : "વાઘરી જેવી પછાત કોમ સાથે લગ્ન થાય એમાં વખોડવાનું કશું નથી. પરંતુ જ્યાં સુધી આવાં લગ્ન સમાજને માન્ય ન હોય, એથી જ્યારે છોકરીને પોતાનું કુટુંબ અને સમાજ છોડવો પડે એવી સ્થિતિ હોય, ત્યાં સુધી ખાસ કરીને જે જ્ઞાતિઓ વચ્ચે સંસ્કારનું મોટું અંતર છે તેવી પછાત જ્ઞાતિઓ સાથે લગ્નસંબંધથી જોડાવામાં પૂરતો વિચાર કરીને પગલું ભરવું જોઈએ." પછાત જ્ઞાતિઓ સાથેના લગ્નસંબંધમાં જ શા માટે, કોઈ પણ લગ્નસંબંધમાં પૂરતો વિચાર કરીને પગલું ભરવું જોઈએ એમ અમે માનીએ છીએ. પેલાં બહેને 'પૂરતો વિચાર' કર્યો નથી (એ વાઘરી સાથે પરણ્યાં એ જ શું બતાવે છે ?!) એવો આપણા સંપાદક મહાશયને સંદેહ છે, પણ એ સંબંધી તો ઉપર કહેવાઈ ગયું છે. અને સમાજ આવાં લગ્નને માન્યતા આપે ત્યાં સુધી આવાં લગ્નો થવાં ન જોઈએ એવું તો એમને નથી કહેવું ને? સમાજ જાતે સમજીને આવાં લગ્નોને માન્યતા આપતો થાય એટલે કે આવાં લગ્નો નિષ્ફળ નીવડતાં સમાજ અને કુટુંબ કન્યાને પાછી સંઘરવાના મતનો થાય એ સ્થિતિ આવા અનેક લગ્નો થઈ ગયા પછી જ આવે. બે સમાજ વચ્ચે આચારવિચારનું જે અંતર તે પણ ત્યારે જ ઘટે, પછાત

વર્ગ માટેની જેવી સૂગ આપણા સંપાદક મહાશયને છે તે પણ સંપર્કથી જ જાય. આમાં ભૂલો પણ થશે, થોડાક અખતરા નિષ્ફળ પણ જશે, છતાં માર્ગ તો આ જ છે. પછાત વર્ગો પ્રથમ સંસ્કારી બને, એમના વિષેની સૂગ જાય, પછી આવા સંબંધો થાય એમ જો એ ઈચ્છતા હોય તો એનો તાર્કિક અર્થ ઉપાય એ જ છે કે પરિસ્થિતિ છે તેમની તેમ જ રહે. બાકી આઘાત એ જ આમાં છે.

એમની બીજી દલીલ આ પ્રમાણે છે: "જ્ઞાતિઓનાં બંધન ન રાખતાં ગમે તે જ્ઞાતિમાં લગ્ન થવાં જોઈએ એ ખરું પરંતુ જ્ઞાતિઓના લગ્નમાં સંસ્કાર, રહેણીકરણી, આચારવિચારનું જે સરખાપણું આપોઆપ મળી રહેતું–રહે છે–એ આંતરજ્ઞાતિના લગ્ન વખતે પણ મળી રહેતું હોય અને લગ્ન થાય તો વાંધો નથી." પણ આ તો જ્ઞાતિઓને ટકાવવાની જ દલીલ થઈ. અને સંસ્કાર, રહેણીકરણી, આચારવિચારનું સરખાપણું તો કપિલાબહેન બ્રાહ્મણને પરણ્યાં હોત તો પણ ન મળત. કુટુંબકુટુંબ વચ્ચે પણ સંસ્કાર, આચાર અને વિચારના ભેદ હોય છે. જ્ઞાતિ જ્ઞાતિમાં પણ કુળવાનશાહી આવા ભેદની દલીલ ઉપર જ નભી રહે છે. એ વાત સાચી કે ભેદની માત્રા આ પ્રકરણમાં વિશેષ છે. આહારભેદ, આચારભેદ, ઉચ્ચારભેદ વગેરે ભેદો આમાં વિચારવા પડે. પણ એ ભેદો ગૌણ છે. કેટલાક ભણેલા વાઘરીભાઈઓને આ લખનાર ઓળખે છે. એમણે કહ્યું નહોતું ત્યાં સુધી એ વાઘરી એમના છે એ હું જાણી શક્યો નહોતો એટલા બધા શુદ્ધ એમના ઉચ્ચારો હતા અને સભ્ય એમનું વર્તન હતું. પોશાક અને સામાન્ય દેખાવમાં પણ 'ઊજળા' વરણના લોકોથી એ ઊતરતા હોય એમ નહોતું લાગ્યું. સારું ભણતર અને સારી આવક હોય તો વાઘરી શું કોઈ પણ સમાજ જોતજોતામાં ઊંચો આવે. જેને સંપાદક સંસ્કારભેદો કહે છે તે જીવનરીતિના ભેદો છે. જીવનદૃષ્ટિના નહીં અને દૃષ્ટિના ભેદો પણ જો ઘસાય એવા હોય છે તો રીતિના ભેદોને ઘસાતા ઝાઝી વાર લાગે નહીં. જો પ્રેમ હોય, સહનશીલતા હોય, સમજદારી હોય, તો આવા ભેદોને વટાવી શકાય, એટલું જ નહીં, ભેદોના સમન્વયથી જીવનમાં બળ અને વૈવિધ્ય પણ આવે.

અંતે 'બુદ્ધિપ્રકાશ' ત્રમાસિકના એપ્રિલ – જૂન અંકમાંથી શ્રી કાકાસાહેબ કાલેલકરના 'નારી–એક સમસ્યા' એ લેખમાંથી એ મનનીય વાક્યખંડ ટાંકી આ પ્રકરણ પૂરું કરીશું.

"સમાજમાં સૌથી મોટી મુશ્કેલી લગ્નવિષયક નિયમોમાં ભેદ હોવાને કારણે ઉત્પન્ન થાય છે કયા કયા લોકો વચ્ચે લગ્ન થઈ શકે અને કયા કયા

વચ્ચે ન થઇ શકે એ વિષે દરેક સમાજના પોતાના નિયમ હોય છે. એ નિયમોની પાછળ જે તત્ત્વો છે તેની સમાજના લોકોને ખબર સુદ્ધાં હોતી નથી. પછી એ તત્ત્વોની સામાજિક અથવા સાંસ્કૃતિક દૃષ્ટિએ શી કિંમત છે, તેની તો સમજપૂર્વકની જાણ હોય જ ક્યાંથી? દરેક સમાજના સામાજિક નિયમો જ્યાં સુધી અલગ છે ત્યાં સુધી કેટલોક ભેદ તો રહેવાનો જ. પરંતુ જેમ જેમ આંતરજાતીય, વર્ણાન્તર અને ધર્માન્તર લગ્નો સમાજમાં પ્રચલિત થતાં જશે તથા આન્તરપ્રાંતીય લગ્નો વધશે તેમ તેમ નિયમોમાં પણ સર્વમાન્ય એકતા આવતી જશે."

"કોઇ પણ કુટુંબ કે સમાજમાં લગ્નવિષયક નિયમોને અનુરૂપ સંસ્કૃતિ ઉત્પન્ન થાય છે. એ નિયમો વારંવાર બદલવા ઠીક નથી, એ વાત જેટલી સાચી છે, એટલી જ એ વાત પણ સાચી છે કે જો માનવજીવનની પરિસ્થિતિ અને આદર્શની વર્તમાન પરિસ્થિતિ અનુસાર એ નિયમો બદલવામાં નહિ આવે તો સમાજ એને સહન નહિ કરી શકે. કાલગ્રસ્ત નિયમો બદલવા જોઇએ. લગ્ન-સંસ્થાનો ઇતિહાસ એ જ શીખવે છે."

['પ્રજાબંધુ']



લગ્ન એ મનુષ્ય સમાજનો સનાતન છતાં નિત નવીન પ્રશ્ન છે. એટલે એમાં વિવિધ મતભેદો રહેવાના. ઉપરાંત લગ્ન અંગેનું અમુક ધ્યેય સ્વીકારનારમાં પણ અમુક મુદ્દા ઉપર પ્રામાણિક મતભેદ રહેવાના. એ રીતે અમારા દૃષ્ટિબિંદુથી વિરોધી મુદ્દા શ્રી સંસારશાસ્ત્રીએ રજૂ કર્યા છે, તેને પ્રામાણિક મતભેદ તરીકે અમે કદર કરી આવકારીએ છીએ.

ફક્ત અહીં શ્રી સંસારશાસ્ત્રીને અમારી પ્રામાણિકતા ઉપર જાણેઅજાણે શંકા દેખાઇ છે, તેનો ઉલ્લેખ કરવો યોગ્ય ગણાશે. 'સૂગ કે દલીલ?' એમ મથાળું કરીને એમણે અમારી એ દલીલમાં ઊંડે ઊંડે હલકી વર્ણ પ્રત્યેના લગ્ન અંગે અમને સૂગ હોવાની શંકાનો આભાસ બતાવ્યો છે. એ અંગે એટલું જ કહેવાનું કે એ નોંધમાં જ અગાઉ થઇ ગયેલ પાટીદાર-હરિજન લગ્નનો અમે ઉલ્લેખ કર્યો છે. એનો વિરોધ અમે કર્યો નથી એથી ખાત્રી થશે કે એવી સૂગ અમને નથી.

વળી અમે એકલી પાટીદાર નાતની કન્યાના સુખની દૃષ્ટિથી જ પ્રશ્ન વિચાર્યો છે, એમ પણ નથી. ફક્ત આજની લગ્નવ્યવસ્થામાં સ્ત્રીને અન્યાય અને દુઃખ છે એટલે નવી લગ્નવ્યવસ્થામાં કે પગલામાં સ્ત્રી દુઃખી ન થાય એ રીતે જ પ્રશ્ન વિચાર્યો છે, તંત્રી

# ભરત

ઇશ્વર પેટલીકર

ભરતને જ્યાં સુધી મુંબઇની હવા નહોતી લાગી ત્યાં સુધી પત્ની મેટ્રિક સુધી ભણેલી હોય તો સારું, એટલો એનો આદર્શ હતો. પરંતુ એમ. એ. થઇ એ મુંબઇની એક વેપારી પેઢીમાં જોડાયો અને જેમ જેમ મુંબઇની ચોપાટી, જૂહુ અને ચર્ચગેટની હવા સ્પર્શતી ગઇ તેમ તેમ પત્ની અંગેની એની કલ્પના બદલાવા લાગી. ઑફિસની ટાઈપીસ્ટ ગર્લ મિસ બનાજી અને મિસ બોઝ, એમ એ એ, પારસી અને ખ્રિસ્તી છોકરીઓ, સાત સાત કલાક એની નજર આગળ રહેવાથી એને ભાવિ પત્નીની કલ્પના એ મૂર્તિઓથી જાગતી થઇ.

પરંતુ ભરત હજુ સાવ મુંબઇવાસી કે પશ્ચિમી માનસનો નહોતો થઈ ગયો એટલે એ ફ્રોક પહેરતી, બોબ્ડ હેરવાળી છોકરીઓ નજરમાં વસી જતી છતાં પત્ની તરીકે એ ધોળો હાથી આર્થિક રીતે ન પોષાય અને સાથે સાથે પશ્ચિમના સંસ્કારથી રંગાયેલી એવી છોકરીઓ ગૃહજીવન સુખી ન કરી શકે, એમ એ માનતો હતો. છતાં મિસ બોઝની જગાએ જ્યારે ઑફિસમાં એક દક્ષિણી છોકરી મિસ આથવલે ટાઈપીસ્ટ ગર્લ તરીકે આવી ત્યારે ભરતને એનો પરિચય થતાં વસી ગયું કે બસ, આવી પત્ની હોય તો જીવનમાં સ્વર્ગ ખડું થાય.

મિસ આથવલે ઈન્ટર પાસ થઇ કૉલેજમાં આગળ અભ્યાસ કરતી હતી અને પાર્ટ ટાઇમ ટાઇપીસ્ટ તરીકે નોકરી કરતી હતી. ગરીબ ઘરની હતી અને કુટુંબમાં એક વિધવા માતા એકલી જ હતી એટલે કમાવાની જવાબદારી પણ એની ઉપર હતી. આમ એ ભણતી હતી, કમાતી હતી અને માને પોષતી હતી. વળી એણે ભાવિ પતિની પસંદગી કરી લીધી હતી. એ પણ એના જેવો ગરીબ ઘરનો હતો અને જાતે કમાઇ એલએલ. બી.નો અભ્યાસ કરતો હતો. વકીલ થઇને એ સમાજવાદી પક્ષમાં જોડાવા માગતો હતો. પૈસાદાર થવાની એને મહત્ત્વાકાંક્ષા ન હતી, ખાવા જેટલું કમાઇને બીજો વખત એ ગરીબોને મદદ કરવામાં ગાળવા ઇચ્છતો હતો.

મિસ આથવલે પણ એ વિચારની હતી. બંનેને રાજકીય ક્ષેત્રે કામ કરવાની સરખી ઉત્કંઠા હતી. એટલે એનો ભાવિ પતિ એલએલ. બી. થઇ જાય પછી બંનેએ લગ્ન કરવાનું નક્કી કર્યું હતું. મા પણ એની સાથે રહેવાની હતી. મિસ આથવલે લગ્ન પછી અભ્યાસ ચાલુ રાખવા ઇચ્છતી હતી અને તેની ઉમેદ પણ એલએલ. બી. થવાની હતી.

મિસ આથવલેની સુઘડતા, નમ્રતા અને વિનયભરી મીઠાશ સાચે જ દરેકને એના તરફ માન ઉપજાવે તેવી હતી. ભાવિ પત્નીનાં સ્વપ્નાં સેવવામાં ભરતને તો એ આદર્શ મૂર્તિ બની રહી. અને એ જેમ જેમ એના પરિચયમાં વધુ આવતો ગયો તેમ તેમ પત્ની ઓછામાં ઓછી બી. એ. થયેલી હોવી જોઇએ એમ ભરતને વસી ગયું. વળી એ દાદરમાં રહેતો હતો એટલે એને ગુજરાતી કરતાં દક્ષિણી કુટુંબોનો અનુભવ વધુ થતો હતો. એ જેના પરિચયમાં આવતો એ કુટુંબની સ્ત્રી ગ્રેજ્યુએટ છે એમ એ જાણતો ત્યારે એને અચંબો લાગતો. કારણ કે, એટલી કેળવણી લીધા છતાં એ સ્ત્રીમાં ફરમો દેખાતો નહિ, ઘરકામ પ્રેમથી કરતી લાગતી અને મોટે ભાગે નોકરી પણ કરતી હોય!

ભરતના મનમાં 'જય જય ગરવી ગુજરાત' કરતાં 'જય જય મહારાષ્ટ્ર' વધુ રમવા લાગ્યું. એને ગુજરાતની સ્ત્રીકેળવણી ઉપર તિરસ્કાર છૂટયો. શહેરોના ઉપલા વર્ગ સિવાય ક્યાંય કૉલેજની ઉચ્ચ કેળવણી જેવું એને ગુજરાતમાં દેખાતું ન હતું. ને તેમાંય એ જે ગામોમાંથી આવતો હતો ત્યાં હાઈસ્કૂલનું શિક્ષણ પણ છોકરાઓ પૂરું નહોતા લેતા ત્યાં કન્યાઓનું શું?

ભરતે મન સાથે વિચાર કર્યો કે નાત, જાતની પરવા ન કરવી, સંસ્કારી અને કેળવાયેલી કન્યા જ્યાંથી મળે ત્યાંથી સ્વીકારવી. એટલે એ પચ્ચીસ વર્ષનો હતો છતાં ગામડેથી માબાપનો, મોટા ભાઇનો આગ્રહ થતો છતાં લગ્નને ઠેલ્યા કરતો. એને બી. એ. થયેલી પત્ની જોઇતી હતી ત્યાં ઘેરથી જે દરખાસ્ત આવતી તે અંગ્રેજીને માથે મોટું મીંડું હોતું! બે વર્ષ મુંબઈ વહી ગયાં, પણ એ મોહમયી મુંબઈમાંય એને એવો કોઇનો પરિચય ન થયો કે નાતજાત કે પ્રાંતભેદની પરવા કરી પ્રેમલગ્ન કરી શકે. છેવટ દાદરમાં રહેતા એક ગુજરાતી વેપારીની કન્યાનું ઇન્ટરનું ટયુશન એને મળ્યું, તેમાંથી એ કુટુંબના પરિચયમાં એ આવ્યો. લતા, જેને એ ટયુશન આપતો, એનો બનેવી ભરતનો મિત્ર હતો અને એ કારણે જ એને ટયુશન મળ્યું હતું.

એક વર્ષના એ પરિચય પછી લતા ઉપર એનું મન ઠર્યું. એનો મિત્ર, લતાનો બનેવી, સુરેશ સુધારક હતો. બંને એક જ જ્ઞાતિના હતા, પરંતુ રૂઢિ–વ્યવહારને લીધે એ લોકો ભરતને કન્યા ન આપે એમ હતું. ભરતે સુરેશ આગળ દિલ ખોલ્યું. સુરેશે કહ્યું — લતા અને તમે બંને લગ્નથી જોડાવ તેમાં મને વાંધો નથી. પણ ભરત એ શક્ય નથી.'

ભરતે પૂછ્યું: 'કારણ?',

સુરેશ : 'તને માઠું નહિ લાગે ને?'

ભરતે એનો પોતાની રીતે અર્થ કરતાં કહ્યું : 'મને એ લોકો ગોળની રીતે કન્યા ન આપી શકે એ જ ને?'

સુરેશ : 'ના, એ કારણ નથી. નગીનભાઇ (લતાના પિતા) એવા ગોળની પરવા કરે એવા નથી. અને લતા તો આઝાદ-છોકરી છે. એ તો નાતજાતની ય પરવા કરે એવી નથી......'

ભરતનું હૈયુ હિલ્લે ચડ્યું હતું. લતા સાથે આડકતરી રીતે લગ્ન અંગે એણે વિચાર જાણી લીધા હતા. સુરેશ પણ એ જ કહેતો હતો. એને થતું હતું કે જો આવા વિચાર એ ધરાવતાં હોય તો પછી લગ્નમાં વાંધો શો આવે? પોતે મજબૂત બાંધાનો, દેખાવડો અને મઝાના સ્વભાવનો યુવક હતો. કેવો બુદ્ધિશાળી હતો એની પરીક્ષા તો રોજ લતા કરી રહી હતી. કોઇ કોઇ વખત લતા જ વણમાગ્યો અભિપ્રાય આપતી હતી કે, તમારાં જેવું અભ્યાસનું ઊંડાણ અમારા પ્રોફેસર પણ ધરાવતા નથી!

એટલે સુરેશને વચ્ચે રોકીને ભરતે પૂછ્યું : 'તો પછી વાંધો ક્યાં આવે તેવો છે?'

સુરેશ : 'તું એક વાત કબૂલ કરશે ને કે જે માણસ જે રીતે જન્મથી ટેવાઇ ગયું હોય છે તેથી જુદી રીતે એ જીવવાનું પસંદ કરતું નથી?'

ભરત : 'મને સમજ ન પડી.'

સુરેશે હસીને કહ્યું : 'લગ્ન કરવા નીકળેલા યુવકો આ નથી સમજતા તેથી જ મોટી મુશ્કેલી આવે છે ને! તેથી જ પ્રેમ કરવા જતાં નિરાશ થાય છે!'

ભરત : 'સુરેશ! મારી મશ્કરી કરવા મેં તારા આગળ દિલ ખોલ્યું છે?'

સુરેશ : 'હું તારી મશ્કરી નથી કરતો, પણ આવી દરખાસ્ત કરવા જતાં તારી મશ્કરી ન થાય તે માટે કહું છું.' સહેજ અટકીને ઉમેર્યું : 'લગ્નની પસંદગી કરતી વખતે આજના માનસવાળાં કુટુંબો, ભલે કુળાકુળ ન જોતાં હોય પણ મોભો અને લક્ષ્મી જુએ છે. ભાગ્યે કોઇ અપવાદરૂપ ધનિક માબાપની છોકરી ગરીબને પરણવા તૈયાર થશે—એને એ બધી રીતે યોગ્ય લાગતો હશે તો પણ!'

ભરતની દૃષ્ટિમાં આર્થિક રીતે બંને વચ્ચે પડેલો વિશાળ દરિયો ઉછળી રહ્યો. ક્યાં પોતાની માસિક રૂા. ૩૦૦–૩૫૦ની આવક ને ક્યાં નગીનભાઇની લાખોની આવક!

છતાં એ મૂંગો ન રહી શક્યો. પૂછ્યું: 'સુરેશ! તું શું એમ માને છે કે માણસને સુખી થવા લક્ષ્મી જ જોઈએ?'

સુરેશ: 'હું અંગત રીતે ગમે તે માનતો હોઉં, પણ આપણી ગુજરાતી પ્રજાના લોહીમાં એ સંસ્કાર છે. ભણેલો વર્ગ, પછી એ પુરુષ હોય કે સ્ત્રી એવું માને છે; આચરે છે પણ.'

ભરત બોલ્યો: 'દક્ષિણી કુટુંબોનો મને જે અનુભવ છે તે આથી જુદો છે. ઓછી કમાણીમાં પણ સંસ્કારને લીધે એ કુટુંબો એટલાં સુખી રીતે જીવે છે કે ઘણી જ વાર આપણાં ધનિક કુટુંબો કરતાં તો તેમની ઈર્ષા આવે છે.'

સુરેશ: 'મહારાષ્ટ્ર અને ગુજરાત વચ્ચે જે મૂળભૂત ભેદ છે, ગુજરાત વેપારપ્રધાન છે — એ વિદ્યાપ્રધાન છે. ગુજરાતને પોતાની લક્ષ્મીનું અભિમાન છે અને તેથી એ ગરીબ પ્રાંતોને તુચ્છ દૃષ્ટિએ જુએ છે. મહારાષ્ટ્રને પોતાના વિદ્યાનું–સંસ્કારનું અભિમાન છે અને તે અભણ–અસંસ્કારી પ્રાંતો તરફ તુચ્છ દૃષ્ટિએ જુએ છે. મહારાષ્ટ્ર સંસ્કાર–કેળવણીને પોતાનો આદર્શ માને છે. ગુજરાત લક્ષ્મીને. મુંબઈના છત્રને મને મોટેભાગે આ છાપ મજબૂત કરી છે.'

ભરત ખિજાતાં બોલ્યો: 'જો ગુજરાત આ જૂની દૃષ્ટિ નહિ ત્યજે તો એની કમનસીબી કહેવાશે!'

સુરેશ હસીને બોલ્યો: 'આપણે એ પંચાત કરવા નથી બેઠા. મારામાં પણ એ રોગ ઓછેવત્તે અંશે છે. કુમુદિની (પત્ની)માં ભારોભાર છે, અને એ જ લોહી એની બહેન લતામાં પણ છે!'

ભરતને છતાં સંતોષ ન થયો, એણે કહ્યું: 'મારા મનના સમાધાન ખાતર એ વાત, આડકતરી રીતે, લતાને તમે ન પૂછી લ્યો?'

સુરેશ સંમત થતાં બોલ્યો: 'ખુશીથી. એ મળશે એટલે વાતવાતમાં પૂછી લેઈશ. પણ જવાબ મેં કહ્યો છે તે આવે તો મને શું ઇનામ આપીશ?'

ભરત: 'ઇનામ આનંદના બનાવમાં હોય કે દુઃખના પ્રસંગમાં?'

સુરેશને પણ દુઃખ થયું. એ વાત ત્યાં અટકી. બંને છૂટા પડ્યા. રવિવારે લતા સુરેશને ઘેર આવી ત્યારે આ વખતે એ પ્રશ્ન છેડવો એણે વિચારી લીધું.

આનો ઘૂંટ ભરતાં ખાંડ સહેજ વધારે લાગતાં સુરેશે કહ્યું: 'લતા! રમાની ગેરહાજરીમાં ચા બનાવતાં પણ ન આવડે તેવું સાવ નિરુપયોગી પ્રાણી (પત્ની) મારાં સિવાય કોઈ પાળે તેમ હું નથી માનતો!'

લતા છંછેડાઈ જતાં બોલી: 'સુરેશ! તમે લોકો પત્નીને શું ઉપહાસનું'

પાત્ર માનો છો? એટલો બધો ચાનો ઊંચો ટેસ્ટ હોય તો હાથે બનાવી લેવી હતી ને?'

સુરેશ: 'તું પરણ્યા પછી પતિને કેવી નથી બનાવી આપતી તે હું જોઇશ ને!'

લતા: 'મારે પરણવું જ નથી ત્યાં પછી એ દિવસનું મોંમાં પાણી જ ન લાવતા!'

સુરેશ: 'મેં તો તારા માટે વર પણ શોધી રાખ્યો છે. હવે તું ના પરણવાનું કહે એ કેમ ચાલે?'

લતા અંગૂઠો અને આંગળી ભેગી કરી મટકો કરતાં બોલી: 'વાહ રે વાહ! કુમુદિનીબહેન ઉપર આધિપત્ય ભોગવતાં ન સંતોષાયા તે મારા સુધી વડીલનો અધિકાર ભોગવવાની ફરજ લંબાવવી પડી, એમ ને?'

સુરેશે હસતાં હસતાં કહ્યું: 'મેં ધાર્યું કે કોલેજમાં તું જઇશ એટલે તારું તું શોધી લેઇશ. પણ ઇન્ટર પતવા આવી તો ય કોઇ છોકરાને શોધી ન કાઢ્યો એટલે મેં માન્યું કે મારે તને મદદ કરવી જોઇશે!'

સુરેશ અટક્યો. લતા બોલી: 'હં! પછી?'

કુમુદિની તરફ જોઇ સુરેશે કહ્યું: 'જોઇ તારી બહેન! કેવી લુચ્ચી છે! ઘડી પહેલાં પરણવું નથી એમ કહેતી હતી અને હવે વરની વાત કરી એટલે કેવી પૂછડી પટપટાવવા લાગી?'

લતા ગંભીર મોં કરીને બોલી: 'હું તો કંઇ પૂછડી પટપટાવતી નથી, મારે એ જાણવું છે કે કોણ મારી પાછળ પૂછડી પટપટાવે છે! એ બિચારા ખાલી મોંમાં પાણી ન લાવે તે માટે એને તમારી દ્વારા ના પણ સુણાવી દઉં!'

સુરેશ પણ ગંભીર થતાં બોલ્યો: 'ચાલ હવે મજાક જવા દે. તારી પાછળ કોઇ ઝૂરે છે એમ ન માનતી. હું જેની વાત કરવા માગું છું તે પણ તારી જેમ કંઇ જાણતો નથી. પણ મને વિચાર આવ્યો છે કે તમે બંને જોડાવ તો ખોટું નથી.'

લતા: 'તમારા દિલમાં વસી જનાર એ કોણ છે?'

સુરેશ: 'મજાક માનતી હોય તો મારે વાત નથી કરવી.'

લતા: 'તમે ગંભીર વાત કરતા હશો તો હું ગંભીર વાત કરીશ. તમે મઝાક કરતા હશો તો હું ય મઝાક કરીશ.'

સુરેશ: 'હું નામ આપું પણ તારે એવું નહિ માની લેવાનું કે એ આ વાત જાણે છે. એ બિચારો આમાં કંઇ જાણતો નથી અને તું એની સાથે તોછડો વર્તાવ કરે તો મિત્ર તરીકે મેં દુશ્મનની ગરજ સારી એવું થાય.'

લતા : 'શું તમે એમ માનો છો કે હું એનું અપમાન કરીશ? તમે લોકો છોકરીઓ વિષે કેવો પૂર્વગ્રહભર્યો વિચાર સેવો છો?'

સુરેશ : 'એ છે – તું રોજ જેના પરિચયમાં આવે છે તે ભરત.'

લતા કંઈ ન બોલી.

સુરેશે કહ્યું : 'મારો એ વર્ષોનો મિત્ર છે. મેં ટ્યુટર તરીકે એનું નામ આપ્યું ત્યારે મને એવો કંઈ ખ્યાલ ન હતો. પરંતુ ગયે અઠવાડિયે જ તારી વાત – અભ્યાસ અંગે નીકળતાં – મને સ્ફૂર્યું કે તમારી બંનેની જોડી ઠીક છે.'

લતાએ વિચાર કરી લીધો હતો. એણે કહ્યું : 'તમારા પુરુષોનું આ જ દુ:ખ છે! કંઈ પરિચયમાં આવીએ, હસીને વાત કરીએ, ટ્યુશન લેવા બેસીએ, કે છેવટ આ જ વાત આવીને વહેલી ગાડી ઊભી રહે છે!'

સુરેશ શાહુકાર થતાં બોલ્યો : 'એની ઉપર એવા વહેમ ન લાવતી....'

લતા : 'હું કંઈ નાની કીકલી નથી કે એ બધું હું ન સમજું. મને એમાં રોષ પણ નથી. એમના મનનો ભાવ વ્યક્ત કર્યો એમાં ખોટું પણ નથી. ફક્ત એમને એટલું કહેજો કે, લતાએ એવો કોઈ વિચાર કર્યો નથી. અને એવા કોઈ વિચારમાં એ ફસાઈને દુ:ખી ન થાય.

ભરતે એ વાત કરી નથી એમ સુરેશે બચાવ કરી લીધો, પણ લતા કંઈ એવી બાળક ન હતી કે માની જાય છતાં એણે કહ્યું : 'હું તો પૂર્વવત્ એમની પાસેથી એ જ ભાવે ટ્યુશન લેઈશ. મારો વર્તાવ નહિ બદલાય તેની ખાત્રી આપું છું.'

સુરેશે એ વાત ભરતને કહી ત્યારે એને કેટલો આઘાત લાગ્યો હશે?

(ભારતનું લગ્નજીવન આવતા અંકે)

## સમાજનાં પાત્રો

નાનુભાઈ દવે

સાત પાત્રોનો આપણો સમાજ છે.

૧. જે અવળી વાણી ઉચ્ચારે છે, ગર્જના કરે છે, બીજાને ડરાવે છે. એનાથી પાછળું જ દેખાય છે, અજવાળું સહન થતું નથી. એ અંદરથી બળે છે, અને એનું ચાલે તો સારું કાર્ય અટકાવવા એ બધું કરી છૂટે છે. વિઘ્નો ઊભાં કરવાનો એને સંતોષ છે.

૨. જે તદ્દન ઉદાસ છે. 'ચાલે છે એમ ચાલવા દો' એટલી જ એમની નીતિ છે. એ કોઈનો વિરોધ કરતા નથી. કોઈમાં વિઘ્ન નાખતા નથી. ચીલો છોડતા નથી, ચર્ચા કરતા નથી. પૂર્વજોની પ્રતિમાઓ ઉપર ફૂલ ચઢાવે છે

એમણે જે કાંઇ કર્યું હોય તેનાથી અધિક કરી દેખાડવામાં કૃતાર્થ બને છે. નવો પ્રકાશ દેખાય છે પણ એમને જોતો નથી.

૩. જે નવો ચીલો પાડવાની વાત કરે છે, પણ પોતાનો માર્ગ બદલતા નથી. જેમનો ઉપદેશ બીજાઓ માટે જ છે. જેઓ વખત આવ્યે સરકી જાય છે, સાથીદારોને દગો દે છે, સંજોગોને દોષ દે છે. એમને નવો પ્રકાશ દેખાય છે, જોતો છે, પણ આંખો ખોલવાની હિંમત નથી. પાત્ર છીછરું છે, વિચારનો દોષ નથી.

૪. જે પ્રવાહમાં તણાઇને બીજાનું કહેલું કહે અને છતાં એ મુજબ કરે. જે વિચારો બીજાને માટે પ્રગટ કર્યા હોય તેને વખત આવ્યે અમલમાં મૂકે. એ વિચારને દીપાવે છે. એનામાં શ્રદ્ધા જાગી છે. એ પ્રકાશ જુએ છે અને ઝીલે છે. કેટલીક વાર એની ધગશમાં પોતાના કાર્યની જાહેરાત કરે છે. પોતાની ફરજને એ ત્યાગ મનાવે છે. અગર ભગીરથ પરાક્રમ કર્યાનો સંતોષ પ્રગટ કરે છે, અને બીજાઓ પાસે તે મંજૂર કરાવે છે.

૫. જે આગળ પગલું ભરે છે પણ એનો જરા યે ઊહાપોહ કરતો નથી. કોઇની સહાય ઇચ્છતો નથી. કોઇનાં અભિનંદન વાંછતો નથી એના પગલામાં એને માણસાઇ દેખાય છે, સ્વાભાવિકતા જુએ છે. એણે જે પગલું ભર્યું છે એમાં એનો દૃઢ વિશ્વાસ થયો છે. એનામાં સૌમ્યભાવ છે અને અટલ સંકલ્પ છે.

૬. જે પોતાના આચરણથી જ અટકતો નથી પણ બીજાને તેમ કરવા પ્રેરણા આપે છે. વિનંતિથી, દલીલોથી, પોતાનો સાથ આપીને તે બીજાને સતત ઉત્તેજન આપે છે. એ નવા વિચારનાં પાણી વહેતાં રાખે છે અને એ પ્રવાહ ઠેઠેર ખેંચી જાય છે. એને તાલાવેલી લાગી છે. એને ઝૂંબેશ મચાવવી છે.

૭ જે બીજાને ટેકા આપતાં સહન કરે છે. એ ભેખધારી છે. એ ક્રાંતિવીર છે. એ ડરતો નથી. એને જોખમ ઉઠાવવું છે. એનો સ્વભાવ સાહસપ્રિય છે. એનામાં ચિનગારી પ્રગટેલી છે. એને અપમાન, તેજોવધ, ડરામણી – કશાની તમા નથી. એના કાર્યમાં અવિશ્વાસ કરનારાં કે વિઘ્ન નાખનારાં તરફ પણ એ સહાનુભૂતિ- રાખે છે, મમતા- દાખવે છે. એ ઘૂમતો રહે છે. એને જંપ નથી જ્યાંથી હાકલ પડી, જ્યાંથી ચીસ સંભળાઇ, જ્યાં અન્યાય થયો ત્યાં એ પહોંચી જાય છે. એ વિચારની ગરીબાઇ રાખતો નથી. એ સિદ્ધાંતનાં સમાધાને કરતો નથી. એને તો સમાનતા અને માનવતાના ધોરણે સમાજની સુવ્યવસ્થા સ્થાપવી- છે અને તે માટે સર્વ કાંઇ સમર્પણ કરવુ છે.

હર કોઇ જોઇ લે કે પોતે કયું પાત્ર ભજવી રહ્યા છે.

# બહેનો સાથે વાર્તાલાપ

ઈશ્વર પેટલીકર

તા. ૧૩મીએ, એક પ્રસંગ નિમિત્તે, જેનો ઉલ્લેખ પ્રસંગકથામાં આવે છે, હું વસો ગયો હતો. તા. ૧૪મીએ વસો હાઈ સ્કૂલના આચાર્ય મુરબ્બીશ્રી શામળભાઈ સોલંકીએ વિદ્યાર્થીઓ સમક્ષ મારો વાર્તાલાપ ગોઠવી કિશોર-યુવક પેઢીને મળવાનો લાભ મને આપ્યો. શાળાઓમાં ભાગ્યે જ વાર્તાલાપ અંગે મોટી મુશ્કેલી એ હોય છે કે જુદી જુદી કક્ષાના વિદ્યાર્થીઓને એકી સાથે સંતોષી શકતા નથી. અનુભવી આચાર્યશ્રીએ એ માટે જુદી જુદી ગોઠવણ કરી હતી. છઠ્ઠા અને સાતમા ધોરણના વર્ગો સાથે એક વાર્તાલાપ, બીજો ફર્સ્ટ કોર્સનો અભ્યાસ કરતી બહેનો સાથે અને ત્રીજો શિક્ષકો સાથે.

આવા વાર્તાલાપોમાં જે પ્રશ્નોત્તરી થાય છે તે ગંભીર હોય છે એવું પણ નથી. કોઈ કોઈ પ્રશ્નો વિચારપૂર્વક પુછાય છે, કોઈ કોઈ કુતૂહલપૂર્વક પુછાય છે, કોઈ કોઈ ગમ્મત ખાતર પણ પુછાય છે. પરંતુ એ સર્વનું તારણ એક તો છે જ કે પૂછનાર જે વિચાર, તરંગ અને સ્વપ્નાં સેવે છે તેનું પ્રતિબિંબ એ વાર્તાલાપમાં પડે છે.

એ ત્રણ વાર્તાલાપોમાંથી બહેનો સાથે થયેલ વાર્તાલાપનો અહીં ઉલ્લેખ કરવા માગું છું. એનું કારણ, પુરુષ માનસ અંગે સામાન્ય રીતે સમાજ પરિચિત છે એટલે જો એકાદ વર્તાલાપ માટે જગા કરવી હોય તો બહેનોનું માનસ કેવા વિચારો, તરંગો અને સ્વપ્નો સેવે છે તે જાણવું જરૂરી છે. વર્ષોથી ગુલામીમાં જકડાયેલ,—જ્ઞાનથી વંચિત એ સમાજમાં હવે કેવા કેવા ખ્યાલ શરૂ થયા છે તે આથી જાણવા મળે છે. વળી આ બહેનો નીચલા વર્ગોની, કિશોરાવસ્થાની છે, એટલે આ નાની ઉંમરમાં પણ એ કેવાં સ્વપ્નાં સેવે છે એ ખાસ અગત્યનું છે. એ વિચારો કોઈને શેખચલ્લી જેવા પણ લાગે. પરંતુ જગતમાં એવા શેખચલ્લીઓએ એ તરંગોમાંથી કાર્યો કર્યાં છે; નિષ્ફળતા મળવા છતાં નિરાશ ન થતાં, ફરી ફરી પ્રયત્નો કર્યા છે. અને પોતાનાં સ્વપ્ન સિદ્ધ કર્યાં છે. એટલે બધા સ્વપ્નાં સેવનાર—એક વખત ઘાડવો ભાંગી જતાં નિરાશ થનાર શેખચલ્લી જેવા હોતા નથી, પણ ફરી ફરી મંડ્યા રહેનાર હોય છે. એટલે એ તરંગો, સ્વપ્નાં પણ અગત્યનાં છે. એટલે નાની બહેનોએ પૂછેલા એ પ્રશ્નો એ રીતે પણ મારે મન અગત્યના છે.

આ વાર્તાલાપ થયો ત્યારે મને ખ્યાલ ન હતો કે એનો હું આમ એક લેખ લખીશ, એટલે એ પ્રશ્નો અને ઉત્તરોની નોંધ મેં લીધી નથી. આથી

નીચે રજૂ થયેલા પ્રશ્નો નમૂના તરીકે થોડા જ મુકાયા છે. કોઇ અગત્યનો પ્રશ્ન રહી જવા પણ સંભવ છે. વળી બોલવામાં વખતની છૂટ હોય છે તેમ લખવામાં જગાની છૂટ હોતી નથી એટલે અહીં એના જવાબ ટુંકાવવા પણ પડ્યા છે. વળી તે ઘડીએ તાત્કાલિક જે વિચાર ન સૂઝ્યો હોય તે લખતાં સૂઝવાને કારણે ઉમેરવા પણ સંભવ છે.

બહેનો છોકરાઓ કરતાં સામાન્ય રીતે વધુ શરમાળ હોય છે તેમ આપણી છાપ છે, અનુભવ પણ છે. પરંતુ આ વાર્તાલાપમાં મારી એ છાપ ખોટી પડી. પ્રથમ ઉપલા વર્ગોના વિદ્યાર્થીઓનો વાર્તાલાપ હતો. શરમને લીધે કોઇએ પ્રશ્ન ન કર્યો એટલે મેં શરમ આવતી હોય તો કાગળમાં લખીને આપવા કહ્યું. છોકરાઓએ તે સ્વીકારી લેઇ પોતાનો શરમાળ સ્વભાવ સ્વીકારી લીધો! એ વાર્તાલાપ પછી બહેનો આવી. એમણે પણ સવાલ તરત ન કર્યા. મુરબ્બીશ્રી રામભાઇ સાહેબે ટખર કરતાં કહ્યું: 'તમારું પણ છોકરાઓ જેવું જ છે કે શું?'

મેં કહ્યું: 'એમ હોય તો ભલે કાગળમાં જવાબ લખે.'

પણ પોતાની વિદ્યાર્થિનીઓ શરમાળપણાનો સ્વીકાર કરી લે તે સાથે બેઠેલાં ત્રણ શિક્ષિકાબહેનો કેમ સહી લે? તેમણે બાળાઓ સામે નજર કરી, એમાં ભાવ હતો — જો જો કાગળમાં લખીને શરમાળપણાનો બહેનોનો દોષ સ્વીકારી ન લેતાં!

અને સાચે જ, વિદ્યાર્થીઓની જેમ એનો સ્વીકાર ન કરતાં, આગળની હરોળમાં બેઠેલી એક નાની બહેને પ્રશ્ન કર્યો.

**પ્રશ્ન:** કુંવારી રહેવા ઇચ્છનાર બહેનોએ કેવી કેળવણી લેવી જોઇએ?

**જવાબ:** સમાજમાં સ્ત્રીકેળવણી બિલકુલ નહોતી અને શરૂઆત થઇ ત્યારે એનો વિરોધ લોકોએ એ કારણે કરેલો કે, છોડીને ક્યાં નોકરી કરવા જવું છે? કન્યાકેળવણીની તરફેણ કરનાર એ દલીલ કરતા કે, કન્યાને કેળવણી મળે તો એ ઉત્તમ ગૃહિણી થશે, ઉત્તમ માતા થશે. સામાન્ય રીતે આ માન્યતા પ્રમાણે કન્યાકેળવણીનો અભ્યાસ પણ તે વખતે વિચારેલો. આજે એ માન્યતાને સ્વીકારી મોટો ભાગ કેળવણી આપે છે. સ્ત્રીકેળવણી માટે ઇલાયદી સગવડ ન હોય ત્યાં ભલે છોકરાઓ સાથે આજે છોકરીઓ ભણતી હોય. પણ એ કેળવણી આપવા પાછળ માબાપની વૃત્તિ છોકરી સંસ્કારી થાય, લગ્નના બજારમાં ઉપયોગી થશે એવું પણ હશે, એ વૃત્તિ છે. આર્થિક ક્ષેત્રે કમાતી થાય તેવો ઉદ્દેશ ભાગ્યે કોઇ માબાપનો હશે. છોકરીઓમાં પણ

મોટે ભાગે નથી. આ સ્થિતિ આજની છે. હવે જો કુટુંબનું જીવનધોરણ ઊંચું લાવવું હોય તો સ્ત્રીએ પણ કમાણીના ક્ષેત્રમાં પડવું જોઈએ. અને આ કંઈ નવી વાત નથી. હિંદના કહેવાતા નીચલા વર્ગોમાં સ્ત્રી એ ક્ષેત્ર એના પતિને મદદ કરે છે. કહેવાતો ઉપલો વર્ગ અને ભણેલા વર્ગનો જ આ સવાલ છે—જે વર્ગ દેશની વસ્તીમાં નાનો છે. એટલે ભણેલી સ્ત્રીઓ નોકરી કરે કે ધંધો કરે એમાં કંઈ નવાઈ પામવા જેવું નથી. જો ભણેલી સ્ત્રી માટે પણ કમાણી કરવી જરૂરી હોય તો કુંવારી રહેવા ઇચ્છતી બહેનો માટે એ અતિ જરૂરી ગણાય. દરેક એવી બહેને આર્થિક ક્ષેત્રે કમાઈને સ્વતંત્ર જીવી શકે તેવી, એની રુચિ અનુસાર કોઈ વિષયની, કેળવણી લેવી જોઈએ.

**પ્રશ્ન:** ઘરકામ બહેનોએ શા માટે કરવું જોઈએ?

**જવાબ:** જ્યાં સુધી મનુષ્ય સમાજ બાંધીને રહે છે ત્યાં સુધી નાનું કે મોટું કુટુંબ રહેવાનું છે. ઘર પણ રહેવાનું છે. અને ઘર હોય ત્યાં સુધી ઘરકામ પણ રહેવાનું છે. એ ઘરકામ જૂજ પૈસાદાર નોકર પાસે કરાવશે, પણ બાકીના મોટા ભાગને ઘરકામ જાતે કરવું જ પડશે. એવું અનિવાર્ય ઘરકામ બહેનોએ શા માટે કરવું જોઈએ, એ વિચાર બરાબર નથી. એને બદલે એમ પૂછી શકાય કે, ઘરકામ ફક્ત બહેનોએ જ શા માટે કરવું જોઈએ? અને એ સવાલ વિચારવા જેવો પણ ખરો. ઘરકામ એ ઘરમાં રહેનાર કોઈ એક વ્યક્તિનું કામ નથી, પણ કુટુંબના દરેકનું કામ છે. અને દરેકે તે હાથોહાથ કરવું જોઈએ. પરંતુ આજે એ બહેનો ઉપર લદાયેલું છે. પુરુષ બહારનું કામ કરે છે, સ્ત્રી એમાંથી મુક્ત છે અને ઘરમાં જ રહે છે એટલે ઘરકામ એનું ગણાયું. અને કોઈ કામ લાંબો સમય અમુક વર્ગ કરે એટલે બીજો વર્ગ તે કરતાં શરમાય છે. એ શરમનું મૂળ અમુક કામને હલકું માનવામાં આવે છે તેમાં છે. ભંગીકામ પણ એવું છે. કામ કરવું એ જ આપણા માનસમાં હલકું ગણાય છે. પરંતુ બધો સમાજ કંઈ એઠાં બેઠાં જીવી ન શકે એટલે કામ તો ન છૂટકે પણ મોટા ભાગને કરવું પડે છે. એટલે કામના પાછા હલકા–સારા એવા ભાગ પડ્યા. ખરી રીતે કોઈ કામ કરવું એ હલકું નથી એવું માનસ કેળવવાની જરૂર છે. સ્ત્રી ભણશે, બહારનું કામ કરશે, એટલે ઘરકામનો એને વધુ વખત નહિ મળે. તે વખતે પુરુષે પણ એમાં ભાગ લેઈ ઘરકામ પતાવવું પડશે. બહેનો એવી ઇચ્છા રાખે એ બરાબર છે, પણ ઘરકામ પ્રત્યે પુરુષની જેમ સૂગ બતાવે એ બરાબર નથી.

**પ્રશ્ન:** વિધવાના અપશુકન માની સમાજ વિધવાનું અપમાન નથી કરતો?

**જવાબ:** ફરજિયાત પુનર્લગ્નનો હક્ક વિધવાનો સમાજે ખૂંચવી લેઈ તેને હડહડતો અન્યાય કર્યો છે ત્યાં અપશુકન જેવા નાનાં અપમાનની કાતે પડી છે? શુકનઅપશુકનમાં માનનાર પાસે એ માન્યતા ફેરવાવવા જવી એ શક્ય નથી. પરંતુ વિધવાએ જાતે અપશુકનિયાળ ગણાતો એનો વેશ છોડવો જોઇએ. હાલ જેમ વિધવાએ માથેથી વાળ કાઢવાનું બંધ કર્યું છે, કેલું પહેરવાનું ત્યજ્યું છે, તેમ આગળ વધી કાચની બંગડી અને ચાંદલો કરવાનું વિધવા અવસ્થામાં પણ ચાલુ રાખવું. પુરુષ જેમ વિધુર થતાં એને કોઇ જુદો વેશ પહેરવો પડતો નથી, તેમ વિધવાએ પણ કોઇ જુદો પહેરવેશ રાખવાનું ત્યજી પોતાનું અપમાન અટકાવવું જોઇએ. સ્ત્રીઓ શણગાર સજે, બંગડીઓ કાયમ રાખે, એવું કંઇ આ કહેતાં મારું કહેવાનું નથી. સમાજનો સ્ત્રીવર્ગ એ ન ત્યજે ત્યાં સુધી વિધવાએ એવો કોઇ વેશ ફરજિયાત છોડવો ન જોઇએ.

**પ્રશ્ન:** પરણવાની ગરજ શું એકલી છોકરીને જ છે અને છોકરાને નથી, કે પરણવા બદલ એ પરઠણ માગે છે?

**જવાબ:** મતલબ બંનેને સરખી છે. કોઇને સહેજ પણ વધતીઓછી નથી. પરંતુ લગ્નની પદ્ધતિ આજે એવી છે કે મતલબ છોકરીના બાપને આવી પડી હોય તેવી સ્થિતિ છે આજે થતાં કાળાં બજારમાં પણ શું છે? વેચવાની અને લેવાની, વેપારી અને ગ્રાહકને સરખી મતલબ છે, છતાં માલની અછતને લીધે વેપારી ગરજ બતાવતો નથી, ઘરાકને મતલબ બતાવવી પડે છે અને તેથી કાળા બજારના ભાવ આપવા પડે છે. લગ્નમાં પણ એવું છે કે વર શોધવા કન્યાના બાપને નીકળવું પડે છે, કન્યા શોધવા વરના બાપને નીકળવું પડતું નથી. વળી આજે ઝીણું અને મસરાઇઝ કાપડનું વધુ કાળું બજાર થાય છે, કારણ કે લોકોને એ પહેરવાનો વધુ મોહ છે, તેમ વર શોધવા નીકળનાર કન્યાપિતાને અમુક ગામ, કુટુંબ અને કુળનો મોહ છે, અને એનો ગેરલાભ વરપક્ષ ઉઠાવે છે. જ્યાં વરપક્ષને ગરજ છે ત્યાં કન્યાવિક્રય પણ થાય છે. એટલે લગ્નનો વ્યવહાર આજે ગરજ, માગ અને છતઅછતના વેપારી ભાવ ઉપર ચાલે છે. જે દિવસે એ પદ્ધતિ નાબૂદ થશે, માબાપ કે વડીલને પરણાવવાનું નહિ રહે, પણ યુવકયુવતી જાતે પરણતાં થશે ત્યારે બંનેને સરખી ગરજ હશે. કોઇ લેવડદેવડની શરત એ લગ્નમાં નહિ હોય.

**પ્રશ્ન:** છોકરીએ પોતાનાં કપડાં પિયરથી શા માટે લેઇ જવાં જોઇએ?

**જવાબ:** ઉપર પ્રમાણે સરખી ગરજ થશે ત્યારે એવું કંઇ નહિ હોય.

**પ્રશ્ન:** બાપની મિલકતમાંથી ભાઈને ભાગ મળે તેમ બહેનને ભાગ કેમ ન મળે?

**જવાબ:** નવા હિન્દુ કોડમાં એ સુધારો થયો છે. પાર્લામેન્ટમાં એ બિલ પસાર થવાનો પૂરતો સંભવ છે. એમાં ભાઈ સાથે બહેનને અર્ધો મિલકતનો વારસો મળવાનો હક છે. એવું બિલ કદાચ પાસ થશે તો એ માટે ભવિષ્યમાં વહેલું મોડું નવું બિલ આવશે અને સરખો ભાગ સ્વીકારાશે.

**પ્રશ્ન:** છોકરીને સાસરે જવાનું છે, તેના કરતાં છોકરાને સાસરે જવાનું હોય તો?

**જવાબ:** એવો રિવાજ બ્રહ્મદેશમાં છે.

**પ્રશ્ન:** અહીં એ રિવાજ થવાની જરૂર છે!

**જવાબ:** એ રિવાજ કરવા ઇચ્છતી બહેનોએ સાસરે ન જવું, ગરજ હશે તે છોકરા આવીને સાસરે આવશે!



છઠ્ઠા અને સાતમા ધોરણના વિદ્યાર્થીઓના પ્રથમ વાર્તાલાપ વખતે એક બહેને પૂછેલો સવાલ.

**પ્રશ્ન:** કોઈ બહેન ભણવા માગતી હોય અને માબાપ ના પાડતાં હોય ત્યારે એ બહેને શું કરવું?

**જવાબ:** જવાબ આપવો સહેલો છે. પરંતુ એ માટે સમાજમાં કોઈ સંસ્થા આજે નથી કે જ્યાં એ બહેન જઈને ભણી શકે. આ પ્રશ્ન હાઈસ્કૂલનાં ધોરણમાં ઊભો થાય અને માબાપ વિરોધ કરે તો મોટે ભાગે બહેનનું કંઈ નહિ ચાલવાનું—એને નિશાળ છોડવી પડવાની, પરંતુ માધ્યમિક કેળવણી પછી આ સવાલ આવે તો બહેન પણ મોટી ઉમરને લીધે સામનો કરે, માબાપનું ઘર છોડવું પડે. એ સ્થિતિમાં કોઈ સંસ્થામાં — છાત્રાલયમાં રહી એ આગળ ભણી શકે; પણ મુશ્કેલી આવે તે માટેના પૈસાની. આજે એવી કોઈ સંસ્થા નથી કે જે આવી બહેનોને રાખીને મફત ભણાવી શકે. એટલે હિંમતવાળી બહેન પણ પાછી પડી જાય તેવી સ્થિતિ છે. પરંતુ કોઈ એકાદ એવી બહેન હોય અને જો મને લખશે તો હું તે અંગે કોઈ પાસે રકમ મેળવવા પ્રયત્ન કરી શકું. અનંતાં લગી મદદરૂપ થઈ શકું. પણ જો મોટી સંખ્યામાં સામટી એવી બહેનો નીકળે તો મારું ગજું નહિ।

એ વાર્તાલાપ વખતે મુરબ્બી શ્રી આપાજી આવાજી અમીન સાથે બેઠા હતા. એમણે જવાબ આપ્યો:-'સામટી બધી બહેનો એવી નીકળે તો એવી કોઈ વ્યવસ્થા કરવાની મુશ્કેલી જ નહિ પડે આપોઆપ એકાયડો ઊભો જશે [illegible]

# નવાં પુસ્તકો

**રવિશંકર મહારાજ:** લેખક – બબલભાઈ મહેતા, પ્રકાશક – કમલ પ્રકાશન મંદિર, એલિસબ્રિજ – અમદાવાદ, રૂા. ૫ા.

**અદૃશ્ય શત્રુ:** લેખક – કાલિદાસ જાદવ, પ્રકાશક – આદર્શ પુસ્તક ભંડાર, રાયખડ રોડ – અમદાવાદ, રૂા. ૩ા.



માણસ વહાલું નથી પણ તેનું કામ વહાલું છે, એ કહેવતનો જીવતો જાગતો નમૂનો ગુજરાતમાં પૂજ્ય રવિશંકર મહારાજ છે. મૂગાં સેવકનાં કાર્યો જ્યારે બોલવા માંડે છે ત્યારે પ્રજા એનાથી કેવી ડોલી ઊઠે છે, એના ઉપર વારી જાય છે અને એને પૂજવા લાગે છે તે આજે પૂ. મહારાજના જીવનમાંથી આપણે જોઈએ છીએ. એમનાં કાર્યોથી જનતાનું કેટલું ભલું થયું છે, કેટલી પ્રેરણા મળી છે, કેટલાંનો હૃદયપલટો થયો છે, એ હિસાબ કોઈ પ્રખર ગણિતિ પણ કાઢી ન શકે. પરંતુ થોડાં વર્ષોથી પૂ. મહારાજ તરફ લેખકોની કલમનો કૅમેરો ગોઠવાયો છે. દરેક લેખક પોતાની શક્તિ પ્રમાણે જુદા જુદા પોઝ લઈ ગુજરાત સમક્ષ મૂકયે જાય છે. કોઈ એ પોઝને ફોટોગ્રાફીની કલાને વફાદાર રહી વાસ્તવિક રીતે મૂકે છે. કોઈ ચિત્રકારની જેમ એ પોઝમાં કલ્પના ઉમેરી વાસ્તવ અને આદર્શનો સુમેળ કરી પ્રેરણાજનક કલા-ચિત્ર રજૂ કરે છે. 'માણસાઈના દીવા' સ્વ. મેઘાણીનું પુસ્તક સૌમાં ઉત્તમ છે. પરંતુ અત્યાર સુધી એમના જીવન અંગે કે અનુભવ અંગે લખાયેલાં પુસ્તકો સળંગ ન હતાં, તૂટક તૂટક પોઝ હતા. પરંતુ હનુમાનજી જેમ આખો મેરુ પર્વત ઉપાડી લાવ્યા હતા તેમ શ્રી બબલભાઈ મહેતા **'રવિશંકર મહારાજ'** પુસ્તકમાં પૂ. મહારાજનું સંવત ૧૯૪૦ના જન્મથી માંડી ઠેઠ આજની ઘડી સુધીનું સળંગ જીવનચરિત્ર આપણા સન્મુખ રજૂ કરે છે. લેખક પોતે પણ ગુજરાતના મૂગા સેવક છે. ભવિષ્યમાં એમનાં કાર્યો પૂ. મહારાજની જેમ બોલવા માંડશે ત્યારે એમનું જીવન પણ લેખકોને ઘણો ઘણો મસાલો આપશે. એવા મૂગા સેવક જ્યારે લખવા બેસે ત્યારે લોકોને આનંદ આપવાના પ્રયોજને એ કામ હાથમાં ન લે, લોકોને એ લેખન ઉપયોગી થશે એ જ એમના દિલમાં હોય. એટલે આ જીવનચરિત્રમાં 'માણસાઈના દીવા'ની ભભક નથી. પૂ. મહારાજના જીવન જેવી લખાણમાં સાદાઈ છે – સીધાઈ છે. ભાષાના રંગો, કલ્પનાનાં ચિત્રો અને વાર્તાકારનું કુતૂહલ નથી. જીવનચરિત્રનાં જળ નિર્મળ છે, પીનારને પ્રેરણા આપે તેવાં છે, પણ એમાં મોજાં ઊછળતાં નથી, પ્રવાહનો

ક્રોધ નથી, સરોવરની શાંતિ છે. પૂજ્ય મહારાજ ગુજરાતનું એક અણમોલ રત્ન છે. એ રત્નને અહીં લેખકે કશાની પૉલિસ કર્યા વગર મૂક્યું છે. પૉલિસની ભભકને શોધનાર વાચક કદાચ પોતાની રુચિને કારણે એની કિંમત ઓછી આંકશે તો એ ભૂલ ગણાશે. પૂ. મહારાજનું દસ્તાવેજી જીવન આમ સળંગ આપીને લેખકે ગુજરાતની મોટી સેવા કરી છે. લેખકનું આખું જીવન જ સેવામય છે ત્યાં આ સેવાને જુદી પાડી અભિનંદન આપવાં એનો કંઈ અર્થ નથી. એમને આપણાં કાયમનાં અભિનંદન હો!



ઉપરના પુસ્તકમાં વાસ્તવિકતાની નક્કર ભૂમિ છે ત્યારે 'અદૃશ્ય શત્રુ' વૈજ્ઞાનિક વાર્તાસંગ્રહમાં કલ્પના છે. પશ્ચિમમાં વિજ્ઞાનની પ્રગતિ સાથે સાથે વૈજ્ઞાનિક વાર્તાઓ શરૂ થઈ છે, અને વાચકોનું એ સારી રીતે દિલ આકર્ષી શકી છે. હિંદ વૈજ્ઞાનિક રીતે પછાત છે એટલે એ જાતનું સાહિત્ય આપણા દેશમાં ન હોય તે સ્વાભાવિક છે. શ્રી કાળિદાસ જાદવે આ પુસ્તકમાં ગુજરાતમાં વૈજ્ઞાનિક વાર્તાઓ બિલકુલ નથી તેની ખોટ પુરવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ વૈજ્ઞાનિક દૃષ્ટિએ વાર્તાને કસોટીએ ચડાવીએ તો એ પ્રયત્ન સફળ થયેલો નથી લાગતો. વિજ્ઞાનની ચાલુ શોધને કે ભવિષ્યની કલ્પી લીધેલી શોધને પૃથ્વીની નક્કર ભૂમિ ઉપર ન ગોઠવતાં લેખકે મોટા ભાગની વાર્તાઓ પૃથ્વી છોડી બીજા ગ્રહો ઉપર ગોઠવી છે. પરી કથાઓમાં જેમ આકાશ અને પાતાળની વાતો આવે છે તેમ આ વાર્તાઓમાં શુક્ર, ચંદ્ર, એમ બીજા ગ્રહો સાથે વાર્તા જોડાય છે. આજની ભૂમિકા ઉપર રહી જોડાય તો તો કંઈક વાસ્તવિકતા લાગે. પણ પેલા ગ્રહો અને આપણી પૃથ્વીને ભવિષ્યકાળમાં લેઈ જઈ વાર્તા ઊડતી હોય છે એટલે વાચકને પણ કેવળ કલ્પના—વિજ્ઞાનને નામે કલ્પના—ની હવામાં ઊડવાનું રહે છે.

વળી વિજ્ઞાનની ચોકસાઈ પણ કોઈ કોઈ સ્થળે વાર્તામાં જળવાઈ નથી. 'પૃથ્વીલોક પર ચડાઈ' એ વાર્તા લઈએ. ખારશીંગડા જેવા રંગનાથન્ એટલો અધીરો છે કે મુંબઈથી અમદાવાદ સ્ટેશને ગુજરાત મેલમાં ઉતરતાં અનંત ઘેર જઈ (અમદાવાદમાં)ને આરામ લઈને જવાની દરખાસ્ત કરે છે તે એ સ્વીકારતો નથી અને બંને સ્ટેશનેથી સીધા મોટર લઈને ઉપડી જાય છે. ઈ. સ. ૧૯૭૦માં આટલી ઉતાવળ હોય તો રંગનાથન્ રેલ્વેમાં આવે કે એરોપ્લેનમાં? પૃથ્વીલોક ઉપર અન્ય ગ્રહમાંથી રોકેટ

ઉતરીને ખારાઘોડામાં પડ્યું છે. લશ્કરે એને ઘેરી લીધું છે. એ રોકેટના ભેદ અંગે શોધ કરવા વધુ રોકાવું પડશે માની અનંત અમદાવાદ રોકાય છે. અને ખાનગી પ્રયોગ માટેનાં સાધનો મુંબઈથી અમદાવાદ મંગાવી નાના ભાઈના મકાનમાં પ્રયોગો કરવા માંડે છે. એરોપ્લેનના જમાનામાં મુંબઈ–અમદાવાદનું અંતર ક્યાં રહે છે? અને પ્રયોગશાળા એ શું રમકડાં જેવી છે કે ઝટપટ ફેરવી શકાય છે? વર્ણાએ વિમાન વાપરતો તો બતાવ્યો જ છે! છેલ્લી વાર્તા 'ચંદ્રલોકમાં વસનારી સખીને પત્રો' આજે તો સાવ અવૈજ્ઞાનિક જ કહેવાય. ચંદ્ર ઉપર જ્યાં જીવન નથી એમ વિજ્ઞાને સાબિત કર્યું છે ત્યાં સખી વસે અને એને ઈ. સ. ૨૦૪૭માં પૃથ્વીનો 'આદંગ' પત્રો લખે!

આટલું લંબાણથી આ વાર્તાઓના વિરોધમાં કહ્યા છતાં, ગુજરાતમાં વૈજ્ઞાનિક ભૂમિકા બિલકુલ નથી ત્યારે એની કલ્પના કરી મૌલિક વાર્તાઓ લખવાનો પ્રયોગ કરનાર લેખક જરૂર ભવિષ્યમાં સફળ વાર્તાઓ આપશે તેવી આશા આપી જાય છે. અને પ્રસ્તાવનામાં શ્રી અશોક હર્ષે આ વાર્તા અંગે જે કહ્યું છે—વાચક આ વાર્તાસંગ્રહ દ્વારા પ્રમાણબદ્ધ જગતમાંથી છટકવાનો એટલા સમય પૂરતો આનંદ લૂંટવાની તક રખે જતી કરે—તેમ અમે પણ વાચકોને કહીએ છીએ કે આ વાર્તાઓ ભલે વૈજ્ઞાનિક રીતે જોતાં ક્ષતિવાળી લાગે, પણ એનું વાચન જગતમાંથી તમને એટલો વખત દૂર તો રાખશે જ! આનંદ પણ આપશે.

## સાભાર સ્વીકાર

**સત્યાગ્રહની મીમાંસા :** લેખક–મગનભાઈ પ્રભુદાસ દેસાઈ, પ્રકાશક–નવજીવન કાર્યાલય, અમદાવાદ, રૂ. ત્રણ, બીજી આવૃત્તિ. **હિંદી રાષ્ટ્રીય મહાસભાનું બંધારણ :** પ્રકાશક–ઉપર પ્રમાણે, રૂ. ૦. ઘરોલાની વિવિધ કાર્યકારી સહકારી મંડળી લિ.નો ૧૯૪૭–૪૮નો અહેવાલ. **શીલસંદેશ :** તંત્રી–ભાનુપ્રસાદ મોતીભાઈ ભગત, વાર્ષિક લવાજમ રૂ. ૪, ટીંબી, પો. પ્રતાપનગર, વા. અંકલેશ્વર.

**વિના–ઓછા–લવાજમ ફંડમાં મદદ**

રાસના અને મોમ્બાસા રહેતા શ્રી. પૂનભાઈ એસ. પટેલે આ ફંડમાં નોકરી ઉપર હોય ત્યાં સુધી વાર્ષિક શિ. ૩૦ આપવા જણાવેલ, તે અનુસાર સં. ૨૦૦૫ના વર્ષના રૂ. ૨૧ આપ્યા છે, અને મુહોરોનીથી શ્રી અંબાલાલ એન. પટેલ. શિ. ૮, જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

# પ્ર*સં*ગ*ક*થા

**વસોમાં પ્રીતિભોજન**

ગયે મહિને આણંદમાં થયેલ પ્રીતિભોજનના સમાચાર અપાઇ ગયા છે. વસોમાં તા. ૧૩મીએ થયેલ પ્રીતિભોજનનું મહત્ત્વ વિશેષ છે. આજે પ્રીતિભોજન બે જાતનાં થાય છે. એક, કોઈ સંસ્થાને આશ્રયે અને બીજું, વ્યક્તિને પોતાને ઘેર. અસ્પૃશ્યતાનિવારણમાં બંને ફાળો આપે છે, છતાં વ્યક્તિ પોતાને ઘેર એવું ભોજન ગોઠવે એ નાનુ હોય છતાં એ સમાજ માટે વધુ અસરકારક છે. શ્રી જશભાઇએ શ્રી જયાબહેન સાથે રૂઢિ તોડી જે લગ્ન કર્યું તેને સમાજે વધાવી લીધુ છે. અને તેથી એમના સ્નેહીઓ–સંબંધીઓ પોતાને ઘેર જમવા નોતરે છે. શ્રી જશભાઈ પોતાનું મિશન લેઇને બેઠા છે–હરિજન સેવા. એટલે એ આવા પ્રસંગે હરિજન કન્યાછાત્રાલયની બહેનો સાથે લેઇ જવી શકય હોય ત્યાં પ્રીતિભોજન સ્વીકારે છે. વસોના શ્રી. વ્રજભાઇ અમીને પોતાને ઘેર એ રીતે પ્રીતિભોજન ગોઠવવાની એમની ઇચ્છા સ્વીકારી હતી. અને તે પ્રમાણે તા. ૧૩ મીના રોજ પૂજ્ય રવિશંકર મહારાજની હાજરીમાં ઘરના કુટુંબીજનો, બહારથી આમંત્રેલ મહેમાનો, અને મિત્રો સાથે એક નાનું પ્રીતિભોજન સંમેલન થયું હતું.

**હાઈસ્કૂલના ચોગાનમાં સભા**

આ તારીખ એવી રીતે પસંદ કરવામાં આવી હતી કે તેમાં ત્રિવિધ કાર્યક્રમ થાય, પ્રીતિભોજન, સામાજિક સુધારો આચરનારને અભિનંદન અને વસોમાં હિંદુ–મુસલમાન વચ્ચે થયેલ સુખદ સમાધાન અંગે સમામિલન. તે કારણે પૂજ્ય દરબાર સાહેબ પણ આવવાના હતા. આવાં કાર્યોમાં પૂજ્ય રવિશંકર મહારાજની હાજરી સૌ ઇચ્છે એટલે એમને પણ વિનંતિ કરવામાં આવી હતી. પરંતુ કારણવશાત્ પૂ. દરબાર સાહેબ આવી ન શક્યા એટલે હિંદુ–મુસલમાનના સુખદ સમાધાન અંગે જે સભા–જાહેરાત કરવા ધારેલ તે મુલતવી રહી હતી. પરંતુ સાંજે ચાર વાગે પૂજ્ય મહારાજના પ્રમુખપણા નીચે હાઈસ્કૂલના ચોગાનમાં વિદ્યાર્થીઓ, શિક્ષકો અને વસોનાં નાગરિક ભાઈબહેનોની એક સભા થઇ હતી. શરૂઆતમાં હરિજન છાત્રાલયની બહેનોએ ભજન ગાયું હતું. હાઇસ્કૂલના આચાર્ય શ્રી રામભાઇ પટેલે પૂ. મહારાજનો ટૂંકમાં પરિચય કરાવ્યો હતો. શ્રી આપાજી બાવાજી અમીને શ્રી જશભાઇનો લાંબો પરિચય આપી તેમણે કરેલ સુધારક લગ્ન અંગે ધન્યવાદ આપ્યો હતો. શ્રી જયાબહેન પણ સભામાં હાજર હતાં

અને તેમનો ખ્યાલ પણ આપ્યો હતો. છેવટ પૂ. મહારાજે આજના દેશના વાતાવરણનો ખ્યાલ આપી સ્વતંત્ર હિંદનો નાગરિક તરીકે સૌને પોતપોતાની ફરજ બજાવવાનો બોધ આપ્યો હતો. અને વસોના થયેલ સુખદ કોમી સમાધાન અંગે આનંદ વ્યક્ત કરી, ભૂતકાળ ભૂલી જઈ સૌને સંપીને રહેવા વિનંતિ કરી હતી.

## નાની સભાનું મોટું દૃશ્ય

સભામાંની સંખ્યાની દૃષ્ટિએ જોઈએ તો લાખોની મેદની જમા થતા આજના જમાનામાં ૨૦૦–૫૦૦ માણસોની સભા નાની જ લાગે. પરંતુ સંખ્યાને નહિ, પણ થયેલા ફેરફારને ધ્યાનમાં લેતાં એ જરૂર મોટું દૃશ્ય હતું. વસો એટલે પાટીદારોના કહેવાતા કુળવાનોનો એક ગઢ. પૂજ્ય મોતીભાઈ સાહેબ દીર્ઘાયુષી હોત તો હજુ આપણી વચ્ચે હોત. એમના સહાધ્યાયીઓ આજે પણ વસોમાં છે જ. સ્વ. મોતીભાઈ સાહેબે સ્ટેશને જતીઆવતી વખતે બહેનો દઝાતી હતી માટે જોડાની પરબ કાઢેલી એ ચિત્ર સાથે આજની સભામાં બેઠેલ બહેનોનું દૃશ્ય જોતાં, સૌને ગજબનાક ફેરફાર દેખાયા વગર નહિ રહે. તે દિવસે મલાજાને લીધે સ્ત્રી ઉઘાડે મોંએ ફરી ન શકે એટલું તો નહિ, પણ પગમાં સપાટ પણ ન પહેરી શકે! જ્યારે આજે સભામાં આવેલ સર્વ બહેનોને હું ઓળખતો નથી, પણ જેમને ઓળખતો હતો તેમનો જ વિચાર કરું છું તો એ નાની સભાનું મોટું દૃશ્ય મારા હૈયામાં આનંદ પ્રેરે છે—આશા જન્માવે છે કે નિરાશા અનુભવવાનું કોઈ કારણ નથી, બહેનો કૂચ કરી રહી છે.

## ચાર બહેનોનાં ચતુર્વિધ ચિત્રો

એ નાની સભામાં બહેનોના પક્ષ ભણી નજર નાખનાર સૌનું ધ્યાન એક બહેન તરફ પહેલી ક્ષણે ગયા વગર ન રહે. સાથે બોબ્ડ વાળ છે, હાથે બંગડીઓ નથી, સાડી ગુજરાતી રીતે પહેરેલી નથી પણ પર પ્રાંતીય રીતે પહેરેલી છે. એ વેશ જોતાં એમને પાટીદાર બહેન તો શું, પણ ગુજરાતી પણ કોઈ ન ધારે. પર પ્રાંતમાં જ ખપી જાય તેવાં એ બહેન વસોનાં જ દીકરી છે. શ્રી. આપાજી બાવાજી અમીનનાં પુત્રી બહેન કાન્તાબહેન, જેમણે પર પ્રાંતીય રજપૂત યુવક સાથે લગ્ન કરેલ છે અને પતિપત્ની મુંબઈમાં ડૉક્ટરનું કામ કરે છે. જોડાની પરબના જમાનામાં જો આવું લગ્ન કોઈ બહેને કર્યું હોત તો એ વસોમાં પગ જ ન મૂકી શકત. પછી આવી જાહેર સભામાં આવવાની વાત જ ક્યાંથી હોય! બીજાં હતાં, એમનાં નાનાં

બહેન કુ. વીણાબહેન. એમ. એ. થયેલ એ પચ્ચીસ વર્ષનાં બહેન હજુ કુંવારાં છે અને વસોની હાઇસ્કૂલમાં શિક્ષિકા તરીકે હાલ કામ કરે છે. ત્રીજાં બહેન ભાદરણનાં દીકરી છે અને વસો પરણેલાં છે. શ્રી. વ્રજભાઈ અમીનનાં પુત્રવધૂ થાય છે, એમનું નામ શ્રી મૃદુલાબહેન. બી. એ. થયેલાં છે અને જાહેર સેવા કરવાનો સમય પણ છે એટલે વેતન લીધા વગર એ પણ વસોની હાઇસ્કૂલમાં શિક્ષિકા તરીકે કામ કરે છે.

## ચોથાં બહેન શ્રી કુસુમબહેન

અને ચોથાં બહેન શ્રી કુસુમબહેન, ત્રણે કરતા ઉંમરમાં નાનાં છે. ત્યાંની હાઇસ્કૂલમાં મેટ્રિકનો અભ્યાસ કરે છે. ધર્મજનાં દીકરી છે, કરમસદ પરણાવેલાં છે અને પિતા વસોમાં શિક્ષક હોઈ ત્યાં એ ભણે છે. એમના ભણવા પાછળ બહેનોની જાગ્રતિની પ્રબળ નિશાની છે. ૧૬ વર્ષની ઉંમરે '૪૪ની સાલમાં એમનું લગ્ન થયેલ. લગ્ન પછી દસ માસમાં એમણે જોઇ લીધુ કે ઘરમાં વડીલ તરીકે સસરા નથી એટલે પતિને માથે નાના ભાઈબહેનોની અને માતાની જવાબદારી છે. ઘરની આર્થિક સ્થિતિ એવી છે કે કમાનાર ન હોય તો દુઃખદાયક હાલ થાય. યુવક પતિ નાની નોકરીમાં આ અમલ્ય મોંઘવારીમાં ઘરની જવાબદારી અદા કરી શકે તેવી શક્તિમાં નથી. આ સ્થિતિમા એક નિઃસહાય પ્રાણીનો સાસરે જઈ પોતે વધારો કરવો, તે કરતાં આગળ ભણીને આર્થિક ક્ષેત્રે ઉપયોગી થઇ શકાય માટે અભ્યાસ કેમ ફરીથી શરૂ ન કરવો? અને એ કારણે એ બહેને, અંગ્રેજી ચોથાથી નિશાળ છોડી દીધેલી હતી છતાં લગ્ન પછી દસમે મહિને અભ્યાસ શરૂ કર્યો. આ વર્ષે એ મેટ્રિકમાં છે! લમણે હાથ દેઇને, લખ્યાલેખ, કે પિતાનો દોષ ન ગણતાં એ બહેને જે પગલું ભર્યું છે એ બીજી બહેનો માટે ઓછું પ્રેરણાજનક નથી. આ ચાર બહેનોનાં ચિત્ર એક બાજુ અને બીજી બાજુ જોડાની પરબનું ચિત્ર જ્યારે મારી દૃષ્ટિ સમક્ષ લટકતું હું જોઉં છું, ત્યારે એ બે વચ્ચે પડેલું લાંબું અંતર મને હર્ષ ઉપજાવે છે. સૌને હર્ષ ઉપજાવશે.

## એ સૌ કરતાં મોટું ચિત્ર સભા પોતે છે

સભામાં મુખ્ય મહેમાન છે શ્રી જશભાઈ અને શ્રી જયાબહેન. જે કુળવાન ગઢની વિધવા પુનર્લગ્ન કરી શકતી નહિ, આજે પણ એ કરે છે એ સ્થિતિ તો નથી, છતાં એ ગઢ આવી એક સભામાં પુનર્લગ્ન કરનાર વિધવાબહેનનું બહુમાન કરે, એ સૌથી મોટું ચિત્ર છે. વ્યક્તિગત માણસો

એ પગલાને આવકારે એ કરતાં એક સભા આ રીતે એ પગલાને આવકારે એ ઘણી રીતે આશાજનક પ્રસંગ છે. માણસો અમુક રિવાજ ખરાબ હોવા છતાં પકડી રહે છે તેનું કારણ પ્રતિષ્ઠા છે. એટલે એવા ખરાબ રિવાજની જો પ્રતિષ્ઠા તૂટે તો સમાજ વહેલોમોડો એ પગલે ચાલે જ. એ દૃષ્ટિએ વિધવાના પુનર્લગ્નની આમ કહેવાતા કુળવાન ગોળોમાં આવી પ્રતિષ્ઠા થાય, અને થતી રહે તો જરૂર આ રિવાજ નાબૂદ થાય. અને એ દૃષ્ટિએ સભા પોતે પણ સૌ કરતાં મોટું ચિત્ર બની રહે છે. આમ આ પગલાની પ્રતિષ્ઠા કરનાર વસોના નાગરિકો જરૂર અભિનંદનના અધિકારી છે. પ્રીતિભોજન ગોઠવી એક પંથ ને દો કાજ જેવો દ્વિવિધ કાર્યક્રમ યોજનાર શ્રી વ્રજભાઇ અમીનને પણ અભિનંદન.

**વસોમાં પ્રીતિભોજન અને ત્રણ ગાઉ દૂર હરિજનોને પાણીનાં વલખાં!**

તા. ૧૩ અને તા. ૧૪મીના વસોના સુખદ અનુભવો લેઈ તા. ૧૫મીએ સવારની ગાડીએ મહાનજ સ્ટેશને ઉતરી, હું મારા ગામે, પેટલી, જાઉં છું ત્યાં એ ભાગોળે નવું ચિત્ર શરૂ થાય છે. હરિજનોના કૂવામાં પાણી નથી. એ સ્થિતિમાં કૂવેથી એક યુવક ભાઇને પાણી ભરીને આવતો જોઈ મેં પૂછ્યું—કૂવામાં પાણી થયું કે શું? એણે ઘડામાંનું પાણી બતાવતાં કહ્યું—ડહોળો પાણી સવારમાં વળી ઘડો ઘડો મળે તેટલું ચોમાસાને લીધે ઝરે છે! તળાવનું ડહોળાયેલું પાણી હોય તેવું ઘડામાં પાણી હતું. રોજ રોજ આ હરિજનો ક્યાં પાણીની ભીખ માગે?

**મુશ્કેલી છે આવા પ્રશ્નોમાં**

ઉનાળામાંજ આ પ્રશ્ન અંગે ચર્ચા થઈ હતી. આખું ગામ સર્વસંમત થઈ ગામના કૂવેથી પાણી ભરવા દે, એ આશા આજે કોઇ ગામ પાસે રાખવી વધુ પડતી જ ગણાય. એવું પગલું આજુબાજુ ભરાયેલું નથી એટલે પેટલીની પ્રજા એ ન સ્વીકારે તો એમાં નવું પણ નથી. પરંતુ ભાગોળે જે ખાનગી કૂવે પંપ છે, એ પંપવાળા શ્રી બચુભાઇ રામભાઇ પટેલ, સોજીત્રાના વતની હોઇ તેમને પેટલીના લોકો જેવી અસ્પૃશ્યતાની સૂગ નથી એટલે એમનો પંપ ચાલતો હોય ત્યારે એ પાણી ભરવા દે છે. પણ પંપ ન ચાલતો હોય ત્યારે શું? પંપે પાણી ભરવામાં વાંધો નથી આવતો ત્યારે એ કૂવે પાણી ભરે તો શો વાંધો? નવી પેઢીના યુવકોમાં; ગામડામાં પણ અસ્પૃશ્યતાની સૂગ નથી એટલે એના પ્રતિનિધિ જેવા ભાઈ ભાઇલાલભાઇ ડાહ્યાભાઈ પટેલે કહ્યું—હું તો એ લોકોનો કહું છું પણ એ બીએ છે. મેં એમને કહ્યું છે કે હું

તમારી પડખે છું પછી આપણે વિશેષ શું કરીએ? હરિજન ભાઈઓનું કહેવું હતું કે, એ તો કહે છે, એ પોતે અમારી સાથે સ્પર્શાસ્પર્શનો ભેદ પણ નથી રાખતા. પણ કૂવામાં ઘણા ભાગીદાર છે એટલે અમને બીક રહે છે. ગામડામાં વસનાર હરિજન ભાઈઓની આ બીક પણ સમજાય તેવી છે.

### અંદર અંદર અસ્પૃશ્યતા!

મેં કહ્યું—ભંગી લોકોના કૂવામાં પાણી છે તો ત્યાં ભરવામાં શો વાંધો? એ સાંભળતાં જ એ ભાઈઓ ભડક્યા! ભંગીને ત્યાં એ પાણી ભરી ન શકે! અંદર અંદર વળી અસ્પૃશ્યતાની સૂગ! ભંગી પ્રત્યે જ નહિ, પણ એમને 'હરિજન' શબ્દ પ્રત્યે પણ સૂગ છે! હરિજન એટલે ભંગી એટલો જ, ઢેડ નહિ! ઢેડ તો વણકર—હરિજન નહિ! ઉચ્ચ વર્ણના હિંદુઓ હરિજનને આ મુદ્દો પકડી એમના દલીલથી અસ્પૃશ્યતાને ટકાવવા માગે છે—એમને ભંગીને નથી અડવું, પછી આપણને એ શાના અડે? વકીલની દૃષ્ટિએ એ બરાબર છે—માનવતાની દૃષ્ટિએ એ દલીલ નીચ ગણાય જો કહેવાતા ઊંચ હિંદુ વર્ગમાંથી પણ અસ્પૃશ્યતાની સૂગ ન ગઈ હોય તો, અભણ અને પછાત એ વર્ગમાં એવી સૂગ હોય તે સ્વાભાવિક છે. મોટે ભાગે દરેક મનુષ્ય પોતાનો સ્વાર્થ સમજે છે—સાધવા પ્રયત્ન કરે છે આજે હરિજનો હિંદુઓને અસ્પૃશ્યતા નાબૂદ કરવાની જે માગણી કરે છે તે મોટે ભાગે સ્વાર્થપ્રેરિત છે—સમજપ્રેરિત નથી. સમજપ્રેરિત હોય તો એ ભંગીને અસ્પૃશ્ય ન ગણે. પરંતુ કોઈ રૂઢિ અન્યાયકર્તા હોય તો સમજુ વર્ગે દૂર કરવી જોઈએ. અને એ રીતે હરિજનો ભંગીને ન્યાય ન કરે તો પણ એમની આગળ એ દલીલ ન કરવી જોઈએ. વળી સવર્ણ લોકો ભંગીની સાથે સ્પર્શાસ્પર્શનો ભેદ કાઢી નાખશે એટલે એ લોકો પ્રત્યેની વણકરની સૂગ આપોઆપ નીકળી જશે. પરંતુ જ્યાં આમ બધા પક્ષો રૂઢિને વળગી રહે એવા હોય અને સામે પક્ષે હરિજનો થોડાના સહકાર છતાં બીક સેવતા હોય ત્યાં આવા પ્રશ્નો વિકટ બને છે. કોઈ રસ્તો નીકળતો નથી—લાંબે ગાળે રસ્તો થાય છે અને ત્યાં સુધી અમુક વર્ગ દુઃખ ભોગવે છે.

### પ્રજાપતિની ચોરાની વેઠ

બીજે દિવસે, તા. ૧૫મીએ હું આણંદ જવા ત્રણની ગાડીએ મલાતજ સ્ટેશને આવું છું ત્યાં માણ ગામનો એક યુવક પ્રજાપતિ મળે છે. કહે છે—અમારે મોટી મુશ્કેલી આવવાની છે. શનિ—રવિવારે (તા. ૧૭–૧૮) ડભોઉમાં અમારી નાતનું સંમેલન થવાનું છે. અત્યાર સુધી બીજા પ્રજાપતિઓની સભા

થતી હતી પણ અમારી વળિયાની સભા થઇ ન હતી. બીજે વેઠ બંધ કરવાના ઠરાવ થયા છે, હવે આ સભામાં અમારી નાત પણ ચોગની વેઠ બંધ કરવાનો ઠરાવ કરવાની છે. જો વેઠ કરીએ છીએ તો નાત નાતબહાર મૂકે છે, અને નથી કરતા તો ગામલોકોનું દુઃખ ઊભું થાય છે! તમે સુધારો કરવાનું લોકોને કહો છો તો અમને મદદ ન કરો?

**વેઠનો સવાલ સરકારનો છે**

વેઠનો પ્રશ્ન સરકારનો છે. ગામલોકોને એમાં ખરી રીતે લાગતુંવળગતું નથી. ચોરામાં સરકારી અમલદારોને પાણી જોઇએ છે અને વેઠ તરીકે એ પ્રજાપતિ પાસે ભરાવે છે. વકીલી દલીલ કરનાર એને વેઠ કહેવાની ના પાડે છે. સરકાર એ પેટે પગાર આપે છે, મફત કરાવે તો એને વેઠ કહેવાય તેમ દલીલ કરે છે. પણ એ દલીલ ખોટી છે. સરકાર પોતે નક્કી કરે તેટલું મહેનતાણું આપે છે અને જેને કામ ન કરવું હોય તેને પણ તે કરવા ફરજ પાડે છે. આમ કોઇને કામ કરવાની ફરજ પાડવી-પગાર આપીને પણ-એને વેઠ કહેવાય. અને એ રીતે એ વેઠ સામે લડવાનો પ્રજાપતિને અધિકાર છે. સરકાર સાચી રીતે મહેનતની પૂરતી કિંમત આપવા માગતી હશે તો પ્રજાપતિ પાણી નહિ ભરે તો બીજા ભરનાર મળી રહેશે. દરેક ગામમાં લોકોનું ખાનગી પાણી બોઇ, રબારી ભરતા હોય છે. ચોરાના એ કામ પૂરતા પૈસા મળતા હશે તો શા માટે એ નહિ ભરે? અને નહિ ભરે તો પણ એ સરકારે જોવાનું છે, એમાં ગામલોકને પડવાનું કંઈ કારણ નથી. ચોરાના મુખીએ સરકારી અમલદારોને કહી દેવું જોઇએ કે પ્રજાપતિ પાણી ભરવા ના પાડે છે. એ અંગે નવી ગોઠવણ કરો. આમ જો સીધી રીતે સવાલ હાથમાં ધરાય તો એ ઉકલી જાય તેવો છે. આજે દેશ સ્વતંત્ર છે, વડોદરા રાજ્ય પણ હવે તો સ્વતંત્ર થયું છે, કોઇ પ્રજાકીય સરકાર શી રીતે હુકમ કરવાની હતી કે ફરજિયાત પ્રજાપતિ પાસે વેઠ કરાવો?

**પણ ગુંદેલમાં પાટીદારો હજુ પાટીદારશાહીનાં સ્વપ્ન સેવે છે!**

જો આમ પ્રજાપતિ અને સરકાર બંને લડી લે તો કશી મુશ્કેલી નથી. પ્રજાકીય સરકાર લડે તો એની લાજ જાય, એટલે વગર લડયે પ્રજાપતિનો પ્રશ્ન ઉકલી જાય. પણ કોઈકોઈ ગામના લોકો વિના કારણ પ્રજાપતિને આ પ્રશ્નમાં હેરાન કરે છે. વાડેથી ઝરડાં (કાંટા) લેવા દેતા નથી, ખાવળીમાંથી લેવા દેતા નથી, ખાણમાંથી માટી ખોદવા દેતા નથી, ઘર સામે ધંધાને કારણે ખુલ્લી જમીન વાપરવા દેવામાં હેરાન કરે છે, ઘર ઉપર ઢેખાળા નાખે છે.

દેખીતી રીતે આમ પ્રજાને કરવાનું કોઈ કારણ નથી. સરકારી જમીન કે ગીજ વાપરતાં ખાળવું હોય તો સરકાર ખાળે, એવો હુકમ અમલદાર કરે અને મુખીતલાટી અમલબજાવણી કરે એ સમજાય. પણ વેઠ બંધ થતાં પાટીદારો વાંધો લે છે, વિરોધ કરે છે. તાજો દાખલો બાદરણ તાલુકાના રૂદેલ ગામનો છે. જો કે આવા પ્રસંગો ઘણી જગાએ બને છે, પણ એ પાછળનું માનસ જાણવા મળે છે રૂદેલના પાટીદારોના જવાબમાંથી. આગેવાનો કહે છે, એ પાણી ન ભરે તો અમે દરરોજ ચોરામાં દાતણ કરીએ છીએ તે મોં ક્યાં ધોવા જઈએ? શું અમે ઘેર મોં ધોવા જઈશું? ઘેર દાતણ કરીએ? ગામ પરગામથી મહેમાન આવ્યા હોય ત્યારે અમારી એમાં શી આબરૂ!

### પાટીદારોની મુત્સદ્દી દલીલ

આખાબોલા પાટીદારો ઉપરની દલીલ કરે છે ત્યારે મુત્સદ્દી પાટીદારો બીજી દલીલ કરે છે. પાણી માટે પ્રજાપતિએ આવી હઠ કરવી તે ખોટું છે. ચોરો એ તો સાર્વજનિક છે–પ્રજાનો છે. એનું પાણી રસ્તે જનારઆવનાર પણ પીએ છે. એ પરબ કહેવાય. લોકો પૈસા ખર્ચી પરબ મંડાવે છે, તો પ્રજાપતિને જાતમહેનત છે, વેઠ શું કરવા માને, પરબ માંડી છે એમ સમજીને ના દેઈ! આ મુત્સદ્દીઓને એટલું જ કહેવાનું કે ચોરાની પરબ ચાલુ રાખવી હોય તો ગામમાંથી પૈસા ભેગા કરી તે દ્વારા પરબ ચાલુ રાખો. પ્રજાપતિને એ ફંડમાં આપવું હશે તો આપશે. કોઈની પાસે પરાણે પરબ ન મંડાવાય. આવી દલીલ કરનારાઓ જાતે વિચારે કે એમણે આવી કેટલી પરબો મંડાવી છે! એટલે આ પ્રશ્નમાં ગામને કંઈ લાગતુંવળગતું નથી, પ્રજાપતિ ગામનો માણસ છે, એની ગુલામી છૂટતી હોય તો એમાં મદદ કરવાની ગામલોકોની ફરજ છે. એ ફરજ ન બજાવે તે તટસ્થ રહે, પણ પ્રજાપતિને કનડીને અધર્મ ન આચરે એટલું અહીં કહેવાનું છે.

### પૈસા પૂછનાર ભાઈને જવાબ

આ તો મેં મારા વિચાર એ પ્રશ્ન અંગે દર્શાવ્યા. એ અંગે વસોમાં પૂજ્ય મહારાજ સાથે મારે વાતચીત થઈ હતી. એમને તો કોઈ સેવા માગવા જાય ત્યારે આપવી એવો નિયમ નથી, પણ સેવાની જરૂર લાગતાં સામા જાય તેવો ધર્મ છે. એમના નિવાસસ્થાન બોચાસણથી બેત્રણ ફર્લાંગ દૂર જ રૂદેલ છે એટલે વેઠ અંગે કામ ઉપાડતા પહેલાં સરકારની નીતિ–પ્રજાકીય સરકારની નીતિ–એ જાણી લેવા માગે છે અને તેથી વસોથી બીજે દિવસે,